પં૦ જવાહરલાલ નેહરુ લિખિત

# જગતના ઇતિહાસનું રેખાદર્શન

જેલમાંથી પોતાની પુત્રીને લખેલા વધુ પત્રો જેમાં તરુણોને
માટે ઇતિહાસનું રસળતું બયાન આવે છે.

ખંડ પહેલો


અનુવાદક
મણિભાઈ ભ૦ દેસાઈ






નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

પંડિત જવાહરલાલજીનો જગતના ઇતિહાસનો ગ્રંથ લગભગ ૧૦ વર્ષ ઉપર અંગ્રેજીમાં બહાર પડ્યો હતો. ૧૯૩૯માં તેની નવી આવૃત્તિ ઇંગ્લંડમાં પ્રગટ થઈ હતી. તે ઉપરથી તેનો ગુજરાતી અનુવાદ તૈયાર કરવાનું કામ ઈ. સ. ૧૯૪૦–૧થી નવજીવને હાથ ઉપર લીધું હતું, અને તેનું છાપકામ પણ ૧૯૪૨માં ચાલુ કર્યું હતું; પરંતુ ત્યાં વચ્ચે સરકારે છાપખાનું જ લઈ લીધું એટલે તે કામ લાચારીથી અધૂરું રહ્યું. સન ૧૯૪૪માં છાપખાનું પાછું મળતાં, એ તરત ચાલુ કરવામાં આવ્યું અને તે દળદાર ગ્રંથનો પહેલો ખંડ અત્યાર સુધીમાં તૈયાર થઈ શક્યો, તે આ પ્રસિદ્ધ કરવામાં આવે છે. આ અગાઉ પંડિતજીના 'ઇંદુને પત્રો' પ્રસિદ્ધ કર્યા ત્યારે તેમાં જણાવ્યા પ્રમાણે, આ કામ કાંઈક વેળાસર થઈ શક્યું તેથી આનંદ થાય છે. આ પુસ્તકના વાંચનારને ભલામણ છે કે, જગતના ઇતિહાસ પર પત્રરૂપે લખાયેલાં આ પ્રકરણોની પ્રસ્તાવના રૂપે 'ઇંદુને પત્રો' પુસ્તક જો ન વાંચ્યું હોય તો તે અવશ્ય વાંચે.

આ પહેલા ખંડમાં જગતનો ઇતિહાસ નેપોલિયનના અવસાન સુધી આવે છે. તેટલામાં એ ગ્રંથનો લગભગ અડધો ભાગ પૂરો થાય છે. બાકીનો ભાગ બીજા ખંડરૂપે હવે પછી પ્રગટ કરવામાં આવશે. અને આશા એવી છે કે, તે રસિક ભાગને માટે વાચકોને થોડાક મહિના કરતાં વધારે રાહ જોવી નહિ પડે. બધાં સ્થાનોનો ભેગો નિર્દેશ કરી શકાય એ દૃષ્ટિએ સૂચી બીજા ખંડને અંતે આપવા ધારી છે.

જાન્યુઆરી, ૧૯૪૫

# આમુખ

'જગતના ઇતિહાસનું રેખાદર્શન' ઑકટોબર ૧૯૩૦થી ઑગસ્ટ ૧૯૩૩ વચ્ચેનાં ત્રણ વરસ દરમ્યાન હિંદની જુદી જુદી તુરંગોમાં લખાયું હતું. હિંદના સ્વાતંત્ર્ય માટેની લડતમાં તેમણે લીધેલા ભાગ માટે તથા પોતાના દેશ ઉપરના બ્રિટિશ આધિપત્ય સામેના તેમના વિરોધને કારણે તેમને કરવામાં આવેલી સજા એના લેખક એ કાળ દરમ્યાન ભોગવી રહ્યા હતા.

પંડિત જવાહરલાલ નેહરુએ તેમના ઉપર પરાણે ઠોકી બેસાડવામાં આવેલા આરામનો અથવા તેમના શબ્દોમાં કહીએ તો "નવરાશ અને તટસ્થ વૃત્તિ"નો જગતના ઇતિહાસ વિષે લખવામાં ઉપયોગ કર્યો. તેમણે એ પોતાની તરુણ દીકરીને પત્રોના રૂપમાં લખ્યો હતો. કારાવાસને લીધે તેમની વારંવાર ગેરહાજરીને કારણે પોતાની પુત્રીના શિક્ષણ ઉપર દેખરેખ રાખવાની તેમને નહિ જેવી જ તક મળી હતી.

૧૯૩૪ના ફેબ્રુઆરીની ૧૨મી તારીખે તેમની ફરીથી ધરપકડ કરવામાં આવી અને 'રાજદ્રોહ'ના ગુનાને માટે તેમને બે વરસની સજા કરવામાં આવી તે પહેલાં પંડિત નેહરુને ટૂંક સમયનો આરામ મળ્યો હતો તે વખતે એ પત્રો એકત્ર કરવામાં આવ્યા હતા. જેઓ હાલ આગ્રા તથા અયોધ્યાના યુક્ત પ્રાંતોના સ્થાનિક સ્વરાજ તથા જાહેર સુખાકારી ખાતાનાં પ્રધાન છે તે તેમનાં બહેન ના. વિજયાલક્ષ્મી પંડિતે ૧૯૩૪ની સાલમાં એને 'જગતના ઇતિહાસનું રેખાદર્શન, એ નામથી પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાની વ્યવસ્થા કરી હતી.

પ્રસ્તુત પુસ્તકનું એ ઉચિત નામ છે. પુસ્તક શું છે એ વિષે એ સારો ખ્યાલ આપે છે. એ પુસ્તકની હિંદ માટેની આવૃત્તિ ખલાસ થઈ ગઈ છે અને કેટલાક સમયથી એ પુસ્તક મળતું નથી. આમ છતાંયે હિંદ બહાર એ ઝાઝું ગયું નથી.

૧૯૩૬ની સાલમાં જેલમાંથી તેમનો છુટકારો થયો ત્યાર પછી પંડિત નેહરુએ જાહેર જીવનની પોતાથી પ્રવૃત્તિઓ ફરીથી શરૂ કરી. એ પછીનો સમય તેમને માટે પ્રવૃત્તિઓ અને જવાબદારીઓથી ભરેલો

રહ્યો છે અને દુર્ભાગ્યે એ દરમ્યાન તેમના ઉપર પ્રિયજનના વિયોગનું દુઃખ પણ આવી પડ્યું છે. હિંદમાં ઘટનાઓનો વિકાસ ત્વરા અને તીવ્રતાથી થયો છે, યુરોપ તથા દુનિયાએ મહા ઉત્પાતો અને પ્રચંડ ફેરફારો નિહાળ્યા છે. પ્રસ્તુત પુસ્તકના લેખક સંસ્કૃતિના ભાવિ માટેની રહસ્યથી ભરેલી મહાન ઘટનાઓના પ્રેક્ષક તેમ જ એમાં ભાગ ભજવનાર બંને છે; કેમ કે, પંડિત નેહરુ એ જેમનામાં તીવ્ર પ્રવૃત્તિ તથા દર્શન અને તાટસ્થ્યનો સંયોગ થયો હોય એવી વિરલ વ્યક્તિઓમાંના એક છે. યુરોપના તેમના પ્રવાસો દરમ્યાન પશ્ચિમની દુનિયાના સાંપ્રતકાળના બનાવોને તેમણે સગી આંખે નિહાળ્યા છે. સ્પેન તથા ચીનમાં ચાલી રહેલી લડતો સાથે એમને નિકટનો સંપર્ક છે.

પ્રસ્તુત ગ્રંથ ઘણી રીતે નવું જ પુસ્તક છે. લેખક પોતે એને ફરીથી તપાસી ગયા છે, એના કેટલાક ભાગો તેમણે ફરીથી લખ્યા છે અને એ રીતે ૧૯૩૮ની સાલના અંત સુધીના બનાવોનો એમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જો કે, આ બધું જેલની બહાર કરવામાં આવ્યું છે છતાંયે મૂળ પુસ્તકની વસ્તુમૂલકતા એમાં સચવાઈ રહી છે. અનુભવ અને જ્ઞાનની વૃદ્ધિથી એ સમૃદ્ધ બન્યું છે.

'જગતના ઇતિહાસનું રેખાદર્શન' ઘટનાઓનું કેવળ બ્યાન જ નથી. એ રીતે પણ એ પુસ્તક કીમતી છે એમાં શંકા નથી. પરંતુ એ ઉપરાંત તે લેખકના વ્યક્તિત્વનું પ્રતિબિંબ છે. તેમની અગાધ બુદ્ધિમત્તા તથા તેમના સંસ્કારગ્રાહી માનસને કારણે ઇતિહાસનું આ પુસ્તક અદ્વિતીય બન્યું છે. ઊગતા બાળકને ઉદ્દેશીને લખવામાં આવેલા પત્રોનું સ્વરૂપ એમાં જાળવી રાખવામાં આવ્યું છે. એમાં સરળતા અને સચોટતા છે; પરંતુ એના વિષયોનું નિરૂપણ ઉપરચોટિયું જરાયે નથી. એમાં હકીકતો યા તો નિરૂપણોને વધારે પડતાં સરળ સ્વરૂપે રજૂ કરવામાં આવ્યાં નથી.

લંડન, મે, ૧૯૩૯ — કૃષ્ણ મેનન

# મૂળ આવૃત્તિની પ્રસ્તાવના

આ પત્રો ક્યારે અને ક્યાં પ્રસિદ્ધ થશે અથવા તો તે કદીયે પ્રસિદ્ધ થશે કે કેમ એની મને ખબર નથી, કેમ કે હિંદ આજે વિચિત્ર પ્રકારનો દેશ બની ગયો છે અને કોઈ પણ પ્રકારની આગાહી કરવાનું મુશ્કેલ છે. પરંતુ ઘટનાઓ મને તેમ કરતાં અણધાર્યો રોકે તે પહેલાં, મને મોકો મળ્યો છે એટલે, હું આ લખી રહ્યો છું.

આ ઐતિહાસિક પત્રમાળાને માટે ક્ષમાયાચના અને ખુલાસો કરવાની જરૂર છે. આ પત્રોને સાદ્યંત વાંચવાની જહેમત ઉઠાવનાર પાઠકોને કદાચ એ ક્ષમાયાચના અને ખુલાસો મળી રહેશે. પાઠકોને ખાસ કરીને છેલ્લો પત્ર વાંચવાની ભલામણ કરું છું અને આ ઊર્ધ્વમૂલ-અધઃશાખ દુનિયામાં કદાચ છેડેથી એનો આરંભ કરવાનું ઠીક થઈ પડશે.

પત્રો એની મેળે વધતા ગયા છે. એ વિષે કશી યોજના કરવામાં આવી નહોતી, અને એમનું કદ આવડું મોટું થઈ જશે એનો તો મને ખ્યાલ સરખો પણ નહોતો. લગભગ છ વરસ ઉપર, મારી દીકરી દશ વરસની હતી ત્યારે આ દુનિયાના આરંભકાળ વિષેની ટૂંક અને સરળ માહિતી આપતા કેટલાક પત્રો મેં તેને લખ્યા હતા. એ શરૂઆતના પત્રો પછીથી પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા અને તેને સારો આવકાર મળ્યો હતો. એ પત્રોને આગળ ચલાવવાનો વિચાર મારા મનમાં ઘૂમ્યા કરતો હતો પરંતુ રાજકીય પ્રવૃત્તિના ભારે વ્યવસાયી જીવનને કારણે એનો અમલ થઈ શક્યો નહિ. પરંતુ કારાવાસે મને એ તક આપી અને મેં તે ઝડપી લીધી.

કારાવાસના ફાયદાઓ છે; એને કારણે નવરાશ અને અમુક પ્રમાણમાં તટસ્થતાની વૃત્તિ મળી રહે છે. પરંતુ એના ગેરફાયદાઓ પણ ઉઘાડા છે. કેદીને જોઈએ તે પુસ્તકો અને સંદર્ભગ્રંથો મળતા નથી, અને એ સંજોગોમાં કોઈ પણ વિષય પરત્વે અને ખાસ કરીને ઇતિહાસ વિષે લખવું એ બેવકૂફીભર્યું સાહસ ગણાય. મારી પાસે સંખ્યાબંધ પુસ્તકો આવ્યાં, પણ તે બધાં મારી પાસે રાખી શકાય એમ નહોતું. એ તો આવ્યાં અને ગયાં. પરંતુ, બાર વરસ ઉપર મારા અસંખ્ય દેશબંધુઓ અને ભગિનીઓની સાથે મેં મારી જેલયાત્રા શરૂ કરી ત્યારે મેં મારા વાંચવામાં આવતા દરેક પુસ્તકની નોંધ લેવાની ટેવ પાડી હતી. આમ મારી નોંધપોથીઓની સંખ્યા વધતી જ ગઈ અને મેં લખવું શરૂ કર્યું ત્યારે તે મારી મદદે આવી.
બેશક, બીજાં પુસ્તકોએ પણ મને ઘણી સહાય કરી. એચ. જી.

વેલ્સની 'આઉટલાઈન ઑફ હિસ્ટરી' (ઇતિહાસની રૂપરેખા) એમાંનું એક અનિવાર્ય પુસ્તક છે. પરંતુ સારા સંદર્ભગ્રંથોનો અભાવ એ સાચી ખોટ હતી અને એને કારણે કેટલીક બાબતો માત્ર તેનો ઉલ્લેખ કરીને જ છોડી દેવી પડી તથા અમુક યુગોનું ધ્યાન ઉપરટપકે કરીને સંતોષ માનવો પડ્યો.

એ પત્રો અંગત સ્વરૂપના છે. એમાં ઘણા ઉલ્લેખો બહુ જ અંગત છે અને તે કેવળ મારી દીકરીને ઉદ્દેશીને જ કરવામાં આવ્યા હતા. એનું શું કરવું એની મને સમજ પડતી નથી, કેમ કે, સારી પેઠે જહેમત ઉઠાવ્યા વિના એ કાઢી નાખી શકાય એમ નથી. એથી કરીને હું તેમને જેમના તેમ રહેવા દઉં છું.

શારીરિક નિષ્ક્રિયતાને પરિણામે માણસ આત્મનિરીક્ષણ કરવાને પ્રેરાય છે અને તે જુદા જુદા મનોભાવોમાંથી પસાર થાય છે. આ પત્રમાળામાં એ બદલાતા જતા મનોભાવો સારી પેઠે તરી આવે છે અને વિષયનિરૂપણની પદ્ધતિ એક ઇતિહાસકારના જેવી વસ્તુમૂલક નથી. ઇતિહાસકાર હોવાનો મારો દાવો નથી. આ પત્રોમાં તરુણ વયનાં બાળકો માટેના પ્રાથમિક કક્ષાના લખાણનું તથા કેટલીક વાર પુખ્ત વયનાં માણસોના વિચારોની ચર્ચાનું બેહદું મિશ્રણ થયેલું છે. એમાં અનેક બાબતોનું પુનરાવર્તન થયું છે. સાચે જ, આ પત્રોમાં રહેલી ખામીઓ પારાવાર છે. પાતળા તંતુથી એક બીજા સાથે જોડેલાં એ છીછરાં રેખાચિત્રો છે. મારી હકીકતો અને વિચારો મેં તરેહવાર પુસ્તકોમાંથી મેળવ્યાં છે અને અજાણપણે એમાં ઘણી ભૂલો આવી ગઈ હશે. કોઈ અધિકારી ઇતિહાસકાર પાસે એ પત્રો તપાસાવવાનો મારો ઇરાદો હતો, પરંતુ હું જે થોડો સમય જેલ બહાર રહ્યો તે દરમ્યાન એવી ગોઠવણ કરવાનો મને વખત મળ્યો નહિ.

આ પત્રોમાં ઠેકઠેકાણે મેં મારા અભિપ્રાયો ઘણી વાર ઉગ્રતાથી વ્યક્ત કર્યા છે. હું મારા એ અભિપ્રાયોને વળગી રહું છું, પરંતુ જ્યારે હું એ પત્રો લખી રહ્યો હતો ત્યારે પણ ઇતિહાસ વિષેની મારી દૃષ્ટિ ધીમે ધીમે બદલાતી જ જતી હતી. આજે જો મારે તે ફરીથી લખવાના હોત તો હું તે જુદી રીતે લખત અથવા તો જુદી વસ્તુ ઉપર ભાર મૂકીને લખત. પરંતુ મારું લખેલું ફાડી નાખીને નવેસરથી લખવું હું શરૂ કરી શકું એમ નથી.

૧લી જાન્યુઆરી, ૧૯૩૪ — **જવાહરલાલ નેહરુ**

# અનુક્રમણિકા

૩

# વરસગાંઠને દિવસે

સેન્ટ્રલ પ્રિઝન, નૈની
*૨૬ ઑક્ટોબર, ૧૯૩૦

ઇન્દિરા પ્રિયદર્શિનીને
તેરમી વરસગાંઠને દિવસે

તારી વરસગાંઠને દિવસે હમેશાં તને ભાતભાતની ભેટસોગાતો અને શુભેચ્છાઓ મળતી રહે છે. આજે પણ અંતરની શુભેચ્છાઓ તો તને ભરપૂર મોકલું છું, પણ નૈની જેલમાંથી હું તને ભેટ શી મોકલી શકું? મારી ભેટો બહુ સ્થૂલ કે નક્કર પદાર્થોની તો ન જ હોઈ શકે. તે તો કોઈ ભલી પરી તને આપે એવી સૂક્ષ્મ, હૃદય અને આત્માની ભેટો જ હોઈ શકે, અને તુરંગની ઊંચી ઊંચી દીવાલો પણ એ ભેટોને તો થોડી જ રોકી શકવાની હતી?

પ્યારી બેટી! ઉપદેશ આપવાનો કે ડાહીડમરી સલાહો આપવાનો મને કેટલો બધો અણગમો છે એ તું જાણે છે. જ્યારે જ્યારે મને એમ કરવાનું મન થઈ આવે છે ત્યારે ત્યારે એક 'દોઢડાહ્યા માણસ'ની વાંચેલી વાત મને હમેશાં યાદ આવે છે. કોક દિવસ, જેમાં એ વાત આવે છે તે પુસ્તક તું પોતે પણ વાંચશે. તેરસો વરસ પૂર્વે એક મહાન પથિક જ્ઞાન અને વિદ્યાની શોધમાં ચીન દેશથી હિન્દ આવ્યો હતો. તેની જ્ઞાનની તરસ એવી તો ઊંડી હતી કે ભારે જોખમો ખેડી તથા પાર વિનાની વિટંબણાઓ વેઠીને, ઉત્તરનાં રણો અને પર્વતો વટાવતો તે અહીં આવ્યો હતો. તેનું નામ હતું હ્યુ એન ત્સાંગ. જાતે અભ્યાસ કરવામાં અને બીજાઓને શિક્ષણ આપવામાં તેણે હિન્દમાં અને ખાસ કરીને, આજનું પટના, જે તે સમયે પાટલીપુત્રના નામથી ઓળખાતું હતું, તે નગર પાસે આવેલી નાલંદાની મહાન વિદ્યાપીઠમાં ઘણાં વર્ષો ગાળ્યાં હતાં. હ્યુ એન ત્સાંગ ભારે વિદ્વાન થયો અને તેને (બૌદ્ધ) 'શાસ્ત્રપારંગત'ની ઉપાધિ આપવામાં આવી હતી. હિન્દભરમાં

* ઈસવી સન પ્રમાણે ઇન્દિરાની વરસગાંઠ ૧૯મી નવેમ્બરે આવે છે. પણ વિક્રમ સંવત અનુસાર તે ૨૬મી ઑક્ટોબરે ઊજવવામાં આવી હતી.

પ્રવાસ કરીને આ મહાન દેશમાં તે જમાનામાં વસતા લોકોનો તેણે અભ્યાસ કર્યો હતો. પછીથી તેણે પોતાના એ પ્રવાસ વિષે એક પુસ્તક લખ્યું. એ પુસ્તકમાં જ પેલા 'દોઢડાહ્યા માણસ'ની વાત આવે છે. એ 'દોઢડાહ્યો' હતો દક્ષિણ હિન્દનો. હાલ બિહારમાં જ્યાં આગળ ભાગલપુર શહેર છે તેની આસપાસ ક્યાંક તે સમયે કર્ણસુવર્ણ નામનું નગર હતું. એ નગરમાં પેલો દોઢડાહ્યો આવ્યો. એ પુસ્તકમાં લખ્યું છે કે, તે પોતાની કેડે અને પેટની ફરતે તાંબાનું પતરું પહેરતો અને માથા ઉપર સળગતી મશાલ રાખતો. હાથમાં દંડ ધારણ કરી, આ વિચિત્ર વેશે, ભારેખમ ચાલથી ને ગર્વથી આસપાસના પ્રદેશમાં તે ફરતો હતો. આવો વિચિત્ર વેશ કેમ કર્યો છે, એમ કોઈ તેને પૂછતું તો તે કહેતો કે, 'મારામાં એટલું બધું ડહાપણ ભરેલું છે કે જો હું મારી કેડે અને પેટની ફરતે તાંબાનું પતરું ન પહેરું તો એ ફાટી જાય! વળી મારી આસપાસ અજ્ઞાનના અંધકારમાં વસતા લોકો ઉપર મને દયા આવે છે તેથી કરીને હું માથા ઉપર મશાલ રાખીને ફરું છું.'

મને પાકી ખાતરી છે કે વધારે પડતા ડહાપણથી કદીયે મારું પેટ ફાટવાનો ભય નથી, એટલે તાંબાનું પતરું કે બખતર પહેરવાની મારે જરૂર નથી. વળી, મારી જે કંઈ અક્કલ છે તે મારા પેટમાં તો નથી જ રહેતી. ગમે તે ઠેકાણે એ વસતી હો, પણ એમાં વધારા માટે હજી પૂરતો અવકાશ છે, અને કદીયે એને માટે જગ્યા ઘટવાનો સંભવ નથી. મારું ડહાપણ જો આટલું બધું મર્યાદિત હોય તો પછી ડહાપણદાર હોવાનો ડોળ રાખીને બીજાઓને હું કેવી રીતે ડાહીડમરી શીખ આપી શકું? આથી, હું તો હમેશાં માનતો આવ્યો છું કે, સાચું શું અને ખોટું શું, શું કરવું ઘટે અને શું ન કરવું ઘટે, એ શોધી કાઢવાનો શ્રેષ્ઠ ઉપાય ઉપદેશ આપવો એ નથી પણ તેની ચર્ચા કરવી એ છે. એ ચર્ચામાંથી ઘણી વાર સત્યનો અંશ જડી આવે છે. મને તો તારી જોડે વાતો કરવી બહુ ગમે છે અને આપણે ઘણીયે વસ્તુઓ વિષે ચર્ચા પણ કરી છે. પણ આપણી દુનિયા અતિશય વિશાળ છે અને એની પાર બીજી અદ્ભુત અને ગહન દુનિયાઓ પણ રહેલી છે, એટલે હ્યુ એન ત્સાંગની વાર્તાના દોઢડાહ્યા અને ગુમાની આદમીની પેઠે આપણે કોઈએ એમ ન માની લેવું જોઈએ કે શીખવા જેવું બધું આપણે શીખી પરવાર્યાં છીએ અને બહુ ડહાપણદાર થઈ

ગયાં છીએ. અને આપણે બહુ ડહાપણદાર ન થઈ જઈએ એ જ એક રીતે ઠીક છે. કારણ કે એવા ‘બહુ ડાહ્યા’ લોકો — જો એવા લોકો હોય તો — તેમને કશું વધારે શીખવાનું બાકી રહ્યું નથી એ જાણીને દુઃખી થતા હશે. વળી નવી નવી વસ્તુઓ શીખવાનો અને શોધવાનો આનંદ તો તેઓ ગુમાવે જ છે. આ નવું નવું શીખવાનું અને શોધવાનું પરાક્રમ આપણામાંથી જેની ઇચ્છા હોય તે કરી શકે છે.

એટલે, મારાથી ઉપદેશનું ડહાપણ તો ન જ ડહોળાય; તો પછી મારે કરવું શું? પત્રથી કંઈ વાતચીતની ગરજ તો ન જ સરે! બહુ બહુ તો એનાથી એક પક્ષની રજૂઆત થાય. એટલે, હું જે કંઈ કહું તે તને ઉપદેશ જેવું લાગે તો તેને તું કડવી ગોળી સમાન ગણીશ નહિ. એને તું જાણે આપણે સાચેસાચ વાતચીત કરી રહ્યાં છીએ અને તારે વિચારવા માટે મેં કંઈ સૂચન કર્યું છે એમ માની લેજે.

ઇતિહાસના ગ્રંથોમાં પ્રજાજીવનના મહાન યુગો વિષે, મહાન પુરુષો તથા સ્ત્રીઓ વિષે તથા તેમણે કરેલાં મહાન કાર્યો વિષે તેં વાંચ્યું છે. કેટલીક વાર સ્વપ્નોમાં કે કલ્પનામાં આપણે એ પુરાતન જમાનામાં જઈ પહોંચીએ છીએ અને અસલનાં એ વીર પુરુષો અને વીરાંગનાઓની જેમ વીરતાભર્યાં કાર્યો કરતાં આપણને કલ્પીએ છીએ. તેં પહેલવહેલી ‘જીન દ આર્ક’ની વાત વાંચી ત્યારે તેનાથી તું કેટલી બધી મુગ્ધ થઈ ગઈ હતી, અને કંઈક તેના જેવી થવાની તને મહેચ્છા થઈ આવી હતી તે યાદ છે? સામાન્ય સ્ત્રીપુરુષો ઘણુંખરું પરાક્રમી નથી હોતાં. તેમને પોતાનાં ભરણપોષણનો, છોકરાંછૈયાંનો તથા ઘરખટલાની અને એવી બીજી ઉપાધિઓનો વિચાર કરવાનો હોય છે. પરંતુ એવો સમય પણ આવે છે કે જ્યારે કોઈ એક સમગ્ર પ્રજા એકાદ મહાન ધ્યેય વિષે શ્રદ્ધાવાન બની જાય છે. એ પ્રસંગે સામાન્ય ભલાંભોળાં સ્ત્રીપુરુષો પણ પરાક્રમી બની જાય છે અને તે વખતનો તેમનો ઇતિહાસ દિલને હલાવનારો અને યુગપ્રવર્તક બને છે. મહાન નેતાઓમાં કંઈક એવું તત્ત્વ હોય છે, જે સમગ્ર પ્રજાને પ્રેરણા આપે છે અને તેની પાસે મહાન કાર્યો કરાવે છે.

તું જન્મી તે વરસ એટલે ઈ. સ. ૧૯૧૭, ઇતિહાસનું એક યાદગાર વરસ હતું. એ વરસમાં દીનદુઃખી પ્રત્યે પ્રેમ અને હમદર્દીથી ઊભરાતા એક મહાન નેતાએ પોતાની પ્રજા પાસે ઇતિહાસને પાને ગૌરવશાળી

અને ચિરંજીવ પ્રકરણ લખાવ્યું. તું જન્મી તે જ માસમાં લેનીને રશિયા અને સાઇબેરિયાની સૂરત બદલી નાખનાર મહાન ક્રાંતિનો આરંભ કર્યો. આજે હિંદમાં પણ દીનદુઃખી પ્રત્યે પ્રેમથી ઊભરાતા અને તેમને સહાય કરવાને તલસતા બીજા એક મહાન લોકનાયકે આપણી પ્રજાને એવા ભગીરથ પુરુષાર્થ અને ઉમદા બલિદાનને પંથે પ્રેરી છે કે જેથી તે ફરીથી આઝાદ બને, અને ગરીબ, ભૂખે મરતાં તથા પીડિતો ઉપરનો બોજો દૂર થાય. બાપુજી તો આજે જેલમાં પડ્યા છે પરંતુ તેમના પેગામના જાદુએ હિંદનાં કરોડો નરનારીનાં હૃદયમાં પ્રવેશ કર્યો છે અને સ્ત્રી, પુરુષ તથા બાળકો પણ પોતાનાં બંધનો તોડીને ભારતની આઝાદીનાં સૈનિકો બન્યાં છે. હિંદમાં આજે આપણે ઇતિહાસ નિર્માણ કરી રહ્યાં છીએ. આ ઘટના આપણી નજર આગળ બનતી આપણે જોઈ રહ્યાં છીએ અને એ મહાન કાર્યમાં આપણે પણ કંઈક ભાગ ભજવીએ છીએ એ આપણું અહોભાગ્ય છે.

આ મહાન આંદોલનમાં આપણે શો ફાળો આપીશું? એમાં આપણે શો ભાગ ભજવીશું? આપણે માથે શો ભાગ ભજવવાનો આવશે એ તો હું ન કહી શકું. એ ગમે તે હો, પણ એટલું યાદ રાખીએ કે આપણે એવું કશું ન કરીએ કે જે આપણા ધ્યેયને એબ લગાડે અથવા તો આપણા રાષ્ટ્રને બદનામ કરે. જો આપણે ભારતના સિપાઈ બનવું હોય તો આપણે ભારતની ઇજ્જત અને ગૌરવના રખવાળ બનવું ઘટે. ભારતનાં ગૌરવ અને ઇજ્જત એ તો આપણને સોંપાયેલું એક પવિત્ર ટ્રસ્ટ છે. એમ બને કે, આપણે શું કરવું ઘટે એ બાબતમાં ઘણી વાર આપણે શંકા કે વિમાસણમાં પડી જઈએ. ખરું શું અને ખોટું શું એનો નિર્ણય કરવો એ સહેલ વાત નથી. એવી શંકા કે વિમાસણને પ્રસંગે અજમાવવા માટે તને એક નાની સરખી સામાન્ય કસોટી હું જણાવી રાખું. કદાચ એ તને મદદગાર નીવડે. કોઈ વસ્તુ કદીયે ગુપ્ત રીતે કરીશ નહિ; તેમજ જે કંઈ તને છુપાવી રાખવાની ઇચ્છા થાય તે પણ કરીશ નહિ. કારણકે કોઈ પણ વાત છુપાવવાની તને ઇચ્છા થાય એનો અર્થ એ કે તું ડરપોક છે. અને ડર તો બૂરી ચીજ છે. બહાદુર બનજે, એટલે બીજું બધું તો એની પાછળ પાછળ અવશ્ય આવવાનું. જો તું બહાદુર હશે તો તું કદીયે ડરનાર નથી અને જેની તને નામોશી લાગે એવું કશુંયે તું કરશે નહિ. બાપુજીના નેતૃત્વ નીચેની આઝાદીની આપણી મહાન લડતમાં ગુપ્તતા કે ચોરીછૂપીને સ્થાન

નથી એ તો તું જાણે છે. આપણે કશું જ છુપાવવાનું નથી. આપણે જે કંઈ કરીએ કે બોલીએ એથી આપણે ડરતાં નથી. આપણે તો ધોળે દિવસે છડેચોક કાર્ય કરીએ છીએ. એ જ રીતે આપણા ખાનગી વ્યવહારમાં પણ ગુપ્તતાથી કે ચોરીછૂપીથી નહિ પણ છડેચોક કાર્ય કરવું જોઈએ. એકાન્ત આપણે ભલે સેવીએ, સેવવું પણ જોઈએ. પણ ગુપ્તતા અને એકાન્ત સાવ નિરાળી વસ્તુઓ છે. બેટી ! આ રીતે વર્તશે તો તું તેજસ્વી કન્યા બનશે અને ગમે તેવા સંજોગોમાં પણ નિર્ભય, સ્વસ્થ અને શાન્ત રહી શકશે.

મેં તને બહુ લાંબો પત્ર લખી નાખ્યો. પણ હજી તો તને કેટલું બધું કહેવાની મને ઊલટ છે ! એ બધું એક પત્રમાં તે કેમ સમાય ?

મેં ઉપર કહ્યું તેમ, આપણા દેશમાં આઝાદી માટે ચાલી રહેલી મહાન લડતની સાક્ષી બની એ તારું અહોભાગ્ય છે. વળી એક અતિશય બહાદુર અને અદ્‌ભુત સ્ત્રી તારી માતા છે એ પણ તારું મહદ્ ભાગ્ય છે. અને જ્યારે તું કંઈ શંકા કે વિમાસણમાં પડે અથવા કંઈ મુસ્કેલીમાં આવી પડે એ સમયે તારી મા કરતાં બીજો કોઈ વધારે સારો મિત્ર તને મળનાર નથી.

બેટી, હવે હું તારી રજા લઉં છું, અને આશા રાખું છું કે ભારતની સેવામાં તું એક બહાદુર સૈનિક બને.

તને મારા પ્રેમભર્યા આશીર્વાદ છે.

૧

# નવા વરસની ભેટ

**૧ જાન્યુઆરી, ૧૯૩૧**

બે વરસ પહેલાં જ્યારે તું મસૂરીમાં અને હું અલ્લાહાબાદમાં હતો ત્યારે મેં તને જે પત્રો લખ્યા હતા તે તને યાદ છે? તે વખતે તેં મને કહ્યું હતું કે એ પત્રો તને ખૂબ ગમ્યા હતા. એથી કરીને મને ઘણી વાર વિચાર થયાં કરે છે કે, એ પત્રમાળા ચાલુ રાખીને આપણી દુનિયા વિષે તને કંઈક વિશેષ કહેવાનો પ્રયત્ન કેમ ન કરું? પણ એમ કરતાં હું જરા અચકાયા કરતો હતો. દુનિયાના ભૂતકાળના ઇતિહાસ વિષે, તેમાં થઈ ગયેલાં મહાન નરનારીઓ વિષે તથા તેમણે કરેલાં પરાક્રમો વિષે જાણવું એ ઘણું રસદાયક છે. ઇતિહાસ વાંચવો એ ઠીક છે, પણ ઇતિહાસ ઘડવામાં ભાગ લેવો એ તો વળી એથીયે વિશેષ રસપ્રદ અને આહ્‌લાદક છે. અને એ તો તું જાણે છે કે આપણા દેશમાં આજે ઇતિહાસ ઘડાઈ રહ્યો છે. હિંદનો ભૂતકાળ અતિ અતિ પુરાણો, અને પ્રાચીનતાના ધૂમસમાં લુપ્ત થયેલો છે. જેથી આપણને દુ:ખ થાય અને ગ્લાનિ ઊપજે એવા યુગો પણ તેમાં આવી ગયા છે; એથી આપણે શરમાઈએ છીએ અને દુ:ખી થઈએ છીએ. પરંતુ એકંદરે જોતાં આપણો ભૂતકાળ ઉજ્જ્વળ છે અને તે માટે આપણે જરૂર અભિમાન લઈએ અને તેના વિચારથી આનંદ અનુભવી શકીએ. પણ ભૂતકાળ વિષે વિચાર કરવાની હમણાં આપણને ફુરસદ નથી. આજે તો, આપણે ઘડી રહ્યાં છીએ તે ભવિષ્યકાળ તથા આપણો બધો સમય અને શક્તિ રોકી રહ્યો છે તે વર્તમાનકાળ જ આપણા મનને ભરી રહેલો છે.

નૈની જેલમાં, મારે જે કંઈ વાંચવું કે લખવું હોય તે માટે મને જોઈએ તેટલો સમય મળે છે. પણ મારું મન તો ભમતું જ રહે છે અને હું બહાર ચાલી રહેલી આપણી મહાન લડતનો, એમાં બીજાઓ જે ભાગ લઈ રહ્યાં છે તેનો તથા તેમની જોડે હું હોત તો હું પોતે શું કરત એનો વિચાર કર્યાં કરું છું. વર્તમાન અને ભવિષ્યના વિચારમાં

હું એટલો બધો નિમગ્ન થઈ જાઉં છું કે ભૂતકાળનો વિચાર કરવાની મને ફુરસદ નથી રહેતી. પણ મને લાગ્યા કરે છે કે, એમ કરવું એ બરાબર નથી. બહારના કાર્યમાં હું ભાગ ન લઈ શકું એમ હોય તો પછી મારે એની ચિંતા શાને કરવી જોઈએ?

પણ તને લખવાનું મોકૂફ રાખવાનું ખરું કારણ તો બીજું જ છે. તને એ કાનમાં કહી દઉં? તને શીખવવા જેટલું બધું જ હું જાણું છું કે કેમ એની હવે મને શંકા પડવા લાગી છે! તું એટલી ઝડપથી મોટી થતી જાય છે, અને એટલી સમજણી બનતી જાય છે કે શાળામાં, કૉલેજમાં કે તે પછી હું જે કંઈ શીખ્યો છું તે તને ભણાવવા માટે અધૂરું લાગે છે — કંઈ નહિ તો, એ બધું તને વાસી થઈ ગયેલું લાગે. થોડા વખત પછી એમ પણ બને કે મારી શિક્ષિકા બનીને ઘણી નવી વસ્તુઓ તું જ મને શીખવે. તારી છેલ્લી વરસગાંઠને વખતે લખેલા પત્રમાં મેં તને જણાવ્યું હતું તેમ, વધારે પડતી અક્કલને કારણે પેટ ફાટી ન જાય એટલા માટે તેની ફરતે તાંબાનું પતરું વીંટાળીને ફરતા પેલા દોઢડાહ્યા જેવો તો હું નથી જ.

તું મસૂરી હતી ત્યારે દુનિયાના આરંભકાળ વિષે તને લખવું સહેલું હતું. કારણ, એ સમય વિષે આપણને જે કંઈ જ્ઞાન છે એ અસ્પષ્ટ અને અનિશ્ચિત છે. પરંતુ એ અતિશય પ્રાચીન કાળ વટાવીને ધીરે ધીરે માનવઇતિહાસનો આરંભ થાય છે, અને પૃથ્વીના જુદા જુદા ભાગોમાં માણસ પોતાની ચિત્રવિચિત્ર યાત્રા શરૂ કરે છે. અને કેટલીક વાર ડહાપણભરી તથા ઘણી વાર ગાંડપણ અને બેવકૂફીભરી મનુષ્યની એ જીવનયાત્રાનું નિરૂપણ કરવું સહેલું નથી. પુસ્તકોની સહાયથી એ પ્રયાસ થઈ શકે ખરો, પરંતુ નૈની જેલમાં કંઈ પુસ્તકાલય નથી. એટલે મને ભય રહે છે કે, મારી ઘણીયે ઇચ્છા હોવા છતાં જગતના ઇતિહાસનો સળંગ હેવાલ હું તને આપી શકીશ નહિ. છોકરાછોકરીઓ માત્ર એક જ દેશનો ઇતિહાસ શીખે, અને તેમાં પણ ઘણી વાર તો તેઓ કેટલીક તારીખો અને થોડી હકીકતો ગોખી કાઢે, એ મને જરાયે પસંદ નથી. ઇતિહાસ એ તો એક સળંગસૂત્ર અને અખંડ વસ્તુ છે; એટલે દુનિયાના ઇતર ભાગોમાં શું બન્યું હતું એનાથી માહિતગાર ન હોઈએ તો આપણે કોઈ એક દેશનો ઇતિહાસ પણ બરાબર ન સમજી શકીએ. હું ઉમેદ રાખું છું કે આમ સંકુચિત દૃષ્ટિથી કેવળ એક બે દેશ પૂરતો જ નહિ પણ આખી દુનિયાનું અવલોકન કરીને

વ્યાપક દૃષ્ટિથી તું ઇતિહાસ શીખશે. તું હમેશાં એટલું યાદ રાખજે કે, દુનિયાની જુદી જુદી પ્રજાઓમાં આપણે ધારી લઈએ છીએ તેટલી બધી ભિન્નતા કે તફાવત નથી. નકશાઓ કે નકશાપોથીઓ જુદા જુદા દેશોને આપણને ભિન્ન ભિન્ન રંગોમાં દર્શાવે છે. બેશક, પ્રજાઓ એકબીજીથી ભિન્ન છે ખરી પણ તેમનામાં પરસ્પર સામ્ય પણ ઘણું જ છે. આ વસ્તુ આપણે બરાબર લક્ષમાં રાખવી જોઈએ અને નકશાઓના રંગોથી કે રાષ્ટ્રોની સરહદોથી આપણે ભોળવાઈ જવું જોઈએ નહિ.

હું તારે માટે મને મનગમતું ઇતિહાસનું પુસ્તક તો ન લખી શકું. એ માટે તારે બીજાં પુસ્તકોનો આશરો લેવો જોઈશે. પરંતુ ભૂતકાળ વિષે, ભૂતકાળમાં થઈ ગયેલા લોકો વિષે અને જે લોકોએ દુનિયાની રંગભૂમિ ઉપર મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તેમને વિષે હું તને વખતોવખત લખતો રહીશ.

મારા પત્રોમાં તને રસ પડશે અથવા તો તે તારી જિજ્ઞાસા જાગ્રત કરશે કે કેમ એ હું નથી જાણતો. અરે, એ પત્રો તને ક્યારે મળશે અથવા કદીયે મળશે કે કેમ એની પણ મને ખબર નથી! એકબીજાથી આટલાં બધાં નજીક હોવા છતાં આપણે એકમેકથી આટલાં બધાં દૂર છીએ એ કેટલું વિચિત્ર! તું મસૂરી હતી ત્યારે મારાથી સેંકડો માઇલ દૂર હતી. છતાં તે વખતે મરજી પડે એટલી વખત હું તને લખી શકતો હતો અને તને મળવાની ઇચ્છા પ્રબળ થઈ આવે ત્યારે હું તારી પાસે પહોંચી જઈ શકતો. પણ આજે તો આપણે જમના નદીને સામસામે કાંઠે છીએ — આપણે એકબીજાથી આટલાં બધાં નજીક છીએ — છતાંયે નૈની જેલની ઊંચી દીવાલો આપણને સંપૂર્ણપણે વિખૂટાં રાખે છે. દર પખવાડિયે હું એક પત્ર લખી શકું અને બહારથી એક પત્ર મેળવી શકું તથા એક વાર પચીસ મિનિટની મુલાકાત લઈ શકું. એક રીતે આ બંધનો પણ ઠીક છે. સહેજે મળતી વસ્તુની કિંમત આપણને બહુ રહેતી નથી. અને હવે હું એમ પણ માનતો થયો છું કે થોડા સમયનો કારાવાસ પણ માણસની કેળવણીને માટે આવકારલાયક છે. સદ્‌ભાગ્યે આજે આપણા દેશમાં હજારોની સંખ્યામાં લોકો આ કેળવણી પામી રહ્યા છે!

મળશે ત્યારે તને આ પત્રો ગમશે કે કેમ એ હું ન કહી શકું. પણ મેં તો મારા જ મનોરંજનને ખાતર એ પત્રો લખવાનું નક્કી કર્યું છે. એ પત્રો તને મારી અતિશય સમીપ લાવી મૂકે છે અને જાણે

તારી જોડે વાતો કરતો ન હોઉં એમ મને ઘડીભર લાગે છે! મને તારા વિચારો ઘણી વાર આવે છે પણ આજે તો તું મારા મનમાંથી ખસતી જ નથી. આજે નવા વરસનો દિવસ છે. વહેલી સવારે પથારીમાં પડ્યાં પડ્યાં તારાઓને નિહાળતાં વીતી ગયેલા મહત્ત્વપૂર્ણ વર્ષનો, તેનાં આશાનિરાશા, ક્લેશ અને આનંદનો તથા તેમાં થયેલાં મહાન અને વીરતાભર્યાં કાર્યોનો હું વિચાર કરી રહ્યો હતો. યરોડા જેલની કોટડીમાં બેઠેલા અને પોતાના જાદુથી આપણા વૃદ્ધ દેશને ફરીથી તરુણ અને સશક્ત બનાવનાર બાપુજીનો વિચાર મને આવ્યો. આપણા દાદુનો* અને બીજાઓનો વિચાર પણ મને આવ્યો. પણ ખાસ કરીને તો તારી માનો અને તારો વિચાર મને આવ્યો. સવારે પાછળથી મને ખબર પડી કે તારી માને ગિરફતાર કરી જેલમાં લઈ ગયા છે. એ ખબર મારે માટે નવા વરસની એક આનંદદાયક ભેટ હતી. ઘણા દિવસથી એ વાતની આપણે વાટ જોતાં હતાં. અને મને ખાતરી છે કે હવે તારી મા પૂરેપૂરી પ્રસન્ન અને સંતુષ્ટ થઈ હશે.

પરંતુ તને હવે એકલું એકલું લાગતું હશે. દર પખવાડિયે તું માને મળજે તથા મને મળજે અને બંનેના સંદેશા એકબીજાને પહોંચાડજે. પણ હું તો કલમ અને કાગળ લઈને બેસીશ અને તારો વિચાર કર્યા કરીશ. અને પછી તું ચુપચાપ મારી સમીપ આવશે અને આપણે ઘણી ઘણી વાતો કરીશું. આપણે ભૂતકાળનાં સ્વપ્નાં સેવીશું અને ભવિષ્યને ભૂતકાળ કરતાં વધારે મહાન બનાવવાના ઉપાયો શોધીશું. એટલે, નવા વરસને દિવસે આપણે એવો સંકલ્પ કરીએ કે એ વરસ જૂનું થઈને પૂરું થાય ત્યાં સુધીમાં ભવિષ્યનાં આપણાં ઉજ્જ્વળ સ્વપ્નોને આપણે વર્તમાનની નજદીક લાવીશું અને હિંદના પુરાણા ઇતિહાસમાં એક તેજસ્વી પ્રકરણ ઉમેરીશું.

* ઇન્દિરાના દાદા, પંડિત મોતીલાલ નેહરુ.

૨

# ઇતિહાસનો બોધ

૫ જાન્યુઆરી, ૧૯૩૧

બેટી ! હું તને શું લખું અને ક્યાંથી આરંભ કરું ? જ્યારે જ્યારે હું ભૂતકાળનો વિચાર કરું છું ત્યારે ત્યારે મારા મનમાં અસંખ્ય ચિત્રો ખડાં થાય છે. એમાંનાં કેટલાંક બીજાં ચિત્રોના કરતાં વધારે વખત ટકી રહે છે. એ ચિત્રો મને પ્રિય છે અને તેમના વિચારોમાં હું મગ્ન થઈ જાઉં છું. ભૂતકાળના બનાવોનો આજે બનતા બનાવો સાથે બિલકુલ અજાણપણે મુકાબલો કરું છું અને તેમાંથી મારો માર્ગ શોધવાને માટે બોધ તારવવાનો પ્રયાસ કરું છું. પરંતુ કોઈ પણ જાતના ક્રમ કે વ્યવસ્થિત ગોઠવણ વિનાની ચિત્રોની ગૅલરીની પેઠે માણસનું મન પણ અસંબદ્ધ વિચારો અને અવ્યવસ્થિત ચિત્રોથી ભરેલો એક વિચિત્ર શંભુમેળો જ છે. છતાં એમાં બધો દોષ આપણો નથે હોય. આપણામાંના કેટલાક લોકો ઇતિહાસના બનાવોનો ક્રમ પોતાના મનમાં જરૂર વધારે સારી રીતે ગોઠવી શકતા હશે. પણ કેટલીક વાર તો બનાવો પણ એવા અજબ પ્રકારના હોય છે કે તેમને કોઈ પણ યોજનામાં ગોઠવવાનું મુશ્કેલ હોય છે.

મને લાગે છે કે, ધીરે ધીરે પણ નિશ્ચિત રીતે દુનિયાએ કેવી રીતે પ્રગતિ સાધી, આદિકાળના સાદા જીવજંતુઓની જગ્યાએ વધારે વિકાસ પામેલાં પ્રાણીઓ કેવી રીતે પેદા થયાં અને છેવટે પ્રાણીશ્રેષ્ઠ માનવીનો કેવી રીતે ઉદ્‌ભવ થયો તેમજ પોતાની બુદ્ધિના પ્રભાવથી બીજાં પ્રાણીઓ ઉપર તેણે આધિપત્ય કેવી રીતે મેળવ્યું, એ બધું ઇતિહાસે આપણને શીખવવું જોઈએ, એમ મેં તને એક વાર લખી જણાવ્યું છે. જંગલી અવસ્થામાંથી મનુષ્યે સંસ્કૃતિનો સાધેલો વિકાસ એ ઇતિહાસનો વિષય મનાયો છે. સહકારથી, એટલે કે સમૂહમાં હળીમળીને એક સાથે કાર્ય કરવાનો ખ્યાલ કેવી રીતે વિકસ્યો તથા સમગ્ર જનતાના હિતને અર્થે આપસમાં હળીમળીને કાર્ય કરવાનું આપણું ધ્યેય શા માટે હોવું જોઈએ, એ બધું તને સમજાવવા મેં

મારા કેટલાક પત્રોમાં કોશિશ કરી છે. પરંતુ કેટલીક વાર, ઇતિહાસના લાંબા ગાળાઓ પર નજર ફેરવતાં, આ ધ્યેયની કંઈ ભારે પ્રગતિ થઈ હોય, અથવા તો માણસ વધારે સભ્ય થયો હોય કે તેણે વધારે પ્રગતિ કરી હોય, એમ માનવું મુશ્કેલ થઈ પડે છે. આજે તો દુનિયામાં પરસ્પર સહકારનો ઠીક ઠીક અભાવ માલૂમ પડે છે. અને એક દેશ અથવા પ્રજા સ્વાર્થને ખાતર બીજી પ્રજા ઉપર આક્રમણ કરી રહી છે ને તેને પીડી રહી છે તેમ જ એક માણસ તેના જેવા જ બીજા માણસને ચૂસી રહ્યો છે. જો લાખો વરસની પ્રગતિ પછી આપણે આટલા બધા પછાત અને અપૂર્ણ છીએ, તો સમજુ અને ડાહ્યા માણસની પેઠે વર્તવાનું શીખતાં આપણને કેટલો બધો સમય લાગશે? પ્રાચીન ઇતિહાસના કેટલાક યુગો વિષે વાંચતાં તે બધા આપણા વર્તમાન યુગ કરતાં વધારે સારા તેમજ વધારે સભ્ય અને સંસ્કારી પણ લાગે છે, અને એ જોઈને આપણી દુનિયા પ્રગતિ કરી રહી છે કે પાછળ પડતી જાય છે એવી વિમાસણમાં આપણે પડી જઈએ છીએ. બેશક, ભૂતકાળમાં આપણા દેશમાં ઉજ્જવળ યુગો આવી ગયા છે. એ યુગો આપણા વર્તમાન યુગ કરતાં દરેક રીતે અતિશય ચડિયાતા હતા.

એ ખરું છે કે હિંદ, ચીન, મિસર, ગ્રીસ વગેરે દેશોમાં અને બીજે પણ ભૂતકાળમાં ઉજ્જવળ યુગો આવી ગયા છે તથા તેમાંના ઘણાખરા દેશો પટકાઈને પાછળ પણ પડ્યા છે. પણ એથીયે આપણે હિંમત ન હારવી જોઈએ. આ દુનિયા એટલી વિશાળ છે કે કોઈ એક દેશની થોડા સમય માટેની ચડતીપડતીથી તેમાં એકંદરે ભારે ફરક પડતો નથી.

આજકાલ ઘણા લોકો અર્વાચીન સંસ્કૃતિની મહત્તા અને વિજ્ઞાનની ચમત્કૃતિઓ વિષે મોટી મોટી બડાશો હાંકે છે. બેશક, વિજ્ઞાને ભારે ચમત્કારો કર્યા છે અને મોટા મોટા વિજ્ઞાનીઓ આપણા અત્યંત આદરને પાત્ર છે. પણ એ બડાશ હાંકનારાઓ તો ક્વચિત જ મહાન હોય છે. અને ઘણી બાબતોમાં માણસ ઇતર પ્રાણીઓથી વિશેષ આગળ વધ્યો નથી એ હમેશાં યાદ રહે એ જરૂરનું છે. એવો ઘણો સંભવ છે કે કેટલીક બાબતોમાં કેટલાંક પ્રાણીઓ આજેયે માણસ કરતાં ચડિયાતાં હશે. સંભવ છે કે આ વાત બેવકૂફીભરેલી લાગે. પૂરી સમજ વગરના લોકો એને હસી કાઢે પણ ખરા. પણ હમણાં તેં મેટરલિંકનાં 'માખીનું જીવન', 'ઊધઈનું જીવન' અને

'કીડીનું જીવન' વગેરે પુસ્તકો વાંચ્યાં છે. એ જંતુઓની સામાજિક વ્યવસ્થા અને સંગઠન જોઈને તને તાજુબી થઈ હશે. આ જંતુઓને આપણે સૌથી હલકા કોટીના જીવો માનીએ છીએ અને તેમને તુચ્છ ગણી કાઢીએ છીએ. પરંતુ આ જંતુઓ સમૂહના હિતને ખાતર સહકાર અને બલિદાનની કળા મનુષ્ય કરતાં વધારે સારી રીતે શીખ્યાં છે. ઊધઈ વિષે તથા પોતાના સજાતીયો માટે તેના ત્યાગ વિષે મેં વાંચ્યું ત્યારથી એ જંતુ પ્રત્યે મારા મનમાં આદર પેદા થયો છે. સમાજના હિતને અર્થે પરસ્પર સહકાર અને પોતાનું બલિદાન એ જો સંસ્કૃતિની કસોટી હોય તો આપણે કહી શકીએ કે ઊધઈ અને કીડી એ રીતે માણસથી ચડિયાતાં છે. આપણા એક પુરાણા સંસ્કૃત ગ્રંથમાં એક શ્લોક છે:

त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ।
ग्रामं जनपदस्यार्थे ह्यात्मार्थे पृथिवीं त्यजेत् ॥

એનો ભાવાર્થ આ છે: કુટુંબને ખાતર વ્યક્તિનો, ગામને ખાતર કુટુંબનો, દેશને ખાતર ગામનો અને આત્માને ખાતર સમગ્ર જગતનો ત્યાગ કરવો જોઈએ. આત્મા શી વસ્તુ છે એનું બહુ થોડા માણસને જ્ઞાન હોય છે. દરેક જણ એનો પોતપોતાનો જુદો જુદો અર્થ કરે છે. પરંતુ આ સંસ્કૃત શ્લોક જે બોધ આપે છે તે વિશાળ હિતને ખાતર બલિદાન આપવાનો અને સાહાય્યવૃત્તિથી જીવવાનો જ બોધ છે. આપણે હિંદના લોકો લાંબા સમય સુધી સાચી મહત્તા પ્રાપ્ત કરવાનો આ રાજમાર્ગ ભૂલ્યા હતા તેથી આપણી અધોગતિ થઈ છે. પરંતુ ફરીથી આપણને એ વસ્તુની ઝાંખી થવા લાગી છે અને આખો દેશ જાગ્રત થઈ ગયો છે. પુરુષો અને સ્ત્રીઓ તથા છોકરાછોકરીઓ કોઈ પણ પ્રકારનાં કષ્ટ કે દુઃખની પરવા કર્યા વિના હિંદની ઉન્નતિને માટે હસતે મોંએ આગેકૂચ કરતાં આજે જોવા મળે છે એ કેટલું અદ્ભુત છે! આમ એ બધાં ખુશ થાય અને હરખાય એ બરાબર છે; કારણ કે મહાન ધ્યેયની સિદ્ધિમાં ફાળો આપવાનો આનંદ તેમને લાધ્યો છે. બલિદાનનો આનંદ તો ભાગ્યશાળીઓ જ માણે છે. આજે આપણે હિંદને આઝાદ કરવાને મથી રહ્યાં છીએ. એ ઉદાત્ત ધ્યેય છે, પરંતુ સમગ્ર મનુષ્યજાતનું હિત એ તેથીયે વધારે ઉદાત્ત ધ્યેય છે. આપણી લડત એ દુઃખ અને યાતનાઓનો અંત આણવાની મનુષ્યજાતની મહાન લડતનો જ એક ભાગ છે એમ આપણે માનીએ છીએ એટલે દુનિયાની

પ્રગતિમાં આપણે પણ યત્કિંચિત ફાળો આપી રહ્યાં છીએ એવો આનંદ આપણે લઈ શકીએ.

દરમ્યાન તું આનંદભવનમાં અને મા મલાકા જેલમાં બેઠી છે અને હું અહીં નૈની જેલમાં છું. કેટલીક વાર આપણને એકબીજાંની ખોટ અતિશય સાલે છે, નહિ વારુ? પરંતુ આપણે ત્રણે જણાં એકઠાં થઈશું એ દિવસનો વિચાર કરતી રહેજે. હું તો એ દિવસની રાહ જોતો રહીશ અને એ વિચાર મારી ગ્લાનિ દૂર કરી મારા હૃદયને પ્રફુલ્લિત કરશે.

## ૩

# ઇન્કિલાબ ઝિંદાબાદ

૭ જાન્યુઆરી, ૧૯૩૧

પ્રિયદર્શિની — દર્શને પ્રિય, પણ જ્યારે દર્શન દુર્લભ હોય ત્યારે અધિકતર પ્રિય ! આજે હું તને પત્ર લખવા બેઠો છું ત્યાં દૂરથી સંભળાતી મેઘગર્જના જેવા ગંભીર અવાજો મારે કાને અથડાય છે. એ અવાજો શાના હશે એ હું પ્રથમ તો ન કળી શક્યો. પણ તેમનો રણકો પરિચિત હતો અને મારા અંતરમાં તેમનો પ્રતિધ્વનિ ઊઠતો જણાયો. ધીરે ધીરે તે અવાજો નજીક આવતા લાગ્યા, તેમનો ધ્વનિ વધતો જતો જણાયો અને પળવારમાં તો તે શાના અવાજો છે તેની શંકા ન રહી. 'ઇન્કિલાબ ઝિંદાબાદ !' 'ઇન્કિલાબ ઝિંદાબાદ !'ના જોમભર્યા પોકારથી આખી જેલ ગાજી ઊઠી, અને એ સાંભળીને અમે બધા રાજી થયા. જેલ બહાર અમારી સમીપ આપણી લડતનો જયઘોષ પુકારનાર એ લોકો નગરવાસી સ્ત્રીપુરુષો હતાં કે પછી ગામડાંના ખેડૂતો હતા તેની મને ખબર નથી. વળી એ પોકારો શા પ્રસંગ નિમિત્તે હતા એની પણ મને આજે ખબર નથી. પરંતુ, એ પોકાર કરનારાઓ ચાહે તે હો, તેમણે અમને પ્રોત્સાહિત કર્યા અને અમે અમારી બધી શુભેચ્છાઓ સહિત તેમના અભિનંદનનો મૂક જવાબ વાળ્યો.

પણ 'ઇન્કિલાબ ઝિંદાબાદ'નો પોકાર આપણે શા માટે કરીએ છીએ ? આપણે ક્રાંતિ અને પરિવર્તન શા માટે માગીએ છીએ ? અલબત, હિંદ આજે ભારે પરિવર્તન માગી રહ્યું છે. પરંતુ આપણે બધાં ચાહીએ છીએ એ ભારે પરિવર્તન થયા પછી અને હિંદ આઝાદ થયા પછી પણ આપણે હાથપગ જોડીને આરામથી બેસી શકીએ નહિ. જગતની કોઈ પણ સજીવ વસ્તુ અપરિવર્તનશીલ કે સ્થિર રહી શકતી જ નથી. પ્રકૃતિમાત્ર રોજ રોજ અને ક્ષણે ક્ષણે બદલાતી રહે છે; માત્ર નિર્જીવ વસ્તુઓ જ વિકાસ પામતી નથી અને નિશ્ચેષ્ટ પડી રહે છે. તાજું પાણી તો વહેતું જ ભલું; આપણે તેને રોકી રાખીએ તો તે બંધિયાર થઈને દુર્ગંધ મારે છે. વ્યક્તિ અને પ્રજાના જીવનનું પણ

એમ જ છે. આપણે ઇચ્છતાં હોઈએ કે ન ઇચ્છતાં હોઈએ તોપણ દિવસે દિવસે આપણે વૃદ્ધ થવાનાં. નાની બાળકી મોટી કન્યા બને છે, મોટી કન્યા પ્રૌઢ સ્ત્રી બને છે અને અંતે તે વૃદ્ધ થાય છે. આપણે આ ફેરફારોને અનુકૂળ થવું જોઈએ. પરંતુ એવાયે કેટલાક લોકો છે કે જેઓ દુનિયા બદલાતી રહે છે એ વાત સ્વીકારતા જ નથી. તેઓ પોતાના મનને તાળાકૂંચીથી બંધ રાખે છે અને નવા વિચારોને તેમાં પેસવા દેતા નથી. વિચાર કરવાના ખ્યાલથી તેઓ જેટલા ભડકે છે તેટલા બીજા કશાથી ભડકતા નથી. એનું પરિણામ શું આવે? તેમના આવા વલણ છતાંયે દુનિયા તો આગળ વધતી જ રહે છે અને એવા લોકો બદલાતી પરિસ્થિતિને અનુકૂળ થતા નથી તેથી દુનિયામાં વખતોવખત ભીષણ ઉત્પાતો ફાટી નીકળે છે. એકસો ચાળીસ વરસ પૂર્વે થયેલા મહાન ફ્રેંચ વિપ્લવ અથવા તો તેર વરસ પૂર્વે થયેલા રશિયન વિપ્લવ જેવી ભારે ક્રાંતિઓ થાય છે. એવી જ રીતે આપણા દેશમાં આપણે પણ આજે ક્રાંતિની વચ્ચે ઊભાં છીએ. બેશક, આપણે સ્વાતંત્ર્ય માગીએ છીએ એ તો ખરું જ; પરંતુ એથીયે વિશેષ આપણને તો જોઈએ છે. આપણે તો બધાં બંધિયાર ખાબોચિયાં સાફ કરી સર્વત્ર સ્વચ્છ પાણીનો પ્રવાહ વહેવડાવવો છે. આપણે આપણા દેશમાંથી દુઃખ, દારિદ્ય તથા ગંદકી દૂર કરવાં છે. વળી અસંખ્ય લોકોનાં મનમાંથી, તેમને વિચાર કરતા અટકાવતાં અને આપણા મહાન કાર્યમાં સહકાર આપતાં રોકતાં જાળાંઓ પણ બની શકે તેટલાં આપણે સાફ કરવાં છે. આપણી સામે એ ભગીરથ કાર્ય પડેલું છે, એટલે એમ પણ બને કે તે પાર પડતાં વખત લાગે. કંઈ નહિ તો, આપણે એ કાર્યને જોરથી ધક્કો મારી આગળ વેગ તો આપીએ જ — ઇન્કિલાબ ઝિંદાબાદ!

આપણે ક્રાંતિના દ્વાર સુધી આવી પહોંચ્યાં છીએ. ભાવી કેવું હશે તે આપણે કહી શકીએ એમ નથી. પરંતુ વર્તમાન કાળમાં આપણી મહેનતનું પૂરતું વળતર આપણને મળી ગયું છે. હિંદની સ્ત્રીઓનું જ કાર્ય તો જો; આપણી લડતમાં તેઓ કેવા ગૌરવથી સૌથી મોખરે કૂચ કરી રહી છે! નમ્ર હોવા છતાં બહાદુર અને અદમ્ય, તેઓ બીજાઓને કેવું માર્ગદર્શન કરી રહી છે! આપણી બહાદુર અને સ્વરૂપવાન સ્ત્રીઓને ઢાંકી રાખતો તથા તેમને અને આપણા દેશને માટે શાપરૂપ પડદો આજે ક્યાં છે? ગત જમાનાના અવશેષો જ્યાં

રાખવામાં આવે છે એવાં સંગ્રહસ્થાનોની અભરાઈઓ ઉપર તે ત્વરા અને ચુપકીદીથી પોતાને ઘટતું સ્થાન નથી લઈ રહ્યો?

બચ્ચાંઓને, છોકરાછોકરીઓને અને તેમની વાનરસેના, તથા બાલ અને બાલિકાસભાઓને પણ જો. એમાંનાં ઘણાંનાં માતપિતાઓએ કદાચ ડરપોક કાયરની પેઠે અથવા તો ગુલામોની પેઠે આચરણ કર્યું હશે. પણ આપણી પેઢીનાં બાળકો કદીયે કાયરતા અથવા તો ગુલામીની બરદાસ કરનાર નથી એ વિષે કોણ શંકા કરી શકે એમ છે?

આમ પરિવર્તનનું ચક્ર ફરતું જ રહે છે. જે નીચે હતાં તે ઉપર આવે છે અને જેઓ ઉપર હતાં તે નીચે જાય છે. આપણા દેશમાં પણ એ ચક્ર ફરતું થઈ જાય એ માટે સમય આવી પહોંચ્યો છે. અને આ વખતે આપણે એને એવો તો ધક્કો આપ્યો છે કે હવે કોઈ પણ એની ગતિ ખાળી શકવાનું નથી.

ઇન્કિલાબ ઝિંદાબાદ!

## ૪

# એશિયા અને યુરોપ

૮ જાન્યુઆરી, ૧૯૩૧

મારા આગલા પત્રમાં મેં જણાવ્યું છે કે દરેક વસ્તુ નિરંતર બદલાતી રહે છે. ખરેખર, ઇતિહાસ એ ફેરફારોનું બયાન નહિ તો બીજું શું છે? અને ભૂતકાળમાં બહુ જૂજ ફેરફારો થયા હોત તો ઇતિહાસ લખવાનું વસ્તુ પણ બહુ અલ્પ હોત.

શાળા કે કૉલેજોમાં આપણને ઇતિહાસને નામે જે ભણાવવામાં આવે છે તેમાં ઇતિહાસ જેવું બહુ ઓછું હોય છે. બીજાઓની વાત તો હું નથી જાણતો, પણ મારે વિષે તો કહી શકું કે શાળામાં હું નહિ જેવો જ ઇતિહાસ શીખ્યો છું. થોડો, અરે, નહિ જેવો હિંદનો ઇતિહાસ અને જરાતરા ઇંગ્લંડનો ઇતિહાસ હું શીખેલો. અને જે કંઈ હિંદનો ઇતિહાસ હું શીખ્યો હતો તે મોટે ભાગે ખોટો અને વિકૃત હતો. આપણા દેશ તરફ તુચ્છકારથી જોનારાઓએ તે લખેલો હતો. બીજા દેશોના ઇતિહાસ વિષે તો મારું જ્ઞાન બહુ જ અસ્પષ્ટ હતું. કૉલેજ છોડ્યા પછી જ મેં કંઈક સાચો ઇતિહાસ વાંચ્યો. સદ્ભાગ્યે, મારા જેલનિવાસોએ મારું ઇતિહાસનું જ્ઞાન સુધારવાની તક મને આપી છે.

મારા આગળના કેટલાક પત્રોમાં હિંદની પ્રાચીન સંસ્કૃતિ વિષે, દ્રવિડ લોકો વિષે તથા આર્યોના આગમન વિષે મેં તને લખ્યું હતું. આર્યોના આગમન પહેલાંના કાળ વિષે મેં બહુ લખ્યું નથી કારણકે એ વિષે હું ઝાઝું જાણતો નથી. પરંતુ તને એ જાણીને આનંદ થશે કે છેલ્લાં થોડાં વરસોમાં હિંદમાં અતિશય પ્રાચીન કાળની સંસ્કૃતિના અવશેષો શોધી કાઢવામાં આવ્યા છે. હિંદના વાયવ્ય ખૂણામાં મોહન-જો-દડો નામના સ્થળની આસપાસ એ જડી આવ્યા છે. ત્યાં આગળ લગભગ પાંચ હજાર વરસ પૂર્વેના આ અવશેષો ખોદી કાઢવામાં આવ્યા છે. અને પ્રાચીન કાળનાં મિસરનાં મમીઓના જેવાં મમીઓ પણ ત્યાં જડી આવ્યાં છે! જરા વિચાર તો કર! એ બધું હજારો વર્ષ પુરાણું અને આર્યોના આગમન પૂર્વેના ઘણા લાંબા કાળનું છે. તે સમયે યુરોપ તો કેવળ ગીચ અરણ્ય હશે.

યુરોપ આજે બળવાન અને સત્તાધારી છે, અને તેના લોકો પોતાને જગતમાં સૌથી સુધરેલા અને સંસ્કારી માને છે. એશિયા તેમજ તેના લોકો તરફ તેઓ તિરસ્કારની નજરે જુએ છે અને ત્યાં જઈને જે કંઈ હાથ આવે તે બધું પચાવી પાડે છે. પણ જમાનો કેવો પલટાઈ ગયો છે! ચાલ, આપણે એશિયા અને યુરોપ ઉપર ધ્યાનપૂર્વક નજર કરી જઈએ. નકશાપોથી ઉઘાડ અને એશિયાના મહાન ખંડને ચોંટી રહેલા નાનકડા યુરોપને જો. એ તો માત્ર એશિયાના દેહના જ એક નાનકડા અવયવ જેવો દેખાય છે. જ્યારે તું ઇતિહાસ વાંચશે ત્યારે તને માલૂમ પડશે કે ઘણા લાંબા કાળ સુધી દુનિયા પર એશિયાનું પ્રભુત્વ હતું. એશિયાવાસી પ્રજાઓનાં ટોળાંઓ સમુદ્રનાં મોજાંની જેમ યુરોપની ભૂમિ પર ફરી વળ્યાં અને તેના મુલકો તેમણે જીતી લીધા. તેમણે યુરોપને ઉજાડ્યોયે ખરો અને તેને સંસ્કારી પણ બનાવ્યો. આર્ય, શક, હૂણ, અરબ, મંગોલ અને તુર્ક, એ બધી પ્રજાઓ એશિયાના કોઈ ને કોઈ ભાગમાંથી નીકળીને એશિયા તેમજ યુરોપમાં ફરી વળી. એશિયાએ એ બધી પ્રજાઓને જાણે તીડનાં ટોળાંની જેમ અગણિત સંખ્યામાં પેદા કરી. ખરેખર, લાંબા કાળ સુધી યુરોપ એશિયાની વસાહત જેવો રહ્યો છે અને તેની ઘણીખરી પ્રજાઓ એશિયાની તેના ઉપર ચડાઈ કરનારી પ્રજાઓની જ સંતતિ છે.

મહાકાય રાક્ષસની જેમ એશિયા નકશાના એક છેડાથી બીજા છેડા સુધી આડો પડેલો છે. યુરોપ તો નાનકડો છે. પણ એનો અર્થ એ નથી કે એશિયા તેના કદને કારણે જ મહાન છે, અથવા તો યુરોપ નાનો છે એટલે બહુ લક્ષ આપવાને પાત્ર નથી. કદ એ માણસની કે દેશની મહત્તા આંકવાની અતિશય ક્ષુલ્લક કસોટી છે. આપણે એ પણ સારી રીતે જાણીએ છીએ કે યુરોપ સૌથી નાનો ખંડ હોવા છતાં આજે મહાન છે. આપણે એ પણ જાણીએ છીએ કે તેના ઘણા દેશોમાં ઇતિહાસના તેજસ્વી યુગો આવી ગયા છે. એ દેશોએ મહાન વિજ્ઞાનશાસ્ત્રીઓ પેદા કર્યા છે. તેમણે પોતાની શોધખોળોથી માનવી સંસ્કૃતિને ખૂબ આગળ વધારી છે અને કરોડો સ્ત્રીપુરુષોનાં જીવનનો બોજો હળવો કર્યો છે. એ દેશોમાં મોટા મોટા સાક્ષરો, ફિલસૂફો, કળાકારો, સંગીતશાસ્ત્રીઓ અને કર્મવીરો પણ થઈ ગયા છે. યુરોપની મહત્તાનો સ્વીકાર ન કરવો એ તો નરી મૂર્ખાઈ કહેવાય.

પરંતુ એશિયાની મહત્તાને વિસારવી એ પણ એટલું જ મૂર્ખાઈભર્યું છે. યુરોપની આજની ભભકથી આપણે અંજાઈ જઈએ અને આપણો ભૂતકાળ ભૂલી જઈએ એવો સંભવ રહે છે. પણ આપણે એ યાદ રાખવું જોઈએ કે, બીજા કોઈ મનુષ્ય કરતાં અથવા બીજી કોઈ વસ્તુ કરતાં દુનિયા ઉપર અધિક પ્રભાવ પાડનાર મહાન વિચારકો — બધા મુખ્ય ધર્મોના પ્રવર્તકો — તો એશિયાએ પેદા કર્યા છે. આજે પ્રચલિત મુખ્ય ધર્મોમાં સૌથી પુરાણો હિંદુધર્મ તો અલબત હિંદમાં જ ઉદ્ભવ્યો છે. એ જ રીતે ચીન, જાપાન, બ્રહ્મદેશ, તિબેટ અને સિલોનમાં આજે ચાલતો હિંદુધર્મનો સહોદર મહાન બૌદ્ધ ધર્મ પણ હિંદમાં જ ઉત્પન્ન થયો છે. યહૂદી લોકોનો ધર્મ અને ખ્રિસ્તી ધર્મ પણ એશિયાના ધર્મો છે, કારણ કે તેમનું ઉગમસ્થાન એશિયાને પશ્ચિમ કિનારે આવેલા પેલેસ્ટાઇનમાં હતું. પારસીઓનો જરથોસ્તી ધર્મ ઇરાનમાં ઉદ્ભવ્યો; અને એ તો તું જાણે છે કે ઇસ્લામના પેગંબર મહંમદ સાહેબ અરબસ્તાનના મક્કા શહેરમાં જન્મ્યા હતા. કૃષ્ણ, જરથુષ્ટ્ર, ઇસુ, મહંમદ તથા ચીનના મહાન ફિલસૂફ કૉન્ફ્યૂશિયસ અને લાઓત્સે — આમ એશિયાના મહાન તત્ત્વચિંતકોનાં નામોથી પાનાંનાં પાનાં ભરી શકાય એમ છે. એશિયામાં થઈ ગયેલા મહાન કર્મવીરોનાં નામોથી પણ કેટલાંયે પાન ભરી શકાય. ભૂતકાળમાં આપણો આ પુરાણો ખંડ કેટલો મહાન અને પ્રાણવાન હતો એ બીજી અનેક રીતે હું તને બતાવી શકું એમ છું.

પરંતુ જમાનો કેવો બદલાઈ ગયો છે! અને વળી આજે આપણી નજર આગળ તે ફરી પાછો બદલાઈ રહ્યો છે. ઇતિહાસમાં કેટલીક વાર અતિશય ત્વરિત ગતિ અને ઉત્પાતના યુગો આવી જાય છે એ ખરું, પરંતુ સામાન્ય રીતે તે સદીઓની ગણતરીથી મંદ ગતિએ પોતાનું કાર્ય કર્યે જાય છે. આજે એશિયામાં તે ત્વરિત ગતિથી આગળ વધે છે અને એ પુરાણો ખંડ લાંબી નિદ્રામાંથી જાગ્રત થયો છે. સમગ્ર દુનિયાની મીટ આજે એના ઉપર મંડાઈ રહી છે. કારણ સૌને ખબર છે કે ભવિષ્યમાં દુનિયાના ઇતિહાસમાં એશિયા મહત્ત્વનો ભાગ ભજવનાર છે.

૫

# પ્રાચીન સંસ્કૃતિઓ અને આપણો વારસો

૯ જાન્યુઆરી, ૧૯૩૧

'ભારત' નામનું હિંદી વર્તમાનપત્ર જે અઠવાડિયામાં બે દિવસ અમને બહારની દુનિયાના ખબર આપે છે તેમાં ગઈ કાલે મેં વાંચ્યું કે, મલાકા જેલમાં તારી મા પ્રત્યે યોગ્ય વર્તાવ રાખવામાં આવતો નથી; અને તેને લખનૌ જેલમાં મોકલવાની છે. એ ખબર વાંચીને હું જરા ખિન્ન થયો અને ચિંતા કરવા લાગ્યો. બનવાજોગ છે કે એ પત્રમાં આવેલી અફવા સાચી નયે હોય. પણ આવી જાતની શંકા ઊભી થાય એ પણ સારું નથી. પોતાની જાત ઉપરની તકલીફ કે દુઃખ સહેવાં બહુ સહેલ છે. એથી તો દરેકને ફાયદો થાય. કારણકે નહિ તો આપણે સાવ નમાલા બની જઈએ. પરંતુ જેઓ આપણાં પ્રિય સ્વજનો છે, અને ખાસ કરીને જ્યારે આપણે તેમને માટે કશુંયે કરી શકવાની સ્થિતિમાં ન હોઈએ, ત્યારે તો તેમની વિટંબણાનો ખ્યાલ કષ્ટદાયક થઈ પડે છે. એટલે 'ભારત' પત્રે મારા મનમાં પેદા કરેલી શંકાએ મને તારી મા વિષે ચિંતાતુર કરી મૂક્યો. તે બહાદુર છે અને તેનું હૃદય સિંહણના જેવું અડગ છે, પરંતુ શરીરે તે દુર્બળ છે, અને તેનું શરીર વધારે દુર્બળ બને એ મને ગમતું નથી. આપણું હૃદય ગમે એટલું દૃઢ હોય, પણ આપણું શરીર હારી જાય તો આપણે શું કરી શકવાનાં હતાં? કોઈ પણ કાર્ય આપણે સારી રીતે કરવા માગતાં હોઈએ તો આપણાં શરીર પૂરેપૂરાં તંદુરસ્ત અને સશક્ત હોવાં જોઈએ.

માને લખનૌ મોકલવામાં આવનાર છે એ પણ એક રીતે ઠીક જ છે. ત્યાં આગળ તેને વધારે સગવડ મળશે. લખનૌ જેલમાં તેને સોબત પણ મળી રહેશે. ઘણું કરીને મલાકામાં તો તે એકલી જ છે. છતાંયે, તે મારાથી બહુ દૂર નહોતી — અમારી જેલથી માત્ર ચારપાંચ માઇલને અંતરે જ હતી એ ખ્યાલ બહુ જ આનંદજનક હતો. પણ એ બેવકૂફીભરેલો ખ્યાલ છે. વચમાં બે જેલોની ઊંચી દીવાલો આડી પડી હોય ત્યાં પાંચ માઇલ કે પાંચસો માઇલ સરખા જ છે.

દાદુ અલ્લાહાબાદ પાછા આવ્યા છે અને તેમની તબિયત સુધારા ઉપર છે એ જાણીને આજે મને બહુ આનંદ થયો. વળી તે તારી માને મળવાને મલાકા જેલમાં ગયા હતા એ જાણીને પણ હું બહુ રાજી થયો. કદાચ, નસીબયોગે આવતી કાલે મારું તમને બધાંને મળવાનું થાય, કેમકે કાલે મારો ‘મુલાકાતનો દિવસ’ છે. જેલમાં એ ‘મુલાકાતકા દિન’ મોટા પર્વ જેવો મનાય છે. લગભગ બે માસથી મેં દાદુને જોયા નથી. આશા રાખું છું કે હું તેમને મળીશ અને તેમની તબિયત ખરેખર સુધરી છે એની જાતે ખાતરી કરી શકીશ. અને અતિશય લાંબા પખવાડિયા પછી હું તને મળીશ ત્યારે તું મને તારી અને તારી માની ખબરો તો આપશે જ.

અરે! પણ આ શું? હું તને પ્રાચીન ઇતિહાસ વિષે લખવા બેઠો હતો, પણ તેને બદલે બેવકૂફીભરી વાતો લખી રહ્યો છું. હવે આપણે ઘડીભર વર્તમાનને ભૂલી જવાની કોશિશ કરીએ અને બેથી ત્રણ હજાર વર્ષ પહેલાંના કાળમાં પહોંચી જઈએ.

મિસર વિષે અને ક્રીટના પ્રાચીન નગર નોસાસ વિષે હું મારા આગળના પત્રોમાં થોડુંક લખી ચૂક્યો છું. મેં તને એ પણ જણાવ્યું હતું કે આ બે દેશોમાં તેમજ જેને આપણે ઇરાક અથવા મેસોપોટેમિયાને નામે ઓળખીએ છીએ તે દેશમાં અને ચીન, ગ્રીસ તથા હિંદમાં પુરાણી સંસ્કૃતિઓ ઉદ્ભવી હતી. એ બધામાં ગ્રીસની સંસ્કૃતિનો ઉદય કંઈક પાછળથી થયો. એટલે કે, પ્રાચીનતાની દૃષ્ટિએ હિંદની સંસ્કૃતિ મિસર, ચીન અને ઇરાકની સંસ્કૃતિ જેટલી પુરાણી છે. અને પ્રાચીન ગ્રીસની સંસ્કૃતિ પણ એમને મુકાબલે તો આધુનિક ગણાય. આ પ્રાચીન સંસ્કૃતિઓના શા હાલ થયા? નોસાસ ખતમ થઈ ગયું. એને લુપ્ત થયાને પણ ત્રણ હજાર વરસ થઈ ગયાં. ગ્રીસની નવી સંસ્કૃતિના લોકો આવ્યા તેમણે તેનો નાશ કર્યો. હજારો વરસની ઉજ્જવળ કારકિર્દી પછી મિસરની પુરાણી સંસ્કૃતિ પણ નાશ પામી. ભવ્ય પિરામીડો અને સ્ફિંક્સ, મહાન મંદિરો અને મમીઓ, તથા એવી બીજી વસ્તુઓના અવશેષો સિવાય તેની બીજી કશી નિશાની રહી નથી. મિસર દેશ તો આજે પણ છે અને પહેલાંની જેમ નાઈલ નદી પણ તેમાં થઈને વહે છે તથા બીજા દેશોની જેમ તેમાં પણ પુરુષો તથા સ્ત્રીઓ વસે છે. પરંતુ આજના મિસરવાસીઓ સાથે તેમના દેશની પુરાણી સંસ્કૃતિને જોડનાર એકે કડી આજે મોજૂદ નથી. ઇરાક અને

ઇરાન — એ દેશોમાં કેટકેટલાં સામ્રાજ્યો ફાલ્યાંફૂલ્યાં અને એક પછી એક વિસ્મૃતિમાં લુપ્ત થઈ ગયાં! એમાંનાં સૌથી પુરાણાં સામ્રાજ્યો બાબિલોનિયા, એસીરિયા અને ખાલ્ડિયાનાં હતાં. બાબિલોન અને નિનેવા તેમનાં મહાન નગરો હતાં. બાઇબલનો 'જૂનો કરાર' એ નગરોની પ્રજાના હેવાલોથી ભરપૂર છે. એ પછીના કાળમાં પણ ઇતિહાસની એ પ્રાચીન ભૂમિમાં બીજાં સામ્રાજ્યો ફાલ્યાંફૂલ્યાં અને લય પામ્યાં. એરેબિયન નાઇટ્સની જાદુઈ નગરી બગદાદ પણ અહીં જ આવી હતી. પરંતુ સામ્રાજ્યો ઊભાં થાય છે અને નાશ પામે છે તેમ જ મોટા મોટા રાજાઓ અને પ્રતાપીમાં પ્રતાપી સમ્રાટોયે માત્ર અલ્પ કાળ માટે જ આ જગતની રંગભૂમિ ઉપર દમામથી વિચરે છે. પણ સંસ્કૃતિઓ ચિરકાળ ટકે છે. જોકે ઇરાક અને ઇરાનની પ્રાચીન સંસ્કૃતિઓ પ્રાચીન મિસરની સંસ્કૃતિની માફક સદંતર નાશ પામી છે.

પ્રાચીન કાળમાં ગ્રીસ ખરેખર મહાન હતું. આજે પણ લોકો તેની કીર્તિગાથા વાંચી આશ્ચર્યચકિત થાય છે. તેની આરસની પ્રતિમાઓનું સૌંદર્ય જોઈને આપણે આશ્ચર્યમાં ગરકાવ થઈ જઈએ છીએ. તેના પુરાણા સાહિત્યના જે અવશેષો આજે મળે છે તે આપણે ભક્તિભાવ અને આશ્ચર્યથી વાંચીએ છીએ. કેટલીક રીતે, અર્વાચીન યુરોપ પ્રાચીન ગ્રીસનું સંતાન છે એમ કહેવામાં આવે છે તે યોગ્ય જ છે. ગ્રીસના આચારવિચારની યુરોપ ઉપર એટલી ભારે અસર થઈ છે. પરંતુ ગ્રીસની એ મહત્તા આજે ક્યાં છે? એ પુરાણી સંસ્કૃતિ લુપ્ત થયા પછી અનેક યુગો વીતી ગયા અને તેની જગ્યાએ નવા આચારવિચાર દાખલ થયા છે. બાકી આજે તો યુરોપના અગ્નિ ખૂણામાં ગ્રીસ નામનો એક નાનો સરખો દેશ માત્ર રહ્યો છે.

મિસર, નોસાસ, ઇરાક અને ગ્રીસ એ બધાં નાશ પામ્યાં છે. બાબિલોન અને નિનેવાની જેમ તેમની પુરાણી સંસ્કૃતિઓ પણ નાશ પામી છે. તો પછી આ પુરાણી સંસ્કૃતિઓના બીજા બે પ્રાચીન સાથીઓના શા હાલ થયા? હિન્દ અને ચીનની શી સ્થિતિ છે? બીજા દેશોની જેમ તેમાં પણ એક પછી એક સામ્રાજ્યો ઊભાં થયાં અને નાશ પામ્યાં. અહીં પણ આક્રમણો થયાં અને વિશાળ પાયા ઉપર વિનાશ અને લૂંટફાટ ઇત્યાદિ થયાં. સદીઓ સુધી એક રાજવંશે રાજ્ય કર્યું અને પછી તેની જગ્યા બીજા રાજવંશે લીધી. બીજા દેશોની જેમ હિન્દ અને ચીનમાં પણ આ બધું બન્યું. પરંતુ હિન્દ અને ચીન

સિવાય બીજે ક્યાંયે સંસ્કૃતિની પરંપરા અખંડિત ચાલુ રહી નહિ. ભારે પરિવર્તનો, વિગ્રહો અને આક્રમણો થવા છતાંયે આ બંને દેશોમાં પ્રાચીન સંસ્કૃતિઓની ધારા અસ્ખલિત વહેતી રહી છે. એ ખરું છે કે, એ બંને દેશો તેમની પ્રાચીન મહત્તાથી આજે કેટલાયે નીચે પડ્યા છે તથા તેમની પ્રાચીન સંસ્કૃતિઓ જમાનાઓથી એકઠી થયેલી ધૂળ અને ગંદકીના થરો નીચે ઢંકાઈ ગઈ છે. છતાંયે એ સંસ્કૃતિઓ જીવન્ત છે અને આજે પણ હિંદની પ્રાચીન સંસ્કૃતિના પાયા ઉપર હિંદીઓની જીવનપ્રણાલી રચાયેલી છે. દુનિયામાં આજે નવીન પરિસ્થિતિ પેદા થઈ છે, અને આગબોટો, રેલવે તથા મોટાં મોટાં કારખાનાંઓએ જગતની શિકલ બદલી નાખી છે. એમ પણ બને કે એ બધું હિંદની સૂરત પણ બદલી નાખે. એ ફેરફારની શરૂઆત પણ થઈ ચૂકી છે. પરંતુ ઠેઠ ઇતિહાસના આરંભકાળથી માંડીને અનેક લાંબા યુગો વટાવી આજ સુધી ચાલુ રહેલી હિન્દની સંસ્કૃતિ અને સુધારાના લાંબા વિસ્તાર અને અખંડ પરંપરા વિષે વિચાર કરવો એ અતિશય રસદાયક છે અને અદ્ભુત આનંદ આપે છે. એક રીતે આપણે હિન્દનાં આ હજારો વરસોના વારસો છીએ. જે દેશ પાછળથી બ્રહ્માવર્ત, આર્યાવર્ત, ભારતવર્ષ અને હિન્દુસ્તાન નામથી ઓળખાવાનો હતો તેનાં હરિયાળાં મેદાનોમાં વાયવ્ય સરહદના પહાડોના ઘાટોમાંથી આવનાર પ્રાચીન લોકોના આપણે સીધા વંશજો હોઈએ એ સંભવિત છે. પર્વતોના ઘાટોમાંથી પોતાનાં ધણો સાથે પસાર થઈને નીચેની અજાણી ભૂમિમાં પ્રવેશતાં તું તેમને કલ્પનામાં નથી જોઈ શકતી? એ બહાદુર અને સાહસની ભાવનાથી ઊભરાતા લોકોએ પરિણામની પરવા રાખ્યા વિના આગળ વધવાની હામ બીડી. એમ કરતાં તેમણે મરણની દરકાર ન કરી અને તેને હસતે મોંએ ભેટ્યા. પરંતુ જીવન ઉપર તેમને પ્રેમ હતો અને તેઓ જાણતા હતા કે જીવનનો આનંદ અનુભવવાનો એકમાત્ર ઉપાય નિર્ભય બની પરાજય તથા આપત્તિ વિષે બેપરવા રહેવું એ છે. કારણકે પરાજય અને આપત્તિનો નિર્ભય લોકોથી દૂર રહેવાનો સ્વભાવ છે. આગેકૂચ કરતા કરતા, સમુદ્ર તરફ ભવ્ય ગતિથી વહેતી ભગવતી ભાગીરથીના કાંઠા સુધી અચાનક આવી પહોંચેલા આપણા એ દૂરના પૂર્વજોનો વિચાર કર. ગંગાના એ નવદર્શનથી તેઓનો આનંદ કેટલો ઊભરાઈ ગયો હશે! તેને પ્રણિપાત કરીને પોતાની સમૃદ્ધ અને સુરીલી વાણીમાં તેમણે તેની સ્તુતિ ગાઈ એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે?

એ બધા યુગોના આપણે વારસો છીએ એ વિચાર ખરેખર આપણને આશ્ચર્યચકિત કરે છે. પણ એથી આપણે ગર્વિષ્ઠ ન બનવું જોઈએ. કારણકે, એ યુગોની સારી તેમજ માઠી બંને વસ્તુઓના આપણે વારસ છીએ. અને હિન્દના આપણા વર્તમાન વારસામાં એવી ઢગલાબંધ ભૂંડી વસ્તુઓ છે જેને લીધે દુનિયામાં આપણે પાછળ પડ્યા છીએ, અને આપણો મહાન દેશ ગરીબાઈમાં આવી પડ્યો છે, તથા તે પરાયા લોકોના હાથમાં રમકડા સમાન બની ગયો છે. પરંતુ એ સ્થિતિ લાંબા કાળ સુધી નહિ નભાવી લેવાનો હવે આપણે નિશ્ચય કરી લીધો છે.

૬

# ગ્રીસના હેલન લોકો

૧૦ જાન્યુઆરી, ૧૯૩૧

તમારામાંથી કોઈ પણ આજે મારી મુલાકાતે ન આવ્યું. પરિણામે 'મુલાકાતનો દિવસ' સૂનો ગયો. એ એક મોટી નિરાશા મળી. પરંતુ મુલાકાત મોકૂફ રાખવાને આપવામાં આવેલા કારણથી તો હું ચિંતાતુર થયો. મને કહેવામાં આવ્યું કે તમે મુલાકાતે ન આવ્યાં તેનું કારણ એ છે કે, દાદુની તબિયત ઠીક નથી. એથી વિશેષ મને કંઈ ખબર ન પડી. ખેર, મુલાકાત આજે થવાની નથી એની મને ખબર પડી એટલે હું કાંતવા બેઠો. મને અનુભવ થયો છે કે, કાંતવું તથા પાટી વણવી એ આનંદજનક અને શાંતિદાયક કાર્યો છે. એટલે હું તો કહું છું કે કંઈ વિમાસણમાં પડો ત્યારે બસ કાંતો!

મારા આગલા પત્રમાં આપણે યુરોપ અને એશિયાની તુલના કરી હતી. હવે આપણે પ્રાચીન યુરોપ તરફ જરા નજર કરીએ. ભૂમધ્ય સમુદ્રની આસપાસના દેશોના પ્રદેશને જ લાંબા સમય સુધી યુરોપ માનવામાં આવતો હતો. તે સમયના યુરોપના ઉત્તરના દેશો વિષે આપણી પાસે કશીયે માહિતી નથી. ભૂમધ્ય સમુદ્રની આસપાસ વસતા લોકો એમ માનતા કે જર્મની, ફ્રાંસ અને ઇંગ્લંડમાં જંગલી અને અસભ્ય જાતિઓ વસે છે. એમ જ માની લેવામાં આવે છે કે તે સમયે સંસ્કૃતિ ભૂમધ્ય સમુદ્રના પૂર્વ ભાગના પ્રદેશોમાં જ મર્યાદિત હતી. એ તો તને ખબર છે કે, મિસર (અલબત્ત એ આફ્રિકામાં છે, નહિ કે યુરોપમાં) અને નોસાસ એ બે દેશો પહેલવહેલા આગળ વધ્યા. ધીરે ધીરે આર્ય લોકો એશિયામાંથી પશ્ચિમ તરફ ખસવા મંડ્યા અને તેમણે ગ્રીસ તથા તેની આસપાસના દેશો ઉપર આક્રમણ કર્યું. જેમને આજે આપણે પ્રાચીન ગ્રીક લોકો તરીકે ઓળખીએ છીએ અને જેમની આપણે તારીફ કરીએ છીએ તે આ ગ્રીક આર્યો જ હતા. હું ધારું છું કે આરંભમાં કદાચ એમના પહેલાં જે આર્યો હિંદુસ્તાન પહોંચ્યા હતા તેમનાથી આ આર્યો બહુ ભિન્ન નહોતા. પરંતુ વખત

જતાં તેમનામાં ફેરફારો થવા લાગ્યા અને ધીરે ધીરે આર્યોની એ બને શાખાઓ એકબીજીથી વધુ ને વધુ જુદી પડતી ગઈ. હિંદના આર્યો ઉપર તેમનાથીયે પુરાણી હિંદની દ્રવિડ સંસ્કૃતિની ભારે અસર પડી હતી. મોહન-જો-દડો આગળ જે સંસ્કૃતિના અવશેષો આજે આપણને મળી આવે છે તેની પણ તેમના ઉપર કદાચ અસર પડી હોય. આર્ય અને દ્રવિડ લોકોએ એકબીજા પાસે પરસ્પર ઘણી આપલે કરી અને એ રીતે આખા હિંદ માટે સહિયારી સંસ્કૃતિ રચી.

એ જ પ્રમાણે, આર્યો ગ્રીસમાં આવ્યા ત્યારે, ત્યાં વિકસેલી નોસાસની પુરાણી સંસ્કૃતિની પણ ગ્રીક આર્યો ઉપર અસર પડી હોવી જોઈએ. એની અસર તેમના ઉપર પડી હતી ખરી, પરંતુ તેમણે નોસાસ તથા તેની સંસ્કૃતિનાં બાહ્ય અંગોનો નાશ કર્યો અને તેનાં ખંડિયેરો ઉપર પોતાની નવી સંસ્કૃતિ રચી. આપણે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે એ પ્રાચીન સમયના ગ્રીક અને હિંદી આર્યો ખડતલ અને જબરા લડવૈયા હતા. તેઓ વીર્યવાન હોવાથી તેમણે પોતાના માર્ગમાં આવનાર સુંવાળા અને વધારે સંસ્કૃત લોકોને પોતામાં સમાવી દીધા અથવા તેમનો નાશ કર્યો.

ઇસુના જન્મ પહેલાં લગભગ એક હજાર વરસ ઉપર નોસાસ નાશ પામ્યું; અને નવા ગ્રીક લોકોએ ગ્રીસ અને તેની આસપાસ આવેલા બેટોમાં વસવાટ કર્યો. સમુદ્રમાર્ગે તેઓ એશિયામાઇનોરના પશ્ચિમ કિનારે ગયા, દક્ષિણ ઇટાલી અને સિસિલી ગયા તથા છેક ફ્રાંસની દક્ષિણ સરહદ ઉપર પણ પહોંચ્યા. ફ્રાંસમાં તેમણે મારસેલ્સ વસાવ્યું. પરંતુ તેમના ગયા પહેલાં ત્યાં આગળ ઘણું કરીને ફિનિશિયન લોકોનું થાણું હતું. તને યાદ હશે કે ફિનિશિયન લોકો એશિયામાઇનોરના સમર્થ દરિયો ખેડનાર લોકો હતા. તેઓ વેપારની શોધમાં દૂર દૂરના પ્રદેશોમાં જતા. પ્રાચીન સમયમાં, ઇંગ્લંડ જંગલી અવસ્થામાં હતું ત્યારે, તેઓ ત્યાં સુધી પણ પહોંચ્યા હતા. જિબ્રાલ્ટરની સામુદ્રધુનીમાં થઈને તેમની લાંબી દરિયાઈ સફર જોખમોથી ભરેલી થઈ પડી હોવી જોઈએ.

ગ્રીસની ભૂમિ ઉપર ઍથેન્સ, સ્પાર્ટા, થીબ્ઝ અને કૉરિન્થ વગેરે વિખ્યાત નગરો ઊભાં થયાં. ગ્રીક, અથવા તેમને તેમના અસલ નામથી ઓળખવા હોય તો, હેલન લોકોના આરંભકાળની હકીકત 'ઇલિયડ' અને 'ઓડેસી' નામનાં બે પ્રખ્યાત મહાકાવ્યોમાં મળી આવે છે. એ

બંને મહાકાવ્યો વિષે તું થોડુંઘણું જાણે છે. કેટલીક રીતે રામાયણ અને મહાભારતનાં આપણાં મહાકાવ્યોને એ મળતાં આવે છે. હોમર નામના અંધ કવિએ તે લખેલાં મનાય છે. ખૂબસૂરત હેલનનું પૅરીસ પોતાની નગરી ટ્રૉયમાં કેવી રીતે હરણ કરી ગયો તથા તેને પાછી મેળવવા ગ્રીસના રાજાઓ અને સરદારોએ ટ્રૉયને કેવી રીતે ઘેરો ઘાલ્યો તેની વાત ઇલિયડમાં આવે છે. ઑડેસીમાં ટ્રૉયના ઘેરામાંથી પાછા ફરતાં ઑડિસિયસ અથવા યુલિસિસનાં ભ્રમણોની વાત આવે છે. ટ્રૉયનું નગર એશિયામાઇનોરમાં દરિયાકિનારા નજીક હતું. આજે તેનું નામનિશાન પણ નથી અને કેટલાયે જમાનાઓથી તે નાશ પામ્યું છે; પરંતુ એક કવિની પ્રતિભાએ તેને અમર કરી દીધું છે. હેલન અથવા ગ્રીક લોકો ઝડપથી પોતાનું ટૂંકું પણ તેજસ્વી યૌવન પ્રાપ્ત કરી રહ્યા હતા તે જ અરસામાં, પાછળથી ગ્રીસને જીતનાર અને તેની જગ્યા લેનાર બીજી સત્તાનો ધીરે ધીરે ઉદય થઈ રહ્યો હતો એ નિહાળવું અતિશય કૌતુકભરેલું છે. લગભગ એ જ અરસામાં રોમની સ્થાપના થઈ હતી એમ મનાય છે. હજી સદીઓ સુધી તે દુનિયાની રંગભૂમિ ઉપર કશો મહત્ત્વનો ભાગ ભજવવાનું નહોતું. પરંતુ જે કેટલીયે સદીઓ સુધી સમસ્ત યુરોપ ઉપર પ્રભુત્વ ભોગવવાનું હતું અને જેને 'જગતની સ્વામિની' અને 'અમર નગરી'નું બિરદ મળવાનું હતું તે મહાન નગરની સ્થાપનાનો ઉલ્લેખ કરવો ઘટે છે. રોમની સ્થાપના વિષે તથા જેમને એક માદા વરુએ ઉપાડી જઈને ઉછેર્યા હતા તે રોમના સ્થાપક રેમસ અને રોમ્યુલસ વિષે ચિત્રવિચિત્ર વાતો પ્રચલિત છે. કદાચ તું એ વાતો જાણતી હશે.

રોમ સ્થપાયું તે અરસામાં અથવા કંઈક તે પહેલાં પુરાણી દુનિયાનું બીજું એક નગર સ્થપાયું. એનું નામ કાર્થેજ. આફ્રિકાના ઉત્તર કિનારા ઉપર ફિનિશિયન લોકોએ તે સ્થાપ્યું હતું. તે બળવાન દરિયાઈ સત્તા બન્યું અને તેની તથા રોમ વચ્ચે તીવ્ર હરીફાઈ જાગી અને ઘણી લડાઈઓ થઈ. છેવટે રોમ જીત્યું અને તેણે કાર્થેજનો સમૂળગો નાશ કર્યો.

આજનો પત્ર પૂરો કરતા પહેલાં આપણે પૅલેસ્ટાઇન તરફ જરા નજર કરી જઈએ. અલબત્ત, પૅલેસ્ટાઇન યુરોપમાં નથી આવ્યું, તેમજ તેનું ઐતિહાસિક મહત્ત્વ પણ બહુ નથી. પરંતુ ઘણા લોકોને તેના પ્રાચીન ઇતિહાસમાં રસ છે, કારણકે તે ઇતિહાસ બાઇબલના

'જૂના કરાર'માં આવેલો છે. એ પ્રદેશમાં વસતા યહૂદી લોકોનાં કેટલાંક ગોત્રોની તથા બાબિલોન, એસીરિયા અને મિસર વગેરે તેની બંને બાજુના બળવાન પડોશીઓ તરફથી તેમને વેઠવી પડેલી મુસીબતોની કથાઓ એમાં છે. એ કથાઓ યહૂદી તથા ખ્રિસ્તી ધર્મના સાહિત્યનો એક ભાગ બની ન હોત તો બહુ ઓછા લોકોને એની જાણ થાત.

નોસાસનો નાશ થયો તે અરસામાં પૅલેસ્ટાઇનના ઇસરાયલ નામના પ્રદેશમાં સૉલ રાજા રાજ્ય કરતો હતો. તે પછી ડેવિડ અને પછી પોતાના ડહાપણ માટે પ્રખ્યાત થયેલો સૉલોમન આવ્યો. આ ત્રણ નામોનો ઉલ્લેખ મેં એટલા માટે કર્યો છે કે એમને વિષે તેં કંઈક સાંભળ્યું હશે અથવા વાંચ્યું હશે.

## ૭

# ગ્રીસનાં નગરરાજ્યો

૧૧ જાન્યુઆરી, ૧૯૩૧

મારા આગલા પત્રમાં મેં ગ્રીક અથવા હેલન લોકો વિષે કંઈક કહ્યું હતું. ફરીથી આપણે તેમના તરફ નજર કરીએ અને તે કેવા હતા તે સમજવા પ્રયાસ કરીએ. જે લોકોને અથવા જે વસ્તુઓને આપણે કદી પણ ભાળ્યાં ન હોય તેનો તાદૃશ અને સાચો ખ્યાલ આવવો બહુ મુશ્કેલ છે. વર્તમાન પરિસ્થિતિ અને જીવનવ્યવહારથી આપણે એટલાં બધાં ટેવાઈ ગયાં છીએ કે તદ્દન જુદા પ્રકારની દુનિયાની કલ્પના આપણે ભાગ્યે જ કરી શકીએ. અને પુરાણી દુનિયા — પછી તે ગ્રીસ, ચીન કે હિંદ ગમે ત્યાંની હો — વર્તમાન દુનિયાથી સાવ નિરાળી હતી. એટલે, તે જમાનાના લોકો કેવા હતા એ વિષે આપણે બહુ તો તેમનાં પુસ્તકો, ઇમારતો અને બીજા અવશેષોની સહાયથી માત્ર કલ્પના જ કરી શકીએ.

ગ્રીસ વિષે એક હકીકત બહુ રસદાયક છે. આપણને તરત દેખાઈ આવે છે કે ગ્રીક લોકોને મોટાં મોટાં રાજ્યો કે સામ્રાજ્યો પસંદ નહોતાં. તેમને નાનાં નાનાં નગરરાજ્યો જ પસંદ હતાં. એટલે કે, તેમનું પ્રત્યેક નગર એક સ્વતંત્ર રાજ્ય હતું. વળી એ બધાં નાનાં નાનાં નગરરાજ્યો પ્રજાતંત્રો હતાં. દરેક રાજ્યની મધ્યમાં શહેર હતું અને તેની આસપાસ ખેતરો હતાં જેમાંથી શહેરને માટે ખોરાકની ચીજો આવતી. પ્રજાતંત્રમાં રાજા નથી હોતો એ તો તું જાણે છે. ગ્રીસનાં આ નગરરાજ્યોમાં રાજાઓ નહોતા. શહેરના ધનિક પ્રજાજનો તેનો રાજ્યકારભાર ચલાવતા. ત્યાં આગળ સામાન્ય પ્રજાજનનો તો રાજ્યવહીવટમાં કશો જ અવાજ નહોતો. વળી ત્યાં ઘણા ગુલામો પણ હતા. તેમને રાજ્યમાં કશો પણ અધિકાર નહોતો. સ્ત્રીઓને પણ કશા હકો નહોતા. એટલે કે નગરરાજ્યની વસ્તીના થોડા ભાગને જ નાગરિકના હકો હતા અને રાજકાજના જાહેર પ્રશ્નો ઉપર માત્ર તેમને જ મત આપવાનો અધિકાર હતો. એ નાગરિકોને માટે મત આપવાનું કાર્ય મુશ્કેલ નહોતું, કારણ કે એ બધા શહેરમાં કોઈ એક

જગ્યાએ એકઠા થઈ શકતા હતા. આમ બની શકતું તેનું કારણ એ કે એક જ રાજ્યની હકૂમત નીચેનો તે પ્રદેશ વિશાળ નહોતો પણ એક નાનકડું નગરરાજ્ય હતું. આખા હિંદના બધા મતદારો અથવા માત્ર બંગાળ કે આગ્રા જેવા મોટા પ્રાંતના મતદારો એક જગ્યાએ એકઠા મળ્યા હોય એવી કલ્પના તું કરી જો! એમ બનવું જ બિલકુલ શક્ય નથી. પાછળના વખતમાં બીજા દેશોમાં આ મુશ્કેલી ઊભી થઈ હતી. પરંતુ ‘પ્રતિનિધિત્વવાળી સરકાર’ની યોજનાથી એનો ઉકેલ કરવામાં આવ્યો. એનો અર્થ એ કે, કોઈ પણ પ્રશ્નનો નિર્ણય કરવાને સમગ્ર દેશના બધા મતદારો એકઠા મળવાને બદલે તેઓ પોતાના ‘પ્રતિનિધિઓ’ ચૂંટી કાઢે છે. પછી એ પ્રતિનિધિઓ એકઠા મળે છે અને દેશને લગતા જાહેર પ્રશ્નોનો વિચાર કરે છે તથા તેને માટે કાયદાઓ ઘડે છે. આ રીતે સામાન્ય મતદાર દેશના રાજ્યવહીવટમાં પરોક્ષ રીતે મદદ કરે છે એમ મનાય છે.

પરંતુ ગ્રીસને એવી પ્રતિનિધિત્વવાળી સરકારની વાત સાથે કશો સંબંધ નહોતો. ગ્રીસે તો નગરરાજ્યથી મોટું રાજ્ય ન બનાવીને આ મુશ્કેલ સવાલને ટાળ્યો. હું આગળ કહી ગયો છું તે પ્રમાણે, ગ્રીક લોકો જોકે આખા ગ્રીસ ઉપર તથા દક્ષિણ ઇટાલી, સિસિલી અને ભૂમધ્ય સમુદ્રના કાંઠા ઉપર આવેલા બીજા પ્રદેશોમાં ફેલાયા હતા છતાંયે તેમણે સામ્રાજ્ય સ્થાપવાનો કે એ બધાં સ્થાનોને એક રાજતંત્રની હકૂમત નીચે આણી તેમના ઉપર પોતાની સત્તા જમાવવાનો પ્રયત્ન કર્યો નહિ. જ્યાં જ્યાં ગયા ત્યાં તેમણે પોતાનું અલગ નગરરાજ્ય જ સ્થાપ્યું.

તું જોશે કે પ્રાચીન કાળમાં હિંદમાં પણ ગ્રીસનાં નગરરાજ્યો જેવાં નાનાં નાનાં પ્રજાતંત્રો હતાં. પરંતુ તેઓ ઝાઝો કાળ ન ટક્યાં અને મોટાં રાજ્યોમાં સમાઈ ગયાં. આમ છતાંયે ઘણા લાંબા કાળ સુધી આપણી ગ્રામ પંચાયતો ભારે સત્તાવાન હતી. સંભવ છે કે, પ્રાચીન આર્યો જ્યાં ગયા ત્યાં તેમની પ્રથમ સ્ફુરણા તો નાનાં નાનાં નગરરાજ્યો સ્થાપવાની જ હશે. પરંતુ જે જે દેશોમાં જઈ તેઓ વસ્યા તેમાંના ઘણાખરા દેશોની ભૌગોલિક પરિસ્થિતિ અને ત્યાંની જૂની સંસ્કૃતિઓના સંપર્કને લઈને ધીરે ધીરે તેમની એ કલ્પના તેમને છોડી દેવી પડી હશે. ખાસ કરીને ઇરાનમાં તો આપણે મોટાં મોટાં સામ્રાજ્યો ઊભાં થયેલાં જોઈએ છીએ. હિંદમાં પણ મોટાં રાજ્યો ઊભાં થવાનું જ વલણ હતું. પરંતુ એક ઇતિહાસપ્રસિદ્ધ ગ્રીસવાસીએ

આખી દુનિયા જીતવાનો આપણી જાણમાંનો પહેલવહેલો પ્રયાસ કર્યો ત્યાં લગીના લાંબા કાળ સુધી ગ્રીસમાં તો નગરરાજ્યો જ ટક્યાં. એ પુરુષનું નામ મહાન સિકંદર. એને વિષે હું પછીથી થોડું કહીશ.

આમ ગ્રીક લોકોએ પોતાનાં નાનાં નાનાં નગરરાજ્યો એકત્ર કરીને એક મોટું રાજ્ય અથવા પ્રજાતંત્ર સ્થાપવાનું સ્વીકાર્યું નહિ. એ રાજ્યો એકબીજાથી અળગાં અને સ્વતંત્ર રહ્યાં એટલું જ નહિ, પણ તેઓ એકબીજા સાથે નિરંતર વઢ્યા કરતાં. તેમની વચ્ચે હમેશાં ભારે રસાકસી ચાલ્યાં કરતી અને ઘણી વાર તે યુદ્ધમાં પરિણમતી.

છતાંયે એ બધાં નગરરાજ્યોને એકસૂત્રે સાંકળી રાખનાર ઘણી સમાનતાઓ પણ હતી. તેમની ભાષા એક હતી, સંસ્કૃતિ એક હતી અને ધર્મ પણ એક હતો. તેમનો એ ધર્મ અનેક દેવ-દેવીઓને માનતો હતો અને તેમની પુરાણકથાઓ હિંદુઓની પ્રાચીન પુરાણ-કથાઓ જેવી સુંદર અને વૈવિધ્યભરી હતી. તેઓ સૌંદર્યના પૂજારી હતા. તેમણે બનાવેલી આરસ અને પથ્થરની થોડીક મૂર્તિઓ આજે પણ મોજૂદ છે. એ મૂર્તિઓનું સૌંદર્ય અદ્‌ભુત છે. તેઓ શરીરને તંદુરસ્ત તથા સુંદર બનાવવાનું પસંદ કરતા અને તે માટે રમતો અને હરીફાઈઓ યોજતા. ગ્રીસમાં ઑલિમ્પસ નામના સ્થળે વખતોવખત મોટા પાયા ઉપર આ રમતો થતી અને ત્યાં આગળ સમગ્ર ગ્રીસના લોકો એકઠા થતા. આજે પણ રમાતી ઑલિમ્પિક રમતો વિષે તેં સાંભળ્યું હશે. ઑલિમ્પસ આગળ રમાતી ગ્રીસની પુરાણી રમતોના નામ ઉપરથી આ નામ પડેલું છે અને જુદા જુદા દેશો વચ્ચે રમાતી રમતો અને હરીફાઈઓને એ આપવામાં આવ્યું છે.

આમ ગ્રીસનાં નગરરાજ્યો એકબીજાથી અળગાં રહેતાં. તેમની રમતોને પ્રસંગે એ બધાં એકત્ર થતાં અને તે સિવાય વારંવાર પરસ્પર લડ્યા કરતાં. આમ છતાં બહારથી મોટું જોખમ આવી પડે ત્યારે તેનો સામનો કરવાને તેઓ એકત્ર થતાં. આ જોખમ તે ઈરાનની ગ્રીસ પરની ચડાઈ. એ વિષે હું આગળ થોડું કહીશ.

૮

# પશ્ચિમ એશિયાનાં સામ્રાજ્યો

૧૩ જાન્યુઆરી, ૧૯૩૧

કાલે તમારાં બધાંની મુલાકાત થઈ એ સારું થયું. પરંતુ દાદુને જોઈને તો હું સડક થઈ ગયો. તે મને ઘણા અશક્ત અને બીમાર જણાયા. એમની બરાબર સંભાળ રાખજે અને એમને ફરી પાછા સશક્ત અને નીરોગ બનાવજે. ટૂંકી મુલાકાતમાં માણસ વાત પણ શી કરી શકે? આ પત્રો લખીને મુલાકાત અને વાતચીતની ઊણપને પૂરી કરવા હું કોશિશ કરું છું. પણ પત્રો મુલાકાત કે વાતચીતની નહિ જેવી જ ગરજ સારી શકે — અને એ રીતે કંઈ લાંબા વખત સુધી મન મનાવી શકાતું નથી! છતાંયે કોઈક વાર મન મનાવવાની રમત પણ ઠીક થઈ પડે છે.

ચાલો, આપણે પાછાં પ્રાચીન કાળમાં પહોંચી જઈએ. છેલ્લાં આપણે પ્રાચીન ગ્રીક લોકોની વાત કરતાં હતાં. એ અરસામાં બીજા દેશોની શી સ્થિતિ હતી? યુરોપના બીજા દેશો વિષે આપણે બહુ તકલીફ લેવાની જરૂર નથી. તેમને વિષે આપણને, અથવા કહો કે મને, જાણવા જેવી બહુ માહિતી નથી. ઘણુંખરું, એ સમયે યુરોપના ઉત્તરના પ્રદેશોની આબોહવા બદલાતી જતી હતી અને પરિણામે ત્યાં ખચીત નવી પરિસ્થિતિ ઉપસ્થિત થઈ હોવી જોઈએ. તને કદાચ યાદ હશે કે ઘણા ઘણા લાંબા સમય પહેલાં ઉત્તર યુરોપ અને ઉત્તર એશિયાના પ્રદેશોમાં અતિશય ઠંડી પડતી હતી. એ સમય ‘હિમયુગ’ કહેવાતો. તે કાળમાં છેક મધ્ય યુરોપ સુધી મોટી મોટી હિમનદીઓ વહેતી હતી. ઘણું કરીને એ સમયે ત્યાં આગળ મનુષ્યની હસ્તી નહોતી. પણ કદાચ તેની હસ્તી હોય તોપણ તે માણસ કરતાં જનાવરને વધારે મળતો હશે. તને નવાઈ લાગશે કે, એ સમયે ત્યાં હિમનદીઓ હતી એ આજે આપણે કેવી રીતે કહી શકીએ છીએ. અલબત્ત, કોઈ પુસ્તકમાં તો એ વિષે નોંધ ન જ હોઈ શકે. કારણકે તે સમયે પુસ્તકો કે પુસ્તકના લેખકો હતા જ નહિ. પણ હું ધારું છું કે કુદરતરૂપી પુસ્તકને તો તું નહિ જ ભૂલી ગઈ હોય. તેનાં ખડકો અને

શિલાઓ ઉપર પોતાનો ઇતિહાસ લખી રાખવાની કુદરતને આવડત છે; અને જેની ઇચ્છા હોય તે એ ઇતિહાસ ત્યાં આગળથી વાંચી શકે છે. એ એક પ્રકારની આત્મકથા — એટલે કે, પોતાની જાતનું વૃત્તાન્ત છે. હવે, આ હિમનદીઓને પોતાના અસ્તિત્વની ખાસ પ્રકારની નિશાનીઓ મૂકતા જવાની ખાસિયત છે. એક વખત એ નિશાનીઓ ઓળખતાં શીખ્યા પછી તેમાં ભૂલ થવાનો સંભવ ઓછો રહે છે. અને જો એ નિશાનીઓનો અભ્યાસ કરવો હોય તો તારે કેવળ હિમાલય, આલ્પ્સ અથવા બીજા કોઈ સ્થળની હિમનદી પાસે પહોંચવું જોઈએ. આલ્પ્સ પર્વતમાં 'માઉન્ટ બ્લૅંક'ની આસપાસની હિમનદીઓ તેં પોતે પણ જોઈ છે. પણ તે વખતે, કદાચ કોઈએ તને તેની ખાસ નિશાનીઓ બતાવી નહિ હોય. કાશ્મીર તેમજ હિમાલયના પ્રદેશમાં પુષ્કળ મનોહર હિમનદીઓ છે. આપણી સૌથી પાસેની હિમનદી પિંડારી હિમનદી છે. તે અલમોડાથી એક અઠવાડિયાની મજલ ઉપર આવેલી છે. હું છેક નાનો હતો — તારા કરતાં પણ નાનો — ત્યારે એક વાર ત્યાં ગયો હતો. આજે પણ તેનું દૃશ્ય મને આબેહૂબ યાદ છે.

ઇતિહાસ અને ભૂતકાળને છોડીને હું તો હિમનદીઓ અને પિંડારીની વાત પર ચડી ગયો! મન મનાવવાની રમતનું એ પરિણામ છે. બની શકે તો, જાણે તું અહીં મારી પાસે બેઠી હોય એ રીતે હું વાત કરવા માગું છું. અને એમ કરતાં આપણે કોઈ કોઈ વાર હિમનદીઓ અને એવી બીજી વસ્તુઓના પ્રવાસે અવશ્ય જઈ ચડવાનાં.

મેં 'હિમયુગ'નો ઉલ્લેખ કર્યો એ કારણે આપણે હિમનદીઓની ચર્ચા ઉપર ચડી ગયાં. મધ્ય યુરોપ અને ઇંગ્લંડ સુધી હિમનદીઓ વહેતી હતી એમ આપણે એટલા ઉપરથી કહી શકીએ છીએ કે એ પ્રદેશોમાં હજીયે હિમનદીની ખાસ પ્રકારની નિશાનીઓ જોવામાં આવે છે. આ નિશાનીઓ જૂના ખડકો ઉપર મળી આવે છે. એ ઉપરથી આપણે ધારીએ છીએ કે તે સમયે ઉત્તર અને મધ્ય યુરોપમાં સર્વત્ર અતિશય ઠંડી પડતી હોવી જોઈએ. વખત જતાં આબોહવા ગરમ થતી ગઈ અને હિમનદીઓ ક્ષીણ થતી ગઈ. ભૂસ્તરશાસ્ત્રીઓ, એટલે કે પૃથ્વીના ઇતિહાસનો અભ્યાસ કરનાર લોકો, આપણને કહે છે કે ઠંડીના મોજા પછી ત્યાં ગરમીનું મોજું આવ્યું હતું. એ સમયે યુરોપમાં આજના કરતાં પણ વધારે ગરમી પડતી હતી. આ ગરમીને કારણે યુરોપમાં ગીચ જંગલો ઊગી નીકળ્યાં.

આર્ય લોકો ફરતા ફરતા મધ્ય યુરોપમાં પણ પહોંચ્યા હતા. એ સમયે તેમણે ત્યાં આગળ કંઈ નોંધપાત્ર કાર્ય કર્યું હોય એમ જણાતું નથી. એટલે હાલ તુરત તો ઘડીભર આપણે તેમને છોડી દઈ શકીએ. ગ્રીસ અને ભૂમધ્ય સમુદ્રના કિનારાના પ્રદેશના સુધરેલા લોકો મધ્ય અને ઉત્તર યુરોપના લોકોને ઘણુંખરું અસંસ્કારી અને જંગલી ગણતા અને તેમને 'બર્બર' કહેતા. પણ આ 'બર્બરો' પોતાનાં ગામો અને જંગલોમાં નરવું અને લડાયક જીવન ગુજારતા હતા અને દક્ષિણનાં વધારે સુધરેલાં રાજ્યો ઉપર તૂટી પડી તેમને ઉથલાવી નાખવાના દિવસ માટેની અજાણપણે તૈયારી કરી રહ્યા હતા. પણ એ તો ઘણા લાંબા કાળ પછી બન્યું અને હાલ આપણે આગળથી તે વાત કાઢવાની જરૂર નથી.

ઉત્તર યુરોપ વિષે આપણે નહિ જેવું જ જાણીએ છીએ એ ખરું, પરંતુ બીજા મોટા મોટા ખંડો અને દેશોના વિશાળ પ્રદેશો વિષે તો આપણે કશુંયે જાણતાં નથી. અમેરિકા કોલંબસે શોધી કાઢ્યો એમ કહેવાય છે. પરંતુ અત્યારે આપણને માહિતી મળે છે તે પ્રમાણે, એનો અર્થ એ નથી કે કોલંબસ ગયો તે પહેલાં અમેરિકામાં સુધરેલા લોકો વસતા નહોતા. એ ગમે તેમ હો, પણ જે સમયની આપણે વાત કરીએ છીએ તે પ્રાચીન કાળના અમેરિકા વિષે આપણે કશુંયે જાણતાં નથી. તે જ પ્રમાણે મિસર અને ભૂમધ્ય સમુદ્રના કાંઠાના પ્રદેશો સિવાયના આફ્રિકા ખંડ વિષે પણ આપણે કશું જાણતાં નથી. આ સમયે ઘણું કરીને મિસરમાં તેની મહાન અને પ્રાચીન સંસ્કૃતિની પડતી દશા શરૂ થઈ ચૂકી હતી. આમ છતાં પણ તે સમયે મિસર બહુ આગળ વધેલો દેશ હતો.

હવે આપણે એશિયામાં શું બની રહ્યું હતું તે જોવું જોઈએ. તું જાણે છે કે અહીં પ્રાચીન સંસ્કૃતિનાં ત્રણ કેન્દ્રો હતાં: મેસેપોટેમિયા, હિંદ અને ચીન.

એ પ્રાચીન સમયમાં પણ મેસેપોટેમિયા, ઈરાન અને એશિયા-માઈનરમાં એક પછી એક સામ્રાજ્યો આવ્યાં અને ગયાં. અહીંયાં જ એસીરિયા, મીડિયા, બાબિલોનિયા અને પછીથી ઈરાનનું સામ્રાજ્ય થયું. એ સામ્રાજ્યો એકબીજા જોડે કેવી રીતે લડ્યાં અથવા થોડા સમય માટે એકબીજાને પડખે સુલેહશાંતિથી રહ્યાં કે એકે બીજાનો નાશ કર્યો, એ બધી વિગતોમાં આપણે ઊતરવાની જરૂર નથી. પરંતુ ગ્રીસનાં

નગરરાજ્યો અને પશ્ચિમ એશિયાનાં સામ્રાજ્યો વચ્ચેનો તફાવત તને માલૂમ પડશે. ઘણા પ્રાચીન સમયથી એ દેશોમાં મોટાં મોટાં રાજ્યો કે સામ્રાજ્યો માટે જ આકર્ષણ હોય એમ જણાય છે. કદાચ એ તેમની વધારે પુરાણી સંસ્કૃતિને લીધે હોય અથવા તો એનાં બીજાં કારણો પણ હોવાનો સંભવ છે.

એક નામમાં કદાચ તને રસ પડશે. એ નામ ક્રીસસનું છે. એને વિષે તેં જરૂર કંઈક સાંભળ્યું હશે. 'ક્રીસસના જેટલો ધનિક' એ અંગ્રેજી ભાષામાં બહુ જાણીતી કહેવત થઈ ગઈ છે. આ ક્રીસસની વાર્તાઓ પણ તેં વાંચી હશે તથા તે કેવો ધનિક અને અભિમાની હતો અને તેના ગર્વનું કેવી રીતે ખંડન થયું હતું એ વિષે પણ તેં વાંચ્યું હશે. ક્રીસસ જ્યાં આગળ આજે એશિયામાઈનર છે ત્યાં એશિયાના પશ્ચિમ કિનારા ઉપર આવેલા લીડિયા નામના દેશનો રાજા હતો. એ દેશ દરિયાકાંઠે આવેલો હોવાથી ઘણું કરીને ત્યાં આગળ ખૂબ પ્રમાણમાં વેપાર ચાલતો હતો. તેના સમયમાં ઈરાનનું સામ્રાજ્ય સાઈરસ રાજાના અમલ તળે વધતું અને બળવાન થતું જતું હતું. સાઈરસ અને ક્રીસસ વચ્ચે લડાઈ થઈ અને તેમાં સાઈરસે ક્રીસસને હરાવ્યો. હિરોડોટસ નામના ગ્રીક ઇતિહાસલેખકે તેના પરાજયની તથા દુઃખમાં આવી પડ્યા પછી અભિમાની ક્રીસસમાં સમજ અને ડહાપણ કેવી રીતે આવ્યાં તેની વાત લખી છે.

સાઈરસનું સામ્રાજ્ય ઘણું મોટું હતું અને ઘણું કરીને પૂર્વમાં હિંદ સુધી વિસ્તરેલું હતું. પરંતુ એના દરાયસ નામના એક વંશજનું સામ્રાજ્ય તો એથીયે વિશાળ હતું. મિસર, મધ્ય એશિયાનો થોડો ભાગ અને સિંધુ નદી નજીકના હિંદના થોડા પ્રદેશનો પણ તેમાં સમાવેશ થતો હતો. એવું કહેવાય છે કે હિંદના પ્રાંતમાંથી ખંડણી તરીકે સોનાની રજનો મોટો જથ્થો તેના ઉપર મોકલવામાં આવતો હતો. તે કાળમાં સીંધુ નદીની નજદીક સોનાની રજ મળતી હોવી જોઈએ. આજે તો ત્યાં આગળ એ મળતી નથી અને એ પ્રદેશ ઘણોખરો વેરાન છે. આબોહવામાં કેવા ફેરફારો થયા કરે છે તે આ ઉપરથી જણાય છે. જ્યારે તું ઇતિહાસ વાંચશે અને પ્રાચીન કાળની પરિસ્થિતિ વિષે વિચાર કરશે તથા વર્તમાન પરિસ્થિતિ સાથે તેનો મુકાબલો કરશે ત્યારે મધ્ય એશિયામાં થયેલું પરિવર્તન તને સૌથી વધારે રસપ્રદ લાગશે. અસંખ્ય જાતિઓ અને સ્ત્રીપુરુષનાં ટોળેટોળાં એ પ્રદેશમાંથી નીકળીને

દૂર દૂરના ખંડોમાં જઈને વસ્યાં. ભૂતકાળમાં, મુંબઈ કે કલકત્તાથી પણ ઘણાં મોટાં અને યુરોપનાં આજનાં મહાન પાટનગરોની બરાબરી કરી શકે એવાં પ્રચંડ, સમૃદ્ધ અને ગીચ વસતીવાળાં શહેરો એ ભૂમિમાં હતાં. એ શહેરોમાં ઠેકઠેકાણે હરિયાળી જમીનો અને બાગબગીચાઓ હતા તથા ત્યાંની આબોહવા પણ બહુ ગરમ નહિ અને બહુ ઠંડી નહિ એવી માફકસરની અને આહ્લાદક હતી. આ પરિસ્થિતિ ભૂતકાળમાં હતી. પણ આજે સદીઓ થયાં એ પ્રદેશ વેરાન, ઉજ્જડ અને લગભગ રણ જેવો બની ગયો છે. ભૂતકાળનાં કેટલાંક નગરો હજી પણ ત્યાં જેમ તેમ ટકી રહ્યાં છે ખરાં. સમરકંદ અને બુખારા — માત્ર એમનાં નામો પણ આપણા મનમાં અનેક સ્મરણો ઊભાં કરે છે, પણ આજે તો તે તેમના પુરાણા સ્વરૂપના માત્ર પડછાયા જ છે.

પણ વળી પાછો હું આગળની વાત કરવા લાગ્યો. જે પ્રાચીન સમયની આપણે વાત કરી રહ્યાં છીએ તે કાળે તો નહોતું સમરકંદ કે નહોતું બુખારા. એ તો પાછળથી આવવાનાં હતાં. ભાવિએ હજી તેમને પોતાના પડદા પાછળ સંતાડી રાખ્યાં હતાં. અને મધ્ય એશિયાની મહત્તા અને પડતી એ તો હજી ભવિષ્યની વાત હતી.

૯

# જૂની પરંપરાનાં બંધન

૧૪ જાન્યુઆરી, ૧૯૩૧

જેલમાં મેં કેટલીક વિચિત્ર ટેવો કેળવી છે. સવારમાં વહેલા ઊઠવાની — ઉષ:કાળ કરતાં પણ વહેલા ઊઠવાની ટેવ તેમાંની એક છે. ગયા ઉનાળાથી મેં એ ટેવ પાડી છે કારણકે ઉષાનું આગમન અને જે રીતે તે તારાઓને ધીરે ધીરે બૂઝવી નાખે છે તે નિહાળવાનું મને ગમ્યું. ઉષા પહેલાંની ચાંદની અને તેનું દિવસમાં થતું પરિવર્તન તેં કદીયે નિહાળ્યું છે ખરું? આ ચાંદની અને ઉષા વચ્ચેની રસાકસી અને તેમાં હમેશાં થતો ઉષાનો વિજય મેં ઘણી વાર નિહાળ્યાં છે. એ વિચિત્ર પ્રકારના ઝાંખા પ્રકાશમાં, થોડી વાર સુધી તો, એ ચાંદની છે કે શરૂ થતા દિવસનું અજવાળું છે તે કહેવું મુશ્કેલ થઈ પડે છે. પણ પછી પળવારમાં એ વિષે શંકા રહેતી નથી અને દિવસ શરૂ થાય છે તથા ઝાંખો પડેલો ચંદ્ર હારીને હરીફાઈમાંથી નિવૃત્ત થાય છે.

મારી એ ટેવ પ્રમાણે, હજીયે આકાશમાં તારા ચમકી રહ્યા હતા ત્યારે હું ઊઠ્યો. ઉષાના આગમન પહેલાં વાતાવરણમાં કંઈક વિચિત્ર વસ્તુ વ્યાપી રહે છે તે ઉપરથી કોઈ પણ માણસ કલ્પી શકે કે પ્રભાતની તૈયારી છે. અને હું વાંચવા બેઠો તેવામાં દૂરથી આવતા અને વધતા જતા અવાજોએ પ્રાત:કાળની શાંતિનો ભંગ કર્યો. મને યાદ આવ્યું કે આજે સંક્રાંતિનો એટલે કે માઘમેળાનો પ્રથમ દિવસ છે અને જમના તથા અણુછતી સરસ્વતી પણ જ્યાં ગંગાને મળે છે એવું માનવામાં આવે છે તે ત્રિવેણી સંગમ આગળ હજારોની સંખ્યામાં યાત્રાળુઓ સ્નાન કરવાને જઈ રહ્યા છે. ચાલતા ચાલતા તેઓ ભજન ગાતા હતા અને 'ગંગા માતાની જય' પોકારતા હતા. નૈની જેલની દીવાલ ઓળંગીને એ પોકારો મારા કાન સુધી પહોંચ્યા. એ અવાજો સાંભળતાં સાંભળતાં હજારોની સંખ્યામાં તેમને નદી તરફ આકર્ષતી અને થોડા સમય માટે તેમનાં દુ:ખ અને કંગાલિયત ભુલાવી દેતી શ્રદ્ધાની શક્તિનો મને વિચાર આવ્યો. મને એ પણ વિચાર આવ્યો કે કેટલીયે સદીઓથી યાત્રાળુઓ

આમ પ્રતિવર્ષ ત્રિવેણી તરફ આવતા રહ્યા હશે! મનુષ્યો જન્મે છે અને મરે છે, રાજ્યો અને સામ્રાજ્યો થોડો કાળ પ્રભુત્વ ભોગવે છે અને પાછાં ભૂતકાળમાં અદૃશ્ય થઈ જાય છે, પરંતુ જૂની પરંપરા તો જીવંત જ રહે છે અને એક પેઢી પછી બીજી પેઢી ઉત્તરોત્તર તેને વશ વર્તતી રહે છે. પરંપરામાં ઘણું સારું તત્ત્વ પણ હોય છે પરંતુ કેટલીક વાર તે ભયાનક બોજારૂપ કે બંધનરૂપ બની જાય છે અને આપણી પ્રગતિ મુશ્કેલ કરી મૂકે છે. દૂરના ઝાંખા ભૂતકાળ સાથે આપણને જોડતી અતૂટ સાંકળ વિષે વિચાર કરવો તથા તેરસો વરસ ઉપર લખાયેલાં — તે સમયે પણ એ મેળો પ્રાચીન પરંપરારૂપે જ હતો — એ મેળાનાં વર્ણનો વાંચવાં એ અદ્‌ભુત અનુભવ છે. આપણને ભૂતકાળ સાથે જોડતી ઘણી કડીઓ આપણે સાચવી રાખવી પડશે પરંતુ સાથે સાથે આપણી પ્રગતિને રોકનાર રૂઢિ કે પરંપરાનાં બંધનોને આપણે તોડવાં પણ પડશે.

મારા છેલ્લા ત્રણ પત્રોમાં ૩૦૦૦ કે ૨૫૦૦ વર્ષ પૂર્વે દુનિયા કેવી હતી તેનો ચિતાર રજૂ કરવાની હું કોશિશ કરી રહ્યો હતો. એમાં મેં તારીખો નથી જણાવી. તારીખો મને પસંદ નથી અને એ બાબતમાં તને પણ હું બહુ હેરાન કરવા માગતો નથી. આ પ્રાચીન સમયમાં બનેલા બનાવો વિષે ચોક્કસ તારીખો જાણવી પણ મુશ્કેલ છે. આપણા મનમાં ઘટનાઓનો ક્રમ બરાબર સાચવવામાં સહાયરૂપ નીવડે એટલા ખાતર હવે પછી કોઈ કોઈ વખત તારીખો આપવાની અને તે યાદ રાખવાની જરૂર પડશે ખરી. અત્યારે તો આપણે પુરાણી દુનિયાનો ચિતાર ઊભો કરવાની જ કોશિશ કરીએ છીએ.

આપણે ગ્રીસ, ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપરના દેશો, મિસર, એશિયામાઇનર અને ઇરાનની કંઈક ઝાંખી કરી. હવે પાછાં આપણે આપણા દેશ તરફ આવીએ. હિંદના પ્રાચીન ઇતિહાસનો અભ્યાસ કરવામાં આપણને એક મોટી મુશ્કેલી નડે છે. અહીંના પ્રાચીન આર્યોએ — અંગ્રેજીમાં જેમને ઇન્ડો-આર્યન કહેવામાં આવે છે — ઇતિહાસ લખવા તરફ લક્ષ આપ્યું નહોતું. ઘણી બાબતમાં તેઓ કેવા સમર્થ હતા તે આપણે આગળના પત્રોમાં જોઈ ગયાં છીએ. વેદ, ઉપનિષદ, રામાયણ, મહાભારત અને એના જેવા બીજા ગ્રંથો તેમણે સરજ્યા છે. મહા સમર્થ પુરુષો જ એવા ગ્રંથો લખી શકે. આ અને એવા બીજા ગ્રંથો પ્રાચીન ઇતિહાસના અધ્યયનમાં આપણને સહાય કરે છે. એ ગ્રંથો

આપણા પૂર્વજોની રીતભાત, રિવાજો, આચારવિચાર તેમજ તેમની વિચારસૃષ્ટિ અને જીવનવ્યવહાર વિષે માહિતી આપે છે. પરંતુ તેમને આપણે સાચા ઇતિહાસના ગ્રંથો ન કહી શકીએ. બહુ પાછળના સમયના ઇતિહાસનો, પરંતુ સંસ્કૃત ભાષામાં લખાયેલો ખરેખરો ઇતિહાસનો ગ્રંથ રાજતરંગિણી છે. એમાં કાશ્મીરનો ઇતિહાસ છે. કલ્હણે એ ગ્રંથ લખ્યો છે. તું એ જાણીને રાજી થશે કે જેમ હું તને આ પત્રો લખું છું તેમ તારા રણજિત* કુઆ કાશ્મીરના આ મહાન ઇતિહાસનો સંસ્કૃતમાંથી અનુવાદ કરે છે. તેમણે લગભગ અડધો અનુવાદ તો કરી પણ નાખ્યો છે. એ બહુ મોટો ગ્રંથ છે. અનુવાદ પૂરો થશે અને છપાઈને બહાર પડશે ત્યારે આપણે બધાં તે ઉત્સુકતાથી વાંચીશું, કારણકે કમનસીબે આપણે ઘણાંખરાં તે ગ્રંથ મૂળ સંસ્કૃતમાં વાંચવા જેટલું સંસ્કૃત નથી જાણતાં. એ બહુ સુન્દર પુસ્તક છે એટલા ખાતર જ નહિ, પણ ભૂતકાળ વિષે અને ખાસ કરીને કાશ્મીર વિષે એ આપણને ઘણી માહિતી આપે છે એ માટે પણ આપણે એ પુસ્તક વાંચીશું. એ તો તને ખબર છે કે કાશ્મીર આપણું પુરાણું વતન છે.

આર્યો હિંદમાં દાખલ થયા તે પહેલાં હિંદ સંસ્કારી થઈ ચૂકયો હતો. ખરેખર, વાયવ્ય ખૂણામાં આવેલા મોહન–જો–દડોના અવશેષો ઉપરથી આજે એમ ચોક્કસ લાગે છે કે આર્યોના આગમન પૂર્વે, ઘણા લાંબા સમયથી એ પ્રદેશમાં મહાન સંસ્કૃતિ મોજૂદ હતી. પરંતુ એ વિષે આજે પણ આપણને બહુ માહિતી નથી. સંભવ છે કે થોડાં વરસોમાં આપણા પુરાતત્ત્વવેત્તાઓ ત્યાં આગળની શોધખોળ પૂરી કરશે ત્યારે આપણને એ વિષે વધારે જાણવાનું મળશે.

જોકે એ સ્પષ્ટ છે કે, આ સિવાય પણ દક્ષિણ હિંદમાં તેમજ સંભવ છે કે ઉત્તર હિંદમાં પણ એ સમયે દ્રવિડ લોકોની સમૃદ્ધ સંસ્કૃતિ હતી. તેમની ભાષાઓ ઘણી પ્રાચીન છે અને તેમનું સાહિત્ય બહુ સુંદર છે. એ ભાષાઓ આર્યોની ભાષા સંસ્કૃતની પુત્રીઓ નથી. એ બધી ભાષાઓ દક્ષિણ હિંદમાં, અંગ્રેજ સરકારે કરેલા હિંદના પ્રાંતવાર વિભાગ મુજબ મુંબઈ અને મદ્રાસ પ્રાંતોમાં હજી પણ પ્રચલિત છે. તેમનાં નામ તામિલ, તેલુગુ, કાનડી અને મલયાલમ છે. આ બધી ભાષાઓ આજે પણ બોલાય છે. કદાચ તને ખબર હશે કે, રાષ્ટ્રીય

* શ્રી. રણજિત પંડિત જવાહરલાલના બનેવી થાય. તે તે સમયે તેમની જોડે નૈની જેલમાં હતા.

મહાસભાએ બ્રિટિશ સરકારની પેઠે નહિ પણ ભાષા પ્રમાણે હિંદના ભાગ પાડ્યા છે. આ રીત વધારે સારી છે, કારણકે એથી એક જ જાતના, એક જ ભાષા બોલતા અને ઘણુંખરું એક જ પ્રકારના રીતરિવાજો અને આચારવિચારવાળા લોકોનો એક જ પ્રાંતમાં સમાવેશ થાય છે. દક્ષિણના મહાસભાના પ્રાંતોમાં જ્યાં આગળ તેલુગુ ભાષા બોલાય છે તે ઉત્તર મદ્રાસનો આંધ્ર દેશ અથવા આંધ્ર પ્રાંત, જ્યાં આગળ તામિલ ભાષા બોલાય છે તે તામિલનાડ અથવા તામિલ પ્રાંત, જ્યાં કાનડી અથવા કન્નડ ભાષા બોલાય છે તે મુંબઈની દક્ષિણમાં આવેલો કર્ણાટક પ્રાંત, અને જ્યાં મલયાલમ ભાષા બોલાય છે તથા જેનો લગભગ મલબારમાં સમાવેશ થાય છે તે કેરલ પ્રાંત છે. ભવિષ્યમાં હિંદના પ્રાંતીય વિભાગો નક્કી કરતી વખતે તે તે પ્રદેશની ભાષા તરફ પૂરતું લક્ષ આપવામાં આવશે એ વિષે જરાયે શંકા નથી.

અહીંયાં જ, હિંદની ભાષાઓ વિષે કંઇક વધારે હું કહી દઉં. યુરોપમાં તથા બીજે પણ કેટલાક લોકો એમ ધારે છે કે હિંદમાં સેંકડો ભાષાઓ બોલાય છે. આ માન્યતા બિલકુલ અર્થ વગરની છે અને એવું માની લેનાર માણસ પોતાનું અજ્ઞાન જ પ્રકટ કરે છે. એ વાત સાચી છે કે, હિંદ જેવા વિશાળ દેશમાં ઘણી બોલીઓ, એટલે કે ભાષાનાં સ્થાનિક રૂપાન્તરો છે. વળી દેશના ઘણા ભાગોમાં પોતાની ખાસ ભાષા બોલતી પહાડી જાતો અને બીજી એવી પરજો પણ છે. પરંતુ આખા હિંદનો વિચાર કરતી વખતે આ વસ્તુ ક્ષુલ્લક બની જાય છે. માત્ર ગણતરીની દૃષ્ટિએ જ એમનું કંઇક મહત્ત્વ છે. હિંદની સાચી ભાષાઓનાં બે જૂથો છે. હું ધારું છે કે મારા આગલા પત્રોમાં મેં એ હકીકત તને જણાવી છે. જેનો આપણે આગળ ઉલ્લેખ કરી ગયાં તે દ્રવિડ ભાષાઓ અને બીજી આર્ય ભાષાઓ. હિંદના આર્યોની મુખ્ય ભાષા સંસ્કૃત હતી; અને હિંદની બધી આર્ય ભાષાઓ સંસ્કૃતની પુત્રીઓ છે. એ ભાષાઓ હિંદી, બંગાળી, મરાઠી અને ગુજરાતી છે. આ ઉપરાંત બીજાં કેટલાંક રૂપાન્તરો પણ છે ખરાં. આસામમાં આસામી અને ઓરિસા અથવા ઉત્કલમાં ઊડિયા ભાષા બોલાય છે. ઉર્દૂ એ હિંદીનું રૂપાન્તર છે. હિંદુસ્તાની શબ્દ હિંદી તેમજ ઉર્દૂ બન્ને અર્થમાં વપરાય છે. આ રીતે હિંદની મુખ્ય ભાષાઓ તો માત્ર દસ જ છે : હિંદુસ્તાની, બંગાળી, ગુજરાતી, મરાઠી, તામિલ, તેલુગુ, કાનડી, મલયાલમ, ઊડિયા અને આસામી. એમાંની આપણી માતૃભાષા હિંદુસ્તાની પંજાબ, યુક્તપ્રાંતો, બિહાર,

મધ્યપ્રાંતો, રાજપૂતાના, દિલ્હી અને મધ્ય હિંદ એમ લગભગ આખા ઉત્તર હિંદમાં બોલાય છે. આ અતિશય વિશાળ પ્રદેશ છે અને તેમાં લગભગ પંદર કરોડ માણસો વસે છે. આ ઉપરથી તને સમજાશે કે અહીં-તહીં જરાતરા ફેરફાર સાથે લગભગ પંદર કરોડ માણસો હિંદુસ્તાની ભાષા બોલે છે. વળી હિંદના ઘણાખરા ભાગોમાં હિંદુસ્તાની ભાષા સમજાય છે એ તો તું જાણે જ છે. એ હિંદની રાષ્ટ્રભાષા થાય એવો સંભવ છે. પણ એનો અર્થ એ નથી કે મેં ઉપર ગણાવેલી બીજી મુખ્ય ભાષાઓનો નાશ થવો જોઈએ. પ્રાંતીય ભાષાઓ તરીકે એ જરૂર રહેવી જોઈએ કારણકે તે બધીમાં સુંદર સાહિત્ય છે. વળી, સારી રીતે વિકસેલી ભાષા જનતા પાસેથી છીનવી લેવાનો કોઈએ કદી પણ પ્રયાસ કરવો ન જોઈએ. કોઈ પણ પ્રજાના વિકાસનું તેમજ તેનાં બાળકોના શિક્ષણનું એકમાત્ર સાધન તેમની પોતાની ભાષા જ છે. પણ હિંદમાં તો આજે બધું જ ઊંધુંચત્તું થઈ ગયું છે અને આપણે આપસમાં પણ અંગ્રેજીનો ઘણો ઉપયોગ કરીએ છીએ. હું તને અંગ્રેજીમાં પત્ર લખું એ બિલકુલ બેહૂદું છે. છતાંયે હું એમ કરી રહ્યો છું! આ ટેવમાંથી આપણે થોડા જ વખતમાં મુક્ત થઈશું એવી હું આશા રાખું છું.

## ૧૦

# પ્રાચીન હિંદનું ગ્રામસ્વરાજ્ય

૧૫ જાન્યુઆરી, ૧૯૩૧

પ્રાચીન ઇતિહાસના આપણા અવલોકનમાં આપણે કેવી રીતે આગળ પ્રગતિ કરીશું? ધોરી રસ્તો છોડીને હમેશાં હું આડે રસ્તે જ ચડી જાઉં છું. મારા આગલા પત્રમાં હું પ્રસ્તુત વિષય ઉપર માંડ આવ્યો એટલામાં તો હિંદની ભાષાઓની વાતે ચડી ગયો.

ફરી પાછાં આપણે પ્રાચીન ભારતમાં પહોંચી જઈએ. તું જાણે છે કે જે પ્રદેશ આજે અફઘાનિસ્તાનને નામે ઓળખાય છે તે તે સમયે અને ત્યાર પછી પણ લાંબા કાળ સુધી હિંદુસ્તાનનો જ એક ભાગ હતો. તે સમયે હિંદના વાયવ્ય ખૂણાનો પ્રદેશ ગાંધાર કહેવાતો. હિંદના ઉત્તરના ભાગમાં, સિંધુ અને ગંગાનાં મેદાનોમાં સર્વત્ર આર્ય લોકોની મોટી મોટી વસાહતો હતી. ઘણું કરીને આ આર્ય વસાહતીઓ સ્થાપત્યની કળા સારી રીતે જાણતા હોવા જોઈએ. કારણકે તેમાંના ઘણા તો, જ્યાં આગળ તે સમયે પણ મોટાં મોટાં નગરો હતાં એવી ઈરાન અને મેસેપોટેમિયાની આર્ય વસાહતોમાંથી આવ્યા હોવા જોઈએ. આર્યોની આ વસાહતોની વચ્ચે ઘણાં જંગલો હતાં અને ખાસ કરીને ઉત્તર અને દક્ષિણ હિંદ વચ્ચે તો બહુ મોટું જંગલ હતું. આથી એ જંગલ ભેદીને મોટી સંખ્યામાં આર્ય લોકો દક્ષિણમાં જઈને વસ્યા હોય એ સંભવિત નથી. પરંતુ શોધખોળ, વેપાર અને આર્ય સંસ્કૃતિના પ્રચાર અર્થે વ્યક્તિગત રીતે ઘણા આર્યો દક્ષિણમાં ગયા હશે. એક પૌરાણિક આખ્યાયિકા ઉપરથી જણાય છે કે અગસ્ત્ય ઋષિ દક્ષિણમાં જનાર પ્રથમ આર્ય હતા. તે ત્યાં આર્ય ધર્મ અને આર્ય સંસ્કૃતિનો સંદેશ લઈ ગયા.

હિંદનો પરદેશો સાથે ક્યારનોયે મોટા પાયા ઉપર વેપાર ચાલુ થઈ ગયો હતો. દક્ષિણનાં મરી, સોનું અને મોતીએ પરદેશી વેપારીઓને દરિયાપારથી આકર્ષ્યા હતા. ઘણુંખરું ચોખા પણ પરદેશ મોકલવામાં આવતા હતા. વળી બાબિલોનના પ્રાચીન મહેલોમાં મલબારના સાગનું લાકડું મળી આવ્યું છે.

ધીરે ધીરે આર્યોએ હિંદમાં પોતાની ગ્રામવ્યવસ્થા ખીલવી. એ દ્રવિડ લોકોની જૂની ગ્રામવ્યવસ્થા અને આર્યોના નવા વિચારોનો સમન્વય હતો. આ ગામો લગભગ સ્વતંત્ર હતાં અને ચૂંટાયેલી પંચાયતો તેમનો વહીવટ ચલાવતી. કેટલાંક ગામો અને નાના કસબાઓ કોઈ રાજા કે સરદારના અમલ નીચે એકત્ર થતાં. એ સરદાર કે રાજા કોઈ વાર ચૂંટાયેલો તો કોઈ વાર વંશપરંપરાગત હતો. રસ્તા, ધર્મશાળાઓ કે પાણીને માટે નહેરો બાંધવા તથા એવાં બીજાં સાર્વજનિક અને લોકસમસ્તના હિતનાં કાર્યો માટે આ જુદા જુદા ગ્રામસંઘો પરસ્પર સહકાર કરતા. એમ જણાય છે કે રાજા રાજ્યમાં આગેવાન પુરુષ હતો ખરો, પરંતુ તે પોતાની મરજીમાં આવે તે કરી શકતો નહિ. તે પણ આર્યોના કાયદા અને તેમની પ્રણાલીને વશ હતો અને પ્રજા તેને દંડ કરી શકતી કે પદભ્રષ્ટ પણ કરી શકતી. મેં મારા આગળના પત્રોમાં જેનો ઉલ્લેખ કર્યો છે તે 'હું જ રાજ્ય છું' એવી રાજાની માન્યતા તે વખતે હતી જ નહિ. આમ આર્ય લોકોની વસાહતોમાં એક પ્રકારનું લોકશાસન હતું, એટલે કે આર્ય પ્રજાજનોનો સરકાર ઉપર અમુક પ્રમાણમાં કાબૂ હતો.

આ ભારતીય આર્યોનો ગ્રીક આર્યો સાથે મુકાબલો કરીએ. બંને વચ્ચે ઘણો ફરક છે, પરંતુ કેટલીક બાબતોમાં તેમની વચ્ચે સામ્ય પણ ઘણું છે. બંને ઠેકાણે એક પ્રકારનું લોકશાસન હતું. પણ આપણે હમેશાં એ યાદ રાખવું જોઈએ કે એ લોકશાસન માત્ર આર્ય લોકો પૂરતું જ મર્યાદિત હતું. એમના ગુલામો તથા જેમને એમણે હલકી જાતિમાં મૂક્યા હતા તેમને માટે લોકશાસન કે સ્વતંત્રતા નહોતી. તે સમયે આજના જેવી અસંખ્ય વિભાગોવાળી જ્ઞાતિવ્યવસ્થા નહોતી. તે કાળમાં ભારતીય આર્યોમાં ચાર વિભાગો અથવા ચાર જ્ઞાતિઓ હતી. બ્રાહ્મણો અથવા ભણેલાગણેલા વિદ્વાનો, પુરોહિતો અને ઋષિમુનિઓ; ક્ષત્રિય અથવા રાજ્યકર્તા વર્ગ; વૈશ્ય અથવા વેપારીઓ અને વેપારવણજમાં પડેલા લોકો; અને શૂદ્રો અથવા મહેનત-મજૂરી કરનાર મજૂર વર્ગ. આ રીતે આ વિભાગો ધંધાને ધોરણે રચાયેલા હતા. એ બનવાજોગ છે કે, જ્ઞાતિવ્યવસ્થા કંઈક અંશે જિતાયેલી જાતિઓથી અળગા રહેવાની આર્યોની ઇચ્છા ઉપર રચાઈ હોય. આર્ય લોકો સારી પેઠે અભિમાની અને ઘમંડી હતા તથા ઇતર જાતિઓ તરફ તેઓ તુચ્છકારની નજરે જોતા હતા, અને પોતાની જાતના લોકો તેમનામાં ભળી જાય એમ

તેઓ ઇચ્છતા નહોતા. જ્ઞાતિને માટેનો સંસ્કૃત ભાષાનો શબ્દ વર્ણ છે. તેનો અર્થ રંગ થાય છે. એ પણ દર્શાવે છે કે બહારથી આવનાર આર્યો હિંદના મૂળ વતનીઓ કરતાં રંગે ગૌર અથવા ઊજળા હતા. આમ આપણે એ વસ્તુ ધ્યાનમાં રાખવી જોઈએ કે એક બાજુ આર્ય લોકોએ મહેનતમજૂરી કરનારા વર્ગને દબાવી રાખ્યો અને તેમને પોતાના લોકશાસનમાં કશો જ હિસ્સો ન આપ્યો જ્યારે બીજી બાજુ તેમના પોતાના સમૂહમાં ઘણી સ્વતંત્રતા હતી. તેઓ પોતાના રાજાઓ કે શાસકોને અઘટિત રીતે વર્તવા ન દેતા અને કદી કોઈ શાસક અઘટિત રીતે વર્તે તો તેને તેઓ દૂર કરતા. ઘણુંખરું ક્ષત્રિયો રાજા થતા, પરંતુ યુદ્ધ કે સંકટના સમયમાં કોઈ કોઈ વખત જો તેનામાં મગદૂર હોય તો શૂદ્ર કે સૌથી હલકી જાતિનો માણસ પણ રાજગાદી મેળવી શકતો. પાછળના વખતમાં આર્ય લોકોનું ખમીર ઊતરી ગયું અને તેમની જ્ઞાતિવ્યવસ્થા જડ બની ગઈ. આમ પ્રજામાં વધારે પડતા વિભાગો પડવાથી દેશ કમજોર બન્યો અને તેનું પતન થયું. પછી તો તેઓ પોતાની સ્વતંત્રતાનો પુરાણો આદર્શ પણ ભૂલી ગયા. કેમકે, પ્રાચીન સમયમાં કહેવામાં આવતું હતું કે આર્ય કદી પણ ગુલામ બને નહિ અને આર્ય નામને એબ લગાડવા કરતાં તે મોતને વરશે.

આર્યોએ તેમની વસાહતો — તેમનાં નગરો અને ગામો — ગમે તેમ અવ્યવસ્થિત રીતે વસાવ્યાં નહોતાં. તે ચોક્કસ યોજના પ્રમાણે વસાવાયાં હતાં, અને તને એ જાણીને આનંદ થશે કે એ યોજનામાં ભૂમિતિનો ઘણો આધાર લેવામાં આવ્યો હતો. વળી વૈદિક પૂજામાં પણ ભૂમિતિની આકૃતિઓનો ઉપયોગ કરવામાં આવતો હતો. આજે પણ ઘણાંખરાં હિંદુ ઘરોમાં જુદી જુદી પૂજાઓ વખતે આ આકૃતિઓનો ઉપયોગ કરવામાં આવે છે. ઘરો અને નગરો બાંધવાના શાસ્ત્ર સાથે ભૂમિતિને ઘણો નિકટનો સંબંધ છે. શરૂઆતમાં તો ઘણું કરીને આર્ય ગામ કિલ્લેબંધીથી સુરક્ષિત છાવણી જેવું જ હતું. કારણકે તે સમયે હમેશાં દુશ્મનના હુમલાનો ભય રહેતો. પરંતુ બહારના હુમલાનો ભય જતો રહ્યો ત્યાર પછી પણ એ જ યોજના ચાલુ રહી. એ યોજના પ્રમાણે ગામ કે નગરની ચારે બાજુ ચતુષ્કોણ કોટ હતો અને તેમાં ચાર મોટા અને ચાર નાના દરવાજા હતા. આ કોટની અંદર ખાસ ક્રમ પ્રમાણે રસ્તાઓ અને ઘરો હતાં. મધ્યમાં પંચાયત ઘર હતું. ત્યાં આગળ ગામના વડીલો ભેગા થતા. નાનાં ગામડાંઓમાં પંચાયત ઘરને

બદલે માત્ર એક મોટું ઝાડ રહેતું. પ્રતિવર્ષ ગામના સ્વાધીન પુરુષો એકઠા મળીને પોતાની પંચાયત ચૂંટતા.

સાદું જીવન જીવવાને અથવા એકાન્તમાં અધ્યયન કે બીજું કંઈ કાર્ય કરવા માટે ઘણા વિદ્વાન પુરુષો ગામ કે શહેરની બહાર જંગલમાં જઈ વસતા. તેમની આસપાસ વિદ્યાર્થીઓ એકઠા થતા અને આમ ધીરે ધીરે આવા ગુરુ અને શિષ્યોની નવી વસાહત બનતી. આવી વસાહતોને આપણે વિદ્યાપીઠો કહી શકીએ. ત્યાં આગળ સુંદર સુંદર ઇમારતો નહોતી પરંતુ વિદ્યાના ઉપાસકો દૂર દૂરના પ્રદેશોમાંથી આ વિદ્યાનાં ધામોમાં આવતા.

આનંદભવનની* સામે ભરદ્વાજ આશ્રમ છે. કદાચ તું જાણતી પણ હશે કે ભરદ્વાજ રામાયણના પુરાણા સમયના ભારે વિદ્વાન ઋષિ ગણાય છે, અને પોતાના વનવાસ દરમ્યાન રામે પણ તેમના આશ્રમની મુલાકાત લીધી હતી એમ કહેવાય છે. એવું કહેવામાં આવે છે કે હજારો શિષ્યો અને વિદ્યાર્થીઓ તેમની સાથે રહેતા હતા. એ એક વિદ્યાપીઠ જ હોવી જોઈએ અને ભરદ્વાજ તેના આચાર્ય હશે. તે સમયે એ આશ્રમ ગંગાના કાંઠા ઉપર હતો. એ બિલકુલ સંભવિત છે, જોકે આજે તો નદી ત્યાંથી લગભગ એક માઈલ દૂર છે. આપણા બગીચાની જમીન કેટલેક ઠેકાણે બહુ રેતાળ છે. તે સમયે એ ગંગાના પાત્રનો એક ભાગ હોય એ બનવાજોગ છે.

એ પ્રાચીન સમય હિંદના આર્યોનો ઉન્નતિકાળ હતો. કમનસીબે આપણી પાસે એ સમયનો કશો જ ઇતિહાસ મોજૂદ નથી, અને આપણે જે કંઈ જાણીએ છીએ તેનો આધાર ઇતિહાસ સિવાયનાં ઇતર પુસ્તકો છે. દક્ષિણ બિહારમાં આવેલું મગધ, ઉત્તર બિહારમાં આવેલું વિદેહ, કાશી અથવા બનારસ, જેની રાજધાની અયોધ્યા (આજનું ફૈઝાબાદ) હતી તે કોશલ, અને જમના અને ગંગા વચ્ચેના પ્રદેશમાં આવેલું પંચાલ — આ તે કાળનાં કેટલાંક રાજ્યો અને પ્રજાતંત્રો છે. પંચાલના મુલકમાં તે સમયે મથુરા અને કાન્યકુબ્જ એ બે મુખ્ય નગરો હતાં. આ બંને નગરો ઇતિહાસમાં પણ પ્રસિદ્ધ છે. આ બંને આજે પણ મોજૂદ છે. કાન્યકુબ્જ કાનપુર પાસે કનોજને નામે ઓળખાય છે. ઉજ્જન પણ તે સમયનું પ્રાચીન શહેર છે. આજે તે ગ્વાલિયર રાજ્યમાં નાનકડો કસબો છે.

---

* પંડિત જવાહરલાલનું અલ્લાહાબાદનું નિવાસસ્થાન.

પાટલીપુત્ર અથવા પટના પાસે વૈશાલિ નગર હતું. હિંદના પ્રાચીન ઇતિહાસમાં વિખ્યાત લિચ્છવી લોકોની એ રાજધાની હતું. એ રાજ્ય પ્રજાતંત્ર હતું અને ચૂંટાયેલા પ્રમુખવાળી આગેવાન લોકોની સભા તેનું શાસન કરતી. એ સભાનો પ્રમુખ નાયક કહેવાતો.

વખત જતાં મોટાં મોટાં શહેરો અને કસબાઓ અસ્તિત્વમાં આવ્યાં. વેપારરોજગાર વધ્યો અને કારીગર વર્ગની કળા અને આવડતની પણ ઉન્નતિ થઈ. શહેરો વેપારનાં મોટાં મથકો બન્યાં. જ્યાં આગળ વિદ્વાન બ્રાહ્મણો તેમના શિષ્યો સાથે વસતા તે વનના આશ્રમો પણ મોટી મોટી વિદ્યાપીઠો બની ગયા. આ વિદ્યાનાં ધામોમાં તે વખતે જ્ઞાત જ્ઞાનના બધા વિષયોનું શિક્ષણ આપવામાં આવતું. બ્રાહ્મણો યુદ્ધકળા પણ શીખવતા હતા. તને યાદ હશે કે મહાભારતમાંના પાંડવોનો મહાન ગુરુ દ્રોણાચાર્ય પણ બ્રાહ્મણ હતો. તેણે તેમને બીજા વિષયો ઉપરાંત યુદ્ધકળા પણ શીખવી હતી.

## ૧૧

# ચીનના ઇતિહાસનાં એક હજાર વર્ષ

૧૬ જાન્યુઆરી, ૧૯૩૧

બહારની દુનિયામાંથી અસ્વસ્થ કરી મૂકે એવા અને દુઃખદાયક ખબરો આવ્યા છે, અને છતાં તેથી હૃદય ગર્વ અને આનંદથી છલકાય છે. અમે સોલાપુરના લોકોનાં વીતકો વિષે સાંભળ્યું. આ દુઃખદાયક ખબરો જાણ્યા પછી દેશમાં સર્વત્ર શું શું બન્યું એ વિષે પણ અમને થોડી માહિતી મળી. આપણા યુવકો પોતાની જિંદગી કુરબાન કરી રહ્યા હોય અને હજારોની સંખ્યામાં પુરુષો તથા સ્ત્રીઓ નિર્દય લાઠીનો સામનો કરી રહ્યાં હોય ત્યારે અહીં શાન્ત બેસી રહેવું મુશ્કેલ બની જાય છે. પણ આપણે માટે એ ઠીક તાલીમ છે. હું ધારું છું કે, આપણાં એકેએક સ્ત્રી અને પુરુષને પોતાની પૂરેપૂરી કસોટી કરવાની તક સાંપડશે. દરમ્યાન આપણા લોકો દુઃખ સહન કરવાને માટે કેવી હિંમતથી આગળ વધી રહ્યા છે તથા દુશ્મનનું દરેક નવું હથિયાર તથા તેના પ્રહારો તેમને કેટલા વધારે સશક્ત અને સામે થવામાં કેટલા વધારે અડગ બનાવે છે એ જાણી આનંદ થાય છે.

જ્યારે માણસનું બધું લક્ષ ચાલુ બનાવોમાં પરોવાઈ ગયું હોય ત્યારે બીજી બાબતોનો વિચાર કરવો મુશ્કેલ બની જાય છે. પણ મનમાં ખાલી ઘડભાંજ કર્યા કરવાથી કશો અર્થ સરતો નથી, અને આપણે કંઈ પણ સંગીન કામ કરવું હોય તો મન ઉપર આપણે કાબૂ રાખવો જોઈએ. એટલે આપણે પાછાં પ્રાચીન કાળમાં ચાલ્યાં જઈએ અને થોડા વખત પૂરતી મનમાંથી આજની વિટંબણાઓ દૂર કરીએ.

પ્રાચીન ઇતિહાસના હિંદના સહોદર જેવા ચીનમાં આપણે પહોંચીએ. ચીનમાં તેમજ પૂર્વ એશિયાના જાપાન, કોરિયા, હિંદીચીન, સિયામ અને બ્રહ્મદેશ વગેરે દેશોમાં આપણે આર્ય જાતિની વાત નથી કરવાની. ત્યાં આગળ તો આપણે મંગોલ જાતિનો પરિચય કરવાનો છે.

પાંચ હજાર કે તેથીયે વધારે વરસો પૂર્વે ચીન દેશ ઉપર પશ્ચિમ તરફથી ચડાઈ થઈ હતી. આ ચડાઈ કરનાર જાતિઓ પણ

મધ્ય એશિયામાંથી આવી હતી અને સંસ્કૃતિમાં પણ તેમણે સાર
સરખી પ્રગતિ કરી હતી. તેઓ ખેતી કરી જાણતા અને ઘેટાંબકર
તથા ઢોરોનાં મોટાં મોટાં ધણો રાખતા. તેઓ સારાં મકાનો બાંધત
અને સામાજિક વિકાસ પણ તેમણે ઠીક ઠીક સાધ્યો હતો. તેમ
'હોઆંગ હો' અથવા જેને પીળી નદી પણ કહેવામાં આવે છે તે
કાંઠે વસવાટ કર્યો, અને પોતાનું રાજ્ય પણ સ્થાપ્યું. સદીઓ સુધ
તેઓ ચીનમાં ફેલાતા ગયા અને પોતાની કારીગરી તથા કળાકૌશલ
વધારતા ગયા. આ ચીની લોકો મોટે ભાગે ખેડૂતો હતા અને તેમન
સરદારો, મેં મારા આગળના પત્રોમાં વર્ણન કર્યું છે તેવા નાયક
અથવા તો કુલપતિઓ હતા. છસો કે સાતસો વરસ પછી, એટલે
આજથી લગભગ ચાર હજારથીયે વધારે વરસો પૂર્વે યાઓ નામને
એક પુરુષ પોતાને સમ્રાટ કહેવડાવતો આપણને માલૂમ પડે છે. આ
પદ ધારણ કરવા છતાંયે તે મિસર કે મેસેપોટેમિયાના સમ્રાટો જેવો ન
પણ કુલપતિ જેવો વધારે હતો. ચીની લોકો લાંબા વખત સુધી ખેડૂતે
જ રહ્યા અને ત્યાં આગળ મધ્યસ્થ સરકાર જેવું ખાસ કશું નહોતું.

કુલપતિઓ અથવા નાયકો કેવી રીતે ચૂંટાતા અને વખત જત
તેઓ વંશપરંપરાગત કેવી રીતે બની ગયા એ મેં જણાવ્યું છે. ચીનમ
પણ એમ જ બનતું આપણા જોવામાં આવે છે. યાઓ પછી તેનો પુ
ગાદીએ ન આવ્યો. પરંતુ તે વખતે આખા દેશમાં સૌથી બાહો
ગણાતા માણસની તેણે એ જગ્યાએ નિમણૂક કરી. પરંતુ થોડા
વખતમાં એ પદ વારસાગત બની ગયું, અને એમ કહેવાય છે
ચારસો વરસ સુધી હસિયા વંશે ચીન ઉપર રાજ્ય કર્યું. હસિય
વંશનો છેલ્લો રાજા બહુ જ ઘાતકી હતો. પરિણામે ત્યાં ક્રાંતિ થ
અને તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. ત્યાર પછી શાંગ અથવા યીન વં
સત્તા ઉપર આવ્યો અને લગભગ ૬૫૦ વરસ સુધી તેનો અમલ ચાલ્યે

એક નાના સરખા ફકરામાં, એ ત્રણ નાનાં વાક્યોમાં,
અગિયારસોથીયે વધારે વરસોનો ચીનનો ઇતિહાસ પતાવી દીધો,
આશ્ચર્યજનક નથી? પરંતુ ઇતિહાસના આવડા મોટા વિસ્તારની બાબતમ
બીજું શું થઈ શકે? પણ તારે એ બરાબર સમજી લેવું જોઈએ
મારો એ ફકરો ટૂંકો છે તેથી કંઈ અગિયારસો વરસનું લંબાણ ટૂં
થઈ જતું નથી. આપણે દિવસ, માસ કે વરસની ગણતરીથી વિચા
કરવાને ટેવાયેલાં છીએ. માત્ર સો વરસનો ખ્યાલ કરવો એ પ

તારે માટે મુશ્કેલ થાય. તારાં તેર વરસ પણ તને તો બહુ લાંબાં લાગતાં હશે, નહિ વારુ ? અને વરસોવરસ તું વળી પાછી મોટી થતી જાય છે ! તો પછી ઇતિહાસનાં હજાર વરસોની તું તારા મનમાં કેવી રીતે કલ્પના કરી શકે ? એ બહુ લાંબો ગાળો છે. એક પેઢી પછી બીજી પેઢી એમ અનેક પેઢીઓ આવે છે અને જાય છે. નાના કસબામાંથી મોટાં શહેરો બને છે અને આખરે ધીરે ધીરે નાશ પામે છે. પછી તેમને બદલે નવાં શહેરો ઊભાં થાય છે. છેલ્લાં હજાર વરસના ઇતિહાસનો વિચાર જ કરી જો. એ ઉપરથી કદાચ તને એ લાંબા ગાળાનો કંઇક ખ્યાલ આવશે. એ હજાર વરસમાં દુનિયામાં કેવા આશ્ચર્યકારક ફેરફારો થયા છે !

સંસ્કૃતિની લાંબી પરંપરાવાળો અને પાંચસોથી આઠસો કે તેથીયે વધારે વરસો નભતા રાજવંશોવાળો ચીનનો ઇતિહાસ એ એક અદ્ભુત વસ્તુ છે !

જેને મેં એક જ ફકરામાં પતાવી દીધાં છે તે અગિયારસો વરસ દરમ્યાન ધીમે ધીમે ચીને સાધેલી પ્રગતિ અને વિકાસ વિષે તું વિચાર કરજે. ધીમે ધીમે શાસનની કુલપતિ અથવા નાયક પદ્ધતિ તૂટતી ગઈ અને તેને ઠેકાણે મધ્યસ્થ સરકારનો વિકાસ થયો; આમ બરાબર સંગઠિત રાજ્ય ઊભું થયું. આ પ્રાચીન સમયમાં પણ ચીનમાં લખવાની કળા જાણીતી હતી. પરંતુ તું જાણે છે કે ચીની લેખનપદ્ધતિ આપણી અથવા તો અંગ્રેજી કે ફ્રેંચ લેખનપદ્ધતિથી સાવ નિરાળી છે. તેમાં મૂળાક્ષરો નથી. ચિત્રો કે સંજ્ઞાઓ દ્વારા તે લખાય છે.

૬૪૦ વરસના અમલ પછી ક્રાંતિ થવાથી શાંગ વંશ ઊથલી પડ્યો અને તેને ઠેકાણે નવો ચાઉ વંશ સત્તા ઉપર આવ્યો. એ વંશ શાંગ વંશ કરતાં પણ વધારે સમય સત્તા ઉપર રહ્યો. ૮૬૭ વરસ સુધી તેનો અમલ ચાલ્યો. ચાઉ વંશના અમલ દરમ્યાન જ ચીન સુસંગઠિત રાજ્ય બન્યું. કોન્ફૂશિયસ અને લાઓત્સે નામના ચીનના બે મહાન ફિલસૂફો પણ એ જ કાળમાં થઈ ગયા. તેમને વિષે હું પાછળથી કંઇક કહીશ.

શાંગ વંશને હાંકી કાઢવામાં આવ્યો તે સમયે કીત્સે નામના એક વડા અધિકારીએ ચાઉ વંશની નોકરી કરવા કરતાં દેશવટો પસંદ કર્યો. પોતાના પાંચ હજાર સાથીઓ સાથે ચીનમાંથી નીકળી જઈને તે કોરિયામાં જઈ વસ્યો. એ ભૂમિને તેણે ચોસન એટલે કે 'પ્રભાતની શાંતિનો મુલક' એવું નામ આપ્યું. કોરિયા અથવા ચોસન ચીનની

પૂર્વમાં છે. એટલે કીન્ત્સે પૂર્વ તરફ — ઊગતા સૂર્યની દિશામાં ગયો હતો. કદાચ તે સમયે તેણે એમ ધાર્યું હશે કે પોતે દુનિયાના સૌથી પૂર્વ તરફના પ્રદેશમાં આવ્યો છે; અને તેથી તેણે તેને એવું નામ આપ્યું. ઇશુ પહેલાં અગિયારસો વરસ પૂર્વે કીન્ત્સેથી કોરિયાના ઇતિહાસનો આરંભ થાય છે. કીન્ત્સેએ ચીનનાં કળાકૌશલ્ય — ઘર બાંધવાની કળા, ખેતીની કળા તથા રેશમ બનાવવાની કળા — આ નવા દેશમાં દાખલ કર્યાં. કીન્ત્સે પછી બીજા ચીની વસાહતીઓ પણ ત્યાં આવ્યા અને તેના વંશજોએ ચોસન ઉપર ૯૦૦ વરસ સુધી રાજ્ય કર્યું

પણ ચોસન કંઈ સૌથી પૂર્વમાં આવેલો દેશ નહોતો. આપણે જાણીએ છીએ કે તેની પૂર્વમાં જાપાન છે. પણ કીન્ત્સે ચોસનમાં પહોંચ્યો તે સમયે જાપાનમાં શું બની રહ્યું હતું તેની આપણને કંઈ જ ખબર નથી. જાપાનનો ઇતિહાસ ચીનના ઇતિહાસ જેટલો અથવા કોરિયા કે ચોસનના ઇતિહાસ જેટલો પ્રાચીન નથી. જાપાનના લોકો કહે છે કે તેમના પહેલા સમ્રાટનું નામ જિમ્મુ-ટેન્નુ હતું અને તે ઇશુ પહેલાં ૬૦૦ કે ૭૦૦ વરસ ઉપર રાજ્ય કરતો હતો. તે સૂર્યદેવીના વંશમાંથી ઊતરી આવ્યો છે એમ જાપાનના લોકો માનતા હતા. જાપાનમાં સૂર્યને દેવ નહિ પણ દેવી માનવામાં આવતી હતી. જાપાનનો આજનો સમ્રાટ જિમ્મુ-ટેન્નુનો સીધો વંશજ મનાય છે અને તેથી ઘણા જાપાની લોકો તેને સૂર્યનો વંશજ માને છે.

તું જાણે છે કે એ જ રીતે આપણા દેશમાં પણ રજપૂતો પોતાને સૂર્ય કે ચંદ્રના વંશજો તરીકે ઓળખાવે છે. સૂર્યવંશી અને ચંદ્રવંશી એવાં તેમનાં બે કુળો છે. ઉદેપુરનો મહારાણો સૂર્યવંશીઓનો વડો છે અને ભૂતકાળમાં ઘણા લાંબા કાળ પૂર્વે સુધી તે પોતાની વંશાવળી લંબાવે છે. આપણા રજપૂત લોકો અદ્ભુત પ્રજા છે અને તેમનાં પરાક્રમ અને વીરતાની વાતોનો પાર નથી.

## ૧૨

# ભૂતકાળનો સાદ

૧૭ જાન્યુઆરી, ૧૯૩૧

પચીસસો વરસ પહેલાંના સમય સુધીમાં પુરાણી દુનિયા જેવી હતી તેનું ટૂંક અવલોકન આપણે કરી ગયાં. આપણું એ અવલોકન બેશક ઘણું જ ટૂંકું અને મર્યાદિત હતું. તેમાં પણ જે દેશોએ ઠીક ઠીક પ્રગતિ કરી હતી અથવા તો જે દેશોનો કંઈક નિશ્ચિત ઇતિહાસ મળી આવે છે તેમની જ આપણે વાતો કરી છે. જેણે પિરામીડો અને સ્ફિંક્સ પેદા કર્યાં તે મિસરની મહાન સંસ્કૃતિનો આપણે કેવળ નામનો જ ઉલ્લેખ કરી ગયાં. એ સંસ્કૃતિએ એવી બીજી ઘણીયે વસ્તુઓ સરજી છે પણ તેની વાતમાં હાલ આપણે ઊતરી શકીએ એમ નથી. જે સમયનો અત્યારે આપણે વિચાર કરી રહ્યાં છીએ તે સમયે તો એ મહાન સંસ્કૃતિના ચડતીના દિવસો વીતી ગયા હતા અને તેની પડતીનો આરંભ પણ થઈ ચૂક્યો હતો. નોસાસ પણ તેના વિનાશની અણી ઉપર હતું. ચીન ધીમે ધીમે ચક્રવર્તી સામ્રાજ્ય બન્યું તથા ત્યાં આગળ લખવાની, રેશમ બનાવવાની તેમજ બીજી સુંદર કળાઓ ખીલી ત્યાં સુધીના લાંબા સમયનું નિરીક્ષણ પણ આપણે કર્યું. કોરિયા અને જાપાનની ઝાંખી પણ આપણે કરી ગયાં. હિંદમાં પણ સિંધુ નદીની ખીણમાં આવેલા મોહન-જો-દડો આગળના અવશેષો વડે પોતાનો પરિચય આપતી પ્રાચીન સંસ્કૃતિનો, દ્રવિડ સંસ્કૃતિ તથા વિદેશો સાથેના તેના વેપારનો અને છેવટે આર્યોનો પણ આપણે ઉલ્લેખ કરી ગયાં છીએ. એ કાળમાં આર્યોએ રચેલા વેદ અને ઉપનિષદ આદિ મહાન ગ્રંથોનો તથા રામાયણ અને મહાભારત વગેરે મહાકાવ્યોનો પણ આપણે ઉલ્લેખ કરી ગયાં. વળી આપણે તે આર્યોને ઉત્તર હિંદમાં ફેલાતા તેમજ દક્ષિણમાં પ્રવેશ કરીને પ્રાચીન દ્રવિડ લોકો સાથે સંબંધમાં આવી નવી સંસ્કૃતિ નિર્માણ કરતા પણ જોયા. એ સંસ્કૃતિ કંઈક અંશે દ્રવિડ અને ઘણે અંશે આર્ય હતી. ખાસ કરીને, લોકશાસનના પાયા ઉપર રચાયેલાં તેમનાં ગામો કેવી રીતે

ઉદ્ભવ્યાં અને ગામો વિકસીને કેવી રીતે કસબાઓ તથા મોટાં શહેરો બન્યાં તથા વનના આશ્રમો કેવી રીતે મોટાં મોટાં વિદ્યાપીઠો બન્યાં એ બધું આપણે જોઈ ગયાં. મેસોપોટેમિયા તથા ઇરાનમાં એક પછી એક થઈ ગયેલાં સામ્રાજ્યોનો તો આપણે ઉલ્લેખ માત્ર જ કર્યો. આ સામ્રાજ્યોમાંનું પાછળથી થયેલું દરાયસનું સામ્રાજ્ય તો છેક હિંદમાં સિંધુ નદીના તટ સુધી ફેલાયેલું હતું. પૅલેસ્ટાઇનના યહૂદીઓનો પણ આપણે ઝાંખો પરિચય કર્યો. એ લોકો સંખ્યામાં બહુ અલ્પ હતા અને દુનિયાના એક નાનકડા ખૂણામાં વસતા હતા, છતાંયે તેમણે સારી પેઠે લોકોનું લક્ષ ખેંચ્યું છે. જ્યારે મોટા મોટા અનેક રાજાઓ ભુલાઈ ગયા છે ત્યારે ડેવિડ અને સોલોમન વગેરે તેમના રાજાઓને આજે ઇતિહાસે યાદ રાખ્યા છે, કારણકે બાઇબલમાં તેમનો ઉલ્લેખ થયેલો છે. ગ્રીસમાં નોસાસની પ્રાચીન સંસ્કૃતિનાં ખંડિયેર ઉપર ઉદ્ભવેલી નવી આર્ય સંસ્કૃતિ આપણે જોઈ ગયાં છીએ. ત્યાં આગળ નગરરાજ્યો અસ્તિત્વમાં આવ્યાં અને ભૂમધ્ય સમુદ્રના કાંઠા ઉપર ઠેર ઠેર ગ્રીક વસાહતો સ્થપાઈ. ભવિષ્યમાં મહાન થનાર રોમ અને તેનો કટ્ટર હરીફ કાર્થેજ તો હજી ઇતિહાસના ક્ષિતિજ ઉપર જ દેખા દે છે.

આ બધાંનો આપણે માત્ર ઝાંખો પરિચય કર્યો. જેમનો મેં ઉલ્લેખ નથી કર્યો એ ઉત્તર યુરોપના અને દક્ષિણ-પૂર્વ એશિયાના દેશો વિષે પણ હું તને કંઈક કહી શકત. પરંતુ મેં તેમને છોડી દીધા છે. એ પ્રાચીન કાળમાં પણ દક્ષિણ હિંદના હિંદી વહાણવટીઓ બંગાળના ઉપસાગરમાં થઈને મલાયા દ્વીપકલ્પ અને તેની દક્ષિણે આવેલા ટાપુઓ સુધી સફર કરતા હતા. પણ આપણે ક્યાંક તો મર્યાદા બાંધવી જોઈએ, નહિ તો આપણે કદીયે આગળ ચાલી શકીશું નહિ.

જે દેશોની આપણે વાત કરી ગયાં તે બધા પુરાણી દુનિયાના દેશો મનાય છે. પરંતુ તે કાળમાં દૂર દૂરના દેશો વચ્ચે ઝાઝો વહેવાર નહોતો એ યાદ રાખવું જોઈએ. સાહસિક વહાણવટીઓ દરિયાપાર જતા અને કેટલાક લોકો વેપારને અર્થે અથવા બીજા કાંઈ કારણે જમીન માર્ગે લાંબી મુસાફરી કરતા એ ખરું. પણ એવી સફર કે મુસાફરી જૂજ જ થતી, કારણકે તેમાં ભારે જોખમ હતું. તે સમયે ભૂગોળનું જ્ઞાન નહિ જેવું જ હતું, અને પૃથ્વી ગોળ નહિ પણ સપાટ છે એમ માનવામાં આવતું. આથી કરીને તદ્દન નજીક હોય તે સિવાયના બીજા દેશો વિષે કોઈને પણ ઝાઝી માહિતી નહોતી. આ રીતે ગ્રીસના લોકો

હિંદ કે ચીનના લોકો વિષે કશું જાણતા નહોતા અને હિંદ તથા ચીનના લોકો ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર આવેલા દેશોના લોકો વિષે નહિ જેવું જ જાણતા.

તારી પાસે પુરાણી દુનિયાનો નકશો હોય તો તે તું જોઈ લે. પ્રાચીન કાળના લેખકોએ દુનિયાનાં જે વર્ણનો કર્યાં છે અને નકશાઓ બનાવ્યા છે એમાંના કેટલાક તો ભારે રમૂજી છે. એ નકશાઓમાં કેટલાક દેશો તો અતિશય મોટા બતાવેલા છે. પ્રાચીન સમયના આજે તૈયાર કરવામાં આવતા નકશાઓ વધારે ઉપયોગી છે. હું આશા રાખું છું કે એ સમય વિષે વાંચતી વખતે તું હમેશાં તેમનો ઉપયોગ કરશે. નકશો ઘણો ઉપયોગી થાય છે. એના વિના આપણને ઇતિહાસનો સાચો ખ્યાલ આવતો નથી. સાચી વાત તો એ છે કે ઇતિહાસ શીખવા માટે આપણી પાસે બની શકે એટલા વધારે નકશા તથા જૂની ઇમારતો, ખંડિયેરો અને પ્રાચીન કાળ પ્રત્યક્ષ થાય એવા બીજા અવશેષો મળી આવતા હોય તેમનાં ચિત્રો હોવાં જોઈએ. એ ચિત્રો ઇતિહાસના નિર્જીવ હાડપિંજરને ભરી દે છે અને તેને આપણે માટે જીવંત બનાવે છે. જો આપણે ઇતિહાસમાંથી કંઈ કે શીખવું હોય તો તે આપણા મનમાં જીવંત ચિત્રોની પરંપરારૂપ બની રહેવો જોઈએ, કે જેથી તે વાંચતી વખતે બનાવો આપણે લગભગ આપણી નજર સામે બનતા જોઈ શકીએ. ઇતિહાસ એ તો આપણા ચિત્તને વશ કરી લેનાર એક અદ્ભુત નાટક છે. કેટલીક વાર તે સુખપર્યવસાયી હોય છે પણ ઘણી વાર તે દુઃખપર્યવસાયી હોય છે. આ દુનિયા તેની રંગભૂમિ છે અને ભૂતકાળમાં થઈ ગયેલાં મહાન નરનારીઓ તેનાં પાત્રો છે.

ચિત્રો અને નકશાઓ ઇતિહાસના એ ભવ્ય દૃશ્ય પ્રત્યે આપણી આંખ ઉઘાડવામાં કંઈક અંશે સહાયભૂત થાય છે. આથી દરેક છોકરા-છોકરીને ચિત્રો અને નકશાઓ સહેલાઈથી મળી રહેવાં જોઈએ. પરંતુ ઇતિહાસના જૂના અવશેષો અને ખંડિયેરોની જાતે મુલાકાત લેવી એ ચિત્રો કે નકશાઓ જોવા કરતાં પણ વધારે સારું છે. પણ એ બધાં જઈને જોઈ શકાય એમ નથી, કારણકે તે આખી દુનિયા ઉપર સર્વત્ર પથરાયેલાં છે. પણ આપણે આપણી આંખ ઉઘાડી રાખીને ફરતાં હોઈએ તો ભૂતકાળના કેટલાક અવશેષો તો આપણી નજદીક પણ મળી આવશે. મોટાં મોટાં સંગ્રહસ્થાનોમાં નાના નાના અવશેષો અને ભૂતકાળની યાદ આપે એવી વસ્તુઓ એકઠી કરીને રાખવામાં આવે

છે. હિંદુસ્તાનમાં ભૂતકાળના સમયના પુષ્કળ અવશેષો મળી આવે છે પણ ઘણા પ્રાચીન કાળના અવશેષો બહુ ઓછા પ્રમાણમાં મળે છે. આજ સુધીમાં ઘણું કરીને મોહન-જો-દડો અને હડપ્પા એ બે જ સ્થળે પ્રાચીન કાળના અવશેષો મળી આવ્યા છે. સંભવ છે કે પ્રાચીન કાળની ઘણીખરી ઇમારતો ગરમ આબોહવામાં ભાંગીને ભૂકો થઈ ગઈ હશે. પણ એથીયે વધારે સંભવિત તો એ છે કે કેટલીયે ઇમારતો હજી જમીન નીચે દટાઈને પડી હશે અને કોઈ તેને ખોદી કાઢે એની રાહ જોતી હશે. જેમ જેમ આપણે એ ખોદીને કાઢતા જઈશું અને પ્રાચીન અવશેષો અને લેખો શોધી કાઢીશું તેમ તેમ આપણા દેશના પ્રાચીન ઇતિહાસનાં પાનાં આપણી સામે ખૂલતાં જશે અને એ અતિશય પ્રાચીન કાળમાં આપણા પૂર્વજોએ શાં શાં કાર્યો કર્યાં તે વિષે આ પથ્થર, ઈંટ અને ચૂનાનાં પાનાંઓમાંથી આપણે વાંચીશું.

તું દિલ્હી ગઈ છે અને આજના શહેરની આસપાસનાં કેટલાંક ખંડેરો અને જૂની ઇમારતો તેં જોઈ છે. ફરીથી એ જોવાનો તને પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે ભૂતકાળનો વિચાર કરજે; એટલે એ ખંડેરો તને ભૂતકાળમાં લઈ જશે અને કોઈ પણ પુસ્તક કરતાં વધારે ઇતિહાસ શીખવશે. છેક મહાભારતના સમયથી દિલ્હી અથવા એની આસપાસ લોકો રહેતા આવ્યા છે અને તેમણે એ શહેરને ઇન્દ્રપ્રસ્થ, હસ્તિનાપુર, તુઘલકાબાદ, શાહજહાંનાબાદ ઇત્યાદિ અનેક નામો આપ્યાં છે. મને તો એ બધાં નામોની ખબર પણ નથી. પ્રાચીન સમયથી એવી માન્યતા ચાલી આવી છે કે દિલ્હી શહેર જુદે જુદે વખતે સાત જુદી જુદી જગ્યાએ વસ્યું હતું. જમના નદીના પ્રવાહની અસ્થિરતાને કારણે એ જગ્યા વારંવાર બદલાતી રહી છે. અને આ દેશના વર્તમાન રાજકર્તાઓના હુકમથી આજે આપણે ત્યાં આગળ રાયસીના અથવા ન્યૂ દિલ્હી નામનું આઠમું શહેર ઊભું થયેલું જોઈએ છીએ. દિલ્હીમાં એક પછી એક એમ અનેક સામ્રાજ્યો ફાલ્યાંફૂલ્યાં અને અંતે નાશ પામ્યાં.

સૌથી પ્રાચીન શહેર બનારસ અથવા કાશી તું જજે અને તેનો નાદ સાંભળજે. તે તને અતિશય પ્રાચીન કાળની વાતો કહેશે અને જણાવશે કે અનેક સામ્રાજ્યો ભાંગીને ભૂકો થઈ ગયાં પણ પોતે હજી ટકી રહ્યું છે. વળી ગૌતમબુદ્ધ તેને ત્યાં નવો પેગામ લઈને આવ્યા હતા તેની તથા અનેક યુગયુગાંતરોથી લાખ્ખો સ્ત્રી-પુરુષો શાંતિ અને આશ્વાસનની શોધમાં ત્યાં આગળ આવતાં રહ્યાં છે તેમની વાતો પણ

તે તને કહેશે. બનારસ પુરાણું અને પવિત્ર, જર્જરિત, ગંદું અને દુર્ગંધવાળું, છતાંયે અતિશય પ્રાણવાન તથા યુગયુગની શક્તિથી ભરપૂર છે. કાશી અતિશય મોહક અને અદ્ભુત છે, કેમકે એની આંખોમાં આપણને હિંદનો ઇતિહાસ દૃષ્ટિગોચર થાય છે અને તેના જલપ્રવાહના ધેરા નાદમાં આપણને વીતી ગયેલા યુગોનો સાદ સંભળાય છે.

અથવા એથીયે નજીક આપણા શહેર અલ્લાહાબાદ કે પ્રયાગ પાસે આવેલો અશોકનો પ્રાચીન સ્તંભ જોવા જજે. અશોકની આજ્ઞાથી એના ઉપર કોતરવામાં આવેલો લેખ તું જોજે એટલે બે હજાર વરસો વટાવીને આવતો તેનો અવાજ તને તેમાં સંભળાશે.

# ૧૩

# સંપત્તિ ક્યાં જાય છે?

૧૮ જાન્યુઆરી, ૧૯૩૧

મનુષ્ય જેમ જેમ પ્રગતિ કરતો ગયો તેમ તેમ માનવસમાજમાં જુદા જુદા વર્ગો કેવી રીતે વિકસતા ગયા, એ મેં તને મસૂરી લખેલા પત્રોમાં સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો. આરંભકાળના મનુષ્યનું જીવન કષ્ટમય હતું અને ખોરાક મેળવવા માટે પણ તેને મથવું પડતું. તે રોજેરોજ શિકાર કરતો, ફળફળાદિ એકઠાં કરતો અને ખોરાકની શોધમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે રખડતો ફરતો. ધીમે ધીમે તેમની જાતિઓ (ટ્રાઇબ) બંધાવા લાગી. જાતિઓ એ ખરી રીતે એક સાથે શિકાર કરનાર અને એક સાથે રહેનાર મોટાં કુટુંબો જ હતાં. એકલા રહેવા કરતાં એકબીજાની સાથે રહેવું એ વધારે સલામતી-ભર્યું હતું. એ પછી એક ભારે પરિવર્તન થયું. ખેતીની શોધ થઈ અને એ શોધે ભારે ફેરફાર કરી નાખ્યો. આખો વખત શિકાર કર્યા કરવા કરતાં ખેતી કરીને જમીનમાંથી ખોરાક ઉત્પન્ન કરવાનું લોકોને ઘણું સહેલું લાગ્યું. અને ખેડવું, વાવવું તથા લણવું વગેરે કામોને માટે પોતપોતાની જમીન પર જ કાયમ થઈને રહેવાની જરૂર ઊભી થઈ. હવે પહેલાંની જેમ માણસથી ગમે ત્યાં રખડાય એમ નહોતું; પણ તેને પોતાના ખેતર પાસે જ રહેવું પડતું. આ રીતે ગામો અને કસબાઓ વસ્યા.

ખેતીને કારણે બીજા પણ કેટલાક ફેરફારો દાખલ થયા. જમીનમાંથી ઉત્પન્ન થયેલી ખોરાકની ચીજો પ્રમાણમાં એટલી બધી હતી કે એકદમ તે બધી વાપરી કઢાય એમ નહોતું. આથી ખોરાકની વધારાની ચીજોનો સંગ્રહ કરવામાં આવતો. શિકારના જમાનામાં હતું તેના કરતાં હવે લોકોનું જીવન વધારે જટિલ બન્યું. કેટલાક લોકો ખેતરોમાં અને બીજે ઠેકાણે મહેનત મજૂરી કરતા અને કેટલાક લોકો વ્યવસ્થા અને વહીવટનું કામ કરતા. વ્યવસ્થા અને વહીવટ કરનારાઓ કાળક્રમે વધારે જબરા થયા અને તેઓ સરદાર, શાસક, રાજા અથવા તો અમીર બની બેઠા. અને તેમનામાં તાકાત હોવાને કારણે, પેદા થયેલા ખોરાકનો વધારાનો ઘણોખરો ભાગ તેઓ પોતાને

માટે રાખી લેતા. આ રીતે તેઓ દિનપ્રતિદિન વધારે ને વધારે સમૃદ્ધ થતા ગયા. અને ખેતરમાં મજૂરી કરનારા લોકોને માત્ર જીવવા પૂરતો જ ખોરાક મળવા લાગ્યો. પછીથી તો એવો પણ સમય આવ્યો કે આ વ્યવસ્થા અને વહીવટ કરનારાઓ એટલા બધા આળસુ બની ગયા કે વહીવટનું કામ કરવાની આવડત પણ તેમને રહી નહિ. તેઓ કશુંયે કામ કરતા નહિ, પણ મજૂરી કરનારા લોકોએ પેદા કરેલા માલમાંથી સારો સરખો હિસ્સો પડાવવાની માત્ર ખાસ કાળજી રાખતા. આખરે તેઓ એમ માનવા લાગ્યા કે, પોતે કશું પણ કર્યા વિના બીજાની મજૂરી ઉપર એ રીતે જીવવાનો તેમને પૂરેપૂરો અધિકાર છે.

આ ઉપરથી તને સમજાશે કે માનવસમાજમાં ખેતી દાખલ થઈ તેથી સમાજજીવનમાં ભારે પરિવર્તન થયું. ખોરાક પેદા કરવાની પદ્ધતિ સુધારીને તથા તે સહેલાઈથી મેળવી શકાય એવી યોજના કરીને ખેતીએ સમાજનો આખો પાયો બદલી નાખ્યો. તેણે લોકોને નવરાશ આપી. આમ ભિન્ન ભિન્ન વર્ગો સમાજમાં પેદા થયા. ખોરાક મેળવવા માટે બધા જ લોકોને મહેનત નહોતી કરવી પડતી એટલે થોડા લોકો બીજે કામે વળગ્યા. પરિણામે અનેક પ્રકારના હુન્નરો ચાલુ થયા અને નવા નવા ધંધારોજગાર ઊભા થયા. પણ સત્તા તો વહીવટ કરનારા વર્ગના હાથમાં જ રહી.

ખોરાક અને બીજી જરૂરી વસ્તુઓ પેદા કરવાની નવી રીતોથી સમાજમાં કેવા ભારે ફેરફારો થયા છે એની તને પાછળના સમયના ઇતિહાસમાં વધારે જાણ થશે. મનુષ્યને બીજી ઘણી વસ્તુઓની ખોરાક જેટલી જ જરૂર પડવા લાગી. એથી કરીને માલના ઉત્પાદનની પદ્ધતિમાં ભારે ફેરફાર થતાં પરિણામે સમાજજીવનમાં પણ ભારે ફેરફારો થવા લાગ્યા. આનો એક દાખલો આપું. કારખાનાંઓમાં તેમજ રેલવેગાડી અને આગબોટોમાં વરાળનો ઉપયોગ થવા માંડ્યો ત્યારે સંપત્તિનાં ઉત્પાદન તેમજ વહેંચણીમાં ભારે ફેરફાર થયો. કારીગર લોકો સાદાં ઓજારોથી કે પોતાના હાથ વડે વસ્તુઓ બનાવી શકે તે કરતાં અનેકગણી ત્વરાથી તે વસ્તુઓ વરાળથી ચાલતાં કારખાનાંઓમાં બની શકે. મોટાં યંત્રો ખરી રીતે પ્રચંડ ઓજારો જ છે. વળી રેલવેગાડી તથા આગબોટોએ ખોરાક તથા કારખાનાંમાં બનેલી ચીજોને દૂર દૂરના દેશોમાં ત્વરાથી લઈ જવામાં મદદ કરી. આ વસ્તુએ દુનિયાભરમાં કેવો ફેરફાર કર્યો હશે, એની તું કલ્પના કરી લેજે.

ઇતિહાસ જણાવે છે કે ખાદ્ય પદાર્થો તેમજ બીજી વસ્તુઓ ઉત્પન્ન કરવાની નવી અને ઝડપી રીતો વખતોવખત શોધાઈ છે. એ ઉપરથી તને એમ લાગશે કે ઉત્પાદનની વધારે સારી રીતો અજમાવવાથી પેદાશ વધે અને પરિણામે દુનિયા વધારે સમૃદ્ધ થાય તેમજ પ્રત્યેક માણસને વસ્તુઓ વધારે પ્રમાણમાં મળી રહે. પણ તારી એ માન્યતા અમુક અંશે સાચી છે અને અમુક અંશે ખોટી છે. ઉત્પાદનની ચડિયાતી રીતોને કારણે બેશક દુનિયા વધારે સમૃદ્ધ થઈ છે. પણ સવાલ એ છે કે, એથી દુનિયાનો કયો ભાગ સમૃદ્ધ બન્યો છે? આપણા દેશમાં હજીયે અતિશય દુઃખ અને દારિદ્ર પ્રવર્તે છે એ તો દીવા જેવી સ્પષ્ટ વાત છે. એટલું જ નહિ, પણ ઇંગ્લંડ જેવા માતબર દેશમાંયે એ જ દશા છે. એનું કારણ શું? સંપત્તિ ક્યાં ચાલી જાય છે? વધુ ને વધુ પ્રમાણમાં સંપત્તિ ઉત્પન્ન થવા છતાંયે ગરીબ લોકો હજીયે ગરીબ જ રહ્યા છે એ અજબ જેવી વાત છે. કેટલાક દેશોમાં ગરીબોની દશામાં કંઈક ફેરફાર થયો છે ખરો, પણ નવી જે સંપત્તિ ઉત્પન્ન થઈ છે તેની સરખામણીમાં તો એ ફેરફાર નજીવો જ ગણાય. એ સંપત્તિનો રાજભાગ ક્યાં જાય છે એ આપણે સહેલાઈથી સમજી શકીએ છીએ. સામાન્ય રીતે એ વ્યવસ્થાપક અને વહીવટ કરનારા લોકોને હસ્તક જાય છે. એ લોકો બધી સારી ચીજોનો રાજભાગ પોતાને મળે તેની ખાસ કાળજી રાખે છે. અને એથીયે વધારે આશ્ચર્યની વાત તો એ છે કે, સમાજમાં લોકોના એવા વર્ગો પણ પેદા થયા છે કે જેઓ દેખીતી રીતે કશું જ કામ કરતા નથી છતાંયે બીજાની મજૂરીના ઉત્પન્નનો રાજભાગ પડાવે છે! અને તું માનશે ખરી? એ વર્ગોનું સન્માન કરવામાં આવે છે; અને કેટલાક બેવકૂફ લોકો તો એમ જ માને છે કે પોતાના ગુજરાનને માટે મજૂરી કરવી એ તો હીણપતભર્યું છે! આપણી દુનિયાની આજે આવી વિપરીત દશા છે. આથી ખેતરોમાં કામ કરતા ખેડૂતો અને કારખાનાંઓમાં મજૂરી કરતા મજૂરો દુનિયાનો ખોરાક અને ધનદોલત પેદા કરે છે છતાંયે ગરીબ રહે છે એમાં નવાઈ પામવા જેવું શું છે? આપણે આપણા દેશ માટે સ્વતંત્રતા મેળવવાની વાતો કરીએ છીએ, પણ જ્યાં સુધી આ વિષમ વ્યવસ્થાનો અંત ન આવે અને મજૂરી કરનાર માણસને પોતાની મજૂરીનું પૂરેપૂરું વળતર મળે નહિ ત્યાં સુધી એ સ્વતંત્રતા શા કામની? રાજકારણ, રાજ્યવહીવટ, તેમજ સંપત્તિશાસ્ત્ર અને રાષ્ટ્રની સંપત્તિની

વહેંચણી કેવી રીતે થવી જોઈએ તે વિષે મોટા મોટા અને દળદાર ગ્રંથો લખાયા છે. વિદ્વાન અધ્યાપકો આ વિષયો ઉપર વ્યાખ્યાનો પણ આપે છે, પણ જ્યારે આવા લોકો વાતો અને ચર્ચાઓ કરતા હોય છે ત્યારે મજૂરી કરનારા લોકો હાડમારી વેઠી રહ્યા હોય છે. બસો વરસ ઉપર વૉલ્ટાયર નામના એક સુપ્રસિદ્ધ ફ્રાંસવાસીએ મુત્સદ્દીઓ તેમજ તેમના જેવા લોકો વિષે કહ્યું છે કે, 'જે લોકો જમીન ખેડીને બીજાઓ માટે જીવન નિર્વાહની સામગ્રી પૂરી પાડે છે તેમને ભૂખે મારવાની કળા એ જ તેમની મુત્સદ્દીગીરી અને રાજનીતિ.'

આમ છતાં પણ પ્રાચીન મનુષ્ય પ્રગતિ કરતો ગયો અને ધીરે ધીરે તેણે નિરંકુશ કુદરત ઉપર પોતાનો અધિકાર જમાવવા માંડ્યો. તેણે જંગલો કાપી નાંખ્યાં, પોતાને માટે ઘર બાંધ્યાં અને જમીન ખેડવા માંડી. એમ પણ ધારવામાં આવે છે કે માણસે કંઈક અંશે પ્રકૃતિ ઉપર વિજય પણ મેળવ્યો છે. લોકો કુદરત ઉપર માનવીએ વિજય મેળવ્યાની વાતો કરે છે. આ ટાઢા પહોરની વાતો છે અને તે પૂરેપૂરી સાચી નથી. માણસે પ્રકૃતિને સમજવાની શરૂઆત કરી છે એમ કહેવું વધારે સાચું છે. અને જેમ જેમ તે પ્રકૃતિને વધારે સમજતો ગયો તેમ તેમ તે પ્રકૃતિ સાથે વધારે સહકાર સાધી શક્યો અને કુદરતનો પોતાના કાર્યમાં વધારે પ્રમાણમાં ઉપયોગ કરતો થયો. અસલના વખતમાં માણસો પ્રકૃતિથી તેમજ પ્રાકૃતિક ઘટનાઓથી ડરતા હતા. એ ઘટનાઓને સમજવાને બદલે તેઓ પ્રકૃતિની પૂજા કરતા અને તેને શાન્ત પાડવાને બલિદાન આપતા, જાણે પ્રકૃતિના એ જંગલી જનાવરને ફોસલાવીને શાંત પાડવાનું ન હોય! આ રીતે મેઘગર્જના, વીજળી, રોગચાળો, વ્યાધિ વગેરેથી તેઓ ભડકતા અને બલિ ચઢાવવાથી એ બધું અટકાવી શકાય એમ માનતા. ઘણા ભોળા લોકો માને છે કે, સૂર્ય તથા ચંદ્રનું ગ્રહણ એ ભયાનક આપત્તિ છે. એ એક બહુ સાદી અને સહજ પ્રાકૃતિક ઘટના છે એ સમજવાનો પ્રયત્ન કરવાને બદલે લોકો નાહક એથી ક્ષોભ પામે છે અને સૂર્ય કે ચંદ્રની રક્ષા કરવાને ઉપવાસ તથા સ્નાન કરે છે! સૂર્ય કે ચંદ્ર પોતાની રક્ષા કરવાને પૂરેપૂરા સમર્થ છે. એમને વિષે આપણે ચિંતા કરવાની કશી જરૂર નથી.

આપણે સંસ્કૃતિ અને સુધારાના વિકાસની વાત કરી અને લોકો ગામ કે નગરોમાં રહેવા લાગ્યા ત્યારથી એની શરૂઆત થઈ

એ પણ આપણે જોયું. વધારે પ્રમાણમાં ખોરાકની વસ્તુઓ મળવાથી તેમને વધારે નવરાશ મળી અને આમ શિકાર અને ખાનપાન સિવાયની બાબતો વિષે તેઓ વિચાર કરવા લાગ્યા. વિચારના વિકાસની સાથે સાથે કળા, કારીગરી, હુન્નરો અને સામાન્ય રીતે સંસ્કૃતિની પ્રગતિ થઈ. વસતી વધતી ગઈ તેમ તેમ લોકો એકબીજાની વધારે નજદીક રહેવા લાગ્યા. લોકો નિરંતર એકબીજાને હળવામળવા તેમજ પરસ્પર લેવડદેવડ કરવા લાગ્યા. અને લોકોએ એકત્ર રહેવું હોય તો તેમણે એકબીજાને અનુકૂળ થવું જોઈએ, તેમણે પોતાના સાથી અથવા તો પડોશીનું દિલ દુખાય એવું કરતાં અટકવું જોઈએ; નહિ તો સમાજજીવન સંભવી જ ન શકે. એક કુટુંબનું જ ઉદાહરણ લઈએ. કુટુંબ એ એક નાનકડો સમાજ જ છે અને તેની બધી વ્યક્તિઓ જો એકબીજાને અનુકૂળ થાય તો જ તે સુખે રહી શકે. સામાન્ય રીતે કુટુંબમાં આમ બનવું બહુ મુશ્કેલ નથી કારણકે કુટુંબીજનોમાં એકબીજા વચ્ચે સ્નેહનું બંધન હોય છે. એમ છતાં પણ કેટલીક વાર આપણે બીજાઓ પ્રત્યે અનુકૂળ થવાનું ભૂલી જઈએ છીએ અને આપણે હજી બહુ સંસ્કારી કે સુધરેલા થયા નથી એમ બતાવી આપીએ છીએ. કુટુંબથી બહોળા સમુદાયની બાબતમાં પણ આમ જ બને છે — પછી તેમાં આપણે આપણા પડોશીઓનો, આપણા નગરવાસીઓનો, આપણા દેશબાંધવોનો કે ઇતર દેશના લોકોનો પણ સમાવેશ કરીએ. આ રીતે વસતી વધતાં જીવન પણ વધારે સામાજિક બન્યું અને પરિણામે બીજાઓ પ્રત્યે આદર અને ઉદારતા તેમજ નિગ્રહ પણ વધ્યાં. સંસ્કૃતિ કે સભ્યતાની વ્યાખ્યા આપવી મુશ્કેલ છે અને હું તેની વ્યાખ્યા આપવા પ્રયત્ન નહિ કરું. પરંતુ સંસ્કૃતિમાં જે ઘણી બાબતોનો સમાવેશ થાય છે તેમાં પોતાની જાત ઉપર નિયમન અને બીજાઓ પ્રત્યે સહાનુભૂતિ અને ઉદારતાભર્યું વલણ એ બાબતો ખાસ અગત્યની છે એમાં સંદેહ નથી. જો કોઈ માણસમાં આત્મસંયમ અને બીજાઓ પ્રત્યે સહાનુભૂતિ અને ઉદારતાભર્યા વલણનો અભાવ હોય તો તેને કોઈ પણ માણસ નિઃસંદેહ અસંસ્કારી કહી શકે.

# ઈશુ પહેલાંની છઠ્ઠી સદીના ધર્મસંપ્રદાયો

૨૦ જાન્યુઆરી, ૧૯૩૧

ઇતિહાસની લાંબી મજલ ઉપર આપણે હવે આગળ ચાલીએ. આજથી પચીસસો વર્ષ પૂર્વે સુધીની એક મોટી મજલ આપણે પૂરી કરી છે. બીજી રીતે કહીએ તો ઈશુ પહેલાંની છઠ્ઠી સદીના સમય સુધી આપણે આવી પહોંચ્યાં. પણ આ કોઈ ચોક્કસ તારીખ છે એમ ન સમજીશ. હું તો માત્ર અડસટ્ટે સમયનો અંદાજ આપું છું. એ અરસામાં ચીનથી માંડીને હિંદુસ્તાન, ઈરાન અને ગ્રીસ સુધીના જુદા જુદા દેશોમાં મહાન પુરુષો, મોટા મોટા તત્ત્વચિંતકો અને ધર્મસંસ્થાપકો થયેલા આપણને જણાય છે. એ બધા મહાપુરુષો સમયના એક જ ગાળામાં થઈ ગયા છે એવું તો નથી. પણ કાળગણનાની દૃષ્ટિએ તેઓ એકબીજાથી એટલા નિકટવર્તી હતા કે તેથી ઈશુ પહેલાંની છઠ્ઠી સદીનો જમાનો એક ભારે યાદગાર સમય બની ગયો. એમ જણાય છે કે તે કાળમાં દુનિયાભરમાં નવા વિચારનું મોટું મોજું ફરી વળ્યું હશે — વર્તમાન પરિસ્થિતિ વિષે લોકોમાં અસંતોષ જાગ્યો હશે અને કંઈક એથી સારી સ્થિતિ પ્રાપ્ત કરવાની આશા અને આકાંક્ષા જન્મી હશે. તારે એ યાદ રાખવું જોઈએ કે મહાન ધર્મસંસ્થાપકો હમેશાં ચાલુ સ્થિતિ કરતાં કંઈક વધારે સારી સ્થિતિ નિર્માણ કરવાનો પ્રયાસ કરતા હતા અને પોતાની પ્રજાને સુધારવાનો તથા તેમની વિપદો ઓછી કરવાનો પ્રયત્ન કરતા હતા. તેઓ હમેશાં ક્રાંતિકારો હતા અને પ્રચલિત અનિષ્ટોને વખોડી કાઢતાં જરાયે ડરતા નહિ. જે કોઈ જૂની રૂઢિ કે પ્રણાલી અવળે રસ્તે ચડી ગઈ હોય અથવા તો સમાજના ભાવિ વિકાસમાં બાધારૂપ બની હોય તેનો તેઓ વિરોધ કરતા અને નિર્ભયતાથી તેને દૂર કરતા. પણ એથીયે વિશેષ તો તેમણે ઉદાત્ત જીવનનું દૃષ્ટાંત રજૂ કર્યું, જે પેઢી દર પેઢી અસંખ્ય લોકો માટે આદર્શરૂપ અને પ્રેરણાદાયી બન્યું.

ઈશુ પહેલાંની એ છઠ્ઠી સદીમાં હિંદુસ્તાનમાં આપણા બુદ્ધ અને મહાવીર થઈ ગયા, ચીનમાં કૉન્ફ્યૂશિયસ અને લાઓત્સે થઈ ગયા, ઈરાનમાં જરથુષ્ટ્ર* થઈ ગયા તથા ગ્રીસના સેમોઝ નામના ટાપુમાં

*જરથુષ્ટ્ર ઘણું કરીને ઈશુ પહેલાંની આઠમી સદીમાં થઈ ગયા હતા.

પાઇથેગોરાસ થઈ ગયા. પહેલાં પણ તેં આ નામો તો સાંભળ્યાં હશે જ. કદાચ તેં તે બીજા સંબંધમાં સાંભળ્યાં હશે. નિશાળે જતો દરેક સામાન્ય છોકરો કે છોકરી તો પાઇથેગોરાસને ભૂમિતિના એક પ્રમેયની સાબિતી શોધનાર તરીકે જ ઓળખે છે. એ પ્રમેય કમનસીબે આજે તેમને શીખવો પડે છે! એ કાટખૂણ ત્રિકોણની ભુજાઓ ઉપરના સમચોરસોને લગતો છે. અને તે યુક્લિડની અથવા તો બીજી કોઈ પણ ભૂમિતિની ચોપડીમાં હોય છે. પરંતુ પાઇથેગોરાસ ભૂમિતિની એ શોધ કરનાર ઉપરાંત એક સમર્થ તત્ત્વચિંતક પણ ગણાય છે. એને વિષે આપણને બહુ માહિતી મળતી નથી અને કેટલાક લોકો તો એવો કોઈ પુરુષ થઈ ગયો હતો કે કેમ એ વિષે પણ શંકાશીલ છે!

ઈરાનના જરથુષ્ટ્ર જરથોસ્તી ધર્મના સંસ્થાપક મનાય છે. પરંતુ એમને જરથોસ્તી ધર્મના આદ્ય સંસ્થાપક ગણી શકાય કે કેમ એ હું ખાતરીપૂર્વક કહી શકું એમ નથી. ઈરાનના પુરાણા ધર્મ અને તત્ત્વજ્ઞાનને તેમણે નવી દિશા અને નવું રૂપ આપ્યું એમ કહેવું કદાચ વધારે ઉચિત ગણાય. ઘણા લાંબા સમયથી ઈરાનમાંથી તો જરથુષ્ટ્રનો ધર્મ લગભગ નિર્મૂળ થઈ ગયો છે. ઘણા લાંબા સમય ઉપર પારસીઓ ઈરાન છોડીને હિંદમાં આવ્યા હતા અને પોતાનો એ ધર્મ તેઓ અહીં લાવ્યા હતા. ત્યારથી આજ પર્યંત તેઓ એ ધર્મ પાળે છે.

આ અરસામાં ચીનમાં કૉન્ફ્યૂશિયસ અને લાઓત્સે નામના બે મહાપુરુષો થઈ ગયા. કૉન્ફ્યૂશિયસનું નામ કૉંગ ફુત્સે એમ લખવું વધારે સાચું છે. ધર્મ શબ્દના પ્રચલિત અર્થમાં આ બેમાંથી એકેને ધર્મસંસ્થાપક ન કહી શકાય. તેમણે તો માણસે શું કરવું જોઈએ અને શું ન કરવું જોઈએ તેનાં નૈતિક અને સામાજિક ધોરણો ઘડી આપ્યાં છે. પરંતુ તેમના મૃત્યુ પછી ચીનમાં લોકોએ તેમની યાદગીરીમાં અસંખ્ય મંદિરો બાંધ્યાં છે અને હિંદુઓ વેદને અને ખ્રિસ્તીઓ બાઇબલને જેટલાં પૂજ્ય ગણે છે તેટલાં જ પૂજ્ય ચીની લોકો તેમનાં પુસ્તકોને ગણે છે. કૉન્ફ્યૂશિયસના ઉપદેશનું એક પરિણામ એ આવ્યું કે ચીની લોકો દુનિયામાં સૌથી વધારે વિનયી, શિષ્ટ અને સંસ્કારી બન્યા.

હિંદુસ્તાનમાં બુદ્ધ અને મહાવીર થઈ ગયા. મહાવીરે આજે પ્રચલિત છે તે જૈન ધર્મ ચલાવ્યો. તેમનું સાચું નામ વર્ધમાન હતું. મહાવીર નામ એમની મહત્તા દર્શાવવા આપવામાં આવ્યું હતું. જૈન લોકો મોટે ભાગે પશ્ચિમ હિંદ અને કાઠિયાવાડમાં વસે છે, અને

આજે તો ઘણી વાર હિંદુઓમાં જ તેમનો સમાવેશ કરવામાં આવે છે. તેમણે કાઠિયાવાડમાં, અને રજપૂતાનામાં આબુ પહાડ ઉપર સુંદર મંદિરો બંધાવ્યાં છે. અહિંસા ઉપર તેમની ભારે શ્રદ્ધા છે અને કોઈ પણ જીવને ઈજા થાય એવું કંઈ પણ કરવાની તેઓ વિરુદ્ધ છે. આ સંબંધમાં તને એ જાણીને આનંદ થશે કે પાઇથેગોરાસ ચુસ્ત શાકાહારી હતો અને પોતાના બધા શિષ્યો પણ શાકાહારી હોવા જોઈએ એવો આગ્રહ રાખતો હતો.

હવે આપણે ગૌતમ બુદ્ધ ઉપર આવીએ. એ તો તું જાણે જ છે કે તે જાતે ક્ષત્રિય હતા, રાજકુમાર હતા અને સિદ્ધાર્થ તેમનું નામ હતું. એમની માનું નામ માયાદેવી હતું. એક પ્રાચીન ગ્રંથમાં એને વિષે લખ્યું છે કે, ‘ચંદ્રલેખાની જેમ બધા લોકો એને ભાવથી પૂજતા. વસુંધરા જેવી અચળ અને દૃઢ સંકલ્પવાળી તથા કમળ જેવા નિર્મળ હૃદયવાળી એ મહારાણી માયાદેવી હતી.’ સિદ્ધાર્થને તેનાં માતપિતાએ એશઆરામ અને વૈભવમાં ઉછેર્યો તથા દુઃખ કે આપત્તિના હરેક પ્રસંગથી તેને અળગો રાખવાને સતત પ્રયત્ન કર્યો. પરંતુ તેને એમ અળગા રાખવાનું અશક્ય હતું. એમ કહેવાય છે કે ગરીબી, દુઃખ અને મરણના પ્રસંગો તેના જોવામાં આવ્યા અને એ દર્શનની તેના ઉપર ભારે અસર થઈ. આ પછી તેને એના મહેલમાં શાંતિ ન વળી, અને તેની આસપાસના વૈભવો તથા જેના ઉપર તેને અતિશય પ્રેમ હતો તે તેની સ્વરૂપવાન તરુણ પત્ની પણ પીડિત માનવજાતના વિચારમાંથી તેના મનને પાછું ન વાળી શક્યાં. પીડાતી માનવજાતિ માટેની તેની ચિંતા વધારે ને વધારે તીવ્ર અને તેનો ઉપાય શોધી કાઢવાનો તેનો સંકલ્પ વધારે ને વધારે દૃઢ થતો ગયો. તે એટલે સુધી કે પોતાના મહેલમાં રહેવું તેને અસહ્ય થઈ પડ્યું અને એક દિવસ રાત્રિના નીરવ અંધકારમાં રાજમહેલ તથા પોતાનાં પ્રિય સ્વજનોને છોડીને તેના મનને સંતાપતા પ્રશ્નોના જવાબ શોધવા માટે તે વિશાળ દુનિયામાં એકાકી નીકળી પડ્યો. એ પ્રશ્નોના જવાબની શોધ અતિશય લાંબી અને વિકટ હતી. એમ કહેવાય છે કે, આખરે, ઘણાં વર્ષો પછી ગયામાં એક પીપળાના ઝાડ નીચે તે બેઠા હતા ત્યારે ગૌતમને જ્ઞાનપ્રાપ્તિ થઈ અને તે બુદ્ધ અથવા જ્ઞાની થયા. અને જે ઝાડ નીચે તે બેઠા હતા તે ‘બોધિવૃક્ષ’ અથવા જ્ઞાનનું ઝાડ કહેવાયું. પ્રાચીન કાશી નગરીની છાયામાં આવેલા સારનાથના — જે તે વખતે ઋષિપત્તન કહેવાતું — ‘ડિયર પાર્ક’ આગળ તેમણે પોતાનો ઉપદેશ શરૂ કર્યો.

તેમણે જગતને સદાચારી જીવનનો રાહ બતાવ્યો. જેમાં દેવોને પશુઓની તેમજ વિવિધ પ્રકારના પદાર્થોની આહુતિ આપવામાં આવતી હતી તે બધા યજ્ઞોને તેમણે વખોડી કાઢ્યા અને જણાવ્યું કે એને બદલે આપણે ક્રોધ, તિરસ્કાર, અસૂયા અને કુવિચારોની આહુતિ આપવી જોઈએ.

બુદ્ધના જન્મ સમયે હિંદુસ્તાનમાં પુરાણો વૈદિક ધર્મ પ્રચલિત હતો. પરંતુ તે સમયે એના મૂળ સ્વરૂપમાં ઘણું પરિવર્તન થયું હતું અને તે પોતાની ઉચ્ચ ભૂમિકા ઉપરથી નીચે પડ્યો હતો. બ્રાહ્મણ પુરોહિતોએ તેમાં અનેક પ્રકારનાં વિધિઓ, પૂજા અને વહેમો દાખલ કર્યાં હતાં, કેમકે પૂજાના કર્મકાંડનું પ્રમાણ વધે તેમ પુરોહિત વર્ગ વધારે સમૃદ્ધ થાય. જ્ઞાતિનાં બંધનો વધારે જડ થતાં જતાં હતાં અને સામાન્ય લોકો શુકન-અપશુકન, મંત્રજંત્ર તથા ભૂતપ્રેતના વહેમોથી ડરતા હતા. આ બધી રીતોથી પુરોહિતોએ આમપ્રજાને પોતાના કાબૂમાં લીધા અને ક્ષત્રિય રાજકર્તાઓની સત્તાનો સામનો કર્યો. આ રીતે ક્ષત્રિયો અને બ્રાહ્મણો વચ્ચે તે સમયે હરીફાઈ ચાલતી હતી. બુદ્ધ એક મહાન લોકસુધારક તરીકે બહાર પડ્યા અને તેમણે પુરોહિતોના આ જુલમો તથા પુરાણા વૈદિક ધર્મમાં પેસી ગયેલાં અનિષ્ટો ઉપર પ્રહારો કર્યા. તેમણે પૂજા અને એવા બીજા વિધિઓ કરવાને બદલે લોકો સદાચારી જીવન ગાળે અને સારાં કાર્યો કરે એ વાત પર ભાર મૂક્યો. તેમણે બૌદ્ધ ધર્મ પાળનારાં ભિક્ષુ અને ભિક્ષુણીઓનો એક સંઘ પણ સ્થાપ્યો.

થોડા વખત સુધી તો હિંદુસ્તાનમાં બૌદ્ધ ધર્મનો ધર્મ તરીકે બહુ ફેલાવો ન થયો. પછીથી તે કેવી રીતે ફેલાયો અને છેવટે હિંદુસ્તાનમાં એક જુદા ધર્મ તરીકે કેમ નષ્ટ થયો તે આપણે હવે પછી જોઈશું. લંકાથી માંડીને ચીન સુધીના દૂર દૂરના દેશોમાં એ ધર્મ ફાલ્યોફૂલ્યો પણ તેના જન્મસ્થાન હિંદુસ્તાનમાં તો તે ફરીથી બ્રાહ્મણધર્મ અથવા હિંદુધર્મમાં જ સમાઈ ગયો. પરંતુ બ્રાહ્મણધર્મ ઉપર એની ભારે અસર થઈ અને તેને તેણે કેટલાક વહેમો અને ક્રિયાકાંડમાંથી મુક્ત કર્યો.

આજે દુનિયાની વસ્તીનો સૌથી મોટો ભાગ બૌદ્ધ ધર્મ પાળે છે. ખ્રિસ્તી ધર્મ, ઇસ્લામ અને હિંદુ ધર્મ પાળનારાઓનું પ્રમાણ પણ ઘણું મોટું છે. આ ઉપરાંત યહૂદી, શીખ, પારસી તેમજ બીજા પણ કેટલાક ભિન્ન ભિન્ન ધર્મો છે. ધર્મ અને ધર્મસંસ્થાપકોએ દુનિયાના ઇતિહાસમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને ઇતિહાસના

કોઈ પણ નિરૂપણમાં આપણે તેમની અવગણના ન કરી શકીએ. પરંતુ તેમને વિષે લખવામાં મને કંઈક મુશ્કેલી નડે છે. મહાન ધર્મોના સંસ્થાપકો જગતના સૌથી મહાન અને ઉમદા પુરુષો હતા એ તો નિર્વિવાદ છે. પરંતુ તેમના ઘણાખરા શિષ્યો અને અનુયાયીઓ તો મહાન કે ઉમદા નહોતા. ધર્મ તો આપણા વિકાસને અર્થે અને આપણને વધારે સારા અને ઉન્નત કરવાને અર્થે છે, પરંતુ તેણે માણસોને પશુની પેઠે વર્તતા કર્યા છે એમ આપણે ઘણી વાર ઇતિહાસમાં જોઈએ છીએ. લોકોને જ્ઞાનનો પ્રકાશ આપવાને બદલે ધર્મે ઘણી વાર તેમને અંધકારમાં રાખવા પ્રયત્ન કર્યો છે તથા તેમનાં મન ઉદાર કરવાને બદલે તેમને સંકુચિત મનના અને બીજાઓ પ્રત્યે અસહિષ્ણુ બનાવ્યા છે. ધર્મને નામે મહાન અને ઉદાત્ત કાર્યો થયાં છે એ ખરું, પરંતુ એને નામે લાખો માણસોની કતલો પણ થઈ છે તથા હરકોઈ પ્રકારના ગુના પણ થયા છે.

તો પછી માણસે ધર્મ પ્રત્યે કેવું વલણ રાખવું એ સવાલ ઉપસ્થિત થાય છે. કેટલાક લોકોને મન ધર્મ એટલે પરલોક — પછી તેને સ્વર્ગ, વૈકુંઠ, બ્રહ્મલોક કે એવું ગમે તે નામ આપો. સ્વર્ગમાં જવાની આશાએ લોકો ધર્મ પાળે છે અથવા અમુક કર્મો કરે છે. આ ઉપરથી, જલેબી મેળવવાની આશાએ સભ્યતાથી વર્તતા છોકરાની વાત મને યાદ આવે છે! જો કોઈ બાળક નિરંતર મીઠાઈ કે જલેબીના જ વિચારો કર્યા કરતો હોય તો તેને તું યોગ્ય કેળવણી પામેલો બાળક ન જ કહે, ખરું ને? અને જે બાળકો મીઠાઈ કે એવી વસ્તુઓની લાલચથી જ બધું કામ કરતાં હોય તેમને તો તું એથીયે વિશેષ નાપસંદ કરશે. તો પછી જે મોટેરાંઓ પણ આ રીતે જ વિચારતાં અને વર્તતાં હોય તેમને વિષે આપણે શું કહીશું? કેમકે, જલેબીની અને સ્વર્ગની લાલચમાં મહત્ત્વનો ફરક નથી. આપણે બધાં જ થોડે-ઘણે અંશે સ્વાર્થી છીએ. પરંતુ આપણે આપણાં બાળકોને એવી કેળવણી આપીએ છીએ કે જેથી કરીને તેઓ બને એટલાં વધારે નિઃસ્વાર્થી થાય. કંઈ નહિ તો આપણો આદર્શ તો સંપૂર્ણપણે પરગજુ થવાનો જ હોવો જોઈએ કે જેથી આપણે તે પ્રમાણે જીવન ગાળવાનો પ્રયત્ન કરીએ.

આપણે બધાં જ કંઈક સિદ્ધિ પ્રાપ્ત કરવા તથા આપણાં કાર્યોનું ફળ જોવાને ઝંખીએ છીએ. એ સ્વાભાવિક છે. પરંતુ આપણું અન્તિમ

લક્ષ્ય શું હોય છે? આપણને આપણા પોતાના જ હિતની પડી છે કે સાર્વજનિક હિતની — સમાજના હિતની; આપણા દેશના હિતની અથવા સમગ્ર મનુષ્યજાતિના હિતની? એ સાર્વજનિક હિતમાં આપણો પણ સમાવેશ થાય જ છે. મને યાદ છે કે થોડા દિવસ ઉપર મારા એક પત્રમાં એક સંસ્કૃત શ્લોકનો મેં ઉલ્લેખ કર્યો હતો. તેનો ભાવાર્થ એ છે કે કુટુંબને ખાતર વ્યક્તિનો, કુળને ખાતર કુટુંબનો અને દેશને ખાતર કુળનો ત્યાગ કરવો જોઈએ. આજે હું તને એક બીજા સંસ્કૃત શ્લોકનો ભાવાર્થ આપું છું. એ ભાગવતનો શ્લોક છે.

न कामयेऽहं गतिमीश्वरात् पराम् अष्टर्द्धियुक्तामपुनर्भवं वा ।
आर्तिं प्रपद्येऽखिलदेहभाजाम् अन्तस्थितो येन भवन्त्यदुःखाः ॥

भागवत ९–२१–२

તેનો અર્થ આ છે: 'અષ્ટસિદ્ધિ સમેત સ્વર્ગની મને કામના નથી, કે જન્મમરણમાંથી છુટકારો મેળવી મોક્ષ પ્રાપ્ત કરવાની પણ મને ઇચ્છા નથી. મારી તો એ ઇચ્છા છે કે દીનદુઃખીઓમાં પ્રવેશ કરીને તેમનાં દુઃખો મારા ઉપર ઓઢી લઉં અને તેમને દુઃખમુક્ત કરું.'

એક ધાર્મિક માણસ એક વાત કરે છે અને બીજો બીજી વાત કરે છે. અને ઘણી વાર તેઓ બધા એકબીજાને ધૂર્ત અથવા મૂર્ખ ગણે છે. એમાં સાચું કોણ? તેઓ જે બાબતોની વાત કરે છે તે નથી જોઈ શકાતી કે નથી પુરવાર કરી શકાતી. એટલે એનો નિર્ણય કરવો મુશ્કેલ છે. પરંતુ આવી બાબતો વિષે અતિશય નિશ્ચયપૂર્વક વાતો કરવી અને એને કારણે એકબીજાનાં માથાં ભાંગવાં એ તો બેઉ પક્ષને માટે ભારે ધૃષ્ટતાભર્યું કહેવાય. આપણામાંના ઘણા સંકુચિત મનના હોય છે અને બહુ શાણા નથી હોતા. તો પછી, આપણે જ પૂરેપૂરું સત્ય પામ્યા છીએ એમ માની લઈને તે આપણા પાડોશીને ગળે બળજબરીથી ઉતારવાની ધૃષ્ટતા આપણે કેમ કરીએ? આપણે સાચા હોઈએ એ બનવાજોગ છે. આપણો પાડોશી સાચો હોય એમ પણ બનવાજોગ છે. જો તું કોઈ ઝાડ ઉપર ફૂલ જુએ તો તેને જ ઝાડ નથી કહેતી. વળી બીજો કોઈ માણસ માત્ર તેનું પાંદડું જુએ અને ત્રીજો માત્ર તેનું થડ જ જુએ તો તે દરેકે ઝાડનો એક ભાગ જ જોયો છે એમ કહેવાય. આમ છતાંયે તે પ્રત્યેક જણ કહે કે, માત્ર ફૂલ, પાંદડું કે થડ એ જ ઝાડ છે અને તે માટે મારામારી કરે તો તે કેવું મૂર્ખાઈભર્યું કહેવાય!

મને પોતાને તો પરલોકની વાતમાં જરાયે રસ નથી. આ દુનિયામાં મારે શું કરવું જોઈએ એના વિચારોથી જ મારું મન ભરપૂર રહે છે, અને એ માર્ગ સ્પષ્ટ દેખાય એટલાથી જ મને સંતોષ છે. આ દુનિયામાં મારું કર્તવ્ય મને સ્પષ્ટપણે દેખાય તો પછી પરલોક વિષે મને બિલકુલ ચિંતા નથી.

તું મોટી થશે તેમ તેમ અનેક પ્રકારના લોકોના સંપર્કમાં આવશે. તને ધાર્મિક લોકો મળશે તેમ જ ધર્મના વિરોધી લોકો પણ મળશે. અને એ બન્ને વાતથી ઉદાસીન હોય એવા લોકો પણ તને મળશે. આ દુનિયામાં અતિશય ધનવાન અને સત્તાધારી ધર્મમઠો અને ધર્મસંઘો છે. તેઓ તેમનાં એ ધન તેમ જ સત્તાનો કેટલીક વાર સદુપયોગ કરે છે અને કેટલીક વાર દુરુપયોગ પણ કરે છે. દુનિયામાં તને કેટલાક ઉદારચરિત અને ચારિત્ર્યવાન ધાર્મિક માણસો મળશે અને કેટલાક ધર્મને બહાને બીજાઓને લૂંટનારા અને છેતરનારા ધૂર્ત અને હરામખોર માણસો પણ મળશે. આ બધાનો વિચાર કરીને તારે પોતે એ વિષે નિર્ણય કરવાનો રહેશે. માણસ બીજાઓ પાસેથી ઘણું શીખી શકે છે એ ખરું, પરંતુ ઘણી મહત્ત્વની બાબતો એવી હોય છે કે જે જાતે ખોજ કરીને અને અનુભવ દ્વારા જ પ્રાપ્ત કરી શકાય છે. કેટલાક પ્રશ્નો એવા હોય છે કે જેનો દરેક સ્ત્રી અને પુરુષે જાતે જ જવાબ મેળવવો રહ્યો.

પરંતુ નિર્ણય કરવાની બાબતમાં તારે ઉતાવળ ન કરવી જોઈએ. તું કોઈ પણ મહત્ત્વની બાબત ઉપર નિર્ણય કરી શકે એ માટે પ્રથમ તારે એ વિષે તાલીમ લેવી જોઈએ. માણસ સ્વતંત્રપણે વિચાર કરે અને પોતાને માટે નિર્ણયો બાંધે એ યોગ્ય છે. પરંતુ નિર્ણય કરવાની તેનામાં લાયકાત હોવી જોઈએ. તરતના જન્મેલા બાળકને તો તું કોઈ પણ બાબતનો નિર્ણય કરવાનું ન જ કહે! અને એવા ઘણાયે માણસો છે કે જેઓ ઉંમરે પહોંચેલા હોવા છતાં માનસિક વિકાસની દૃષ્ટિએ લગભગ તરતના જન્મેલા બાળક જેવા જ હોય છે.

રોજના કરતાં મેં આ પત્ર વધારે લાંબો લખ્યો અને કદાચ એ તને કંટાળો આપશે. પરંતુ આ વિષય ઉપર મારે તને કંઈક કહેવું જ હતું. આજે તને એમાં કશી સમજણ ન પડે તો હરકત નહિ. થોડા જ સમય પછી તને એમાં સમજ પડવા માંડશે.

૧૫

# ઈરાન અને ગ્રીસ

૨૧ જાન્યુઆરી, ૧૯૩૧

તારો પત્ર આજે મળ્યો અને તું તથા તારી મા ખુશીમાં છો એ જાણી આનંદ થયો. પરંતુ દાદુનો તાવ મટે અને તેમની માંદગી દૂર થાય તો કેવું સારું! જિંદગીભર એમણે સખત પરિશ્રમ કર્યો છે અને આજે પણ એમને આરામ તથા શાંતિ મળતાં નથી.

તારા પત્ર ઉપરથી જણાય છે કે તેં આપણા પુસ્તકાલયમાંથી લઈને ઘણાં પુસ્તકો વાંચ્યાં છે. વળી તેં બીજાં વાંચવાલાયક પુસ્તકોનાં નામ સૂચવવાની મારી પાસે માગણી પણ કરી છે. પરંતુ તેં કયાં પુસ્તકો વાંચ્યાં છે એ તો મને જણાવ્યું જ નથી. પુસ્તકો વાંચવાની ટેવ સારી છે, પરંતુ જેઓ ઢગલાબંધ પુસ્તકો ઝપાટાભેર વાંચી નાખે છે તેમને વિષે હું જરા શંકાશીલ રહું છું. તેમને વિષે મને એવી શંકા રહે છે કે તેઓ પુસ્તકો ધ્યાનપૂર્વક વાંચતા જ નથી પણ ઉપર ઉપરથી જોઈ જાય છે અને પછી બીજે જ દિવસે ભૂલી પણ જાય છે. જો કોઈ પુસ્તક વાંચવાલાયક હોય તો તેને ધ્યાનપૂર્વક અને પૂરેપૂરી કાળજીથી વાંચવું જોઈએ. પરંતુ સંખ્યાબંધ પુસ્તકો તો વાંચવાલાયક હોતાં જ નથી. આથી સારું પુસ્તક પસંદ કરવાનું કામ ઘણું મુશ્કેલ છે. પણ તું મને એમ કહી શકે કે આપણા પુસ્તકાલય માટે તમે જે પુસ્તકો પસંદ કર્યાં તે બધાં સારાં હોવાં જ જોઈએ; નહિ તો તમે એને પુસ્તકાલયમાં રાખ્યાં શાને? ખેર, તારાથી વંચાય એટલાં પુસ્તકો વાંચતી રહેજે અને આ નૈની જેલમાંથી બની શકે એટલી મદદ હું તને કરતો રહીશ. તારો શારીરિક તેમજ માનસિક વિકાસ કેટલી ઝડપથી થઈ રહ્યો છે એના વિચારો મને ઘણી વાર આવે છે. તારી સાથે રહેવાની મારી ઇચ્છા કેટલી બધી પ્રબળ છે! સંભવ છે કે આ પત્રો તને પહોંચે ત્યાં સુધીમાં તો તેં એટલી બધી પ્રગતિ કરી હશે કે તે તારે માટે નકામા થઈ પડે. પરંતુ હું

ધારું છું કે એ દરમિયાન ચાંદ[1] એ વાંચવા જેટલી મોટી થઈ હશે, એટલે એની કદર બૂજનાર કોઈક તો મળી રહેશે.

પણ હવે આપણે પાછાં પ્રાચીન ગ્રીસ અને ઈરાનમાં પહોંચીએ અને ઘડીભર તેમની વચ્ચે થયેલાં યુદ્ધોનો વિચાર કરીએ. આગળના એક પત્રમાં આપણે ગ્રીસનાં નગરરાજ્યો અને જેને ગ્રીક લોકો દરાયસ નામથી ઓળખતા હતા તે સમ્રાટના અમલ નીચેના ઈરાનના મહાન સામ્રાજ્યની ચર્ચા કરી હતી. દરાયસનું આ સામ્રાજ્ય માત્ર વિસ્તારમાં જ નહિ પણ સંગઠન અને વ્યવસ્થાની દૃષ્ટિથી પણ મહાન હતું. એશિયામાઈનરથી ઠેઠ સિંધુ નદીના કાંઠા સુધી તે વિસ્તરેલું હતું. મિસર તથા એશિયામાઈનરનાં કેટલાંક ગ્રીક નગરોનો પણ એ સામ્રાજ્યમાં સમાવેશ થતો હતો. આ વિશાળ સામ્રાજ્યના એક છેડાથી બીજા છેડા સુધી જતા સરસ રસ્તાઓ હતા. તે રસ્તાઓ ઉપર નિયમિત રીતે શાહી સરકારની ટપાલની આવજા થતી. એક યા બીજા કારણસર દરાયસે ગ્રીસનાં નગરરાજ્યો જીતી લેવાનો નિશ્ચય કર્યો અને એ વિગ્રહ દરમિયાન કેટલીક ઇતિહાસપ્રસિદ્ધ લડાઈઓ થઈ.

આ યુદ્ધોનો જે હેવાલ આપણને મળે છે તે હિરોડોટસ નામના એક ગ્રીક ઇતિહાસકારે લખેલો છે. જેનો હેવાલ તેણે લખ્યો છે તે યુદ્ધ પૂરું થયા પછી થોડા જ વખતમાં તે જન્મ્યો હતો. ગ્રીક લોકો તરફ તેનું વલણ પક્ષપાતી હતું એ ખરું, પરંતુ તેનું બયાન અતિશય રસિક છે. આ પત્રોમાં તેના ઇતિહાસમાંથી હું તને કેટલાક ઉતારા આપવાનો છું.

ઈરાનીઓનો ગ્રીસ ઉપરનો પહેલો હુમલો નિષ્ફળ ગયો કેમકે તેમના સૈન્યને કૂચ કરતાં માર્ગમાં રોગચાળાથી અને ખોરાકની તંગીને લીધે ભારે નુકસાન થયું. ગ્રીસ પહોંચતાં પહેલાં જ એ સૈન્યને પાછું ફરવું પડ્યું. એ પછી બીજો હુમલો ઈ. સ.-પૂ. ૪૯૦ની સાલમાં થયો. આ વખતે ઈરાનના સૈન્યે જમીનમાર્ગ છોડીને સમુદ્રનો રસ્તો લીધો અને ઍથેન્સ નજીક મેરેથોન નામના સ્થળે તે ઊતર્યું. ઍથેન્સવાસીઓ અતિશય ભયભીત બની ગયા કારણકે તે સમયે ઈરાનના સામ્રાજ્યના સામર્થ્યની ધાક વાગતી હતી. ડરના માર્યા ઍથેન્સવાસીઓએ પોતાના જૂના દુશ્મન સ્પાર્ટાવાસીઓ સાથે સુલેહ કરવાનો પ્રયત્ન કર્યો અને તેમના ઉભયના દુશ્મનનો સામનો કરવા માટે તેમની મદદની માગણી કરી. પરંતુ

1. ઇન્દિરાની ફઈની છોકરી ચંદ્રલેખા પંડિત.

સ્પાર્ટાની મદદ આવી પહોંચે તે પહેલાં જ ઍથેન્સના લોકો ઈરાનના લશ્કરને હરાવવામાં સફળ થયા. ઈ. સ. પૂ. ૪૯૦ની સાલમાં મૅરેથોન આગળ થયેલી મશહૂર લડાઈમાં આ બનાવ બન્યો.

ગ્રીસનું એક નાનકડું નગરરાજ્ય આવડા મોટા સામ્રાજ્યના સૈન્યને હરાવી શક્યું એ વાત જરા વિચિત્ર લાગે છે. પરંતુ વસ્તુતઃ એ વાત આપણને જણાય છે એટલી વિચિત્ર નથી. ગ્રીક લોકો પોતાના જ વતનમાં અને વતનને ખાતર લડતા હતા, જ્યારે ઈરાનનું સૈન્ય તેમના મુલકથી ખૂબ દૂર હતું. વળી ઈરાનનું પચરંગી સૈન્ય સામ્રાજ્યના જુદા જુદા ભાગોમાંથી આવેલા ભાડૂતી સૈનિકોનું બનેલું હતું. તેમને પગાર મળતો એટલા પૂરતા જ તેઓ લડતા હતા, અને ગ્રીસ જીતી લેવામાં એ સૈનિકોને પોતાને બહુ રસ નહોતો. એથી ઊલટું ઍથેન્સના લોકો તો પોતાની સ્વતંત્રતાને ખાતર લડતા હતા. પોતાની સ્વતંત્રતા ખોવા કરતાં તો મરવું તેમને વધારે પસંદ હતું; અને જેઓ કોઈ પણ ધ્યેયને ખાતર જાન કુરબાન કરવા તત્પર હોય તેમનો ભાગ્યે જ પરાજય થાય છે.

આ રીતે મૅરેથોન આગળ દરાયસનો પરાજય થયો. થોડા સમય પછી તે ઈરાનમાં મરણ પામ્યો અને ઝર્સીસ ગાદી ઉપર આવ્યો. ઝર્સીસને પણ ગ્રીસ જીતવાની મહત્ત્વાકાંક્ષા હતી અને તેના ઉપર ચડાઈ કરવા માટે તેણે સૈન્ય તૈયાર કર્યું. અહીં હું તને હિરોડોટસે નોંધેલી એક અદ્ભુત વાત કહીશ. આરતાબનૂસ નામનો ઝર્સીસનો એક કાકો હતો. તેને લાગ્યું કે ઈરાનના સૈન્યને ગ્રીસ સામે લઈ જવામાં જોખમ છે. આથી તેણે પોતાના ભત્રિજા ઝર્સીસને ગ્રીસ ઉપર ચડાઈ ન કરવાને સમજાવવા પ્રયત્ન કર્યો. હિરોડોટસ કહે છે કે ઝર્સીસે તેનો આ પ્રમાણે જવાબ આપ્યો :

> 'તમારી વાત કંઈક અંશે સાચી છે, પરંતુ તમારે સર્વત્ર ભય જ જોયા કરવો ન જોઈએ અથવા જોખમનો જ ખ્યાલ ન કર્યા કરવો જોઈએ. જો દરેક વસ્તુની આ જ રીતે ગણતરી કર્યા કરીએ તો કદીયે કંઈ પણ કાર્ય થઈ જ ન શકે. ભાવી અનિષ્ટની કલ્પનામાં હમેશાં મગ્ન રહીને કશુંયે વેઠવામાંથી ઊગરી જવા કરતાં તો હમેશાં આશાવાદી રહીને અરધી આપત્તિ વેઠી લેવી એ બહેતર છે. રજૂ કરવામાં આવેલી કોઈ પણ દરખાસ્ત અને પાર પાડવાનો માર્ગ બતાવ્યા વિના જ તમે વખોડી કાઢશો તો જેમનો તમે વિરોધ કરો છો તેમના જેટલું જ તમારે પણ વેઠવું પડશે.

ત્રાજવાનાં બંને પલ્લાં સમતોલ હોય તો પછી તે અમુક બાજુ જ નમશે એમ માણસ ખાતરીપૂર્વક કેવી રીતે કહી શકે? માણસ એ નથી કહી શકતો. પરંતુ સામાન્ય રીતે, જેઓ કાર્ય કરવાને તત્પર હોય છે તેમને સફળતા પ્રાપ્ત થાય છે અને જેઓ ભીરુ છે અને દરેક વસ્તુનું માત્ર તોલન કર્યાં કરે છે તેમને કદી સફળતા વરતી નથી. ઈરાને કેટલી ભારે સત્તા પ્રાપ્ત કરી છે એ તો તમે જુઓ છો. જો મારા પુરોગામી સમ્રાટો તમારા વિચારના હોત અથવા એવા વિચારના ન હોવા છતાં તેમના સલાહકારો તમારા જેવા હોત તો આપણું આટલું મહાન સામ્રાજ્ય કદીયે તમારા જોવામાં ન આવત. જોખમો ઉઠાવીને જ તેમણે આપણને આ સ્થિતિમાં મૂક્યા છે. ભારે જોખમો ઉઠાવ્યાથી જ મહાન વસ્તુઓ સિદ્ધ કરી શકાય છે.'

આ લાંબો ઉતારો મેં અહીં એટલા ખાતર આપ્યો છે કે બીજા કોઈ પણ હેવાલ કરતાં તેના આ શબ્દો આપણને ઈરાનના સમ્રાટનો સાચો પરિચય આપે છે. પરંતુ એવું બન્યું કે આરતાબનૂસની સલાહ જ સાચી પડી અને ગ્રીસમાં ઈરાનના સૈન્યનો પરાજય થયો. ઝર્સીસ જોકે હારી ગયો તોયે તેના શબ્દો આજે પણ એટલા જ સાચા છે અને આપણે બધાંએ બોધ લેવા લાયક છે. અને આજે જ્યારે આપણે મહાન વસ્તુઓની સિદ્ધિને અર્થે પ્રયત્ન કરી રહ્યાં છીએ ત્યારે આપણે યાદ રાખવું જોઈએ કે આપણા ધ્યેય સુધી પહોંચતા પહેલાં આપણે ભારે જોખમોમાંથી પસાર થવું પડશે.

શહેનશાહ ઝર્સીસ પોતાની મોટી સેનાને એશિયામાઈનરમાં થઈને લઈ ગયો અને ડાર્ડનલ્સની સામુદ્રધુની — જેને તે સમયે હેલેસ્પોન્ટ કહેતા — ઓળંગી તેને યુરોપની ભૂમિ ઉપર ઉતારી. એમ કહેવાય છે કે માર્ગમાં તેણે ટ્રોય નગરનાં ખંડિયેરોની મુલાકાત લીધી હતી. ત્યાં આગળ પ્રાચીન કાળમાં હેલનને પાછી મેળવવા ગ્રીક વીરો લડ્યા હતા. લશ્કર ઉતારવાને હેલેસ્પોન્ટ ઉપર મોટો પુલ બાંધવામાં આવ્યો હતો અને પાસેની એક ટેકરી ઉપર આરસના સિંહાસન ઉપર બેસીને ઝર્સીસે એ પુલ ઉપરથી પસાર થતું ઈરાનનું સૈન્ય નિહાળ્યું.

હિરોડોટસ કહે છે:

"આખીયે હેલેસ્પોન્ટને વહાણોથી ઢંકાયેલી અને અબિડોસનાં મેદાનો અને દરિયાકિનારાને માણસોથી ભરચક જોઈને પ્રથમ તો ઝર્સીસે પોતાની જાતને ધન્ય માની. પણ પછી તે રોવા લાગ્યો. જેણે પહેલાં ઝર્સીસને ગ્રીસ ઉપર ચડાઈ ન કરવાની નિર્ભયતાથી

સલાહ આપી હતી તે તેના કાકા આરતાબનૂસે તેને રડતો જોઈને પૂછ્યું, 'હે સમ્રાટ, થોડા વખત ઉપર તમે જે કરી રહ્યા હતા અને હમણાં જે કરો છો એ બંને વસ્તુઓ એકબીજાથી કેટલી બધી ભિન્ન છે ' કેમકે પોતાની જાતને ધન્ય ગણ્યા પછી તરત જ તમે આંસુ સારો છો.' ઝર્સીસે જવાબ આપ્યો, 'તમારી વાત ખરી છે. પરંતુ ગણતરી કરી જોતાં મને લાગ્યું કે માણસની જિંદગી કેટલી બધી ટૂંકી છે! અને સો વરસ પછી આ માનવસમુદાયમાંથી એક પણ માણસ હયાત નહિ હોય—આ વિચારે મારું હૃદય ભરાઈ આવ્યું.'

આ રીતે એ મોટી સેના જમીનમાર્ગે આગળ વધી અને દરિયામાર્ગે વહાણોના મોટા કાફલાએ તેને સાથ આપ્યો. પરંતુ સમુદ્રે ગ્રીકલોકોનો પક્ષ લીધો અને ભારે તોફાનમાં ઝર્સીસનાં મોટા ભાગનાં વહાણો નાશ પામ્યાં. હેલન અથવા ગ્રીક લોકો આ મોટી સેના જોઈને ભયભીત બની ગયા અને માંહોમાંહેના લડાઈટંટા ભૂલીને હુમલો કરનારનો તેમણે એકત્ર થઈને સામનો કર્યો. ઈરાની સૈન્ય સામે તેમણે પ્રથમ પીછેહઠ કરી અને થર્મોપોલી નામના સ્થળે તેને રોકવાનો પ્રયત્ન કર્યો. આ જગ્યા અતિશય સાંકડી હતી. તેની એક બાજુએ પર્વત હતો અને બીજી બાજુએ સમુદ્ર. આથી કરીને બહુ થોડા માણસો પણ મોટા લશ્કરની સામે તેનો બચાવ કરી શકે એમ હતું. અહીં આગળ એ ઘાટનો મરણપર્યંત બચાવ કરવાનું કાર્ય ૩૦૦ સ્પાર્ટાવાસીઓ સહિત લિયોનિડસને સોંપવામાં આવ્યું. મેરેથોનના યુદ્ધ પછી દસ વરસ બાદ એ કટોકટીને દિવસે આ વીર પુરુષોએ પોતાના દેશની અમૂલ્ય સેવા બજાવી. ગ્રીક લશ્કર જ્યારે પીછેહઠ કરી રહ્યું હતું તે સમયે તેમણે ઈરાનની સેનાના દળને રોકી રાખ્યું. એ સાંકડા ઘાટમાં એક પછી એક માણસ પડતો ગયો તેમ તેમ તેની જગ્યા બીજાએ લીધી અને એ રીતે ઈરાનનું લશ્કર આગળ ન વધી શક્યું. લિયોનિડસ અને તેના ત્રણસો સાથીઓ થર્મોપોલી આગળ કપાઈ મૂઆ પછી જ ઈરાની લશ્કર આગળ વધી શક્યું. ૨૪૧૦ વરસ પૂર્વે ઈ. પૂ. ૪૮૦ની સાલમાં આ બનાવ બન્યો હતો. પરંતુ આજે પણ તેમના અજેય શૌર્યનો વિચાર કરતાં આપણે રોમાંચ અનુભવીએ છીએ. આજે પણ થર્મોપોલી જનારો પ્રવાસી લિયોનિડસ અને તેના સાથીઓનો પથ્થરમાં કોતરેલો સંદેશો અશ્રુભીની આંખે જુએ છે:

હે પથિક! તું સ્પાર્ટા જઈને કહેજે કે તેની આજ્ઞાને વશ થઈને અમે અહીં મરણશરણ થયા છીએ.

મૃત્યુ ઉપર વિજય મેળવનાર આ ધૈર્ય અદ્‌ભુત છે! થર્મોપોલી અને લિયોનિડસ અમર થઈ ગયાં છે અને આટલે દૂર હિંદુસ્તાનમાં પણ એના વિચારથી આપણે રોમહર્ષ અનુભવીએ છીએ. તો પછી આપણા પોતાના લોકો, આપણા પૂર્વજો અને હિંદુસ્તાનનાં સ્ત્રીપુરુષો જેમણે આરંભથી આપણા લાંબા ઇતિહાસકાળ દરમિયાન મોતને હસી કાઢયું છે, જેમણે અપકીર્તિ કે ગુલામી વહોરવા કરતાં મોતને વહાલું કર્યું છે તથા જેમણે જુલમ આગળ શિર ઝુકાવવા કરતાં ફના થવાનું બહેતર ગણ્યું છે, તેમને વિષે આપણે શું કહીશું અને કેવી લાગણી અનુભવીશું? ચિતોડ અને તેના અનુપમ ઇતિહાસનો તથા તેનાં રજપૂત સ્ત્રીપુરુષોની અદ્‌ભુત વીરતાનો વિચાર કરી જો! વળી ચાલુ જમાનાનો તેમજ હિંદની આઝાદીને ખાતર મરણથીયે ન ડગનાર આપણા જેવા જ આપણા ઉત્સાહી સાથીઓનો પણ તું વિચાર કરજે.

થર્મોપોલીએ થોડા વખત માટે તો ઈરાનના સૈન્યને અટકાવ્યું પણ ઝાઝો સમય તેને રોકી શકાયું નહિ. તેની સામે ગ્રીક લોકો પાછા હઠતા ગયા અને કેટલાંક ગ્રીક નગરો તો તેને તાબે પણ થયાં. પરંતુ મગરૂર ઍથેન્સવાસીઓએ તો તાબે થવા કરતાં પોતાના નગરનો નાશ થવા દેવાનું જ વધારે પસંદ કર્યું અને ઍથેન્સની બધી વસતી શહેર છોડીને ચાલી ગઈ. ઘણાખરા લોકો વહાણોમાં બેસીને ચાલ્યા ગયા. આ નિર્જન શહેરમાં ઈરાની લોકોએ પ્રવેશ કર્યો અને તેમણે તેને બાળી મૂકયું. પરંતુ હજીયે ઍથેન્સનો નૌકાકાફલો અજેય હતો, અને સેલેમિઝ આગળ નૌકાયુદ્ધ થયું તેમાં ઈરાનના કાફલાનો નાશ થયો. આ આપત્તિથી અતિશય નાસીપાસ થઈને ઝર્સીસ ઈરાન પાછો ફર્યો.

આ પછી થોડા સમય સુધી ઈરાન મોટા સામ્રાજ્ય તરીકે ટકી રહ્યું ખરું. પરંતુ મૅરેથોન અને સેલેમિઝે તેના પતનની દિશા બતાવી. એનું પતન કેવી રીતે થયું એ આપણે હવે પછી જોઈશું. તે યુગમાં વિદ્યમાન લોકો તો આ વિસ્તીર્ણ સામ્રાજ્યને ડગમગતું જોઈને આશ્ચર્યચકિત થયા હશે. એના ઉપર વિચાર કરીને હિરોડોટસે આ બોધ તારવ્યો છે. તે કહે છે કે, 'દરેક પ્રજાના ઇતિહાસની ત્રણ અવસ્થાઓ હોય છે: પ્રથમ વિજય, પછીથી વિજયના પરિણામરૂપ ઘમંડ ને અન્યાય, અને અંતે તેના પરિણામે અધઃપાત અને વિનાશ.'

૧૯

## યશોધન ગ્રીસ

**૨૩ જાન્યુઆરી, ૧૯૩૧**

ઈરાની લોકો ઉપરના ગ્રીક લોકોના વિજયનાં બે પરિણામો આવ્યાં. ઈરાની સામ્રાજ્યની પડતી શરૂ થઈ અને તે ધીરે ધીરે વધારે ને વધારે કમજોર થતું ગયું, અને ગ્રીક લોકોના ઇતિહાસનો અત્યંત તેજસ્વી યુગ શરૂ થયો. પ્રજાજીવનની દૃષ્ટિથી વિચારતાં આ પ્રતિભા બહુ અલ્પજીવી ગણાય. એકંદરે બસો વરસથીયે ઓછા સમયમાં ગ્રીસની મહત્તાનો અંત આવ્યો. તેની મહત્તા ઈરાન અથવા તો તેની પૂર્વે થઈ ગયેલાં બીજાં મહાન સામ્રાજ્યોની મહત્તા જેવી નહોતી. એ પછી મહાન સિકંદર પેદા થયો અને તેણે પોતાની જીતોથી થોડા સમય માટે આખી દુનિયાને ચકિત કરી દીધી. પણ હમણાં આપણે એની વાત નથી કરતાં. હાલ તો આપણે ઈરાન સાથેની લડાઈ અને સિકંદરના આગમન વચ્ચેના સમયની, એટલે કે થર્મોપોલી અને સેલેમિઝની લડાઈ પછીનાં ૧૫૦ વરસના સમયની ચર્ચા કરીએ છીએ. ઈરાની લોકોના ભયે ગ્રીક લોકોને એકત્ર કર્યા હતા. એ ભય દૂર થયો એટલે તેઓ પાછા એકબીજાથી અલગ પડી ગયા અને તરત જ માંહોમાંહે એકબીજા સાથે ઝઘડવા લાગ્યા. ખાસ કરીને ઍથેન્સ અને સ્પાર્ટાનાં નગરરાજ્યો વચ્ચે તીવ્ર સ્પર્ધા હતી. પરંતુ તેમની લડાઈની વાતોની ખટપટમાં આપણે ન પડીએ. એનું કશું જ મહત્ત્વ નથી. અને તે કાળમાં ગ્રીસે એ સિવાય બીજી રીતે મહત્તા પ્રાપ્ત કરી હતી એટલા જ ખાતર આપણે એ લડાઈઓને યાદ કરીએ છીએ. ગ્રીસના એ કાળનાં માત્ર થોડા ગ્રંથો, થોડી મૂર્તિઓ અને થોડાં ખંડિયેરો આજે આપણને જોવા મળે છે. પરંતુ આ થોડી વસ્તુઓ પણ એવી છે કે તે જોઈને આપણે આનંદમાં ગરકાવ થઈ જઈએ છીએ અને ગ્રીક લોકોની અનેકવિધ મહત્તાથી આશ્ચર્યચકિત થઈએ છીએ. આ સુંદર મૂર્તિઓ ઘડનાર અને ઇમારતો બાંધનાર લોકોનાં મન કેવાં ઉન્નત અને તેમના હાથ કેટલા કુશળ હશે ! ફીડિયસ તે સમયનો મશહૂર મૂર્તિકાર

હતો. પરંતુ એ સિવાય બીજા વિખ્યાત મૂર્તિકારો પણ તે સમયે હતા. તેમનાં સુખપર્યવસાયી અને દુઃખપર્યવસાયી નાટકો આજે પણ એ પ્રકારની સાહિત્યકૃતિઓમાં શ્રેષ્ઠ ગણાય છે. આજે તો તારે માટે સોફોક્લિસ અને એસીલસ, યુરિપીડસ અને એરિસ્ટોફેનસ, પિંડાર અને મિનેન્ડર તથા સેફો અને એવાં બીજાં ખાલી નામો જ છે. પરંતુ હું આશા રાખું છું કે, મોટી થશે ત્યારે તું તેમની કૃતિઓ વાંચશે અને ગ્રીસની મહત્તાનો કંઈક અનુભવ કરશે. કોઈ પણ દેશનો ઇતિહાસ આપણે કેવી રીતે વાંચવો જોઈએ તે વિષે ગ્રીસનો એ યુગનો ઇતિહાસ આપણે માટે બોધરૂપ છે. જો આપણે માત્ર ગ્રીસનાં રાજ્યોની માંહોમાંહેની ક્ષુલ્લક લડાઈઓ અને ત્યાંની પ્રચલિત બીજી નજીવી બાબતો ઉપર જ ધ્યાન આપ્યું હોત તો ગ્રીક લોકો વિષે આપણને શું જાણવાનું મળત? જો આપણે તેમને બરાબર સમજવા માગતાં હોઈએ તો આપણે તેમના વિચારપ્રદેશમાં પ્રવેશ કરવો જોઈએ અને તેમની ભાવનાઓ અને કાર્યો સમજવાં જોઈએ. કોઈ પણ પ્રજાના આંતરિક જીવનનો ઇતિહાસ જ ખાસ મહત્ત્વનો છે. એને લીધે જ આધુનિક યુરોપ અનેક બાબતોમાં પ્રાચીન ગ્રીક સંસ્કૃતિનું ફરજંદ બન્યું છે.

પ્રજાના જીવનમાં આવા પ્રતિભાના યુગો આવે છે અને જાય છે એ હકીકત વિચિત્ર અને તાજુબ કરનારી છે. થોડા વખત માટે તો તે દરેક વસ્તુને ઉજ્જ્વળ કરી મૂકે છે તથા તે યુગ અને દેશનાં સ્ત્રીપુરુષોને સૌંદર્યપૂર્ણ કૃતિઓનાં સર્જક બનાવી દે છે. આખી પ્રજા જ જાણે પ્રેરણા પામી હોય એવી બની જાય છે. આપણા દેશમાં પણ આવા યુગો આવી ગયા છે. જ્યારે વેદ, ઉપનિષદ અને એવા બીજા ગ્રંથો લખાયા તે આપણી જાણમાં એવો સૌથી પ્રાચીન યુગ છે. કમનસીબે એ પ્રાચીન સમયની આપણી પાસે કશીયે લેખિત નોંધ નથી. બનવાજોગ છે કે તે યુગના કેટલાયે સુંદર અને મહત્ત્વના ગ્રંથો નાશ પામ્યા હશે અને કેટલાક હજી શોધાવા બાકી હશે. પરંતુ પ્રાચીન કાળના હિંદવાસીઓનાં મન કેવાં ઉન્નત હશે અને તેમના વિચારો કેવા ઉદાત્ત હશે એ દર્શાવવા પૂરતાં સાધનો તો આપણી પાસે મોજૂદ છે. એ સમય પછીના હિંદના ઇતિહાસમાં પણ આવા ઉજ્જ્વળ યુગો આવી ગયા છે અને અનેક યુગોના આપણા પરિભ્રમણ દરમ્યાન ઘણું કરીને આપણે તેમનો પણ પરિચય કરીશું.

ખાસ કરીને ઍથેન્સ ગ્રીસના આ કીર્તિયુગમાં મશહૂર થયું. એક મહાન રાજપુરુષ તેનો આગેવાન હતો. તેનું નામ પેરિક્લિસ. ત્રીસ વરસ સુધી ઍથેન્સમાં તેની હકૂમત રહી. એ સમયે ઍથેન્સ એક ઉમદા શહેર બન્યું હતું. સુંદર સુંદર ઇમારતોથી તે ભરપૂર હતું અને મહાન કળાકારો અને તત્ત્વચિંતકો ત્યાં વસતા હતા. આજે પણ તે પેરિક્લિસનું ઍથેન્સ કહેવાય છે અને તે સમયને આપણે ‘ પેરિક્લિસનો યુગ ’ કહીએ છીએ.

આપણો મિત્ર ઇતિહાસકાર હિરોડોટસ ઍથેન્સમાં લગભગ એ અરસામાં જ થઈ ગયો. ઍથેન્સની એ ઉન્નતિ વિષે તેણે વિચાર કર્યો હતો. અને કોઈ પણ વસ્તુમાંથી બોધ તારવવાનો તે શોખીન હોવાથી તેણે એમાંથી પણ બોધ તારવ્યો છે. પોતાના ઇતિહાસમાં તે કહે છે:

> “ઍથેન્સની તાકાત વધી; અને તે એ વાતનું પ્રમાણ છે — અને એની સાબિતી ગમે ત્યાંથી મળી શકે એમ છે — કે સ્વતંત્રતા ઇષ્ટ વસ્તુ છે. જ્યાં સુધી ઍથેન્સવાસીઓ ઉપર આપખુદ શાસન ચાલતું હતું ત્યાં સુધી તેઓ તેમના પાડોશીઓ કરતાં યુદ્ધમાં જરાયે ચડિયાતા નહોતા; પણ જ્યારથી તેઓ પોતાના આપખુદ શાસકોથી મુક્ત થયા ત્યારથી તેઓ તેમના પાડોશીઓથી ઘણા આગળ વધી ગયા. આ વસ્તુ બતાવે છે કે પરાધીન દશામાં તેઓ સ્વેચ્છાથી શ્રમ કરતા નહોતા, પણ તેમના માલિકોની વેઠ કરતા હતા. પરંતુ જ્યારે તેઓ સ્વતંત્ર થયા ત્યારે તેમનામાંનો દરેક જણ સ્વેચ્છાથી અને નિષ્ઠાપૂર્વક ભારે જહેમત ઉઠાવવા લાગ્યો.”

આ પત્રમાં તે જમાનાના કેટલાક મહાપુરુષોનાં નામ મેં આપ્યાં છે. પરંતુ જે માત્ર તે જમાનાનો જ નહિ પણ હરકોઈ જમાનાનો મહાપુરુષ છે તેના નામનો ઉલ્લેખ મેં હજી નથી કર્યો. તેનું નામ સૉક્રેટીસ છે. તે ફિલસૂફ હતો અને નિરંતર સત્યની જ ખોજ કર્યા કરતો. તેને મન સાચું જ્ઞાન એ જ એક પ્રાપ્ત કરવા જેવી વસ્તુ હતી. આથી તે હમેશાં પોતાના મિત્રો અને ઓળખીતાઓ સાથે કઠિન સમસ્યાઓની ચર્ચા કર્યા કરતો કે જેથી કરીને તેમાંથી કંઈક સત્ય લાધી જાય. તેના ઘણાયે શિષ્યો અથવા ચેલાઓ હતા. પ્લેટો તે સૌમાં શ્રેષ્ઠ હતો. પ્લેટોએ ઘણાં પુસ્તકો લખ્યાં છે અને તેમાંનાં ઘણાં આજે આપણી પાસે છે. આ પુસ્તકોમાંથી જ તેના ગુરુ સૉક્રેટીસ વિષે આપણને ઘણુંખરું જાણવાનું મળે છે. દેખીતી રીતે જ, હમેશાં સાચી વસ્તુ શોધવાને મથતા લોકો સરકારોને પસંદ નથી હોતા; લોકો ઊંડા

ઊતરીને દરેક વાતનાં કારણો શોધતા રહે તે તેમને પરવડતું નથી. ઍથેન્સની સરકારને સૉક્રેટીસનું વર્તન અને રીતભાત ન રુચ્યાં એટલે તેણે તેની સામે મુકદ્દમો ચલાવ્યો — આ બનાવ પેરિકિલસના સમય પછી તરત જ બન્યો હતો — અને તેને દેહાંતદંડની શિક્ષા ફરમાવી. સરકારે તેને જણાવ્યું કે જો તે લોકો સાથે ચર્ચા કરવાનું છોડી દે તથા પોતાનું વર્તન સુધારવાનું વચન આપે તો તેને શિક્ષામાંથી મુક્ત કરવામાં આવે. પણ તેણે તેમ કરવાની સાફ ના પાડી અને જેને તે પોતાનો ધર્મ સમજતો હતો તે તજવા કરતાં ઝેરથી ભરેલો જીવલેણ પ્યાલો પીવાનું જ તેણે પસંદ કર્યું. છેક મૃત્યુની પળે, પોતાના ઉપર તહોમત મૂકનારાઓ, ન્યાયાધીશો અને બીજા ઍથેન્સવાસીઓને ઉદ્દેશીને તે બોલ્યો :

"હું મારી સત્યની ખોજ છોડી દઉં એ શરતે જો તમે મને મુક્ત કરવાનું કહેતા હો તો હું કહીશ, કે હે ઍથેન્સવાસીઓ, હું તમારો આભાર માનું છું, પણ તમારી આજ્ઞા માનવા કરતાં જેણે મને આ કાર્ય સોંપ્યું છે એમ હું માનું છું તે ઈશ્વરની આજ્ઞાનું જ હું પાલન કરીશ; અને જ્યાં સુધી મારા ખોળિયામાં પ્રાણ છે ત્યાં સુધી કદી પણ મારું તત્ત્વચિંતનનું કાર્ય હું છોડીશ નહિ. મને જે કોઈ સામો મળે તેને મારા રિવાજ પ્રમાણે હું પૂછતો જ રહીશ, કે 'જ્ઞાન અને સત્યની તથા પોતાના આત્માની ઉન્નતિ સાધવાની જરાયે પરવા કર્યા વિના ધનદોલત અને માનમરતબા મેળવવામાં જ રચ્યોપચ્યો રહેતાં તને શરમ નથી આવતી?' મોત શું છે એની મને ખબર નથી — સંભવ છે કે એ સારી વસ્તુ હોય. પણ હું તેનાથી ડરતો નથી. પણ એ તો હું નિશ્ચયપૂર્વક જાણું છું કે પોતાના કર્તવ્યથી ભાગવું એ તો ભૂંડું જ છે. આથી જે ખરાબ હોવાની મને પૂરેપૂરી ખાતરી છે તેના કરતાં જે સારું હોવાનો સંભવ છે એની જ હું પસંદગી કરું છું."

પોતાના જીવન દરમિયાન સૉક્રેટીસે જ્ઞાન અને સત્યના ધ્યેયની સારી સેવા બજાવી પરંતુ પોતાના મૃત્યુથી તો એણે તેની એથીયે વિશેષ સેવા કરી.

સમાજવાદ, મૂડીવાદ અને એવા બીજા અનેક પ્રશ્નો વિષે ચર્ચાઓ અને દલીલો આજકાલ તારા વાંચવા કે સાંભળવામાં આવશે. આજે આ દુનિયામાં મોટા પ્રમાણમાં અન્યાય, હાડમારી અને દુઃખ પ્રવર્તે છે. ઘણા લોકો એનાથી અતિશય અસંતુષ્ટ બન્યા છે અને તેઓ આ સ્થિતિ બદલવા માગે છે. પ્લેટોએ પણ રાજ્ય અને શાસન અંગેના પ્રશ્નોનો વિચાર કર્યો છે અને એ વિષે લખ્યું પણ છે. એ ઉપરથી

જણાશે કે, દેશ યા સમાજનું રાજતંત્ર કેવી રીતે ઘડવું કે જેથી કરીને સર્વત્ર આબાદી અને સુખ થાય એ વિષે લોકો તે કાળમાં પણ વિચાર કરતા હતા.

પ્લેટો વૃદ્ધ થયો ત્યારે બીજો એક મશહૂર ગ્રીસવાસી આગળ આવ્યો. તેનું નામ ઍરિસ્ટોટલ હતું. તે મહાન સિકંદરનો શિક્ષક હતો. અને સિકંદરે તેને તેના કાર્યમાં ઘણી સહાય કરી હતી. સૉક્રેટીસ અને પ્લેટોની જેમ ઍરિસ્ટોટલને આધ્યાત્મિક પ્રશ્નોમાં બહુ રસ નહોતો. તેને તો પ્રકૃતિનું નિરીક્ષણ કરવામાં અને તેના નિયમો સમજવામાં વધારે રસ હતો. એને ભૌતિક તત્ત્વજ્ઞાન કહેવામાં આવે છે. પણ આજે ઘણુંખરું એને વિજ્ઞાનને નામે ઓળખવામાં આવે છે. આ રીતે ઍરિસ્ટોટલ એક આદિ વિજ્ઞાનશાસ્ત્રી હતો.

હવે આપણે ઍરિસ્ટોટલના શિષ્ય મહાન સિકંદર તરફ જવું જોઈએ અને તેની વેગીલી કારકિર્દીનું અવલોકન કરવું જોઈએ. પણ એ વિષે આવતી કાલે વિચાર કરીશું. આજને માટે તો મેં બહુ લખી નાખ્યું.

આજે તો વસંતપંચમી એટલે વસંતના આગમનનો દિવસ છે. શિયાળાની રોચક પણ ટૂંકી ઋતુ વીતી ગઈ છે અને હવાની ચમક પણ ઓછી થઈ છે. હવે વધુ ને વધુ પ્રમાણમાં પક્ષીઓ અમારી પાસે આવવા માંડ્યાં છે અને આખો દિવસ તેમનાં ગીતો ગુંજ્યા કરે છે. અને આજથી બરાબર પંદર વરસ પહેલાં આ જ દિવસે તારી મા સાથે મારાં લગ્ન થયાં હતાં!

## ૧૭

# વિખ્યાત વિજેતા પણ ઘમંડી યુવાન

૨૪ જાન્યુઆરી, ૧૯૩૧

મારા આગલા પત્રમાં તથા તે પહેલાં પણ મેં સિકંદર વિષે ઉલ્લેખ કર્યો હતો. હું ધારું છું કે મેં તેને ગ્રીક કહ્યો છે. પણ એને ગ્રીક ગણવો એ તદ્દન સાચું નથી, કેમકે ખરી રીતે તે મેસેડોનનો વતની હતો. એટલે કે તે ગ્રીસની ઉત્તરે આવેલા બીજા એક દેશનો રહેવાશી હતો. મેસેડોનના લોકો ઘણી બાબતોમાં ગ્રીક લોકોના જેવા જ હતા. તું તેમને ગ્રીક લોકોના પિત્રાઈઓ કહી શકે. સિકંદરનો પિતા ફિલીપ મેસેડોનનો રાજા હતો. તે ઘણો જ સમર્થ રાજકર્તા હતો. તેણે પોતાના નાનકડા રાજ્યને બળવાન બનાવ્યું તથા એક શિસ્તબદ્ધ અને સમર્થ સૈન્ય તૈયાર કર્યું. સિકંદર ‘મહાન’ કહેવાય છે અને તે ઇતિહાસમાં બહુ જ મશહૂર છે. પરંતુ તે જે કંઈ કરી શક્યો તે માટેની ઘણીખરી તૈયારી કાળજીપૂર્વક પરિશ્રમ ઉઠાવીને તેના પિતા ફિલીપે આગળથી કરી રાખી હતી. સિકંદર ખરેખર મહાપુરુષ હતો કે કેમ એ શંકાસ્પદ છે. હું તો તેને એક આદર્શ વીર પુરુષ તરીકે લેખતો નથી જ. પરંતુ તેની ટૂંકી જિંદગીમાં તે બે ખંડો ઉપર પોતાનું નામ અંકિત કરવામાં સફળ થયો હતો. વળી તે ઇતિહાસનો પ્રથમ વિશ્વવિજેતા ગણાય છે. છેક મધ્ય એશિયાની ભીતરમાં આવેલા દેશોમાં આજે પણ તે સિકંદરના નામથી મશહૂર છે, અને વાસ્તવિક રીતે એ ગમે તેવો હોય પણ ઇતિહાસે તો એના નામને ઉજ્જવળ પ્રભા અર્પી છે. કોડીબંધ શહેરનાં નામો એના નામ ઉપરથી પાડવામાં આવ્યાં છે અને તેમાંનાં કેટલાંક તો આજે પણ મોજૂદ છે. તેમાં સૌથી મોટું મિસરમાં આવેલું એલેક્ઝાંડ્રિયા છે.

રાજા થયો ત્યારે સિકંદરની ઉંમર માત્ર વીશ વરસની હતી. મહત્તા પ્રાપ્ત કરવાની એને ભારે આકાંક્ષા હતી. આથી તેના પિતાએ તેને માટે સારી રીતે સજ્જ કરેલી સેના લઈને ગ્રીસના જૂના દુશ્મન ઇરાન ઉપર ચડાઈ કરવાને તે ખૂબ આતુર હતો. ગ્રીક લોકોને તો

ફિલીપ કે સિકંદર એ બેમાંથી એકે પ્રત્યે અનુરાગ નહોતો, પરંતુ તેમના સામર્થ્યથી તેઓ દબાઈ ગયા હતા. એથી કરીને તેમણે પહેલાં ફિલીપને અને પછી સિકંદરને એમ એક પછી બીજાને ઇરાન ઉપર ચડાઈ કરનારા સમગ્ર ગ્રીસના સૈન્યના સેનાપતિ તરીકે માન્ય રાખ્યા. આ રીતે તેઓ ઉદય પામતી નવી સત્તાને વશ થયા. થેબ્સ નામના એક ગ્રીક નગરરાજ્યે તેની સામે બળવો કરેલો. સિકંદરે તેના ઉપર અતિશય ક્રૂરતાભર્યું અને ઘાતકી આક્રમણ કર્યું, અને તેને તારાજ કર્યું. આ પ્રખ્યાત શહેરનો તેણે નાશ કર્યો, તેનાં મકાનો તોડી પાડ્યાં, અસંખ્ય માણસોની કતલ કરી અને હજારો લોકોને ગુલામ તરીકે વેચી દીધા. આ જંગલી વર્તનથી તેણે આખા ગ્રીસને ભયભીત કરી મૂક્યું. તેના આ અને એવાં બીજાં જંગલી કૃત્યોને કારણે તેનું જીવન આપણી પ્રશંસાને પાત્ર નથી એટલું જ નહિ, પણ તેના પ્રત્યે આપણને કંઈક ઘૃણા અને તિરસ્કાર પેદા થાય છે.

મિસર કે જે તે સમયે ઇરાનના સમ્રાટની હકૂમત નીચે હતું તેને સિકંદરે સહેલાઈથી જીતી લીધું. આ પહેલાં તેણે ઝર્સીસ પછી ગાદી ઉપર આવનાર ઇરાનના સમ્રાટ દરાયસ ત્રીજાને હરાવ્યો હતો. ફરી પાછી તેણે ઇરાન ઉપર ચડાઈ કરી અને દરાયસને બીજી વખત હરાવ્યો. તેણે 'શહેનશાહ' દરાયસના વિશાળ મહેલને બાળી મૂક્યો. તેણે જાહેર કરેલું કે, ઝર્સીસે એથેન્સ બાળી મૂક્યું હતું તેનું વેર વાળવાને એ મહેલ બાળવામાં આવ્યો છે.

ફારસી ભાષામાં ફિરદોશી નામના કવિએ આશરે હજાર વરસ ઉપર લખેલો એક જૂનો ગ્રંથ છે. એ કાવ્યગ્રંથનું નામ શાહનામું છે. એમાં ઇરાનના રાજાઓનો ઇતિહાસ છે. સિકંદર અને દરાયસ વચ્ચેના યુદ્ધનું એમાં અતિશય કલ્પનાથી ભરપૂર વર્ણન આપવામાં આવ્યું છે. એમાં એવું જણાવવામાં આવ્યું છે કે હારી ગયા પછી દરાયસે હિંદ પાસે મદદની માગણી કરી હતી. હિંદના વાયવ્ય ખૂણામાં આવેલા પ્રદેશના રાજા પોરસ ઉપર તેણે 'એક વાયુવેગી ઊંટ મોકલ્યું હતું.' પરંતુ પોરસ તેને કશીયે મદદ ન મોકલી શક્યો. થોડા જ વખત પછી તેને પોતાને પણ સિકંદરના હલ્લાનો સામનો કરવાનો હતો. ફિરદોશીના શાહનામામાં, ઇરાનનો રાજા તથા તેના અમીર-ઉમરાવો હિંદી બનાવટની તરવારો અને ખંજરો વાપરતા હતા એના ઘણા ઉલ્લેખો મળી આવે છે. એ હકીકત અતિશય રસપ્રદ છે. આ હકીકત એ દર્શાવે છે કે

સિકંદરના સમયમાં પણ હિંદમાં ઊંચી જાતના પોલાદની તરવારો બનતી હતી અને પરદેશમાં તેની ભારે કદર થતી હતી.

સિકંદર ઈરાનથી આગળ વધ્યો. આજે જ્યાં આગળ હેરાત, કાબુલ અને સમરકંદ આવેલાં છે તે પ્રદેશમાં થઈને તે સિંધુ નદીના ઉત્તર તરફના પ્રદેશમાં પહોંચ્યો. અહીં પહેલો હિંદી રાજા તેની સામે થયો. ગ્રીક ઇતિહાસકારો પોતાની ભાષામાં તેનું નામ પોરસ આપે છે. તેનું ખરું નામ કંઈક એને મળતું જ હોવું જોઈએ પણ આપણને તેની ખબર નથી. એમ કહેવાય છે કે, પોરસ બહુ બહાદુરીથી લડ્યો અને સિકંદર મુશ્કેલીથી તેને જીતી શક્યો. કહે છે કે, તે કદાવર અને ભારે બહાદુર પુરુષ હતો. સિકંદર ઉપર તેની હિંમત અને બહાદુરીની એટલી બધી અસર પડી કે હરાવ્યા પછી તેનું રાજ્ય તેણે તેને પાછું સોંપ્યું. પરંતુ હવે તે સ્વતંત્ર રાજા મટી ગ્રીક લોકોનો ખંડિયો બન્યો.

સિકંદરે હિંદની વાયવ્યમાં આવેલા ખૈબર ઘાટને માર્ગે તક્ષશિલા થઈને પ્રવેશ કરેલો. તક્ષશિલા રાવલપિંડીથી સહેજ ઉત્તરમાં હતું અને આજે પણ ત્યાં આગળ આપણે એ પ્રાચીન નગરના અવશેષો જોઈ શકીએ છીએ. પોરસ ઉપર જીત મેળવ્યા પછી સિકંદરે દક્ષિણમાં ગંગા નદી તરફ આગળ વધવાનો વિચાર કર્યો હોય એમ જણાય છે. પરંતુ તેણે એ વિચાર માંડી વાળ્યો અને સિંધુ નદીના પ્રદેશમાં થઈને તે પાછો ફર્યો. પરંતુ સિકંદર હિંદુસ્તાનના મધ્ય ભાગ સુધી આગળ વધ્યો હોત તો શું થાત એ વિષે કલ્પના કરવી એ અતિશય કૌતુકભરેલું થઈ પડે એમ છે. એને વિજય મળતો રહેત કે હિંદના લશ્કરે એને હરાવ્યો હોત? હિંદની સરહદ ઉપરના પોરસ જેવા એક નાનકડા રાજાએ તેને સારી પેઠે હંફાવ્યો એ ઉપરથી એમ ધારી શકાય કે મધ્ય હિંદનાં મોટાં રાજ્યો તેને અટકાવવાને સમર્થ નીવડ્યાં હોત. પણ સિકંદરનો ઇરાદો ગમે તે હોય, તેના સૈનિકોના નિર્ણય પ્રમાણે જ તેને ચાલવું પડ્યું. ઘણાં વર્ષોના રખડાટથી થાકીને તેઓ કંટાળ્યા હતા. એ પણ બનવા જોગ છે કે હિંદના સૈનિકોની લડવાની તાકાતથી પણ તેમના ઉપર ભારે છાપ પડી હોય અને તેથી આગળ વધીને હાર ખાવાનું જોખમ વહોરવાનું તેમણે ન ઇચ્છયું હોય. એનું કારણ ગમે તે હો, પણ સૈન્યે પાછા ફરવાનો આગ્રહ રાખ્યો, અને સિકંદરને સંમત થવું પડ્યું. તેની આ વળતી મુસાફરી ભારે આપત્તિભરી

નીવડી. માર્ગમાં સૈન્યને ખોરાક અને પાણીના સાંસા પડવાથી તેને ખૂબ વેઠવું પડ્યું. થોડા જ વખત પછી ઈ. પૂ. ૩૨૩ની સાલમાં બેબિલોનમાં સિકંદર મરણ પામ્યો. ઇરાન ઉપર ચડાઈ કરવા નીકળ્યા પછી તેણે ફરીથી પોતાની માતૃભૂમિ મેસેડોનનાં દર્શન ન કર્યાં.

આમ તેત્રીસ વરસની વયે સિકંદર મરણ પામ્યો. પોતાની ટૂંકી કારકિર્દી દરમ્યાન આ 'મહાન' પુરુષે શું કર્યું? કેટલીક લડાઈઓમાં તેણે ભારે ફતેહ મેળવી એ ખરું, તે મહાન સેનાપતિ હતો એ પણ નિર્વિવાદ છે; પરંતુ તે મિથ્યાભિમાની અને ઘમંડી હતો તથા કેટલીક વાર તે અતિશય ક્રૂર અને ઘાતકી બની જતો. પોતાને તે દેવ સમાન માનતો. ક્રોધવશ થઈને કે ક્ષણિક ધૂનમાં આવી જઈને તેણે પોતાના કેટલાક ઉત્તમ મિત્રોનો ઘાત કર્યો અને રહેવાસીઓ સમેત મોટાં મોટાં કેટલાંયે નગરોનો નાશ કર્યો. પોતે ઊભા કરેલા સામ્રાજ્યમાં તે કશું જ સ્થાયી કે સંગીન — સારા રસ્તાઓ જેવું કંઈ કે — મૂકી ગયો નહિ. ખરતા તારાની જેમ તે આવ્યો અને ગયો, અને તેની સ્મૃતિ સિવાય બીજું કશું જ પોતાની પાછળ મૂકી ન ગયો. તેના મરણ પછી તેના કુટુંબના માણસોએ માંહોમાંહે એકબીજાની કતલ કરી અને તેના વિશાળ સામ્રાજ્યના ટુકડેટુકડા થઈ ગયા. તેને વિશ્વવિજેતા કહેવામાં આવે છે. અને દુનિયામાં તેને માટે કશું જીતવાનું બાકી નહોતું રહ્યું એટલા ખાતર તે એક વખત રોવા લાગ્યો હતો એમ પણ કહેવાય છે! પરંતુ વાયવ્ય સરહદના થોડા પ્રદેશ સિવાય આખો હિંદુસ્તાન તો જીત્યા વિનાનો પડ્યો હતો. વળી ચીન પણ તે સમયે એક મોટું રાજ્ય હતું, અને સિકંદર ચીનની દિશામાં તો ગયો પણ નહોતો.

એના મરણ પછી તેનું સામ્રાજ્ય તેના સેનાપતિઓએ વહેંચી લીધું. મિસર ટોલેમીને હસ્તક ગયું. તેણે ત્યાં મજબૂત રાજ્યનો પાયો નાખ્યો અને પોતાનો રાજવંશ ચલાવ્યો. તેના અમલ તળે મિસર બળવાન રાજ્ય બન્યું. એલેક્ઝાંડ્રિયા તેની રાજધાની બની. એ બહુ મોટું શહેર હતું અને વિજ્ઞાન, ફિલસૂફી તથા વિદ્યા માટે પ્રખ્યાત હતું.

ઇરાન, મેસેપોટેમિયા અને એશિયામાઇનરનો થોડો ભાગ સેલ્યુકસ નામના બીજા સેનાપતિને ભાગ ગયો. આ ઉપરાંત સિકંદરે હિંદનો વાયવ્યનો જે પ્રદેશ જીત્યો હતો તે પણ તેને ભાગ આવ્યો. પરંતુ હિંદના પ્રદેશ ઉપર તે કાબૂ રાખી શક્યો નહિ. અને ત્યાં આગળ રાખવામાં આવેલા ગ્રીક સૈન્યને સિકંદરના મરણ પછી હાંકી કાઢવામાં આવ્યું.

સિકંદર ઈ. પૂ. ૩૨૬ની સાલમાં હિંદમાં આવ્યો. તેનું આગમન એ માત્ર દરોડારૂપે જ હતું અને હિંદ ઉપર તેની કશીયે અસર થઈ નહિ. કેટલાક લોકો એમ માને છે કે એ ચડાઈ હિંદીઓનો ગ્રીક લોકો સાથે સંપર્ક સાધવામાં મદદરૂપ નીવડી. પરંતુ ખરી હકીકત એ છે કે, સિકંદરના સમય પહેલાં પણ પૂર્વ અને પશ્ચિમના દેશો વચ્ચે મોટો રાજમાર્ગ હતો અને હિંદનો સંબંધ ઈરાન સાથે તથા ગ્રીસ સાથે પણ સતત ચાલુ હતો. અલબત, સિકંદરના આગમનથી આ સંબંધ વધ્યો હશે અને હિંદી તેમજ ગ્રીક એ બંને સંસ્કૃતિ વચ્ચે વધારે સંપર્ક અને મેળ સધાયો હશે.

સિકંદરની ચડાઈ અને તેના મૃત્યુને પરિણામે હિંદમાં એક મહાન સામ્રાજ્યની સ્થાપના થઈ. એ સામ્રાજ્ય તે મૌર્ય સામ્રાજ્ય. મૌર્ય કાળ એ હિંદુસ્તાનના ઇતિહાસના ઉજ્જવળ યુગોમાંનો એક છે. અને એના ઉપર આપણે થોડો સમય આપવો જોઈશે.

# ૧૮

# ચંદ્રગુપ્ત મૌર્ય અને કૌટિલ્યનું અર્થશાસ્ત્ર

૨૫ જાન્યુઆરી, ૧૯૩૧

મેં એક પત્રમાં મગધનો ઉલ્લેખ કર્યો હતો. આજના બિહાર પ્રાંતની જગ્યાએ આવેલું એ એક પ્રાચીન રાજ્ય હતું. એ રાજ્યની રાજધાની પાટલીપુત્ર એટલે આજનું પટના હતું. આપણે અત્યારે જે સમયની વાત કરી રહ્યાં છીએ તે સમયે મગધમાં નંદ નામના રાજવંશના રાજાઓ રાજ્ય કરતા હતા. હિંદના વાયવ્ય સરહદના પ્રદેશ ઉપર સિકંદરે ચડાઈ કરી તે સમયે પાટલીપુત્રમાં એ જ નંદવંશનો રાજા રાજ્ય કરતો હતો. ઘણું કરીને એ જ રાજાનો કોઈ સંબંધી, ચંદ્રગુપ્ત નામનો યુવાન હતો. ચંદ્રગુપ્ત ભારે હોશિયાર, શક્તિશાળી અને મહત્ત્વાકાંક્ષી પુરુષ હોય એમ લાગે છે. તેને વધારે પડતો હોશિયાર ધારીને અથવા તો તેનું કોઈક કાર્ય ન ગમવાને કારણે નંદ રાજાએ તેને પોતાના રાજ્યમાંથી દેશવટો આપ્યો. ચંદ્રગુપ્ત ઉત્તરે આવેલા તક્ષશિલા નગરમાં ગયો. બનવા જોગ છે કે સિકંદર અને ગ્રીક લોકો વિષેની વાત સાંભળીને તે ત્યાં જવા પ્રેરાયો હોય. તેની સાથે વિષ્ણુગુપ્ત નામનો એક અતિશય કુશળ બ્રાહ્મણ પણ હતો. તેને ચાણક્ય પણ કહેવામાં આવે છે. ચંદ્રગુપ્ત અને ચાણક્ય એ બંને જાણે નસીબને કે કંઈ આપત્તિ આવી પડે તેને વશ થાય એવા નરમ અને ઢીલાપોચા પુરુષો નહોતા. તેમના મનમાં મોટી મોટી યોજનાઓ રમી રહી હતી અને તેઓ આગળ વધવા અને સફળતા પ્રાપ્ત કરવા માગતા હતા. સંભવ છે કે, ચંદ્રગુપ્ત સિકંદરની કીર્તિથી આશ્ચર્યચકિત થયો હોય અને તેનું અનુકરણ કરવાને પ્રેરાયો હોય. આ કાર્ય પાર પાડવા માટે ચાણક્ય જેવો આદર્શ મિત્ર અને ઉત્તમ સલાહકાર તેને મળી ગયો. બંને જાગ્રત રહીને ફરતા હતા અને તક્ષશિલામાં શા બનાવો બને છે તેનું કાળજીથી નિરીક્ષણ કરતા હતા. તેઓ અનુકૂળ મોકાની રાહ જોતા હતા.

થોડા જ વખતમાં તેમને એવો મોકો મળી ગયો. સિકંદરના મરણના ખબર તક્ષશિલા પહોંચ્યા કે તરત જ ચંદ્રગુપ્તને લાગ્યું કે કાર્ય કરવાનો વખત આવી પહોંચ્યો છે. તેણે આસપાસના લોકોને જાગ્રત કર્યા અને તેમની સહાયથી સિકંદર ત્યાં આગળ જે સેના મૂકી ગયો હતો તેના ઉપર હુમલો કરી તેને હાંકી કાઢી. તક્ષશિલાનો કબજો લીધા પછી ચંદ્રગુપ્ત અને તેના સહાયકોએ દક્ષિણમાં પાટલીપુત્ર તરફ કૂચ કરી અને નંદ રાજાને હરાવ્યો. આ બનાવ ઈ. સ. પૂ. ૩૨૧ ની સાલમાં, એટલે કે સિકંદરના મરણ પછી પાંચ વર્ષ બાદ બન્યો. અને એ દિવસથી મૌર્ય વંશનો અમલ શરૂ થયો. ચંદ્રગુપ્તને 'મૌર્ય' શા માટે કહેવામાં આવતો હતો એ વિષે આપણને ચોક્કસ માહિતી મળતી નથી. કેટલાક કહે છે કે તેની માનું નામ મુરા હતું તે ઉપરથી તે મૌર્ય કહેવાતો. વળી બીજા કેટલાક કહે છે કે તેની માનો બાપ રાજાના મોરનો રખવાળ હતો અને મોરને સંસ્કૃતમાં 'મયૂર' કહેવામાં આવે છે તે ઉપરથી તેનું નામ 'મૌર્ય' પડ્યું. એ શબ્દનું મૂળ ગમે તે હો, પણ તે ચંદ્રગુપ્ત મૌર્યના નામથી ઓળખાય છે અને એ નામથી જ એના પછી ઘણી સદીઓ બાદ થયેલા હિંદુસ્તાનના ચંદ્રગુપ્ત નામના બીજા મહાન રાજકર્તાથી તે જુદો છે એમ આપણે યાદ રાખી શકીએ છીએ.

મહાભારતમાં તેમજ બીજા પ્રાચીન ગ્રંથો અને કથાઓમાં સમગ્ર ભારતવર્ષ ઉપર રાજ્ય કરતા મહાન રાજાઓ અથવા ચક્રવર્તીઓ વિષે આપણે વાંચીએ છીએ. પરંતુ તે સમયની આપણને ચોક્કસ માહિતી નથી અને ભારત અથવા તો ભારતવર્ષનો તે કાળમાં કેટલો વિસ્તાર હતો તે પણ આપણે ચોક્કસ કહી શકીએ નહિ. સંભવ છે કે તે કાળની આપણને મળતી કથાઓમાં પ્રાચીન રાજાઓના સામર્થ્ય વિષે અતિશયોક્તિ પણ કરવામાં આવી હોય. એ ગમે તેમ હો, પણ ચંદ્રગુપ્ત મૌર્યનું સામ્રાજ્ય એ ઇતિહાસમાં હિંદુસ્તાનમાં ઉદ્ભવેલાં બળવાન અને વિસ્તૃત સામ્રાજ્યોનું પ્રથમ દૃષ્ટાંત છે. આપણે જોઈશું કે એ અતિશય પ્રગતિશીલ અને બળવાન રાજ્યતંત્ર હતું. એ તો સ્પષ્ટ છે કે આવું રાજ્ય અને રાજ્યતંત્ર એકાએક તો અસ્તિત્વમાં ન જ આવ્યું હોય. ઘણા લાંબા સમયથી એ દિશામાં અનેકવિધ પ્રવૃત્તિ ચાલુ હશે — નાનાં નાનાં રાજ્યો એકત્ર થતાં ગયાં હશે અને શાસનકળામાં પણ ઉત્તરોત્તર પ્રગતિ થતી રહી હશે.

ચંદ્રગુપ્તના અમલ દરમિયાન, જેને એશિયામાઇનરથી હિંદ સુધીનો મુલક મળ્યો હતો તે સિકંદરના સેનાપતિ સેલ્યુકસે પોતાના સૈન્ય સાથે સિંધુ નદી ઓળંગી હિંદ ઉપર ચડાઈ કરી. પરંતુ પોતાના આ અવિચારી સાહસ માટે તેને તરત જ પસ્તાવું પડ્યું. ચંદ્રગુપ્તે તેને સખત હાર આપી અને જે રસ્તે આવ્યો હતો તે રસ્તે તે પાછો ફર્યો. આ ચડાઈથી કશો લાભ મેળવવાને બદલે કાબુલ અને હેરાત સુધીના ગંધાર અથવા અફઘાનિસ્તાનના પ્રદેશનો મોટો ભાગ તેને ચંદ્રગુપ્તને આપી દેવો પડ્યો. ચંદ્રગુપ્તે સેલ્યુકસની પુત્રી સાથે લગ્ન પણ કર્યું. હવે તેનું સામ્રાજ્ય આખા ઉત્તર હિંદુસ્તાન ઉપર, અફઘાનિસ્તાનના થોડા પ્રદેશ ઉપર, એટલે કે કાબુલથી બંગાળ સુધી અને અરબી સમુદ્રથી માંડીને બંગાળના ઉપસાગર સુધી વિસ્તર્યું હતું. માત્ર દક્ષિણ હિંદ તેની હકૂમત નીચે નહોતું. આ વિશાળ સામ્રાજ્યની રાજધાની પાટલીપુત્ર હતું.

સેલ્યુકસે મેગેસ્થનિસ નામના માણસને ચંદ્રગુપ્તના દરબારમાં પોતાના એલચી તરીકે મોકલ્યો. મેગેસ્થનિસ તે સમયનો એક રસિક હેવાલ આપણે માટે મૂકી ગયો છે. પરંતુ આપણી પાસે એથી પણ વિશેષ રસિક હેવાલ છે જેમાંથી ચંદ્રગુપ્તના રાજ્યતંત્રનું વિગતવાર વર્ણન આપણને મળે છે. આ હેવાલ તે કૌટિલ્યનું અર્થશાસ્ત્ર. આ કૌટિલ્ય તે બીજો કોઈ નહિ પણ આપણો જૂનો મિત્ર ચાણક્ય અથવા વિષ્ણુગુપ્ત છે. અને અર્થશાસ્ત્ર એટલે સંપત્તિ વિષેનું શાસ્ત્ર.

આ અર્થશાસ્ત્રમાં ઘણા વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું છે અને તેમાં એટલી બધી વિવિધ બાબતોની ચર્ચાઓ કરી છે કે એને વિષે હું તને બહુ વિસ્તારથી કહી શકું એમ નથી. એમાં રાજાના ધર્મનું, તેના પ્રધાનો અને સલાહકારોનાં કર્તવ્યનું, રાજ્યપરિષદનું, રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓનું, વેપારરોજગારનું, ગામ અને કસબાઓના શાસનનું, કાયદા અને ન્યાયની અદાલતોનું, સામાજિક રૂઢિ અને રીતરિવાજોનું, સ્ત્રીઓના અધિકારોનું, વૃદ્ધ અને નિરાધાર
છૂટાછેડાનું, કરોનું, લશ્કર અને નૌકાસૈન્યનું,
યુદ્ધ અને સુલેહનું, કુટિલનીતિનું, ખેતીનું, કાંતવા-વણવાનું, કારીગરોનું, પાસપોર્ટનું, અરે, જેલોનું પણ નિરૂપણ કરવામાં આવ્યું છે! આ યાદીમાં હું ઘણો ઉમેરો કરી શકું એમ છું, પરંતુ કૌટિલ્યના અર્થશાસ્ત્રનાં પ્રકરણોનાં મથાળાંઓથી આ પત્ર ભરવાની મારી ઇચ્છા નથી.

રાજ્યાભિષેક વખતે પ્રજા પાસેથી રાજ્યસત્તા પ્રાપ્ત કર્યા પછી રાજાને પ્રજાસેવાની પ્રતિજ્ઞા લેવી પડતી. તેને પ્રતિજ્ઞા કરવી પડતી કે, 'જો હું તમને પીડું તો હું સ્વર્ગરહિત, જીવનરહિત અને સંતાન-રહિત થાઉં.' એ ગ્રંથમાં રાજાનાં દિનચર્યા અને નિત્યકર્મ પણ આપવામાં આવ્યાં છે. તાકીદનાં કાર્યો માટે તેને હમેશાં તત્પર રહેવાનું હતું. કારણકે જાહેર કાર્યો રાજાની ખુશી મુજબ રોકી ન શકાય કે તેમાં વિલંબ પણ ન કરી શકાય. 'રાજા જો ઉદ્યમી હોય તો તેની પ્રજા પણ ઉદ્યમી બને.'

> 'પ્રજાના સુખમાં જ તેનું સુખ છે અને તેની આબાદીમાં જ રાજાની આબાદી છે. જે વસ્તુ તેના મનને ભાવે તેને તે સારી નહિ ગણે, પણ જે વસ્તુ પ્રજાને પસંદ પડે તેને તેણે સારી ગણવી જોઈએ.'

આપણી દુનિયામાંથી આજકાલ રાજાઓ અદૃશ્ય થતા જાય છે. હવે બહુ થોડા જ રહ્યા છે અને તેઓ પણ થોડા સમયમાં અલોપ થવાના. પણ એ ધ્યાનમાં રાખવા જેવી વાત છે કે પ્રાચીન હિંદમાં રાજપદના આદર્શમાં પ્રજાસેવાનો સમાવેશ થતો હતો. તે સમયે રાજાનાં દૈવસિદ્ધ હક (ડિવાઇન રાઇટ) કે આપખુદ સત્તા જાણવામાં નહોતાં. રાજા કદી દુરાચારી નીકળે તો તેને પદભ્રષ્ટ કરવાનો અને તેની જગ્યાએ બીજાને મૂકવાનો પ્રજાને અધિકાર હતો. એ કાળમાં આ સિદ્ધાંત અને આદર્શ હતો. અલબત, એવા પણ ઘણા રાજાઓ હતા કે જેઓ આ આદર્શને અનુસરવામાં નિષ્ફળ નીવડ્યા અને જેમણે પોતાની બેવકૂફીથી પોતાની પ્રજા અને દેશ ઉપર આપત્તિ આણી.

'આર્યને કદી પણ ગુલામ ન બનાવાય' એ પ્રાચીન સિદ્ધાંત ઉપર અર્થશાસ્ત્ર પણ ઘણો ભાર મૂકે છે. આ ઉપરથી એ તો સ્પષ્ટ છે કે તે સમયે કોઈ ને કોઈ પ્રકારના ગુલામો તો હતા જ. પછી તે પરદેશથી આણવામાં આવ્યા હોય કે આ દેશના વતની હોય. પરંતુ કોઈ પણ આર્ય કદીયે ગુલામ ન બને એ વિષે ખાસ કાળજી રાખવામાં આવતી.

પાટલીપુત્ર મૌર્ય સામ્રાજ્યની રાજધાની હતી. એ ભવ્ય શહેર હતું અને ગંગા નદીને કિનારે નવ માઇલ સુધી એનો વિસ્તાર હતો. તેના કોટને ચોસઠ મુખ્ય દરવાજા હતા અને નાના નાના બીજા સેંકડો દરવાજા હતા. મોટા ભાગનાં ઘરો લાકડાનાં હતાં અને એમને આગનું

જોખમ હતું એટલે તે અટકાવવા માટે ઝીણવટપૂર્વક તકેદારી રાખવામાં આવતી. મુખ્ય મહોલ્લાઓમાં હમેશાં હજારોની સંખ્યામાં પાણીથી ભરેલાં વાસણો રાખવામાં આવતાં. દરેક ગૃહસ્થને પણ પોતપોતાના ઘરમાં પાણીથી ભરેલાં વાસણો તથા નિસરણી, આંકડીઓ અને આગને પ્રસંગે ઉપયોગમાં આવે એવી બીજી જરૂરી ચીજો પણ રાખવાની ફરજ પાડવામાં આવતી.

શહેરને અંગેનો એક નિયમ કૌટિલ્યે નોંધ્યો છે તે જાણીને તને રમૂજ આવશે. મહોલ્લામાં કચરો નાખે તેને દંડની શિક્ષા કરવામાં આવતી. જો કોઈ મહોલ્લામાં કાદવ કે પાણી એકઠું થવા દે તો તેને પણ દંડ કરવામાં આવતો. જો આ નિયમોનો અમલ કરવામાં આવતો હશે તો પાટલીપુત્ર અને બીજાં શહેરો સુંદર, સ્વચ્છ, આરોગ્યદાયી હોવાં જોઈએ. આપણી મ્યુનિસિપાલિટીઓ આવા કેટલાક નિયમો દાખલ કરે તો કેવું સારું!

પાટલીપુત્રનો વહીવટ કરવા માટે એક સુધરાઈ-સભા (મ્યુનિસિપલ કાઉન્સિલ) હતી. નગરવાસીઓ આ સભાની ચૂંટણી કરતા. એના ત્રીશ સભ્યો હતા. અને પાંચ પાંચ સભ્યની બનેલી તેની ૭ સમિતિઓ હતી. આ સમિતિઓ શહેરના હુન્નરઉદ્યોગો ઉપર દેખરેખ રાખતી, મુસાફરો અને યાત્રાળુઓ માટે વ્યવસ્થા કરતી, કર ઉઘરાવવાને ખાતર જન્મમરણની નોંધ રાખતી તથા માલના ઉત્પાદન અને બીજી બાબતો ઉપર પણ લક્ષ રાખતી. આખી સભા સફાઈ, આવકખર્ચ, પાણીની વ્યવસ્થા, બાગબગીચા અને સાર્વજનિક ઇમારતો ઉપર ધ્યાન આપતી અને તેનો વહીવટ કરતી.

ન્યાય કરવાને માટે ત્યાં પંચાયતો હતી અને અપીલ સાંભળવા માટેની અદાલતો પણ હતી. દુકાળનિવારણ માટે ખાસ વ્યવસ્થા કરવામાં આવી હતી અને રાજ્યના ધાન્યના ભંડારોનો અરધો ભાગ દુકાળના સમયે ઉપયોગ માટે ભરેલો અનામત રાખવામાં આવતો.

૨,૨૦૦ વર્ષ પૂર્વે ચંદ્રગુપ્ત અને ચાણક્યે સ્થાપેલું મૌર્ય સામ્રાજ્ય આવું હતું. એને વિષે મેગેસ્થનિસે અને કૌટિલ્યે લખેલી થોડી બાબતોનો મેં આ પત્રમાં ઉલ્લેખ કર્યો છે. એટલા માત્રથી પણ તે સમયે ઉત્તર હિંદુસ્તાન કેવું હતું તેનો તને સાધારણ ખ્યાલ આવશે. પાટનગર પાટલીપુત્રથી માંડીને સામ્રાજ્યનાં બીજાં મોટાં મોટાં નગરો અને હજારો નાના નાના કસબાઓ અને ગામડાંઓ ચેતનથી

ગુંજી રહ્યાં હશે. સામ્રાજ્યના એક ભાગમાંથી બીજા ભાગમાં જતા મોટા મોટા રાજમાર્ગો હતા. મુખ્ય રાજમાર્ગ પાટલીપુત્રથી સામ્રાજ્યની વાયવ્ય સરહદ સુધી જતો હતો. સામ્રાજ્યમાં ઘણી નહેરો પણ હતી અને તેની સંભાળ રાખવા માટે એક જુદું ખાતું હતું. વળી બંદરો, પુલો, અને એક સ્થળેથી બીજે સ્થળે સફર કરતી સંખ્યાબંધ હોડીઓ તથા વહાણો ઉપર દેખરેખ રાખવા માટે નૌકાખાતું હતું. તે વખતે દરિયો ઓળંગીને વહાણો બ્રહ્મદેશ અને ચીન સુધી જતાં હતાં.

આ સામ્રાજ્ય ઉપર ચંદ્રગુપ્તે ચોવીસ વર્ષ રાજ્ય કર્યું. ઈ. પૂ. ૨૯૬ની સાલમાં તે મરણ પામ્યો. બીજા પત્રમાં આપણે મૌર્ય સામ્રાજ્યની વાત આગળ ચલાવીશું.

# ૧૯

# ત્રણ માસ !

સ્ટીમર ક્રેકોવિયા
**૨૧ એપ્રિલ, ૧૯૩૧**

ઘણા લાંબા વખત પછી તને આ પત્ર લખું છું. લગભગ ત્રણ માસ વીતી ગયા — શોક, તકલીફ અને સંતાપના ત્રણ માસ; હિંદમાં અને ખાસ કરીને આપણા કુટુંબમાં થયેલા ફેરફારના ત્રણ માસ! હિંદે થોડા સમય માટે સત્યાગ્રહની અથવા સવિનયભંગની લડત બંધ રાખી છે પણ આપણી સામેના પ્રશ્નોનો ઉકેલ સહેલો નથી; અને આપણા કુટુંબે તો તેને બળ અને પ્રેરણા આપનાર પ્રીતિપાત્ર વડીલ ખોયો છે. એમની કાળજીભરી સંભાળ નીચે આપણે મોટાં થયાં અને આપણી સહુની જનેતા હિંદમાતા પ્રત્યેની યત્કિંચિત્ ફરજ અદા કરતાં શીખ્યાં.

નૈની જેલનો તે દિવસ મને બરાબર યાદ છે! એ ૨૬મી જાન્યુઆરીનો દિવસ હતો, અને મારી હમેશની ટેવ પ્રમાણે ભૂતકાળ વિષે હું તને પત્ર લખવા બેઠો હતો. આગલે જ દિવસે મેં ચંદ્રગુપ્ત અને તેણે સ્થાપેલા સામ્રાજ્ય વિષે લખ્યું હતું. એ વાત આગળ ચલાવીને ચંદ્રગુપ્ત મૌર્ય પછી પાટલીપુત્રની ગાદીએ જે રાજાઓ આવ્યા તેમને વિષે તથા જે હિંદના આકાશમાં તેજસ્વી તારાની જેમ ઝળહળી પોતાની પાછળ અક્ષય્ય કીર્તિ અને અમર નામના મૂકીને ચાલ્યો ગયો તે દેવોના પ્રિય મહાન અશોક વિષે તને કહેવાનો મેં વાયદો કર્યો હતો. અશોકનો વિચાર કરતાં મારું મન ચકરાવે ચડ્યું અને વર્તમાન સમય ઉપર — ૨૬મી જાન્યુઆરીના દિવસ ઉપર — આવી પહોંચ્યું. એ દિવસે તને પત્ર લખવા માટે કાગળ અને કલમ હાથમાં લઈને હું બેઠો હતો. આપણે માટે એ અતિશય મહત્ત્વનો દિવસ હતો કારણ કે એક વરસ પહેલાં આખા દેશમાં ગામેગામ અને શહેરેશહેર આપણે તેને પૂર્ણ સ્વાતંત્ર્યદિન તરીકે ઊજવ્યો હતો; અને લાખ્ખોની સંખ્યામાં આપણે બધાંએ સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા લીધી હતી. એ પછી લડત, કષ્ટસહન અને ફતેહનું એક વરસ વીતી ગયું અને હિંદુસ્તાન ફરીથી

એ મહાન દિવસ ઊજવવાનું હતું. અને નૈની જેલની ૬ નંબરની બરાકમાં બેઠો બેઠો હું તે દિવસે દેશભરમાં થનાર સભાઓ, સરઘસો, લાઠીમાર અને ધરપકડોનો વિચાર કરી રહ્યો હતો. હું આ બધાનો અભિમાન, હર્ષ અને કંઈક ક્લેશથી વિચાર કરતો હતો તેવામાં એકાએક મારી વિચારધારા તૂટી. બહારની દુનિયામાંથી મારા ઉપર સંદેશો આવ્યો કે દાદુ અતિશય બીમાર છે અને તેમની પાસે જવા માટે મને તરત જ છોડી મૂકવામાં આવનાર છે. અતિશય ચિંતાતુર થવાથી હું મારા વિચારો ભૂલી ગયો, તને લખવા આરંભેલો પત્ર મેં આઘો મૂકી દીધો અને નૈની જેલમાંથી આનંદભવનનો રસ્તો લીધો.

દશ દિવસ હું દાદુની સાથે રહ્યો અને પછી તે આપણને છોડીને ચાલ્યા ગયા. દશ દિવસ અને રાત આપણે તેમનું કષ્ટ, તેમની વેદના અને યમદેવ સાથેની તેમની બહાદુરીભરી લડત નિહાળી. જીવનમાં તે કેટલીયે લડાઈઓ લડ્યા હતા અને તેમણે ઘણીયે જીતો મેળવી હતી. તાબે થતાં તો તેમને આવડતું જ નહોતું અને સાક્ષાત્ મૃત્યુની સન્મુખ પણ તે નમતું આપતા નહિ. જેમના ઉપર મને અપાર પ્રેમ હતો તેમને મદદ ન કરી શકવાની મારી લાચારીને કારણે ખેદપૂર્વક હું તેમની આખરી લડાઈ જોઈ રહ્યો હતો તે સમયે એડ્ગર એલન પોની ઘણા વખત પહેલાં વાંચેલી વાર્તાની એક લીટી મને યાદ આવી: 'પોતાની સંકલ્પશક્તિ નબળી ન હોય તો માણસ દેવદૂતોને વશ પણ નથી થતો કે તે સંપૂર્ણપણે મૃત્યુને વશ પણ નથી થતો.'

ફેબ્રુઆરીની છઠ્ઠી તારીખે મળસકે તે આપણને છોડીને ચાલ્યા ગયા. તેમને પરમપ્રિય વાવટો ઓઢાડીને તેમના દેહને આપણે લખનૌથી આનંદભવન લાવ્યાં. થોડા કલાકમાં તે દેહની મૂઠીભર રાખ થઈ ગઈ અને એ અમૂલ્ય અવશેષને ગંગા સમુદ્રમાં લઈ ગઈ.

લાખો માણસો તેમની પાછળ ગમગીન બન્યાં; પણ એમના હાડમાંસથી જેમના પિંડ બંધાયા છે એવાં તેમનાં સંતાનોની — આપણી શી દશા થઈ! અને તેમણે અતિશય પ્રેમ અને કાળજીથી બાંધેલા આનંદભવનનું શું! આપણી પેઠે એ પણ તેમનું જ બાળક છે. એ સૂનકાર અને ઉજ્જડ બની ગયું છે — જાણે એનો આત્મા ઊડી ગયો છે. અને એના રચનારના વિચારમાં નિરંતર ગરકાવ રહેતાં આપણે, રખેને તેની શાંતિમાં ભંગ થાય એ બીકે, એની પરસાળોમાં હળવે પગલે ચાલીએ છીએ.

આપણે એમને માટે શોક કરીએ છીએ. ડગલે ડગલે આપણને એમની ખોટ સાલે છે. દિવસ વીતે છે પણ આપણી ગમગીની ઓછી થતી નથી કે નથી એમનો વિયોગ સહ્ય બનતો. પણ પછી મને વિચાર આવે છે કે આપણે આમ શોક કર્યાં કરીએ એ તેમને જ ન ગમે. જેમ તેમણે મુસીબતોનો સામનો કર્યો અને વિજય મેળવ્યો તે રીતે આપણે પણ શોક ઉપર વિજય મેળવીએ એમ તે ઇચ્છે. તેમનું અધૂરું રહેલું કાર્ય આપણે આગળ ધપાવીએ એ તેમને પસંદ પડે. જ્યારે કર્તવ્ય કાર્ય આપણને નોતરી રહ્યું હોય અને હિંદની આઝાદીનું ધ્યેય આપણી સેવા માગતું હોય, ત્યારે આપણે કેવી રીતે આરામ કરી શકીએ અથવા તો વ્યર્થ શોક કર્યાં કરીએ? એ ધ્યેયને ખાતર જ તેમણે પોતાના પ્રાણ આપ્યા. એ ધ્યેયને ખાતર જ આપણે પણ જીવીશું, કાર્ય કરીશું અને જરૂર પડે તો આપણા પ્રાણ આપીશું. આખરે તો, આપણે તેમનાં જ સંતાનો છીએ અને તેમનાં ધગશ, સામર્થ્ય અને નિશ્ચયબળનો કંઈક અંશ આપણને પણ મળ્યો છે.

તને હું આ પત્ર લખી રહ્યો છું ત્યારે નીલવર્ણ, અગાધ, અરબી સમુદ્રનો પટ મારી સામે વિસ્તરી રહ્યો છે અને બીજી બાજુ ઘણે લાંબે અંતરે, હિંદુસ્તાનનો કિનારો દૂરને દૂર સરતો જાય છે. આ અતિ વિશાળ અને લગભગ અમાપ વિસ્તારનો હું વિચાર કરું છું અને જ્યાંથી મેં તને આગળના પત્રો લખ્યા હતા તે નૈની જેલની, ફરતે ઊંચી દીવાલવાળી, નાનકડી બરાકને તેની જોડે સરખાવું છું. જ્યાં સમુદ્ર આકાશને મળતો ભાસે છે ત્યાં આગળ ક્ષિતિજની રેખા મને સ્પષ્ટ દેખાય છે. પણ જેલમાં તો તેની આસપાસની દીવાલની ટોચ એ જ કેદીની ક્ષિતિજ હોય છે. આપણામાંથી જેઓ જેલમાં હતા તેમાંના ઘણાખરા આજે બહાર છે અને તેઓ બહારની ખુલ્લી હવા લઈ શકે છે. પણ આપણા કેટલાક સાથીઓ હજીયે જેલની સાંકડી ખોલીઓમાં પડ્યા છે અને તેમને સમુદ્ર, જમીન કે ક્ષિતિજ વગેરે જોવાનાં મળતાં નથી. હિંદ પણ હજી કારાવાસમાં જ છે અને તેની મુક્તિ હજી બાકી છે. જો હિંદ સ્વતંત્ર ન હોય તો પછી આપણી સ્વતંત્રતાની શી કિંમત?

## ૨૦

# અરબી સમુદ્ર

સ્ટીમર ક્રૅકોવિયા
૨૨ એપ્રિલ, ૧૯૩૧

અમે મુંબઈથી કોલંબોની સફર ક્રૅકોવિયા સ્ટીમરમાં કરીએ છીએ એ એક આશ્ચર્યકારક ઘટના છે! મને બરાબર યાદ છે કે ચાર વરસ ઉપર વેનિસમાં હું ક્રૅકોવિયાના આગમનની રાહ જોતો ઊભો હતો. દાદુ એ સ્ટીમરમાં હતા. અને સ્વિટ્ઝરલૅન્ડની બેક્ષની શાળામાં તને મૂકીને હું તેમને મળવા વેનિસ ગયો હતો. થોડા માસ પછી ફરીથી ક્રૅકોવિયામાં બેસીને દાદુ યુરોપથી હિંદ આવ્યા હતા અને હું તેમને મુંબઈ મળ્યો હતો. તેમની એ સફરના કેટલાક સાથીઓ હાલ અમારી સાથે છે અને તેઓ અમને દાદુ વિષે અનેક વાતો સંભળાવે છે.

ગઈ કાલે મેં તને છેલ્લા ત્રણ માસમાં શા શા ફેરફારો થયા તે વિષે લખ્યું હતું. પણ છેલ્લાં થોડાં અઠવાડિયાંમાં જે એક બનાવ બની ગયો તે તું સદૈવ યાદ રાખે એમ હું ઇચ્છું છું. આખું હિંદ પણ લાંબા સમય સુધી એ બનાવને યાદ રાખશે. એક માસથીયે ઓછા સમય ઉપર કાનપુરમાં હિંદનો એક બહાદુર સિપાઈ ગણેશશંકર વિદ્યાર્થી મરણ પામ્યો. જ્યારે તે બીજાના જાન બચાવી રહ્યા હતા તે જ વખતે તેમનો ઘાત કરવામાં આવ્યો. ગણેશજી મારા પ્રિય મિત્ર હતા. તે એક ઉમદા અને નિઃસ્વાર્થી સાથી હતા અને તેમની જોડે કામ કરવું એ તો એક લહાવો હતો. ગયા માસમાં જ્યારે કાનપુરમાં લોકો પાગલ બન્યા અને એક હિંદીએ બીજા હિંદીની કતલ કરવા માંડી ત્યારે એ ખૂનરેજીમાં ગણેશજીએ ઝંપલાવ્યું — પોતાના કોઈ પણ દેશબંધુ જોડે લડવા નહિ, પણ તેમને ઉગારવા. આ રીતે તેમણે સેંકડો માણસોને ઉગાર્યાં પણ પોતાની જાતને તે ન ઉગારી શક્યા. જાતને ઉગારવાની તો તેમણે પરવા જ કરી નહિ. અને જે લોકોને તે ઉગારવા માગતા હતા તેમને જ હાથે તે મરાયા. કાનપુરે અને આપણા પ્રાંતે એક

તેજસ્વી તારો ખોયો અને આપણી પેઠે ઘણાએ શાણો અને પ્રીતિપાત્ર મિત્ર ગુમાવ્યો. પણ તેમનું મૃત્યુ કેવું ધન્ય હતું! સ્વસ્થ ચિત્તે અને નીડરતાથી, વીફરેલા અને પાગલ બનેલા ટોળાનો તેમણે સામનો કર્યો અને જોખમ તથા મૃત્યુની મધ્યે ઊભા રહીને પણ તેમણે માત્ર બીજાઓનો અને તેમને કેવી રીતે ઉગારી શકાય એ જ વિચાર કર્યો!

આ ત્રણ માસમાં કેટકેટલા ફેરફારો થયા! કાળના મહાસાગરમાં તો એટલો સમય એક બિંદુ સમાન છે અને પ્રજાના જીવનની તો એ એક પળમાત્ર છે! ત્રણ અઠવાડિયાં ઉપર હું સિંધમાં સિંધુ નદીની ખીણમાં આવેલાં મોહન–જો–દડોનાં ખંડિયેર જોવા ગયો હતો. એ વખતે તું મારી સાથે નહોતી. ત્યાં આગળ મેં જમીનમાંથી બહાર નીકળી આવતું એક મોટું શહેર ભાળ્યું, એ શહેરમાં નક્કર ઈંટોથી બાંધેલાં મકાનો હતાં અને વિશાળ રસ્તાઓ હતા. કહે છે કે, એ શહેર પાંચ હજાર વરસ ઉપર બંધાયું હતું. આ પ્રાચીન શહેરમાંથી મળી આવેલું સુંદર ઝવેરાત અને ઘડાઓ પણ મેં જોયા. એ જોતાં મને સુંદર સુંદર કપડાં પહેરી મહોલ્લાઓ અને ગલીઓમાં આમતેમ ફરતાં સ્ત્રીપુરુષોની, રમત રમતાં બાળકોની, માલથી ભરેલાં બજારોની, માલ વેચતા અને ખરીદતા લોકોની તથા મંદિરોમાં વાગતા ઘંટની કલ્પના આવી.

આ પાંચ હજાર વરસોથી હિંદ જીવતું આવ્યું છે અને એ કાળ દરમ્યાન તેણે ઘણાયે ફેરફારો નિહાળ્યા છે. મને કોઈ કોઈ વાર વિચાર આવે છે કે આપણી આ વયોવૃદ્ધ ભારતમાતા, જે પ્રાચીન હોવા છતાં અદ્યાપિ અત્યંત સુંદર અને તરુણ છે, તે તેનાં બાળકોની અધીરાઈ ઉપર, તેમની ક્ષુલ્લક ઉપાધિઓ ઉપર અને તેમના ક્ષણજીવી હર્ષશોક ઉપર હસતી નહિ હોય!

## ૨૧

# આરામનો એક માસ અને સ્વપ્ન સમી યાત્રા

**૨૩ માર્ચ, ૧૯૩૨**

નૈની જેલમાંથી પ્રાચીન ઇતિહાસ વિષે હું તને લખતો હતો તે વાતને ચૌદ માસ થઈ ગયા. એ પછી ત્રણ માસ બાદ અરબી સમુદ્ર પરથી બે ટૂંકા પત્રો આ પત્રમાળામાં મેં ઉમેર્યા હતા. એ વખતે ક્રેકોવિયા સ્ટીમરમાં બેસીને હું લંકા તરફ જઈ રહ્યો હતો. હું એ પત્રો લખતો હતો ત્યારે સમુદ્રનો વિસ્તૃત પટ મારી સામે પથરાયેલો હતો અને એ દૃશ્ય જોતાં મારી આંખો ધરાતી નહોતી. પછી આપણે લંકા પહોંચ્યાં. ત્યાં આપણે એક માસ અત્યંત આનંદ અને આરામમાં ગાળ્યો અને આપણાં દુઃખો અને ઉપાધિઓ વીસરવા પ્રયત્ન કર્યો. એ મનોહર દ્વીપના એક છેડાથી બીજા છેડા સુધી આપણે પ્રવાસ કર્યો અને તેનાં અપ્રતિમ સૌંદર્ય અને પ્રાકૃતિક સમૃદ્ધિ નિહાળીને આપણે રોમહર્ષ અનુભવ્યો. કાંડી, નૌરા ઇલિયા અને પ્રાચીન મહત્તાનાં ખંડિયેરો તેમજ અવશેષોથી ભરપૂર અનુરુદ્ધપુર, વગેરે જે જે સ્થળોએ આપણે ગયાં એ બધાંનું સ્મરણ કેટલું બધું આહ્‌લાદક છે! પણ એ સૌના કરતાં, જીવનથી તરવરતા અને આપણી તરફ પોતાની હજારો આંખો વડે જોઈ રહેતા ગીચ શીતળ જંગલનું, પાતળાં, એકદમ ટટાર અને સીધાં રમણીય સોપારી વૃક્ષોનું, અસંખ્ય નાળિયેરીનાં ઝાડોનું, અને જ્યાં આગળ દ્વીપના નીલમના જેવા હરિયાળા વર્ણનો સમુદ્ર તથા આકાશના નીલ વર્ણ સાથે સંયોગ થાય છે તે તાડવૃક્ષોવાળા દરિયા-કિનારાનું સ્મરણ હું અધિક પ્રેમથી કરું છું. વળી, સાગરનાં ચમકતાં જળ મૃદુ લહરીઓથી કાંઠાની રેતી પર ગેલ કરતાં તથા તાડનાં પાંદડાંઓમાં થઈને સુસવતો પવન વાતો એ પણ વીસરાતું નથી.

ઉષ્ણ કટિબંધની એ તારી પ્રથમ મુસાફરી હતી અને જેનું સ્મરણ પણ લગભગ ભુસાઈ ગયું છે તેવી પહેલાંની એક ટૂંકી મુલાકાત બાદ કરતાં મારે માટે પણ એ નવો જ અનુભવ હતો. ત્યાંની ગરમીની મને બીક રહેતી હતી. સમુદ્ર, પહાડ અને ખાસ કરીને ઉચ્ચ

પ્રદેશના બરફ અને હિમનદીઓ તરફ જ મને તો વિશેષ આકર્ષણ હતું. પરંતુ લંકાના થોડા દિવસના નિવાસથી ઉષ્ણ પ્રદેશોનાં સૌંદર્ય અને મોહિનીનો મને કંઈક અનુભવ થયો અને તેમની ઝંખના કરતો તથા તેમની ફરીથી મૈત્રી કરવાની આશા સેવતો હું પાછો ફર્યો.

લંકામાં આપણો આરામનો મહિનો ધારવા કરતાં વહેલો પૂરો થઈ ગયો, અને સમુદ્રની સાંકડી પટી ઓળંગી હિંદને દક્ષિણને નાકે આપણે આવી પહોંચ્યાં. તને આપણી કન્યાકુમારીની મુલાકાત યાદ છે? કહે છે કે, ત્યાં આગળ એક કુમારી દેવી વસે છે અને તે ભારતમાતાની ચોકી કરે છે. આપણાં સુંદર નામોને મચડીને વિકૃત કરવામાં એક્કા પશ્ચિમના લોકો એને 'કેપ કોમોરીન' કહે છે. તે વખતે આપણે ખરેખર ભારતમાતાના ચરણ આગળ બેઠાં હતાં અને અરબી સમુદ્રનાં પાણી બંગાળના ઉપસાગરનાં પાણીને મળતાં આપણે ભાળ્યાં હતાં. એ બંને સાગરો ભારતમાતાનું પૂજન કરી રહ્યા છે, એવી કલ્પના કરતાં આપણને તે સમયે કેવો આનંદ થયો હતો! ત્યાં આગળ અદ્ભુત શાંતિ હતી; અને મારું મન હજારો માઇલ દોડીને દૂર હિંદના બીજા છેડા સુધી પહોંચી ગયું, જ્યાં શાશ્વત હિમથી આચ્છાદિત હિમાલય આવેલો છે અને અસીમ શાંતિ પણ પ્રવર્તે છે. પરંતુ એ બેની વચ્ચે કેટકેટલાં અશાંતિ, કલહ, દુ:ખ, અને ગરીબાઈ છે!

કન્યાકુમારી છોડીને પછી આપણે ઉત્તર તરફ ચાલ્યાં. ત્રાવણકોર, કોચીન અને મલબારની ખાડીઓમાં થઈને આપણે મુસાફરી કરી. એ બધાં સ્થાનો કેટલાં મનોહર હતાં! અને ગીચ ઝાડીઓથી છવાયેલા કાંઠા વચ્ચે થઈને ચાંદનીમાં આપણી હોડી કેવી આગળ સરતી હતી—જાણે એક સ્વપ્ન ન હોય! પછી આપણે મૈસૂર, હૈદરાબાદ અને મુંબઈ થઈને અલ્લાહાબાદ પહોંચ્યાં. આ નવ મહિના પહેલાંની એટલે કે ગયા જૂન માસની વાત છે.

પરંતુ આજકાલ તો હિંદમાં બધા માર્ગો વહેલામોડા સૌને એક જ સ્થાને લઈ જાય છે. બધા પ્રવાસો, પછી તે સ્વપ્નપ્રવાસ હોય કે સાચો પ્રવાસ, જેલમાં જ સમાપ્ત થાય છે! એટલે હું ફરી પાછો મારી સુપરિચિત દીવાલોના પાછળ આવી પહોંચ્યો છું. અને વિચાર કરવાની તથા તને પત્રો લખવાની પુષ્કળ નવરાશ હવે મને પાછી મળી છે. પણ મારા પત્રો તને નયે પહોંચે. આપણી લડત ફરી પાછી ચાલુ થઈ છે અને હિંદનાં સ્ત્રીપુરુષો અને છોકરાછોકરીઓ

સ્વાતંત્ર્યના અને આપણા દેશને ગરીબાઈના શાપમાંથી મુક્ત કરવા માટેના સંગ્રામમાં ઝંપલાવે છે. પરંતુ સ્વતંત્રતાની દેવીને પ્રસન્ન કરવી મુશ્કેલ છે. પ્રાચીન સમયની પેઠે આજે પણ તે પોતાના ભક્તો પાસેથી મનુષ્યની કુરબાનીની — નરબલિની — અપેક્ષા રાખે છે.

આજે મારા જેલવાસના ત્રણ માસ પૂરા થયા; ત્રણ માસ ઉપર આ જ દિવસે, એટલે કે ૨૬ મી ડિસેંબરે, હું જીવનમાં છઠ્ઠી વખત સરકારને હાથે પકડાયો. તને ફરીથી આ પત્રો લખવાનું શરૂ કરતાં મેં વધારે વિલંબ કર્યો છે. પરંતુ વર્તમાનથી જ મન ભરેલું હોય ત્યારે દૂર દૂરના પ્રાચીન સમય વિષે વિચારવું કેટલું મુશ્કેલ બની જાય છે એ તું સમજે છે. જેલમાં ઠરીઠામ થતાં અને બહારના બનાવો વિષે ચિંતા કરવાનું છોડતાં મને કંઈક સમય લાગે છે. હું તને નિયમિત રીતે પત્રો લખવા પ્રયત્ન કરીશ. પણ હાલ હું બીજી જેલમાં છું. જેલનો આ ફેરફાર મને રુચ્યો નથી અને તેથી મારા કામમાં જરા વિક્ષેપ પડે છે. અહીં આગળ મારી ક્ષિતિજની મર્યાદા પહેલાંના આવા કોઈ પણ સ્થાન કરતાં વધારે ઊંચી છે. મારી સામેની દીવાલ અને ચીનની વિશાળ દીવાલ વચ્ચે કંઈ નહિ તો ઊંચાઈમાં સામ્ય છે ખરું ! એ લગભગ ૨૫ ફૂટ ઊંચી લાગે છે અને રોજ સવારે એના ઉપર થઈને અમારી પાસે આવતાં સૂર્યને દોઢ કલાક વધારે લાગે છે.

પણ આપણી ક્ષિતિજ થોડા સમય પૂરતી જ મર્યાદિત રહેશે. હમણાં તો વિશાળ નીલવર્ણ સમુદ્ર, પહાડો અને રણોને યાદ કરવાં અને દશ માસ ઉપર હું, તું અને તારી મા ત્રણેએ સ્વપ્નયાત્રા કરી હતી તેનું સ્મરણ કરવું, એ જ સમાધાનકારક છે.

## ૨૨

# મનુષ્યનો જીવનસંગ્રામ

૨૮ માર્ચ, ૧૯૩૨

જગતના ઇતિહાસના તાણાવાણા ફરી પાછા પકડીને ભૂતકાળની ઝાંખી આપણે કરવા માંડી છે તે ચાલુ રાખીએ. એના દોરાઓ ગૂંચવાઈ ગયેલા છે અને એને ઉકેલીને બરાબર ગોઠવવા મુશ્કેલ છે. એટલું જ નહિ, પણ એનો સમગ્રપણે બરાબર ખ્યાલ મેળવવો પણ મુશ્કેલ છે. જગતના ઇતિહાસના અમુક એક ચોક્કસ ભાગમાં જ ઊંડે ઊતરી જઈને આપણે તેને જ વધારે પડતું મહત્ત્વ આપી બેસીએ એમ બનવાનો સંભવ રહે છે. લગભગ બધા જ લોકો એમ માને છે કે પોતાના જ દેશનો — પછી તે ગમે તે દેશ હો — ઇતિહાસ ઇતર દેશોના ઇતિહાસ કરતાં વધારે કીર્તિવંત, વિશેષ ગૌરવશાળી અને અભ્યાસ કરવાને સૌથી વિશેષ યોગ્ય છે. આવા વલણ વિષે મેં તને આગળ એક વાર ચેતવી છે અને ફરીથી પણ હું એ વિષે તને ચેતવું છું. એવી જાળમાં ફસાઈ જવાય એ બહુ સ્વાભાવિક છે. એમ તું ફસાઈ ન જાય તે માટે જ મેં તને આ પત્રો લખવા શરૂ કર્યા હતા. છતાં કોઈક વાર મને એમ લાગે છે કે હું પોતે પણ એ જ ભૂલ કરી રહ્યો છું. પરંતુ મારી પોતાની કેળવણી જ દૂષિત હોય અને મને શીખવાયેલો ઇતિહાસ જ વિકૃત હોય તો પછી એમાં મારો શો દોષ ? જેલના એકાંતમાં અભ્યાસ વધારીને મારી આ ઊણપ દૂર કરવાનો મેં પ્રયત્ન કર્યો છે અને એમ કહી શકાય કે, કંઈક અંશે મને એમાં સફળતા પણ મળી છે. પણ બાળપણ અને યુવાવસ્થા દરમ્યાન મારી સ્મૃતિની છાજલીઓ ઉપર વ્યક્તિઓ અને ઘટનાઓનાં મેં ટાંગેલાં ચિત્રો હું ત્યાંથી એકાએક દૂર ન કરી શકું. મૂળે તો મારું ઇતિહાસનું જ્ઞાન અધૂરું છે અને તેને એ ચિત્રો એકપક્ષી રંગ ચડાવી દે છે. આથી હું જે કંઈ લખું તેમાં હું ભૂલો કરી બેસીશ; પરિણામે ક્ષુલ્લક હકીકતનો હું ઉલ્લેખ કરીશ અને ઘણીયે મહત્ત્વની બાબતો વિષે લખવાનું ભૂલી જઈશ. પરંતુ આ પત્રો ઇતિહાસના ગ્રંથોનું સ્થાન લે એવો ઉદ્દેશ જ

નથી. જો હજાર માઇલનું અંતર અને સ્થૂળ દીવાલો આપણને વિખૂટા પાડતાં ન હોય તો આપણે સાથે બેસીને વાતો કરીએ અને તે વાતોમાંથી જે આનંદ મળે તે અનુભવીએ એવી આ પત્રો વિષેની મારી કલ્પના છે.

જેમની કારકિર્દીથી ઇતિહાસનાં પુસ્તકોનાં પાનાંઓ ભરાય છે તે વિખ્યાત પુરુષો વિષે તને લખ્યા વિના તો કેમ ચાલે? એમ ને એમ પણ તેમનાં જીવન બોધક અને રસદાયક હોય છે અને તે થઈ ગયા તે જમાનો કેવો હશે તે સમજવામાં પણ તેઓ આપણને સહાય કરે છે. પરંતુ ઇતિહાસ કંઈ મહાન પુરુષોનાં જ કાર્યોનો, રાજાઓનો, સમ્રાટોનો, અને એવા બીજા માણસોની કારકિર્દીનો જ કેવળ હેવાલ નથી. જો એમ હોય તો તો હવે ઇતિહાસનું કામ જ પતી ગયું ગણાય; કેમકે, રાજાઓ અને સમ્રાટો આજે તો દુનિયાના રંગમંચ ઉપર કૂકડાની જેમ દમામથી ફરતા લગભગ બંધ થઈ ગયા છે. જે સ્ત્રી કે પુરુષો ખરેખર મહાન હોય તેમને પોતાનો પ્રભાવ પાડવા માટે રાજ્યાસન, મુગટ કે જરઝવેરાતના શણગારની જરૂર નથી પડતી. જેમનામાં રાજા-રજવાડાં હોવા સિવાય બીજી કશી લાયકાત હોતી નથી તેમને જ પોતાનું અંદરનું પોકળપણું ઢાંકવાને જરઝવેરાતથી લદાવાની અને ચિત્રવિચિત્ર પહેરવેશનો ઠાઠ કરવાની જરૂર પડે છે. પરંતુ કમનસીબે ઘણા લોકો બહારના ભભકાથી અંજાઈને છેતરાય છે અને 'જેનામાં રાજા એ ઉપાધિ સિવાય બીજું કશું જ નથી એવા મુગટધારી માણસને રાજા કહેવાની' ભૂલ કરે છે.

અહીં તહીંની થોડીઘણી વ્યક્તિઓ વિષેની માહિતી એ સાચા ઇતિહાસનો વિષય નથી. એનો વિષય તો છે સમગ્ર જનતા — જે સાચું રાષ્ટ્ર અથવા દેશ છે, જે પરિશ્રમ કરે છે અને પોતાની મજૂરીથી જીવનને માટે જરૂરી તથા મોજશોખની ચીજો પેદા કરે છે અને અગણિત રીતે નિરંતર પરસ્પર અસર પાડીને એકમેકને ઘડે છે. મનુષ્યનો આ જાતનો ઇતિહાસ સાચે જ એક અદ્ભુત કથા થઈ પડે. કુદરત અને મહાભૂતો સામે, હિંસ્ર પશુઓ અને અરણ્યો સામે ચાલતા માનવના સંગ્રામની અને આખરે સ્વાર્થને ખાતર તેને દબાવી રાખનાર અને ચૂસનાર કેટલાક પોતાની જાતના જ માનવો સામેના સૌથી વધારે કઠિન સંગ્રામની એ કથા બને. આમ ઇતિહાસ એ મનુષ્યના જીવનસંગ્રામની કથા છે. અને જીવન ટકાવવા માટે ખોરાક, ઘર અને

ઠંડા મુલકોમાં કપડાં જેવી કેટલીક ચીજો માનવીને આવશ્યક હોવાથી આ જરૂરી ચીજો જેમના કાબૂમાં આવી જતી તે લોકોએ માણસજાત ઉપર પોતાનો દોર ચલાવ્યો છે. રાજ્યકર્તાઓ અને હકૂમત ચલાવનારાઓના હાથમાં સત્તા આવી પડતી હતી કેમકે જીવનની કેટલીક આવશ્યક વસ્તુઓ ઉપર તેમનો કાબૂ થતો. આ કાબૂને કારણે તેઓ લોકોને ભૂખે મારીને પણ જેર કરી શકતા. અને એથી કરીને એક બાજુએ મૂઠીભર લોકો આખા જનસમુદાયને ચૂસી રહ્યા હોય તથા ગણ્યાગાંઠ્યા માણસો કશુંયે કામ કર્યા વિના ધન કમાતા હોય અને બીજી બાજુએ અસંખ્ય માણસો તનતોડ પરિશ્રમ કરવા છતાંયે નજીવી કમાણી કરતા હોય એવું વિચિત્ર દૃષ્ય આપણી નજરે પડે છે.

શિકાર કરીને એકાકી જીવનાર જંગલી મનુષ્ય ધીમે ધીમે કુટુંબ બાંધીને રહેતાં શીખે છે અને કુટુંબનાં બધાં માણસો આખા કુટુંબના ગુજરાન માટે હળીમળીને કામ કરે છે. પછી સહાયવૃત્તિથી આવાં ઘણાં કુટુંબો એકઠાં થઈને ગામ વસે છે, અને જુદા જુદા ગામના મજૂરો, વેપારીઓ અને કારીગરો એકઠા મળીને પોતપોતાના સંઘો અથવા મંડળો બાંધે છે. આ રીતે ધીમે ધીમે સમાજના ઘટકનો વિકાસ થતો આપણે જોઈએ છીએ. આરંભમાં તો જંગલી મનુષ્ય એકાકી જ રહેતો હતો. એ વખતે કોઈ પણ પ્રકારના સમાજની હસ્તી નહોતી. પછીથી કુટુંબ એ જરા મોટો ઘટક બન્યો અને તે પછી ગામ અને ગામોનો સમૂહ અસ્તિત્વમાં આવ્યાં. આમ આ સમાજના ઘટકનો ઉત્તરોત્તર વિકાસ શા કારણે થતો ગયો? જીવન ટકાવવા માટેના સંગ્રામે વિકાસ અને સહકાર સાધવાની માનવીને ફરજ પાડી. કેમકે, સામાન્ય શત્રુ સામે એકલે હાથે બચાવ કે તેના ઉપર હુમલો કરવા કરતાં આપસમાં સહકાર સાધીને કરેલો બચાવ અથવા હુમલો વધારે અસરકારક નીવડે છે. ઉદ્યોગ કરવામાં તો સહકાર એથીયે વિશેષ લાભદાયી હતો. એકલે હાથે કામ કરવા કરતાં બધાએ એકત્ર થઈને હળીમળીને કામ કરવાથી લોકો ખોરાક તેમજ બીજી જરૂરની ચીજો ઘણા મોટા પ્રમાણમાં પેદા કરી શક્યા. આ ઉદ્યમના સહકારને પરિણામે આર્થિક ઘટકનો પણ વિકાસ થવા માંડ્યો — જંગલી મનુષ્ય એકાકી શિકાર કરીને નિર્વાહ કરતો તેને ઠેકાણે જીવનનિર્વાહને માટે સમૂહમાં કાર્ય થવા માંડ્યું. સંભવ છે કે, આજીવિકા મેળવવાના

મનુષ્યના સંગ્રામને કારણે આર્થિક ઘટકનો વિકાસ થયો તે જ છેવટે સમાજના અથવા તો સામાજિક ઘટકના વિકાસના રૂપમાં પરિણમ્યો. લાંબા ઇતિહાસકાળ દરમ્યાન લગભગ નિરંતર ચાલતા સંગ્રામ, આપત્તિ અને કોઈક કોઈક વાર થતી પીછેહઠમાં પણ આપણે આ સતત વિકાસ જોઈ શકીએ છીએ. પરંતુ આ ઉપરથી તું એમ ન ધારી બેસીશ કે જગતમાં ભારે પ્રગતિ થઈ ગઈ છે અથવા તો દુનિયા પહેલાંના કરતાં વધારે સુખી થઈ ગઈ છે. પહેલાં કરતાં સ્થિતિ કંઈક ઠીક છે એમ કદાચ કહી શકાય; પણ પૂર્ણતાની સ્થિતિથી તો હજી તે કેટલીયે દૂર છે. અને સર્વત્ર પૂરતા પ્રમાણમાં હાડમારી, આપદા અને દુઃખ હજી કાયમ છે.

આ સામાજિક અને આર્થિક ઘટકો વિકસતા જાય છે તેમ તેમ જીવન વધારે ને વધારે જટિલ થતું જાય છે. વેપારરોજગાર વધે છે. બક્ષિસની પદ્ધતિને બદલે માલનાં અદલાબદલી અથવા સાટાની પદ્ધતિ શરૂ થઈ. પછી તો નાણાંનો વહેવાર શરૂ થયો અને તેણે બધી લેવડ-દેવડમાં ભારે પરિવર્તન કર્યું. આથી વેપાર ઝપાટાભેર આગળ વધવા માંડ્યો; કારણ કે સોનુંરૂપું અથવા સિક્કાથી તેની કિંમત ચૂકવાતી હોવાથી માલની અદલાબદલી સહેલી થઈ ગઈ. થોડા વખત પછી તો સિક્કાનો પણ ખાસ ઉપયોગ ન રહ્યો. તેને ઠેકાણે લોકોએ બીજા અવેજનો ઉપયોગ કરવા માંડ્યો. કિંમત પતવવાની કબૂલાત જેના ઉપર લખી હોય એવો કાગળનો ટુકડો પૂરતો ગણાવા લાગ્યો. આ રીતે ચલણી-નોટ અને હૂંડી અથવા ચેક વપરાશમાં આવ્યાં. એનો અર્થ એ થયો કે વહેવાર શાખ ઉપર ચાલવા લાગ્યો. આ શાખની પ્રથાથી વેપારરોજગારને વળી વધારે વેગ મળ્યો. તને ખબર છે કે, આજકાલ ચેક અને નોટો છૂટથી વપરાય છે અને સમજુ લોકો પોતાની સાથે સોનારૂપાથી ભરેલી કોથળીઓ લઈને ફરતા નથી.

આમ આપણે જોઈએ છીએ કે દૂરના ઝાંખા ભૂતકાળમાંથી ઇતિહાસ જેમ જેમ આગળ વધે છે તેમ તેમ લોકો વધારે ને વધારે પ્રમાણમાં માલ પેદા કરતા જાય છે, ભિન્ન ભિન્ન ધંધાઓમાં નિષ્ણાત થતા જાય છે, તથા પોતાના માલની એકબીજા સાથે લેવડદેવડ કરે છે અને એ રીતે વેપાર વધારે છે. વળી આપણે માલને લાવવા લઈ જવાનાં તથા સંસર્ગ સાધવાનાં નવાં અને વધારે સારાં સાધનો પણ અસ્તિત્વમાં આવતાં જોઈએ છીએ. ખાસ કરીને વરાળયંત્રની શોધ પછી, લગભગ છેલ્લાં સોએક વર્ષમાં એમાં ઘણી પ્રગતિ થઈ છે. જેમ

જેમ ઉત્પાદન વધતું જાય છે તેમ તેમ દુનિયાની સંપત્તિ વધે છે અને કંઈ નહિ તો મૂઠીભર લોકોને વધારે આરામ અને નવરાશ મળે છે. અને આવી રીતે જેને સંસ્કૃતિ કહેવામાં આવે છે તેનો વિકાસ થાય છે.

હકીકત આ છે : અને છતાંયે લોકો આપણા ઉન્નત અને પ્રગતિશીલ યુગની, આપણા આધુનિક સુધારાની અજાયબીઓની, આપણી મહાન સંસ્કૃતિ અને વિજ્ઞાનની બડાશો હાંકે છે; છતાંયે ગરીબ લોકો તો હજીયે ગરીબ અને દુ:ખી જ છે, અને મહાન પ્રજાઓ માંહોમાંહે લડે છે અને લાખ્ખો માણસોની કતલ થાય છે તથા આપણા જેવા વિશાળ દેશો ઉપર પારકાઓ રાજ્ય કરે છે. જો આપણે પોતાના ઘરમાં પણ સ્વતંત્ર ન હોઈએ તો એ સુધારાથી આપણને શો લાભ? પણ હવે આપણે જાગ્રત થયાં છીએ અને આપણું કાર્ય પાર પાડવાને આપણે કમર કસી છે.

તો આપણે દરેક જણ મહાન પરાક્રમના કાર્યમાં ભાગ લઈ શકીએ અને માત્ર હિંદને જ નહિ પણ આખી દુનિયાને બદલાતી અવસ્થામાં નિહાળી શકીએ એવા આ ભારે ઊથલપાથલના જમાનામાં જીવીએ છીએ એ આપણું કેવું અહોભાગ્ય! તું તો ભાગ્યશાળી બાળા છે. રશિયામાં નવો યુગ પ્રવર્તાવનાર ક્રાંતિ થઈ તે વરસમાં અને તે જ માસમાં તું જન્મી હતી. અને આજે તારા પોતાના જ દેશમાં તું ક્રાંતિ ભાળી રહી છે તથા સંભવ છે કે, થોડા વખત પછી તું એમાં ભાગ પણ લેતી થશે. દુનિયામાં બધે આજે ભારે હાડમારી છે અને બધે પરિવર્તન ચાલી રહ્યું છે. દૂર પૂર્વમાં જાપાને ચીનની ગળચી પકડી છે અને પશ્ચિમમાં જ નહિ પણ આખી દુનિયામાં જૂની વ્યવસ્થા હચમચી ઊઠી છે અને કડડભૂસ તૂટી પડવાની અણી પર છે. કેટલાક દેશો નિ:શસ્ત્રીકરણની વાતો કરે છે ખરા, પણ એકબીજાની સામે શંકાની નજરે જોતા રહી તેઓ નખશીખ શસ્ત્રસજ્જ રહેવાની પેરવી રાખે છે. જેણે દુનિયા ઉપર આટલા બધા વખત સુધી દોર ચલાવ્યો તે મૂડીવાદનો આ સંધ્યાકાળ છે. એનો અંત અનિવાર્ય છે, અને જ્યારે એનો અંત આવશે ત્યારે બીજાં ઘણાંયે નાનાં અનિષ્ટોની સાથે દુનિયાને માથેથી એક મોટું અનિષ્ટ દૂર થશે.

## ૨૩

# વિહંગાવલોકન

૨૯ માર્ચ, ૧૯૩૨

યુગયુગાન્તરની આપણી સફરમાં આપણે ક્યાં સુધી પહોંચ્યાં? મિસર, હિંદ, ચીન અને નોસાસના પ્રાચીન કાળ વિષે આપણે થોડી વાતો કરી. આપણે જોયું કે પિરામીડો સરજનાર મિસરની પ્રાચીન અને અદ્‌ભુત સંસ્કૃતિ જર્જરિત થઈને દુર્બળ બની જઈ ખાલી છાયામાત્ર અને નિષ્પ્રાણ આકારો અને પ્રતીકોની વસ્તુ થઈ રહી. ગ્રીસના પ્રદેશમાં વસતી પ્રજાએ નોસાસનો નાશ કર્યો એ પણ આપણે જોયું. હિંદ અને ચીનના ઇતિહાસના આરંભકાળની પણ આપણે કંઈક ઝાંખી કરી, જોકે પૂરતી સામગ્રીને અભાવે તે સમય વિષે આપણે વધારે જાણી શક્યાં નથી. છતાંયે તે સમયે એ બંને દેશોમાં સમૃદ્ધ સંસ્કૃતિ હતી એવી આપણને પ્રતીતિ થાય છે. અને હજારો વર્ષોથી એ બંને દેશો વચ્ચે સંસ્કારનો અતૂટ સંબંધ ચાલ્યો આવે છે એ જોઈને આપણે તાજુબ થઈએ છીએ. આપણે એ પણ જોયું કે મેસેપોટેમિયામાં એક પછી એક સામ્રાજ્યો થોડા સમય માટે ફાલ્યાંફૂલ્યાં અને છેવટે એ બધાં સામ્રાજ્યોને ધોરી રસ્તે ચાલ્યાં ગયાં.

ઈ. પૂ. લગભગ ૫૦૦ કે ૬૦૦ વરસ ઉપર જુદા જુદા દેશોમાં કેટલાક મહાન તત્ત્વચિંતકો થઈ ગયા તેમને વિષે પણ આપણે થોડી વાત કરી. હિંદમાં બુદ્ધ અને મહાવીર, ચીનમાં કૉન્ફ્યૂશિયસ અને લાઓત્સે, ઈરાનમાં જરથુષ્ટ્ર અને ગ્રીસમાં પાઇથેગોરાસ થઈ ગયા. આપણે જોયું કે બુદ્ધે કર્મકાંડી પુરોહિતો ઉપર અને હિંદમાં તે સમયે પ્રવર્તતા પ્રાચીન વૈદિક ધર્મના વિકૃત સ્વરૂપ ઉપર હલ્લો કર્યો; કેમકે તેમણે જોયું કે અનેક પ્રકારના વહેમો અને પૂજાઓ દ્વારા આમ-જનતાને ઠગવામાં આવતી હતી. જ્ઞાતિસંસ્થાને પણ તેમણે વખોડી કાઢી અને સમાનતાનો ઉપદેશ કર્યો.

પછી આપણે જ્યાં એશિયા અને યુરોપ મળે છે ત્યાં પશ્ચિમમાં પહોંચ્યાં. ઈરાન અને ગ્રીસની ચડતીપડતીનું અવલોકન કરતાં કરતાં,

ઇરાનમાં વિશાળ સામ્રાજ્ય કેવી રીતે ઊભું થયું અને 'શાહ-અન-શાહ' દરાયસે હિંદમાં સિંધ સુધી તેની હદ વધારી, એ સામ્રાજ્યે નાનકડા ગ્રીસને ગળી જવા કેવી રીતે પ્રયત્ન કર્યો પણ છેવટે તેને માલૂમ પડ્યું કે એ નાનકડો દેશ પણ તેનો સામનો કરી શકે છે અને ટકી શકે છે એ બધું આપણે જોયું. પછી ગ્રીસના ઇતિહાસનો ટૂંકો પણ તેજસ્વી યુગ શરૂ થયો. એ વિષે પણ મેં તને કંઇક કહ્યું છે. એ યુગમાં ત્યાં અનેક પ્રતિભાશાળી અને મહાન પુરુષો પેદા થયા અને તેમણે અત્યંત સુંદર સાહિત્ય તથા અપ્રતિમ રમણીયતાવાળી કળાકૃતિઓ નિર્માણ કરી.

ગ્રીસનો સુવર્ણયુગ લાંબો કાળ ન ટક્યો. મેસેડોનના સિકંદરે પોતાની જીતોથી ગ્રીસની કીર્તિ દૂર દૂર સુધી ફેલાવી, પણ તેના આગમનની સાથે જ ગ્રીસની ઉન્નત સંસ્કૃતિ ધીમે ધીમે લુપ્ત થવા લાગી. સિકંદરે ઇરાનના સામ્રાજ્યનો નાશ કર્યો અને વિજેતા તરીકે હિંદની સરહદ પણ તેણે ઓળંગી. તે મહાન સેનાપતિ હતો એ વિષે શક નથી. પરંતુ એને વિષે અગણિત દંતકથાઓ ચાલી આવે છે અને તેથી તેને જેટલી કીર્તિ મળી છે તેને પાત્ર તે જણાતો નથી. સોક્રેટીસ, પ્લેટો, ફિડિયસ, સોફોકલેસ અને એવા બીજા ગ્રીસના મહાપુરુષો વિષે ભણેલાગણેલા લોકો જ કંઇક જાણે છે. પણ એલેકઝાંડરનું નામ કોણે નથી સાંભળ્યું? મધ્ય એશિયાના દૂર દૂરને ખૂણે એ સિકંદર નામથી વિખ્યાત છે અને અનેક શહેરો એના નામે હજીયે ઓળખાય છે.

સિકંદરે જે કંઈ કર્યું તે પ્રમાણમાં બહુ અલ્પ હતું. ઇરાનનું સામ્રાજ્ય જર્જરિત થઈ ગયું હતું અને હચમચી રહ્યું હતું એટલે તે લાંબો વખત ટકી શકે એમ નહોતું. તેની હિંદ પરની ચઢાઈ એક લૂંટના દરોડા જેવી જ હતી અને તેનું કશુંયે મહત્ત્વ નથી. તે વધારે જીવ્યો હોત તો કદાચ તેણે કંઇક વધારે સંગીન કાર્ય કર્યું હોત. પણ જુવાનીમાં જ તે મરણ પામ્યો અને તત્કાળ એનું સામ્રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું. એનું સામ્રાજ્ય તો વધારે ન ટક્યું, પણ એનું નામ હજીયે ટકી રહ્યું છે.

સિકંદરની પૂર્વ તરફની કૂચનું એક ભારે પરિણામ એ આવ્યું કે પૂર્વ અને પશ્ચિમનો સંબંધ તાજો થયો. સંખ્યાબંધ ગ્રીકો પૂર્વના મુલકોમાં ગયા અને ત્યાંનાં જૂનાં શહેરોમાં અથવા તેમણે વસાવેલી નવી વસાહતોમાં તેમણે વસવાટ કર્યો. સિકંદર પહેલાં પણ પૂર્વ અને પશ્ચિમનો

સંપર્ક ચાલુ હતો અને તેમની વચ્ચે વેપાર પણ ચાલતો હતો. પરંતુ સિકંદર પછી તે અનેકગણો વધી ગયો.

જો એ વાત સાચી હોય તો, સિકંદરની ચડાઈનું બીજું એક પરિણામ ગ્રીક લોકો માટે અતિશય ખેદજનક નીવડ્યું. કેટલાક લોકો એમ માને છે કે તેના સૈનિકો મેસેપોટેમિયાની ભેજવાળી ભૂમિમાંથી મલેરિયાનાં મચ્છરો ગ્રીસના પ્રદેશમાં લઈ ગયા, અને એ રીતે મલેરિયાએ ગ્રીક પ્રજાને નબળી અને દૂબળી બનાવી દીધી. ગ્રીક લોકોની પડતીનાં કારણોમાં આ પણ એક કારણ આપવામાં આવે છે. પણ આ તો એક માન્યતા જ છે અને એમાં સત્ય કેટલું છે એ કોઈ પણ કહી ન શકે.

સિકંદરના અલ્પજીવી સામ્રાજ્યનો અંત આવ્યો, પણ તેને સ્થાને નાનાં નાનાં બીજાં ઘણાં સામ્રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં. એમાંનું એક મિસરનું સામ્રાજ્ય હતું અને તેના ઉપર ટૉલેમીની હકૂમત હતી અને બીજું પશ્ચિમ એશિયાનું સેલ્યુકસની હકૂમત નીચે હતું. ટૉલેમી અને સેલ્યુકસ બંને સિકંદરના સેનાપતિ હતા. સેલ્યુકસે હિંદમાં પગપેસારો કરવા પ્રયત્ન કર્યો, પણ તેને ખબર પડી ગઈ કે હિંદ જોરથી સામી થપ્પડ મારી શકે છે. ચંદ્રગુપ્ત મૌર્યે આખા ઉત્તર અને મધ્ય હિંદમાં બળવાન રાજ્યની સ્થાપના કરી હતી. ચંદ્રગુપ્ત, તેનો બ્રાહ્મણ મંત્રી ચાણક્ય અને તેણે લખેલા 'અર્થશાસ્ત્ર' ગ્રંથ વિષે મેં મારા આગળના પત્રોમાં તને કંઈક માહિતી આપી છે. સદ્ભાગ્યે આ ગ્રંથ ૨,૨૦૦ વરસ પહેલાંના હિંદનો આપણને સરસ ખ્યાલ આપે છે.

પ્રાચીન કાળનું આપણું સિંહાવલોકન પૂરું થયું અને હવે આપણે આગળ ચાલીશું. બીજા પત્રમાં આપણે મૌર્ય સામ્રાજ્યની અને અશોકની વાત આગળ ચલાવીશું. ચૌદ માસ ઉપર નૈની જેલમાંથી ૧૯૩૧ની સાલના જાન્યુઆરીની ૨૫મી તારીખે મેં આનું તને વચન આપ્યું હતું. મારું એ વચન પાળવું હજી બાકી જ છે.

## ૨૪

# ‘દેવાનાંપ્રિય અશોક’

૩૦ માર્ચ, ૧૯૩૨

મને લાગે છે કે રાજા મહારાજાઓને ઉતારી પાડવાનો મને જરા વધારે પડતો શોખ છે. પ્રશંસા કે આદર કરી શકાય એવું એમની જાતમાં મને કશુંયે દેખાતું નથી. પરંતુ હવે આપણે એક એવા પુરુષની વાત કરવાનાં છીએ કે જે રાજા અને સમ્રાટ હોવા છતાંયે મહાન અને પ્રશંસાને પાત્ર હતો. એ પુરુષ તે ચંદ્રગુપ્ત મૌર્યનો પૌત્ર અશોક. એચ. જી. વેલ્સ નામનો અંગ્રેજ લેખક ‘ઇતિહાસની રૂપરેખા’ (આઉટલાઇન ઑફ હિસ્ટરી) નામના પોતાના પુસ્તકમાં એને વિષે લખે છે: ‘હજારો સમ્રાટો, રાજરાજેશ્વરો, મહારાજાધિરાજો, સરદારો અને ઠાકોરો વગેરેનાં નામોથી ઇતિહાસનાં પાનાં ખીચોખીચ ભરાયાં છે તેમાં માત્ર એક અશોકનું જ નામ તેજસ્વી તારાની જેમ ઝગઝગી રહ્યું છે. વોલ્ગા નદીના કાંઠાથી છેક જાપાન સુધી આજે પણ એના નામનો આદર થાય છે. ચીન, તિબેટ અને હિંદે — તેણે તેના ધર્મ-સંપ્રદાયનો ત્યાગ કર્યો છે છતાં — તેની મહત્તાની પરંપરા કાયમ રાખી છે. કૉન્સ્ટેન્ટાઇન અને શાર્લમેનનાં નામ જેટલા માણસોએ સાંભળ્યાં હશે તેનાથી અનેકગણા લોકો ભક્તિભાવથી તેનું સ્મરણ કરે છે.’

સાચે જ, આ ભારે પ્રશંસા કહેવાય પરંતુ અશોક એ પ્રશંસાને પાત્ર હતો; અને હિંદના ઇતિહાસના આ યુગ વિષેનો વિચાર કરતાં દરેક હિંદીને વિશેષ આનંદ થાય છે.

ઇશુની પૂર્વે લગભગ ૩૦૦ વરસ ઉપર ચંદ્રગુપ્તનું અવસાન થયું હતું. એની પછી તેનો પુત્ર બિંદુસાર ગાદીએ આવ્યો. તેણે પચીસ વરસ સુધી શાંતિથી રાજ્ય કર્યું હોય એમ જણાય છે. તેણે ગ્રીક દુનિયા સાથે સંસર્ગ ચાલુ રાખ્યો અને તેના દરબારમાં મિસરથી ટૉલેમીના અને પશ્ચિમ એશિયામાંથી સેલ્યુકસના પુત્ર ઍન્ટિઓકસના એલચીઓ આવતા. બહારની દુનિયા સાથે વેપારવણજ પણ ચાલુ

હતો અને, એમ કહેવાય છે કે, મિસરના લોકો પોતાનું કાપડ હિંદની ગળીથી રંગતા. એમ પણ કહેવાય છે કે તેઓ તેમનાં મમીઓને હિંદની મલમલમાં લપેટતા. બિહારમાંથી અવશેષો મળી આવ્યા છે તે ઉપરથી લાગે છે કે મૌર્યકાળ પહેલાં પણ ત્યાં આગળ અમુક પ્રકારનો કાચ બનતો હતો.

તું એ જાણીને રાજી થશે કે ચંદ્રગુપ્તના દરબારમાં આવેલા ગ્રીક એલચી મેગેસ્થનીસે લખ્યું છે કે હિંદીઓને સુંદર વસ્તુઓ અને મજાનાં વસ્ત્રાભૂષણોનો ભારે શોખ છે. તેઓ પોતાની ઊંચાઈ વધારવાને ખાતર જોડા પહેરતા એની તેણે ખાસ નોંધ લીધી છે. આ ઉપરથી માલૂમ પડે છે કે ઊંચી એડીના જોડા એ કંઈ આધુનિક જમાનાની જ શોધ નથી!

બિંદુસાર પછી ઈ. સ. પૂ. ૨૬૮ ની સાલમાં અશોક એ મહાન સામ્રાજ્યની ગાદીએ આવ્યો. આખા ઉત્તર હિંદ તેમજ મધ્ય હિંદનો એ સામ્રાજ્યમાં સમાવેશ થતો હતો અને ઠેઠ મધ્ય એશિયા સુધી તે વિસ્તર્યું હતું. દક્ષિણ અને દક્ષિણ-પૂર્વ હિંદના બાકીના પ્રદેશો પોતાના સામ્રાજ્યની હકૂમત નીચે લાવવાના ઉદ્દેશથી, ગાદીએ આવ્યા પછી નવમે વરસે તેણે કલિંગ દેશ ઉપર ચડાઈ કરી. કલિંગ દેશ હિંદના પૂર્વ કિનારા ઉપર મહા નદી, કૃષ્ણા અને ગોદાવરીની વચ્ચે આવેલો હતો. કલિંગવાસીઓ અતિશય બહાદુરીથી લડ્યા પણ છેવટે ભારે ખૂનરેજી પછી તેમને હરાવવામાં આવ્યા. આ યુદ્ધ અને તેમાં થયેલી ખૂનરેજીએ અશોકના મન ઉપર ઊંડી અસર કરી, અને યુદ્ધ તથા તેની કરણીઓ ઉપર તેને તિરસ્કાર છૂટ્યો. તેણે હવે પછી લડાઈ ન કરવાનો સંકલ્પ કર્યો. છેક દક્ષિણના એક નાનકડા ટુકડા સિવાય લગભગ આખો હિંદુસ્તાન તેની હકૂમત નીચે આવી ગયો હતો. આ ટુકડાને જીતી લેવો એ તેને માટે રમતવાત હતી, પણ તેણે તેમ કર્યું નહિ. એચ. જી. વેલ્સના કહેવા પ્રમાણે, ઇતિહાસમાં અશોક એક જ એવો વિજયી લશ્કરી સમ્રાટ છે કે જેણે વિજય પ્રાપ્ત કર્યા પછી યુદ્ધ તજી દીધું.

સદ્ભાગ્યે, અશોકના મનમાં શા વિચારો ઘોળાતા હતા અને તેણે શાં શાં કાર્યો કર્યાં તે જાણવા માટે તેના પોતાના જ શબ્દો આપણી પાસે મોજૂદ છે. ખડક અથવા તામ્રપત્રોમાં કોતરાવેલી તેની સંખ્યાબંધ આજ્ઞાઓમાં પોતાની પ્રજાને અને ભાવિ પ્રજાને તેણે આપેલો સંદેશ આજે પણ આપણને મળે છે. તું જાણે છે કે

અલ્લાહાબાદના કિલ્લામાં અશોકનો આવો એક સ્તંભ છે. આપણા પ્રાંતમાં આવા ઘણા સ્તંભો છે.

આ આજ્ઞાઓમાં અશોક યુદ્ધ અને વિજયમાં થતી ખૂનરેજી પ્રત્યે પોતાની ઘૃણા અને ખેદ વ્યક્ત કરે છે. તે કહે છે કે, ધર્મ દ્વારા પોતાની જાત ઉપરનો અને લોકોનાં હૃદય ઉપરનો વિજય એ જ સાચો વિજય છે. પણ તારી જાણ ખાતર તેની એકબે આજ્ઞાઓ જ અહીં ઉતારીશ. એ વાંચતાં આપણે મુગ્ધ થઈ જઈએ છીએ. વળી એ આજ્ઞાઓ તને અશોકનો વધુ નિકટનો પરિચય આપશે.

'રાજ્યાભિષેક પછી આઠમે વરસે ધર્મરાજ સમ્રાટે કલિંગ દેશ ઉપર વિજય મેળવ્યો. દોઢ લાખ માણસોને કેદ પકડવામાં આવ્યા અને એક લાખ માણસોની કતલ થઈ તથા બીજા એથી કેટલાયે ગણા મરણ પામ્યા.

'કલિંગ જીત્યા પછી તરત જ સમ્રાટે ધર્મનિષ્ઠ બનીને ભારે ઉત્સાહથી ધર્મરક્ષા અને ધર્મપ્રચારનું કાર્ય આરંભ્યું. સમ્રાટના હૃદયમાં કલિંગ-વિજય માટે પશ્ચાત્તાપ થયો કેમકે કોઈ પણ અપરાજિત દેશ જીતવામાં હત્યા અને માણસોનાં મરણ થાય છે તથા તે દેશના માણસોને કેદ પકડવા પડે છે. સમ્રાટને માટે આ અતિશય દુઃખદ અને ખેદજનક બીના છે.'

આગળ આ આજ્ઞામાં જણાવવામાં આવ્યું છે કે, કલિંગમાં જેટલા માણસો મરી ગયા અથવા તો કેદ પકડાયા એના સોમા કે હજારમા ભાગના પણ મરી જાય કે કેદ પકડાય તે અશોક હવે સહન કરનાર નથી.

'વળી, જો કોઈ તેની સાથે બૂરાઈ કરશે તો તે પણ બની શકશે ત્યાં સુધી ધર્મરાજ સહી લેશે. પોતાના સામ્રાજ્યની જંગલી જાતિઓ પ્રત્યે પણ સમ્રાટ કૃપાદૃષ્ટિ રાખે છે અને તેઓ સદાચારી થાય એમ ઇચ્છે છે; કેમકે જો તે એમ ન કરે તો પાછળથી તેને પસ્તાવો થાય. ધર્મસમ્રાટ ઇચ્છે છે કે બધા જીવો સુરક્ષિત રહે અને તેઓ સંયમ, શાન્તિ અને આનંદ પ્રાપ્ત કરે.'

અશોક આગળ જણાવે છે કે, ધર્મ દ્વારા મનુષ્યોનાં હૃદય જીતવાં એ જ સાચો વિજય છે. અને તેણે આપણને એ પણ કહ્યું છે કે આવો સાચો વિજય તેણે પોતાના સામ્રાજ્યમાં જ નહિ પણ દૂર દૂરનાં બીજાં રાજ્યોમાં પણ મેળવ્યો હતો.

આ આજ્ઞાઓમાં જે ધર્મનો ઠેકઠેકાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે બૌદ્ધ ધર્મ છે. અશોક ભાવિક બૌદ્ધધર્મી બન્યો, અને એ ધર્મને

ફેલાવવા માટે તેણે ભારે પ્રયાસ કર્યો. પણ એ માટે તેણે કદીયે બળજબરી ન કરી. તેમનાં હૃદય જીતીને જ તે લોકોને બૌદ્ધધર્મમાં આણવાનો પ્રયત્ન કરતો. ધાર્મિક પુરુષોએ ક્વચિત જ આટલો બધો સમભાવ બતાવ્યો છે. લોકોને પોતાના ધર્મમાં લાવવા માટે બળાત્કાર, ધાકધમકી કે છેતરપિંડીનો ઉપયોગ કરતાં તેઓ ભાગ્યે જ અચકાયા છે. આખો ઇતિહાસ ધાર્મિક દમન અને અત્યાચાર તથા ધાર્મિક યુદ્ધોથી ભરેલો છે અને ધર્મ તથા ઈશ્વરને નામે જેટલું લોહી રેડાયું છે તેટલું બીજા કશા ઉપર રેડાયું નહિ હોય. આથી કરીને, હિંદનો એક મહાન સપૂત, ભારે ધર્મિષ્ઠ અને બળવાન સામ્રાજ્યોનો ધણી હોવા છતાં, લોકોને પોતાના મતના કરવા માટે કેવી રીતે વર્ત્યો એ યાદ કરવાથી આજે પણ આપણું મન આનંદ અનુભવે છે. તરવાર કે ખંજરથી ધર્મ અથવા માન્યતાઓ માણસને ગળે બળજબરીથી ઉતારી શકાય એમ માનવાની કોઈ મૂર્ખાઈ કરે, એ ખરેખર આશ્ચર્યજનક છે.

એથી, દેવોનાંપ્રિય અશોકે — શિલાલેખોમાં એને દેવાનામ્ પ્રિય વિશેષણથી વર્ણવવામાં આવ્યો છે — પશ્ચિમ એશિયા, આફ્રિકા અને યુરોપનાં રાજ્યોમાં પોતાના દૂત અને એલચીઓ મોકલ્યા. તને યાદ હશે કે લંકામાં તેણે પોતાના ભાઈ મહેન્દ્ર અને બહેન સંઘમિત્રાને મોકલ્યાં હતાં. એમ કહેવાય છે કે તેઓ ગયાથી પવિત્ર બોધિવૃક્ષની એક ડાળ ત્યાં લઈ ગયાં હતાં. અનુરુદ્ધપુરમાં આપણે એક વિશાળ પીપળાનું ઝાડ જોયું હતું એ તને યાદ છે? આપણને ત્યાંના લોકોએ કહ્યું હતું કે પેલી પ્રાચીન ડાળમાંથી થયેલું તે આ જ ઝાડ.

હિંદુસ્તાનમાં બૌદ્ધ ધર્મ ઝપાટાબંધ ફેલાયો. અને અશોકને મન કેવળ પૂજાપાઠ કરવામાં અને કેટલાક વિધિઓ આચરવામાં નહિ પણ સારાં કાર્ય કરવામાં અને સમાજનો ઉદ્ધાર કરવામાં ધર્મ હતો; આથી કરીને આખા દેશમાં ઠેકઠેકાણે સાર્વજનિક બગીચાઓ, ઇસ્પિતાલો, કૂવાઓ અને રસ્તાઓ અસ્તિત્વમાં આવ્યા. સ્ત્રીઓની કેળવણી માટે ખાસ વ્યવસ્થા કરવામાં આવી હતી. એ સમયે ચાર મોટી વિદ્યાપીઠો હતી. છેક ઉત્તરમાં પેશાવર નજીક તક્ષિલા અથવા તક્ષશિલા, બીજી અંગ્રેજો જેનો ગ્રામ્ય રીતે મુટ્રા ઉચ્ચાર કરે છે તે મથુરા, ત્રીજી મધ્યહિંદમાં ઉજ્જન અને ચોથી બિહારમાં પટણા પાસે નાલંદા. આ વિદ્યાપીઠોમાં માત્ર હિંદના જ નહિ પણ ચીન અને પશ્ચિમ એશિયાના દેશો જેવા દૂર દૂરના દેશોમાંથી પણ વિદ્યાર્થીઓ આવતા. આ

વિદ્યાર્થીઓ તેમની સાથે બુદ્ધના ઉપદેશનો સંદેશ પોતપોતાના દેશમાં લઈ જતા. આખા દેશમાં ઠેકઠેકાણે મોટા મોટા ધર્મમઠો અથવા વિહારો ઊભા થયા. દેખીતી રીતે જ પાટલીપુત્ર અથવા પટનાની આસપાસ આવા ઘણા મઠો થયા, એથી કરીને આખા પ્રાંતનું વિહાર અથવા અત્યારે આપણે કહીએ છીએ તે બિહાર નામ પડ્યું. પરંતુ હમેશ બને છે તેમ, એ મઠો થોડા જ વખતમાં ધર્માચરણ અને વિચારની પ્રેરણા ખોઈ બેઠા અને અમુક પ્રકારના પૂજાપાઠની દિનચર્યા કરનારા ભિક્ષુઓનાં ધામ બની ગયા.

જીવરક્ષા માટેની અશોકની ભાવના પ્રાણીઓ સુધી પહોંચી હતી. તેમને માટે ખાસ ઇસ્પિતાલો બાંધવામાં આવી અને પશુબલિ બંધ કરવામાં આવ્યો. આ બંને બાબતોમાં તે આપણા જમાનાથીયે કંઈક આગળ હતો. કમભાગ્યે આજે પણ પશુબલિ આપવાની પ્રથા કંઈક અંશે પ્રચલિત છે અને એને ધર્મનું મહત્ત્વનું અંગ ગણવામાં આવે છે. અને પશુઓની સારવાર કરવાની વ્યવસ્થા તો નહિ જેવી જ છે.

અશોકના ઉદાહરણ અને બૌદ્ધ ધર્મના ફેલાવાને કારણે શાકાહાર લોકપ્રિય થયો. એ પહેલાં હિંદના ક્ષત્રિયો અને બ્રાહ્મણો સામાન્ય રીતે માંસાહાર કરતા તથા દારૂ અને બીજાં કેફી પીણાં પીતા. માંસાહાર અને મદ્યપાન એ વખતે બહુ ઓછાં થઈ ગયાં.

અશોકે આવી રીતે ૩૮ વર્ષ રાજ્ય કર્યું અને જનતાનું ભલું કરવા માટે તેનાથી બની શકે એટલો શાંતિપૂર્વક પ્રયત્ન કર્યો. જાહેર કાર્ય માટે તે હમેશાં તત્પર રહેતો : ' કોઈ પણ સમયે અને કોઈ પણ સ્થાને — પછી હું ભોજન કરતો હોઉં કે રાણીવાસમાં હોઉં, શયનગૃહમાં હોઉં કે મંત્રીગૃહમાં હોઉં, ગાડીમાં બેઠો હોઉં કે મહેલના બગીચામાં બેઠો હોઉં તોયે — સરકારી અમલદારોએ મને પ્રજાના કાર્યથી માહિતગાર રાખવો જોઈએ. ' જો કોઈ પણ મુશ્કેલી ઊભી થાય તો તેની તેને તરત જ ખબર આપવી પડતી. કેમકે તે કહે છે કે, ' કોઈ પણ પળે કે સ્થાને મારે સાર્વજનિક હિતનું કાર્ય કરવું જોઈએ. '

ઈ. સ. પૂ. ૨૨૬ ની સાલમાં અશોકનું અવસાન થયું. એના મરણ પહેલાં થોડા વખત ઉપર રાજપાટ છોડીને તે બૌદ્ધ ભિક્ષુ થયો હતો.

મૌર્ય સમયના આપણને બહુ થોડા અવશેષો મળી આવે છે. જે થોડા મળે છે તે હિંદી સંસ્કૃતિના મળી આવતા અવશેષોમાં

મોહન-જો-દડોના અવશેષો બાદ કરતાં સૌથી પુરાણા છે. બનારસ પાસે સારનાથમાં ટોચ ઉપર સિંહવાળો અશોકનો સુંદર સ્તંભ આપણને જોવા મળે છે.

અશોકની રાજધાની પાટલીપુત્રની તો કશીયે નિશાની રહી નથી. ૧૫૦૦ વરસ ઉપર, એટલે કે અશોક પછી ૬૦૦ વરસ બાદ, ફાહિયાન નામના ચીની પ્રવાસીએ એ શહેરની મુલાકાત લીધી હતી ખરી. એ સમયે તે શહેર આબાદ અને સમૃદ્ધ હતું. પરંતુ અશોકનો પથ્થરનો મહેલ તો ત્યારે પણ ભાંગીને ખંડિયેર થઈ ગયો હતો. પરંતુ એનાં ખંડિયેરો જોઈને પણ ફાહિયાન છક થઈ ગયો હતો. તેણે પોતાના પ્રવાસના વર્ણનમાં લખ્યું છે કે એ રાજમહેલ તેને માનવીની કૃતિ લાગી નહોતી.

મોટા મોટા પથ્થરોથી બાંધેલો મહેલ તો નાશ પામ્યો છે અને આજે તેનું નામનિશાન પણ મળતું નથી, પરંતુ અશોકની સ્મૃતિ આખા એશિયા ખંડમાં આજે પણ જીવતી છે; અને તેની આજ્ઞાઓનો બોધ આપણે આજે પણ સમજી શકીએ છીએ અને તેની કદર બૂજી શકીએ છીએ તથા તેમાંથી ઘણું ઘણું શીખી શકીએ છીએ. આ પત્ર ઘણો લાંબો થઈ ગયો. કદાચ તને એનો કંટાળો પણ આવશે. અશોકની એક આજ્ઞામાંથી નાનો ઉતારો ટાંકીને હું એ પૂરો કરીશ :

> 'બધા જ સંપ્રદાયો એક યા બીજે કારણે આદરણીય છે. આવું આચરણ રાખવાથી માણસ પોતાના સંપ્રદાયને ઉન્નત કરે છે અને સાથે સાથે બીજા લોકોના સંપ્રદાયની પણ તે સેવા કરે છે.'

## ૨૫

# અશોકના સમયની દુનિયા

૩૧ માર્ચ, ૧૯૩૨

આપણે જોયું કે અશોકે દૂર દૂરના દેશોમાં ધર્મપ્રચારકો અને એલચીઓ મોકલ્યા હતા અને તે દેશો સાથે હિંદનો સંસર્ગ અને વેપાર સતત ચાલુ હતો. તે સમયના સંસર્ગ અને વેપારની હું વાત કરું છું ત્યારે તારે એ વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવી કે આજના જુદા જુદા દેશોના સંસર્ગ અને વેપાર સાથે તેનું કશું જ સામ્ય નથી. આજે તો માણસો અને માલ આગગાડી, આગબોટ કે એરોપ્લેન દ્વારા સહેલાઈથી એક જગ્યાએથી બીજી જગ્યાએ જઈ શકે છે. પણ એ પ્રાચીન કાળમાં દરેક પ્રવાસ લાંબો અને જોખમભર્યો હતો. તથા માત્ર સાહસિક અને ખડતલ લોકો જ પ્રવાસ ખેડતા. આથી કરીને તે દિવસના અને આજના વેપારની સરખામણી થઈ શકે નહિ.

અશોકે જેનો ઉલ્લેખ કર્યો છે તે 'દૂર દૂરના' દેશો કયા? તેના સમયમાં દુનિયા કેવી હતી? આપણે ભૂમધ્ય સમુદ્રના દેશો વિષે અને મિસર બાદ કરતાં આફ્રિકા ખંડ વિષે કશું નથી જાણતાં. વળી, ઉત્તર, મધ્ય અને પૂર્વ યુરોપ વિષે તથા ઉત્તર અને મધ્ય એશિયા વિષે પણ આપણે નહિ જેવું જ જાણીએ છીએ. અમેરિકાના ખંડો વિષે પણ આપણે કશુંયે નથી જાણતાં. પણ આજે હવે ઘણા લોકો માનતા થયા છે કે પ્રાચીન કાળથી ત્યાં આગળ સારી પેઠે વિકસેલી સંસ્કૃતિઓ મોજૂદ હતી. એમ કહેવામાં આવે છે કે તે પછી ઘણા સમય બાદ પંદરમી સદીમાં કોલંબસે અમેરિકા 'શોધી કાઢ્યો'. આપણે જાણીએ છીએ કે દક્ષિણ અમેરિકામાં પેરુ અને તેની આસપાસના દેશોમાં એ સમયે ઉચ્ચ કોટિની સંસ્કૃતિ મોજૂદ હતી. આથી, ઈશુ પહેલાં ત્રણસો વરસ ઉપર જ્યારે હિંદમાં અશોક રાજ્ય કરતો હતો ત્યારે અમેરિકામાં સભ્ય લોકો વસતા હોય અને સમાજ પણ સુસંગઠિત હોય એ તદ્દન સંભવિત છે. પરંતુ એ વિષે આપણને પ્રમાણભૂત હકીકત મળતી નથી અને કેવળ કલ્પના કરવાનો ઝાઝો અર્થ નથી. દુનિયાના જે ભાગો વિષે આપણે સાંભળ્યું કે વાંચ્યું હોય તે જ ભાગોમાં સભ્ય લોકો વસતા

હતા એમ માની લેવાને આપણે સૌ ટેવાયેલાં હોવાથી મેં આ વાતનો ઉલ્લેખ કર્યો છે. ઘણા લાંબા સમય સુધી યુરોપના લોકો માનતા કે પ્રાચીન ઇતિહાસ એટલે ગ્રીસ, રોમ અને યહૂદી લોકોનો ઇતિહાસ. એમની એ જૂની માન્યતા પ્રમાણે બાકીની દુનિયા તો તે કાળમાં વેરાન અને જંગલી હતી. પછીથી તેમના જ વિદ્વાનો અને પુરાતત્ત્વવેત્તાઓએ ચીન, હિંદુસ્તાન અને બીજા દેશો વિષે માહિતી આપી ત્યારે તેમનું જ્ઞાન કેટલું બધું મર્યાદિત હતું તેની તેમને સમજ પડી. આથી આપણે હમેશાં સાવધાન રહેવું જોઈએ અને એમ ન માની બેસવું જોઈએ કે આપણી દુનિયામાં જે કંઈ બની ગયું છે તે બધાનો આપણા મર્યાદિત જ્ઞાનમાં સમાવેશ થઈ ગયો છે.

જોકે, અત્યારે તો આપણે એટલું કહી શકીએ છીએ કે અશોકના સમયમાં, એટલે કે ઈશુ પહેલાંની ત્રીજી સદીમાં મુખ્યત્વે ભૂમધ્ય સમુદ્રના કાંઠા ઉપર આવેલા યુરોપ અને આફ્રિકાના દેશો, પશ્ચિમ એશિયા, હિંદ અને ચીનનો પ્રાચીન કાળની સુધરેલી દુનિયામાં સમાવેશ થતો હતો. સંભવતઃ પશ્ચિમના દેશો અને પશ્ચિમ એશિયા સાથે ચીનનો સીધો સંપર્ક નહોતો અને ચીન અથવા કેથેની બાબતમાં પશ્ચિમના લોકોમાં ચિત્રવિચિત્ર ખ્યાલો પ્રવર્તતા હતા. હિંદુસ્તાન પશ્ચિમ અને ચીન સાથે સંબંધ જોડનાર કડી સમાન હોય એમ લાગે છે.

આપણે એ જોઈ ગયાં કે સિકંદરના મરણ પછી તેનું સામ્રાજ્ય તેના સેનાપતિઓએ વહેંચી લીધું. એના મુખ્ય ત્રણ ભાગ પડ્યા : (૧) પશ્ચિમ એશિયા, ઈરાન અને મેસોપોટેમિયા સેલ્યુકસની, (૨) મિસર ટૉલેમીની અને (૩) મેસેડોન એન્ટિગોનસની હકૂમત નીચે હતું. પહેલાં બે રાજ્યો લાંબો કાળ ટક્યાં. તને યાદ હશે કે સેલ્યુકસ હિંદુસ્તાનનો પડોશી હતો અને હિંદનો મુલક પોતાના રાજ્યમાં ઉમેરવાનો તેને લોભ થઈ આવ્યો હતો. પરંતુ ચંદ્રગુપ્ત તેને માથાનો મળ્યો. તેણે તેને ખાલી હાથે પાછો હાંકી કાઢ્યો એટલું જ નહિ, પણ જેને આજે આપણે અફઘાનિસ્તાન કહીએ છીએ તેનો થોડો ભાગ પણ તેની પાસેથી તેણે છીનવી લીધો.

એ બે રાજ્યોને મુકાબલે મેસેડોન કમનસીબ ગણાય. ગૉલ અને બીજી જાતિઓએ ઉત્તરથી તેના ઉપર વારંવાર હુમલા કર્યા. આ રાજ્યનો એક જ ભાગ છેવટ સુધી ગૉલ લોકોનો સામનો કરી પોતાનું સ્વાતંત્ર્ય ટકાવી શક્યો. એ ભાગ જ્યાં આજે તુર્કસ્તાન છે ત્યાં

એશિયા માઇનરમાં હતો અને એનું નામ પરગેમમ હતું. એ નાનકડું ગ્રીક રાજ્ય હતું પણ સો કરતાં વધુ વરસ સુધી તે ગ્રીક સંસ્કૃતિ અને કળાનું કેન્દ્ર બની રહ્યું. ત્યાં સુંદર સુંદર ઇમારતો ઊભી થઈ. વળી એક પુસ્તકાલય અને સંગ્રહસ્થાન પણ ત્યાં હતાં. કંઇક અંશે તે સાગર પાર આવેલા એલેકઝાંડ્રિયાનું હરીફ હતું.

એલેકઝાંડ્રિયા ટૉલેમીના મિસરનું પાટનગર હતું. પુરાણી દુનિયાનું એ એક મોટું અને મશહૂર નગર હતું. એથેન્સનું ગૌરવ ઘણું ઘટી ગયું હતું અને તેની જગ્યાએ એલેકઝાંડ્રિયા ધીમે ધીમે ગ્રીક સંસ્કૃતિનું કેન્દ્ર બન્યું. એનાં પુસ્તકાલય અને સંગ્રહસ્થાનથી આકર્ષાઈને દૂર દૂરના દેશોમાંથી સંખ્યાબંધ વિદ્યાર્થીઓ ત્યાં આવતા, અને તત્ત્વજ્ઞાન, ગણિત, ધર્મ તથા તે પ્રાચીન સમયની દુનિયાના લોકોના મનમાં જે બીજા પ્રશ્નો ઊઠતા તેનું અધ્યયન કરતા. તેં તથા શાળામાં જનાર પ્રત્યેક છોકરા કે છોકરીએ યુક્લિડનું નામ સાંભળ્યું હશે. તે એલેકઝાંડ્રિયાનો રહેવાસી અને અશોકનો સમકાલીન હતો.

ટૉલેમી વંશ મૂળ ગ્રીસનો વતની હતો એ તું જાણે છે. પરંતુ મિસરમાં આવ્યા પછી તે વંશના લોકોએ ત્યાંના ઘણા રીતરિવાજો અને આચારવિચારોને અપનાવ્યા. મિસરના કેટલાક પ્રાચીન દેવોની પણ તેઓ પૂજા કરવા લાગ્યા. જ્યૂપિટર, ઍપોલો અને ગ્રીસનાં બીજાં પ્રાચીન દેવદેવીઓ જે મહાભારતમાં આવતા વૈદિક દેવોની જેમ હોમરનાં મહાકાવ્યોમાં વારંવાર નજરે પડે છે તે બધા એ સમયે કાં તો વિસારે પડ્યા હતા અથવા તો નામફેરથી બીજે રૂપે ચાલુ રહ્યા. ઇસીસ, ઑસિરીસ અને હોરસ વગેરે પ્રાચીન મીસરનાં દેવદેવીઓ અને પ્રાચીન ગ્રીસનાં દેવદેવીઓની ભેળસેળ કરી દેવામાં આવી અને આરાધના માટે નવા દેવોને લોકો સમક્ષ રજૂ કરવામાં આવ્યા. પૂજા કરવાને દેવ મળી જાય પછી પોતે કોને નમે છે, કોની પૂજા કરે છે, અને તેમનાં શાં નામો છે, એ બધું જાણવાની લોકોને થોડી જ પરવા હતી! આ નવા દેવોમાં સિરેપીસ દેવ સૌથી વધારે પ્રખ્યાત છે.

એલેકઝાંડ્રિયા મોટું વેપારનું મથક પણ હતું. સભ્ય દુનિયાના બીજા દેશોના વેપારી ત્યાં આવતા હતા. એમ પણ કહેવાય છે કે એલેકઝાંડ્રિયામાં હિંદી વેપારીઓની એક વસાહત હતી. આપણે એ પણ જાણીએ છીએ કે દક્ષિણ હિંદમાં મલબારકાંઠે એલેકઝાંડ્રિયાના વેપારીઓની પણ એક વસાહત હતી.

ભૂમધ્ય સમુદ્રને સામે કાંઠે આવેલું રોમ શહેર મિસરથી બહુ દૂર નહોતું. તે આ સમય દરમ્યાન બળવાન બન્યું હતું અને ભવિષ્યમાં એથીયે ઘણું બળવાન અને મહાન બનવાનું તેના ભાગ્યમાં લખાયું હતું. અને તેની સામે જ આફ્રિકાના કાંઠા ઉપર તેનું હરીફ અને દુશ્મન કાર્થેજ હતું. આપણને પુરાણી દુનિયાનો કંઈક ખ્યાલ આવે તે માટે એ બંનેની વાત કંઈક વિસ્તારથી જાણવાની જરૂર છે.

પશ્ચિમમાં જેમ રોમની મહત્તા વધતી જતી હતી તેવી જ પૂર્વમાં ચીનની મહત્તા પણ વધી હતી. અને અશોકના સમયની દુનિયાનો બરાબર ખ્યાલ આવે એ માટે આપણે એનો પણ વિચાર કરવો પડશે.

## ૨૬

# ચિન અને હન વંશો

૩ એપ્રિલ, ૧૯૩૨

ચીનના પ્રાચીન કાળ વિષે, હોઆંગહો નદીના કાંઠા ઉપરની વસાહતો વિષે, તથા હસિયા, શાંગ કે યીન અને ચાઉ વગેરે તેના પુરાણા રાજવંશો વિષે મેં તને ગયે વરસે નૈની જેલમાંથી લખેલા છેવટના પત્રોમાં લખ્યું હતું. વળી ધીરે ધીરે ચીનના રાજ્યનો કેવી રીતે ઉદય અને વિકાસ થયો તથા એ લાંબા કાળ દરમ્યાન ત્યાં એક મધ્યસ્થ રાજ્યતંત્ર કેવી રીતે અસ્તિત્વમાં આવ્યું તે વિષે પણ મેં તને લખ્યું હતું. એ પછી ત્યાં એક એવો લાંબો યુગ આવ્યો કે જ્યારે ચીનમાં ચાઉવંશની નામની સત્તા હતી ખરી પણ રાજ્યતંત્રની કેન્દ્રીકરણની પ્રગતિ અટકી પડી અને સર્વત્ર અવ્યવસ્થા વ્યાપી રહી. દરેક પ્રદેશના સ્થાનિક નાના નાના રાજાઓ લગભગ સ્વતંત્ર થઈ ગયા અને આપસમાં એકબીજા સાથે લડવા લાગ્યા. આ કમનસીબ હાલત ત્યાં સેંકડો વરસ સુધી ચાલી. એમ જણાય છે કે ચીનમાં જે કંઈ વસ્તુ થાય છે તે સેંકડો વરસ સુધી અથવા કહો કે એક હજાર વરસ સુધી ચાલુ રહે છે! એ પછી ચિન નામના પ્રદેશના એક સ્થાનિક રાજાએ કમજોર અને નાદાર થઈ ગયેલા પ્રાચીન ચાઉ રાજવંશને હાંકી કાઢ્યો. એના વંશજો ચિન વંશના કહેવાય છે અને એ એક રમૂજી ઘટના છે કે આ ચિન શબ્દ ઉપરથી આખા દેશનું નામ ચીન પડ્યું.

આમ ચીનમાં ઈ. પૂ. ૨૫૫ની સાલમાં ચિન વંશે પોતાની કારકિર્દી શરૂ કરી. એ પહેલાં ૧૩ વરસ ઉપર હિંદુસ્તાનમાં અશોક ગાદીએ આવ્યો હતો. આ રીતે આપણે અત્યારે અશોકના સમકાલીન ચીનના રાજાઓ વિષે વાત કરીએ છીએ. ચિન વંશના પહેલા ત્રણ સમ્રાટોની હકૂમત બહુ ટૂંકી મુદત ચાલી. એ પછી ઈ. પૂ. ૨૪૬ની સાલમાં એ વંશનો ચોથો સમ્રાટ ગાદીએ આવ્યો. એ સમ્રાટ એક રીતે બહુ જ વિલક્ષણ માણસ હતો. એનું નામ વાંગ-ચેંગ હતું. પણ થોડા વખત પછી તેણે ‘શીહ હ્વાંગ ટી’ નામ ધારણ કર્યું. એ નામનો અર્થ ‘પ્રથમ સમ્રાટ’ એવો થાય છે. પોતાને વિષે અને પોતાના

યુગને વિષે એના મનમાં બહુ ઊંચો ખ્યાલ હતો. ભૂતકાળ વિષે એને જરાયે આદર નહોતો. એ તો એમ ઇચ્છતો કે ભૂતકાળને વીસરીને, તેનાથી — પ્રથમ મહાન સમ્રાટથી — જ ચીનના ઇતિહાસનો આરંભ થાય છે, એમ લોકોએ માનવું જોઈએ! ૨,૦૦૦ કરતાં પણ વધારે વરસોથી ચીનમાં એક પછી એક સમ્રાટોની પરંપરા ચાલુ હતી તેનું એને મન કશું મહત્ત્વ નહોતું. તે તો એ લોકોની યાદગીરી પણ દેશમાંથી નાબૂદ કરવા ઇચ્છતો હતો. માત્ર પ્રાચીન સમ્રાટો નહિ પણ ભૂતકાળના બીજા પ્રસિદ્ધ પુરુષોનું સ્મરણ પણ તે લોકોને ભુલાવી દેવા માગતો હતો. આથી તેણે એવો હુકમ છોડ્યો કે ભૂતકાળનું બયાન આપતાં પુસ્તકો — ખાસ કરીને ઇતિહાસના ગ્રંથો — અને કોન્ફ્યુશિયસના મતનાં બધાં પુસ્તકોને બાળી મૂકી તેમનો સદંતર નાશ કરી નાખવો. માત્ર વૈદકનાં અને વિજ્ઞાનનાં કેટલાંક પુસ્તકોનો આ ફરમાનમાં સમાવેશ થતો નહોતો. તેના ફરમાનમાં તેણે જણાવ્યું કે, 'જે લોકો વર્તમાન યુગને હલકો પાડવા માટે ભૂતકાળનો ઉપયોગ કરશે તેમની સ્વજનો સહિત કતલ કરવામાં આવશે.'

અને તેણે પોતાના હુકમનો બરાબર અમલ પણ કર્યો. પોતાને પ્રિય એવાં પુસ્તકો સંતાડી રાખવા માટે તેણે સેંકડો વિદ્વાનોને જીવતા દાટી દીધા. આ 'પ્રથમ સમ્રાટ' કેવો દયાળુ, ભલો અને પ્રીતિપાત્ર માણસ હશે! હિંદના ભૂતકાળ વિષે વધારે પડતી પ્રશંસા સાંભળું છું ત્યારે હમેશાં હું એને કંઈક સહાનુભૂતિપૂર્વક યાદ કરું છું. આપણા કેટલાક લોકો હમેશાં ભૂતકાળ તરફ જ નજર રાખ્યા કરે છે. તેઓ નિરંતર ભૂતકાળના મહિમાનાં જ ગુણગાન કર્યા કરે છે અને હમેશાં ભૂતકાળમાંથી જ પ્રેરણા શોધતા રહે છે. જો ભૂતકાળ આપણને મહાન કાર્યો કરવાની પ્રેરણા આપતો હોય તો બેશક આપણે તેમાંથી પ્રેરણા મેળવીએ. પરંતુ હમેશાં પાછળ જ જોયા કરવું એ કોઈ પણ વ્યક્તિ કે પ્રજા માટે હિતકર હોય એમ મને નથી લાગતું. કોઈ કે સાચું કહ્યું છે કે, માણસ હમેશાં પાછળ ચાલવા માટે કે પાછળ જોવા માટે સરજાયો હોત તો ઈશ્વરે તેને માથાની પાછળ આંખો આપી હોત. ભૂતકાળનો આપણે અભ્યાસ જરૂર કરીએ અને જ્યાં તે પ્રશંસાને પાત્ર હોય ત્યાં તેની પ્રશંસા પણ કરીએ, પરંતુ આપણે આપણી નજર તો હમેશાં આગળ જ રાખવી જોઈએ અને હમેશાં આગળ જ પગલાં ભરવાં જોઈએ.

જૂનાં પુસ્તકોને બાળી મૂકવાનું અને તે વાંચનારાઓને જીવતા દાટી દેવાનું 'શીહ હ્વાંગ ટી 'નું કૃત્ય જંગલી હતું એમાં જરાયે શક નથી. એનું પરિણામ એ આવ્યું કે એનું ઘણુંખરું કાર્ય એની સાથે જ નાબૂદ થયું. એની તો એવી ઉમેદ હતી કે પોતે સૌથી પ્રથમ સમ્રાટ મનાય. એ પછી બીજો સમ્રાટ આવે, પછી ત્રીજો આવે, એમ અનંત કાળ સુધી એનો વંશ ચાલ્યા કરે. પણ બન્યું એવું કે ચીનના બધા રાજવંશોમાં ચિન વંશનો અમલ સૌથી ઓછો વખત ટક્યો. મેં આગળ જણાવ્યું છે તેમ ચીનના ઘણા રાજવંશો સેંકડો વરસ સુધી ચાલ્યા અને ચિન વંશની આગળનો રાજવંશ તો લગભગ ૮૬૭ વરસ સુધી ટક્યો. પરંતુ ચિન વંશનો ઉદય થયો, તેનો વિજય થયો, તેણે બળવાન સામ્રાજ્ય ઉપર રાજ્ય કર્યું તથા તેની પડતી થઈ અને આખરે નાશ થયો; એ બધી બીના માત્ર પચાસ વરસમાં બની ગઈ. શીહ હ્વાંગ ટી સમર્થ સમ્રાટોની પરંપરાનો આદિ સમ્રાટ થવા ચહાતો હતો. પરંતુ તેના મૃત્યુ પછી ત્રણ વરસ બાદ ઈ. પૂ. ૨૦૯ની સાલમાં તેના વંશનો અંત આવ્યો. એના મૃત્યુ પછી તરત જ, સંતાડી રાખવામાં આવેલા કૉન્ફ્યુશિયસના જમાનાના ગ્રંથો ખોદીને બહાર કાઢવામાં આવ્યા અને પહેલાંની પેઠે ફરીથી તેમણે પોતાનું ગૌરવવંતું સ્થાન પ્રાપ્ત કર્યું.

રાજા તરીકે તો શીહ હ્વાંગ ટી ચીનમાં એક અતિશય સમર્થ સમ્રાટ થઈ ગયો. સ્થાનિક નાના નાના રાજાઓના દાવાઓ તેણે રદ કર્યા, સામંતશાહી અથવા 'ફ્યૂડાલીઝમ'નો અંત આણ્યો અને બળવાન મધ્યસ્થ રાજતંત્રની સ્થાપના કરી. આખું ચીન અને અનામ પણ તેણે જીતી લીધું. ચીનની મહાન દીવાલ બાંધવાનો આરંભ પણ એણે જ કર્યો. એ બહુ ખરચાળ કાર્ય હતું. પરંતુ બચાવ માટે મોટું કાયમી સૈન્ય રાખવા કરતાં પરદેશી દુસ્મનો સામે પોતાનું રક્ષણ કરવા માટે આ દીવાલ બાંધવામાં પૈસા ખરચવાનું ચીનના લોકોએ પસંદ કર્યું. એ દીવાલ પ્રબળ આક્રમણને તો ખાળી ન શકી. પણ નાના નાના લૂંટફાટના દરોડાઓ એનાથી અટક્યા. આ ઉપરથી એમ કહી શકાય કે ચીનના લોકો શાંતિ ચહાતા હતા અને બળવાન હોવા છતાં લશ્કરી ગૌરવ માટે તેમને ચાહના નહોતી.

શીહ હ્વાંગ ટી—પ્રથમ સમ્રાટ—મરણ પામ્યો પછી એના વંશનો બીજો કોઈ પુરુષ એની જગ્યા લેનાર નીકળ્યો નહિ. પરંતુ

એના સમયથી સમગ્ર ચીનમાં એકતાની ભાવના પ્રગટી અને એકતાની પરંપરા ચાલુ થઈ.

આ પછી ચીનમાં હન વંશ સત્તા ઉપર આવ્યો. એનો અમલ લગભગ ૪૦૦ વરસ ચાલ્યો. એ વંશની શરૂઆતના શાસકોમાં એક સામ્રાજ્ઞી પણ થઈ છે. એ વંશનો છઠ્ઠો સમ્રાટ વુ–તી હતો. એ ચીનના સમર્થ અને પ્રખ્યાત રાજકર્તાઓમાંનો એક હતો. પચાસથીયે વધારે વરસ સુધી તેણે રાજ્ય કર્યું. ઉત્તરના પ્રદેશ ઉપર નિરંતર હુમલા કર્યા કરતા તાતાર લોકોને તેણે હરાવ્યા. પૂર્વમાં કોરિયાથી માંડીને પશ્ચિમે કાસ્પિયન સમુદ્ર સુધીના પ્રદેશ ઉપર ચીનના એ સમ્રાટની આણ વર્તતી હતી અને મધ્ય એશિયાની બધી જાતિઓ તેનું આધિપત્ય સ્વીકારતી હતી. એશિયાના નકશા ઉપર તું નજર કરશે તો તેની સત્તા નીચેના વિશાળ ક્ષેત્રનો અને ઈશુ પૂર્વેની પહેલી અને બીજી સદીમાં ચીન કેટલું સમર્થ હતું તેનો તને કંઈક ખ્યાલ આવશે. એ જમાનાની રોમની મહત્તા વિષે આપણે ઘણું વાંચીએ–સાંભળીએ છીએ. અને એમ માનવાને પ્રેરાઈએ છીએ કે તે સમયે રોમ દુનિયામાં સર્વોપરી હતું. રોમને ‘ દુનિયાની સ્વામિની ’ કહેવામાં આવતું હતું. તે સમયે રોમ મહાન હતું એ ખરું અને તેની મહત્તા ઉત્તરોત્તર વધતી જતી હતી એ પણ સાચું, પરંતુ ચીન તેનાથી વધારે મોટું અને બળવાન સામ્રાજ્ય હતું. ઘણું કરીને વુ–તીના સમયમાં ચીન અને રોમે એકબીજા સાથે સંપર્ક સાધ્યો. પાર્થિયન લોકોની મારફતે એ બંને દેશો વચ્ચે વેપાર ચાલતો હતો. જેને આજે ઈરાન અને મેસોપોટેમિયા કહેવામાં આવે છે તે પ્રદેશમાં એ લોકો વસતા હતા. પછીથી રોમ અને પાર્થિયા વચ્ચે લડાઈ થઈ ત્યારે એ વેપાર અટકી પડ્યો, અને રોમે સમુદ્રમાર્ગે ચીન સાથે સીધો વેપાર કરવાનો પ્રયત્ન કર્યો. રોમનું એક વહાણ ચીનને બંદરે આવ્યું પણ ખરું. પરંતુ આ તો ઈશુ પછીની બીજી સદીમાં બનવા પામ્યું. અને આપણે તો હજીયે ઈશુ પહેલાંના જમાનાની વાત કરીએ છીએ.

હન વંશના અમલ દરમિયાન બૌદ્ધધર્મ ચીનમાં દાખલ થયો. ઈશુના કાળ પહેલાં પણ ચીનમાં બૌદ્ધધર્મની જાણ થઈ હતી. પરંતુ એમ કહેવાય છે કે, ચીનના તત્કાલીન સમ્રાટે માથાની આસપાસ ઝળહળતી પ્રભાવાળા સોળ ફૂટ ઊંચા મનુષ્યનું અદ્ભુત સ્વપ્ન જોયું ત્યાર પછી ચીનમાં તેનો ફેલાવો થવા માંડ્યો. સ્વપ્નમાં તેણે પશ્ચિમ

દિશા તરફ આ દૃશ્ય જોયું હતું તેથી એ દિશામાં તેણે દૂતોને મોકલ્યા. એ દૂતો બુદ્ધની એક મૂર્તિ અને બૌદ્ધધર્મના ગ્રંથો લઈને પાછા ફર્યા. બૌદ્ધધર્મની સાથે સાથે હિંદની કળાની અસર પણ ચીનમાં પહોંચી અને ચીનથી કોરિયા અને ત્યાંથી જાપાન સુધી ગઈ.

હન વંશના સમયની બીજી બે મહત્ત્વની હકીકતો નોંધને પાત્ર છે. લાકડાનાં બીબાંવતી છાપવાની કળા એ સમયે શોધાઈ, પરંતુ એક હજાર વરસ સુધી એ શોધનો બહુ ઉપયોગ ન થયો. આમ છતાંયે આ બાબતમાં ચીન યુરોપથી ૫૦૦ વરસ આગળ હતું.

નોંધવા લાયક બીજી બીના એ છે કે એ સમયમાં ત્યાં સરકારી અમલદારો માટે પરીક્ષાની પ્રથા શરૂ થઈ. છોકરા-છોકરીઓને પરીક્ષા પસંદ નથી હોતી અને એ બાબતમાં મારી તેમના પ્રત્યે સહાનુભૂતિ છે. પરંતુ તે જમાનામાં પરીક્ષા લઈને સરકારી અધિકારીઓ નીમવાની ચીનની પ્રથા એ તો અજબ વસ્તુ ગણાય. બીજા દેશોમાં તો ગઈ કાલ સુધી મોટે ભાગે લાગવગથી સરકારી નોકરીમાં નિમણૂકો થતી અથવા તો કોઈ ખાસ વર્ગ કે કોમમાંથી થતી. ચીનમાં તો જે કોઈ પરીક્ષા પાસ કરે તેની નિમણૂક કરવામાં આવતી. આ પરીક્ષાની પ્રથા આદર્શ પદ્ધતિ તો ન જ કહી શકાય, કેમકે કોઈ માણસ કૉન્ફૂશિયસના ગ્રંથોની પરીક્ષામાં પાસ થાય ખરો પરંતુ તે સારો સરકારી અમલદાર ન પણ નીવડે. પરંતુ લાગવગ કે કોઈ બીજી એવી જ રીતે નિમણૂક કરવાની પ્રથા કરતાં તો આ પરીક્ષાની પ્રથા ઘણી ચડિયાતી હતી. લગભગ ૨,૦૦૦ વરસો સુધી ચીનમાં આ પ્રથા ચાલુ રહી. હજી હમણાં જ એ નાબૂદ કરવામાં આવી છે.

## ૨૭
# રોમ વિરુદ્ધ કાર્થેજ

૫ એપ્રિલ, ૧૯૩૨

દૂર પૂર્વમાંથી હવે આપણે પશ્ચિમ તરફ વળીએ અને રોમનો વિકાસ કેવી રીતે થયો તે જોઈએ. એમ કહેવાય છે કે ઇશુ પહેલાં આઠસો વરસ ઉપર રોમની સ્થાપના થઈ હતી. આરંભના રોમન લોકો ઘણું કરીને આર્યોના વંશજ હતા. ટાઇબર નદીની પાસે આવેલી સાત ટેકરીઓ ઉપર તેમની કેટલીક વસાહતો હતી. ધીમે ધીમે આ વસાહતોનો વિકાસ થયો અને છેવટે તેમાંથી શહેર બન્યું. આ નગર-રાજ્યનો વિકાસ અને વિસ્તાર ઉત્તરોત્તર વધતો જ ગયો અને ઇટાલીના છેક દક્ષિણ છેડા ઉપર સિસિલીની સામે આવેલા મેસીના સુધીનો બધો મુલક તેના અમલ નીચે આવ્યો.

ગ્રીસનાં નગરરાજ્યોની વાત તો તને યાદ હશે. ગ્રીક લોકો જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં નગરરાજ્યનો ખ્યાલ પોતાની સાથે લેતા ગયા અને ભૂમધ્ય સમુદ્રનો આખો કાંઠો તેમણે ગ્રીક વસાહતો અને નગરરાજ્યોથી ભરી દીધો. પણ રોમની બાબતમાં હકીકત તદ્દન જુદી જ છે. એ ખરું કે શરૂઆતમાં તો રોમ અને ગ્રીસનાં નગરરાજ્યો વચ્ચે બહુ ફરક નહોતો. પરંતુ થોડા જ વખતમાં આસપાસની બીજી જાતિઓને હરાવી રોમે પોતાનો વિસ્તાર વધારવા માંડ્યો. આમ રોમના રાજ્યનો મુલક ધીરે ધીરે વધવા માંડ્યો અને ઇટાલીના મોટા ભાગનો તેમાં સમાવેશ થયો. આટલો મોટો પ્રદેશ એક જ નગરરાજ્યમાં ન જ સમાઈ શકે. તોયે એ આખા મુલકનો વહીવટ રોમમાંથી થતો હતો; અને રોમમાં એક વિશેષ પ્રકારનું રાજ્યતંત્ર હતું. ત્યાં કોઈ મોટો સમ્રાટ કે રાજા નહોતો તેમ જ ત્યાં આજના જમાનાના જેવું પ્રજાતંત્ર પણ નહોતું. આમ છતાંયે તે એક મર્યાદિત પ્રકારનું પ્રજાતંત્ર હતું અને જમીનની માલકી ધરાવતાં થોડાં ધનિક કુટુંબોનું તેમાં પ્રભુત્વ હતું. રાજવહીવટ સેનેટ ચલાવતી એમ મનાતું હતું. આ સેનેટના સભ્યોની નિમણૂક બે ‘કૉન્સલ’ કરતા. કૉન્સલ રાજ્યના સર્વોપરી

હોદ્દેદારો હતા અને તે બન્ને ચૂંટણીથી નિમાતા. ઘણાં કાળ સુધી માત્ર અમીરવર્ગના લોકો જ સેનેટના સભ્ય થઈ શકતા. રોમની પ્રજા બે વર્ગમાં વહેંચાયેલી હતી. એક તો પૅટ્રીશિયન અથવા તો જમીનદાર અમીરવર્ગ અને બીજો પ્લેબિયન અથવા સામાન્ય પ્રજાજનોનો વર્ગ. રોમના રાજ્યનો અથવા પ્રજાતંત્રનો ઘણાં વરસો સુધીનો ઇતિહાસ એ મોટે ભાગે આ બે વર્ગો વચ્ચેના સંઘર્ષનો ઇતિહાસ છે. બધી સત્તા પૅટ્રીશિયનોના હાથમાં હતી અને સત્તાની સાથે પૈસા તો જાય જ. પ્લેબિયન અથવા પ્લેબ લોકો પાસે કશી સત્તા નહોતી કે પૈસા નહોતા. આ પ્લેબિયન લોકો સત્તા મેળવવા માટે લડ્યા કરે છે અને ધીમે ધીમે નજીવી સત્તાના થોડા ટુકડા તેમને ભાગે આવે છે. એ વસ્તુ જાણવા જેવી છે કે પ્લેબિયન લોકોએ સત્તા મેળવવા માટેની તેમની લાંબી લડાઈમાં એક પ્રકારના અસહકારનો સફળતાથી ઉપયોગ કર્યો હતો. રોમમાંથી તેઓ એકસાથે કૂચ કરીને ચાલી નીકળ્યા અને નવું શહેર વસાવીને રહ્યા. આથી પૅટ્રીશિયન લોકો ભડકી ગયા, કેમકે પ્લેબિયનો વિના તેમને ચાલે એમ નહોતું. એટલે તેમણે તેમની જોડે સમાધાન કર્યું અને તેમને થોડા હક આપ્યા. ધીમે ધીમે તેમને રાજ્યના મોટા હોદ્દાઓ પણ મળવા લાગ્યા અને સેનેટના સભ્ય થવાનો હક પણ પ્રાપ્ત થયો.

પૅટ્રીશિયન અને પ્લેબિયન વર્ગના ઝઘડાની વાત કરતાં કરતાં, રોમમાં તેમના સિવાય બીજા લોકો નહોતા એમ આપણે માની લઈએ એવો સંભવ છે. પરંતુ એ બે વર્ગો ઉપરાંત રોમના રાજ્યમાં ગુલામોની બહોળી વસતી હતી. તેમને કંઈ પણ હક નહોતા. તેઓ રાજ્યના નાગરિકો પણ નહોતા, અને મત આપવાનો પણ તેમને અધિકાર નહોતો. ગાય અને કૂતરાની માફક તેઓ તેમના માલિકની ખાનગી મિલકત ગણાતા હતા. માલિક પોતાની મરજી મુજબ તેમનું વેચાણ કરી શકતો અથવા તેમને સજા કરી શકતો. અમુક સંજોગોમાં તેમને કેટલીક વાર છૂટા પણ કરવામાં આવતા. આવા છૂટા થયેલા ગુલામોનો પણ એક વર્ગ હતો. તેને 'ફ્રીડ મેન' એટલે કે મુક્ત-ગુલામોનો વર્ગ કહેવામાં આવતો. પશ્ચિમ તરફની પુરાણી દુનિયામાં હમેશાં ગુલામોની ભારે માંગ રહેતી. આ માંગ પૂરી પાડવાને માટે ગુલામોનાં મોટાં મોટાં બજારો ઊભાં થયાં. પુરુષ, સ્ત્રી અને બાળકોને પણ ગુલામ તરીકે વેચવા માટે પકડવાને દૂર દૂરના પ્રદેશોમાં હુમલાઓ લઈ જવામાં

આવતા. પ્રાચીન મિસરની જેમ પ્રાચીન ગ્રીસ અને રોમનાં સમૃદ્ધિ અને ગૌરવના પાયામાં પણ ગુલામીની વ્યાપક પ્રથા રહેલી હતી.

તે સમયે હિંદુસ્તાનમાં પણ આવી ગુલામીની પ્રથા પ્રચલિત હતી ખરી? ઘણું કરીને તો હિંદમાં એવી પ્રથા પ્રચલિત નહોતી. ચીનમાં પણ એ પ્રથા નહોતી. એનો અર્થ એ નથી કે પ્રાચીન હિંદુસ્તાન અને ચીનમાં ગુલામી હતી જ નહિ. અહીં જે ગુલામી હતી તે ઘરગતુ હતી. થોડાક ઘરના નોકરો ગુલામ ગણાતા. ખેતરોમાં કે બીજે ક્યાંક એકસાથે મોટી સંખ્યામાં કામ કરનાર મજૂર-ગુલામોનાં ટોળાં હિંદુસ્તાન કે ચીનમાં નહોતાં. આમ આ બે દેશો ગુલામીનાં અતિશય હીન સ્વરૂપોમાંથી ઊગરી ગયા.

આ રીતે રોમનો વિકાસ થતો ગયો. એથી પૅટ્રીશિયન લોકોને લાભ થયો અને તેઓ દિનપ્રતિદિન વધારે ને વધારે ધનિક તથા માતબર થતા ગયા. એ દરમિયાન પ્લેબિયન લોકો તો ગરીબ જ રહ્યા અને પૅટ્રીશિયન લોકો તેમને દબાવતા રહ્યા. વળી પૅટ્રીશિયન અને પ્લેબિયન એ બંને મળીને ગરીબ ગુલામોનું દમન કરતા.

રોમની ચઢતી થતી જતી હતી તે સમયે તેનો રાજ્યવહીવટ કેવી રીતે ચાલતો હતો? મેં આગળ જણાવ્યું છે કે રોમનો રાજ્ય-વહીવટ સેનેટ કરતી હતી અને ચૂંટાયેલા બે કૉન્સલો સેનેટના સભ્યોની નિમણૂક કરતા હતા. કૉન્સલને કોણ ચૂંટતું? મત આપવાનો હક ધરાવતા નાગરિકો. શરૂ શરૂમાં રોમ નાના નગરરાજ્ય જેવું હતું ત્યારે બધા નાગરિકો રોમમાં અથવા તેની નજીક રહેતા હતા. એ વખતે એકઠા મળી મત આપવાનું લોકોને માટે મુશ્કેલ નહોતું. પણ રોમના રાજ્યનો વિસ્તાર વધતો ગયો તેમ તેમ તેના ઘણા નાગરિકો રોમથી દૂર દૂર રહેવા લાગ્યા અને એક સ્થળે ભેળા થઈને મત આપવાનું તેમને માટે સુગમ રહ્યું નહિ. તે સમયે, આજે આપણે જેને 'પ્રતિનિધિ શાસન' કહીએ છીએ તેનો વિકાસ થયો નહોતો. તું જાણે છે કે આજે તો દરેક મતદાર-વિભાગ પાર્લમેન્ટ, એસેમ્બ્લી કે કૉંગ્રેસ માટે પોતાનો પ્રતિનિધિ ચૂંટી કાઢે છે. અને આ રીતે એક નાનું મંડળ આખી પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવે છે. આ પ્રથા પ્રાચીન કાળના રોમન લોકોને સૂઝી નહોતી. આથી, આ પરિસ્થિતિમાં રોમન લોકો રોમમાં જ પોતાની ચૂંટણીઓ કરતા અને દૂર વસતા રોમનો ત્યાં આવી પોતાનો મત આપી શકતા નહિ. દૂર વસતા મતદારોને રોમમાં

શું ચાલી રહ્યું છે તેની પણ ભાગ્યે જ ખબર પડતી. તે જમાનામાં વર્તમાનપત્રો, ચોપાનિયાંઓ કે છાપેલાં પુસ્તકો નહોતાં અને બહુ ઓછા લોકો વાંચી લખી શકતા. આ રીતે રોમથી દૂર વસતા લોકોને આપવામાં આવેલા મત આપવાના હકનો તેમને કશો જ ઉપયોગ નહોતો. તેમને મતાધિકાર હતો ખરો, પણ લાંબા અંતરને કારણે તેમનો એ અધિકાર નકામો થઈ રહેતો.

આ ઉપરથી તને સમજાશે કે ચૂંટણી કરવાનો અને મહત્ત્વના નિર્ણયો કરવાનો સાચો અધિકાર રોમમાં વસતા મતદારોના હાથમાં હતો. તેઓ ખુલ્લા મેદાનમાં ઊભા કરવામાં આવેલા વાડાઓમાં જઈને પોતાનો મત આપતા. આ મતદારોમાં ઘણા તો ગરીબ પ્લેબિયનો હતા. મોટા હોદ્દો અથવા સત્તા મેળવવાની ઇચ્છાવાળા ધનિક પેટ્રીશિયનો લાંચ આપીને આ ગરીબ પ્લેબિયનોના મત પોતાને માટે ખરીદતા એટલે કે, કોઈ કોઈ વખત આજની ચૂંટણીમાં ચાલે છે તેવા જ પ્રપંચો અને લાંચરુશવત રોમની ચૂંટણીમાં પણ ચાલતાં હતાં.

જેમ રોમની સત્તા ઇટાલીમાં વધતી જતી હતી તેમ ઉત્તર આફ્રિકામાં કાર્થેજની સત્તા જામતી જતી હતી. કાર્થેજના લોકો ફિનિશિયન લોકોના વંશજો હતા. કાબેલ વહાણવટીઓ અને વેપારીઓ તરીકે તેમણે નામના મેળવી હતી. તેમનું પણ પ્રજાસત્તાક રાજ્ય હતું, પરંતુ રોમના કરતાં પણ વિશેષ પ્રમાણમાં તે ધનિકોનું તંત્ર હતું. એ શહેરી લોકતંત્ર હતું અને તેમાં ગુલામોની બહુ મોટી વસ્તી હતી.

રોમ અને કાર્થેજની વચ્ચે આરંભના દિવસોમાં દક્ષિણ ઇટાલી અને મેસીનામાં કેટલાંક ગ્રીક સંસ્થાનો હતાં. પણ રોમ અને કાર્થેજે મળીને ગ્રીક લોકોને ત્યાંથી હાંકી કાઢ્યા. એમાં સફળ થયા પછી કાર્થેજે સિસિલીનો ટાપુ લીધો અને રોમ ઇટાલીની છેક દક્ષિણની અણી સુધી પહોંચી ગયું. પણ રોમ અને કાર્થેજની સંધિ અને મૈત્રી લાંબો કાળ ન ટકી. થોડા જ વખતમાં તેમની વચ્ચે લડાઈટંટા થવા લાગ્યા અને તેમની વચ્ચે તીવ્ર હરીફાઈ જાગી. દરિયાની સાંકડી પટીની સામસામે આવેલાં બે બળવાન રાજ્યો માટે ભૂમધ્ય સમુદ્રનું ક્ષેત્ર પૂરતું નહોતું. બંને મહત્ત્વાકાંક્ષી હતાં. રોમ વધતું જતું હતું અને તેનામાં યૌવનની મહત્ત્વાકાંક્ષા અને આત્મવિશ્વાસ ભર્યાં હતાં. કાર્થેજ આરંભમાં આ નવતર ઊભા થયેલા રોમ તરફ કંઈક

તુચ્છતાની નજરે જોતું હતું, તેને પોતાની દરિયાઈ તાકાત ઉપર ભારે વિશ્વાસ હતો. સો કરતાં પણ વધારે વરસો સુધી આ બે સત્તાઓ વચ્ચે વિગ્રહ ચાલ્યો. વચ્ચે વચ્ચે થોડો વખત સુલેહ પણ થતી હતી. બન્ને રાજ્યો જંગલી જનાવરોની પેઠે લડ્યાં અને પરિણામે વિશાળ જનસમુદાય દુ:ખ અને આપત્તિમાં આવી પડ્યો. એમની વચ્ચે ત્રણ સંગ્રામો થયા જે પ્યુનિક વિગ્રહોના નામથી ઓળખાય છે. પહેલો પ્યુનિક વિગ્રહ ઈ. પૂ. ૨૬૪ થી ૨૪૧ સુધી એટલે ૨૩ વરસ ચાલ્યો. એમાં છેવટે રોમની જીત થઈ. ૨૨ વરસ પછી બીજો પ્યુનિક વિગ્રહ શરૂ થયો. એમાં કાર્થેજે હેનિબાલ નામના ઇતિહાસમાં મશહૂર થયેલા સેનાપતિને મોકલ્યો હતો. પંદર વરસ સુધી તેણે રોમને પરેશાન કર્યું અને રોમના લોકોને ભયભીત કરી મૂક્યા. તેણે ઠેકઠેકાણે રોમના લશ્કરને હરાવ્યું અને ખાસ કરીને ઈ. પૂ. ૨૧૬ની સાલમાં કેની આગળ તેના સૈન્યને ભારે હાર આપી અને તેની કતલ કરી. અને આ બધું તેણે કાર્થેજ તરફથી કશીયે સહાય મેળવ્યા વિના કર્યું, કેમકે સમુદ્ર ઉપર રોમનો કબજો હોવાથી કાર્થેજ સાથેનો તેનો સંપર્ક તૂટી ગયો હતો. પરંતુ પરાજય, આફત અને હેનિબાલના સતત ભય છતાં રોમના લોકોએ નમતું આપ્યું નહિ અને પોતાના દુશ્મનની સામે લડ્યા જ કર્યું. હેનિબાલનો ખુલ્લા મેદાનમાં સામનો કરવાને તેઓ ડરતા હતા; આથી તેઓ સામસામે થઈ જવાનું ટાળતા અને માત્ર તેને પાછળથી હેરાન કર્યા કરતા તથા કાર્થેજ સાથેનો તેનો સંપર્ક અટકાવતા કે જેથી ત્યાંની મદદ તેને મળી ન શકે. ખાસ કરીને ફેબિયસ નામનો રોમન સેનાપતિ આ રીતે લડાઈ ટાળવાનું પસંદ કરતો. આમ દશ વરસ સુધી તેણે ખુલ્લી લડાઈ ટાળ્યા કરી. તે મહાપુરુષ હતો અને તેથી એનું નામ સ્મરણ કરવા યોગ્ય છે એટલા માટે મેં તેનો ઉલ્લેખ કર્યો છે એમ તું ન માનીશ. હું તો એનો ઉલ્લેખ એટલા માટે કરું છું કે એના નામ ઉપરથી અંગ્રેજી ભાષામાં 'ફેબિયન' શબ્દ નીકળ્યો છે. પરિસ્થિતિની ચોખવટ કરીને તેનો આમ કે તેમ ફેંસલો ન કરવો, કટોકટી કે લડાઈને ટાળ્યા કરવી અને ધીમે આસ્તે પોતાનું ધ્યેય સિદ્ધ કરવાની મુરાદ સેવતા રહેવું, આ ફેબિયન નીતિ કહેવાય છે. ઇંગ્લંડમાં ફેબિયન સોસાયટી નામની એક સંસ્થા છે. તે સમાજવાદમાં માને છે, પરંતુ ઉતાવળ કરવાનું કે એકાએક પરિવર્તન કરી નાખવું એવું તે માનતી નથી. હું

પોતે કોઈ પણ બાબતમાં આવી ફેબિયન નીતિ પસંદ કરતો નથી એ મારે કબૂલ કરવું જોઈએ.

હૅનિબાલે ઇટાલીના મોટા ભાગને ઉજ્જડ કરી મૂક્યો પરંતુ રોમની ચીવટ અને ખંતનો અંતે વિજય થયો. ઈ. પૂ. ૨૦૨ની સાલમાં ઝામાની લડાઈમાં હૅનિબાલ હાર્યો. રોમની વેરની તરસે તેનો પીછો પકડ્યો અને તે એક જગ્યાથી બીજી જગ્યાએ નાસતો ફર્યો અને અંતે થાકીને ઝેર ખાઈને તેણે આપઘાત કર્યો.

પચાસ વરસ સુધી રોમ અને કાર્થેજ વચ્ચે સુલેહ રહી. કાર્થેજને સારી પેઠે નમાવવામાં આવ્યું હતું અને રોમને પડકાર કરવાની હવે તેનામાં તાકાત નહોતી. પરંતુ એટલાથી રોમને સંતોષ ન થયો અને તેણે કાર્થેજના લોકોને ત્રીજા પ્યુનિક વિગ્રહમાં ઘસડ્યા. એ યુદ્ધને પરિણામે કાર્થેજના લોકોની ભારે કતલ થઈ અને એ શહેરનો સંપૂર્ણ નાશ થયો એટલું જ નહિ, પણ ભૂમધ્ય સમુદ્રની રાણી સમાન લેખાતી કાર્થેજની ગૌરવવંતી નગરી જે ભૂમિ પર હતી તે ભૂમિને રોમે હળ ચલાવીને ખેડી નાખી.

## ૨૮

# રોમનું પ્રજાતંત્ર સામ્રાજ્ય બને છે

૯ એપ્રિલ, ૧૯૩૨

કાર્થેજની છેલ્લી હાર અને તેના વિનાશ પછી પશ્ચિમની દુનિયામાં રોમનો કોઈ હરીફ રહ્યો નહિ અને તે સર્વોપરી બન્યું. ઇટાલીનાં ગ્રીક રાજ્યો તો તેણે ક્યારનાંયે જીતી લીધાં હતાં; હવે તેને કાર્થેજના તાબાનો મુલક મળ્યો. આમ બીજા પ્યુનિક વિગ્રહ પછી તેને સ્પેન મળ્યું. પણ હજી માત્ર ભૂમધ્ય સમુદ્રની આસપાસના દેશો જ તેના તાબામાં હતા. આખો ઉત્તર અને મધ્ય યુરોપ રોમથી સ્વતંત્ર હતો.

મુલકો જીતવાનું અને લડાઈમાં મળેલા વિજયનું પરિણામ એ આવ્યું કે રોમમાં ધનદોલત અને વૈભવવિલાસ વધ્યાં. જીતાયેલા મુલકોમાંથી સોનું અને ગુલામોનો ત્યાં ધોધ વહેવા લાગ્યો. પણ એ બધી વસ્તુઓ કોને મળતી હતી? મેં તને કહ્યું છે કે સેનેટ રોમનો રાજ્યવહીવટ ચલાવતી; અને તે ધનિક અમીર કુટુંબના લોકોની બનેલી હતી. રોમના લોકતંત્રનું અને તેના જીવન વ્યવહારનું આ ધનિક વર્ગના લોકો નિયમન કરતા. અને જેમ જેમ રોમની સત્તા અને પ્રદેશ વધતાં ગયાં તેમ તેમ એ વર્ગની સંપત્તિ પણ વધતી ગઈ. એટલે તવંગર લોકો વધુ ને વધુ તવંગર બનતા ગયા, પણ ગરીબ લોકો તો ગરીબ જ રહ્યા અથવા તો હતા તેથી પણ વધારે ગરીબ બન્યા. ગુલામોની વસતી વધી ગઈ અને વૈભવ તથા કંગાલિયત સાથસાથ વધવા લાગ્યાં. અતુલ વૈભવ અને બૂરી કંગાલિયત ભેગાં થાય છે ત્યારે કંઈક બખેડો થવાનો જ. માણસ જે હદ સુધી સહન કરી લે છે તે જોઈને સાચે જ અચરજ થાય છે. પરંતુ માણસની સહનશીલતાને પણ મર્યાદા હોય છે અને એ મર્યાદા તૂટે છે ત્યારે ભારે ઉત્પાતો ફાટી નીકળવાના જ.

ધનવાન લોકો રમતગમતો, હરીફાઈ અને સરકસની સાઠમારીથી ગરીબ લોકોને ફોસલાવવાનો પ્રયત્ન કરતા હતા. આ સરકસની સાઠમારીમાં કેવળ પ્રેક્ષકોનાં મન રંજન કરવાને ખાતર ગ્લેડિયેટરોને

એકબીજા સાથે આમરણ લડવાની ફરજ પાડવામાં આવતી. સંખ્યાબંધ ગુલામો અને યુદ્ધના કેદીઓને આ રીતે — ‘રમત’ને નામે — મારી નાખવામાં આવતા.

પરંતુ રોમના રાજ્યમાં અવ્યવસ્થા વધી ગઈ. વારંવાર હુલ્લડ અને કાપાકાપી થવા લાગ્યાં અને ચૂંટણીને વખતે લાંચરુશવત અને છળકપટ વધી ગયાં. સ્પાર્ટેકસ નામના ગ્લેડિયેટરની સરદારી નીચે ગરીબ, દલિત અને રંક ગુલામોએ પણ આખરે બંડ કર્યું. પરંતુ તેમને નિર્દય રીતે દાબી દેવામાં આવ્યા. કહેવાય છે કે રોમમાં એપિયન માર્ગ આગળ એમાંના ૬૦૦૦ ગુલામોને ક્રૂસ પર વીંધી નાખવામાં આવ્યા હતા.

ધીરે ધીરે સેનાપતિઓ અને સાહસિક માણસોનું મહત્ત્વ વધ્યું અને પોતાના પ્રભાવથી સેનેટને તેમણે આંજી નાખી. પછી આંતરવિગ્રહ અને પાયમાલી થવા લાગી તથા હરીફ સેનાપતિઓ એકબીજા સામે લડવા લાગ્યા. ઈ. પૂ. ૫૩ની સાલમાં પૂર્વ તરફ પાર્થિયામાં (મેસેપોટેમિયા) કેરહીના રણક્ષેત્ર ઉપર રોમના લશ્કરે ભારે હાર ખાધી. ત્યાં આગળ પાર્થિયન લોકોએ તેમની સામે મોકલેલા રોમન સૈન્યનો નાશ કર્યો.

રોમના અનેક સેનાપતિઓમાં પૉમ્પી અને જુલિયસ સીઝર એ બે સેનાપતિઓનાં નામ આગળ તરી આવે છે. તું જાણે છે કે સીઝરે ફ્રાંસ — તે વખતે એનું નામ ગૉલ હતું — તથા ઇંગ્લંડને જીતી લીધાં હતાં. પૉમ્પી પૂર્વ તરફ ગયો હતો અને ત્યાં તેણે કંઈક વિજય મેળવ્યો હતો. પણ આ બે સેનાપતિઓ વચ્ચે તીવ્ર હરીફાઈ હતી. બંને મહત્ત્વાકાંક્ષી હતા અને બીજા કોઈ પણ હરીફને ચલાવી લેવા માગતા નહોતા. સેનેટ તો બીચારી પાછળ રહી ગઈ; જોકે બંને ઉપર ઉપરથી તેના પ્રત્યે વફાદારી દર્શાવતા હતા ખરા. સીઝરે પૉમ્પીને હરાવ્યો અને એ રીતે તે રોમના રાજ્યનો આગેવાન પુરુષ બન્યો. પણ રોમ તો લોકતંત્ર હતું એટલે કાયદેસર રીતે તે દરેક બાબતમાં પોતાનું ધાર્યું કરી શકે એમ નહોતું. આથી રાજા અથવા સમ્રાટ તરીકે તેનો અભિષેક કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા. સીઝર તો એ માટે તૈયાર હતો, પરંતુ રોમની લોકતંત્રની લાંબા કાળની પરંપરાને કારણે તે ખચકાતો હતો. લોકતંત્રની પરંપરા હજીયે નિષ્પ્રાણ થઈ નહોતી અને બ્રૂટસ તથા બીજાઓએ મળીને ખુદ ફોરમના પગથિયા પર તેને ઠાર

કર્યો. તેં શેક્સપિયરનું 'જુલિયસ સીઝર' નાટક વાંચ્યું હશે. તેમાં આ દૃશ્ય આવે છે.

ઈ. સ. પૂર્વે ૪૪ની સાલમાં જુલિયસ સીઝર મરાયો પરંતુ તેના મરણથી લોકતંત્ર બચી શક્યું નહિ. સીઝરના દત્તક પુત્ર અને ભત્રીજા ઑક્ટેવિયન તથા તેના મિત્ર માર્ક ઍન્ટનીએ સીઝરનું વેર લીધું. પછી રોમમાં ફરીથી રાજાનો અમલ શરૂ થયો, ઑક્ટેવિયન રાજ્યનો વડો અથવા 'પ્રિન્સેપ' થયો અને રોમમાં લોકતંત્રનો અંત આવ્યો. સેનેટ ચાલુ રહી ખરી પણ તેની પાસે સાચી સત્તા રહી નહિ.

આક્ટેવિયસ પ્રિન્સેપ અથવા રાજ્યનો વડો થયો ત્યારે તેણે ઑક્ટેવિયસ સીઝર એવું નામ ધારણ કર્યું. એના પછી એની જગ્યાએ આવનારા બધા સત્તાધીશો સીઝરના નામથી ઓળખાતા. પછી તો સીઝર શબ્દનો ઉપયોગ સમ્રાટના અર્થમાં જ થવા લાગ્યો. કૈઝર અને ઝાર એ શબ્દો પણ સીઝર શબ્દમાંથી જ નીકળ્યા છે. ઘણા વખતથી હિંદુસ્તાની ભાષામાં પણ કૈઝર શબ્દ એ અર્થમાં વપરાવા લાગ્યો છે. જેમકે 'કૈસરે રૂમ', 'કૈસરે હિંદ વગેરે. ઇંગ્લંડનો રાજા જ્યૉર્જ પણ આજે 'કૈસરે હિંદ'નો ખિતાબ ધારણ કરવામાં આનંદ માને છે. જર્મન કૈસર તો ગયો. ઑસ્ટ્રિયાના કૈસરની, તુર્કસ્તાનના કૈસરની અને રશિયાના ઝારની પણ એ જ દશા થઈ છે. અને જેણે રોમને માટે બ્રિટન જીતી લીધું હતું તે જુલિયસ સીઝરનું નામ અથવા ઉપાધિ ધારણ કરનાર આજે એકલો ઇંગ્લંડનો રાજા જ બાકી રહ્યો છે એનો વિચાર કરતાં કંઈક રમૂજ અને કૌતુકની લાગણી થાય છે.

આમ જુલિયસ સીઝરનું નામ શાહી વૈભવ અને દબદબાનો સૂચક શબ્દ બની ગયું. ગ્રીસમાં ફારસેલસના યુદ્ધમાં પોમ્પીએ સીઝરને હરાવ્યો હોત તો શું થાત? સંભવ છે કે એ પરિસ્થિતિમાં પોમ્પી પ્રિન્સેપ અથવા તો સમ્રાટ બનત અને પોમ્પી શબ્દનો સમ્રાટના અર્થમાં ઉપયોગ થાત. ત્યારે જર્મન સમ્રાટ વિલિયમ બીજો પોતાને જર્મન પોમ્પી કહેવડાવત અને જ્યૉર્જ રાજા પણ 'પોમ્પીએ હિંદ'નો ખિતાબ ધારણ કરત!

રોમના રાજ્યના આ સંક્રાંતિકાળમાં — જ્યારે રોમનું લોકતંત્ર સામ્રાજ્યમાં ફેરવાતું હતું — મિસરમાં એક સ્ત્રી હતી જે પોતાના સૌંદર્યને કારણે ઇતિહાસમાં મશહૂર થઈ છે. તેનું નામ ક્લિયોપેટ્રા

હતું. તેની આબરૂ બહુ સારી નથી, પરંતુ પોતાના સૌંદર્યને કારણે ઇતિહાસની દિશા બદલી નાખનાર ગણીગાંઠી સ્ત્રીઓમાંની તે એક હતી. જ્યારે જુલિયસ સીઝર મિસર ગયો ત્યારે તે કુમાર અવસ્થામાં હતી. પછીથી તે માર્ક ઍન્ટનીની ભારે મિત્ર બની પણ એ મૈત્રીથી ઍન્ટનીનું કશું ભલું ન થયું. છેવટે તેણે ઍન્ટનીને દગો દીધો અને ભારે નૌકાયુદ્ધ ચાલી રહ્યું હતું તે સમયે પોતાનાં વહાણો સાથે તે તેને છોડીને ચાલી ગઈ. પાસ્કલ નામના એક પ્રખ્યાત લેખકે ઘણા વખત ઉપર લખ્યું છે કે, 'ક્લિયોપેટ્રાનું નાક સહેજ ટૂંકું હોત તો દુનિયાની સૂરત બિલકુલ બદલાઈ ગઈ હોત.' આ કથન કંઈક અતિશયોક્તિ ભર્યું છે. ક્લિયોપેટ્રાના નાકને કારણે દુનિયામાં બહુ ભારે ફરક પડ્યો ન હોત. પરંતુ, મિસર ગયા પછી જ સીઝર પોતાને રાજા અથવા સમ્રાટ કે એક પ્રકારનો દૈવી શાસક માનવા લાગ્યો હોય એ સંભવિત છે ખરું. મિસરમાં લોકતંત્ર નહોતું પણ રાજાનો અમલ હતો. વળી ત્યાં રાજા સર્વોપરી અને સર્વસત્તાધીશ હતો એટલું જ નહિ, પણ તેને લગભગ દેવતુલ્ય માનવામાં આવતો. પ્રાચીન કાળના મિસરના લોકોનો રાજા વિષે એવો ખ્યાલ હતો. અને સિકંદરના મૃત્યુ પછી મિસરના રાજ્યકર્તા ટૉલેમીઓએ પણ ત્યાંના રીતરિવાજ અને આચારવિચાર ગ્રહણ કર્યા હતા. ક્લિયોપેટ્રા આ ટૉલેમીના કુળની હતી અને એ રીતે તે ગ્રીક અથવા ખરું કહીએ તો મેસેડોનની રાજકુંવરી હતી.

એમાં ક્લિયોપેટ્રાનો હિસ્સો હોય કે ન હોય પણ દૈવી શાસકની મિસરની કલ્પના રોમ સુધી પહોંચી અને ત્યાં તેને આશરો મળ્યો. જુલિયસ સીઝરના જીવન દરમ્યાન જ, જ્યારે રોમમાં લોકતંત્ર મોજૂદ હતું ત્યારેયે તેની મૂર્તિઓની સ્થાપના કરવામાં આવી અને તેની પૂજા થવા લાગી હતી. રોમના દરેક સમ્રાટને માટે આ પ્રથા રીતસર કેવી રીતે ચાલુ થઈ ગઈ તે આપણે આગળ ઉપર જોઈશું.

હવે આપણે રોમના ઇતિહાસના એક મહત્ત્વના — લોકતંત્રના અંતના — તબક્કા આગળ આવી પહોંચ્યાં છીએ. ઑક્ટેવિયન ઈ. સ. પૂર્વે ૨૭ની સાલમાં ઑગસ્ટસ સીઝરનું નામ ધારણ કરીને પ્રિન્સેપ થયો. રોમ અને તેના સમ્રાટોની વાત આપણે પછીથી આગળ ચલાવીશું. અત્યારે આપણે લોકતંત્રનાં છેવટનાં વરસો દરમ્યાન રોમના તાબાના મુલકોની શી સ્થિતિ હતી તે તપાસીએ.

ઇટાલી ઉપર તો રોમની હકૂમત હતી જ, પણ પશ્ચિમમાં સ્પેન

અને ગૉલ ( ફ્રાંસ ) ઉપર પણ તેનો અમલ હતો. પૂર્વમાં ગ્રીસ અને એશિયા માઇનર તેના તાબામાં હતાં. તને યાદ હશે કે, એશિયામાઇનરમાં પરગેમમનું ગ્રીક રાજ્ય હતું. ઉત્તર આફ્રિકામાં મિસર રોમનું મિત્ર અને રક્ષિત રાજ્ય મનાતું હતું. કાર્થેજ અને ભૂમધ્ય સમુદ્રના દેશોનો કેટલોક ભાગ પણ રોમના તાબામાં હતો. આ રીતે ઉત્તરમાં રાઇન નદી રોમન સામ્રાજ્યની સરહદ હતી. જર્મની, રશિયા તથા ઉત્તર અને મધ્ય યુરોપમાં વસતી બધી પ્રજાઓ રોમની દુનિયાની બહાર હતી. એ જ રીતે મેસેપોટેમિયાની પૂર્વ તરફની બધી પ્રજાઓ પણ રોમન સામ્રાજ્યની બહાર હતી.

એ સમયે રોમ મહાન રાજ્ય હતું એમાં શક નથી. પરંતુ બીજા દેશોના ઇતિહાસથી અજાણ એવા યુરોપના ઘણા લોકો એમ ધારે છે કે તે કાળે રોમનું આખી દુનિયા ઉપર પ્રભુત્વ હતું. પરંતુ આ હકીકત બિલકુલ વાસ્તવિક નથી. તને યાદ હશે કે, એ જ સમયે ચીનમાં મહાન હનવંશનો અમલ ચાલતો હતો અને છેક કોરિયાથી માંડીને કાસ્પિયન સમુદ્ર સુધીના એશિયાના વિસ્તૃત પ્રદેશ ઉપર તેની આણ વર્તતી હતી. મેસોપોટેમિયામાં કેરહીના રણક્ષેત્ર ઉપર રોમન સૈન્યે સખત હાર ખાધી તે વખતે ચીનના મંગોલ લોકોએ પાર્થિયન લોકોને મદદ કરી હોય એ બનવાજોગ છે.

પરંતુ રોમનો ઇતિહાસ, ખાસ કરીને રોમના લોકતંત્રનો ઇતિહાસ, યુરોપના લોકોને અતિશય પ્રિય છે. કેમકે તેઓ રોમના પ્રાચીન રાજ્યને યુરોપનાં આધુનિક રાજ્યોના પૂર્વજ સમાન ગણે છે. કંઇક અંશે આ માન્યતા સાચી છે. એથી કરીને ઇંગ્લંડની નિશાળોમાં વિદ્યાર્થીઓને તેઓ આધુનિક ઇતિહાસ શીખ્યા હોય કે નહિ તોપણ, ખાસ કરીને ગ્રીસ અને રોમનો ઇતિહાસ ભણાવવામાં આવે છે. તેની ગૉલ ઉપરની પોતાની ચડાઇનું જુલિયસ સીઝરે લખેલું વર્ણન મૂળ લૅટિન ભાષામાં મારી પાસે વંચાવવામાં આવતું તે મને બરાબર યાદ છે. સીઝર માત્ર યોદ્ધો જ નહોતો પણ એક સુંદર અને પ્રભાવશાળી લેખક પણ હતો. અને તેનું 'ગૅલિક યુદ્ધ' ( De Bello Gallico ) નામનું પુસ્તક યુરોપની હજારો નિશાળોમાં આજે પણ શીખવાય છે.

થોડા દિવસ ઉપર આપણે અશોકના સમયની દુનિયાનું અવલોકન આરંભ્યું હતું. એ અવલોકન આપણે પૂરું કર્યું એટલું જ નહિ, પણ તેની પાર ચીન અને યુરોપ સુધી પણ આપણે જઇ આવ્યાં.

હવે આપણે ઈસ્વી સનના આરંભ સુધી આવી પહોંચ્યાં છીએ. આથી હિંદના લોકો વિષે પણ એ સમય સુધીની માહિતી મેળવવા માટે આપણે હવે હિંદુસ્તાન તરફ જવું પડશે. કારણ કે અશોકના અવસાન પછી ત્યાં ભારે ફેરફારો થયા અને ઉત્તર તેમજ દક્ષિણમાં નવાં સામ્રાજ્યો સ્થપાયાં.

દુનિયાનો ઇતિહાસ એક સળંગ અને પરિપૂર્ણ વસ્તુ છે, એ હકીકત તારા મનમાં ઠસાવવા મેં પ્રયત્ન કર્યો છે. પરંતુ એ પ્રાચીન કાળમાં દૂરદૂરના દેશોનો એકબીજા સાથેનો સંપર્ક અતિશય મર્યાદિત હતો એ હકીકત તારા લક્ષમાં હશે એમ હું ધારું છું. રોમ જોકે કેટલીક બાબતોમાં ઘણું આગળ વધ્યું હતું પરંતુ ભૂગોળ તથા નકશાઓ વિષે તેને નહિ જેવું જ જ્ઞાન હતું. અને એ વિષયોનું જ્ઞાન મેળવવા તેણે કશો પ્રયાસ પણ ન કર્યો. જોકે તેઓ પોતાને દુનિયાના સ્વામી લેખતા હતા તોપણ રોમના સેનાપતિઓ અને સેનેટના ડાહ્યા અને અનુભવી સભાસદોને આજના નિશાળે જતા છોકરા કે છોકરી જેટલુંયે ભૂગોળનું જ્ઞાન નહોતું. અને જેમ એ લોકો પોતાને દુનિયાના સ્વામી સમજતા હતા તે જ રીતે હજારો માઇલ દૂર એશિયા ખંડને બીજે છેડે ચીનના રાજ્યકર્તાઓ પણ પોતાને આખી દુનિયાના સ્વામી માનતા હતા.

## ૨૯

# દક્ષિણ હિંદનું પ્રભુત્વ

૧૦ એપ્રિલ, ૧૯૩૨

છેક પૂર્વમાં આવેલા ચીન અને પશ્ચિમે આવેલા રોમનો પ્રવાસ કર્યા પછી આપણે ફરી પાછાં હિંદમાં આવીએ છીએ.

અશોકના મરણ પછી મૌર્ય સામ્રાજ્ય લાંબો કાળ ન ટક્યું. થોડાં જ વરસોમાં તે ક્ષીણ થઈ ગયું. ઉત્તરના પ્રાંતો એ સામ્રાજ્યમાંથી છૂટા પડી ગયા અને દક્ષિણમાં આંધ્રમાં એક નવી સત્તાનો ઉદય થયો. એ આથમતા સામ્રાજ્ય ઉપર લગભગ પચાસ વરસ સુધી અશોકના વંશજોનું શાસન ચાલુ રહ્યું. છેવટે, પુષ્યમિત્ર નામના તેમના બ્રાહ્મણ સેનાપતિએ તેમને ગાદી પરથી હાંકી કાઢયા, અને તે પોતે સમ્રાટ થયો. એમ કહેવાય છે કે એના સમયમાં બ્રાહ્મણધર્મની પુનઃ સ્થાપના થઈ. કંઈક અંશે બૌદ્ધ ભિક્ષુઓ ઉપર જુલમ પણ ગુજારવામાં આવ્યો. પરંતુ તું હિંદુસ્તાનનો ઇતિહાસ વાંચશે ત્યારે તને સમજાશે કે બ્રાહ્મણધર્મનું બૌદ્ધધર્મ ઉપરનું આક્રમણ બહુ સૂક્ષ્મ પ્રકારનું હતું. એને માટે તેણે દમનનો કઢંગો અને અવિચારી માર્ગ ન લીધો. કંઈક દમન થયું હતું એ વાત સાચી, પરંતુ તે ધાર્મિક નહિ પણ ઘણું કરીને રાજકીય દમન હતું. મોટા મોટા બૌદ્ધ સંઘો બળવાન સંસ્થાઓ હતી અને તેની રાજકીય લાગવગથી ઘણા રાજકર્તાઓ ડરતા હતા. એથી કરીને એમને કમજોર બનાવવાને તેમણે પ્રયત્નો આદર્યા. છેવટે બૌદ્ધધર્મને પોતાના ઉગમસ્થાનમાંથી હાંકી કાઢવામાં બ્રાહ્મણધર્મ સફળ થયો. તેણે બૌદ્ધધર્મની કેટલીક બાબતો ગ્રહણ કરી અને પોતાની અંદર તેનો સમાવેશ કર્યો તથા પોતાના વાસમાં પણ તેને સ્થાન આપવાની કોશિશ કરી.

આ નવો બ્રાહ્મણધર્મ એ માત્ર જૂની પરિસ્થિતિની પુનઃ સ્થાપના નહોતી તેમજ બૌદ્ધધર્મ જે કંઈ સાધવા મથ્યો હતો તેનો એ સદંતર નિષેધ પણ નહોતો. બ્રાહ્મણધર્મના પુરાણા આગેવાનો બહુ દીર્ઘદર્શી પુરુષો હતા અને પ્રાચીન કાળથી તેઓ યોગ્ય વસ્તુ ગ્રહણ કરતા અને પચાવતા આવ્યા છે. જ્યારે આર્ય લોકો પ્રથમ હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે દ્રવિડ સંસ્કૃતિ અને આચારવિચારમાંથી

ઘણું તેમણે અપનાવ્યું. તેમના સમગ્ર ઇતિહાસમાં જાણીને કે અજાણપણે એ લોકો હમેશાં એ જ રીતે વર્તતા આવ્યા છે.

બૌદ્ધધર્મની બાબતમાં પણ તેમણે એમ જ કર્યું, અને બુદ્ધને એક અવતાર ગણીને તેને હિંદુધર્મના અવતારોમાં સ્થાન આપ્યું. આ રીતે બુદ્ધ કાયમ રહ્યા અને જનસમૂહ તેની પૂજાઅર્ચા પણ કરતો રહ્યો, પરંતુ તેના વિશિષ્ટ સંદેશને બાજુએ મૂકી દેવામાં આવ્યો અને બ્રાહ્મણધર્મ અથવા હિંદુધર્મ નજીવા ફેરફાર કરીને પોતાના સુતરા રાહ ઉપર પહેલાંની જેમ જવા લાગ્યો. પરંતુ બૌદ્ધધર્મને બ્રાહ્મણધર્મનું સ્વરૂપ આપવાની પ્રક્રિયા લાંબા કાળ સુધી ચાલુ રહી હતી અને આપણે અત્યારે ભવિષ્યમાં બનવાની બીનાની વાત કરી રહ્યાં છીએ; કેમકે અશોકના મરણ બાદ સેંકડો વરસ સુધી હિંદમાં બૌદ્ધધર્મ ચાલુ રહ્યો હતો.

મગધમાં એક પછી એક કયો રાજા અથવા તો કયો રાજવંશ આવ્યો એની વિગતમાં ઊતરવાની આપણને જરૂર નથી. અશોકના મરણ પછી ૨૦૦ વરસ બાદ મગધ હિંદનું મુખ્ય રાજ્ય મટી ગયું. પરંતુ એ સમયે અને તે પછી પણ બૌદ્ધ સંસ્કૃતિનું તે એક મોટું કેન્દ્ર ગણાતું હતું.

દરમ્યાન ઉત્તર અને દક્ષિણમાં મહત્ત્વના બનાવો બની રહ્યા હતા. મધ્ય એશિયાની બેક્ટ્રિયન, શક, સીથિયન, તુર્ક અને કુશાન વગેરે જાતિઓ ઉત્તરમાં ઉપરાઉપરી હુમલા કર્યા કરતી હતી. મધ્ય એશિયાનો પ્રદેશ અનેક પ્રજાઓના જૂથોનું ઉગમસ્થાન છે. એ પ્રજાઓ ત્યાંથી નીકળીને ઇતિહાસકાળમાં અનેક વાર યુરોપ તથા એશિયા ઉપર ફરી વળી છે એ મેં તને એકવાર લખ્યું હતું એમ હું ધારું છું. ઇશુ પહેલાંનાં ૨૦૦ વરસ દરમ્યાન હિંદમાં આવાં કેટલાંયે આક્રમણો થયાં છે. પરંતુ આ આક્રમણ અથવા ચડાઈઓ કેવળ મુલક જીતવાને કે લૂંટવાને થતી નહોતી એ તારે લક્ષમાં રાખવું જોઈએ. વસવાટ કરવાને માટે અને જમીન મેળવવાને માટે એ ચડાઈઓ થતી. મધ્ય એશિયાની ઘણીખરી જાતિઓ ગોપવૃત્તિથી નભતી. એટલે જેમ જેમ તેમની વસ્તી વધતી ગઈ તેમ તેમ જ્યાં તેમનો વસવાટ હતો તે જમીન તેમના પોષણ માટે ઓછી પડવા લાગી. આથી સ્થળાંતર કરીને નવી જમીન શોધવાની તેમને જરૂર પડી. તેમના આ મહાન પરિભ્રમણનું બીજું વધારે સબળ કારણ પણ હતું. તેમના પોતાના ઉપર પણ પાછળથી દબાણ થતું હતું. એક બળવાન જાતિ અથવા

કુળ બીજી જાતિ કે કુળને તે પ્રદેશમાંથી હાંકી કાઢતી અને પરિણામે તેને બીજા દેશો ઉપર આક્રમણ કરવાની ફરજ પડતી. આમ હિંદુસ્તાનમાં જે લોકો હુમલાખોર તરીકે આવ્યા તેઓ પોતે જ ઘણી વાર તો આક્રમણને કારણે પોતાની ભૂમિ છોડીને ભાગી આવેલા લોકો હતા. હન વંશના સમયની પેઠે, ચીનનું સામ્રાજ્ય પણ જ્યારે જ્યારે બળવાન બનતું ત્યારે ત્યારે આવી ગોપજાતિઓને તે પોતાના મુલકમાંથી હાંકી કાઢતું અને આ રીતે તેમને બીજા મુલકો શોધવાની ફરજ પાડતું.

તારે એ પણ લક્ષમાં રાખવું જોઈએ કે મધ્ય એશિયાની આ ગોપ જાતિઓ હિંદને પોતાના શત્રુ તરીકે નહોતી ગણતી. એ લોકોને 'બર્બર' તરીકે ઓળખાવવામાં આવ્યા છે અને તે સમયના હિંદવાસીઓની સરખામણીમાં તેઓ તેમના જેટલા સભ્ય નહોતા એ વાત સાચી. પરંતુ તેમનામાંના મોટા ભાગના લોકો ચુસ્ત બૌદ્ધધર્મી હતા અને પોતાના ધર્મની જન્મભૂમિ તરીકે હિંદ તરફ તેઓ આદરભાવથી જોતા.

પુષ્યમિત્રના કાળમાં પણ હિંદની વાયવ્ય સરહદ ઉપર બૅક્ટ્રિયાના મીનેન્ડરે ચડાઈ કરી હતી. મીનેન્ડર ભાવિક બૌદ્ધ હતો. બૅક્ટ્રિયા હિંદની સરહદની પેલી પારનો મુલક હતો. પહેલાં તે સેલ્યુકસના સામ્રાજ્યનો એક ભાગ હતો પણ પાછળથી તે સ્વતંત્ર થઈ ગયો હતો. મીનેન્ડરના હુમલાને પાછો હઠાવવામાં આવ્યો પરંતુ કાબુલ અને સિંધને તે પોતાના કબજામાં રાખવામાં ફાવ્યો.

એ પછી શક લોકોનો હુમલો થયો. તેઓ ઘણી બહોળી સંખ્યામાં આવ્યા અને ઉત્તર તથા પશ્ચિમ હિંદમાં સર્વત્ર ફેલાઈ ગયા. શક લોકો તુર્ક નામની ગોપજાતિની એક મોટી શાખા હતી. કુશાન નામની એક બીજી મોટી જાતિએ એ લોકોને પોતાના મુલકમાંથી હાંકી કાઢ્યા હતા. તેઓ પહેલાં બૅક્ટ્રિયા અને પાર્થિયામાં ફરી વળ્યા અને પછી ધીમે ધીમે તેમણે ઉત્તર હિંદમાં — ખાસ કરીને પંજાબ, રજપૂતાના તથા કાઠિયાવાડમાં વસવાટ કર્યો. હિંદે તેમને સંસ્કારી બનાવ્યા અને તેમણે તેમની ગોપવૃત્તિ તજી દીધી.

હિંદના કેટલાક ભાગના આ તુર્ક અને બૅક્ટ્રિયન શાસકો હિંદના આર્ય સમાજજીવન ઉપર પોતાની બહુ અસર ન પાડી શક્યા, એ હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે. આ શાસકો બૌદ્ધધર્મી હોવાને કારણે બૌદ્ધ સંસ્થાઓની વ્યવસ્થાને અનુસરતા હતા; અને એ સંસ્થાઓ સ્વતંત્ર ગ્રામપંચાયતની પ્રાચીન આર્ય યોજનાના પાયા

ઉપર રચાયેલી હતી. આમ આ શાસકોના અમલમાં પણ હિંદ મોટે ભાગે એક મધ્યસ્થ સત્તા નીચે સ્વાધીન ગ્રામસમાજો અથવા તો ગ્રામપ્રજાતંત્રોના સમૂહ રૂપે જ રહ્યું. એ કાળમાં પણ તક્ષશિલા તથા મથુરા બૌદ્ધવિદ્યાનાં મહાન કેન્દ્રો તરીકે ચાલુ રહ્યાં હતાં અને ચીન તથા પશ્ચિમ એશિયાના મુલકોમાંથી ત્યાં વિદ્યાર્થીઓ આવતા હતા.

પરંતુ વાયવ્ય ખૂણામાંથી ઉપરાઉપરી થતી ચડાઈઓની અને ધીમે ધીમે મૌર્ય સામ્રાજ્ય પડી ભાગ્યું તેની એક અસર થઈ. દક્ષિણનાં રાજ્યો પ્રાચીન આર્ય પ્રણાલી અને પરંપરાનાં સાચાં પ્રતિનિધિ બન્યાં. આમ આર્ય સત્તાનું કેન્દ્ર દક્ષિણ તરફ ખસ્યું. સંભવ છે કે ઉપરાઉપરી થતાં આક્રમણોને કારણે ઉત્તરના ઘણા શક્તિશાળી પુરુષો દક્ષિણમાં જઈને વસ્યા હોય. આગળ ઉપર તું જોશે કે હજાર વરસ પછી મુસલમાનોએ હિંદ ઉપર ચડાઈ કરી ત્યારે પણ આમ જ થયું હતું. આજે પણ પરદેશી હુમલા અને સંપર્કની અસર ઉત્તર કરતાં દક્ષિણ હિંદમાં બહુ ઓછી માલૂમ પડે છે. ઉત્તરમાં વસતા આપણામાંના ઘણાખરા લોકો મિશ્ર સંસ્કૃતિમાં ઊછર્યા છે. એ સંસ્કૃતિ હિંદુ, ઇસ્લામી અને કંઈક અંશે પશ્ચિમની સંસ્કૃતિની છટાના મિશ્રણથી બનેલી છે. આપણી ભાષા પણ — હિંદી, ઉર્દૂ, હિંદુસ્તાની અગર એને જે કંઈ નામ આપો તે — મિશ્ર ભાષા છે. પરંતુ તેં તારી જાતે જોયું છે કે દક્ષિણ હિંદ આજે પણ ઘણે અંશે ચુસ્ત હિંદુ અને સનાતની છે. પ્રાચીન આર્ય પરંપરાને રક્ષવા તથા ટકાવવા તે સૈકાંઓથી પ્રયત્ન કરતું આવ્યું છે અને આ પ્રયત્નમાં તેણે એવી કઠોર સમાજરચના નિર્માણ કરી છે કે આજના જમાનામાં પણ એની અસહિષ્ણુતા જોઈને આપણે દંગ થઈ જઈએ છીએ. દીવાલો જોખમકારક સાથીઓ હોય છે. પ્રસંગોપાત્ત તે બહારનાં અનિષ્ટોથી આપણું રક્ષણ કરે છે અને અણગમતા આગંતુકોને આપણાથી દૂર રાખે છે ખરી. પરંતુ તે આપણને કેદી અને ગુલામ બનાવે છે તથા કહેવાતી પવિત્રતા તથા નિર્ભયતા આપણે આપણી સ્વતંત્રતાને ભોગે મેળવીએ છીએ. અને આપણા મનમાં પેદા થયેલી દીવાલો એ સૌથી ભીષણમાં ભીષણ દીવાલો છે. કોઈ પણ અનિષ્ટ પ્રથા કેવળ પુરાણી છે એટલા ખાતર તેને ફેંકી દેતાં એ દીવાલો આપણને રોકે છે અને તે અપૂર્વ કે અસાધારણ હોય છે એટલા જ ખાતર તે આપણને નવો વિચાર ગ્રહણ કરવા દેતી નથી.

પરંતુ માત્ર ધર્મમાં જ નહિ પણ કળા અને રાજકારણમાં પણ એક હજાર વરસ સુધી આર્ય પરંપરા જાળવી રાખીને દક્ષિણ હિંદે ભારે સેવા બજાવી છે. જો આજે આપણે હિંદી કળાના પ્રાચીન નમૂનાઓ જોવા હોય તો આપણે દક્ષિણ હિંદમાં જવું પડે. રાજકારણની બાબતમાં આપણને ગ્રીસવાસી મેગેસ્થનીસના હેવાલમાંથી પુરાવો મળે છે કે દક્ષિણની લોકસભાઓ રાજાની સત્તા ઉપર અંકુશ રાખતી હતી.

મગધના પતન પછી માત્ર શક્તિશાળી પુરુષો જ નહિ, પણ વિદ્વાનો, કળાકારો, શિલ્પીઓ અને કારીગરો પણ દક્ષિણમાં જઈ વસ્યા. તે સમયે દક્ષિણ હિંદનો યુરોપ સાથે મોટા પ્રમાણમાં વેપાર ચાલતો હતો. મોતી, હાથીદાંત, સોનું, ચોખા, મરી, મોર અને વાંદરા વગેરે ચીજો બેબિલોન, મિસર અને ગ્રીસ, તથા પાછળના કાળમાં રોમ પણ મોકલવામાં આવતી હતી. મલબારી સાગ તો એ પહેલાં પણ ખાલ્ડિયા અને બેબિલોન મોકલવામાં આવતો હતો. અને આ વેપારનો મોટા ભાગનો માલ હિંદી વહાણોમાં દ્રવિડ વહાણવટીઓ લઈ જતા હતા. પુરાણી દુનિયામાં દક્ષિણ હિંદનું કેટલું આગળ પડતું સ્થાન હતું એ તને આ ઉપરથી સમજાશે. દક્ષિણમાં મોટી સંખ્યામાં રોમન સિક્કાઓ જડી આવ્યા છે; અને મલબારકાંઠે ઍલેક્ઝાંડ્રિયાના લોકોની વસાહતો હતી તથા ઍલેક્ઝાંડ્રિયામાં હિંદીઓની વસાહતો હતી એ તો હું તને આગળ ઉપર કહી ગયો છું.

અશોકના મરણ પછી થોડા જ વખતમાં આંધ્ર રાજ્ય સ્વતંત્ર થઈ ગયું. તને કદાચ ખબર હશે કે આંધ્ર એ મદ્રાસની ઉત્તરે હિંદને પૂર્વ કિનારે આવેલો મહાસભાનો એક પ્રાંત છે. આંધ્ર દેશની ભાષા તેલુગુ છે. અશોકના સમય પછી આંધ્રની સત્તા બહુ ઝડપથી વધવા લાગી અને દક્ષિણમાં એક સમુદ્રતટથી બીજા સમુદ્રતટ સુધીના પ્રદેશમાં તેની આણ વર્તી.

દક્ષિણમાંથી દૂરના પ્રદેશોમાં સંસ્થાનો વસાવવાનાં મહાન સાહસો ખેડાયાં, પરંતુ એ વિષે આપણે આગળ ઉપર વાત કરીશું.

જેમણે પ્રથમ હિંદ ઉપર ચડાઈ કરી અને પછીથી ઉત્તરમાં વસવાટ કર્યો તે શક, સીથિયન અને એવી બીજી જાતિઓનો મેં ઉપર ઉલ્લેખ કર્યો છે. એ લોકો હિંદના અંગરૂપ બની ગયા અને આપણે ઉત્તરના લોકો જેટલા પ્રમાણમાં આર્યોના વંશજો છીએ તેટલા જ પ્રમાણમાં તેમના પણ વંશજો છીએ. ખાસ કરીને બહાદુર અને સોહામણા રજપૂતો અને કાઠિયાવાડના ખડતલ લોકો તેમના વંશજો છે.

३०

# સરહદ ઉપરનું કુશાન સામ્રાજ્ય

૧૧ એપ્રિલ, ૧૯૩૨

મારા આગલા પત્રમાં મેં શક તથા તુર્ક લોકોના હિંદ પર ઉપરાછાપરી થયેલા હુમલાની વાત તને કરી હતી. અરબી સમુદ્રથી બંગાળાના અખાત સુધી વિસ્તરેલા દક્ષિણના બળવાન આંધ્ર રાજ્યના ઉદયની પણ મેં તને વાત કરી હતી. શક લોકોને કુશાન લોકોએ આગળ ધકેલ્યા હતા અને થોડા સમય પછી એ કુશાનો પણ હિંદની ભૂમિ ઉપર દેખાયા. ઈસુ પહેલાં સો વરસ ઉપર તેમણે હિંદના સીમાડા ઉપર એક રાજ્ય સ્થાપ્યું અને વિકસીને તે મોટું સામ્રાજ્ય બન્યું. એ કુશાન સામ્રાજ્ય દક્ષિણમાં બનારસથી વિંધ્યાચળ સુધી ફેલાયું હતું. ઉત્તરે કાશગર, યારકંદ અને ખોતાન સુધી અને પશ્ચિમે ઈરાન અને પાર્થિયાની સરહદ સુધી તેનો વિસ્તાર હતો. આમ યુક્તપ્રાંતો, કાશ્મીર અને પંજાબ સહિત આખાયે ઉત્તર હિંદુસ્તાન અને મધ્ય એશિયાના સારા સરખા મુલક ઉપર કુશાન રાજવીઓની હકૂમત હતી. જે સમયે દક્ષિણમાં આંધ્ર રાજ્યની ચડતી કળા હતી તે અરસામાં એ સામ્રાજ્ય લગભગ ૩૦૦ વરસ સુધી ચાલ્યું. આરંભમાં કુશાન સામ્રાજ્યની રાજધાની કાબુલ હોય એમ લાગે છે પણ પાછળથી તે બદલીને પેશાવર — જે તે સમયે પુરુષપુર નામથી ઓળખાતું — લઈ જવામાં આવી અને છેવટ સુધી ત્યાં જ રહી.

કુશાન સામ્રાજ્ય અંગેની ઘણી બાબતો રસિક છે. એ બૌદ્ધ સામ્રાજ્ય હતું અને તેનો એક પ્રખ્યાત રાજકર્તા — સમ્રાટ કનિષ્ક — બૌદ્ધધર્મનો ભારે ઉપાસક હતો. રાજધાની પેશાવર નજીક તક્ષશિલા નામનું નગર હતું. તે લાંબા કાળથી બૌદ્ધ સંસ્કૃતિનું કેન્દ્ર હતું. કુશાન લોકો મંગોલ અથવા એને મળતી જાતિના હતા એ મેં તને કહ્યું છે એમ મને લાગે છે. કુશાન રાજધાની અને મંગોલ લોકોના વતન વચ્ચે નિરંતર અવરજવર ચાલ્યા કરતી હશે અને એ રીતે બૌદ્ધ વિદ્યા અને બૌદ્ધ સંસ્કૃતિ ચીન તથા મંગોલિયા પહોંચી હશે. એ જ રીતે પશ્ચિમ

એશિયાના દેશો પણ બૌદ્ધ વિચારસરણીના ગાઢ પરિચયમાં આવ્યા હશે. સિકંદરના સમયથી પશ્ચિમ એશિયા ગ્રીક લોકોની હકૂમત નીચે હતો અને સંખ્યાબંધ ગ્રીકો ત્યાં આગળ પોતાની સંસ્કૃતિ લાવ્યા હતા. આ એશિયાઈ ગ્રીક સંસ્કૃતિ અને હિંદની બૌદ્ધ સંસ્કૃતિનો હવે સંયોગ થયો.

આમ પશ્ચિમ એશિયા અને ચીન ઉપર હિંદની અસર પડી. પણ એ જ રીતે હિંદ ઉપર પણ એ દેશોની અસર પડી. પશ્ચિમે એક બાજુ રોમ અને ગ્રીસની દુનિયા, બીજી બાજુ પૂર્વમાં ચીનની દુનિયા તથા દક્ષિણે હિંદુસ્તાન અને એ ત્રણેની વચ્ચે મહાકાય કુશાન સામ્રાજ્ય એશિયાની પીઠ ઉપર બેઠું હતું. હિંદ અને રોમ તથા હિંદ અને ચીન વચ્ચે એ મધ્યસ્થ જેવું હતું.

તે મધ્યમાં હોવાને કારણે કુશાન સામ્રાજ્ય હિંદ અને રોમનો સંપર્ક ગાઢ બનાવવામાં મદદરૂપ નીવડ્યું. કુશાન સામ્રાજ્યનો કાળ એ જુલિયસ સીઝરની હયાતી દરમ્યાનના રોમના પ્રજાતંત્રના છેવટના દિવસો અને રોમના સામ્રાજ્યનાં પહેલાં ૨૦૦ વરસનો કાળ હતો. એમ કહેવાય છે કે, કુશાન સમ્રાટે ઑગસ્ટસના દરબારમાં પોતાનું મોટું પ્રતિનિધિમંડળ મોકલ્યું હતું. એ બંને દેશો વચ્ચે જમીન અને દરિયા-માર્ગે વેપાર ચાલતો હતો. સુગંધી દ્રવ્યો, તેજાના, રેશમી કાપડ, જરીનું કાપડ, મલમલ અને જરઝવેરાત વગેરે ચીજો હિંદમાંથી રોમ મોકલવામાં આવતી હતી. રોમનું સોનું હિંદમાં ઘસડાઈ જતું હતું તે માટે પ્લીની નામના એક રોમન લેખકે કડવી ફરિયાદ કરી છે. તેણે જણાવ્યું છે કે આ મોજશોખની વસ્તુઓ પાછળ રોમના સામ્રાજ્યને વાર્ષિક દશ કરોડ 'સેસ્ટર'નો — રોમનો એક સિક્કો — ખરચ કરવો પડે છે. આ રકમ દોઢ કરોડ રૂપિયા જેટલી અથવા તો દશ લાખ પૌંડ જેટલી થાય.

આ સમય દરમ્યાન બૌદ્ધ મઠો અને સંઘોમાં લાંબા લાંબા વાદ-વિવાદો અને શાસ્ત્રાર્થો ચાલી રહ્યા હતા. નવા વિચારો અથવા નવા લેબાશમાં જૂના વિચારો દક્ષિણ તેમજ પશ્ચિમમાંથી આવવા લાગ્યા હતા. અને ધીમે ધીમે બૌદ્ધ સિદ્ધાંતોની સરળતા ઉપર તેની અસર થવા લાગી હતી. એને પરિણામે બૌદ્ધ ધર્મમાં મહાયાન અને હીનયાન એવા બે સંપ્રદાયો ઉદ્ભવ્યા ત્યાં સુધી પરિવર્તનની એ પ્રક્રિયા ચાલુ રહી. નવા વિચારો અને નવા નિરૂપણને પરિણામે જીવન અને ધર્મની દૃષ્ટિમાં જેમ પરિવર્તન થયું તે જ રીતે કળા અને શિલ્પ ઉપર પણ તેમની અસર

થઈ. આ પરિવર્તન કેવી રીતે થયું એ કહેવું મુસ્કેલ છે. બૌદ્ધ વિચાર-સરણીમાં આવું પરિવર્તન લાવવામાં પ્રધાનપણે બે બળોએ કાર્ય કર્યું હોય એ બનવાજોગ છે. એ બળો તે બ્રાહ્મણ અને ગ્રીક સંસ્કૃતિની અસર. એ બંને બળોએ કદાચ બૌદ્ધ વિચારસરણીને એક જ દિશામાં વાળી હોય.

મેં તને ઘણીવાર કહ્યું છે કે બૌદ્ધધર્મ એ ન્યાતજાત, ધંધાદારી પુરોહિત વિદ્યા અને કર્મકાંડ સામેનો બળવો હતો. ગૌતમ બુદ્ધને મૂર્તિ-પૂજા પ્રસંદ નહોતી. પોતે દેવ છે એવો પણ તેનો દાવો નહોતો. અને તેથી દેવ ગણી પોતાની પૂજા કરવાની તેમણે મના કરી હતી. તે તો બુદ્ધ એટલે કે જ્ઞાની હતા. આ વિચારસરણી અનુસાર આરંભકાળમાં બુદ્ધની મૂર્તિઓ સ્થાપવામાં આવી નહોતી અને તે સમયના સ્થાપત્યમાં મૂર્તિઓને સ્થાન નહોતું. પરંતુ બ્રાહ્મણો હિંદુધર્મ અને બૌદ્ધધર્મ વચ્ચેનું અંતર સાંધી લેવા માગતા હતા અને બૌદ્ધ વિચારસરણીમાં હિંદુ વિચારો અને હિંદુ પ્રતીકો દાખલ કરવા તેઓ હમેશાં મથ્યા કરતા હતા. વળી રોમ અને ગ્રીસના કારીગરો પણ દેવોની મૂર્તિઓ બનાવતા હતા. આ રીતે બૌદ્ધ મંદિરોમાં ધીમે ધીમે મૂર્તિઓ દાખલ થઈ. આરંભમાં તો એ મૂર્તિઓ બુદ્ધની નહિ પણ બોધિસત્ત્વોની હતી. બૌદ્ધ પરંપરા અનુસાર બોધિસત્ત્વો બુદ્ધના પૂર્વજન્મના અવતારો મનાય છે. પરંતુ આ પ્રણાલી ચાલુ જ રહી અને છેવટે બુદ્ધની પણ મૂર્તિઓ બની તથા તેની પૂજા થવા લાગી.

બૌદ્ધધર્મના મહાયાન સંપ્રદાયે આ બધા ફેરફારો માન્ય કર્યા. વિચારસરણીની દૃષ્ટિએ એ સંપ્રદાય બ્રાહ્મણોની વધારે નજીક હતો. કુશાન સમ્રાટોએ મહાયાન સંપ્રદાય અંગીકાર કર્યો અને એનો ફેલાવો કરવામાં તેમણે સહાય કરી હતી. પરંતુ તેઓ હીનયાન સંપ્રદાય તરફ કે બીજા ધર્મો તરફ અસહિષ્ણુ નહોતા. કનિષ્કે જરથોસ્તી ધર્મને પણ ઉત્તેજન આપ્યું હતું એમ કહેવાય છે.

તે સમયે મહાયાન અને હીનયાન એ બંને પંથોના ગુણદોષોની બાબતમાં વિદ્વાનો વચ્ચે જે ભારે વાદવિવાદો ચાલતા હતા તેનું બયાન વાંચતાં આપણને બહુ રમૂજ પડે છે. આ પ્રકારના વાદવિવાદો અથવા શાસ્ત્રાર્થો માટે સંઘની મોટી મોટી પરિષદો મળતી હતી. કનિષ્કે કાશ્મીરમાં બધા સંઘોની એક મોટી પરિષદ ભરી હતી. સેંકડો વરસ સુધી આ સવાલ પરત્વે ચર્ચા અને વાદવિવાદ ચાલ્યાં કર્યો, ઉત્તર હિંદમાં મહાયાન પંથ ફેલાયો અને દક્ષિણમાં હીનયાન ફેલાયો અને

છેવટે હિંદુસ્તાનમાં એ બંને પંથો હિંદુ ધર્મમાં એકરૂપ થઈ ગ
આજે ચીન, જાપાન અને તિબેટમાં મહાયાન પંથ પ્રચલિત છે અ
સિલોન તથા બ્રહ્મદેશમાં હીનયાન પંથ ચાલે છે.

પ્રજાની કળા એ તેના માનસનું સાચું પ્રતિબિંબ છે. એ
આરંભના બૌદ્ધ સિદ્ધાંતોની સરળતાનું સ્થાન ઝીણી ઝીણી વિગતોવા
જટિલ પ્રતીકોએ લીધું તેને પરિણામે હિંદી કળા પણ વધારે જટિ
સંકીર્ણ અને આલંકારિક બની. ખાસ કરીને વાયવ્ય તરફ ગાંધા
મહાયાન સ્થાપત્ય તરેહતરેહની મૂર્તિઓ અને અલંકારોથી ભરપૂર હ
હીનયાનનું સ્થાપત્ય પણ આ નવી અસરમાંથી સાવ ઊગરી શક્યું ના
તેણે પણ ધીમે ધીમે આરંભકાળનો નિગ્રહ અને સાદાઈ છોડ્યાં અ
ભભકાદાર કોતરકામ તથા મૂર્તિઓનો સ્વીકાર કર્યો.

એ કાળનાં થોડાંક સ્મારકો હજી પણ મોજૂદ છે. એના સર્વ
નમૂનાઓ પૈકી અજંતાનાં ભીંતચિત્રો ખૂબ સુંદર છે. ગયે વરસે
એ જોવાનું જરા માટે ચૂકી ગઈ. હવે ફરી મોકો મળે તો તારે
ગુફાઓમાંનાં ચિત્રો જોઈ આવવાનું ચૂકવું નહિ.

હવે આપણે કુશાન લોકોની વિદાય લઈશું. પરંતુ આટલું
લક્ષમાં રાખજે કે, શક તથા તુર્ક લોકોની પેઠે કુશાન લોકો
પરદેશી તરીકે અથવા તો જિતાયેલા મુલક ઉપર વિજેતા તરીકે રા
કરવાને અર્થે હિંદમાં નહોતા આવ્યા. હિંદ તથા તેના લોકો સ
તેઓ ધર્મના બંધનથી બંધાયેલા હતા. એટલું જ નહિ પણ હિં
આર્યોની રાજ્યપદ્ધતિ પણ તેમણે અપનાવી હતી. અને આર્યપ્રણ
સાથે તેમણે ઘણે અંશે મેળ સાધ્યો હતો એ કારણે ઉત્તર હિંદ ઉ
લગભગ ૩૦૦ વરસ સુધી રાજ્ય કરવામાં તેઓ ફતેહમંદ નીવડ્યા.

# ૩૧

# ઈશુ અને ખ્રિસ્તીધર્મ

૧૨ એપ્રિલ, ૧૯૩

હિંદની વાયવ્ય સરહદ ઉપરનું કુશાન સામ્રાજ્ય અને ચીનનો હ
વંશ આપણને ઇતિહાસના એક મહત્ત્વના સીમાચિહ્નથી આગળ ખેંચ
ગયાં છે એટલે હવે પાછા ફરીને આપણે તે સીમાચિહ્ન તરફ જ
જોઈએ. અત્યાર સુધી આપણે ઈ. પૂ. ના એટલે કે, ઈશુની પૂર્વન
કાળની વાત કરતાં હતાં. હવે આપણે ઇસ્વી સનના એટલે કે ઈશુન
યુગમાં આવી પહોંચ્યાં છીએ. એ યુગ, એના નામ પ્રમાણે ઈશુન
જન્મદિવસથી અથવા કહો કે એના જન્મની માની લેવામાં આવેલ
તારીખથી શરૂ થાય છે. કેમકે, ઈશુ એ તારીખથી ચાર વરસ આગળ
જન્મ્યો હોય એવો ઘણો સંભવ છે. પણ એ વાત બહુ મહત્ત્વન
નથી. ઈશુના જન્મ પછીની તારીખોની આગળ 'ઈ. સ.'—એટલે
ઈશુનો સન અથવા ઈશુનું વરસ—મૂકવાનો રિવાજ છે. એ રી
અંગ્રેજી ભાષામાં એને બદલે વરસની સંખ્યા આગળ A. D. અક્ષરે
— Anno Domini એટલે કે ભગવાન ઈશુના વરસમાં — મુક
છે. આ પ્રચલિત પ્રથા સ્વીકારવામાં કશી હાનિ નથી પણ એને ઠેકાણે
ઈ. પ. એટલે કે ઈશુ પછી વાપરવું મને વધારે શાસ્ત્રશુદ્ધ લાગે છે
કેમકે ઈશુ પહેલાંનાં વરસોની આગળ આપણે ઈ. પૂ.— એટલે કે ઈ
પૂર્વે— મૂકતાં હતાં. (ઈ. પ. ને ઠેકાણે અંગ્રેજીમાં A. C.— Afte
Christ એટલે કે ઈશુ પછી — વપરાય છે.) આથી કરીને હું
આ પત્રોમાં ઈ. પ. નો જ ઉપયોગ કરવા ધારું છું.

ઈશુની કથા બાઇબલના નવા કરારમાં (ન્યૂ ટેસ્ટામેન્ટ) આપવા
આવી છે, અને તેના જીવન વિષે તું થોડું જાણે છે પણ ખરી. ન
કરારમાં આપવામાં આવેલી એની કથામાં તેના જુવાનીના કાળ વિ
નહિ જેવી જ માહિતી આપવામાં આવી છે. તે નાઝરેથમાં જન્મ
હતો, ગેલિલીમાં તેણે પોતાનો ઉપદેશ આપ્યો અને ત્રીસ વરસ
ઉંમર પછી તે જેરૂસલેમ આવ્યો. થોડા જ વખતમાં તેના ઉ
મુકરદમો ચલાવવામાં આવ્યો અને રોમના હાકેમ પૉંટિયસ પાઈલેટે તે

સજા કરી. ધર્મોપદેશનું કાર્ય શરૂ કર્યું તે પહેલાં ઈશુ શું કરતો હતો અને ક્યાં ક્યાં ગયો હતો તે વિષે કશી ચોક્કસ માહિતી મળતી નથી. આખા મધ્ય એશિયાના પ્રદેશમાં તથા કાશ્મીર, લદ્દાક, તિબેટ અને એની પણ ઉત્તરના પ્રદેશમાં આજે પણ એવી દૃઢ માન્યતા પ્રવર્તે છે કે ઈશુ અથવા ઈસાએ એ પ્રદેશોમાં પ્રવાસ કર્યો હતો. કેટલાક લોકો માને છે કે તે હિંદમાં પણ આવ્યો હતો. આ વિષે ચોક્કસપણે કશું કહી શકાય નહિ અને જેમણે ઈશુના જીવન વિષે અભ્યાસ કર્યો છે તેમાંના ઘણાખરા વિદ્વાનો તે મધ્યએશિયા કે હિંદમાં આવ્યો હોય એમ માનતા નથી. પરંતુ તે આ બધા મુલકોમાં ફર્યો હોય એ હકીકત બિલકુલ અસંભવિત ન જ કહી શકાય. તે કાળમાં હિંદની મોટી મોટી વિદ્યાપીઠોમાં અને ખાસ કરીને વાયવ્ય સરહદ ઉપર આવેલી તક્ષશિલાની વિદ્યાપીઠમાં દૂર દૂરના દેશોના જ્ઞાનપિપાસુ વિદ્યાર્થીઓ આવતા હતા અને ઈશુ પણ જ્ઞાનની શોધમાં ત્યાં આવી ચડ્યો હોય એ બનવાજોગ છે. ઈશુ તથા બુદ્ધનો ઉપદેશ ઘણી બાબતોમાં એટલો બધો મળતો આવે છે કે તે બુદ્ધના ઉપદેશથી પૂરેપૂરો વાકેફ હોય એ બિલકુલ સંભવિત લાગે છે. પરંતુ બૌદ્ધધર્મ બીજા દેશોમાં પણ સારી પેઠે જાણીતો હતો એટલે હિંદુસ્તાનમાં આવ્યા વિના પણ ઈશુ તેનો પરિચય કરી શકે એમ હતું.

નિશાળમાં ભણતી પ્રત્યેક બાળા પણ જાણે છે કે ધર્મોને લીધે દુનિયામાં અનેક ઝઘડા અને ખૂનખાર યુદ્ધો થયાં છે. પરંતુ જગતના મોટા મોટા ધર્મોના આરંભના ઇતિહાસનું નિરીક્ષણ કરવું અને તેમની તુલના કરવી એ ઘણું રસદાયક છે. એ બધા ધર્મોની દૃષ્ટિ અને સિદ્ધાંતોમાં એટલું બધું સામ્ય છે કે તેમની નજીવી વિગતો અને ક્ષુલ્લક બાબતો માટે ઝઘડા કરવાની લોકો શા માટે મૂર્ખાઈ કરતા હશે એ ન સમજી શકાય એવું છે. પરંતુ શરૂઆતના ધર્મસિદ્ધાંતોમાં નવા નવા ઉમેરા થતા જાય છે અને પરિણામે તે એવા તો વિકૃત બની જાય છે કે તેમને ઓળખવા પણ મુશ્કેલ થઈ પડે છે; અને મૂળ ધર્મોપદેશકને સ્થાને સંકુચિત મનના અને અસહિષ્ણુ ધર્માંધ લોકો આવે છે. ઘણી વાર ધર્મે રાજકારણ અને સામ્રાજ્યવાદના દાસ તરીકે પણ કાર્ય કર્યું છે. આમ જનતાના હિતને ખાતર અથવા કહો કે તેને ચૂસવાને ખાતર તેને હમેશાં વહેમમાં ડૂબેલી રાખવી એવી પ્રાચીન રોમન લોકોની રાજનીતિ હતી. કેમકે વહેમમાં પડેલા લોકોને દબાવી રાખવાનું કાર્ય વધારે સહેલું હોય છે. રોમના અમીરઉમરાવો ઉચ્ચ

તત્ત્વજ્ઞાન ડહોળતા હતા ખરા પરંતુ જે તેમને માટે સારું હતું તે આમ જનતાને માટે સારું યા સલામતીભર્યું નહોતું. પછીના કાળમાં થઈ ગયેલા મૅકિયાવેલી નામના એક પ્રખ્યાત ઇટાલીવાસીએ રાજકારણ ઉપર એક પુસ્તક લખ્યું છે. તેનું કહેવું છે કે, ધર્મ એ સરકારને માટે જરૂરી વસ્તુ છે અને પોતાને તે જૂઠો લાગતો હોય તોપણ ધર્મને ટેકો આપવાની તેની ફરજ છે. ધર્મનો બુરખો પહેરીને આગળ ધપતા સામ્રાજ્યવાદનાં અસંખ્ય ઉદાહરણો આધુનિક કાળમાં પણ મળી આવે છે. એથી કરીને, 'ધર્મ એ જનતાને માટે અફીણના ઘેન સમાન છે.' એવું કાર્લ માર્કસે લખ્યું એમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી.

ઇશુ યહૂદી હતો. યહૂદી લોકો એ એક અજબ અને અતિશય ખંતીલી પ્રજા હતી અને આજે પણ છે. ડેવિડ અને સોલોમનના સમયમાં તેમના ટૂંકા ગૌરવકાળ પછી તેમની વસમી દશા શરૂ થઈ. એમનું એ ગૌરવ પણ બહુ નાના પાયા ઉપરનું હતું પરંતુ તેની કલ્પના કરી કરીને તેમણે તેને મોટું સ્વરૂપ આપ્યું. તે એટલે સુધી કે, એ કાળ તેમને માટે ભૂતકાળનો સુવર્ણયુગ બની ગયો. વળી તેમની એવી પણ માન્યતા હતી કે અમુક નિયત સમયે તેમનો એ સુવર્ણયુગ ફરીથી શરૂ થશે અને ત્યારે યહૂદીઓ મહાન અને બળવાન પ્રજા બનશે. તેઓ આખા રોમન સામ્રાજ્યમાં અને બીજે બધે પણ ફેલાયા. આમ છતાંયે, પોતાના ગૌરવના દિવસો પાછા આવવાના છે અને પોતાનો એક પેગમ્બર આવીને એ સુવર્ણયુગ ફરીથી શરૂ કરશે એ શ્રદ્ધા ઉપર અચળ રહીને તેમણે પોતાની જાતિની એકતા ટકાવી રાખી. વતન, ઘરબાર કે આશ્રય વિનાનાં અને પારવગરની કનડગત, સતામણી અને અત્યાચાર વેઠીને તથા ઘણી વાર તો મોતના શિકાર થવા છતાંયે ૨૦૦૦ વરસો સુધી યહૂદી લોકોએ પોતાનું નિરાળું વ્યક્તિત્વ ટકાવી રાખ્યું અને એક પ્રજા તરીકે કાયમ રહ્યા એ ઇતિહાસની એક અદ્ભુત ઘટના છે.

યહૂદી લોકો પોતાના પેગમ્બરના આગમનની રાહ જોતા હતા અને સંભવ છે કે ઇશુ ઉપર તેમણે કંઈક મદાર બાંધી હોય. પરંતુ એ બાબતમાં તેઓ તરત જ નાસીપાસ થયા. ઇશુ તો પ્રચલિત પરિસ્થિતિ અને સમાજવ્યવસ્થા સામે બળવો ઉઠાવવાની તેમની સમજમાં ન ઊતરે એવી ભાષા બોલતો હતો. ખાસ કરીને તે શ્રીમંત તથા જેમણે ધર્મને માત્ર અમુક વ્રતો પાળવાની અને કર્મકાંડની વસ્તુ બનાવી મૂક્યો હતો તેવા દંભી અને પાખંડી લોકોનો વિરોધ કરતો હતો. ધન-દોલત

કે વૈભવ-કીર્તિની આશા આપવાને બદલે અસ્પષ્ટ અને કાલ્પનિક 'દૈવી રાજ્ય'ને ખાતર પોતાની પાસે જે કંઈ હોય તેનો સુધ્ધાં ત્યાગ કરવાનો તે લોકોને ઉપદેશ આપતો હતો. તે વાર્તા, દૃષ્ટાંત અને રૂપક દ્વારા ઉપદેશ આપતો હતો એ ખરું પરંતુ એ સ્પષ્ટ છે કે તે જન્મથી જ બળવાખોર હતો અને મોજૂદ પરિસ્થિતિ સાંખી શકતો ન હતો. તેને તે બદલવા માગતો હતો. પરંતુ યહૂદી લોકોને એ વાત મંજૂર નહોતી. એથી ઘણાખરા યહૂદીઓ તેની સામે થયા અને તેમણે તેને પકડીને રોમન સત્તાધીશોને હવાલે કર્યો.

ધર્મની બાબતમાં રોમન લોકો અસહિષ્ણુ નહોતા. કેમકે રોમન સામ્રાજ્યમાં બધા ધર્મોને સરખી છૂટ આપવામાં આવતી હતી, અને કદી કોઈ માણસ કોઈ પણ દેવની નિંદા કે અપમાન કરતો તોયે તેને શિક્ષા કરવામાં નહોતી આવતી. ટાઇબેરિયસ નામનો રોમનો એક સમ્રાટ તો એમ જ કહેતો કે, 'જો દેવોનું અપમાન થતું હોય તો તેઓ જાતે જ એનું જે કંઈ કરવું હોય તે ભલે કરતા'. એટલે જેની આગળ ઈશુને ખડો કરવામાં આવ્યો હતો તે રોમન સૂબા પાયલેટે એ પ્રશ્નની ધાર્મિક બાજુની તો કશી પરવા કરી ન હોત. પરંતુ ઈશુને રાજકીય બળવાખોર ગણવામાં આવ્યો. અને યહૂદી લોકો તેને સામાજિક ક્રાંતિકાર લેખતા હતા. એથી કરીને રાજકીય અને સામાજિક બળવાખોર તરીકે તેના ઉપર કામ ચલાવવામાં આવ્યું અને તેને સજા કરવામાં આવી તથા ગૉલગોથા આગળ તેને ક્રૂસ ઉપર ચઢાવવામાં આવ્યો. એની વેદનાની ઘડીએ એના નિકટના શિષ્યોએ પણ એનો ત્યાગ કર્યો અને તેનો ઇનકાર પણ કર્યો. તેમની આ બેવફાઈથી ઈશુની વેદના લગભગ અસહ્ય થઈ ગઈ અને મરતી વખતે દિલને હચમચાવી મૂકે એવા અતિશય કરુણ ઉદ્ગાર તેણે કાઢ્યા : 'હે ઈશ્વર! હે પ્રભુ! તેં મારો ત્યાગ કેમ કર્યો?'

ઈશુ તદ્દન જુવાન હતો. મરતી વખતે તેની ઉંમર ત્રીશ વરસથી માંડ વધારે હશે. બાઇબલના નવા કરારમાં સુંદર ભાષામાં લખાયેલી એના મરણની કરુણ કથા વાંચતાં આપણું હૈયું દ્રવે છે. પાછળના વખતમાં ખ્રિસ્તી ધર્મનો ફેલાવો થવાને કારણે કરોડો લોકો ઈશુના નામને પૂજવા લાગ્યા. જો કે તેનો ઉપદેશ પોતાના જીવનમાં ઉતારવાની તેમણે ભાગ્યે જ દરકાર રાખી છે. પરંતુ આપણે યાદ રાખવું જોઈએ કે એને ક્રૂસ ઉપર ચડાવવામાં આવ્યો ત્યારે ઈશુનું નામ પૅલેસ્ટાઈનની બહાર બહુ જાણીતું નહોતું. રોમના લોકો તો એને વિષે કશું જ

નહોતા જાણતા, અને પાયલેટે પણ એ ઘટનાને બહુ મહત્ત્વની નહિ ગણી હોય. ઇશુના નિકટના અનુયાયી અને શિષ્યોએ ડરના માર્યા તેનો ઇનકાર કર્યો હતો. પરંતુ તેના મરણ પછી પોલ નામના એક નવા જ માણસે — જેણે ઇશુને કદી જોયો પણ નહોતો — પોતાની સમજ પ્રમાણે ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ આપવાનો અને તેનો પ્રચાર કરવાનો આરંભ કર્યો. ઘણા લોકો એમ માને છે કે પોલ જે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરતો હતો તેમાં અને ઇશુના ઉપદેશમાં ઘણો ફરક હતો. પોલ વિદ્વાન અને બાહોશ માણસ હતો, પણ ઇશુની પેઠે તે સામાજિક ક્રાંતિકાર નહોતો. પરંતુ પોલને તેના કાર્યમાં સફળતા મળી અને ખ્રિસ્તી ધર્મ ધીમે ધીમે ફેલાવા લાગ્યો. આરંભમાં તો રોમન લોકો એને કશું જ મહત્ત્વ આપતા નહોતા. તેઓ એમ માનતા હતા કે ખ્રિસ્તી લોકો એ યહૂદી લોકોની જ એક શાખા છે. પરંતુ ખ્રિસ્તી લોકોએ આક્રમણકારી વલણ અખત્યાર કર્યું. તેઓ બીજા બધા ધર્મોના વિરોધી હતા અને સમ્રાટની મૂર્તિની પૂજા કરવાની તેમણે સાફ ના પાડી. રોમન લોકો તેમની આ મનોવૃત્તિ ન સમજી શક્યા. તેમને તો ખ્રિસ્તીઓનું એ વલણ સંકુચિત વૃત્તિનું લાગ્યું. એથી કરીને તેઓ તેમને લડકણા, ચક્રમ જેવા, અસંસ્કારી અને માનવપ્રગતિના વિરોધી ગણતા. ખ્રિસ્તી ધર્મને એક ધર્મ તરીકે તો તેઓ નભાવી લેત. પરંતુ સમ્રાટની મૂર્તિનું સન્માન કરવાના ખ્રિસ્તીઓના નિષેધને તેમણે રાજદ્રોહનો ગુનો ગણ્યો, અને એ ગુના માટે તેમણે દેહાંતદંડની સજા ઠરાવી. વળી ખ્રિસ્તી લોકો ગ્લેડિયેટરોની સાઠમારીના તમાશાની પણ નિંદા કરતા હતા. આ બધાને પરિણામે ખ્રિસ્તીઓનું દમન શરૂ થયું. તેમની મિલકતો જપ્ત કરવામાં આવી અને તેમને સિંહોની આગળ ફેંકવામાં આવ્યા. આ ખ્રિસ્તી શહીદોની વાતો તેં વાંચી હશે અને કદાચ તેમનાં સિનેમાચિત્રો પણ જોયાં હશે. પરંતુ માણસ કોઈ પણ ધ્યેયને અર્થે મરવાને તત્પર હોય અને એવા મૃત્યુમાં પોતાનું ગૌરવ માનતો હોય તો તેને કે તેના ધ્યેયને દબાવવું અશક્ય બની જાય છે. અને રોમન સામ્રાજ્ય ખ્રિસ્તી લોકોને દબાવવામાં બિલકુલ નિષ્ફળ નીવડ્યું એટલું જ નહિ પણ આ ઝઘડામાં આખરે ખ્રિસ્તી ધર્મનો જ વિજય થયો. ઇશુની ચોથી સદીના આરંભમાં ખુદ રોમન સમ્રાટે પણ ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કર્યો અને ખ્રિસ્તી ધર્મ સામ્રાજ્યનો રાજધર્મ બન્યો. આ સમ્રાટ તે કૉન્સ્ટાન્ટિનોપલ શહેરનો સ્થાપક કૉન્સ્ટેન્ટાઇન હતો. એની વાત આપણે આગળ ઉપર કરીશું.

ખ્રિસ્તી ધર્મનો ફેલાવો થતાં ઈશુના દેવત્વ વિષે તીવ્ર મતભેદો ઊભા થયા. મેં આગળ કહ્યું હતું તે તને યાદ હશે કે ગૌતમ બુદ્ધે પોતાના વિષે દેવત્વનો બિલકુલ દાવો નહોતો કર્યો છતાંયે તેની ઈશ્વરના અવતાર તરીકે પૂજા થવા લાગી. એ જ પ્રમાણે ઈશુએ પણ પોતાને વિષે દેવત્વનો દાવો નહોતો કર્યો. પોતે ઈશ્વરનો પુત્ર છે અને મનુષ્યનો પુત્ર છે એમ ઈશુ વારંવાર કહેતો. પરંતુ તે પોતાને વિષે દેવત્વનો દાવો કરતો હતો એવો જ તેના એ કથનોનો અર્થ થાય છે એમ નથી. પણ લોકોને પોતાના મહાપુરુષોને દેવ બનાવી દેવાનું ગમે છે; અને દેવ બનાવ્યા પછી તેમને અનુસરવાનું તેઓ છોડી દે છે! ૬૦૦ વરસ પછી મહંમદ પેગંબરે બીજા એક મહાન ધર્મની સ્થાપના કરી. પરંતુ સંભવ છે કે, આ દાખલાઓના અનુભવ ઉપરથી તેમણે વારંવાર અને સ્પષ્ટપણે જાહેર કર્યું છે કે પોતે મનુષ્ય છે અને દેવ નથી.

આમ ઈશુનો ઉપદેશ સમજવા અને તે પ્રમાણે વર્તવાને બદલે ખ્રિસ્તી લોકો ઈશુના દેવત્વ વિષે અને ત્રિમૂર્તિના (ટ્રિનિટી) સ્વરૂપ વિષે વાદવિવાદ અને ઝઘડા કરવા લાગ્યા. તેઓ પરસ્પર એકબીજાને નાસ્તિક કહેવા લાગ્યા, એકબીજાનું દમન કરવા લાગ્યા અને એકબીજાનાં માથાં ધડથી જુદાં કરવા લાગ્યા. એક વખતે ખ્રિસ્તી લોકોના જુદા જુદા સંપ્રદાયો વચ્ચે એક જ જોડાક્ષરની બાબતમાં અતિશય તીવ્ર અને ઝનૂની વાદવિવાદ ઊપડ્યો હતો. એક પક્ષ કહેતો હતો કે પ્રાર્થના કરતી વખતે 'હોમો–આઉઝન' (Homo–ousion) શબ્દ વાપરવો જોઈએ. અને બીજો પક્ષ કહેતો હતો કે 'હોમોઈ—આઉઝન' (Homoi–ousion) શબ્દ વાપરવો જોઈએ. આ ફેરફારને ઈશુના દેવત્વ સાથે સંબંધ હતો. આ જોડાક્ષરના મતભેદ ઉપર ભયંકર યુદ્ધ થવા પામ્યું અને સંખ્યાબંધ માણસોની કતલ થઈ.

ખ્રિસ્તી 'ચર્ચ' એટલે ધર્મસંઘનું બળ વધતું ગયું તેમ તેમ આવા આંતરિક મતભેદ અને ઝઘડાઓ થવા લાગ્યા. પશ્ચિમના દેશોમાં જુદા જુદા પંથો વચ્ચે છેક હમણાં હમણાં સુધી આવા ઝઘડા ચાલતા હતા.

તને એ જાણીને આશ્ચર્ય થશે કે ઇંગ્લંડ અને પશ્ચિમના દેશોમાં ખ્રિસ્તીધર્મ પહોંચ્યો તે પહેલાં ઘણા વખત ઉપર અને જે સમયે રોમમાં પણ તેનો તિરસ્કાર થતો હતો અને તેની સામે મનાઈ હતી તે સમયે એ સંપ્રદાય હિંદમાં આવ્યો હતો. ઈશુના મરણ પછી શુમારે સોએક વરસ બાદ ખ્રિસ્તી ધર્મપ્રચારકો દરિયામાર્ગે દક્ષિણ હિંદમાં આવ્યા

હતા. ત્યાં તેમનું વિનયપૂર્વક સ્વાગત કરવામાં આવ્યું અને તેમના નવા ધર્મનો પ્રચાર કરવાની છૂટ આપવામાં આવી. તેમણે મોટી સંખ્યામાં લોકોને પોતાના ધર્મના અનુયાયી બનાવ્યા. અનેક તડકીછાંયડી વેઠીને તે સમયથી આજ સુધી તેમના વંશજો દક્ષિણ હિંદમાં વસતા રહ્યા છે. એમાંના ઘણા તો યુરોપમાં જે પંથોનું આજે નામનિશાન પણ રહ્યું નથી એવા પુરાણા ખ્રિસ્તી પંથોના અનુયાયીઓ છે. આમાંના કેટલાક પંથોનું મુખ્ય ધામ આજે એશિયા માઇનરમાં છે.

રાજકીય દૃષ્ટિએ ખ્રિસ્તીધર્મ આજે સમર્થ ધર્મ છે. કેમકે તે યુરોપની સમર્થ પ્રજાઓનો ધર્મ છે. અહિંસાનો તથા પ્રચલિત સમાજ-વ્યવસ્થા સામે બંડ ઉઠાવવાનો ઉપદેશ કરતા બળવાખોર ઈશુનો વિચાર કરતાં અને પછી તેના ઉપદેશનો ઊંચે સાદે પોકાર કરનારા તેના આજના અનુયાયીઓની તેમની સામ્રાજ્યવાદી નીતિની, તેમનાં શસ્ત્રસરંજામોની અને તેમનાં યુદ્ધ અને લક્ષ્મી-પૂજાની તેની સાથે સરખામણી કરતાં આપણને વિચિત્ર લાગે છે. ઈશુનું ‘ગિરિ પ્રવચન’ અને યુરોપ તથા અમેરિકામાં પ્રચલિત આજનો ખ્રિસ્તી ધર્મ — એ બંને વચ્ચે કેટલો ગજબ તફાવત છે! એથી કરીને, ઘણા લોકો એમ માનવાને પ્રેરાય કે પશ્ચિમના દેશોના તેના કહેવાતા આજના ઘણાખરા અનુયાયીઓ કરતાં બાપુ — ગાંધીજી — ઈશુના ઉપદેશની ઘણા નજદીક છે તો તેમાં નવાઈ પામવા જેવું કશું નથી.

# ૩૨
# રોમનું સામ્રાજ્ય

૨૩ એપ્રિલ, ૧૯૩૨

મેં તને ઘણા દિવસથી પત્ર લખ્યો નથી. અલ્લાહાબાદની ખબરોથી અને ખાસ કરીને તારી વૃદ્ધ દાદીમાની ખબરથી હું અસ્વસ્થ થઈ ગયો હતો અને મારું દિલ હાલી ઊઠયું હતું. જ્યારે મેં સાંભળ્યું કે મારી વૃદ્ધ અને નાજુક શરીરની માતાને લાઠીનો સામનો કરવો પડ્યો અને તેણે પોલીસોની લાઠીના ફટકા ઝીલ્યા ત્યારે જેલમાં મને મળતી જૂજજાજ સુખસગવડો ઉપર મને થોડી ચીડ ચડી હતી. પરંતુ મારા વિચારોને મારે છૂટા દોર ન મૂકવા જોઈએ અને આ ઇતિહાસની કથામાં તેમને અંતરાયરૂપ ન થવા દેવા જોઈએ.

હવે આપણે સંસ્કૃત ગ્રંથો જેને રોમકા તરીકે ઓળખાવે છે તે રોમ તરફ પાછાં વળીએ. તને યાદ હશે કે રોમના લોકતંત્રના અંત અને રોમના સામ્રાજ્યની સ્થાપના વિષે આપણે આગળ વાત કરી ગયાં છીએ. જુલિયસ સીઝરનો દત્તક પુત્ર ઑક્ટેવિયન ઑક્ટેવિયસ સીઝર નામ ધારણ કરી રોમના સામ્રાજ્યનો પ્રથમ સમ્રાટ થયો. તે પોતાને રાજા કહેવડાવતો નહોતો. કંઈક અંશે એનું કારણ એ હતું કે એ પદવી તેને પૂરતી મોભાદાર નહોતી લાગતી તથા કંઈક અંશે એ પણ ખરું કે લોકતંત્રનો બહારનો દેખાવ તે જાળવી રાખવા માગતો હતો. એથી કરીને તે પોતાને 'ઇમ્પરેટર' એટલે કે સેનાપતિ કહેવડાવતો હતો. આ રીતે 'ઇમ્પરેટર'ની પદવી સૌથી ઊંચી લેખાવા લાગી. કદાચ તને ખબર હશે કે અંગ્રેજી શબ્દ 'એમ્પરર' (એટલે સમ્રાટ અથવા શહેનશાહ) એ શબ્દમાંથી નીકળ્યો છે. આમ રોમના સામ્રાજ્યે પોતાના આરંભકાળમાં 'એમ્પરર' અને 'સીઝર' અથવા કૈઝર કે ઝાર એવા બે શબ્દો આપ્યા. એ પદની ધારણ કરવાને દુનિયાભરના રાજવીઓએ લાંબા કાળ સુધી કામના રાખી છે. પહેલાં તો એમ માનવામાં આવતું હતું કે દુનિયામાં એક વખતે એક જ 'એમ્પરર' (સમ્રાટ) એટલે કે એક પ્રકારનો આખી દુનિયાનો સ્વામી હોઈ શકે. રોમ 'દુનિયાની રાણી' તરીકે ઓળખાતું અને આખી દુનિયા રોમના

આધિપત્ય નીચે છે એમ પશ્ચિમના લોકો માનતા. તેમની આ માન્યતા બેશક ખોટી હતી અને તે ઇતિહાસ તથા ભૂગોળનું તેમનું અજ્ઞાન બતાવતી હતી. રોમનું સામ્રાજ્ય મોટે ભાગે ભૂમધ્ય સમુદ્રની આસપાસના મુલકોનું સામ્રાજ્ય હતું અને પૂર્વ તરફ મેસોપોટેમિયાથી આગળ એની હદ કદી ગઈ નહોતી. હિંદુસ્તાન અને ચીનમાં વખતોવખત એના કરતાં વધારે વિસ્તૃત, વધારે બળવાન અને વધારે સંસ્કારી સામ્રાજ્યો થઈ ગયાં હતાં. છતાંયે પશ્ચિમની દુનિયાના લોકોને લાગતુંવળગતું હતું ત્યાં સુધી રોમનું સામ્રાજ્ય તેમને માટે એકમાત્ર સામ્રાજ્ય હતું. અને એ રીતે પ્રાચીન કાળના પશ્ચિમના લોકોની દૃષ્ટિએ તે એક પ્રકારનું જગત-સામ્રાજ્ય હતું. તે સમયે તેની પ્રતિષ્ઠા પણ બહુ ભારે હતી.

રોમની બાબતમાં સૌથી વધારે આશ્ચર્યકારક વસ્તુ તો તેણે ઊભી કરેલી જગદ્વ્યાપી સાર્વભૌમત્વની, જગદ્વ્યાપી આધિપત્યની કલ્પના છે. રોમની પડતી દશામાં પણ એ કલ્પનાએ તેનું રક્ષણ કર્યું અને તેને બળ આપ્યું. અને રોમથી સદંતર વિખૂટી પડી ગયા છતાં પણ તે કલ્પના સતતપણે ટકી રહી. તે એટલે સુધી કે ખુદ રોમનું સામ્રાજ્ય નામશેષ થયું અને પ્રેત સમાન બની ગયું છતાંયે એ કલ્પના કાયમ રહી.

રોમ અને એક પછી એક આવતા તેના સમ્રાટો વિષે લખવું મને જરા મુશ્કેલ લાગે છે. એમાંથી તને શું કહેવું એ પસંદ કરવાનું કામ સહેલું નથી. મોટે ભાગે જેલમાં વાંચેલાં એ વિષેનાં જૂનાં પુસ્તકોમાંથી ગમે તેમ એકઠાં કરેલાં ચિત્રો મારા મગજમાં ભેળસેળ થઈ ગયાં છે. જેલમાં ન આવ્યો હોત તો ખરેખર, રોમના ઇતિહાસનું એક પ્રખ્યાત પુસ્તક તો મેં ન જ વાંચ્યું હોત. એ પુસ્તક એવડું મોટું છે કે બીજા વ્યવસાયોમાં પડ્યા હોઈએ ત્યારે એને અથથી ઇતિ સુધી વાંચવા માટે વખત મેળવવો મુશ્કેલ છે. એ પુસ્તકનું નામ 'રોમના સામ્રાજ્યની પડતી અને નાશ' (ડિક્લાઇન ઍન્ડ ફૉલ ઑફ ધ રોમન ઍમ્પાયર) છે, અને ગિબન નામના એક અંગ્રેજ લેખકે તે લખ્યું છે. ઘણા વખત ઉપર — લગભગ દોઢસો વરસ ઉપર — 'લેક લેમન' નામના સરોવરને કાંઠે સ્વિટ્ઝરલૅન્ડમાં એ લખાયું હતું. પરંતુ આજે પણ એનું વાચન આપણા ચિત્તને હરી લે છે. કંઈક આડંબરવાળી પણ કર્ણમધુર વાણીમાં લખાયેલી એ કથા મને કોઈ નવલકથા કરતાં પણ વધારે આકર્ષક લાગી. લગભગ દશ વરસ ઉપર લકનૌ જેલમાં મેં એ પુસ્તક વાંચ્યું હતું. અને એક માસથીયે કંઈક વધારે વખત સુધી

ગિબન મારો નિકટનો સાથી બની રહ્યો હતો તથા તેની ભાષાએ મારી સામે ભૂતકાળની જે પ્રતિમાઓ ખડી કરી હતી તેમાં હું ગરકાવ થયો હતો. પરંતુ એ પુસ્તક થોડુંક જ બાકી રહ્યું હતું ત્યાં મને એકાએક છોડી મૂકવામાં આવ્યો. આમ મારી તન્મયતા તૂટી અને પ્રાચીન રોમ તથા કૉન્સ્ટાન્ટિનોપલ ફરી પાછા જવાનો અને એ પુસ્તકનાં બાકી રહેલાં સો કે એટલાં પાન વાંચવાનો વખત કાઢતાં તથા એ માટેની મનોવૃત્તિ પેદા કરતાં મને મુશ્કેલી પડી.

પરંતુ એ વાતને તો દશ વરસ થઈ ગયાં અને એ વખતે મેં વાંચેલું તેમાંનું ઘણુંખરું તો હું ભૂલીયે ગયો છું, છતાંયે મારા મનને ભરી દેવા અને તેમાં ગૂંચવાડો ઊભો કરવા જેટલી સ્મૃતિઓ તો હજી રહી જ છે.

પરંતુ એ ગૂંચવાડો હું તારા મગજમાં પણ ઊભો કરવા નથી માગતો.

પ્રથમ આપણે રોમના સામ્રાજ્ય અથવા તો તેની લાંબી કારકિર્દી દરમ્યાન કાળે કાળે તેણે ધારણ કરેલાં સ્વરૂપો તરફ નજર કરીએ. પછીથી કદાચ એ ચિત્રમાં રંગ પૂરવા ઘટે તો તે પૂરવા મથીશું.

ઇસિવી સનની શરૂઆતમાં ઑગસ્ટસ સીઝરના અમલથી રોમના સામ્રાજ્યનો આરંભ થાય છે. શરૂઆતમાં થોડા વખત સુધી સમ્રાટો સેનેટની આમન્યા રાખતા હતા. પરંતુ લોકતંત્રની એ છેલ્લી નિશાની પણ ટૂંક સમયમાં લુપ્ત થાય છે અને સમ્રાટ સર્વસત્તાધીશ અને પૂર્ણ-પણે આપખુદ શાસક બને છે. એટલું જ નહિ પણ તે લગભગ દેવ-તુલ્ય બની જાય છે. તેની હયાતી દરમ્યાન દેવની પેઠે તેની પૂજા કરવામાં આવતી અને મરણ પછી તો તે પૂર્ણપણે દેવ લેખાતો. તે સમયના બધા જ લેખકો આરંભકાળના સમ્રાટોને અને ખાસ કરીને ઑગસ્ટસને સર્વગુણસંપન્ન તરીકે આલેખે છે. ઑગસ્ટસના યુગને તેઓ સુવર્ણયુગ અથવા સતયુગ તરીકે વર્ણવે છે અને જણાવે છે કે તે સમયે સમાજમાં બધા સદ્‌ગુણો ખીલ્યા હતા તથા સજ્જનોને તેમની ભલાઈનો બદલો મળતો અને દુષ્ટ લોકોને શિક્ષા કરવામાં આવતી. આપખુદ રાજાના રાજ્યમાં લેખકો આ જ માર્ગ લે છે કેમકે રાજકર્તાની સ્તુતિ તેમને લાભકારક નીવડે છે. વર્જિલ, હોરેસ અને ઓવિડ જેવા લૅટિન ભાષાના પ્રખ્યાત લેખકો આ જ કાળમાં થઈ ગયા છે. એ લેખકોનાં પુસ્તકો અમારે શાળામાં વાંચવાં પડ્યાં હતાં. લોકતંત્રના છેવટના ભાગમાં નિરંતર ચાલતા આંતરવિગ્રહો અને હાડમારીના યુગ પછી આવેલા સુખશાંતિ અને વ્યવસ્થાના યુગમાં લોકોએ રાહતની લાગણી અનુભવી

હોય એ સંભવિત છે. એ અરસામાં વેપારરોજગાર અને સંસ્કૃતિ પણ કંઈક અંશે ખીલ્યાં.

પણ આ સંસ્કૃતિ કેવા પ્રકારની હતી? એ ધનિક લોકોની સંસ્કૃતિ હતી. પણ આ ધનિકો પ્રાચીન ગ્રીસના કળાપ્રેમી અને બુદ્ધિમાન ધનિકો જેવા નહોતા. રોમના ધનિકો તો સામાન્ય પ્રકારના અને મંદબુદ્ધિ લોકોની એક જમાત જેવા હતા. બસ મોજમઝા ઉડાવવી એ તેમના જીવનનું એકમાત્ર ધ્યેય હતું. તેમને માટે દુનિયાભરમાંથી ખાદ્યપદાર્થો અને મોજશોખની વસ્તુઓ રોમ આવતી. ત્યાં આગળ સર્વત્ર ભપકો અને આડંબર દેખા દેતાં હતાં. હજી આજે પણ એવા લોકોની જમાત દુનિયામાંથી મટી ગઈ નથી. રોમમાં તે સમયે ભપકો અને આડંબર પ્રવર્તતાં હતાં, એક પછી એક દમામદાર સરઘસો નીકળતાં હતાં તથા સરકસોમાં રમતો રમાતી અને મરણ નીપજે ત્યાં સુધી ગ્લેડિયેટરોની કુસ્તીઓ ચાલતી હતી. પરંતુ આ ભપકા અને દમામના પાયામાં આમજનતાનાં દુઃખ અને હાડમારી રહેલાં હતાં. ત્યાં આગળ ભારે કરવેરા લેવાતા હતા અને તેનો બોજો મુખ્યત્વે કરીને સામાન્ય લોકો ઉપર પડતો હતો. અગણિત ગુલામો મજૂરીનો બોજો ઉઠાવતા હતા. એટલું જ નહિ પણ આ મહાનુભાવોએ તેમનું વૈદ્યકીય કામ, તેમનું તત્ત્વચિંતન તથા તેમને માટે વિચાર કરવાનું કામ સુધ્ધાં મોટે ભાગે ગ્રીક ગુલામોને જ સોંપ્યું હતું! વળી તેઓ પોતાને જે દુનિયાના સ્વામી ગણતા હતા તેને કેળવવાનો અથવા તે વિષે માહિતી એકઠી કરવાનો આ ધનિક રોમનોએ કશો જ પ્રયાસ કર્યો નથી.

આમ એક પછી એક સમ્રાટ આવતા ગયા. તેમાંના કેટલાક ભૂંડા હતા અને બીજા કેટલાક તેમનાથીયે વધારે ભૂંડા હતા. અને ધીરે ધીરે બધી સત્તા સૈન્યના હાથમાં આવી. તે પોતાની મરજીમાં આવે તેને સમ્રાટ બનાવતું અને મરજીમાં આવે ત્યારે તેને પદભ્રષ્ટ કરતું. આથી સૈન્યની મહેરબાની પ્રાપ્ત કરવા હરીફાઈ થવા લાગી અને તેને લાંચરુશવત આપવા માટે જનતા પાસેથી અથવા જિતાયેલા મુલકમાંથી નાણાં કઢાવવામાં આવતાં. ગુલામોનો વેપાર એ આવકનું એક મોટું સાધન હતું. એથી કરીને રોમનું લશ્કર પૂર્વના મુલકોમાં વ્યવસ્થિત રીતે ગુલામો પકડવાનું કામ કરતું. લશ્કરની સાથે ગુલામોના વેપારીઓ પણ જતા અને લડાઈને સ્થળે જ ગુલામો ખરીદ કરતા. પ્રાચીન કાળના ગ્રીક લોકો જેને પવિત્ર ગણતા તે ડેલોઝનો ટાપુ ગુલામોનું મોટું

બજાર બની ગયો. ત્યાં આગળ કોઈ કોઈ વખત દશ હજાર જેટલા ગુલામો એક દિવસે વેચવામાં આવતા. રોમનો એક લોકપ્રિય સમ્રાટ વિશાળ કોલોઝિયમમાં એકી વખતે ૧૨૦૦ જેટલા ગુલામોને કુસ્તી કરવા ઉતારતો. સમ્રાટ અને તેની પ્રજાનું મન રંજન કરવાને અર્થે આ હતભાગી ગુલામોને મરણશરણ થવું પડતું હતું.

સામ્રાજ્યના દિવસોમાં રોમની સંસ્કૃતિ આવા પ્રકારની હતી. છતાંયે આપણો મિત્ર ગિબન લખે છે કે, 'જ્યારે માણસજાત સૌથી વધારે સુખી અને આબાદ હતી એવો યુગ જગતના ઇતિહાસમાં કયો ? એ નક્કી કરવાનું કોઈ માણસને કહેવામાં આવે તો વિના સંકોચે તે ડોમિટિયનના મરણથી કોમોડસના રાજ્યાભિષેક સુધીના યુગનું નામ દેશે. એટલે કે ઈ. સ. ૯૬થી ઈ. સ. ૧૮૦ સુધીનો ૮૪ વરસનો કાળ. ગિબન ગમે એટલો વિદ્વાન કેમ ન હોય પણ મને લાગે છે કે ઘણાખરા માણસો તેના આ કથન સાથે સંમત નહિ થાય. જ્યારે એ માણસજાતની વાત કરે છે ત્યારે એના ખ્યાલમાં મુખ્યત્વે કરીને ભૂમધ્યસમુદ્ર ઉપરના મુલકોમાં વસતી પ્રજાઓ હોય છે. કેમકે હિંદુસ્તાન, ચીન અથવા મીસર વિષે તેને કશી માહિતી નહોતી અને હોય તો પણ બહુ અલ્પ પ્રમાણમાં હશે.

પણ સંભવ છે કે હું રોમ પ્રત્યે જરા વધારે પડતો કડક થયો હોઉં. રોમના તાબાના મુલકોમાં અમુક પ્રમાણમાં શાંતિ અને વ્યવસ્થા પ્રવર્તતી હતી એ ફેરફાર લોકોને સુખદ લાગ્યો હશે. રાજ્યની સરહદો ઉપર વારંવાર યુદ્ધો થયા કરતાં પરંતુ રોમન સામ્રાજ્યની અંદર તો,—કંઈ નહિ તો આરંભકાળમાં—'પેક્સ રોમાના' એટલે કે રોમન શાંતિ પ્રવર્તતી હતી. ત્યાં આગળ અમુક પ્રમાણમાં સલામતી પણ હતી અને તેથી કરીને ત્યાં આગળ વેપારરોજગાર વધવા પામ્યો. રોમના અમલ નીચેના બધા મુલકોમાં ત્યાંના પ્રજાજનોને રોમના નાગરિકનો હક આપવામાં આવ્યો હતો. પણ બિચારા ગુલામ લોકોને એની સાથે કશો સંબંધ નહોતો એ વાત ધ્યાનમાં રાખજે. વળી એ પણ લક્ષમાં રાખજે કે સમ્રાટ સર્વસત્તાધીશ હતો અને નાગરિકોને બહુ જૂજ હકો હતા. કોઈ પણ પ્રકારની રાજકીય ચર્ચા સમ્રાટની સામે બંડ ઉઠાવવા સમાન ગણાતી હતી. ઉપલા વર્ગના લોકો માટે સમાન ધોરણની રાજ્યવ્યવસ્થા અને એક કાયદો હતો. આગળના વખતમાં એથીયે ખરાબ પ્રકારના આપખુદ અમલ નીચે જેમણે સહન કર્યું હશે તેવા લોકોને આ રાજ્યવ્યવસ્થા ઘણી જ સારી લાગી હશે.

વખત જતાં રોમન લોકો અતિશય આળસુ થઈ ગયા અને પોતાના સૈન્યમાં ભરતી થઈને લડવા માટે બીજી રીતે પણ તેઓ નકામા થઈ ગયા. ગામડાંમાં વસતા ખેડૂતો પણ તેમને વહેવા પડતા અસહ્ય બોજાને કારણે કંગાળ ગઈ ગયા હતા. શહેરના લોકોની પણ એ જ દશા હતી. પરંતુ સમ્રાટો, તેઓ તેમને પજવે નહિ એટલા ખાતર શહેરના લોકોને ખુશ રાખવા માગતા હતા. આથી રોમના લોકોને ખાવા માટે મફત રોટી આપવામાં આવતી અને તેમના મનોરંજન અર્થે સરકસના ખેલો તેમને મફત બતાવવામાં આવતા. આ રીતે તેમને ખુશ રાખવામાં આવતા. પણ આવી મફત વહેંચણી થોડાંક શહેરોમાં જ થઈ શકે એમ હતું. અને એ પણ મિસર અને એવા બીજા દેશોની ગુલામ પ્રજાની લાડમારી અને દુર્દશાને ભોગે જ થઈ શકતું; કેમકે તેમને આ વહેંચણી માટે મફત લોટ પૂરો પાડવો પડતો.

રોમન લોકો લશ્કરમાં જોડાવા તત્પર નહોતા એટલે સામ્રાજ્યની બહારના લોકોને — રોમન લોકો તેમને 'બર્બર' એટલે કે અસંસ્કારી લોકો તરીકે ઓળખતા — લશ્કરમાં ભરતી કરવા પડ્યા. આ રીતે રોમનું સૈન્ય મોટે ભાગે તેના 'બર્બર' દુશ્મનોના સંબંધી અથવા તેમને મળતા લોકોનું બન્યું. સરહદ ઉપર આ 'બર્બર' જાતિઓ નિરંતર દબાણ કર્યા કરતી અને રોમન લોકોને તે ચોપાસથી ઘેરી વળી હતી. જેમ જેમ રોમ નબળું પડતું ગયું તેમ તેમ આ 'બર્બર' લોકો વધારે ને વધારે બળવાન અને સાહસિક થવા લાગ્યા. પૂર્વ તરફની સરહદ ઉપર ખાસ કરીને ભય ઝઝૂમતો હતો. અને એ સરહદ રોમથી બહુ દૂર હોવાથી તેનું રક્ષણ કરવું એ રમત વાત નહોતી. ઑગસ્ટસ સીઝર પછી ત્રણસો વરસ બાદ કૉન્સ્ટૅન્ટાઈન નામના સમ્રાટે એક મહત્ત્વનું પગલું ભર્યું. આગળ ઉપર એનાં બહુ દૂરગામી પરિણામો આવ્યાં. તે સામ્રાજ્યની રાજધાની રોમમાંથી ખસેડી પૂર્વ તરફ લઈ ગયો. કાળા સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્રની વચ્ચે આવેલી બૉસ્ફરસની સામુદ્રધૂની ઉપર આવેલા બાઈઝેન્ટાઈન નામના પ્રાચીન શહેરની નજીક તેણે એક નવું શહેર વસાવ્યું. પોતાના નામ ઉપરથી તેણે એ શહેરનું નામ કૉન્સ્ટાન્ટિનોપલ પાડ્યું. કૉન્સ્ટાન્ટિનોપલ અથવા નવું રોમ — તે સમયે તે શહેર એ નામથી પણ ઓળખાતું — ત્યાર પછી રોમના સામ્રાજ્યની રાજધાની બની. એશિયાના ઘણા ભાગોમાં કૉન્સ્ટાન્ટિનોપલ આજે પણ રૂમને નામે ઓળખાય છે.

૩૩

# રોમના સામ્રાજ્યના ભાગલા પડી જાય છે અને આખરે તે નામશેષ થાય છે.

૨૪ એપ્રિલ, ૧૯૩૨

આજે આપણે રોમના સામ્રાજ્યની વાત આગળ ચલાવીશું. ઇસવી સનની ચોથી સદીના આરંભમાં એટલે કે ૩૨૬ ની સાલમાં કૉન્સ્ટેન્ટાઇને પ્રાચીન બાઈઝેન્ટાઇનની નજીક કૉન્સ્ટાન્ટિનોપલ શહેરની સ્થાપના કરી. અને તે પોતાના સામ્રાજ્યની રાજધાની જૂના રોમથી ખસેડી બોસ્ફરસની સામુદ્રધૂની ઉપર સ્થાપેલા આ નવા રોમમાં લઈ ગયો. તું નકશા તરફ નજર કરશે તો જણાશે કે આ નવું ઊભું થયેલું કૉન્સ્ટાન્ટિનોપલ શહેર યુરોપના એક છેડા ઉપર ઊભીને મહાકાય એશિયા ખંડ તરફ નજર કરી રહ્યું છે. એ શહેર બંને ખંડોને જોડતી કડી સમાન છે. ઘણા જમીનમાર્ગો અને દરિયાઈ માર્ગો ત્યાં થઈને પસાર થાય છે. શહેર માટે તેમજ રાજધાની માટે એ સુંદર સ્થાન છે. કૉન્સ્ટેન્ટાઇનની પસંદગી તો યોગ્ય હતી પરંતુ એને અથવા એના વારસોને રાજધાનીના ફેરફારને કારણે અતિશય વેઠવું પડ્યું. જેવી રીતે જૂનું રોમ એશિયામાઇનર અને પૂર્વ તરફના મુલકોથી ઘણું દૂર હતું તેવી જ રીતે પૂર્વની નવી રાજધાની પણ ગૉલ અને બ્રિટન જેવા સામ્રાજ્યના પશ્ચિમના મુલકોથી બહુ દૂર હતી.

આ મુશ્કેલીનો તોડ લાવવાને અર્થે થોડા વખત માટે એકી વખતે બે જોડિયા સમ્રાટની યોજના કરવામાં આવી. એક સમ્રાટ રોમમાં રહેતો અને બીજો કૉન્સ્ટાન્ટિનોપલમાં. આ યોજનાને પરિણામે સામ્રાજ્યના બે ભાગલા પડી ગયા. એક પૂર્વ તરફનો ભાગ અને બીજો પશ્ચિમ તરફનો ભાગ. રોમની રાજધાનીવાળું પશ્ચિમનું સામ્રાજ્ય લાંબો કાળ ટક્યું નહિ. જે લોકોને તે ‘બર્બર’ કહેતું હતું તેમની સામે તે પોતાનો બચાવ કરી શક્યું નહિ. ગૉથ નામની એક જર્મન જાતિ આવી અને તેણે રોમને લૂંટ્યું. પછી વેન્ડાલ લોકો આવ્યા અને

તેમના પછી હૂણ લોકો આવ્યા. પરિણામે પશ્ચિમનું સામ્રાજ્ય જમીનદોસ્ત થઈ ગયું. હૂણ શબ્દ તો તેં સાંભળ્યો હશે. ગયા મહાયુદ્ધ દરમ્યાન જર્મન લોકો અતિશય ઘાતકી અને જંગલી છે એમ સૂચવવા માટે અંગ્રેજો એ શબ્દનો હાલતાં ને ચાલતાં ઉપયોગ કરતા હતા. સાચી વાત તો એ છે કે, યુદ્ધકાળ દરમ્યાન સૌ કોઈ અથવા કહો કે ઘણા-ખરા લોકો પોતાના મન ઉપરનો કાબૂ ખોઈ બેસે છે અને પોતાની બધી સભ્યતા અને સંસ્કારિતા ભૂલી જઈ જંગલી તથા ઘાતકી રીતે વર્તે છે. જર્મન લોકો એ રીતે વર્ત્યા હતા અને અંગ્રેજ તથા ફ્રેંચ લોકોએ પણ એવું જ આચરણ કર્યું હતું. આ બાબતમાં તેમની વચ્ચે કશો જ ફરક નહોતો.

હૂણ એ અતિશય નિંદાવાચક શબ્દ બની ગયો છે. વેન્ડાલ શબ્દની બાબતમાં પણ એમ જ છે. ઘણું કરીને આ હૂણ તથા વેન્ડાલ લોકો અણઘડ અને ઘાતકી હતા અને તેમણે ભારે રંજાડ કર્યો હતો. પરંતુ સાથે સાથે આપણે એ પણ લક્ષમાં રાખવું જોઈએ કે એમને વિષેની આપણને જે માહિતી મળે છે તે બધી તેમના દુશ્મન રોમન લોકો તરફથી મળે છે. એટલે એમની માહિતી નિષ્પક્ષ હોવાની આપણે બહુ ઓછી આશા રાખી શકીએ. એ ગમે તેમ હો પણ ગૉથ, વેન્ડાલ અને હૂણ લોકોએ પશ્ચિમના રોમના સામ્રાજ્યને ગંજીફાના ઘરની જેમ રમતમાં જમીનદોસ્ત કરી નાખ્યું. તેઓ સહેલાઈથી એને ધૂળભેગું કરવામાં ફાવ્યા એનું એક કારણ એ પણ હોઈ શકે કે સામ્રાજ્યના અમલ નીચે રોમના ખેડૂતવર્ગની એટલી બધી દુર્દશા થઈ હતી, તે એટલા ભારે કરવેરા નીચે ચગદાયેલો હતો તથા એટલા બધા કરજમાં ડૂબેલો હતો કે એને બદલે બીજા કોઈ પણ ફેરફારને તેણે વધાવી લીધો. એ જ પ્રમાણે હિંદનો ગરીબ ખેડૂતવર્ગ તેની કંગાલિયત અને દુર્દશાને બદલે બીજો કોઈ પણ ફેરફાર વધાવી લેવા તત્પર છે.

આ રીતે રોમના પશ્ચિમના સામ્રાજ્યનો અંત આવ્યો. થોડી સદીઓ પછી તે બીજે સ્વરૂપે ફરીથી ઊભું થવાનું હતું. પરંતુ પૂર્વનું સામ્રાજ્ય ટકી રહ્યું. જોકે તેને પણ હૂણ અને એવા બીજા લોકોના હુમલાઓનો સામનો કરવામાં ભારે જહેમત ઉઠાવવી પડી. આ હુમલાઓની સામે તે ટકી રહ્યું એટલું જ નહિ પણ આરબ લોકોની સામે અને તે પછી તુર્ક લોકોની સામે સતતપણે લડતાં લડતાં પણ સદીઓ સુધી તે નભ્યું. ૧૧૦૦ વરસ જેટલા અતિશય લાંબા કાળ સુધી

તે ટકી રહ્યું અને છેવટે ૧૪૫૩ ની સાલમાં ઑટોમન અથવા ઉસ્માની તુર્ક લોકોએ કૉન્સ્ટાન્ટિનોપલનો કબજો લીધો ત્યારે તેનો અંત આવ્યો. ત્યારથી તે આજ સુધી એટલે કે લગભગ પાંચસો વરસથી કૉન્સ્ટાન્ટિનોપલ અથવા ઇસ્તંબુલ તુર્ક લોકના કબજામાં રહ્યું છે. ત્યાં આગળથી તુર્ક લોકો યુરોપના પ્રદેશો ઉપર વારંવાર આક્રમણ કરતા અને એક વખતે તો તેઓ છેક વિયેનાના દરવાજા સુધી પહોંચી ગયા હતા. પછીની સદીઓમાં ધીરે ધીરે તેમને પાછા હાંકી કાઢવામાં આવ્યા હતા અને બારેક વરસ ઉપર ગયા મહાયુદ્ધમાં તેમની હાર થયા પછી કૉન્સ્ટાન્ટિનોપલ તેઓ લગભગ ખોઈ બેઠા હતા. પછી એ શહેર અંગ્રેજોના કબજામાં ગયું અને તુર્ક સુલતાન તેમના હાથમાં પૂતળા જેવો બની ગયો. પરંતુ મુસ્તફા કમાલ પાશા નામનો એક મહાન નેતા પોતાની પ્રજાને ઉગારવા આગળ પડ્યો અને વીરતાભર્યા યુદ્ધ પછી તે પોતાના કાર્યમાં સફળ થયો. આજે તુર્કી પ્રજાતંત્ર છે અને સુલતાને ત્યાંથી હમેશને માટે વિદાય લીધી છે.[1] કમાલ પાશા એ પ્રજાતંત્રનો પ્રમુખ છે. પહેલાં પૂર્વના રોમન સામ્રાજ્યનું અને પછી તુર્ક સામ્રાજ્યનું એમ લગભગ ૧૫૦૦ વર્ષ સુધી કૉન્સ્ટાન્ટિનોપલ સામ્રાજ્યનું પાટનગર રહ્યું. આજે પણ તે તુર્ક રાજ્યનો એક ભાગ છે પરંતુ તે તેનું પાટનગર રહ્યું નથી. તુર્ક લોકોએ સામ્રાજ્ય સાથે સંકળાયેલાં તેનાં સ્મરણો અને પરંપરાઓથી અળગા રહેવાનું અને દૂર એશિયામાઇનરમાં આવેલા અંગોરા અથવા અંકારા શહેરમાં પોતાની રાજધાની રાખવાનું યોગ્ય માન્યું.

આપણે લગભગ બે હજાર વર્ષો જેટલો કાળ ઝપાટાબંધ વટાવી ગયાં અને કૉન્સ્ટાન્ટિનોપલની સ્થાપના તથા રોમના સામ્રાજ્યની રાજધાની એ નવા શહેરમાં ખસેડવામાં આવી ત્યાર બાદ એક પછી એક જે જે ફેરફારો થતા ગયા તેના ઉપર ઊડતી નજર કરી ગયાં. પરંતુ કૉન્સ્ટેન્ટાઈને બીજું એક અવનવું કાર્ય કર્યું. તેણે ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો અને તે પોતે સમ્રાટ હતો એટલે એનો અર્થ એ થયો કે ખ્રિસ્તી ધર્મ આખા સામ્રાજ્યનો રાજધર્મ બન્યો. ખ્રિસ્તી ધર્મની પરિસ્થિતિમાં આ એકાએક થયેલો પલટો વિચિત્ર પ્રકારની ઘટના ગણાઈ હશે. કેમકે દમનના ભોગ બનેલા ધર્મને બદલે તેણે હવે સામ્રાજ્યધર્મનું સ્થાન પ્રાપ્ત કર્યું. પરંતુ થોડા વખત સુધી તો આ ફેરફારથી તેને બહુ ફાયદો ન થયો. ખ્રિસ્તી ધર્મના જુદાજુદા પંથો વચ્ચે પરસ્પર

૧. ૧૯૩૮ ની સાલમાં કમાલ પાશાનું અવસાન થયું.

એકબીજા સાથે ઝઘડા શરૂ થયા. છેવટે આ ઝઘડાઓનું પરિણામ એ આવ્યું કે ખ્રિસ્તી ધર્મના બે પંથો એક બીજાથી સાવ અલગ થઈ ગયા. એક લૅટિન પંથ અને બીજો ગ્રીક પંથ. લૅટિન પંથનું મુખ્ય મથક રોમ બન્યું તથા તેનો બિશપ અથવા આચાર્ય તે પંથનો વડો ગણાવા લાગ્યો. આગળ ઉપર તે રોમનો પોપ કહેવાયો. કૉન્સ્ટાન્ટિનોપલ ગ્રીક પંથનું મથક બન્યું. લૅટિન ચર્ચ અથવા ધર્મસંઘનો ઉત્તર અને પશ્ચિમ યુરોપમાં બધે ફેલાવો થયો અને રોમન કૅથલિક ચર્ચ અથવા ધર્મસંઘને નામે ઓળખાયો. ગ્રીક ચર્ચ અથવા ધર્મસંઘ ઑર્થોડૉક્સ ચર્ચ અથવા તો સનાતની ધર્મસંઘને નામે ઓળખાયો. પૂર્વના સામ્રાજ્યના પતન પછી ઑર્થોડૉક્સ ચર્ચનો ખાસ કરીને રશિયામાં જ ફેલાવો થયો. હવે બોલ્શેવિઝમની સ્થાપના થયા પછી રશિયામાં એ ચર્ચ યા ધર્મસંઘ કે બીજું કોઈ પણ ચર્ચ રાજમાન્ય રહ્યું નથી.

હું પૂર્વના રોમન સામ્રાજ્યની વાત કરી રહ્યો છું પણ રોમને એની સાથે ઝાઝી નિસ્બત નથી. ત્યાં વપરાતી ભાષા સુધ્ધાં લૅટિન નહિ પણ ગ્રીક હતી. એક રીતે તેને સિકંદરના ગ્રીક સામ્રાજ્યની પૂર્તિ અથવા તેના અનુસંધાન તરીકે ગણી શકાય. પશ્ચિમ યુરોપ સાથે તેને નહિ જેવો જ સંપર્ક હતો. જો કે તેનાથી સ્વતંત્ર હોવાના પશ્ચિમ યુરોપના દાવાને લાંબા વખત સુધી તેણે માન્ય રાખ્યો નહોતો. જાણે એ શબ્દમાં કંઈ જાદુ ન હોય તેમ પૂર્વનું સામ્રાજ્ય ‘ રોમન ’ શબ્દને વળગી રહ્યું, અને ત્યાંના લોકો પણ પોતાને રોમન કહેવડાવતા. એથીયે વિશેષ તાજુબ પમાડનારી વસ્તુ તો એ છે કે સામ્રાજ્યનું વડું મથક મટી જવા છતાંયે રોમની પ્રતિષ્ઠા ઘટી નહિ અને તેને જીતવાને આવનારા ‘ બર્બર ’ લોકો પણ એનાથી અંજાતા અને એના પ્રત્યે આદરથી વર્તતા. મહાન વિચારો અને મોટા નામનું આવું ભારે સામર્થ્ય હોય છે!

સામ્રાજ્ય ગુમાવ્યા પછી રોમે એક નવીન અને જુદા જ પ્રકારનું સામ્રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન આરંભ્યો. એમ કહેવાય છે કે, ઈશુનો શિષ્ય પીટર રોમમાં આવ્યો હતો અને તે તેનો પ્રથમ બિશપ અથવા આચાર્ય થયો હતો. આ હકીકતને કારણે ખ્રિસ્તી લોકોની નજરમાં રોમ વધારે પવિત્ર ગણાવા લાગ્યું અને રોમના બિશપનું પદ વધારે મહત્ત્વનું મનાવા લાગ્યું. આરંભમાં તો બીજા બિશપો અને રોમના બિશપ વચ્ચે કશો ફરક નહોતો. પરંતુ સમ્રાટનું રહેઠાણ કૉન્સ્ટાન્ટિનોપલ બન્યું ત્યારથી તેનું મહત્ત્વ વધવા માંડ્યું. એ પછી એના પ્રભાવને

ઝાંખો પાડનાર ત્યાં આગળ કોઈ રહ્યું નહિ અને પીટરની ગાદીના વારસ તરીકે તે બધા બિશપ અથવા આચાર્યોમાં મુખ્ય ગણાવા લાગ્યો. પાછળથી તે પોપ તરીકે ઓળખાવા લાગ્યો. તું જાણે છે કે પોપ આજે પણ મોજૂદ છે અને તે રોમન કૅથલિક ચર્ચ યા ધર્મસંઘનો વડો ગણાય છે.

વિચિત્ર વાત તો એ છે કે, ગ્રીક ઑર્થોડૉક્સ ચર્ચ અને લૅટિન ચર્ચ વચ્ચે તડ પડવાનું એક કારણ મૂર્તિપૂજા પણ હતી. રોમન અથવા તો લૅટિન ચર્ચે સંતોની અને ખાસ કરીને ઈશુની માતા મેરીની મૂર્તિની પૂજાને ઉત્તેજન આપ્યું જ્યારે ગ્રીક ઑર્થોડૉક્સ ચર્ચે એની સામે સખત વાંધો ઉઠાવ્યો.

અનેક પેઢીઓ સુધી રોમ ઉત્તર તરફની જાતિઓના કબજામાં રહ્યું અને તેમના સરદારોએ ત્યાં આગળ રાજ્ય કર્યું. પરંતુ સામાન્ય રીતે એ લોકો પણ કૉન્સ્ટાન્ટિનોપલના સમ્રાટનું આધિપત્ય સ્વીકારતા હતા. દરમ્યાન, ધર્મના વડા તરીકે રોમના બિશપની સત્તા વધતી ગઈ. છેવટે, તેનું સામર્થ્ય એટલું બધું વધી ગયું કે કૉન્સ્ટાન્ટિનોપલનો સામનો કરવાની પણ તેણે હામ ભીડી. મૂર્તિપૂજાની બાબતમાં ઝઘડો ઊભો થયો ત્યારે પોપે રોમનો પૂર્વના સામ્રાજ્ય સાથેનો સંબંધ બિલકુલ તોડી નાખવાનો નિર્ણય કર્યો. પરંતુ એ દરમ્યાન તો ઘણા બનાવો બની ગયા. દાખલા તરીકે અરબસ્તાનમાં નવા ઇસ્લામ ધર્મનો ઉદય થયો અને આરબ લોકો આખાયે ઉત્તર આફ્રિકાના પ્રદેશો અને સ્પેન ઉપર ફરી વળ્યા તથા યુરોપના મર્મસ્થળ ઉપર તેઓ આક્રમણ કરી રહ્યા હતા. વળી ઉત્તર અને પશ્ચિમ યુરોપમાં નવાં રાજ્યો ઉદય પામતાં હતાં તથા પૂર્વના સામ્રાજ્ય ઉપર આરબ લોકો ઝનૂની હુમલો કરી રહ્યા હતા. આ બધા બનાવોની વાત આપણે આગળ ઉપર કરીશું.

પોપે ઉત્તર તરફની ફ્રેંક નામની જર્મન જાતિના મહાન સરદારની મદદ માગી અને થોડા વખત પછીથી એ જ જાતિના રાજા કાર્લ અથવા ચાર્લ્સનો રોમના સમ્રાટ તરીકે રોમમાં અભિષેક કર્યો. આમ એ એક તદ્દન નવા જ રાજ્ય અથવા સામ્રાજ્યની સ્થાપના થઈ છતાં એને આરંભમાં રોમન સામ્રાજ્ય તરીકે અને પાછળથી 'હોલી રોમન એમ્પાયર' એટલે કે, 'પવિત્ર રોમન સામ્રાજ્ય' તરીકે ઓળખાવવામાં આવ્યું. લોકોને રોમન સિવાયના બીજા કોઈ સામ્રાજ્યનો ખ્યાલ જ આવી શકતો નહોતો અને મહાન ચાર્લ્સ અથવા તો શાર્લમેનને રોમ સાથે કશાયે લેવાદેવા નહોતી છતાં પણ તે ઇમ્પરેટર, સીઝર અને

ઑગસ્ટસ અથવા રોમનો સમ્રાટ બન્યો. આ નવા સામ્રાજ્યને જૂનાના અનુસંધાન તરીકે જ લેખવામાં આવતું હતું પરંતુ તેના નામમાં થોડો ઉમેરો કરવામાં આવ્યો. 'રોમન સામ્રાજ્ય'ને બદલે તે 'પવિત્ર રોમન સામ્રાજ્ય' કહેવાયું. તે 'પવિત્ર' એટલા માટે કહેવાયું કે, તે ખાસ કરીને ખ્રિસ્તી સામ્રાજ્ય હતું અને પોપ તેનો ધર્મપિતા હતો.

અહીંયાં પણ વિચારોનું અજબ સામર્થ્ય તું ફરીથી જોઈ લે. મધ્ય યુરોપમાં વસતો એક ફ્રૅંક અથવા જર્મન જાતિનો પુરુષ રોમન સમ્રાટ બને છે! અને આ 'પવિત્ર' સામ્રાજ્યનો ભાવી ઇતિહાસ તો વળી એથીયે વધારે આશ્ચર્યકારક છે. પાછળના વખતમાં તો તે માત્ર નામનું જ સામ્રાજ્ય રહ્યું હતું. કૉન્સ્ટાન્ટિનોપલ આગળનું પૂર્વનું રોમન સામ્રાજ્ય તો એક રાજ્ય તરીકે ચાલુ રહ્યું પણ આ પશ્ચિમનું 'પવિત્ર' સામ્રાજ્ય વખતોવખત પલટાતું રહ્યું, વખતોવખત અદૃશ્ય થયું અને ફરી પાછું પ્રગટ થયું. ખરી રીતે તે છાયારૂપ અને પ્રેત સમાન સામ્રાજ્ય હતું અને રોમના નામની અને ખ્રિસ્તી ચર્ચ યા ધર્મસંઘની પ્રતિષ્ઠાને બળે માત્ર સિદ્ધાંતમાં તેનું અસ્તિત્વ હતું. તે માત્ર કલ્પનાનું સામ્રાજ્ય હતું અને તેની વાસ્તવિકતા નહિ જેવી જ હતી. કોઈકે, મને લાગે છે કે વૉલ્ટેરે — તેની આ પ્રમાણે વ્યાખ્યા આપી છે: તે નહોતું પવિત્ર, નહોતું રોમન કે નહોતું સામ્રાજ્ય! કમનસીબે જેનાથી આજે પણ આપણે પીડાઈ રહ્યાં છીએ તે 'ઇન્ડિયન સિવિલ સર્વિસ'ની પણ કોઈ કે આવી જ વ્યાખ્યા કરી છે: 'કે તે નથી ઇન્ડિયન (હિંદી), નથી સિવિલ (સભ્ય) કે નથી સર્વિસ (સેવકસંઘ)!'

વસ્તુતાએ તે ગમે તે હોય પણ આ છાયારૂપ પવિત્ર રોમન સામ્રાજ્ય કંઈ નહિ તો નામમાં પણ લગભગ એક હજાર વરસ સુધી ચાલુ રહ્યું. અને લગભગ સો વરસ ઉપર નેપોલિયનના સમયમાં છેવટે તેનો અંત આવ્યો. એનો અંત એ પણ કશી નોંધપાત્ર કે ધ્યાન ખેંચે એવી મહત્ત્વની બીના નહોતી. બહુ થોડા લોકોને એના અંતની ખબર પણ પડી હશે, કેમકે વાસ્તવિક રીતે તો કેટલાયે કાળથી તેની હસ્તી નહોતી. પણ અંતે એ પ્રેતને દફનાવવામાં આવ્યું. આમ છતાંયે કાયમને માટે તો તે દફનાવી શકાયું નહિ; કેમકે કૈઝર અને ઝાર વગેરે નામોથી જુદે જુદે સ્વરૂપે તે ફરીથી પ્રગટ થયું. ચૌદ વરસ ઉપર પૂરા થયેલા મહાયુદ્ધ દરમ્યાન એમાંથી ઘણાંખરાંને દફનાવી દેવામાં આવ્યાં હતાં.

## ૩૪

# સમસ્ત જગતના એક સાર્વભૌમ રાજ્યની કલ્પના

૨૫ એપ્રિલ, ૧૯૩૨

મને લાગે છે કે આ પત્રોથી હું તને ઘણીવાર થકવી નાખતો હોઇશ અને તારા મનને ગૂંચવી નાખતો હોઇશ.

ખાસ કરીને રોમન સામ્રાજ્યોને અંગેના મારા છેલ્લા બે પત્રોએ તો તારી ધીરજ ખુટાડી દીધી હશે. એમાં હું હજારો વર્ષના ગાળામાં આગળ અને પાછળ ભમ્યો છું અને હજારો માઇલનું અંતર મેં વટાવ્યું છે એટલે એ પત્રોથી તારા મનમાં ગૂંચવાડો ઊભો થયો હોય તો તેમાં સંપૂર્ણપણે મારો જ દોષ છે. પણ એથી તું હતાશ થઇશ નહિ અને મારા પત્રો વાંચવાનું ચાલુ રાખજે. કોઈ પણ ઠેકાણે મારા કહેવામાં તને સમજ ન પડે તો એ માટે ચિંતા કરીશ નહિ અને આગળ ચાલજે. તને ઇતિહાસ શીખવવાને હું કંઈ આ પત્રો નથી લખતો. એ લખવામાં મારો આશય તો તને કંઇક જગતના ઇતિહાસની ઝાંખી કરાવવાનો અને તારી જિજ્ઞાસા જાગ્રત કરવાનો છે.

રોમન સામ્રાજ્યોની વાત સાંભળી સાંભળીને તો તું થાકી હશે. મારી પોતાની વાત કહું તો, સાચે જ હું તો એનાથી કંટાળ્યો છું. છતાંયે આજનો દિવસ જરા એ જ વાત નિભાવી લઈએ અને પછીથી થોડા વખત માટે આપણે તેમની રજા લઇશું.

તને ખબર છે કે આજકાલ રાષ્ટ્રવાદ અને સ્વદેશાભિમાનની બહુ વાતો થાય છે. હિંદમાં તો આજે આપણામાંના મોટા ભાગના લોકો કટ્ટર રાષ્ટ્રવાદી છે. રાષ્ટ્રવાદ એ ઇતિહાસમાં એક નવી જ વસ્તુ છે અને ઘણુંકરીને આગળ ઉપર આ પત્રોમાં આપણે તેના આરંભ અને વિકાસ વિષે વાત કરીશું. રોમન સામ્રાજ્યોના જમાનામાં આવી જાતની કોઈ પણ ભાવના નહોતી. તે વખતે તો એ સામ્રાજ્યને આખી દુનિયા ઉપર શાસન કરતું એક મહાન રાજ્ય માનવામાં આવતું હતું. આખી દુનિયા ઉપર જેનું શાસન એક ચક્રે ચાલ્યું હોય એવું એકે સાર્વભૌમ સામ્રાજ્ય કે રાજ્ય ઇતિહાસમાં કદી પણ થયું જાણ્યું નથી પણ ભૂગોળના જ્ઞાનને અભાવે તથા લાંબાં અંતર કાપીને માલની અવરજવર કરવાની અને લાંબી મુસાફરી કરવાની મુશ્કેલીઓને કારણે આવું રાજ્ય પણ હતું એમ અસલના લોકો માની લેતા. આ રીતે, રોમના રાજ્યને યુરોપ

અને ભૂમધ્ય સમુદ્રની આસપાસના મુલકોમાં, તે સામ્રાજ્ય થયું તે પહેલાં પણ જગતના સર્વોપરી રાજ્ય તરીકે માનવામાં આવતું અને બીજાં રાજ્યોને તેનાં ખંડિયાં રાજ્યો તરીકે લેખવામાં આવતાં. એની પ્રતિષ્ઠા એટલી બધી હતી કે એશિયામાઇનિરમાં આવેલા ગ્રીક રાજ્ય પરગેમમ તથા મિસર જેવા કેટલાક દેશોના રાજાઓએ ખરેખાત પોતાના અમલ નીચેના મુલકો રોમન રાજ્યની પ્રજાને ભેટ તરીકે આપી દીધા. તેમને એમ લાગતું હતું કે રોમનું સામર્થ્ય અપાર છે અને તેનો સામનો થઈ શકે નહિ. છતાંયે મેં તને કહ્યું છે તેમ, તે પ્રજાતંત્ર હતું ત્યારે કે સામ્રાજ્ય બન્યા પછી પણ રોમના રાજ્યે ભૂમધ્ય સમુદ્ર ઉપર આવેલા મુલકો સિવાયના મુલકો ઉપર શાસન કર્યું નથી. ઉત્તર યુરોપના 'બર્બર' લોકો કદી પણ તેને વશ થયા નહોતા અને રોમે પણ તેમના ઉપર બહુ લક્ષ આપ્યું નહોતું. પરંતુ રોમના રાજ્યની સત્તાનો વ્યાપ અથવા વિસ્તાર ગમે એટલો હોય પણ તેની પાછળ સમસ્ત જગતના સાર્વભૌમ રાજ્યની ભાવના અથવા કલ્પના પેદા થઈ હતી અને તે સમયના પશ્ચિમના મોટા ભાગના લોકોએ એ કલ્પના કે ભાવના વધાવી લીધી હતી. આ ભાવનાને કારણે જ રોમનાં સામ્રાજ્યો આટલા બધા લાંબા કાળ સુધી ટકી રહ્યાં અને જ્યારે તે સત્ત્વહીન થઈ ગયાં ત્યારે પણ તેમની અને તેમના નામની ભારે પ્રતિષ્ઠા કાયમ રહી.

જેનું પ્રભુત્વ આખી દુનિયા ઉપર હોય એવા સાર્વભૌમ રાજ્યની કલ્પના કેવળ રોમમાં જ ઉદ્ભવી હતી એવું નથી. પ્રાચીન કાળમાં ચીન તેમજ હિંદુસ્તાનમાં પણ એ કલ્પના પ્રચલિત હતી, એમ આપણને માલૂમ પડે છે. તને ખબર છે કે ઘણીવાર ચીનના રાજ્યનો વિસ્તાર રોમના રાજ્ય કરતાં ઘણો વધારે હતો. પશ્ચિમમાં છેક કાસ્પિયન સમુદ્ર સુધી તે વિસ્તર્યું હતું. ચીનનો સમ્રાટ પોતાને 'સ્વર્ગનો પુત્ર' કહેવડાવતો અને ચીનના લોકો તેને વિશ્વ-સમ્રાટ અથવા આખી દુનિયાનો રાજા માનતા હતા. એ વાત સાચી કે કેટલીક જાતિઓ અને પ્રજાઓ તેને હેરાન કરતી હતી અને સમ્રાટની આજ્ઞા માનતી નહોતી. પરંતુ ઉત્તર યુરોપના લોકોને રોમન લોકો જે અર્થમાં 'બર્બર' કહેતા હતા તે જ અર્થમાં ચીની લોકોને મન પણ એ લોકો બર્બર હતા.

એ જ રીતે છેક પ્રાચીન કાળથી હિંદમાં 'ચક્રવર્તી' એટલે કે આખી દુનિયા ઉપર રાજ્ય કરતા રાજાઓનો ઉલ્લેખ આપણને મળી આવે છે. દુનિયા વિષેનો તેમનો ખ્યાલ અત્યંત સંકુચિત હતો એમાં શંકા

નથી. એકલા હિંદુસ્તાનનો વિસ્તાર જ એટલો બધો મોટો હતો કે તે સમયના લોકોને તે આખી દુનિયા સમાન લાગતો હતો. આથી આખા હિંદ ઉપરનું આધિપત્ય તેમને સમસ્ત દુનિયાનું આધિપત્ય ભાસતું. એની બહારની બીજી પ્રજાઓ 'બર્બર' અથવા મ્લેચ્છ ગણાતી. જેના ઉપરથી આ દેશનું નામ ભારતવર્ષ પડ્યું છે તે પૌરાણિક ભરત આવો ચક્રવર્તી સમ્રાટ હતો એવી પરંપરાગત માન્યતા છે. મહાભારતની વાત પ્રમાણે યુધિષ્ઠિર અને તેના ભાઈઓ પણ આવા ચક્રવર્તી પદ અથવા સમસ્ત દુનિયાના આધિપત્ય માટે લડ્યા હતા. અશ્વમેધ યજ્ઞ પણ આખી દુનિયા ઉપર સાર્વભૌમત્વ સ્થાપવાનાં આહ્વાન અને સૂચનરૂપ હતો. શરૂઆતમાં ઘણું કરીને અશોકનું પણ એ જ ધ્યેય હતું પરંતુ એને પશ્ચાત્તાપ થયો અને કરુણાવશ થઈને તેણે પછીથી યુદ્ધમાત્રનો નિષેધ કર્યો. આગળ ઉપર તું જોશે કે ગુપ્તવંશી અને બીજા એવા સામ્રાજ્યવાદી રાજાઓની આકાંક્ષા પણ એ જ હતી.

આ ઉપરથી તને સમજાશે કે અસલના વખતમાં સામાન્ય રીતે લોકો વિશ્વ-સમ્રાટ અને જગતના એકચક્રી અથવા સાર્વભૌમ રાજ્યની ભાષામાં વિચાર કરતા હતા. એ પછી લાંબે વખતે રાષ્ટ્રવાદ અને નવીન પ્રકારનો સામ્રાજ્યવાદ આવ્યો. અને એ બંનેએ મળીને દુનિયામાં ભારે ખાના-ખરાબી અને અનર્થ કર્યાં. વળી પાછી આજે વિશ્વ-રાજ્યની વાતો થવા લાગી છે. એ વિશ્વ-રાજ્યમાં મોટા સામ્રાજ્ય કે સર્વોપરી સમ્રાટને સ્થાન નથી. એમાં તો આખી દુનિયાના એક એવા પ્રકારના લોકતંત્રની કલ્પના કરવામાં આવી છે કે જે એક પ્રજા જાતિ કે વર્ગનું બીજી પ્રજા, જાતિ કે વર્ગથી થતું શોષણ અટકાવે. નજીકના ભવિષ્યમાં આવું કંઈ નીપજશે કે કેમ એ કહેવું મુશ્કેલ છે. પરંતુ આજે દુનિયાની દશા બહુ બૂરી છે અને એની દુર્દશા દૂર કરવાનો બીજો કોઈ રસ્તો દેખાતો નથી.

મેં ઉત્તર યુરોપના 'બર્બર' લોકોનો વારંવાર નિર્દેશ કર્યો છે. હું એ શબ્દનો ઉપયોગ કરું છું એનું કારણ એટલું જ છે કે રોમન લોકોએ તેમનો એ જ નામથી ઉલ્લેખ કર્યો છે. મધ્ય એશિયાના ગોપ લોકો અને બીજી પણ કેટલીક જાતિઓની પેઠે એ લોકો પણ તેમના પાડોશી રોમન લોકો અથવા તો હિંદુસ્તાનના લોકોના જેટલા સભ્ય કે સંસ્કારી નહોતા એ વિષે જરાયે શંકા નથી. પરંતુ તેઓ ખુલ્લી હવામાં જીવન ગાળતા હોવાથી તેમના કરતાં તેઓ વધારે ખડતલ અને વીર્યવાન હતા. પાછળથી તેમણે ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો અને રોમ જીતી લીધું ત્યારે પણ તે લોકો સામાન્ય રીતે નિર્દય દુશ્મન તરીકે ત્યાં

આવ્યા નહોતા. ઉત્તર યુરોપની આજની બધી પ્રજાઓ ગૉથ, ફ્રૅંક અને એવી બીજી બર્બર જાતિઓની સંતતી છે.

મેં તને રોમના સમ્રાટોની નામાવલી આપી નથી. ત્યાં સંખ્યાબંધ સમ્રાટો થઈ ગયા પણ ગણ્યાગાંઠ્યા અપવાદો સિવાય બધાયે સારી પેઠે ભૂંડા હતા. તેમાંના કેટલાક તો નર્યા રાક્ષસો જ હતા. મને ખાતરી છે કે તેં નીરોનું નામ તો સાંભળ્યું જ હશે પણ કેટલાક સમ્રાટો તો તેનાથીયે ઘણા બૂરા હતા. ઈરીન નામની એક સ્ત્રીએ તો સમ્રાજ્ઞી બનવા ખાતર પોતાના સગા દીકરાનો — જે સમ્રાટ હતો — ઘાત કર્યો હતો. આ બનાવ કૉન્સ્ટાન્ટિનોપલમાં બન્યો હતો.

રોમનો એક સમ્રાટ આ બધામાંથી નિરાળો તરી આવે છે. એનું નામ માર્કસ ઑરેલિયસ હતું. તે તત્ત્વચિંતક હતો એમ મનાય છે અને તેના વિચારો તથા ચિંતનોનું પુસ્તક મનન કરવા યોગ્ય છે. માર્કસ ઑરેલિયસની ખોટ તેની પછી ગાદીએ આવેલા તેના પુત્રે પૂરી કરી. તે રોમમાં પાકેલા અત્યંત ભૂંડા બદમાશોનો શિરોમણિ હતો.

સામ્રાજ્યનાં આરંભનાં ત્રણસો વરસ રોમ પશ્ચિમની દુનિયાનું કેન્દ્ર હતું. તે સમયે રોમ ખરેખર મોટું શહેર હશે અને સંખ્યાબંધ આલેશાન મકાનોથી ભરપૂર હશે તથા સામ્રાજ્યના બધા પ્રદેશોમાંથી અને તેની સરહદની પારના મુલકોમાંથી પણ લોકો આવીને ત્યાં રહેતા હશે. સંખ્યાબંધ વહાણો દૂરદૂરના દેશોમાંથી મનોહર વસ્તુઓ, દુર્લભ ખાદ્ય પદાર્થો તથા કીમતી ચીજો ત્યાં લાવતાં હતાં. એમ કહેવાય છે કે દર વરસે ૧૨૦ વહાણોનો એક કાફલો મિસરનાં બંદરો અને રાતા સમુદ્રમાં થઈને હિંદુસ્તાન જતો હતો. ચોમાસાના પવનનો લાભ લઈ શકાય એ ટાંકણે તે વહાણો સફરે નીકળતાં. કેમકે એની તેમને બહુ સહાય મળતી. સામાન્ય રીતે તે દક્ષિણ હિંદનાં બંદરોએ જતાં. કીમતી માલ ભરીને, ફરી પાછો પવનનો લાભ મળે એ લાગ જોઈને તે મિસર જવાને પાછાં વળતાં. મિસરથી પછી એ માલ જમીન તેમજ દરિયા માર્ગે રોમ પહોંચતો.

પરંતુ મુખ્યત્વે કરીને આ બધો વેપાર તવંગર લોકોના લાભને અર્થે ખેડાતો. ગણ્યાગાંઠ્યા શ્રીમંતોના વૈભવવિલાસની પાછળ અસંખ્ય લોકોની યાતના અને હાડમારી છુપાયેલી હતી. ત્રણસો વરસથીયે વધારે વખત સુધી રોમ પશ્ચિમની દુનિયાનું સર્વોપરી શહેર રહ્યું. અને તે પછી કૉન્સ્ટાન્ટિનોપલ સ્થપાયું ત્યારે તેની સાથે એ સર્વોપરીપણાનું તે ભાગીદાર બન્યું. પ્રાચીન ગ્રીસે ટૂંક સમયમાં વિચારના ક્ષેત્રમાં ભારે સિદ્ધિ મેળવી

હતી પરંતુ આટલા બધા લાંબા સમય દરમ્યાન પણ રોમ એ વિષયમાં કંઈ પણ મહાન સર્જન ન કરી શક્યું. ખરેખર ઘણી બાબતોમાં રોમની સંસ્કૃતિ એ તો ગ્રીક સંસ્કૃતિની ફિક્કી છાયા સમાન લાગે છે. પરંતુ એક વસ્તુ એવી છે કે જેમાં રોમન લોકોએ દુનિયાને માર્ગદર્શન કર્યું છે એમ મનાય છે. એ વસ્તુ તે રોમન કાયદો. પશ્ચિમમાં વકીલ લોકોને આજે પણ રોમન કાયદાનો અભ્યાસ કરવો પડે છે; કેમકે યુરોપના દેશોના કાયદા એના ઉપરથી ઘડાયા છે એમ કહેવાય છે.

બ્રિટિશ સામ્રાજ્યની વારંવાર રોમન સામ્રાજ્ય સાથે તુલના કરવામાં આવે છે. ખાસ કરીને અંગ્રેજ લોકો જ એમ કરે છે અને એ સરખામણીથી ભારે સંતોષ અનુભવે છે. બધાં જ સામ્રાજ્યો વત્તેઓછે અંશે પ્રકૃતિમાં સરખાં જ હોય છે. ઘણા લોકોનું શોષણ કરીને તે માતે છે. પરંતુ રોમન લોકો અને અંગ્રેજ લોકો વચ્ચે બીજું પણ એક ભારે મળતાપણું છે — બંને પ્રજાઓમાં કલ્પનાશક્તિનો કેવળ અભાવ છે! દુનિયા ખાસ કરીને પોતાના લાભને અર્થે જ બનાવવામાં આવી છે એવા અડગ વિશ્વાસથી આત્મસંતોષ અનુભવતા તેઓ જિંદગી ગુજારે છે — શંકા કે મુશ્કેલી તેમને કદીયે પજવતાં નથી.

# ૩૫

# પાર્થિયા અને સાસાની

૨૯ એપ્રિલ, ૧૯૩૨

હવે આપણે રોમન સામ્રાજ્ય અને યુરોપની રજા લઈએ અને દુનિયાના બીજા ભાગોમાં જઈએ. એ સમય દરમ્યાન એશિયામાં શું બની રહ્યું હતું તે આપણે જોવું જોઈએ અને ચીન તથા હિંદુસ્તાનની વાત પણ આગળ ચલાવવી જોઈએ. વળી બીજા દેશો પણ હવે ઇતિહાસના ક્ષિતિજ ઉપર દેખાવા લાગે છે એટલે તેમને વિષે પણ આપણે થોડી ઘણી વાત કરવી પડશે. વાત એમ છે કે જેમ જેમ આપણે આગળ ચાલીશું તેમ તેમ અનેક સ્થળો વિષે એટલું બધું કહેવાનું આવશે કે નાસીપાસ થઈને કદાચ હું એ કાર્ય છોડી જ દઉં એમ પણ બને.

મારા એક પત્રમાં પાર્થિયામાં કારહીના રણક્ષેત્ર ઉપર રોમના પ્રજાતંત્રના સૈન્યનો ભારે પરાજય થયો હતો તેનો ઉલ્લેખ કર્યો હતો. તે વખતે હું પાર્થિયન લોકો વિષે અને હાલ જ્યાં આગળ ઈરાન અને મેસોપોટેમિયા છે તે સ્થળે તેમણે કેવી રીતે રાજ્ય સ્થાપ્યું તેની વાત કરવા રોકાયો નહોતો. તને યાદ હશે કે સિકંદર પછી તેનો સેનાપતિ સેલ્યુકસ તથા તેના વંશજો હિંદુસ્તાનથી માંડીને પશ્ચિમે આવેલા એશિયામાઇનર સુધી વિસ્તરેલા સામ્રાજ્ય ઉપર રાજ્ય કરતા હતા. લગભગ ત્રણસો વરસ સુધી તેમણે ત્યાં રાજ્ય કર્યું. ત્યાર પછી પાર્થિયન નામની મધ્ય એશિયાની એક જાતિએ તેમને ત્યાંથી હાંકી કાઢ્યા. આજના ઈરાનના અથવા તે સમયના તેના નામ મુજબ પાર્થિયાના આ પાર્થિયન લોકોએ જ પ્રજાતંત્રના છેવટના દિવસો દરમ્યાન રોમન લોકોને હરાવ્યા હતા. પ્રજાતંત્ર પછી રોમન સામ્રાજ્ય પણ તેમને પૂરેપૂરા જેર કરી શક્યું નહોતું. લગભગ અઢી સદી સુધી તેમણે પાર્થિયા ઉપર હકૂમત ચલાવી. ત્યાર પછી ત્યાં આગળ ક્રાંતિ થઈ અને તેમને હાંકી કાઢવામાં આવ્યા. ઈરાનના લોકો પોતે જ તેમના વિદેશી શાસકોની સામે ઊઠ્યા અને તેમને હાંકી કાઢી તેમની જગાએ પોતાની જ જાત અને ધર્મના પુરુષને તેમણે પોતાનો રાજા બનાવ્યો. આ રાજાનું નામ અર્દેશર પહેલો હતું. અને તેનો વંશ સાસાની વંશ કહેવાયો. અર્દેશર જરથોસ્તી ધર્મનો

ચુસ્ત અનુયાયી હતો અને એ ધર્મને તેણે ભારે આશ્રય આપ્યો. બીજા ધર્મો પ્રત્યે તે બહુ સહિષ્ણુ નહોતો. તને યાદ હશે કે જરથોસ્તી ધર્મ પારસી લોકોનો ધર્મ છે. આ સાસાની રાજાઓ અને રોમન સામ્રાજ્ય વચ્ચે લગભગ સતત લડાઈ ચાલ્યા કરતી હતી. એક વખત તો તેમણે એક રોમન સમ્રાટને કેદ પણ પકડ્યો હતો. કેટલીક વખત તો ઈરાની સૈન્ય છેક કૉન્સ્ટાન્ટિનોપલ સુધી પહોંચી ગયું હતું. અને એક વખત તેણે મિસર પણ જીતી લીધું હતું. સાસાની સામ્રાજ્ય ખાસ કરીને જરથોસ્તી ધર્મ માટેની તેની ધગશ માટે જાણીતું છે. સાતમી સદીમાં ઇસ્લામનો ફેલાવો થયો ત્યારે તેણે સાસાની સામ્રાજ્ય અને તેના રાજ-ધર્મ બંનેનો અંત આણ્યો. આ ફેરફારને કારણે અને દમનના ભયથી કેટલાક જરથોસ્તીધર્મીઓએ પોતાનું વતન છોડવાનું ઉચિત ધાર્યું. તેઓ હિંદુસ્તાનમાં આવ્યા. આગળ ઉપર પોતાનો આશ્રય શોધતા આવેલા બીજા લોકોનું હિન્દે સ્વાગત કર્યું હતું તે જ રીતે તેણે તેમનું સ્વાગત કર્યું. હિંદના આજના પારસીઓ આ જરથોસ્તીધર્મીઓના વંશજો છે.

ભિન્ન ભિન્ન ધર્મો પ્રત્યેના તેમના વર્તાવની બાબતમાં બીજા દેશોની જોડે હિંદની તુલના કરવી એ અજાયબ પમાડનારી અને અદ્ભુત વસ્તુ છે. ઘણાખરા દેશોમાં અને ખાસ કરીને યુરોપમાં ભૂતકાળમાં રાજ્યધર્મનો સ્વીકાર ન કરનારા બધા લોકો પ્રત્યે અસહિષ્ણુ વલણ દાખવવામાં આવતું હતું અને તેમનું દમન કરવામાં આવતું હતું એમ તને માલૂમ પડશે. ધર્મની બાબતમાં લગભગ બધે જ જબરદસ્તી હતી. ધાર્મિક દમન માટેની યુરોપની ઇન્કિવઝીશનની ભયાનક સંસ્થા તથા ડાકણો ગણીને કેટલીક સ્ત્રીઓને બાળી મૂકવામાં આવતી તે વિષે તારા વાંચવામાં આવશે. પરંતુ હિંદમાં તો પ્રાચીન સમયમાં બધા ધર્મો પ્રત્યે ઉદાર વલણ રાખવામાં આવતું હતું. પશ્ચિમના દેશોમાં જુદા જુદા પંથો વચ્ચે ભયંકર ઝઘડા થયા હતા તેને મુકાબલે હિંદુધર્મ અને બૌદ્ધધર્મ વચ્ચેના નજીવા ઝઘડા અથવા ઘર્ષણ કશી વિસાતમાં નથી. આ હકીકત ખાસ લક્ષમાં રાખવી જોઈએ, કેમ કે, કમનસીબે આજકાલ આપણે ત્યાં કોમી અને ધાર્મિક ઝઘડા થવા લાગ્યા છે અને જેમને ઇતિહાસનું કશું જ્ઞાન નથી એવા કેટલાક લોકો એમ માને છે કે પ્રાચીનકાળથી હિંદુસ્તાનની આવી જ દશા રહી છે. એ બિલકુલ ગલત વાત છે. આ કલહો તો મોટે ભાગે આજકાલના

ચાલતો હતો અને વેપારની શોધમાં કે કેવળ સાહસને ખાતર પણ લોકો દરિયાપાર જતા હતા એ જાણીને હેરત પામવા જેવું કશું જ નથી. ગૌતમ બુદ્ધ હયાત હતા તે અરસામાં વિજયે હિંદુસ્તાનમાંથી જઈને સિલોન જીતી લીધું હતું એમ ધારવામાં આવે છે. હું ધારું છું કે અજંતાની ગુફામાં હાથી તથા ઘોડાઓને વહાણો ઉપર ચઢાવીને સિલોન જવા માટે દરિયો ઓળંગતા વિજયનું ચિત્ર છે. વિજયે એ ટાપુને 'સિંહલ દ્વીપ' નામ આપ્યું. સિંહલ નામ સિંહ શબ્દ ઉપરથી પડ્યું છે. સિલોનમાં સિંહ વિષે એક જૂની દંતકથા પ્રચલિત છે પણ હું તે ભૂલી ગયો છું. હું ધારું છું કે સિલોન શબ્દ પણ સિંહલ ઉપરથી જ ઊતરી આવ્યો છે.

દક્ષિણ હિંદ અને સિલોન વચ્ચેનો જરા સરખો દરિયો ઓળંગવો એ કંઈ ભારે સાહસ ન કહેવાય. પરંતુ બંગાળથી ગુજરાત સુધીના દરિયા કાંઠા ઉપર આવેલાં સંખ્યાબંધ બંદરેથી લોકો દરિયાપાર જતા હશે તથા હિંદુસ્તાનમાં વહાણો બાંધવાનો ઉદ્યોગ ચાલતો હશે એ વિષે આપણને પુષ્કળ પુરાવા મળી આવે છે. ચંદ્રગુપ્ત મૌર્યના મહાન અમાત્ય ચાણક્યે પોતાના અર્થશાસ્ત્ર નામના ગ્રંથમાં નૌકાસૈન્ય વિષે કંઈક માહિતી આપી છે. તેના ગ્રંથ અર્થશાસ્ત્ર વિષે મેં તને નૈની જેલમાંથી લખ્યું હતું. ચંદ્રગુપ્તના દરબારમાં આવેલો ગ્રીક એલચી મેગેસ્થનીસ પણ એનો ઉલ્લેખ કરે છે. આ ઉપરથી એમ જણાય છે કે મૌર્ય યુગના આરંભમાં પણ વહાણો બાંધવાનો ઉદ્યોગ હિંદુસ્તાનમાં સારી પેઠે ખીલ્યો હતો. અને વહાણો બંધાય એનો અર્થ એ કે તેનો ઉપયોગ પણ થતો હોવો જોઈએ. આમ તે સમયે સારી સરખી સંખ્યામાં લોકો વહાણમાં બેસીને દરિયાપાર જતા હશે. એક બાજુ આનો વિચાર કરીએ અને બીજી બાજુ આજે પણ આપણામાંના કેટલાક લોકો દરિયાઈ સફર કરતાં ડરે છે અને તેને ધર્મવિરોધી કાર્ય ગણે છે એ વિચારતાં સાચે જ આપણને નવાઈ લાગે છે. આવા લોકોને આપણે ભૂતકાળના અવશેષો પણ ન કહી શકીએ, કેમકે, ભૂતકાળના લોકો તો એમનાથી ઘણા વધારે સમજુ હતા. સદ્‌ભાગ્યે આજે તો આવા વિચિત્ર ખ્યાલો લગભગ નાબૂદ થયા છે અને ગણ્યાગાંઠ્યા માણસો ઉપર જ તેની અસર રહી છે.

સ્વાભાવિક રીતે જ ઉત્તર હિંદ કરતાં દક્ષિણ હિંદના લોકો સમુદ્ર તરફ વધારે નજર રાખતા હતા. વિદેશો સાથેનો હિંદનો ઘણોખરો વેપાર

દક્ષિણના હાથમાં હતો. અને તામિલ ભાષાની કવિતાઓ યવન, મદિરા, કળશો અને દીવાઓ વગેરેના ઉલ્લેખોથી ભરપૂર છે. યવન શબ્દ ખાસ કરીને ગ્રીક લોકો માટે વપરાતો પણ સામાન્ય રીતે બધા જ વિદેશી લોકો માટે પણ એ વપરાતો. બીજી અને ત્રીજી સદીના આંધ્ર સિક્કાઓ ઉપર બે સઢવાળાં મોટાં વહાણની છાપ હોય છે. પ્રાચીન કાળના આંધ્ર લોકો વહાણો બાંધવામાં અને દરિયાઈ વેપારમાં કેટલો બધો રસ લેતા હશે તે આ ઉપરથી જણાઈ આવે છે.

આમ દક્ષિણ હિંદે જ મહાન દરિયાઈ સાહસમાં આગળ પડતો ભાગ લીધો અને તેને પરિણામે પૂર્વ તરફના બધા ટાપુઓમાં હિંદની વસાહતો સ્થપાઈ. વસાહતો સ્થાપવા માટેની સફરોનો આરંભ ઈશુની પહેલી સદીમાં શરૂ થયો અને એ પ્રવૃત્તિ સેંકડો વરસ સુધી ચાલુ રહી. હિંદના લોકો મલાયા, જાવા, સુમાત્રા, કંબોડિયા અને બોર્નિયો વગેરે સ્થળોમાં પહોંચ્યા અને ત્યાં તેમણે વસવાટ કર્યો. પોતાની સાથે તેઓ ભારતી કળા અને સંસ્કૃતિ પણ ત્યાં લેતા ગયા. બ્રહ્મદેશ, સિયામ અને હિંદી ચીનમાં પણ હિંદી વસાહતો હતી. તેમણે પોતાની વસાહતો અને નવાં વસાવેલાં નગરોનાં નામો પણ હિંદનાં નગરોનાં નામો ઉપરથી પાડ્યાં: જેમ કે અયોધ્યા, હસ્તિનાપુર, તક્ષશિલા, ગાંધાર વગેરે. ઇતિહાસનું પુનરાવર્તન એ કેવી અજબ જેવી ઘટના છે! ઇંગ્લંડથી અમેરિકા ગયેલા ઍંગ્લો-સૅક્સન લોકોએ પણ એમ જ કર્યું હતું. અને અમેરિકાનાં આજનાં ઘણાં શહેરોનાં નામ ઇંગ્લંડનાં પ્રાચીન શહેરોનાં નામ ઉપરથી પાડવામાં આવેલાં છે. ઉત્તર અમેરિકાના સૌથી મોટા શહેર ન્યૂયોર્કનું નામ ઇંગ્લંડના યોર્ક શહેર ઉપરથી પડેલું છે.

બીજા એવા વસાહતીઓની માફક આ હિંદી વસાહતીઓએ પણ તેઓ જ્યાં ગયા ત્યાં ગેરવર્તન ચલાવ્યું હતું એમાં શક નથી. એ ટાપુમાં વસતા લોકોનું તેમણે શોષણ કર્યું હશે અને તેમના ઉપર જોહુકમી ચલાવી હશે. પરંતુ થોડા વખત પછી તેઓ ત્યાંના મૂળ વતનીઓ સાથે સેળભેળ થઈ ગયા હશે, કેમકે હિંદ સાથે સંપર્ક નિરંતર ચાલુ રાખવાનું કામ મુશ્કેલ હતું. આ પૂર્વ તરફના ટાપુઓમાં હિંદુ રાજ્યો અને સામ્રાજ્યો સ્થપાયાં. પછીથી ત્યાં બૌદ્ધ રાજાઓ આવ્યા. એટલે પ્રભુત્વ મેળવવા માટે હિંદુ અને બૌદ્ધો વચ્ચે રસાકસી ચાલી. આ વિશાળ ભારત અથવા તો બૃહદ્ ભારતના ઇતિહાસની કથા અતિશય લાંબી અને અદ્ભુત છે. એ વસાહતોના આભૂષણરૂપ મોટાં મોટાં મંદિરો

અને આલેશાન ઇમારતોની કથા તેમનાં ભવ્ય ખંડેરો આજે પણ આપણને કહે છે. કંબોજ, શ્રી વિજય, ભવ્ય અંગકોર અને મજ્જાપહિત વગેરે ત્યાંનાં મહાન નગરો હતાં, અને હિંદી સ્થપતિઓ તથા કારીગરોએ તે બાંધ્યાં હતાં.

લગભગ ૧૪૦૦ વરસ સુધી હિંદુ અને બૌદ્ધ રાજ્યો આ ટાપુઓમાં કાયમ રહ્યાં હતાં. તેઓ આધિપત્ય મેળવવા માંહોમાંહે લડતાં અને કોઈ વાર એકના તો કોઈ વાર બીજાના કાબૂ નીચે જતાં તથા કોઈ વાર એકબીજાનો નાશ પણ કરતાં. છેવટે પંદરમી સદીમાં મુસલમાનોએ એ ટાપુઓ કબજે કર્યા. તેમના પછી તરત જ ફીરંગીઓ, સ્પેનના લોકો, વલંદાઓ, અંગ્રેજો અને સૌથી છેલ્લા અમેરિકન લોકો પણ ત્યાં આગળ આવ્યા. ચીનના લોકો તો હંમેશના તેમના નિકટના પાડોશીઓ હતા. તેઓ કોઈ કોઈ વાર એ ટાપુઓના ઝઘડાઓમાં વચ્ચે પડતા તો કોઈ વાર તેમના ઉપર જીત પણ મેળવતા. પરંતુ એકંદરે તેઓ તેમની સાથે મિત્રતાનો નાતો રાખતા અને પરસ્પર ભેટસોગાતોની આપલે કરતા તથા આ બધા સમય દરમ્યાન પોતાની મહાન સભ્યતા અને સંસ્કૃતિના સંસ્કાર તેમના ઉપર પાડતા રહ્યા હતા.

પૂર્વની આ હિંદુ વસાહતોની બાબતમાં ઘણી મજાની હકીકતો આપણને જાણવાની મળે છે. એ વિષે એક ખાસ મહત્ત્વની બીના એ છે કે આવી વસાહતો વસાવવાની યોજના અને વ્યવસ્થા દક્ષિણ હિંદના એક આગળ પડતા રાજ્યે કરી હતી. પ્રથમ ઘણા વ્યક્તિગત પ્રવાસી શોધકો ત્યાં ગયા હશે. પછીથી જેમ જેમ વેપાર વધતો ગયો તેમ તેમ કેટલાંક કુટુંબો અને લોકોનાં મંડળો પોતાની મેળે ત્યાં જઈને વસ્યાં હશે. એમ કહેવાય છે કે આ રીતે પરદેશમાં વસાહતીઓ તરીકે જનાર સૌથી પહેલા કલિંગના (ઓરિસ્સા) અને હિંદના પૂર્વ કિનારાના લોકો હતા. છેક બંગાળમાંથી પણ કેટલાક લોકો આ રીતે ગયા હોય એ સંભવિત છે. અસલના વખતથી એક એવી પણ વાત ચાલી આવે છે કે પોતાના વતનમાંથી હાંકી કાઢવામાં આવેલા કેટલાક ગુજરાતીઓ પણ આ ટાપુઓમાં જઈને વસ્યા હતા. પણ આ તો બધી અટકળો કે અનુમાનો છે. વસાહતીઓનો મુખ્ય પ્રવાહ પલ્લવ દેશમાંથી ગયો હતો. આ પલ્લવ દેશ તામિલનાડના દક્ષિણ ભાગમાં આવેલો હતો અને ત્યાં પલ્લવવંશી રાજાઓ રાજ્ય કરતા હતા. મલાયામાં વસાહત સ્થાપવાની વ્યવસ્થિત યોજના આ પલ્લવ રાજ્યે કરી હતી એમ જણાય છે.

સંભવ છે કે ઉત્તર હિંદમાંથી ઊતરી આવતા લોકોના દબાણને કારણે ત્યાં વસ્તીનો ભરાવો થયો હશે. એનું કારણ ગમે તે હો પણ હિંદુસ્તાનથી લાંબા અંતરે એકબીજાથી દૂર દૂર આવેલાં સ્થળોએ વસાહતો સ્થાપવાની વિચારપૂર્વક યોજના કરવામાં આવી હતી. વળી એ બધાં સ્થળોએ લગભગ એકી વખતે જ વસાહતો સ્થાપવામાં આવી હતી. હિંદીચીન, મલાયા દ્વીપકલ્પ, બોર્નિયો, સુમાત્રા, જાવા અને અન્ય સ્થળોએ આ વસાહતો હતી. આ બધાં હિંદી નામધારી પલ્લવ સંસ્થાનો હતાં. હિંદીચીનના સંસ્થાનનું નામ કંબોજ (હાલનું કંબોડિયા) હતું. આ નામ ગંધાર પ્રદેશની કાબુલની ખીણમાં આવેલા કંબોજથી નીકળીને આટલે દૂર સુધી પહોંચ્યું હતું.

૪૦૦ થી ૫૦૦ વરસ સુધી આ સંસ્થાનો હિંદુધર્મી રહ્યાં પણ પછીથી ધીરે ધીરે સર્વત્ર બૌદ્ધ ધર્મ ફેલાયો. ઘણા વખત પછી મલેસિયાના થોડા ભાગમાં ઇસ્લામ ધર્મ પ્રસર્યો અને બાકીના ભાગમાં બૌદ્ધ ધર્મ ચાલુ રહ્યો.

મલેસિયામાં સામ્રાજ્યો અને રાજ્યો સ્થપાયાં અને નાશ પામ્યાં. પરંતુ વસાહતો સ્થાપવાના દક્ષિણ હિંદના સમારંભોનું એક ખરું મહત્ત્વનું પરિણામ એ આવ્યું કે દુનિયાના એ ભાગમાં ભારતની આર્ય સભ્યતા અને સંસ્કૃતિ દાખલ થવા પામી અને મલેસિયાના આજના વતનીઓ અમુક અંશે આપણી જેમ એ સંસ્કૃતિની જ સંતતી છે. તેમના ઉપર બીજી સંસ્કૃતિની પણ અસર પડી છે. ખાસ કરીને તેમના ઉપર ચીની સંસ્કૃતિની અસર થવા પામી છે અને હિંદુસ્તાન તથા એ બંનેની સંસ્કૃતિની પ્રબળ અસરનું મલેસિયાના જુદા જુદા દેશોમાં મિશ્રણ થયું છે તે નિહાળવું અતિશય આનંદજનક છે. કેટલાક મુલકો ઉપર ભારતી અસર વધારે થઈ છે અને કેટલાક ઉપર ચીની અસર વધારે દેખાય છે. ખંડસ્થ પ્રદેશમાં એટલે કે બ્રહ્મદેશ, સિયામ અને હિંદી ચીન ઉપર ચીની અસર વધારે પ્રમાણમાં માલૂમ પડે છે. પણ મલાયામાં તેમ નથી. જાવા, સુમાત્રા અને બીજા ટાપુઓમાં ભારતી અસર વધારે પ્રમાણમાં દેખાય છે. આધુનિક સમયમાં તેના ઉપર ઇસ્લામનું પડ ચડયું છે.

પરંતુ ભારતી અને ચીની સંસ્કૃતિ વચ્ચે જરાયે ઘર્ષણ નહોતું. એ બંને સંસ્કૃતિઓ બિલકુલ નિરાળી હતી છતાં પણ કશાયે મુશ્કેલી વિના તેમણે એકી સાથે પોતપોતાને માર્ગે કાર્ય કર્યા કર્યું. બેશક હિંદુ તેમજ બૌદ્ધ બંને ધર્મોનું ઊગમસ્થાન તો હિંદ જ હતું. ધર્મની બાબતમાં

તો ચીન પણ હિંદનું ઋણી હતું. કળાના ક્ષેત્રમાં પણ મલેસિયા ઉપર હિંદની પ્રધાન અસર હતી. હિંદી ચીનમાં જો કે ચીની અસરનું પ્રાધાન્ય હતું છતાંયે ત્યાંનું સ્થાપત્ય સંપૂર્ણપણે હિંદી હતું. રાજ્યપદ્ધતિ અને જીવનની ફિલસૂફીની બાબતમાં એશિયાના આ ખંડસ્થ દેશો ઉપર ચીને અસર પાડી છે. એથી કરીને હિંદીચીન, સિયામ અને બ્રહ્મદેશના લોકો આજે હિંદી લોકો કરતાં ચીની લોકોને વધારે મળતા આવતા જણાય છે. એ ખરું કે, જાતિની દૃષ્ટિએ તેમનામાં મંગોલ લોકો વધારે પ્રમાણમાં હોવાથી કંઈક અંશે તેઓ ચીની લોકોને વધારે મળતા આવે છે.

જાવામાં બરબુદર આગળ હિંદી કારીગરોએ બાંધેલાં ભવ્ય બૌદ્ધ મંદિરોનાં ખંડેરો આજે જોવા મળે છે. આ મંદિરોની દીવાલો ઉપર બુદ્ધના જીવનની આખી કથા કોતરવામાં આવી છે. આ મંદિરો અને તેનું કોતરકામ માત્ર બુદ્ધનું જ નહિ પણ તે સમયની ભારતી કળાનું પણ અદ્વિતીય સ્મારક છે.

હિંદની અસર એથીયે આગળ ફિલિપાઇન અને ફૉરમોસા સુધી પહોંચી હતી. એ બંને ટાપુઓ થોડા સમય માટે સુમાત્રાના હિંદુ શ્રી વિજય રાજ્યના ભાગ હતા. એ પછી ઘણા વખત બાદ ફિલિપાઇન ટાપુઓ સ્પેનની હકૂમત નીચે ગયા અને આજે તે અમેરિકાના કાબૂ નીચે છે. મનિલા એ ટાપુઓની રાજધાની છે. થોડા સમય ઉપર ત્યાં આગળ ધારાસભાનું મકાન બંધાયું હતું. એ મકાનના આગળના ભાગ ઉપર ફિલિપાઇનની સંસ્કૃતિનું ઊગમસ્થાન દર્શાવતી ચાર પ્રતિમાઓ કોતરવામાં આવી છે. એમાંની એક પ્રાચીન ભારતના મકાન સ્મૃતિકાર મનુની પ્રતિમા છે, બીજી ચીનના ફિલસૂફ લાઓ-ત્સેની છે અને બાકીની બે પ્રતિમાઓ ઍંગ્લો-સૅક્સન ન્યાય અને કાયદો તથા સ્પેનની પ્રતિનિધિરૂપે છે.

# ૩૭
# ગુપ્તવંશના સમયનો હિંદુ સામ્રાજ્યવાદ

૨૯ એપ્રિલ, ૧૯૩૨

જે સમયે દક્ષિણ હિંદના લોકો મહાસાગરો ઓળંગીને દૂરદૂરના મુલકોમાં સંસ્થાનો અને નગરો વસાવતા હતા ત્યારે ઉત્તર હિંદમાં અજબ પ્રકારનો ખળભળાટ પેદા થઈ રહ્યો હતો. કુશાન સામ્રાજ્યે પોતાનાં સામર્થ્ય અને મહત્તા ગુમાવ્યાં હતાં અને ધીરે ધીરે તે નાનું અને ક્ષીણ થતું જતું હતું. આખા ઉત્તરના પ્રદેશમાં નાનાં નાનાં રાજ્યો હતાં અને તેમના ઉપર મોટે ભાગે વાયવ્ય સરહદ તરફથી આવેલા શક, સીથિયન અને તુર્ક લોકોના વંશજો રાજ્ય કરતા હતા. મેં તને આગળ ઉપર કહ્યું છે કે આ લોકો બૌદ્ધધર્મી હતા અને તેઓ દુશ્મન તરીકે હુમલો કરવા માટે નહિ પણ વસવાટ કરવાને માટે હિંદમાં આવ્યા હતા. મધ્ય એશિયાની બીજી જાતિઓ તેમને પાછળથી ધકેલતી હતી અને એ જાતિઓને વળી ચીનનું રાજ્ય ઘણી વાર હાંકી કાઢતું હતું. હિંદમાં આવ્યા પછી આ પ્રજાઓએ ઘણે અંશે હિંદના આર્યોના રીતરિવાજો અને આચારવિચાર અપનાવ્યાં. હિંદને એ લોકો પોતાના ધર્મ, સભ્યતા અને સંસ્કૃતિની જનેતા માનતા હતા. કુશાન લોકો પણ મોટે ભાગે ભારતની આર્ય પ્રણાલીને અનુસરતા હતા. તે લોકો હિંદમાં લાંબા વખત સુધી રહ્યા અને તેના મોટા ભાગ ઉપર આટલા લાંબા કાળ સુધી રાજ્ય કરી શક્યા તેનું કારણ ખરેખર એ જ છે. તેઓ હિંદના આર્યોની પેઠે વર્તવા પ્રયાસ કરતા અને પોતે વિદેશી છે એ હકીકત આ દેશના લોકો ભૂલી જાય એવી ઇચ્છા રાખતા. આમાં કંઈક અંશે તેઓ ફાવ્યા ખરા પણ પૂરેપૂરી સફળતા તેમને ન મળી. કેમકે, પોતાના ઉપર પરદેશી લોકો રાજ્ય કરે છે એ જાતની ભાવના ખાસ કરીને ક્ષત્રિય લોકોને કઠ્યા કરતી હતી. આ પરદેશી ધૂંસરી નીચે તેઓ અકળાતા હતા. એથી કરીને પ્રજામાં અસંતોષ વધતો જ ગયો અને લોકોનાં મન અસ્વસ્થ થવા લાગ્યાં. અંતે આ અસંતુષ્ટ લોકોને એક કાબેલ નેતા મળી ગયો. એના ઝંડા નીચે તેમણે આર્યાવર્તને મુક્ત કરવાને 'ધર્મયુદ્ધ' આરંભ્યું.

આ નેતાનું નામ ચંદ્રગુપ્ત હતું. આ ચંદ્રગુપ્તને અશોકના પિતામહ ચંદ્રગુપ્ત સાથે ભેળવી દઈશ નહિ. મૌર્યવંશ સાથે આ ચંદ્રગુપ્તને કશો જ સંબંધ નહોતો. હા, કર્મસંજોગે તે પાટલીપુત્રનો નાનકડો રાજા હતો એ ખરું પણ તે સમય સુધીમાં તો અશોકના વંશજો ક્યાંયે ભુલાઈ ગયા હતા. તારે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે અત્યારે તો આપણે ઈસવી સનની ચોથી સદીના આરંભ એટલે કે લગભગ ૩૦૮ની સાલ સુધી આવી પહોંચ્યાં છીએ. અશોકના મરણ બાદ ૫૩૪ વર્ષ પછીની આ વાત છે.

ચંદ્રગુપ્ત મહત્ત્વાકાંક્ષી અને કુશળ પુરુષ હતો. ઉત્તરના આર્ય રાજાઓને પોતાના પક્ષમાં મેળવી લઈને એક પ્રકારનું સમવાયતંત્ર સ્થાપવાનો તેણે વિચાર કર્યો. લિચ્છવી નામની પ્રસિદ્ધ અને બળવાન જાતિની કુમારાદેવી નામની કન્યા જોડે તેણે લગ્ન કર્યું અને એ રીતે એ જાતિનો ટેકો તેણે મેળવ્યો. આમ રીતે કાળજીપૂર્વક બધી તૈયારી કર્યા પછી ચંદ્રગુપ્તે હિંદુસ્તાનના બધા વિદેશી રાજ્યકર્તાઓ સામે જેહાદ પોકારી. પરદેશી લોકોએ જેમની સત્તા અને ઊંચી પદવી છીનવી લીધી હતી તેવા ક્ષત્રિયો અને ઉપલા વર્ગના બીજા આર્ય લોકોનો આ યુદ્ધમાં ટેકો હતો. બારેક વરસ સુધી લડ્યા પછી ઉત્તર હિંદના અમુક ભાગ અને જેને આજે આપણે યુક્ત પ્રાંતો કહીએ છીએ તે પ્રદેશને ચંદ્રગુપ્ત કબજે કરી શક્યો. પછી તેણે રાજાધિરાજ અથવા સમ્રાટ તરીકે પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો.

આ રીતે ગુપ્ત વંશનો આરંભ થયો. લગભગ બસો વરસ સુધી એ વંશનો અમલ ચાલુ રહ્યો. પછીથી હૂણ લોકોના હુમલા થવા લાગ્યા અને તેઓ તેમને સંતાપવા લાગ્યા. કંઈક અંશે એ ઉદ્દામ હિંદુ ધર્મ અને રાષ્ટ્રવાદનો યુગ હતો. તુર્ક, પાર્થિયન અને એવા બીજા આર્યેતર રાજાઓને જડમૂળથી ઉખેડી નાખવામાં આવ્યા તથા તેમને બળજબરીથી હાંકી કાઢવામાં આવ્યા. આ રીતે અહીં આપણને જાતિ જાતિ વચ્ચેનો વિદ્વેષ કાર્ય કરતો માલૂમ પડે છે. ઉપલા વર્ગના હિંદના આર્યો પોતાની જાતિ માટે અતિશય મગરૂર હતા અને તેઓ મ્લેચ્છો અથવા તો પરદેશી લોકો તરફ તુચ્છ ભાવે જોતા હતા. ગુપ્તોએ તેમણે જીતેલા આર્ય રાજાઓ અને રાજ્યો પ્રત્યે ઉદાર અને નરમ વલણ દાખવ્યું પણ આર્યેતર રાજાઓ પ્રત્યે તો જરા સરખી ઉદારતા કે નરમાશ દાખવ્યાં નહિ.

ચંદ્રગુપ્તનો પુત્ર સમુદ્રગુપ્ત તેના પિતા કરતાં પણ વધારે ઉગ્ર લડવૈયો હતો. તે મહાન સેનાપતિ હતો અને સમ્રાટ થયા પછી આખા હિંદમાં ઠેકઠેકાણે ચડાઈ કરીને તેણે પોતાનો વિજયડંકો વગાડ્યો. દક્ષિણ હિંદમાં પણ તેણે પોતાની વિજયપતાકા ફરકાવી. લગભગ આખા હિંદ ઉપર તેણે ગુપ્ત સામ્રાજ્યની આણ વર્તાવી. પરંતુ દક્ષિણ હિંદમાં તેનું આધિપત્ય નામનું જ હતું. ઉત્તરમાં તેણે કુશાન લોકોને સિંધુ નદીની પેલી પાર હાંકી કાઢ્યા.

સમુદ્રગુપ્તનો પુત્ર ચંદ્રગુપ્ત બીજો પણ લડાયક સમ્રાટ હતો. તેણે ગુજરાત અને કાઠિયાવાડ જીતી લીધાં. તે પહેલાં લાંબા કાળથી એ બંને પ્રદેશો ઉપર શક અને તુર્ક વંશના રાજાઓનો અમલ હતો. તેણે વિક્રમાદિત્ય નામ ધારણ કર્યું અને સામાન્ય રીતે તે એ નામથી જ જાણીતો છે. પરંતુ સીઝરના નામની પેઠે એ નામ પણ ઘણા રાજાઓ ઇલ્કાબ તરીકે ધારણ કરવા લાગ્યા અને તેથી એને વિષે ઘણો ભ્રમ પેદા થયો છે.

દિલ્લીમાં કુતુબમિનાર પાસે એક પ્રચંડ લોહસ્તંભ જોયાનું તને સ્મરણ છે? એ સ્તંભ વિક્રમાદિત્યે વિજયસ્તંભ તરીકે ઊભો કરાવ્યો હતો એમ કહેવાય છે. એની બનાવટ બહુ જ સુંદર છે અને એની ટોચ ઉપર સામ્રાજ્યના પ્રતીકરૂપ કમળના ફૂલની આકૃતિ છે.

ગુપ્ત યુગ એ હિંદુસ્તાનમાં હિંદુ સામ્રાજ્યવાદનો યુગ છે. એ યુગમાં પ્રાચીન આર્ય સંસ્કૃતિ અને સંસ્કૃત વિદ્યાનું પુનરુત્થાન થયું અને તેનો ભારે ફેલાવો થયો. ગ્રીક, કુશાન અને બીજી પ્રજાઓએ હિંદના લોકોનાં જીવનમાં અને સંસ્કારમાં કેટલાંક ગ્રીક અને મંગોલ તત્ત્વો દાખલ કર્યાં હતાં તેને જરા પણ ઉત્તેજન આપવામાં આવતું નહોતું એટલું જ નહિ પણ આર્ય સંસ્કારો અને પ્રણાલીઓ ઉપર ભાર મૂકીને એ તત્ત્વોને ઇરાદાપૂર્વક દબાવી દેવામાં આવતાં હતાં. રાજભાષા સંસ્કૃત હતી. પરંતુ તે કાળમાંયે આમ જનતાની એ ભાષા રહી નહોતી. લોક-ભાષા સંસ્કૃતને લગભગ મળતી પ્રાકૃત ભાષા હતી. સંસ્કૃત તે વખતે સામાન્ય વપરાશની ભાષા નહોતી એ ખરું પરંતુ ત્યારે તે જીવતી ભાષા હતી. એ કાળમાં સંસ્કૃત નાટકો, કાવ્યો તથા ભારતી આર્ય કળા ખૂબ ફાલીફૂલી. વેદ અને મહાકાવ્યોના કાળ પછી આ કાળ સંસ્કૃત ભાષાના ઇતિહાસમાં સૌથી વધારે સમૃદ્ધ ગણી શકાય. કાળિદાસ જેવો અદ્દભુત કવિ આ યુગમાં થઈ ગયો. કમભાગ્યે આપણે ઘણાંખરાં ઝાઝું સંસ્કૃત

જાણતાં નથી. હું પણ એવો જ કમનસીબ છું. સંસ્કૃતના આ અજ્ઞાનને કારણે આપણે બધાં આપણા આ સમૃદ્ધ વારસાથી વંચિત રહ્યાં છીએ. તું પોતે એમ વંચિત ન રહેતાં એ વારસાનો પૂરો લાભ ઉઠાવશે એવી મને આશા છે.

વિક્રમાદિત્યનો રાજદરબાર અતિશય જાજ્વલ્યમાન હતો એમ કહેવાય છે. ત્યાં આગળ તેણે તે સમયના શ્રેષ્ઠ કવિઓ અને કળાકારોને એકઠા કર્યા હતા. વિક્રમાદિત્યના દરબારના નવ રત્નોની વાત તેં નથી સાંભળી? કવિ કાળિદાસ આ નવ રત્ન પૈકી એક હતો.

સમુદ્રગુપ્ત પોતાના સામ્રાજ્યની રાજધાની પાટલીપુત્રથી ખસેડી અયોધ્યા લઈ ગયો. તેને કદાચ એમ લાગ્યું હશે કે મહાકવિ વાલ્મીકિએ રચેલી રામચંદ્રની અમર કથાને કારણે તેના જેવી કટ્ટર અને ઉદ્દામ આર્ય દૃષ્ટિ ધરાવતા રાજાને માટે અયોધ્યા વધારે અનુકૂળ સ્થાન છે.

આર્ય સંસ્કૃતિ તેમ જ હિંદુ ધર્મની ગુપ્ત રાજાઓએ કરેલી પુનર્જાગ્રતિ સ્વાભાવિક રીતે જ બૌદ્ધ ધર્મ તરફ ઉદાર નહોતી. એનું એક કારણ એ હતું કે એ અમીર અથવા ઉપલા વર્ગની ચળવળ હતી અને ક્ષત્રિય રાજાઓ તથા સરદારોનું તેની પાછળ પીઠબળ હતું. જ્યારે બૌદ્ધ ધર્મમાં પ્રધાનપણે લોકતંત્રની ભાવના હતી. બીજું કારણ એ હતું કે બૌદ્ધ ધર્મના મહાયાન સંપ્રદાયનો ઉત્તર હિંદના કુશાન અને બીજા વિદેશી રાજકર્તાઓ સાથે ગાઢ સંબંધ હતો. પરંતુ તે સમયે બૌદ્ધ ધર્મ ઉપર દમન ગુજારવામાં આવતું હોય એમ જણાતું નથી. બૌદ્ધ મઠો તો ચાલુ જ રહ્યા અને હજી પણ તે વિદ્યાનાં મોટાં ધામો હતાં. સિલોનમાં જોકે બૌદ્ધ ધર્મ પ્રચલિત હતો છતાંયે ગુપ્ત રાજાઓને ત્યાંના રાજાઓ સાથે મિત્રતાનો સંબંધ હતો. મેઘવર્ણ નામના સિલોનના રાજાએ સમુદ્રગુપ્ત ઉપર મૂલ્યવાન ભેટો મોકલી હતી અને સિંહાલી વિદ્યાર્થીઓ માટે ગયામાં એક વિહાર પણ તેણે બંધાવ્યો હતો.

પરંતુ હિંદમાં બૌદ્ધ ધર્મ ધીરે ધીરે ક્ષીણ થતો ગયો. હું તને આગળ ઉપર કહી ગયો છું તેમ તેની આ ક્ષીણતા અથવા હ્રાસ માટે બ્રાહ્મણો યા તો તે સમયની સરકારના બહારના દબાણ કરતાં ધીમે ધીમે તેને પોતાની અંદર સમાવી દેવાની હિંદુ ધર્મની શક્તિ વધારે પ્રમાણમાં કારણભૂત હતી.

આ જ અરસામાં ચીનનો એક સુપ્રસિદ્ધ પ્રવાસી હિંદુસ્તાનમાં આવ્યો હતો. આ પ્રવાસી, જેને વિષે મેં તને આગળ ઉપર વાત કરી

હતી તે હ્યુએન-ત્સાંગ નહિ પણ ફાહ્યાન હતો. તે બૌદ્ધધર્મી હતો અને બૌદ્ધ ધર્મગ્રંથોની શોધમાં હિંદુસ્તાન આવ્યો હતો. તે આપણને જણાવે છે કે મગધના લોકો સુખી અને આબાદ હતા. ન્યાયનો અમલ હળવે હાથે કરવામાં આવતો હતો તથા કોઈને પણ દેહાંતદંડની સજા કરવામાં આવતી નહોતી. તે સમયે ગયા વેરાન અને ઉજ્જડ બની ગયું હતું, કપિલવસ્તુને સ્થાને જંગલ થઈ ગયું હતું; પણ પાટલીપુત્રમાં લોકો 'ધનવાન, ગુણવાન અને સમૃદ્ધ હતા.' ભવ્ય અને સમૃદ્ધ બૌદ્ધ મઠો પણ સારી સંખ્યામાં હતા. ધોરી રસ્તાઓ ઉપર ઠેકઠેકાણે ધર્મશાળાઓ હતી અને ત્યાં આગળ પ્રવાસીઓ રહી શકતા તથા તેમને રાજ્ય તરફથી ખોરાક આપવામાં આવતો હતો. મોટાં મોટાં શહેરોમાં સાર્વજનિક ઇસ્પિતાલો પણ હતી.

હિંદમાં ભ્રમણ કર્યા પછી ફાહ્યાન સિલોન ગયો અને ત્યાં તેણે બે વરસ ગાળ્યાં. પરંતુ તાઓ-ચિંગ નામના તેના સાથીને હિંદુસ્તાન એટલું બધું ગમી ગયું અને બૌદ્ધ સાધુઓની પવિત્રતાની તેના ઉપર એટલી બધી અસર પડી કે તેણે અહીં જ રહેવાનો નિર્ણય કર્યો. ફાહ્યાન દરિયામાર્ગે સિલોનથી ચીન ગયો અને અનેક સાહસો ખેડીને ઘણા વર્ષની ગેરહાજરી બાદ તે પોતાને ઘેર પહોંચ્યો.

બીજા ચંદ્રગુપ્ત અથવા તો વિક્રમાદિત્યે લગભગ ૨૩ વરસ રાજ્ય કર્યું. એની પછી એનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ આવ્યો. તેણે ૪૦ વરસ જેટલા લાંબા સમય સુધી રાજ્ય કર્યું. ત્યાર પછી ૪૫૩ની સાલમાં સ્કંદગુપ્ત ગાદીએ આવ્યો. તેને એક ભયંકર જોખમનો સામનો કરવો પડ્યો. એને લીધે મહાન ગુપ્ત સામ્રાજ્ય આખરે નબળું પડ્યું. પરંતુ એ વિષે તને મારા બીજા પત્રમાં વાત કરીશ.

અજંતાનાં કેટલાંક અપ્રતિમ ભીંતચિત્રો તેમજ ત્યાંના વિશાળ ખંડો તથા મંદિર ગુપ્ત કળાના નમૂના છે. તું એ જોશે ત્યારે તે કેટલાં અદ્ભુત છે તેની તને પ્રતીતિ થશે. કમનસીબે એ ભીંતચિત્રો ધીમે ધીમે ખરતાં જાય છે કેમકે ખુલ્લી હવામાં તે લાંબો વખત ટકી શકતાં નથી.

તને એ જાણીને આનંદ થશે કે ગુપ્ત સમ્રાટોની પત્નીઓને મહાદેવી ઉપાધિથી સંબોધવામાં આવતી. આ રીતે ચંદ્રગુપ્તની રાણીને મહાદેવી કુમારદેવી એવા નામથી સંબોધન થતું.

જ્યારે હિંદમાં ગુપ્ત રાજાઓનો અમલ ચાલતો હતો ત્યારે દુનિયાના બીજા ભાગોમાં શા બનાવો બની રહ્યા હતા? પહેલો ચંદ્રગુપ્ત

કૉન્સ્ટાન્ટિનોપલ શહેર વસાવનાર મહાન રોમન સમ્રાટ કૉન્સ્ટેન્ટાઇનનો સમકાલીન હતો. પાછળના ગુપ્ત રાજાઓના સમયમાં રોમન સામ્રાજ્યના પશ્ચિમનું રોમન સામ્રાજ્ય અને પૂર્વનું રોમન સામ્રાજ્ય એવા બે ભાગલા પડ્યા અને છેવટે પશ્ચિમના સામ્રાજ્યને ઉત્તરના બર્બર લોકોએ ઉથલાવી પાડ્યું. આમ જ્યારે રોમન સામ્રાજ્ય નબળું પડતું જતું હતું તે અરસામાં હિંદુસ્તાનમાં એક અતિશય બળવાન રાજ્યની હસ્તી હતી તથા તેની પાસે મોટા મોટા સેનાપતિઓ અને પ્રચંડ સૈન્ય હતું. સમુદ્રગુપ્તને કેટલીક વાર હિંદનો નેપોલિયન કહેવામાં આવે છે. પરંતુ મહત્ત્વાકાંક્ષી હોવા છતાં હિંદુસ્તાનની સરહદ પારના મુલકો જીતવાની તેણે કદીયે કોશિશ કરી નહોતી.

ગુપ્તયુગ એ ઉદ્દામ સામ્રાજ્યવાદ, જીતો અને વિજયોનો જમાનો હતો. દરેક દેશના ઇતિહાસમાં આવા સામ્રાજ્યવાદના ઘણાયે યુગો આવે છે પણ કાળાંતરે તેનું ઝાઝું મહત્ત્વ રહેતું નથી. પરંતુ એ યુગ દરમ્યાન કળા અને સાહિત્યનું અદ્દભુત પુનરુત્થાન થયું તેને જ કારણે ગુપ્તકાળ આગળ તરી આવે છે અને હિંદમાં તે અભિમાન-પૂર્વક સ્મરણ કરવા યોગ્ય લેખાય છે.

## ૩૮

# હૂણ લોકોનું હિંદમાં આગમન

૪ મે, ૧૯૩૨

વાયવ્ય સરહદના પહાડો ઓળંગીને જે નવી આફત હિંદ ઉપર આવી પડી તે હૂણ લોકોની આફત હતી. આગળ ઉપર રોમન સામ્રાજ્ય વિષે વાત કરતાં મેં તને હૂણ લોકો વિષે કંઈક કહ્યું હતું. યુરોપમાં તેમનો સૌથી મોટો આગેવાન ઍટીલા હતો. કેટલાંક વરસો સુધી તેણે રોમ અને કૉન્સ્ટાન્ટિનોપલને થરકાંપ કરી મૂક્યાં હતાં. એમને જ મળતી ‘શ્વેત હૂણ’ નામે ઓળખાતી હૂણ લોકોની બીજી એક જાતિ તે જ અરસામાં હિંદમાં આવી હતી. આ બંને મધ્ય એશિયાની ગોપ અથવા તો અનિકેત જાતિઓ હતી. ઘણા વખતથી એ લોકો હિંદની સરહદ ઉપરના પ્રદેશમાં ઘૂમ્યા કરતા હતા અને ત્યાંના લોકોને ભારે ત્રાસ આપતા હતા. તેમની સંખ્યા વધવાથી અથવા કદાચ પાછળથી બીજી જાતિઓનું તેમના ઉપર દબાણ થવાથી તેમણે હિંદ ઉપર રીતસરની ચડાઈ કરી.

ગુપ્તવંશના પાંચમા રાજા સ્કંદગુપ્તને હૂણ લોકોના આ હુમલાનો સામનો કરવો પડ્યો. તેણે તેમને હરાવ્યા અને પાછા હાંકી કાઢ્યા પરંતુ બારેક વરસ પછી તે પાછા આવ્યા. ધીમે ધીમે તેઓ ગંધાર અને ઉત્તર હિંદના ઘણાખરા ભાગમાં ફેલાઈ ગયા. તેમણે બૌદ્ધ લોકોને રિબાવ્યા અને અનેક પ્રકારે કેર વર્તાવ્યો.

લાંબા વખત સુધી તેમની સાથે લડાઈ ચાલુ રહી હશે પરંતુ ગુપ્ત રાજાઓ તેમને હાંકી કાઢી શક્યા નહિ. હૂણ લોકોનાં નવાં નવાં ઝુંડો આવતાં ગયાં અને એ લોકો મધ્ય હિંદમાં પણ ફેલાઈ ગયા તથા તેમનો સરદાર તોરમાન રાજા બની બેઠો. એ પણ ખરાબ તો હતો જ પરંતુ તેના પછી ગાદીએ આવેલો તેનો પુત્ર મિહિરગુલ તો નરદમ જંગલી અને રાક્ષસના જેવો ક્રૂર હતો. કલ્હણ ‘રાજતરંગિણી’ નામના પોતાના કાશ્મીરના ઇતિહાસમાં જણાવે છે કે પર્વતની ઊંચી ભેખડ ઉપરથી હાથીઓને ખીણમાં ગબડાવી મૂકવા એ મિહિરગુલના આવા ઘણા

શાખમાંનો એક શાખ હતો. એના અત્યાચારોથી આખરે સમગ્ર આર્યાવર્ત ખળભળી ઊઠ્યું અને તેની સામે ઊઠ્યું. ગુપ્તવંશી રાજા બાલાદિત્ય અને મધ્ય હિંદના રાજા યશોધર્મની સરદારી નીચે આર્ય લોકોએ હૂણોને હરાવ્યા અને મિહિરગુલને કેદ પકડ્યો. પરંતુ બાલાદિત્ય હૂણોથી ઊલટા સ્વભાવનો અને ઉદાર હતો. તેણે મિહિરગુલને જતો કર્યો અને તેને દેશ છોડીને ચાલ્યા જવાને ફરમાવ્યું. તેણે કાશ્મીરમાં આશરો લીધો અને પાછળથી તેના ઉપર અપાર ઉદારતા દાખવનાર બાલાદિત્ય ઉપર ઓચિંતો હુમલો કર્યો.

પરંતુ થોડા જ વખતમાં હિંદુસ્તાનમાં હૂણ લોકોની સત્તા નબળી પડી. પણ હૂણ લોકોના ઘણા વંશજો અહીં જ રહ્યા અને તેઓ ધીમે ધીમે આર્ય વસ્તીમાં ભળી ગયા. મધ્ય હિંદ અને રજપૂતાનાનાં આપણાં કેટલાંક રજપૂત કુળોમાં આ શ્વેત હૂણોના લોહીનો અંશ હોય એ સંભવિત છે.

હૂણ લોકોએ ઉત્તર હિંદમાં બહુ જ ઓછી મુદત — ૫૦ વરસથી પણ ઓછો વખત રાજ્ય કર્યું. એ પછી તેમણે અહીં શાંતિથી વસવાટ કર્યો. પરંતુ હૂણ લોકો સાથેની લડાઈ અને તેમણે વર્તાવેલા કેરે હિંદના આર્યો ઉપર ભારે અસર કરી. હૂણ લોકોની જીવન અને રાજતંત્રની નીતિરીતિ આર્યોની નીતિરીતિથી બિલકુલ નિરાળી હતી. આર્યો હજીય મોટે ભાગે સ્વાતંત્ર્યપ્રેમી પ્રજા રહ્યા હતા. તેમના રાજાઓને પણ લોકમત આગળ નમવું પડતું અને તેમની ગ્રામ-પંચાયતો પાસે ભારે સત્તા હતી. પણ હૂણ લોકોના અહીંના આગમનથી, તેમના અહીંના વસવાટથી તથા હિંદની પ્રજામાં તેઓ ભળી ગયા તેથી આર્ય લોકોના ધોરણમાં કેટલોક ફેરફાર થયો અને તેનું ધોરણ કંઈક નીચું પડ્યું.

ગુપ્તવંશનો છેલ્લો મહાન રાજા બાલાદિત્ય ૫૩૦ની સાલમાં મરણ પામ્યો. એ જાણવા જેવું છે કે એક વિશિષ્ટ પ્રકારના હિંદુ રાજવંશનો આ રાજા બૌદ્ધ ધર્મ તરફ આકર્ષાયો હતો અને એક બૌદ્ધ ભિક્ષુ તેનો ગુરુ હતો. ગુપ્ત યુગ ખાસ કરીને કૃષ્ણપૂજાની પુનઃસ્થાપના માટે જાણીતો છે. પરંતુ એમ છતાંયે બૌદ્ધ ધર્મ સાથે હિંદુઓને કંઈ ખાસ ઘર્ષણ કે ઝઘડા થયા હોય એમ જણાતું નથી.

ગુપ્તવંશના બસો વરસના અમલ પછી કોઈ પણ મધ્યસ્થ સત્તાથી સ્વતંત્ર એવાં અનેક નાનાં નાનાં રાજ્યો ઉત્તર હિંદમાં ફરીથી

ઉદય પામતાં આપણને માલૂમ પડે છે. જોકે દક્ષિણ હિંદમાં આ અરસામાં એક મોટું રાજ્ય વિકસે છે. રામચંદ્રનો વંશજ હોવાનો દાવો કરનાર પુલકેશી નામના રાજાએ દક્ષિણમાં એક સામ્રાજ્ય સ્થાપ્યું. એ ચાલુક્ય સામ્રાજ્યને નામે ઓળખાય છે. આ દક્ષિણના લોકોએ પૂર્વ તરફના ટાપુઓમાં વસતા હિંદી વસાહતીઓ જોડે નિકટનો સંબંધ રાખ્યો હશે તથા એ ટાપુઓ અને હિંદ વચ્ચે નિરંતર અવરજવર ચાલુ રહી હશે. આપણને એ પણ જાણવા મળે છે કે હિંદનાં વહાણો માલ લઈને વારંવાર ઈરાન જતાં. ચાલુક્ય રાજાઓ અને ઈરાનના સાસાની રાજાઓ એકબીજાના દરબારમાં પોતપોતાના એલચીઓ મોકલતા હતા. ખાસ કરીને ઈરાનના મહાન સમ્રાટ ખુશરો બીજાના વખતમાં આ પ્રથા પ્રચલિત હતી.

## ૩૯

# વિદેશી બજારો પર હિંદનો કાબૂ

૫ મે, ૧૯૩૨

ઇતિહાસના જે પ્રાચીન યુગ વિષે આપણે વાત કરી રહ્યાં છીએ તે દરમ્યાન હજારથી પણ વધારે વરસો સુધી પશ્ચિમ યુરોપ અને પશ્ચિમ એશિયા તથા પૂર્વમાં છેક ચીન સુધી હિંદનો ધીકતો વેપાર ચાલતો હતો. આમ થવાનું કારણ શું ? તે સમયના હિંદીઓ કાબેલ નાવિકો અને વેપારીઓ હતા એમાં શંકા નથી તેમજ તે લોકો કુશળ કારીગરો હતા એ પણ નિર્વિવાદ છે. પરંતુ હિંદીઓએ પરદેશોનાં બજારોનો કબજો માત્ર તેમની નાવિક કે વેપારી તરીકેની કાબેલિયત અથવા તો કારીગર તરીકેની તેમની આવડત અને કુશળતાને કારણે જ નહોતો મેળવ્યો. આ બધી અનુકૂળતાઓ એમાં સહાયભૂત થઈ હતી ખરી પરંતુ હિંદીઓ દૂરનાં બજારોનો કબજો મેળવી શક્યા એનું પ્રધાન કારણ તો રસાયણવિદ્યામાં અને ખાસ કરીને રંગવાની કળામાં એમણે પ્રગતિ કરી હતી એ જણાય છે. તે સમયના હિંદીઓએ કાપડ રંગવાના પાકા રંગો બનાવવાની વિશિષ્ટ પદ્ધતિ શોધી કાઢી હતી. ગળીના છોડવામાંથી પાકો 'ઇંડિગો' એટલે કે નીલો રંગ બનાવવાની ખાસ પદ્ધતિ પણ તેમને માલૂમ હતી. તું જોશે કે એ રંગનું નામ 'ઇંડિગો' પણ હિંદના યુરોપિયનોએ પાડેલા નામ 'ઇંડિયા' ઉપરથી જ પડ્યું છે. સંભવ છે કે પ્રાચીન હિંદવાસીઓ ઉત્તમ પોલાદ અને પોલાદનાં ઊંચી જાતનાં હથિયારો પણ બનાવી જાણતા હશે. આગળ ઉપર મેં તને કહ્યું હતું તે તને યાદ હશે કે સિકંદરની ચડાઈ અંગેની જૂની ફારસી કથાઓમાં જ્યાં જ્યાં પાણીદાર તરવાર કે ઉત્તમ પ્રકારના ખંજરનો ઉલ્લેખ આવે છે યાં સાથે સાથે એમ પણ કહેવામાં આવેલું છે કે એ હથિયારો હિંદી નાવટનાં હતાં.

બીજા દેશો કરતાં હિંદુસ્તાન આ રંગો અને બીજી ચીજો વધારે ારી બનાવી શકતું હતું એટલે વિદેશી બજારો ઉપર તેનો કાબૂ હોય

એ સ્વાભાવિક છે. જે વ્યક્તિ કે દેશ પાસે વધારે સારાં ઓજારો હે
અને કોઈ પણ વસ્તુ બનાવવાની વધારે સારી કે સોંઘી પદ્ધતિ હોય
વ્યક્તિ કે દેશ જેમનાં ઓજારો અને પદ્ધતિ એટલાં સારાં ન હોય
દેશ કે વ્યક્તિને લાંબે ગાળે બજારમાંથી હાંકી કાઢે છે. એ જ કાર
છેલ્લાં બસો વરસમાં યુરોપ એશિયા કરતા આગળ વધી ગયું છે. ન
નવી શોધખોળોને લીધે નવાં અને બધારે શક્તિશાળી ઓજારો ત
વસ્તુઓની બનાવટની નવી રીતો યુરોપને લાધી. આ બધાની સહાય
તેણે દુનિયાનાં બજારો હાથ કર્યાં અને પરિણામે તે બળવાન અ
સંપત્તિવાન થયું. એમાં તેને બીજી પણ કેટલીક વસ્તુઓ મદદરૂપ નીવ
હતી. પરંતુ અત્યારે તો ઓજાર એ કેટલા બધા મહત્ત્વની વસ્તુ છે એ
ખ્યાલ તું કરે એમ હું ઇચ્છું છું. એક મહાપુરુષે એક વાર કહ્યું હ
કે માણસ એ ઓજાર બનાવનાર પ્રાણી છે. અને છેક પ્રાચીન કાળ
આજ સુધીનો મનુષ્યજાતિનો ઇતિહાસ એ પાષાણ યુગના સમય
પથ્થરનાં તીર તથા હથોડાથી માંડીને આજની આગગાડી અને પ્રચ
વરાળયંત્રો સુધીનાં વધારે ને વધારે કામ આપનારાં ઓજારોનો જ ઇતિહ
છે. સાચે જ આપણે કંઈ પણ કરવું હોય તેમાં ઓજારની જરૂર પડે
એના વિના આજે આપણે કોણ જાણે કેવી હાલતમાં હોત ?

ઓજાર એ સારી વસ્તુ છે. એ કામને હળવું બનાવવામાં મદદ
થાય છે. પરંતુ ઓજારનો દુરુપયોગ પણ થઈ શકે છે. કરવત ઉપયો
ઓજાર છે. પરંતુ બાળક તેનાથી પોતાને ઈજા કરી બેસે. ચપ્પુ ઘણું
ઉપયોગી ગણાય અને દરેક સ્કાઉટે તે રાખવું જોઈએ. પણ કોઈ એવ
માણસ એનાથી બીજા માણસનું ખૂન કરી બેસે એમાં બાચ
ચપ્પુનો કશો જ દોષ નથી. દોષ તો એ ઓજારને વાપરનાર માણસ
રહેલો હોય છે.

એ જ રીતે આધુનિક યંત્રો સ્વતઃ તો સારી વસ્તુ છે પણ ભ
કાળમાં તેનો અનેક રીતે દુરુપયોગ થયો હતો અને આજે પણ તે
દુરુપયોગ થઈ રહ્યો છે. આમ જનતાનો કામનો બોજો હળવો કરવ
બદલે યંત્રોએ ઘણુંખરું પહેલાં કરતાં પણ તેમની હાલત વધારે બ
કરી મૂકી છે. તેમના ઉપયોગથી કરોડો માણસોને સુખ અને આરામ મળ
જોઈતો હતો તેને બદલે યંત્રોએ અસંખ્ય લોકોને દુઃખી કરી મૂક
છે. વળી તેમણે રાજ્યના હાથમાં એટલી બધી સત્તા સુપરત કરી
કે તે યુદ્ધમાં લાખો માણસોની કતલ કરી શકે છે.

પરંતુ દોષ યંત્રોમાં નહિ પણ તેના દુરુપયોગમાં રહેલો છે. જો મોટાં મોટાં યંત્રો ઉપર તેમાંથી કેવળ પોતાને જ માટે કમાણી કરનાર બેજવાબદાર માણસોનો કાબૂ ન હોત અને તેને બદલે આમ જનતા વતી અને તેમના ભલાને ખાતર તેમનો ઉપયોગ કરવામાં આવ્યો હોત તો પરિસ્થિતિમાં ભારે ફરક પડત.

આમ પ્રાચીન કાળમાં હિંદુસ્તાન પાકો માલ તૈયાર કરવાની પદ્ધતિની બાબતમાં દુનિયામાં સૌથી મોખરે હતું. એથી કરીને હિંદનું કાપડ અને રંગો તથા બીજી વસ્તુઓ દૂર દૂરના દેશોમાં જતાં અને ત્યાં તેમની ભારે માગ રહેતી. આ વેપારથી હિંદમાં લક્ષ્મી તણાઈ આવતી. આ ઉપરાંત દક્ષિણ હિંદ મરી અને બીજા તેજાના પરદેશ નિકાસ કરતું હતું. આ તેજાના પૂર્વ તરફના ટાપુઓમાંથી અહીં આવતા અને હિંદ મારફતે તે પશ્ચિમના મુલકોમાં પહોંચતા. રોમના લોકોને મરી બહુ ગમતાં અને ત્યાં તેની વધારે માગ રહેતી. કહેવાય છે કે ૪૧૦ની સાલમાં ગોથ લોકોના સરદાર એલેરીકે રોમ કબજે કર્યું ત્યારે ત્યાંથી તે ૩૦૦૦ રતલ મરી લઈ ગયો હતો. આ બધાં મરી હિંદમાંથી અથવા હિંદ મારફતે ત્યાં ગયાં હશે.

૪૦

# દેશો તથા સંસ્કૃતિઓની ચડતી-પડતી

૬ મે, ૧૯૩૨

ચીનથી દૂર રહ્યાને આપણને ઘણા દિવસો થઈ ગયા. હવે આપણે પાછાં ત્યાં જઈએ અને તેની વાત આગળ ચલાવીએ તથા પશ્ચિમમાં જ્યારે રોમની પડતી થવા માંડી હતી અને ગુપ્ત રાજાઓના અમલ દરમ્યાન હિંદનું રાષ્ટ્રીય પુનરુત્થાન થઈ રહ્યું હતું ત્યારે ચીનમાં શું બની રહ્યું હતું તે જોઈએ. રોમની ચડતી કે પડતીની ચીન ઉપર નહિ જેવી જ અસર થઈ હતી. એ બંને રાજ્યો એકબીજાથી બહુ જ દૂર હતાં. હું તને આગળ ઉપર કહી ગયો છું કે ચીનનું રાજ્ય મધ્ય એશિયાની જાતિઓને પોતાના રાજ્યની સરહદ ઉપરથી હાંકી કાઢતું તેનાં યુરોપ તથા હિંદ માટે ઘણાં ભયંકર પરિણામ આવ્યાં હતાં. આ જાતિઓ અથવા તેમણે જેમને આગળ હડસેલી તે જાતિઓ પશ્ચિમ અને દક્ષિણ દિશામાં ગઈ. તેમણે સલ્તનતો અને રાજ્યોને ઉથલાવી નાખ્યાં અને અંધાધૂંધી કરી મૂકી. તેમાંના કેટલાક લોકોએ પૂર્વ યુરોપ તથા હિંદમાં વસવાટ કર્યો.

રોમ અને ચીન વચ્ચે સીધો સંપર્ક પણ હતો અને એ બંને રાજ્યો એકબીજાના દરબારમાં પોતાના એલચીઓ રાખતાં. ચીની પુસ્તકોમાં આવા સૌથી આરંભના એલચીમંડળનો ઉલ્લેખ મળી આવે છે તે ૧૬૬ની સાલમાં રોમના સમ્રાટ અન-તુને મોકલ્યું હતું. આ અન-તુન તે બીજો કોઈ નહિ પણ મારા એક આગળના પત્રમાં મેં જેનો ઉલ્લેખ કર્યો હતો તે મારકસ ઑરેલિયસ ઍન્ટોનિયસ હતો.

રોમનું પતન એ યુરોપને માટે એક જબરદસ્ત ઘટના હતી. એ કેવળ એક શહેર કે સામ્રાજ્યનું જ પતન નહોતું. એક રીતે તો પૂર્વ તરફ કૉન્સ્ટાન્ટિનોપલમાં ત્યાર પછી પણ લાંબા વખત સુધી રોમન સામ્રાજ્ય ચાલુ રહ્યું અને એ સામ્રાજ્યનું પ્રેત તો લગભગ ૧૪૦૦ વરસ સુધી યુરોપ ઉપર ભમતું રહ્યું. પણ રોમના પતનથી એક મહાન યુગનો અંત આવ્યો. ગ્રીસ અને રોમની પ્રાચીન દુનિયાનો એ

અંત હતો. રોમનાં ખંડિયેરો ઉપર પશ્ચિમમાં એક નવી જ દુનિયા, એક નવી જ સંસ્કૃતિ અને સુધારાનો ઉદય થઈ રહ્યો હતો. કેટલીકવાર આપણે શબ્દો અને ઉક્તિઓથી ઊંધે રસ્તે દોરવાઈ જઈએ છીએ; કેમકે, તેના તે જ શબ્દો વપરાયા હોય તે ઉપરથી આપણે માની લઈએ છીએ કે તેનો સર્વત્ર અને સર્વકાળે એક જ અર્થ થાય છે. રોમના પતન પછી પશ્ચિમ યુરોપના લોકો રોમની જ ભાષા વાપરતા રહ્યા પરંતુ એ ભાષાની પાછળ જુદા જ ભાવો અને ખ્યાલો રહેલા હતા. લોકો કહે છે કે યુરોપના આજના દેશો ગ્રીસ અને રોમનાં સંતાનો છે. કંઈક અંશે આ સાચું છે પરંતુ એકંદરે એ કથન ભ્રામક છે. કેમકે ગ્રીસ અને રોમના કરતાં યુરોપના આજના દેશોનું દૃષ્ટિબિંદુ તદ્દન નિરાળું છે. ગ્રીસ અને રોમની પુરાણી દુનિયા લગભગ સંપૂર્ણપણે જમીનદોસ્ત થઈ ગઈ હતી. હજારથી પણ વધારે વરસો દરમ્યાન ત્યાં આગળ જે સભ્યતા કે સંસ્કૃતિ નિર્માણ થઈ હતી તે સડીને નષ્ટપ્રાય થઈ ગઈ. એ પછી જ પશ્ચિમ યુરોપના અર્ધસુધરેલા અને અર્ધજંગલી દેશોએ ઇતિહાસના પૃષ્ઠ ઉપર દેખા દીધી અને ધીમે ધીમે તેમણે નવી સંસ્કૃતિ અને સુધારો નિર્માણ કર્યાં. તેઓ રોમ પાસેથી ઘણું શીખ્યા અને પુરાણી દુનિયા પાસેથી તેમણે ઘણું ગ્રહણ કર્યું. પરંતુ એ શીખવાની ક્રિયા બહુ મુશ્કેલ અને શ્રમસાધ્ય હતી. સેંકડો વરસ સુધી તો એમ જ લાગતું હતું કે યુરોપમાં સુધારો અને સંસ્કૃતિ નિદ્રાવશ થયાં છે. ત્યાં આગળ અજ્ઞાન અને ધર્માંધતાનો અંધકાર પ્રવર્તતો હતો. એથી કરીને આ સદીઓને 'ડાર્ક એજીઝ' એટલે કે, અંધકાર યુગ કહેવામાં આવે છે.

પણ આમ થવાનું કારણ શું? દુનિયા શાથી પાછી હઠે છે અને સદીઓના પરિશ્રમને અંતે એકઠું કરેલું જ્ઞાન શાથી લુપ્ત થાય છે અથવા ભુલાઈ જાય છે? આ મહાન પ્રશ્નો છે અને આપણા સૌથી સમજદાર પુરુષોને પણ તે મૂંઝવી નાખે છે. એના જવાબો આપવાની કોશિશ હું નહિ કરું. વિચાર તેમજ આચારના ક્ષેત્રમાં મહાન એવા હિંદનો આવો ભયંકર અધઃપાત થાય અને લાંબા વખત સુધી તે ગુલામ બની રહે અથવા તો જેનો ભૂતકાળ ઉજ્જવળ હતો તે ચીન દેશ અંત વગરની લડાઈઓનો શિકાર બની રહે એ અતિશય વિચિત્ર અને આશ્ચર્યકારક નથી? માણસે કટકે કટકે કરીને એકઠું કરેલું અનેક યુગોનું જ્ઞાન અને ડહાપણ સાવ લુપ્ત તો ન જ થઈ જતું હોય. પણ ગમે તે

કારણે આપણી આંખો બંધ થઈ જાય છે અને કેટલીક વાર આપણે જોઈ શકતા નથી. પ્રકાશની બારી બંધ થઈ જાય છે અને બધે અંધકાર વ્યાપી રહે છે. પરંતુ બહાર તો ચોતરફ બધે પ્રકાશ હોય છે એટલે આપણે આપણી આંખ કે બારી બંધ રાખીએ એનો અર્થ એ નથી કે સર્વત્ર પ્રકાશનો લોપ થઈ ગયો છે.

કેટલાક લોકો કહે છે કે યુરોપ ઉપર ફરી વળેલો અંધકાર યુગ ખ્રિસ્તી ધર્મને આભારી હતો. ઈશુએ ઉપદેશેલા ધર્મની બાબતમાં નહિ પણ રોમન સમ્રાટ કૉન્સ્ટૅન્ટાઈને અંગીકાર કર્યા પછી રાજધર્મ તરીકે પશ્ચિમ યુરોપમાં ફેલાયેલા ખ્રિસ્તી ધર્મની બાબતમાં આમ કહેવામાં આવે છે. સાચે જ એ લોકો તો કહે છે કે, ઈશુની ચોથી સદીમાં કૉન્સ્ટૅન્ટાઈને ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કર્યો ત્યારથી હજાર વર્ષનો એક એવો યુગ શરૂ થયો જેમાં બુદ્ધિ કુંઠિત થઈ ગઈ, વિચાર ગુલામ બની ગયો અને જ્ઞાનની કશી પણ પ્રગતિ થઈ નહિ. એને કારણે જુલમ, ધર્માંધતા અને અસહિષ્ણુતા વ્યાપ્યાં એટલું જ નહિ પણ વિજ્ઞાનના વિષયમાં કે બીજી કોઈ પણ બાબતમાં પ્રગતિ કરવાનું લોકો માટે મુશ્કેલ થઈ પડ્યું. ઘણી વાર તો ધર્મપુસ્તકો જ પ્રગતિના માર્ગમાં આડખીલી-રૂપ બનતાં. ધર્મપુસ્તકો આપણને તે લખાયાં તે સમયે દુનિયા કેવી હતી તે કહે છે. વળી તે તે જમાનાની ભાવનાઓ અને વિચારો, તે સમયના આચારવિચારો તથા રીતરિવાજોનો પણ તે ખ્યાલ આપે છે. એ બધું 'પાક' પુસ્તકોમાં લખાયેલું હોવાને કારણે તે ભાવનાઓ, વિચારો આચારવિચારો તથા રીતરિવાજો સામે વિરોધ ઉઠાવવાની કોઈની પણ હિંમત ચાલતી નથી. એથી કરીને, દુનિયામાં ભલેને ભારે ફેરફારો થાય પરંતુ એ બદલાયેલી પરિસ્થિતિને અનુકૂળ થવા માટે આપણા વિચારો, ભાવનાઓ, રૂઢિઓ અને રીતરિવાજો બદલવાની આપણને છૂટ આપવામાં આવતી નથી. પરિણામે દુનિયા સાથે આપણો મેળ બેસતો નથી અને અનેક મુશ્કેલીઓ પેદા થાય છે.

એથી કરીને કેટલાક લોકો આખા યુરોપ ઉપર અંધકાર યુગ લાવવા માટે ખ્રિસ્તી ધર્મને જવાબદાર ગણે છે. વળી બીજા કેટલાક લોકો એમ કહે છે કે અંધકાર યુગ દરમ્યાન ચર્ચ યા ખ્રિસ્તી ધર્મસંઘ, ખ્રિસ્તી સાધુઓ અને પાદરીઓએ જ વિદ્યાની જ્યોત બળતી રાખી હતી. તેમણે કળા અને ચિત્રકામ ટકાવી રાખ્યાં તેમજ અમૂલ્ય ગ્રંથો કાળજીપૂર્વક સંઘરી રાખ્યા તથા તેમની નકલો પણ કરી.

આ બાબતમાં લોકો ઉપર મુજબની દલીલો કરે છે, અને બંને પક્ષો ખરા હોય એ સંભવિત છે. પણ રોમના પતન પછી જે બૂરાઈઓ અને અનિષ્ટો પેદા થયાં એને માટે ખ્રિસ્તી ધર્મ જવાબદાર છે એમ કહેવું એ તો કેવળ હાસ્યાસ્પદ છે. સાચું કહેતાં રોમનું પોતાનું પતન પણ એ બધાં અનિષ્ટોને જ આભારી હતું.

પણ હું બહુ આગળ નીકળી ગયો. હું તો તને એ બતાવવા માગતો હતો કે યુરોપમાં જે કાળે સમાજવ્યવસ્થા ઓચિંતી પડી ભાગી અને આખી પરિસ્થિતિ એકાએક પલટાઈ ગઈ ત્યારે ચીનમાં તેમજ હિંદુસ્તાનમાં પણ એવા ઓચિંતા ફેરફારો થયા નહોતા. યુરોપમાં આપણે એક સંસ્કૃતિનો અંત અને બીજીનો આરંભ થતો જોઈએ છીએ. ધીમે ધીમે વિકાસ પામીને એ સંસ્કૃતિ આજનું સ્વરૂપ ધારણ કરવાની હતી. ચીનમાં આપણે એવી ઉચ્ચ કોટીની સંસ્કૃતિ અને સભ્યતા આવી જાતના વિક્ષેપ વિના જ સતતપણે ચાલુ રહેતી જોઈએ છીએ. ત્યાં પણ ભરતીઓટ તો આવ્યાં હતાં. સારા યુગો, ખરાબ રાજાઓ તથા સમ્રાટો ત્યાં પણ આવ્યા અને ગયા તેમજ રાજવંશો પણ બદલાયા. પરંતુ ત્યાંની સાંસ્કૃતિક પરંપરામાં કદી પણ વિક્ષેપ પડ્યો નથી. જ્યારે ચીન જુદાં જુદાં રાજ્યોમાં વહેંચાઈ જાય છે અને તેમની વચ્ચે અંદર અંદર યુદ્ધ થાય છે ત્યારે પણ ત્યાં આગળ કળા અને સાહિત્ય ફાલતાં રહે છે, મનોહર ચિત્રો ચીતરાતાં હોય છે, સુંદર કળશો ઘડાય છે તથા રળિયામણી ઇમારતો બંધાય છે. છાપવાની કળા પ્રચારમાં આવે છે તથા ચા પીવાની ફૅશન શરૂ થાય છે અને કાવ્યમાં તેનાં ગુણગાન કરવામાં આવે છે ! આમ ચીનમાં આપણને સૌષ્ઠવ અને કળાની અતૂટ પરંપરા નજરે પડે છે કે જે ઉચ્ચ કોટીની સંસ્કૃતિમાંથી જ ઉદ્ભવી શકે.

હિંદને વિષે પણ એમ જ છે. રોમની જેમ અહીં પણ ઓચિંતો વિક્ષેપ આવતો નથી. અહીં પણ સારા અને માઠા દિવસો આવ્યા છે એમાં શંકા નથી. સાહિત્ય અને કળાના મનોહર સર્જનના યુગો તથા વિનાશ અને અધોગતિના યુગો અહીં પણ આવ્યા છે. પણ એ બધા કાળ દરમ્યાન હિંદમાં એક રીતે સંસ્કૃતિની ધારા અતૂટપણે ચાલુ રહી છે. હિંદથી તે પૂર્વ તરફના દેશોમાં પ્રસરે છે. લૂંટફાટ કરવાને માટે આવેલા વનવાસી લોકોને પણ તે સભ્યતા શીખવે છે અને પોતામાં સમાવી દે છે.

તું એમ ન ધારીશ કે પશ્ચિમને ઉતારી પાડીને હું હિંદ તથા ચીનના વખાણ કરવા માગું છું. હિંદુસ્તાન તથા ચીનની આજની

દશામાં તેને વિષે અભિમાન કરીને બડાશ હાંકવા જેવું કશું જ નથી. એ તો એક આંધળો માણસ પણ કહી શકે કે, તેમનો ભૂતકાળ ભવ્ય અને મહાન હોવા છતાં આજે તો તેઓ દુનિયાના બીજા દેશોની તુલનામાં ઘણા નીચા ઊતરી ગયા છે. તેમની પુરાણી સંસ્કૃતિમાં ઓચિંતો વિક્ષેપ નથી પડ્યો એનો અર્થ એ નથી કે તેમની દુર્દશા થઈ જ નથી. જો પહેલાં આપણે ઉચ્ચ સ્થિતિમાં હતા અને આજે નીચે પડ્યા હોઈએ તો એ સ્પષ્ટ છે કે દુનિયાની તુલનામાં આપણે નીચા ઊતરી ગયા છીએ. આપણી સંસ્કૃતિની પરંપરા અતૂટ રહી છે તે માટે આપણે ભલે રાજી થઈએ પણ જ્યારે ખુદ એ સંસ્કૃતિ જ નિઃસત્ત્વ બની ગઈ છે ત્યારે એની અતૂટતાનું સ્મરણ આપણને ઝાઝું સમાધાન આપી શકે એમ નથી. ભૂતકાળ સાથેનો આપણો સંબંધ ઓચિંતો તૂટી ગયો હોત તો તે સ્થિતિ કદાચ આપણને વધારે લાભકારક પણ થાત. એ વસ્તુએ આપણને હચમચાવી મૂક્યા હોત તથા નવું જીવન અને નવી શક્તિ આપી હોત : હિંદ તેમજ દુનિયામાં સર્વત્ર આજે જે બનાવો બની રહ્યા છે તે આપણા પુરાણા દેશને વેગ આપીને તેનામાં યૌવન તથા નવા જીવનનો ફરીથી સંચાર કરી રહ્યા હોય એ બનવા જોગ છે.

પ્રાચીન કાળમાં હિંદુસ્તાનમાં જે સામર્થ્ય અને ચીવટ હતાં તે તેની ખૂબ ફેલાવો પામેલી ગ્રામસ્વરાજ્ય અથવા ગ્રામપંચાયતોની સંસ્થાનાં મૂળમાં રહેલાં હોય એમ જણાય છે. આજની પેઠે તે કાળમાં મોટા મોટા જમીનદારો કે ઇનામદારો નહોતા. જમીનની માલકી ગામ-લોકોની અથવા પંચાયતની કે તેમાં ખેતી કરતા ખેડૂતોની હતી. અને આ પંચાયતો પાસે ઘણી સત્તા અને અધિકારો હતા. ગામલોકો પંચાયતની ચૂંટણી કરતા અને એ રીતે એ સંસ્થાના પાયામાં લોક-શાસનની ભાવના રહેલી હતી. રાજાઓ તો આવતા અને જતા અથવા એકબીજા જોડે લડતા પરંતુ તેઓ આ ગ્રામ-સંસ્થામાં કશીયે દખલ કરતા નહિ કે ન તો પંચાયત દ્વારા લોકોને મળતી સ્વતંત્રતા ઓછી કરવાની હિંમત પણ કરતા. એથી કરીને સામ્રાજ્યો બદલાતાં તો પણ આ ગ્રામ-સંસ્થાના પાયા ઉપર રચાયેલી સમાજવ્યવસ્થા કશા ભારે ફેરફાર વિના ચાલુ રહેતી. પરદેશી ચડાઈઓ, યુદ્ધો અને રાજાઓની ફેરબદલીના હેવાલો વાંચીને આપણે એવું માનવાને દોરવાઈ જવા સંભવ છે કે એ બધાંની અસર આખી પ્રજા ઉપર પહોંચતી હતી. એ ખરું

કે જનતા ઉપર — ખાસ કરીને ઉત્તર હિંદુસ્તાનમાં — તેની કોઈ કોઈ વાર થોડી અસર થતી પરંતુ એકંદરે જોતાં કહી શકાય કે આમ જનતાને એની બહુ પડી નહોતી અને રાજદરબારના ફેરફારો થવા છતાંયે તે પોતાનો વ્યવહાર ચલાવ્યે જતી.

હિંદની સમાજવ્યવસ્થાને લાંબા વખત સુધી મજબૂતપણે ટકાવી રાખનાર બીજી વસ્તુ તે વખતે તેના અસલ સ્વરૂપે હસ્તી ધરાવતી વર્ણવ્યવસ્થા હતી. વર્ણ અથવા જ્ઞાતિ પાછળના સમયમાં તે બની ગઈ તેવી જડ તે સમયે નહોતી તથા કેવળ જન્મ ઉપર તે અવલંબતી નહોતી. હજારો વરસ સુધી તેણે હિંદના સમાજજીવનને એકત્ર રાખ્યું હતું. પરિવર્તન કે વિકાસને રૂંધીને નહિ પણ તેને અવકાશ આપીને તે આ વસ્તુ સિદ્ધ કરી શકી હતી. પ્રાચીન હિંદનું ધર્મ તેમજ જીવન પ્રત્યેનું વલણ હમેશાં સહિષ્ણુતાનું રહ્યું છે અને તેણે પરિવર્તન અને પ્રયોગને હમેશાં આવકાર્યાં છે. એનાથી તેને બળ મળતું હતું. ઉપરાચાપરી આવતા હુમલાઓ અને બીજી મુસીબતોને કારણે ધીરે ધીરે જ્ઞાતિનાં બંધનો કડક થતાં ગયાં અને એથી કરીને હિંદુસ્તાનના સમગ્ર વલણમાં જડતા અને અનુદારતા આવી ગઈ. હિંદી લોકો આજની દુઃખદ અને કંગાળ હાલતમાં આવી પડ્યા ત્યાં સુધી એ પ્રક્રિયા ચાલુ રહી. અને જ્ઞાતિ હરેક પ્રકારની પ્રગતિની દુશ્મન બની ગઈ. સમાજને એકત્ર રાખવાને બદલે તે તેના સેંકડો ભાગલા પાડી નાખે છે. પરિણામે તે આપણને કમજોર બનાવે છે અને ભાઈ ભાઈ વચ્ચે કલેશ કરાવે છે.

ભૂતકાળમાં હિંદની સમાજવ્યવસ્થા મજબૂત બનાવવામાં વર્ણ-વ્યવસ્થાએ સહાય કરી છે. પરંતુ તે સમયે પણ તેમાં સડાનાં બીજ મોજૂદ હતાં. અસમાનતા અને અન્યાય ચાલુ રાખવાની ભાવના એના પાયામાં રહેલી હતી. અને આવો કોઈ પણ પ્રયાસ અંતે નિષ્ફળ જ નીવડે. અસમાનતા અને અન્યાયના પાયા ઉપર કોઈ પણ સ્થિર અને સંગીન સમાજ ન જ રચી શકાય. તે જ પ્રમાણે જ્યાં એક વર્ગ કે સમૂહ બીજાઓનું શોષણ કરતો હોય ત્યાં પણ એવો સમાજ ન રચી શકાય. આજે પણ આવું અન્યાયી શોષણ ચાલુ છે તેથી કરીને દુનિયાભરમાં આટલી બધી હાડમારી અને દુઃખ જોવામાં આવે છે. પરંતુ સર્વત્ર લોકો આ વાત સમજી ગયા છે અને એમાંથી છૂટવાને તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે.

હિંદુસ્તાનની પેઠે ચીનમાં પણ સમાજની મજબૂતીનો આધાર ગામડાંઓ અને જમીન ધરાવતા તથા ખેડતા કરોડો ખેડૂતો ઉપર હતો. ત્યાં આગળ પણ મોટા મોટા જમીનદારો નહોતા. ધર્મની બાબતમાં ત્યાં આગળ કદી પણ જડ મતાગ્રહ કે અસહિષ્ણુતાને અવકાશ આપવામાં આવતો નહોતો. ધર્મની બાબતમાં દુનિયાની બધી પ્રજાઓમાં કદાચ ચીના લોકો જ ઓછામાં ઓછા અંધશ્રદ્ધાળુ હતા અને આજે પણ છે.

વળી તને એ પણ યાદ હશે કે ચીનમાં તેમજ હિંદુસ્તાનમાં ગ્રીસ અને રોમમાં હતી અથવા તેથી પણ આગળના સમયમાં મીસરમાં હતી તેવી મજૂર ગુલામોની પ્રથા નહોતી. ઘરકામ કરનારા કેટલાક નોકરો ગુલામ હતા ખરા પરંતુ આખી સમાજવ્યવસ્થામાં તેનાથી કશો ફરક પડતો નહિ. તેમના વિના પણ સમાજવ્યવસ્થા એ જ રીતે ચાલુ રહેત. પરંતુ પ્રાચીન ગ્રીસ તથા રોમમાં આમ નહોતું. ત્યાં આગળ તો સંખ્યાબંધ ગુલામો એ જ સમાજવ્યવસ્થાનું મહત્ત્વનું અંગ હતું અને બધી મજૂરીનો ખરો બોજો તેમના ઉપર જ પડતો હતો. અને મીસરમાં જો ગુલામ મજૂરો ન હોત તો ભવ્ય પિરામિડો ક્યાંથી હોત?

મેં આ પત્ર ચીનની વાતથી શરૂ કર્યો હતો અને એ વાત હું આગળ ચલાવવા ધારતો હતો. પણ હું બીજા જ વિષયો ઉપર ચડી ગયો. મારે માટે એ નવાઈની વાત નથી! ઘણું કરીને બીજી વખત આપણે ચીનની વાતને વળગી રહીશું.

## ૪૧

# તંગ વંશના અમલ દરમ્યાન ચીનની જાહોજલાલી

૭ મે, ૧૯૩૨

મેં તને ચીનના હન વંશ વિષે વાત કરી છે તથા ત્યાં આગળ બૌદ્ધ ધર્મ કેવી રીતે આવ્યો, છાપવાની કળા કેવી રીતે શોધાઈ અને પરીક્ષા લઈને સરકારી નોકરો નીમવાની પ્રથા કેવી રીતે દાખલ થઈ તે વિષે પણ કહ્યું હતું. ઇશુની ત્રીજી સદીમાં હન વંશનો અંત આવે છે અને ચીનનું સામ્રાજ્ય ત્રણ રાજ્યોમાં વહેંચાઈ જાય છે. સામ્રાજ્યના આ ત્રણ રાજ્યોનો યુગ કેટલાંક સૈકાંઓ સુધી ચાલુ રહ્યો. ત્યાર પછી તંગ નામના નવા રાજ્યવંશે આખા ચીનને ફરીથી એકત્ર કર્યું તથા તેને એક બળવાન રાજ્ય બનાવ્યું. સાતમી સદીના આરંભની આ વાત છે.

પરંતુ રાષ્ટ્રના ભાગલા પડી ગયા હતા તે સમય દરમ્યાન પણ અને ઉત્તરમાંથી તાર્તર લોકોના અવારનવાર હુમલાઓ થવા છતાંયે ચીની કળા અને સંસ્કૃતિ કાયમ રહ્યાં. એ સમય દરમ્યાનનાં મોટાં મોટાં પુસ્તકાલયો અને સુંદર ચિત્રો વિષે વાતો આપણા સાંભળવામાં આવે છે. હિંદુસ્તાન કેવળ સુંદર કાપડ અને બીજી એવી વસ્તુઓ જ નહિ પણ પોતાના વિચારો, ધર્મ અને કળા ત્યાં મોકલતું હતું. હિંદુસ્તાનમાંથી સંખ્યાબંધ બૌદ્ધ ઉપદેશકો પણ ત્યાં ગયા હતા અને તેઓ પોતાની જોડે હિંદની કળાની ભાવના અને પ્રણાલી ત્યાં લેતા ગયા હતા. સંભવ છે કે હિંદના કળાકારો અને કુશળ કારીગરો પણ ત્યાં ગયા હોય. બૌદ્ધ ધર્મના આગમને અને હિંદથી આવેલા વિચારોએ ચીન ઉપર ભારે અસર કરી. તે સમયે અને તે પહેલાં પણ ચીન ભારે સંસ્કારી દેશ હતો એમાં શંકા નથી. હિંદનાં ધર્મ, વિચારો અને કળા કોઈ પછાત દેશમાં ગયાં અને તેનો કબજો લીધો એવું ચીનની બાબતમાં બન્યું નહોતું. ચીનમાં તો એ બધાંને ત્યાંની પ્રાચીન કળા અને વિચાર-પ્રણાલીનો સામનો કરવાનો હતો. આ બંનેનો મેળ થવાથી તેમાંથી ઉભયથી નિરાળી જ વસ્તુ નીપજવાની હતી. તેમાં ઘણો અંશ હિંદનો

હતો પરંતુ તે ચીજ મૂળે ચીની હતી અને ચીની ઘાટમાં ઘડાઈ હતી. આ રીતે હિંદથી આવેલા આ વિચાર-પ્રવાહે ચીનના કળાજીવન અને માનસિક જીવનને નવો વેગ અને નવો ધક્કો આપ્યો.

એ જ પ્રમાણે બૌદ્ધ ધર્મ અને હિંદી કળાનો સંદેશ પૂર્વમાં એથી પણ આગળ કોરિયા અને જપાન સુધી પહોંચ્યો. અને એ દેશો પર તેની કેવી અસર થઈ તે જાણવું બહુ રસપ્રદ છે. દરેક દેશે તેમને પોતાની વિશિષ્ટ પ્રતિભાને અનુકૂળ બનાવીને તેમનો સ્વીકાર કર્યો. આમ ચીન તેમજ જાપાનમાં આજે બૌદ્ધ ધર્મ પ્રચલિત છે પરંતુ બંને ઠેકાણે તેનાં સ્વરૂપો ભિન્ન છે; અને હિંદમાંથી આવેલા બૌદ્ધ ધર્મ કરતાં એ બંને જગ્યાના ધર્મો પણ ઘણી બાબતોમાં જુદા પડે છે. કળા પણ દેશ અને વાતાવરણ પ્રમાણે બદલાતી રહે છે અને ભિન્ન સ્વરૂપો ધારણ કરે છે. હિંદમાં તો આજે આપણે એક પ્રજા તરીકે કળા અને સૌંદર્યની ભાવના ખોઈ બેઠા છીએ. ઘણા લાંબા કાળથી આપણે એક ભારે સૌંદર્યશાળી કૃતિનું સર્જન નથી કર્યું એટલું જ નહિ પણ આપણામાંના મોટા ભાગના લોકો તો સૌંદર્યની કદર કરવાનું પણ ભૂલી ગયા છે. પરાધીન દેશમાં કળા અને સૌંદર્ય કેવી રીતે વિકસે અને ફાલેફૂલે ? પરાધીનતા અને બંધનના અંધકારમાં બધી જ વસ્તુ કરમાઈ જાય છે. પરંતુ આઝાદીનું આપણને દર્શન થયું ત્યારથી આપણી સૌંદર્યભાવના પણ ધીમે ધીમે જાગ્રત થવા માંડી છે. આઝાદી આવશે ત્યારે કળા અને સૌંદર્યનું આ દેશમાં ભારે પુનરુત્થાન થશે; અને હું ઉમેદ રાખું છું કે એથી કરીને આપણાં ઘર, આપણાં નગરો અને આપણાં જીવનની કુરૂપતા દૂર થશે. આ બાબતમાં ચીન અને જાપાન હિંદુસ્તાન કરતાં વધારે ભાગ્યશાળી છે અને હજી પણ તેમણે તેમની કળા તથા સૌંદર્યની ભાવના ઘણે અંશે જાળવી રાખી છે.

ચીનમાં બૌદ્ધ ધર્મ ફેલાતાં હિંદના સંખ્યાબંધ બૌદ્ધો અને બૌદ્ધ ભિક્ષુઓ ત્યાં જવા લાગ્યા અને ચીનના સાધુઓ પણ હિંદ અને બીજા દેશોના પ્રવાસે જવા લાગ્યા. મેં તને ફાહિયાનની વાત કરી છે. હયુએન-ત્સાંગ વિષે પણ તું જાણે છે. એ બંને હિંદમાં આવ્યા હતા. હુઈ-શેંગ નામના એક ચીની સાધુએ પૂર્વ તરફના સમુદ્રમાં સફર કરી હતી તેનો આપણને બહુ મજાનો હેવાલ મળે છે. ૪૯૯ની સાલમાં તે ચીનના પાટનગરમાં પાછો ફર્યો હતો. તેણે જણાવ્યું છે કે ચીનની પૂર્વે હજારો માઈલને અંતરે આવેલા ફૂ-સાંગ નામના દેશમાં તે જઈ આવ્યો હતો.

ચીન અને જાપાનની પૂર્વમાં પ્રશાંત મહાસાગર છે એટલે હુઈ-શેંગે આ મહાસાગર ઓળંગ્યો હોય અને તે મેક્સિકો પહોંચ્યો હોય એવો સંભવ છે. કેમકે મેક્સિકોમાં તે કાળે પણ પુરાણી સંસ્કૃતિ મોજૂદ હતી.

ચીનમાં થયેલા બૌદ્ધ ધર્મના ફેલાવાથી આકર્ષાઈને હિંદના બૌદ્ધ ધર્મનો વડો ધર્માધ્યક્ષ દક્ષિણ હિંદથી વહાણમાં બેસીને કૅન્ટોન જવા માટે ચીન તરફ રવાના થયો. તેનું નામ તથા પદવી 'બોધિ ધર્મ' હતી. સંભવ છે કે હિંદમાં બૌદ્ધ ધર્મ ધીરે ધીરે ક્ષીણ થતો જતો હતો તે કારણે તે ચીન જવાને પ્રેરાયો હોય. ૫૨૬ની સાલમાં તે ચીન જવા નીકળ્યો ત્યારે તેની વૃદ્ધાવસ્થા હતી. એની સાથે અને એની પછી ઘણા બૌદ્ધ ભિક્ષુઓ ચીન ગયા હતા. એમ કહેવાય છે કે તે સમયે ચીનના 'લોયંગ' નામના એક પ્રાંતમાં ૩૦૦૦થી વધારે હિંદી બૌદ્ધ ભિક્ષુઓ અને ૧૦,૦૦૦ હિંદી કુટુંબો વસતાં હતાં.

એ પછી થોડા જ વખતમાં હિંદમાં બૌદ્ધ ધર્મના પુનરુત્થાનનો બીજો યુગ આવ્યો અને બુદ્ધની જન્મભૂમિ હોવાને કારણે તથા અહીંયાં બૌદ્ધ ધર્મના પવિત્ર ગ્રંથો હોવાથી ભાવિક બૌદ્ધો હિંદ તરફ આકર્ષાતા રહ્યા. પરંતુ હવે હિંદમાં બૌદ્ધ ધર્મની કીર્તિ અને ગૌરવનો અંત આવેલો જણાય છે અને ચીન આગેવાન બૌદ્ધધર્મી દેશનું સ્થાન પ્રાપ્ત કરે છે.

૬૧૮ની સાલમાં કાઓત્સુ નામના સમ્રાટે તંગ વંશનો આરંભ કર્યો. તેણે આખા ચીનને એક છત્ર નીચે આણ્યું એટલું જ નહિ પણ ઘણા વિશાળ ક્ષેત્ર ઉપર પોતાની હકૂમત જમાવી. દક્ષિણમાં અનામ અને કંબોડિયા સુધી તથા પશ્ચિમે ઈરાન અને કાસ્પિયન સમુદ્ર સુધીના મુલક ઉપર તેણે પોતાની આણ વર્તાવી. કોરિયાના થોડા ભાગનો પણ આ બળવાન સામ્રાજ્યમાં સમાવેશ થતો હતો. સામ્રાજ્યની રાજધાની સી-આન-ફૂ હતી. એ શહેર તેની ભવ્યતા અને સભ્યતા માટે પૂર્વ એશિયામાં મશહૂર હતું. જાપાન અને દક્ષિણ કોરિયામાંથી — જે હજી સુધી સ્વતંત્ર હતું — તેની કળા, તત્ત્વજ્ઞાન તથા સંસ્કૃતિનો અભ્યાસ કરવા માટે એલચીમંડળો અને પ્રતિનિધિમંડળો ત્યાં આવતાં.

તંગ વંશના સમ્રાટો પરદેશ સાથેના વેપારને તેમજ પરદેશી મુસાફરોને ઉત્તેજન આપતા. બની શકે ત્યાં સુધી પોતપોતાના દેશના રિવાજ અને ધારાધોરણ પ્રમાણે તેમનો ન્યાય તોળી શકાય એટલા માટે ચીનમાં આવનારા તથા ત્યાં આગળ વસવાટ કરનારા પરદેશીઓ

માટે ખાસ કાયદાઓ ઘડવામાં આવ્યા હતા. ખાસ કરીને આરબ લોકોએ ૩૦૦ની સાલના અરસામાં દક્ષિણ ચીનમાં કેન્ટોન પાસે વસવાટ કર્યો હતો એમ જણાય છે. આ ઇસ્લામના ઉદય પહેલાંની એટલે કે પેગંબર હજરત મહંમદના જન્મ પહેલાંની વાત છે. આ અરબ લોકોની મદદથી દરિયાપારના દેશો સાથેના વેપારમાં ખૂબ પ્રગતિ થઈ. અરબ તેમજ ચીની વહાણો દ્વારા આ બધો વેપાર ચાલતો હતો.

તું એ જાણીને તાજ્જુબ થશે કે, દેશમાં વસતા લોકોની સંખ્યા જાણવા માટે વસતીગણતરી કરવાની પ્રથા ચીનમાં બહુ પ્રાચીન કાળથી પ્રચલિત છે. એમ કહેવાય છે કે છેક ૧૫૬ની સાલમાં ચીનમાં વસતી-ગણતરી કરવામાં આવી હતી. એ હન વંશના અમલ દરમ્યાન કરવામાં આવી હશે. એમાં પ્રત્યેક વ્યક્તિની નહિ પણ દરેક કુટુંબની ગણતરી કરવામાં આવતી. દરેક કુટુંબમાં પાંચ માણસો હોય એમ ધારી લેવામાં આવતું. આ હિસાબે ૧૫૬ની સાલમાં ચીનની વસતી લગભગ પાંચ કરોડની હતી. વસતીગણતરીની આ પદ્ધતિ બહુ ચોકસાઈવાળી તો ન જ કહી શકાય પરંતુ આપણે એ ન ભૂલવું જોઈએ કે પશ્ચિમ માટે તો એ બિલકુલ નવી જ વસ્તુ છે. હું ધારું છું કે આશરે દોઢસો વરસ ઉપર અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં પહેલીવહેલી વસતીગણતરી કરવામાં આવી હતી.

તંગ વંશના આરંભકાળમાં ચીનમાં બીજા બે ધર્મો — ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મ — દાખલ થયા. ધર્મભ્રષ્ટ ગણીને પશ્ચિમમાંથી હાંકી કાઢવામાં આવેલા એક પંથના લોકો ચીનમાં ખ્રિસ્તી ધર્મ લાવ્યા. એ પંથનું નામ નેસ્ટોરિયન હતું. ખ્રિસ્તી ધર્મના જુદા જુદા પંથો કે સંપ્રદાયોના મતમતાંતરો અને આપસમાંના ઝઘડાઓ તથા લડાઈઓ વિષે મેં તને આગળ ઉપર લખ્યું હતું. આવી જાતના ઝઘડાને કારણે નેસ્ટોરિયન લોકોને રોમે હાંકી કાઢ્યા. પરંતુ તેઓ ચીન, ઇરાન અને એશિયાના બીજા ભાગોમાં ફેલાઈ ગયા. હિંદમાં પણ તેઓ આવ્યા હતા અને તેમણે થોડી સફળતા મેળવી હતી. પરંતુ પાછળના વખતમાં ખ્રિસ્તી ધર્મના બીજા સંપ્રદાયોમાં અને ઇસ્લામમાં નેસ્ટોરિયનો સમાઇ ગયા અને આજે તો તેમની અહીં નહિ જેવી જ નિશાની રહી છે. ગયે વરસે આપણે દક્ષિણ હિંદમાં ગયાં હતાં ત્યારે ત્યાં આગળ તેમની નાની સરખી વસાહત જોઈને મને ભારે આશ્ચર્ય થયું હતું. તને એ

યાદ છે ખરું ? તેમના વડા પાદરીએ આપણને ચા પણ પાઈ હતી. તે બહુ મજાનો ડોસો હતો.

ખ્રિસ્તી ધર્મને ચીન પહોંચતાં થોડો વખત લાગ્યો પરંતુ ઇસ્લામ તો ત્યાં બહુ ત્વરાથી પહોંચ્યો. ઇસ્લામ તો નેસ્ટોરિયનોના આવવા પહેલાં થોડાં વરસ અગાઉ અને પેગંબર સાહેબની હયાતી દરમ્યાન જ ત્યાં પહોંચ્યો હતો. ચીનના સમ્રાટે નેસ્ટોરિયનો તેમજ ઇસ્લામીઓ એ બંનેના પ્રતિનિધિમંડળનો વિનયપૂર્વક સત્કાર કર્યો અને તેમનું કહેવું ધ્યાનથી સાંભળ્યું. તેમની માન્યતાઓની તેણે કદર કરી અને નિષ્પક્ષપણે બંને પ્રત્યે સદ્ભાવ દાખવ્યો. આરબ લોકોને કૅન્ટોનમાં મસ્જિદ બાંધવાની પરવાનગી આપવામાં આવી. એ મસ્જિદ તેરસો વરસ જેટલી જૂની હોવા છતાં હજી પણ મોજૂદ છે અને દુનિયાની જૂનામાં જૂની મસ્જિદોમાંની એક છે.

એ જ પ્રમાણે તંગ સમ્રાટે ખ્રિસ્તી દેવળ અને મઠ બાંધવાની પણ છૂટ આપી. આ સહિષ્ણુતાભર્યું વલણ અને તે સમયની યુરોપની અસહિષ્ણુતા વચ્ચેનો તફાવત સ્પષ્ટપણે દેખાઈ આવે એવો છે.

એમ કહેવાય છે કે આરબ લોકો ચીન પાસેથી કાગળ બનાવવાની કળા શીખ્યા અને પછી તે તેમણે યુરોપને શીખવી. ૭૫૧ની સાલમાં મધ્ય એશિયાના તુર્કસ્તાનમાં ચીનાઓ અને મુસલમાન આરબો વચ્ચે યુદ્ધ થયું હતું. આરબ લોકોએ કેટલાક ચીનાઓને કેદ પકડ્યા અને એ કેદીઓએ તેમને કાગળ બનાવવાની કળા શીખવી.

તંગ વંશ ૩૦૦ વરસ એટલે ૯૦૭ની સાલ સુધી ચાલ્યો. કેટલાક લોકો માને છે કે આ ત્રણસો વરસનો કાળ ચીનનો સૌથી ગૌરવશાળી યુગ હતો. એ કાળમાં સંસ્કૃતિનું ધોરણ ખૂબ ઊંચું હતું એટલું જ નહિ પણ પ્રજાની સુખાકારીનું સામાન્ય ધોરણ પણ બહુ ઊંચું હતું. જે ઘણી બાબતો વિષે પશ્ચિમની પ્રજાઓએ બહુ પાછળથી જાણ્યું તેની ચીના લોકોને એ વખતે પણ જાણ હતી. કાગળ વિષે તો હું હમણાં જ તને કહી ગયો. બીજી વસ્તુ બંદૂકમાં ફોડવાનો દારૂ હતી. ચીના લોકો બહુ કુશળ ઇજનેરો હતા અને સામાન્ય રીતે લગભગ દરેક બાબતમાં તેઓ યુરોપના લોકોથી ઘણા આગળ વધેલા હતા. જો તેઓ એટલા બધા આગળ વધેલા હતા તો પછી હમેશાં મોખરે રહીને વિજ્ઞાનના ક્ષેત્રમાં તેમ જ નવી નવી શોધખોળો કરવામાં યુરોપને તેમણે દોરવણી કેમ ન આપી ? પરંતુ યુરોપ ધીમે ધીમે તેમની

સાથે થઈ ગયું અને જેમ જુવાન માણસ ઘરડા ડોસાને પકડી પાડે છે અને તેની આગળ નીકળી જાય છે તેમ થોડા જ વખતમાં કંઈ નહિ તો કેટલીક બાબતોમાં યુરોપ ચીનાઓની આગળ નીકળી ગયું. પ્રજાઓના ઇતિહાસમાં આમ કેમ બનતું હશે એ ફિલસૂફોને માટે વિચારવા યોગ્ય એક અટપટો કોયડો છે. તું હજી ફિલસૂફ નથી થઈ એટલે તારે એ કોયડા વિષે ચિંતા કરવાની જરૂર નથી; અને તેથી કરીને મારે પણ એ વિષે કશી ગડમથલ કરવાની જરૂર નથી.

સ્વાભાવિક રીતે જ ચીનની આ સમયની મહત્તાની એશિયાના બીજા દેશો ઉપર ભારે અસર પડી અને કળા તથા સંસ્કૃતિની બાબતમાં દોરવણી મેળવવા તેઓ ચીન તરફ નજર કરતા થયા. ગુપ્ત સામ્રાજ્યના પતન પછી હિંદનો સિતારો પણ બહુ ચમકતો ન હતો. અને એ પરિસ્થિતિમાં હમેશાં બને છે તેમ ચીનમાં પણ સુધારાને અને પ્રગતિને કારણે ભોગવિલાસ અને આરામપ્રિયતા અતિશય વધી ગયાં. પછી રાજતંત્રમાં સડો દાખલ થયો અને એ કારણે ભારે કરવેરા નાખવાની જરૂર પડી. પરિણામે પ્રજા તંગ વંશથી થાકી ગઈ અને આખરે એ વંશનો તેણે અંત આણ્યો.

## ૪૨

# ચોસેન અને દાઈ નિપન

૮ મે, ૧૯૩૨

દુનિયાના ઇતિહાસમાં જેમ જેમ આગળ ચાલીશું તેમ તેમ આપણી નજરમાં વધારે ને વધારે દેશો આવતા જશે. એટલે હવે આપણે ચીનના નજીકના પાડોશી અને ઘણી રીતે ચીની સંસ્કૃતિનાં સંતાન જેવા કોરિયા અને જાપાન તરફ નજર કરીએ. એ બંને દેશો એશિયા ખંડને છેક છેડે દૂર પૂર્વમાં આવેલા છે અને એમના પછી વિશાળ પ્રશાન્ત મહાસાગર આવેલો છે. હજી હમણાં થોડાં વર્ષો ઉપર અમેરિકા ખંડ જોડે તેમનો સંપર્ક નહોતો. આમ તેમનો એક માત્ર સંપર્ક એશિયા ખંડના ચીનના મહાન રાષ્ટ્ર સાથે જ હતો. ચીનમાંથી તથા ચીનની મારફતે જ તેમણે પોતાનો ધર્મ, કળા અને સંસ્કૃતિ પ્રાપ્ત કર્યાં. જાપાન અને કોરિયા બંને ચીનનાં અતિશય ઋણી છે અને કેટલેક અંશે તેઓ હિંદનાં પણ ઋણી છે. પરંતુ હિંદ પાસેથી તેમને જે કંઈ મળ્યું તે તેમને ચીન મારફતે મળ્યું અને એથી કરીને તે ચીનની ભાવનાથી રંગાયેલું હતું.

કોરિયા અને જાપાન બંને એવી જગ્યાએ આવેલાં છે કે એશિયામાં તથા અન્યત્ર બનેલી મહાન ઘટનાઓ સાથે તેમને ઝાઝી લેવાદેવા નહોતી. એ ઘટનાઓના કેન્દ્રથી તે બંને બહુ દૂર હતાં અને એ રીતે તેઓ — ખાસ કરીને જાપાન — ભાગ્યશાળી હતાં. આથી આપણે સાંપ્રત કાળ સિવાયનો તેમનો ઇતિહાસ કશી ભારે મુશ્કેલી વિના છોડી દઈ શકીએ. એમ કરવાથી બાકીના એશિયા ખંડમાં બનેલા બનાવો સમજવામાં કશો ફરક પડે એમ નથી. પરંતુ જેમ આપણે મલેસિયા અને પૂર્વ તરફના ટાપુઓના પ્રાચીન ઇતિહાસની અવગણના નથી કરી તેમ આ દેશોના ઇતિહાસની પણ ઉપેક્ષા ન કરવી જોઈએ. બીચારો નાનકડો કોરિયા દેશ તો આજકાલ લગભગ ભુલાઈ ગયો છે. જાપાન તેને હજમ કરી ગયું છે અને કોરિયાને તેણે પોતાના સામ્રાજ્યનો એક ભાગ બનાવી દીધો છે. પરંતુ કોરિયા હજીયે આઝાદીનાં સ્વપ્નાં સેવે છે અને સ્વતંત્રતા માટે મથી રહ્યું છે. પણ જાપાનની આજકાલ ફેર

હેર બહુ વાતો થાય છે અને ચીન ઉપરના તેના હુમલાના સમાચારોથી વર્તમાનપત્રો ભરેલાં હોય છે. હું તને આ પત્ર લખી રહ્યો છું તે સમયે મંચૂરિયામાં એક પ્રકારના વિગ્રહ જેવું ચાલી રહ્યું છે. એથી કરીને આપણે કોરિયા અને જાપાનના ભૂતકાળ વિષે કંઈક જાણી લઈએ તો ઠીક થઈ પડશે. એ વસ્તુ આજની બીનાઓ સમજવામાં મદદરૂપ નીવડશે.

એમને વિષે પહેલી વાત યાદ રાખવાની એ છે કે એ બંને દેશો ઘણા લાંબા કાળ સુધી દુનિયાથી અલગ રહ્યા હતા. જાપાન દુનિયાથી આટલું અળગું અને બહારના હુમલામાંથી આટલું મુક્ત રહ્યું એ ખરેખર નોંધપાત્ર ઘટના છે. એના આખા ઇતિહાસ દરમ્યાન એના ઉપર હુમલો કરવાના જૂજ પ્રયાસો થયા છે અને એમાંથી એકે સફળ થયો નથી. છેક આજ સુધી એની બધી મુસ્કેલીઓ અંદરની જ રહી છે. થોડા સમય માટે તો જાપાને બાહ્યની દુનિયા સાથેનો પોતાનો સંબંધ બિલકુલ તોડી નાખ્યો હતો. કોઈ પણ જાપાની માટે પરદેશ જવું અથવા તો કોઈ પણ પરદેશી — પછી ભલેને તે ચીનવાસી પણ હોય — માટે જાપાનમાં દાખલ થવું એ લગભગ અશક્ય હતું. ત્યાં આવતા યુરોપિયનો અને ખ્રિસ્તી પાદરીઓથી બચવા માટે આવો પ્રબંધ કરવામાં આવ્યો હતો. પરંતુ આમ કરવું એ જોખમકારક અને મૂર્ખાઈભર્યું હતું; કેમકે એનો અર્થ તો એ થયો કે આખી પ્રજાને કેદખાનામાં પૂરી દેવી અને તેને બહારની સારી યા નબળી બંને પ્રકારની અસરથી વિમુખ કરવી. પણ પછી એકાએક જાપાને પોતાનાં બારણાં અને બારીઓ ખુલ્લાં કરી દીધાં તથા યુરોપમાંથી જે કંઈ શીખવાનું હોય તે શીખવા માટે જાપાનવાસીઓ બહાર નીકળી પડ્યા. અને યુરોપ પાસેથી જે શીખવાનું હતું તે તેઓ એવી નિષ્ઠાથી શીખ્યા કે એક કે બે પેઢીમાં તો જાપાન બહારના દેખાવમાં યુરોપના કોઈ પણ દેશ જેવું બની ગયું. વળી તેણે તેમની સારી વસ્તુઓની સાથે બૂરી વસ્તુઓની પણ નકલ કરી ! આ બધું છેલ્લાં સિત્તેર વર્ષો દરમ્યાન બન્યું.

કોરિયાનો ઇતિહાસ ચીનના ઇતિહાસ પછી ઘણે લાંબે સમયે શરૂ થાય છે અને જાપાનના ઇતિહાસનો આરંભ તો કોરિયાના ઇતિહાસ પછી પણ ઘણા લાંબા કાળ પછી થાય છે. મેં તને ગયે વર્ષે મારા એક પત્રમાં કહ્યું હતું કે કીત્સે નામનો એક ચીનવાસી રાજવંશની ફેરબદલીથી નારાજ થઈને ૫૦૦૦ સાથીઓ સહિત પૂર્વ તરફ ચાલ્યો

ગયો હતો. તેણે કોરિયામાં વસવાટ કર્યો અને તેનું 'ચોસેન' એટલે કે પ્રભાતની શાન્તિની ભૂમિ એવું નામ પાડ્યું. આ બનાવ ઈ. પૂ. ૧૧૨૨ની સાલમાં બન્યો. કી-ત્સે ત્યાં આગળ પોતાની સાથે ચીનની કળા, કારીગરી, કૃષિવિદ્યા અને રેશમ બનાવવાનો ઉદ્યોગ લાવ્યો. લગભગ ૯૦૦ વરસ સુધી કી-ત્સેના વંશજોએ ચોસેનમાં રાજ્ય કર્યું. અવારનવાર ચીનના લોકો ત્યાં આગળ વસાહતીઓ તરીકે આવતા રહેતા અને એ રીતે ચીન અને કોરિયા વચ્ચે ગાઢ સંપર્ક રહેતો.

જ્યારે શી-હ્વાંગ-તી ચીનનો સમ્રાટ હતો ત્યારે ચીનાઓનો મોટો સમુદાય ત્યાં આગળ આવ્યો હતો. અશોકના સમકાલીન આ સમ્રાટનું તને કદાચ સ્મરણ હશે. જેણે બધા જૂના ગ્રંથો બાળી મુકાવ્યા હતા અને જે પોતાને 'પ્રથમ સમ્રાટ' કહેવડાવતો હતો તે આ જ રાજા. શી-હ્વાંગ-તીના જુલમી અમલથી ત્રાસીને ઘણા ચીનાઓએ કોરિયામાં આશરો લીધો. તેમણે કી-ત્સેના દુર્બળ વંશજોને હાંકી કાઢ્યા. આ પછી ચોસેનના ભાગલા પડી ગયા અને તે નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયું. આવી સ્થિતિ આઠસો વરસ સુધી રહી. આ રાજ્યો નિરંતર માંહોમાંહે લડ્યા કરતાં. એક વખત એમાંના એક રાજ્યે ચીનની સહાય માગી. પણ આ માગણી બહુ જોખમકારક હતી. સહાય તો બેશક આવી પણ સહાય આપનારાઓએ ત્યાંથી પાછા ફરવાની ના પાડી! બળવાન દેશોનો આવો જ શિરસ્તો હોય છે. ચીન ત્યાં ચોંટી રહ્યું અને ચોસેનનો થોડો ભાગ તેણે પોતાના સામ્રાજ્યમાં જોડી દીધો. બાકીના ચોસેને પણ સદીઓ સુધી ચીનના તંગવંશી સમ્રાટોનું આધિપત્ય સ્વીકાર્યું.

૯૩૫ ની સાલમાં ચોસેન ફરી પાછું એકત્ર અને સ્વતંત્ર રાજ્ય બન્યું. વાંગ કીન નામના માણસે આ કાર્ય સફળતાથી પાર પાડ્યું અને ૪૫૦ વરસ સુધી તેના વારસોએ ત્યાં રાજ્ય કર્યું.

બે કે ત્રણ પેરામાં તો મેં તને કોરિયાનો ૨૦૦૦ કરતાં પણ વધારે વરસોનો ઇતિહાસ કહી નાખ્યો! એમાં ખાસ લક્ષમાં રાખવા જેવી વાત એ છે કે કોરિયા ચીનનું બહુ ભારે ઋણી છે. કોરિયામાં લખવાની કળા ચીનમાંથી આવી. લગભગ હજાર વરસ સુધી કોરિયાના લોકો ચીનની લિપી વાપરતા હતા. તને યાદ હશે કે ચીની લિપીમાં અક્ષરો નથી પણ શબ્દો, કલ્પનાઓ અને શબ્દસમૂહો સૂચવતી

સંજ્ઞાઓ છે. એ પછી તેમણે એના ઉપરથી પોતાની માતૃભાષાને અનુકૂળ એવી મૂળાક્ષરોની લિપી ઉપજાવી કાઢી.

વળી ત્યાં આગળ બૌદ્ધ ધર્મ અને કૉન્ફ્યુશિયસનું તત્ત્વજ્ઞાન પણ ચીન મારફતે જ આવ્યાં. હિંદની કળાવિષયક અસર પણ ચીન થઈને કોરિયા અને જાપાન પહોંચી. કોરિયાએ કળાના — ખાસ કરીને મૂર્તિ-વિધાનની કળાના — અપ્રતિમ નમૂના નિર્માણ કર્યા છે. તેનું સ્થાપત્ય પણ ચીનના સ્થાપત્યને મળતું આવતું હતું. વહાણો બાંધવાના હુન્નરમાં પણ ત્યાં ભારે પ્રગતિ થઈ હતી. સાચે જ, એક સમયે કોરિયાની પ્રજા પાસે બળવાન નૌકાદળ હતું અને તેની મદદથી તેમણે જાપાન ઉપર ચડાઈ કરી હતી.

ઘણું કરીને આજના જાપાનવાસીઓના પૂર્વજો કોરિયા અથવા ચોસેનથી આવ્યા હતા. એમાંના કેટલાક દક્ષિણથી મલેસિયામાંથી પણ આવ્યા હોય એ બનવાજોગ છે. તું જાણે છે કે જાપાની લોકો મંગોલિયન જાતિના છે. હજી પણ જાપાનમાં આઇનિસ નામથી ઓળખાતા લોકો છે. એ લોકોને જાપાનના મૂળ વતની માનવામાં આવે છે. તેઓ ગૌરવર્ણના છે અને તેમને શરીરે વધારે પ્રમાણમાં વાળ હોય છે. મતલબ કે સામાન્ય જાપાનવાસીથી એ લોકો તદ્દન નિરાળા છે. આ આઇનિસ લોકોને જાપાનના ટાપુના ઉત્તર ભાગ તરફ હાંકી કાઢવામાં આવ્યા છે.

૨૦૦ ની સાલના અરસામાં જિંગો નામની સામ્રાજ્ઞી યામાતો રાજ્યની અગ્રણી હતી. યામાતો એ જાપાનનું અથવા કહો કે, બહારના વસાહતીઓ તેના જે ભાગમાં આવીને વસ્યા તે ભાગનું મૂળ નામ છે. આ રાણીનું નામ — જિંગો — તું લક્ષમાં રાખજે. જાપાનના એક પ્રાચીન રાજકર્તાનું નામ જિંગો હતું એ વિચિત્ર સંયોગ છે. અંગ્રેજી ભાષામાં ‘જિંગો’ શબ્દનો એક ખાસ અર્થ રૂઢ થઈ ગયો છે. એનો અર્થ ધાકધમકી આપનાર અને પોતાનું જ ધનુષ્ય પૂજાવનાર સામ્રાજ્ય-વાદી થાય છે; અથવા આપણે એનો માત્ર સામ્રાજ્યવાદી એટલો જ અર્થ કરીએ કેમકે એવી પ્રત્યેક વ્યક્તિ થોડેઘણે અંશે ધાકધમકી આપનાર અને પોતાનો કક્કો ખરો કરાવનાર હોય જ છે. જાપાન પણ આજે આ સામ્રાજ્યવાદ અથવા તો જિંગોવાદના વ્યાધિથી પીડાઈ રહ્યું છે, અને તાજેતરમાં તેણે ચીન તથા કોરિયા પ્રત્યે બહુ જ ખરાબ

વર્તાવ દાખવ્યો છે. આથી જાપાનના પહેલા ઐતિહાસિક રાજકર્તાનું નામ જિંગો હોય એ કૌતુકભરેલી વાત છે.

યામાતોએ કોરિયા સાથે ગાઢ સંબંધ રાખ્યો હતો અને કોરિયા મારફતે જ ચીની સંસ્કૃતિ ત્યાં પહોંચી હતી. ચીનની લિખિત ભાષા પણ ૪૦૦ ની સાલના અરસામાં કોરિયા મારફતે ત્યાં આવી હતી. એ જ રીતે બૌદ્ધ ધર્મ પણ ત્યાં આવ્યો. ૫૫૨ ની સાલમાં પકચે (કોરિયાના ત્રણ રાજ્યોમાંનું એક રાજ્ય)ના રાજાએ બુદ્ધની સુવર્ણની મૂર્તિ યામાતોના રાજા ઉપર મોકલી હતી તથા તેની સાથે તેણે થોડા બૌદ્ધ ધર્મપ્રચારકો અને બૌદ્ધ ધર્મગ્રંથો પણ મોકલ્યા હતા.

જાપાનનો અસલ ધર્મ શિન્ટો હતો. શિન્ટો એ ચીની ભાષાનો શબ્દ છે અને 'દેવોનો માર્ગ' એવો એનો અર્થ થાય છે. એ ધર્મમાં પ્રકૃતિપૂજા અને પૂર્વજોની પૂજાનું મિશ્રણ હતું. એ ધર્મે ભાવિ જીવન તથા બીજા ગહન પ્રશ્નો અને સમસ્યાઓની બાબતમાં ઊંડા ઊતરવાની બહુ તકલીફ નથી લીધી. એ તો લડાયક જાતિનો ધર્મ હતો. જાપાની લોકો ચીનાઓની આટલા બધા નજીક છે અને પોતાની સભ્યતાની બાબતમાં ચીનના આટલા બધા ઋણી છે છતાં પ્રકૃતિથી તેઓ ચીનાઓથી તદ્દન ભિન્ન છે. ચીના લોકો પ્રકૃતિથી જ પહેલાં પણ શાંતિપ્રિય હતા અને આજે પણ છે. તેમની આખી સંસ્કૃતિ અને જીવનફિલસૂફી શાંતિપ્રિય છે. એથી ઊલટું જાપાનીઓ પહેલાં પણ લડાયક પ્રજા હતા અને આજે પણ છે. પોતાના સરદાર અને સાથીઓ પ્રત્યે વફાદારી એ સૈનિકનો પ્રધાન ગુણ છે. જાપાની લોકોમાં આ ગુણ હતો અને આજે પણ છે. તેમનું સામર્થ્ય ઘણે અંશે આ ગુણને આભારી છે. શિન્ટો ધર્મે તેમને આ ગુણ શીખવ્યો છે: 'દેવોનું સન્માન કરો અને તેમના વંશજોને વફાદાર રહો.' એથી કરીને શિન્ટો ધર્મ પણ બૌદ્ધ ધર્મની સાથે હજી સુધી જાપાનમાં ટકી રહ્યો છે.

પરંતુ ખરેખર આ સદ્ગુણ છે ખરો? પોતાના સાથીઓને અને ધ્યેયને વફાદાર રહેવું એ સદ્ગુણ છે એમાં શંકા નથી. પરંતુ શિન્ટો તેમજ બીજા ધર્મોએ ઘણીવાર લોકો ઉપર રાજ્ય કરનાર વર્ગને લાભ થાય એ રીતે લોકોની વફાદારીની ભાવનાનો ગેરલાભ લેવાનો પ્રયત્ન કર્યો છે. જાપાનમાં, રોમમાં તેમજ બીજે ઠેકાણે પણ તેમણે જનતાને સત્તાની પૂજા કરવાનું શીખવ્યું છે અને એથી કરીને આપણને કેટલું બધું નુકસાન થયું છે તે તું આગળ ઉપર જોશે.

બૌદ્ધ ધર્મ જ્યારે જાપાનમાં આવ્યો ત્યારે એ નવા ધર્મ અને જૂના શિન્ટો ધર્મ વચ્ચે થોડો ટંટો થયો હતો. પરંતુ થોડા જ વખતમાં બંને સમજી ગયા અને આજ સુધી એ રીતે તેઓ ત્યાં ચાલુ રહ્યા છે. શિન્ટો ધર્મ બૌદ્ધ ધર્મ કરતાં વધારે લોકપ્રિય છે અને શાસક વર્ગ તેને ઉત્તેજન પણ આપે છે કેમકે તે તેમના પ્રત્યે વફાદારી અને આજ્ઞાંકિતપણું શીખવે છે. બૌદ્ધ ધર્મ કંઈક જોખમકારક ધર્મ છે કેમકે ખુદ તેનો પ્રવર્તક પોતે જ બળવાખોર હતો.

જાપાનનો કળાવિષયક ઇતિહાસ બૌદ્ધ ધર્મના સાથે શરૂ થાય છે. જાપાન અથવા યામાતોએ તે વખતથી ચીન સાથે પણ સીધો સંબંધ કેળવવા માંડ્યો. ચીનમાં, ખાસ કરીને તંગ વંશના અમલ દરમ્યાન — જ્યારે નવી રાજધાની સી-આન-ફૂ આખા પૂર્વ એશિયામાં મશહૂર હતી — જાપાનથી હમેશાં અવારનવાર પ્રતિનિધિમંડળો આવતાં રહેતાં. જાપાની અથવા તો યામાતોના લોકોએ પણ નારા નામની પોતાની નવી રાજધાની વસાવી અને તેમાં તેમણે સી-આન-ફૂની આબેહૂબ નકલ કરવાનો પ્રયત્ન કર્યો. જાપાની લોકોમાં બીજાઓની નકલ કે અનુકરણ કરવાની ભારે શક્તિ હોય એમ જણાય છે.

જાપાનના આખાયે ઇતિહાસ દરમ્યાન મોટાં મોટાં કુટુંબો એક-બીજાનો વિરોધ કરતાં અને સત્તા પ્રાપ્ત કરવા માંહેમાંહે લડતાં આપણને માલૂમ પડે છે. પ્રાચીન કાળમાં બીજા દેશોમાં પણ આવી પરિસ્થિતિ પ્રવર્તતી આપણા જોવામાં આવે છે. આ કુટુંબોમાં જૂની કુળપરંપરાનો ખ્યાલ ઘર કરી બેઠો હોય છે. એથી કરીને જાપાનનો ઇતિહાસ એ મુખ્યત્વે કરીને કુટુંબોની હરીફાઈનો ઇતિહાસ છે. તેમનો સમ્રાટ મિકાડો સર્વસત્તાધીશ, નિરંકુશ, દેવાંશી અને સૂર્યનો વંશજ મનાય છે. શિન્ટો ધર્મ અને પૂર્વજોની પૂજાની પ્રથાએ પ્રજાને સમ્રાટની આપખુદી સહી લેતી કરી છે અને તેને દેશના સત્તાધીશ વર્ગની આજ્ઞા-ધીન બનાવી છે. પરંતુ જાપાનમાં ઘણુંખરું સમ્રાટ પોતે પણ પૂતળા સમાન હોય છે અને તેના હાથમાં કશીયે સાચી સત્તા હોતી નથી. બધી સત્તા અને અધિકાર કોઈ મોટા કુટુંબ કે કુળના હાથમાં રહેતી હતી અને એ રાજા બનાવનાર કુટુંબ પોતાની મરજી પ્રમાણે સમ્રાટ કે રાજા બનાવતું.

જાપાનમાં રાજ્ય ઉપર પોતાનો કાબૂ જમાવનાર મોટાં કુટુંબોમાં પ્રથમ 'સોગા' કુટુંબ હતું. જ્યારે તે કુટુંબે બૌદ્ધ ધર્મ અંગીકાર

કર્યો ત્યારે તે જાપાનનો રાજધર્મ થયો. શોતુકુ તૈશી નામનો એ કુટુંબનો એક આગેવાન જાપાનના ઇતિહાસનો એક મહાપુરુષ છે. તે ભાવિક બૌદ્ધ અને સમર્થ કળાકાર હતો. તેણે ચીનના કૉન્ફ્યુશિયસના ગ્રંથોમાંથી પ્રેરણા મેળવી અને રાજતંત્ર કેવળ સત્તાના પાયા ઉપર નહિ પણ નૈતિક પાયા ઉપર રચવા કોશિશ કરી. તે સમયે જાપાનમાં અનેક કુળો હતાં અને તેમના આગેવાનો એકબીજાથી લગભગ સ્વતંત્ર હતા. તેઓ માંહોમાંહે લડતા અને કોઈની પણ આણ સ્વીકારતા નહિ. ભારે પદવી ધારણ કરતો હોવા છતાં સમ્રાટ પોતે પણ એક મોટા કુળનો સરદાર કે આગેવાન જ હતો. શોતુકુ તૈશીએ આ સ્થિતિ બદલવા તથા મધ્યસ્થ રાજતંત્રને બળવાન બનાવવા કોશિશ શરૂ કરી. તેણે બધાં કુટુંબ અથવા કુળના આગેવાનો કે વડાઓને અને અમીરોને સામંત એટલે કે સમ્રાટના ખંડિયા બનાવ્યા. આ ૬૦૦ની સાલના અરસામાં બન્યું હતું.

પરંતુ શોતુકુ તૈશીના મરણ પછી સોગા કુટુંબને દૂર કરવામાં આવ્યું. એ બાદ થોડા વખત પછી જાપાનના ઇતિહાસમાં અતિશય પ્રખ્યાત એક બીજો પુરુષ બહાર આવ્યો. તેનું નામ ‘કાકાતોમી નો કામાતોરી’ હતું. તેણે રાજ્યતંત્રમાં અનેક પ્રકારના ફેરફારો કર્યા અને ઘણી બાબતોમાં ચીનની શાસનપદ્ધતિનું અનુકરણ કર્યું. પરંતુ પરીક્ષા લઈને સરકારી અમલદારો નીમવાની ચીનની ખાસ પ્રથાનું તેણે અનુકરણ ન કર્યું. હવે પછી સમ્રાટ કેવળ એક કુળના આગેવાન કરતાં ઘણો વધારે સત્તાધીશ બન્યો અને મધ્યસ્થ રાજ્યતંત્ર બળવાન બન્યું.

આ સમય દરમ્યાન નારા જાપાનની રાજધાની બન્યું. પરંતુ તે થોડા સમય માટે જ રાજધાની તરીકે રહ્યું. ૭૯૪ની સાલમાં ક્યોટોને રાજધાની બનાવવામાં આવી અને લગભગ ૧૧૦૦ વરસ સુધી તે જાપાનની રાજધાની રહી. હમણાં થોડા જ વખત ઉપર ટોકિયોએ તેની જગ્યા લીધી છે. ટોકિયો એ એક બહુ વિશાળ આધુનિક શહેર છે. પરંતુ જાપાનના આત્માનું દર્શન તો આપણને ક્યોટોમાં જ થાય છે અને તેની આસપાસ એક હજાર વર્ષનાં સ્મરણો સંકળાયેલાં છે.

કાકાતોમી નો કામાતોરી ફૂજીવારા કુળનો સ્થાપક હતો. એ કુળે જાપાનના ઇતિહાસમાં બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. જાપાન ઉપર એ કુળે ૨૦૦ વરસ સુધી હકૂમત ચલાવી. તેણે સમ્રાટોને સાવ પૂતળા જેવા બનાવી મૂક્યા તથા ઘણી વાર તેમને પોતાના કુળની કન્યાને

પરણુવાની ફરજ પણ પાડી હતી. રખેને કોઈ તેમની સત્તા પચાવી પાડે એ બીકે બીજાં કુટુંબના સમર્થ પુરુષોને એ લોકો મઠમાં દાખલ થવાની ફરજ પાડતા.

રાજધાની નારામાં હતી તે કાળમાં ચીનના સમ્રાટે જાપાનના સમ્રાટ ઉપર સંદેશો મોકલ્યો હતો અને તેમાં તેને 'તાઈ–ની–પુંગ–કોક' એટલે સૂર્યોદયની મહાન ભૂમિના રાજા તરીકે સંબોધવામાં આવ્યો હતો. જાપાની લોકોને આ નામ બહુ ગમી ગયું. યામાતોને મુકાબલે આ નામ તેમને ઘણું જ મોભાદાર લાગ્યું. એથી કરીને તેમણે પોતાના દેશનું નામ 'દાઈ નિપન' એટલે કે 'સૂર્યોદયની ભૂમિ' એવું રાખ્યું અને આજે પણ જાપાન માટેનું તેમનું પોતાનું નામ એ જ છે. જાપાન શબ્દ પણ બહુ અજબ રીતે નિપન શબ્દ ઉપરથી ફલિત થયો છે. ૬૦૦ વરસ પછી માર્કો પોલો નામનો ઇટાલીનો મહાન પ્રવાસી ચીન આવ્યો હતો. તે કદીયે જાપાન ગયો નહોતો. પરંતુ તેણે પોતાના પ્રવાસવર્ણનમાં આ દેશ વિષે લખ્યું છે. ચીનમાં તેણે 'ની-પુંગ-કોક' નામ સાંભળ્યું હતું. તેણે પોતાના પુસ્તકમાં એને ઠેકાણે 'ચીપંગો' નામ લખ્યું અને એના ઉપરથી જાપાન શબ્દ આવ્યો છે.

આપણા દેશનું નામ ઇન્ડિયા અને હિંદુસ્તાન કેમ પડ્યું એ વિષે મેં તને કહ્યું છે ખરું ? અથવા તને એની ખબર છે ? એ બંને નામો ઇન્ડસ અથવા સિંધુ નદી ઉપરથી પડ્યાં છે અને તેથી જ ખાસ એ નદીને સિંધુ એટલે કે 'હિંદુસ્તાની નદી' કહેવામાં આવે છે. સિંધુ ઉપરથી ગ્રીક લોકો આપણા દેશને ઇન્ડોસ કહેતા અને એના ઉપરથી 'ઇન્ડિયા' નામ પડ્યું. સિંધુ ઉપરથી ઇરાની લોકોએ હિંદુ શબ્દ યોજ્યો અને તેના ઉપરથી આ દેશનું હિંદુસ્તાન નામ પડ્યું.

## ૪૩

# હર્ષવર્ધન અને હ્યુએનત્સાંગ

૧૧ મે, ૧૯૩૨

હવે આપણે પાછાં હિંદ તરફ જઈએ. હૂણ લોકોને હરાવીને હાંકી કાઢવામાં આવ્યા હતા પરંતુ તેમાંના કેટલાક દેશને ખૂણેખાંચરે રહી ગયા હતા. બાલાદિત્ય પછી મહાન ગુપ્ત વંશનો અસ્ત થયો અને ઉત્તર હિંદમાં નાનાં મોટાં ઘણાં રાજ્યો ઊભાં થયાં. દક્ષિણમાં પુલકેશીએ ચાલુક્ય સામ્રાજ્ય સ્થાપ્યું હતું.

કાનપુરની પાસે જ કનોજનો નાનકડો કસબો છે. આજે તો કાનપુર મોટું શહેર છે પરંતુ કારખાનાંઓ અને તેમનાં ભૂંગળાંઓને કારણે તે બહુ કદરૂપું દેખાય છે. કનોજ એક મામૂલી સ્થાન છે અને તે એક સામાન્ય ગામથી મોટું નથી. પરંતુ જે સમયની હું વાત કરું છું ત્યારે કનોજ એક મહાન પાટનગર હતું અને ત્યાંના કવિઓ, કળાકારો તથા ફિલસૂફો માટે પ્રખ્યાત હતું. તે વખતે કાનપુરનું તો નામનિશાન પણ નહોતું અને ત્યાર પછી ઘણી સદીઓ બાદ તે હસ્તીમાં આવવાનું હતું.

કનોજ એ આજનું નામ છે. તેનું મૂળ નામ કાન્યકુબ્જ છે. એનો અર્થ 'ખૂંધી છોકરી' એવો થાય છે. એને વિષે એવી વાત ચાલે છે કે કોઈ પ્રાચીન ઋષિ પોતાની અવગણના થઈ છે એવું ધારી લઈને ગુસ્સે થયો અને તેણે રાજાની સો પુત્રીઓને શાપ આપીને ખૂંધી કરી નાખી! અને તે સમયથી તેમના રહેઠાણના શહેરનું નામ 'ખૂંધી કન્યાઓનું શહેર' — કાન્યકુબ્જ — પડયું.

પરંતુ સંક્ષેપને ખાતર આપણે તેને કનોજ જ કહીશું. હૂણ લોકોએ કનોજના રાજાને મારી નાખ્યો અને તેની રાણી રાજશ્રીને કેદ કરી. એથી કરીને તેનો ભાઈ રાજ્યવર્ધન પોતાની બહેનને છોડાવવાને માટે હૂણોની સામે લડ્યો. તેણે હૂણોને હરાવ્યા ખરા પરંતુ કોઈએ તેનું દગાથી ખૂન કર્યું. પછીથી તેનો નાનો ભાઈ હર્ષવર્ધન પોતાની બહેન રાજશ્રીની શોધમાં નીકળ્યો. તે બાઈ બીચારી ગમે તેમ કરીને

કેદમાંથી છટકી ગઈ અને ડુંગરાઓમાં ભાગી છૂટી તથા દુઃખથી કંટાળીને તેણે પોતાના જીવનનો અંત આણવાનો સંકલ્પ કર્યો. એમ કહેવાય છે કે તે સતી થવાની અણી ઉપર હતી ત્યાં હર્ષે તેને શોધી કાઢી અને તેને મરતી બચાવી.

પોતાની બહેનને શોધી કાઢીને બચાવી લીધા પછી હર્ષે પહેલું કામ પોતાના ભાઈને દગાથી મારી નાખનાર નાનકડા રાજાને સજા કરવાનું કર્યું. તેણે તે રાજાને સજા કરી એટલું જ નહિ પણ અરબી સમુદ્રથી બંગાળાના ઉપસાગર સુધીના અને દક્ષિણે છેક વિંધ્યાચળ સુધીના ઉત્તર હિંદને જીતી લીધું. વિંધ્યાચળની પેલી પાર ચાલુક્ય સામ્રાજ્ય હતું એટલે તેનાથી તે આગળ વધતો અટક્યો.

હર્ષવર્ધને કનોજને પોતાની રાજધાની બનાવી. પોતે પણ કવિ અને નાટકકાર હોવાથી તેણે પોતાની આસપાસ ઘણા કવિઓ અને કળાકારોને એકઠા કર્યા અને કનોજ એક પ્રખ્યાત શહેર બની ગયું. હર્ષ ચુસ્ત બૌદ્ધ હતો. એક અલગ ધર્મ તરીકે બૌદ્ધ ધર્મ હિંદમાં એ સમયે બહુ ક્ષીણ થઈ ગયો હતો. બ્રાહ્મણ લોકો ધીમે ધીમે તેને પોતાના ધર્મમાં સમાવી રહ્યા હતા. હર્ષ હિંદનો છેલ્લો મહાન બૌદ્ધ સમ્રાટ હતો.

આ હર્ષના અમલ દરમ્યાન આપણો જૂનો મિત્ર હ્યુએનત્સાંગ* હિંદમાં આવ્યો હતો. હિંદમાંથી પાછા ફર્યા પછી તેણે પોતાના પ્રવાસ વિષે લખેલા પુસ્તકમાંથી આપણને હિંદ તેમજ મધ્ય એશિયાના જે દેશો ઓળંગીને તે આવ્યો હતો તેમને વિષે ઘણું જાણવાનું મળે છે. તે ભાવિક બૌદ્ધ હતો અને બૌદ્ધ ધર્મનાં પવિત્ર સ્થાનોની યાત્રા કરવાને તથા એ ધર્મના પવિત્ર ગ્રંથો પોતાની જોડે લઈ જવાને માટે અહીં આવ્યો હતો. તે ગોબીના રણમાં થઈને આવ્યો હતો અને માર્ગમાં તેણે તાશકંદ, સમરકંદ, બલ્ખ, ખોતાન અને યારકંદ વગેરે પ્રખ્યાત શહેરોની મુલાકાત લીધી હતી. આખા હિંદમાં તેણે પ્રવાસ કર્યો હતો અને કદાચ તે સિલોન પણ ગયો હોય એવો સંભવ છે. તેનું પુસ્તક એ તેણે જે જે દેશોની મુલાકાત લીધી હતી તેને વિષેનાં યથાતથ નિરીક્ષણો અને આબેહૂબ અવલોકનોનો અદ્‌ભુત અને હેરત પમાડે તેવો હેવાલ છે. આજે પણ સાચાં લાગે એવાં હિંદના જુદા જુદા ભાગના લોકોનાં

* 'હ્યુએનત્સાંગ'નો કેટલાક લોકો યુએન-ચાંગ, યુઆન-ચ્વાંગ કે હ્વાન-ત્સાંગ એવો ઉચ્ચાર કરે છે.

આશ્ચર્યકારક રેખાચિત્રો તથા તેણે અહીંયાં સાંભળેલી કૌતુકભરી વાતો અને બુદ્ધ ભગવાન તથા બોધિસત્ત્વોની અનેક ચમત્કારી કથાઓ એ પુસ્તકમાં છે. તેમાંની પોતાના પેટની ફરતે ત્રાંબાનું બખતર બાંધીને ફરતા એક 'દોઢ ડાહ્યાની' મજાની વાત મેં તને આગળ ઉપર કહી છે.

તેણે ઘણાં વરસ હિંદમાં ગાળ્યાં હતાં. ખાસ કરીને પાટલીપુત્રની નજીક આવેલી નાલંદાની મહાન વિદ્યાપીઠમાં તે ઘણો વખત રહ્યો હતો. નાલંદામાં વિદ્યાપીઠ તેમજ મઠ બંને હતાં અને ત્યાં આગળ લગભગ દશ હજાર વિદ્યાર્થીઓ અને ભિક્ષુઓ રહેતા હતા એમ કહેવાય છે. તે બૌદ્ધ વિદ્યાનું મોટું કેન્દ્ર હતું અને બ્રાહ્મણ વિદ્યાના કેન્દ્ર બનારસનું તે હરીફ ગણાતું હતું.

મેં તને એક વખત કહ્યું હતું કે હિંદુસ્તાન પ્રાચીન કાળમાં ઇન્દુ–દેશ એટલે કે ચંદ્રની ભૂમિ તરીકે ઓળખાતો હતો ! હ્યુએનત્સાંગે પણ આ વિષે પોતાના પુસ્તકમાં ઉલ્લેખ કર્યો છે અને હિંદનું એ નામ કેટલું બધું ઉચિત છે તેનું સમર્થન કર્યું છે. વળી ચીની ભાષામાં પણ ચંદ્રને 'ઇનતુ' કહે છે. આથી તારી ઇચ્છામાં આવે તો તું ચીની નામ પણ ધારણ કરી શકે* !

૬૨૯ની સાલમાં હ્યુએનત્સાંગ હિંદુસ્તાનમાં આવ્યો હતો. ચીનમાંથી તે હિંદને પ્રવાસે નીકળ્યો ત્યારે તેની ઉંમર ૨૬ વરસની હતી. જૂના ચીની લખાણમાં જણાવવામાં આવ્યું છે કે તે કદમાં ઊંચો અને દેખાવડો હતો. 'તેનો વર્ણ નાજુક અને તેની આંખો ચમકદાર હતી. તેના હાવભાવ ગંભીર અને ભવ્ય હતા અને તેનાં અંગોમાંથી જાણે મોહકતા અને ઓજસ ઝરતાં હતાં. . . . . પૃથ્વીને વીંટળાઈ વળતા મહાસાગર જેવો તે ભવ્ય હતો અને પાણીમાં ઊગતા કમળ જેવો તે સૌમ્ય અને પ્રતિભાશાળી હતો.'

ચીનના સમ્રાટે પરવાનગી ન આપી હોવા છતાં બૌદ્ધ ભિક્ષુઓ પહેરે તેવો ભગવો ઝભ્ભો પહેરીને તે પોતાના લાંબા પ્રવાસે નીકળી પડ્યો. જેમતેમ કરીને તેણે ગોબીનું રણ વટાવ્યું અને તેને એક છેડે આવેલા તુરફાનના રાજ્યમાં તે માંડ માંડ જીવતો પહોંચ્યો. રણપ્રદેશનું આ નાનકડું રાજ્ય સંસ્કૃતિના અજબ વીરડા સમાન હતું. આજે તો એ નષ્ટ થઈ ગયું છે અને ઇતિહાસસંશોધકો તથા પુરાતત્ત્વવેત્તાઓ પ્રાચીન અવશેષો શોધવા માટે ત્યાં ખોદકામ કરે છે. પરંતુ સાતમી

---

* ઇન્દિરાનું વહાલનું નામ ઇન્દુ છે.

સદીમાં હ્યુએનત્સાંગ ત્યાં થઈને પસાર થયો ત્યારે તુરફાન જીવન અને ઉચ્ચ કોટીની સંસ્કૃતિથી તરવરતો પ્રદેશ હતો. એ સંસ્કૃતિમાં હિંદ, ઈરાન, ચીન અને કંઈક અંશે યુરોપની સંસ્કૃતિનું મિશ્રણ હતું. ત્યાં બૌદ્ધ ધર્મ ખૂબ પ્રચાર પામ્યો હતો અને સંસ્કૃત ભાષા મારફતે હિંદુસ્તાનની અસર પણ સારા પ્રમાણમાં થઈ હતી; પરંતુ જીવનની રહેણીકરણી તો તેણે મોટે ભાગે ચીન અને ઈરાન પાસેથી ગ્રહણ કરી હતી. સામાન્ય રીતે આપણે માનવા પ્રેરાઈએ તેમ ત્યાંના લોકોની ભાષા મંગોલિયન નહોતી પણ યુરોપની કેલ્ટિક ભાષાઓને ઘણી રીતે મળતી આવતી ભારતીય-યુરોપિયન શાખાની ભાષા હતી. પરંતુ સૌથી આશ્ચર્યકારક વસ્તુ તો એ છે કે ત્યાંનાં ભીંતચિત્રો યુરોપની ઢબનાં છે. તેમનાં દેવદેવીઓ અને બુદ્ધ ભગવાન તથા બોધિસત્ત્વોનાં આ ચિત્રો અત્યંત સુંદર છે. તેમની દેવીઓને હિંદી ઢબનો પોશાક પહેરાવવામાં આવ્યો છે અને તેમના માથા ઉપરનો શણગાર ગ્રીક ઢબનો છે. ફ્રેંચ સમાલોચક ગ્રાઉસે એ વિષે કહે છે કે 'તેમાં હિંદની સુકુમારતા, ગ્રીસની ભાવવાહિતા અને ચીનના લાલિત્યનો મનોહારી સુમેળ સધાયો છે.'

તુરફાન તો આજે પણ મોજૂદ છે અને નકશામાં તું તે જોઈ શકે છે. પણ આજે એનું કશું મહત્ત્વ રહ્યું નથી. છેક સાતમા સૈકામાં દૂર દૂરના પ્રદેશોમાંથી નીકળીને સંસ્કૃતિના સમૃદ્ધ પ્રવાહો અહીં સુધી વહ્યા, તે બધાનો સંગમ થયો અને પરિણામે તેમાંથી સંવાદી સમન્વય પેદા થયો એ કેટલું બધું અદ્‌ભૂત છે!

તુરફાનથી યાત્રી હ્યુએનત્સાંગ કૂચા પહોંચ્યો. તે વખતે મધ્ય એશિયાનું એ બીજું મહત્ત્વનું કેન્દ્ર હતું. તેની સભ્યતા સમૃદ્ધ અને તેજસ્વી હતી અને તે પોતાના ગવૈયાઓ અને લાવણ્યવતી સ્ત્રીઓ માટે મશહૂર હતું. તેની કળા તથા ધર્મ હિંદુસ્તાનમાંથી આવ્યાં હતાં. ઈરાને એ દેશની સંસ્કૃતિ અને વાણિજ્યમાં ફાળો આપ્યો હતો. અને તેની ભાષા સંસ્કૃત, જૂની ફારસી, લૅટિન અને કેલ્ટિકને મળતી આવતી હતી. અદ્‌ભુત મિશ્રણનું બીજું એક ઉદાહરણ!

એ પછી તેણે તુર્ક લોકના પ્રદેશમાં થઈને પોતાનો પ્રવાસ આગળ ચલાવ્યો. ત્યાંનો બૌદ્ધધર્મી રાજા મહાન ખાન મધ્ય એશિયાના મોટા ભાગ ઉપર અમલ ચલાવતો હતો. ત્યાંથી તે સમરકંદ ગયો. તે સમયે પણ એ શહેર પ્રાચીન ગણાતું હતું અને લગભગ હજાર વરસ પૂર્વે ત્યાં થઈને પસાર થયેલા સિકંદરનાં સંસ્મરણોની તે યાદ આપતું

હતું. પછી તે બલ્ખ ગયો અને ત્યાંથી કાબુલ નદીની ખીણમાં થઈને કાશ્મીર આવ્યો અને કાશ્મીરથી તેણે હિંદમાં પ્રવેશ કર્યો.

ચીનમાં તંગ વંશના અમલના આરંભનો આ કાળ હતો અને તેની રાજધાની સી-આન-ફૂ વિદ્યા અને કળાનું કેન્દ્ર હતી. એ સમયે ચીન સંસ્કૃતિની બાબતમાં મોખરે હતું અને દુનિયાને દોરવણી આપી રહ્યું હતું. એથી કરીને તારે એ લક્ષમાં રાખવું જોઈએ કે હ્યુએનત્સાંગ ભારે સુધરેલા દેશમાંથી અહીં આવ્યો હતો અને સરખામણીનાં તેનાં ધોરણો બહુ ઊંચાં હોવાં જોઈએ. આ રીતે હિંદની પરિસ્થિતિ વિષેનો તેનો અભિપ્રાય અતિશય મહત્ત્વનો અને કીમતી ગણાય. તે હિંદના લોકો અને રાજ્યવહીવટની બહુ પ્રશંસા કરે છે. તે કહે છે :

'સામાન્ય જનસમાજ સ્વભાવે મોજીલો હોવા છતાં પ્રામાણિક અને આબરૂદાર છે. નાણાંવ્યવહારમાં તેઓ સરળ છે અને ન્યાયના અમલ કરવામાં ઉદાર છે... વર્તનમાં તેઓ છેતરપિંડી કે દગોફટકો કરતા નથી અને પોતાના કોલ તથા પ્રતિજ્ઞાનું વફાદારીથી પાલન કરે છે. તેમના શાસનધારાઓમાં ભારે નીતિમત્તા અને પ્રામાણિકતા દેખાઈ આવે છે અને તેમના વર્તનમાં અતિશય સજ્જનતા અને મીઠાશ છે. ત્યાં આગળ ગુનેગારો અને બળવાખોરોનું પ્રમાણ બહુ જૂજ છે અને પ્રજાને જવલ્લે જ તેમનો ત્રાસ વેઠવો પડે છે.'

વળી તે કહે છે :

'રાજ્યવ્યવસ્થા ઉદાર સિદ્ધાંતો ઉપર રચાયેલી હોવાથી વહીવટી તંત્ર પણ સાદું છે.... લોકો પાસે વેઠ કરાવવામાં આવતી નથી. ... રૈયત ઉપર કરનો બોજો હળવો છે અને તેમની પાસેથી લેવામાં આવતું કામ પણ હળવું છે. દરેક માણસ પોતાની પૂંજી નિશ્ચિંતપણે રાખી શકે છે અને સહુ નિર્વાહને અર્થે જમીન ખેડે છે. જેઓ રાજ્યની માલકીની જમીન ખેડે છે તે નીપજનો છઠ્ઠો ભાગ કર તરીકે આપે છે. વેપારી લોકો પોતાના ધંધાને અંગે અહીં તહીં સુખેથી જઈ શકે છે.'

હ્યુએનત્સાંગે જોયું કે પ્રજાની કેળવણીની વ્યવસ્થા સારી હતી તથા શિક્ષણ બહુ જલદી શરૂ થતું હતું. બાળપોથી પૂરી કર્યા પછી બાળક કે બાળાએ સાત વર્ષની ઉંમરે પાંચ શાસ્ત્રોનો અભ્યાસ શરૂ કરવો જોઈએ એમ તે જણાવે છે. આજે શાસ્ત્રોનો અર્થ ધર્મપુસ્તકો કરવામાં આવે છે. પરંતુ તે સમયે તો શાસ્ત્રનો અર્થ દરેક પ્રકારનું જ્ઞાન એવો થતો હતો. પાંચ શાસ્ત્રો આ હતાં : (૧) વ્યાકરણ (૨) કળાકારીગરનું શાસ્ત્ર (૩) આયુર્વેદ (૪) પ્રમાણશાસ્ત્ર (૫) તત્ત્વજ્ઞાન. આ બધાં શાસ્ત્રોનો અભ્યાસ વિદ્યાપીઠોમાં થતો હતો અને સામાન્ય રીતે ત્રીશ વરસની ઉંમરે તે પૂરો થતો. મારા ધારવા પ્રમાણે એ ઉંમર સુધી ઘણા

લોકો અભ્યાસ ચાલુ રાખી શકતા નહિ હોય. પરંતુ પ્રાથમિક કેળવણી ઘણા વ્યાપક પ્રમાણમાં ચાલુ હશે એમ જણાય છે. કેમકે બધા જ ભિક્ષુઓ અને પુરોહિતો એ કાર્ય કરતા અને તેમની સંખ્યા સારા પ્રમાણમાં હતી. હ્યુએનત્સાંગ હિંદીઓનો વિદ્યાપ્રેમ જોઈને છક થઈ ગયો હતો અને પોતાના આખા પુસ્તકમાં ઠેકઠેકાણે તેણે એનો ઉલ્લેખ કર્યો છે.

હ્યુએનત્સાંગ પ્રયાગના કુંભમેળાનો હેવાલ પણ આપણને આપે છે. જ્યારે તું ફરીથી એ મેળો જુએ ત્યારે તેરસો વરસ ઉપર હ્યુએનત્સાંગે એની મુલાકાત લીધી હતી તેનું સ્મરણ કરજે. તે સમયે પણ એ મેળો બહુ પ્રાચીન ગણાતો હતો અને છેક વેદકાળથી તે ચાલ્યો આવતો હતો એ વાત તું લક્ષમાં રાખજે. આ પ્રાચીન મેળાની સરખામણીમાં આપણું અલ્લાહાબાદ શહેર તો ગઈ કાલનું જ ગણાય. ચારસો વરસથીયે ઓછા સમય ઉપર અકબરે એ વસાવ્યું હતું. પ્રયાગ એનાથી ઘણું પુરાણું છે પરંતુ આ મેળાનું આકર્ષણ તો એથીયે પ્રાચીન છે અને હજારો વર્ષથી પ્રતિવર્ષ લાખો યાત્રીઓને ગંગાજમનાના સંગમ આગળ તે ખેંચી લાવે છે.

પોતે બૌદ્ધધર્મી હોવા છતાં આ વિશિષ્ટ પ્રકારના હિંદુ ઉત્સવમાં હર્ષ જતો હતો એમ હ્યુએનત્સાંગ જણાવે છે. પોતાના તરફથી રાજાજ્ઞા બહાર પાડીને તે 'પંચ સિંધુ' પ્રદેશના તમામ ગરીબ અને નિરાધાર લોકોને ત્યાં આવવા અને મેળામાં પોતાના અતિથિ બનવાને નોતરતો. એક સમ્રાટ માટે પણ આ આમંત્રણ બહુ ભારે કહેવાય. કહેવાની જરૂર નથી કે આ આમંત્રણને માન આપીને સંખ્યાબંધ લોકો ત્યાં આવતા. અને એમ કહેવામાં આવે છે કે દરરોજ એક લાખ માણસો સમ્રાટના અતિથિ તરીકે ભોજન કરતા! દર પાંચ વર્ષે હર્ષ પોતાના ખજાનામાં વધેલી સંપત્તિ આ મેળામાં વહેંચી દેતો. સોનું, જરઝવેરાત, રેશમ વગેરે જે કંઈ તેની પાસે હોય તે બધું તે આમ આપી દેતો. આ રીતે પોતાનો મુગટ અને કીમતી પોશાક પણ તેણે આપી દીધાં અને વપરાઈને જીર્ણ થઈ ગયેલું વસ્ત્ર પોતાની બહેન રાજશ્રી પાસેથી લઈને તેણે પહેર્યું.

પોતે ભાવિક બૌદ્ધ હોવાથી હર્ષે ખોરાક માટે થતી પશુહિંસા અટકાવી. આની સામે બ્રાહ્મણોએ બહુ વાંધો ન ઉઠાવ્યો કેમકે બુદ્ધના આગમન પછી તેઓ વધારે ને વધારે શાકાહારી થતા જતા હતા.

હ્યુએનત્સાંગના પુસ્તકમાં એક રમૂજી વાત છે તે જાણીને તને આનંદ થશે. તે જણાવે છે કે હિંદુસ્તાનમાં કોઈ માણસ માંદો પડે તો તે સાત દિવસના ઉપવાસ કરતો. ઘણાખરા માણસો આ ઉપવાસ દરમ્યાન સાજા થઈ જતા. પરંતુ ઉપવાસ પછી પણ માંદગી ચાલુ રહે તો તેઓ દવાદારુ લેતા. તે સમયે માંદગી બહુ લોકપ્રિય નહિ હોય અને વૈદ દાક્તરોની પણ બહુ માંગ નહિ હોય!

તે સમયે હિંદની એક નોંધપાત્ર ખાસિયત એ હતી કે રાજકર્તાઓ અને લશ્કરી અમલદારો સંસ્કારી તથા વિદ્વાન પુરુષોનું ભારે સન્માન કરતા.

હિંદુસ્તાન તેમજ ચીનમાં પશુબળ કે ધનદોલતનું નહિ પણ વિદ્યા અને સંસ્કારનું બહુમાન કરવાના ઇરાદાપૂર્વક પ્રયત્નો કરવામાં આવતા હતા અને તેમાં સારી પેઠે સફળતા પણ મળી હતી.

હિંદમાં ઘણાં વર્ષો ગાળ્યા પછી હ્યુએનત્સાંગે ઉત્તરના પર્વતો ઓળંગીને પોતાના વતનમાં જવાનો પ્રવાસ આરંભ્યો. સિંધુ નદી ઓળંગતાં તે ડૂબતાં ડૂબતાં માંડ બચ્યો અને તેના ઘણાખરા કીમતી હસ્તલિખિત ગ્રંથો તણાઈ ગયા. આમ છતાં પણ તે ઘણી હસ્તલિખિત પ્રતો લઈ જઈ શક્યો. એ ગ્રંથોનો ચીની ભાષામાં અનુવાદ કરવામાં તે ઘણાં વરસો સુધી મંડ્યો રહ્યો. ચીન પાછો ફર્યો ત્યારે તંગ સમ્રાટે સી-આન-ફૂમાં તેનું ભારે ઉમળકાથી સ્વાગત કર્યું અને તેણે જ તેની પાસે તેના પ્રવાસનું વર્ણન લખાવ્યું.

હ્યુએનત્સાંગ મધ્ય એશિયામાં તેને મળેલા તુર્ક લોકો વિષે પણ આપણને માહિતી આપે છે. આ નવી જાતિ પછીનાં વરસોમાં પશ્ચિમ તરફ જઈને ત્યાંનાં ઘણાં રાજ્યોને ઊથલાવી નાખવાની હતી. તે લખે છે કે મધ્ય એશિયામાં ઠેકઠેકાણે બૌદ્ધ મઠો હતા. સાચે જ તે સમયે ઇરાન, ઇરાક અથવા મેસેપોટેમિયા, ખોરાસાન અને મોસલ એમ છેક સીરિયાની સરહદ સુધી બધે બૌદ્ધ મઠો હતા. ઇરાનના લોકો વિષે હ્યુએનત્સાંગ કહે છે કે, 'તેઓ વિદ્યાની બાબતમાં બેપરવા છે પરંતુ કળાની વસ્તુઓ નિર્માણ કરવામાં હમેશાં મશગૂલ રહે છે. તેઓ જે કંઈ વસ્તુઓ બનાવે છે તેની પડોશના દેશો ભારે કદર કરે છે.'

તે સમયના પ્રવાસીઓ સાચે જ અદ્ભુત હતા! આફ્રિકાનાં ઊંડાણના પ્રદેશોની કે ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવની મુસાફરીઓ અસલના વખતની આ પ્રચંડ મુસાફરીઓ આગળ ક્ષુલ્લક લાગે છે.

પોતાના મિત્રો અને સગાંવહાલાંઓથી તદ્દન વિખૂટા પડીને પર્વતો અને રણો ઓળંગતા વર્ષોનાં વર્ષો સુધી તેઓ આગળને આગળ ચાલ્યા કરતા. બનવાજોગ છે કે કોઈ કોઈ વાર તેમને વતન સાંભરી આવતું હશે પરંતુ ભાગ્યે જ તેઓ પોતાની એ લાગણીને બહાર પડવા દેતા હશે. કેમકે એમ કરતાં તેમનું આત્મગૌરવ હણાય. પરંતુ દૂર દેશમાં ઊભા રહીને પોતાના વતન માટે તરસતા એક એવા પ્રવાસીએ આપણને પોતાના મનની ઝાંખી કરવા દીધી છે. તેનું નામ સુંગ-યુન હતું અને તે હ્યુએનત્સાંગ પહેલાં ૧૦૦ વરસ ઉપર હિંદ આવ્યો હતો. હિંદની વાયવ્યમાં આવેલા ગન્ધારના પહાડી મુલકમાંથી તે કહે છે, 'હવાને ગતિમાન કરતી વાયુની મૃદુ લહરી, પક્ષીનાં ગીતો, વસંતની વનશ્રીથી શોભાયમાન વૃક્ષો, અસંખ્ય ફૂલો ઉપર ઊડતાં પતંગિયાંઓ, — એક દૂરના દેશમાં આ મનોહર દૃશ્ય નીરખીને સુંગ-યુનને પોતાના વતનના વિચારો આવ્યા અને તે એટલો બધો ગમગીન થઈ ગયો કે એથી કરીને ભારે બીમારીમાં પટકાઈ પડ્યો !'

## ૪૪

# દક્ષિણ હિંદના અનેક રાજાઓ, લડવૈયાઓ અને એક મહાપુરુષ

૧૬ મે ૧૯૩૨

૬૪૮ ની સાલમાં સમ્રાટ હર્ષ મરણ પામ્યો. પણ એના મરણ પહેલાં જ હિંદના વાયવ્ય ખૂણામાં બલુચિસ્તાનમાં એક નાનકડું વાદળું દેખાયું હતું. એ વાદળું, પશ્ચિમ એશિયા, ઉત્તર આફ્રિકા અને દક્ષિણ યુરોપમાં પ્રચંડ તોફાન શરૂ થયું હતું તેની આગાહી રૂપે હતું. અરબસ્તાનમાં એક નવો પેગમ્બર પેદા થયો હતો. તેનું નામ હજરત મહંમદ હતું. તેણે એક નવા જ ધર્મનો પ્રચાર કર્યો હતો. તે ધર્મ ઇસ્લામના નામથી ઓળખાયો. આ નવા ધર્મના જુસ્સાથી પ્રવૃત્ત થઈને ભારે આત્મશ્રદ્ધાથી આરબ લોકો ખંડોના એક છેડાથી બીજા છેડા સુધી ફરી વળ્યા અને જ્યાં ગયા ત્યાં તેમણે વિજય પ્રાપ્ત કર્યો. તેમનું એ કાર્ય અદ્ભૂત હતું. આ દુનિયામાં આવીને તેમાં ભારે ફેરફાર કરનાર આ નવા બળની આપણે ઓળખ કરવી જોઈએ. પરંતુ એ વિષે વિચાર કરવા પહેલાં આપણે દક્ષિણ હિંદમાં જઈએ અને એ સમયે તેની હાલત કેવી હતી હતી તે જોઈએ. હર્ષના સમયમાં મુસ્લિમ આરબો બલુચિસ્તાન સુધી આવી પહોંચ્યા હતા અને ત્યારપછી થોડા જ વખતમાં તેમણે સિંધનો કબજો લીધો. પરંતુ તેઓ ત્યાં જ અટકી ગયા અને બીજાં ત્રણસો વરસ સુધી હિંદ ઉપર મુસલમાનોએ ચડાઈ કરી નહિ. અને ત્રણસો વરસ પછી હિંદ ઉપર જે ચડાઈઓ થઈ તે અરબ લોકોની નહિ પણ મધ્ય એશિયાની જે કેટલીક જાતિઓ મુસલમાન થઈ હતી તેમની હતી.

એટલે હવે આપણે દક્ષિણના પ્રદેશમાં જઈએ. એના મધ્ય અને પશ્ચિમના ભાગમાં ચાલુક્ય રાજ્ય હતું. એમાં મોટે ભાગે મહારાષ્ટ્રનો સમાવેશ થતો હતો. બદામી તેનું પાટનગર હતું. હ્યુએનત્સાંગે મહારાષ્ટ્રના લોકોની તથા તેમની હિંમતની ભારે પ્રશંસા કરી છે. તેમને વિષે તે કહે છે, ‘મહારાષ્ટ્રના લોકો લડાયક જુસ્સાવાળા અને સ્વાભિમાની છે.

ઉપકાર કરનાર પ્રત્યે તેઓ આભારવશ હોય છે અને બૂરું કરનાર પ્રત્યે વેરવૃત્તિ રાખે છે.' ચાલુક્ય લોકોને ઉત્તરમાં હર્ષને, દક્ષિણમાં પલ્લવોને અને પૂર્વમાં કલિંગને (ઓરિસ્સા) આગળ વધતા અટકાવવાના હતા. તેમનું બળ ઉત્તરોત્તર વધતું ગયું અને એક સમુદ્રથી બીજા સમુદ્ર સુધીનો મુલક તેમણે કબજે કર્યો. પરંતુ પાછળના વખતમાં રાષ્ટ્રકૂટોએ તેમને ધકેલી કાઢ્યા.

આ રીતે દક્ષિણમાં મોટાં સામ્રાજ્યો અને રાજ્યો વિકસ્યાં. કોઈ કોઈ વાર તેઓ એક બીજાને બળમાં સમતોલ રાખતાં તો કોઈ વાર તેમાંનું એકાદ વધારે બળવાન થઈ જતું અને બીજા ઉપર પ્રભુત્વ જમાવતું. પાંડ્ય રાજાઓના અમલ દરમ્યાન મદુરા સંસ્કૃતિનું મોટું કેન્દ્ર બન્યું હતું અને તામિલ ભાષાના કવિઓ અને લેખકો ત્યાં એકત્ર થયા હતા. તામિલ ભાષાની કેટલીક સાહિત્યકૃતિઓ છેક ખ્રિસ્તી સનના આરંભ કાળમાં લખાયેલી છે. એક સમયે પલ્લવોની પણ ચડતી કળા હતી. મલેશિયામાં હિંદની વસાહતો સ્થાપવામાં તેઓ જ મોટે ભાગે અગ્રણી હતા. તેમનું પાટનગર કાંચીપુર હતું. હાલ તે કાંજીવરમ નામથી ઓળખાય છે.

એ પછીના સમયમાં ચોલ સામ્રાજ્યની સત્તા વધી. અને નવમી સદીના મધ્ય ભાગમાં દક્ષિણમાં તેની આણ વર્તી. એ સમુદ્ર ઉપર પ્રભુત્વ જમાવનાર રાજ્ય હતું અને તેની પાસે મોટું નૌકાસૈન્ય હતું. તે વડે તેણે બંગાળના ઉપસાગર અને અરબી સમુદ્ર ઉપર પોતાનો કાબૂ જમાવ્યો હતો. કાવેરી નદીના મુખ ઉપર આવેલું કાવિરી-પટ્ટિનમ તેનું મુખ્ય બંદર હતું. વિજયાલય ચોલ સામ્રાજ્યનો પ્રથમ મહાન સમ્રાટ હતો. એ રાજ્ય ઉત્તર તરફ ફેલાતું ગયું પરંતુ રાષ્ટ્ર-કૂટોએ તેનો ઓચિંતો પરાજય કર્યો. પણ થોડા જ વખતમાં રાજારાજના અમલ દરમ્યાન તેણે પોતાની મહત્તા ફરીથી પ્રાપ્ત કરી અને ખોયેલો મુલક પાછો મેળવ્યો. દશમી સદીના છેવટના ભાગમાં આ બીના બની. એ જ અરસામાં ઉત્તર હિંદમાં મુસલમાનોની ચડાઈ થવા લાગી હતી. પરંતુ દૂર ઉત્તરમાં જે બનાવો બની રહ્યા હતા તેની રાજારાજ ઉપર કશી અસર ન થઈ. તે તો પોતાનું સામ્રાજ્ય વિસ્તારવાનાં સાહસોમાં જ મંડ્યો રહ્યો. તેણે સિલોન જીતી લીધું અને ચોલ લોકોએ ત્યાં ૭૦ વરસ સુધી રાજ્ય કર્યું. રાજારાજનો પુત્ર રાજેન્દ્ર પણ બાપના જેટલો જ સાહસિક અને લડાયક વૃત્તિનો હતો.

તેણે દક્ષિણ બ્રહ્મદેશ પણ જીતી લીધો હતો. ત્યાં આગળ તે વહાણમાં ભરીને પોતાના યુદ્ધ-હાથીઓ પણ લઈ ગયો હતો. તે ઉત્તર હિંદમાં પણ પહોંચ્યો અને તેણે બંગાળના રાજાને હરાવ્યો. આ રીતે ચોલ સામ્રાજ્યનો બહુ ભારે વિસ્તાર થયો. ગુપ્ત પછી એ જ સામ્રાજ્ય આટલા બહોળા પ્રમાણમાં વિસ્તર્યું હતું. પણ તે લાંબો કાળ ટક્યું નહિ. રાજેન્દ્ર મહાન યોદ્ધો હતો એમાં શક નહિ પણ તે ઘાતકી હોય એમ જણાય છે. અને જીતેલાં રાજ્યોને પોતાનાં કરી લેવા માટે તેણે કશો જ પ્રયાસ કર્યો નહિ. તેણે ૧૦૧૩ થી ૧૦૪૪ ની સાલ સુધી રાજ્ય કર્યું. તેના મરણ પછી ઘણાંખરાં ખંડિયાં રાજ્યોએ બળવો કર્યો અને પરિણામે ચોલ સામ્રાજ્યના ટુકડેટુકડા થઈ ગયા.

યુદ્ધમાં મેળવેલા વિજયો ઉપરાંત ચોલ લોકો ઘણા લાંબા કાળ સુધી દરિયાઈ વેપાર માટે પણ પ્રખ્યાત હતા. તેમના ઝીણા સુતરાઉ કાપડની બહુ માગ રહેતી. તેમનું બંદર કાવિરીપટ્ટિનમ ભારે રોજગારનું મથક હતું અને દૂર દૂરના દેશોમાંથી આવતો અને જતો માલ ભરી લઈ જનારાં વહાણોની તેના બારામાં ખૂબ ભીડ રહેતી. ત્યાં આગળ ગ્રીક લોકોની પણ એક વસાહત હતી. મહાભારતમાં પણ ચોલ લોકોનો ઉલ્લેખ મળી આવે છે.

બની શકે એટલા સંક્ષેપમાં મેં દક્ષિણ હિંદનો ઘણાં સૈકાંનો ઇતિહાસ તને કહેવાનો પ્રયાસ કર્યો છે. મારો આ સંક્ષેપનો પ્રયાસ તને મૂંઝવી નાખે એવો પૂરેપૂરો સંભવ છે. પરંતુ જુદાં જુદાં રાજ્યો અને રાજવંશોની ભુલભુલામણીમાં ફસાઈ પડવું આપણને પાલવે એમ નથી. આપણે તો આખી દુનિયાનો વિચાર કરવાનો છે. એથી કરીને તેનો એક નાનકડો ભાગ, પછી ભલેને તે આપણું વતન હોય તોપણ, આપણો વધારે વખત રોકી લે તો દુનિયાના બાકીના ભાગ વિષે વિચાર કરવાનો વખત રહે નહિ.

પરંતુ રાજાઓ અને તેમની જીતો કરતાં તે સમયની સાંસ્કૃતિક અને કલાવિષયક માહિતી વધારે મહત્ત્વની છે. ઉત્તર હિંદુસ્તાનની સરખામણીમાં દક્ષિણમાં ઘણા વધુ પ્રમાણમાં કળાના અવશેષો મળી આવે છે. ઉત્તરનાં ઘણાંખરાં સ્મારકો, ઇમારતો અને મૂર્તિઓ મુસલમાનોની ચડાઈ અને તેમની સાથેના યુદ્ધ દરમ્યાન નાશ પામ્યાં હતાં. મુસલમાનો દક્ષિણમાં પહોંચ્યા તોપણ ત્યાં તો એ બધી વસ્તુઓ બચી ગઈ. ઉત્તર હિંદનાં સંખ્યાબંધ સ્મારકો નાશ પામ્યાં એ દુર્ભાગ્યની

વાત છે. ત્યાં આગળ જે મુસલમાનો આવ્યા — યાદ રાખજે કે એ લોકો આરબ નહિ પણ મધ્ય એશિયાના મુસલમાનો હતા — તે પોતાના નવીન ધર્મ માટેની ધગશથી ભરેલા હતા અને મૂર્તિઓનો નાશ કરવા માગતા હતા. પરંતુ તેમના નાશ માટેનું બીજું એક કારણ હોવાનો પણ સંભવ છે. યુદ્ધ વખતે જૂનાં મંદિરોનો કિલ્લા તરીકે પણ ઉપયોગ કરવામાં આવતો હતો અને એ રીતે તે હુમલાનો ભોગ બનતાં. દક્ષિણ હિંદનાં ઘણાં મંદિરો આજે પણ કિલ્લાને મળતાં આવે છે. અને જો હુમલો થાય તો લોકો તેમાં ભરાઈને બચાવ કરી શકે એવાં છે. આમ આ મંદિરો પૂજા ઉપરાંત બીજા ઘણા ઉપયોગમાં આવતાં. આ મંદિરો એટલે ગામની શાળા, ગામનો ચોરો, પંચાયતની કચેરી અને જરૂર પડે તો દુશ્મનોથી રક્ષણ કરવાનો કિલ્લો. આ રીતે ગામનું સમગ્ર જીવન મંદિરની આસપાસ સંકળાયેલું હતું. એટલે સ્વાભાવિક રીતે જ મંદિરના પૂજારીઓ અને બ્રાહ્મણો દરેક બાબતમાં લોકો પાસે પોતાનું ધાર્યું કરાવતા હોવા જોઈએ. પરંતુ મંદિરોનો કદી કદી કિલ્લા તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો એ હકીકત ઉપરથી ચડી આવનારા મુસલમાનોએ તેમનો નાશ શા માટે કર્યો એનો ખુલાસો આપણે મેળવી શકીએ.

એ સમયનું તાંજોરમાં એક સુંદર મંદિર છે. ચોલ રાજા રાજેન્દ્રે તે બંધાવ્યું હતું. બદામી તેમ જ કાંજીવરમ આગળ પણ સુંદર મંદિરો છે. પરંતુ તે કાળનું સૌથી અદ્ભુત મંદિર તો એલોરાનું કૈલાસ મંદિર છે. આપણને આશ્ચર્યચકિત કરનાર એ મંદિર નક્કર ખડકમાંથી કોતરી કાઢવામાં આવ્યું છે. એ મંદિરનું બાંધકામ આઠમી સદીના પાછલા ભાગમાં શરૂ કરવામાં આવ્યું હતું. ત્યાં આગળ કાંસામાંથી બનાવેલી સુંદર મૂર્તિઓ પણ ઘણી મળી આવે છે. તેમાં ખાસ કરીને તાંડવ નૃત્ય કરતા શિવની નટરાજ મૂર્તિ ખૂબ પ્રસિદ્ધ છે.

ચોલ સમ્રાટ પહેલા રાજેન્દ્રે ચોલાપુરમ્ આગળ સુંદર નહેરો પણ બંધાવી હતી. ૧૬ માઈલ સુધી એ નહેરને ઈંટ અને ચૂનાથી પાકી બાંધી લેવામાં આવી છે. આ નહેર બંધાયા પછી સો વરસ બાદ અલ્બરૂની નામનો આરબ પ્રવાસી ત્યાં ગયો હતો. તે આ જોઈને છક થઈ ગયો હતો. એને વિષે તે કહે છે, 'મારા દેશના લોકો આ જોઈને આશ્ચર્યમાં ગરકાવ થઈ જાય અને તેનું વર્ણન પણ ન કરી શકે તો પછી એવું કશું બાંધવાની તો વાત જ શી.'

આ પત્રમાં મેં કેટલાક રાજાઓ અને રાજવંશોનો ઉલ્લેખ કર્યો છે. અલ્પકાળ માટે યશસ્વી જીવન જીવ્યા પછી તેઓ અદૃશ્ય થયા અને ભુલાઈ ગયા. પરંતુ એ બધા રાજાઓ અને સમ્રાટોના કરતાં હિંદના જીવનમાં વધારે મહત્ત્વનો ભાગ ભજવવાને નિર્માયેલો એક ભારે પ્રભાવશાળી પુરુષ દક્ષિણ હિંદમાં પેદા થયો. એ પુરુષ શંકરાચાર્યના નામથી ઓળખાય છે. ઘણું કરીને તે આઠમી સદીના અંતમાં જન્મ્યા હતા. તે અપૂર્વ પ્રતિભાશાળી પુરુષ હોય એમ જણાય છે. તેમણે હિંદુ ધર્મનો, અથવા જેને શૈવમત તરીકે ઓળખવામાં આવે છે અને જેનો ઇષ્ટદેવ શિવ છે એવા એક પ્રકારના બુદ્ધિપ્રધાન હિંદુધર્મનો પુનરુદ્ધાર કરવાનું કાર્ય આરંભ્યું. બૌદ્ધ ધર્મની સામે તેમણે લડાઈના મોરચા માંડ્યા અને પોતાની બુદ્ધિ અને તર્કના બળથી તે તેની સામે ઝૂઝ્યા. તેમણે બૌદ્ધોના જેવો એક સંન્યાસીઓનો સંઘ સ્થાપ્યો. તેમાં કોઈ પણ વર્ગના લોકો દાખલ થઈ શકતા. હિંદને ચારે ખૂણે, ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ દિશામાં સંન્યાસીઓના આ સંઘનાં ચાર કેન્દ્રો તેમણે સ્થાપ્યાં. આખા હિંદમાં તેમણે પ્રવાસ કર્યો અને જ્યાં ગયા ત્યાં તેમણે વિજય મેળવ્યો. એક વિજેતાની પેઠે તે બનારસમાં આવ્યા. પરંતુ તેઓ કેવળ તર્ક દ્વારા માણસોનાં ચિત્ત ઉપર જીત મેળવનાર વિજેતા હતા. છેવટે તે જ્યાં આગળ શાશ્વત હિમનો આરંભ થાય છે એવા હિમાલયમાં આવેલા કેદારનાથના સ્થાનમાં ગયા અને ત્યાં વિદેહ થયા. એ વખતે તેમની ઉંમર માત્ર ૩૨ વરસ કે તેથી સહેજ વધારે હતી.

શંકરાચાર્યની કાર્યસિદ્ધિ અપૂર્વ છે. જેને ઉત્તર હિંદમાંથી દક્ષિણમાં ભગાડી મૂકવામાં આવ્યો હતો તે બૌદ્ધ ધર્મ હિંદમાંથી લગભગ અદૃશ્ય થઈ ગયો. હિંદુ ધર્મ અને શૈવ સંપ્રદાયના નામથી ઓળખાતા તેના એક પ્રકારે હિંદભરમાં પ્રાધાન્ય પ્રાપ્ત કર્યું. શંકરાચાર્યના ગ્રંથો, ભાષ્યો અને વાદવિવાદથી આખા હિંદમાં બૌદ્ધિક જાગૃતિ આવી. તે બ્રાહ્મણ વર્ગના મહાન નેતા હતા એટલું જ નહિ પણ આમ જનતાના હૃદયમાં પણ તેમણે સ્થાન પ્રાપ્ત કર્યું હોય એમ લાગે છે. કેવળ પોતાના બુદ્ધિપ્રભાવથી કોઈ પુરુષ મહાન નેતા બને અને કરોડો લોકો ઉપર તથા ઇતિહાસ ઉપર પોતાની અસર પાડે એ અસાધારણ ઘટના છે. મહાન યોદ્ધાઓ અને વિજેતાઓ ઇતિહાસમાં મોખરે ઊભેલા જણાય છે. કેટલીક વાર તેઓ લોકપ્રિય બને છે તેમ જ તિરસ્કારને પાત્ર પણ થાય છે અને કદી કદી તેઓ ઇતિહાસ નિર્માણ કરે છે. મહાન ધાર્મિક

નેતાઓએ કરોડો માનવીનાં દિલ હલમલાવ્યાં છે, તથા તેમનામાં ઉત્સાહ અને ચેતન પૂર્યાં છે. પરંતુ આ બધું તેમણે શ્રદ્ધાનો આધાર લઈને કર્યું હતું. તેમણે પ્રજાની ભાવનાને અપીલ કરી હતી તથા તેને સ્પર્શ કર્યો હતો.

મનુષ્યના મન અને બુદ્ધિને કરેલી અપીલ લાંબો વખત ટકવી મુશ્કેલ હોય છે. કમનસીબે મોટા ભાગના લોકો વિચાર કરતા જ નથી. તેઓ તો ભાવનાવશ થઈને લાવનાથી દોરવાઈને જ કાર્ય કરે છે. પરંતુ શંકરની અપીલ તો મન, બુદ્ધિ અને વિવેકને ઉદ્દેશીને હતી. તેમાં કેવળ કોઈ પુરાણા પુસ્તકનો સિદ્ધાંત કે મત વારંવાર પોકારવાપણું નહોતું. તેની દલીલો સાચી હતી કે ખોટી એ વસ્તુ અહીં અપ્રસ્તુત છે.

આનંદની વાત તો એ છે કે ધાર્મિક સવાલોનો ઉકેલ શોધવામાં તેમણે બુદ્ધિને યોજી અને એમ છતાંયે તેમાં ભારે સફળતા પ્રાપ્ત કરી. આ ઉપરથી આપણે તે સમયના શાસકવર્ગની મનોદશાની ઝાંખી કરી શકીએ છીએ.

તને એ જાણીને રમૂજ પડશે કે હિંદુ ફિલસૂફીમાં ચાર્વાક નામનો એક પુરુષ નાસ્તિકતાનો પ્રચાર કરતો હતો. તે કહેતો કે ઈશ્વર જેવી કોઈ વસ્તુ છે જ નહિ. દુનિયામાં અને ખાસ કરીને રશિયામાં આજે એવા સંખ્યાબંધ માણસો છે જેઓ ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારતા નથી. પણ અહીં આપણે એ પ્રશ્નમાં નહિ ઊતરીએ. પરંતુ ખાસ આનંદ પામવા જેવી વાત તો એ છે કે અસલના વખતમાં હિંદમાં વિચાર અને તેના પ્રચારની સંપૂર્ણ સ્વતંત્રતા હતી. તે સમયે હિંદમાં ગમે તે મત કે માન્યતા ધરાવવાની સ્વતંત્રતા પણ હતી. યુરોપમાં એ જાતની સ્વતંત્રતા છેક હમણાં સુધી નહોતી. અને આજે પણ એ બાબતમાં કેટલીક મુશ્કેલીઓ ત્યાં છે.

શંકરાચાર્યના ટૂંકા પણ જહેમતભર્યા જીવનમાંથી બીજી એક વસ્તુ આપણને જાણવા મળે છે તે હિંદની સાંસ્કૃતિક એકતા છે. છેક પ્રાચીન કાળથી માંડીને ઇતિહાસમાં એ વસ્તુનો સ્વીકાર થતો આવ્યો જણાય છે. તું જાણે છે કે ભૌગોલિક દૃષ્ટિએ તો હિંદ લગભગ એક ઘટક છે. રાજકીય દૃષ્ટિએ એના વારંવાર ભાગલા પડ્યા છે. પરંતુ આપણે આગળ જોઈ ગયાં છીએ તેમ અવારનવાર તે લગભગ એક મધ્યસ્થ સત્તાના અમલ નીચે પણ આવતો હતો. પરંતુ સાંસ્કૃતિક દૃષ્ટિએ તો છેક આરંભકાળથી આખો દેશ એક અને અવિભાજ્ય

રહ્યો છે. કેમકે આરંભથી જ તેની પૂર્વપીઠિકા સમાન છે, તેની સંસ્કારપરંપરા સમાન છે, તેના ધર્મો સમાન છે, તેના વીરપુરુષો અને વીરાંગનાઓ સમાન છે, તેની પૌરાણિક કથાઓ સમાન છે, તેની વિદ્વાનોની ભાષા (સંસ્કૃત) સમાન છે, આખા હિંદમાં દરેક સ્થળે આવેલાં તેનાં તીર્થસ્થાનો સમાન છે, તેની ગ્રામપંચાયતો સમાન છે તથા તેની વિચારસરણી અને રાજકારણ પણ સમાન છે. સામાન્ય હિંદીને મન સમગ્ર હિંદ પુણ્યભૂમિ હતી અને બાકીની દુનિયા મોટે ભાગે મ્લેચ્છ અથવા બર્બર લોકોની અસંસ્કારી ભૂમિ હતી! આ રીતે હિંદભરમાં સર્વત્ર એકતાની ભાવના પેદા થઈ. એ ભાવનાએ રાજકીય ભાગલાની અવગણના કરી અને તેના ઉપર વિજય મેળવ્યો. આમ બની શક્યું એ ગ્રામપંચાયતોને આભારી છે; કેમકે મધ્યસ્થ રાજતંત્રમાં ગમે તે ફેરફારો થવા છતાં સર્વત્ર ગ્રામપંચાયતોનો અમલ ચાલુ જ રહ્યો હતો.

શંકરે હિંદને ચારે ખૂણે પોતાના મઠ અથવા સંન્યાસીઓના સંઘનાં કેન્દ્રો સ્થાપવાનું ઠરાવ્યું એ બતાવી આપે છે કે તે પણ હિંદને સાંસ્કૃતિક દૃષ્ટિએ એક ઘટક સમજતા હતા. વળી, ટૂંક સમયમાં તેમના પ્રચારકાર્યમાં તેમને ભારે સફળતા મળી તે પણ બતાવે છે કે બૌદ્ધિક અને સંસ્કૃતિક પ્રવાહો દેશના એક છેડાથી બીજા છેડા સુધી વેગથી ફરી વળતા હતા.

શંકરે શૈવ મતનો પ્રચાર કર્યો. ખાસ કરીને એ મત દક્ષિણમાં ઘણો ફેલાયો અને ત્યાંનાં ઘણાંખરાં મંદિરો શૈવ મંદિરો છે. ગુપ્તવંશના અમલ દરમ્યાન ઉત્તર હિંદમાં વૈષ્ણવ સંપ્રદાય અને કૃષ્ણપૂજા ભારે પ્રચારમાં આવ્યાં. હિંદુ ધર્મની આ બંને શાખાનાં મંદિરો એકબીજાથી ભિન્ન છે.

આ પત્ર બહુ લાંબો થઈ ગયો. પરંતુ મારે મધ્યકાલીન ભારત વિષે હજી ઘણું કહેવાનું બાકી છે. એટલે એ વસ્તુ હવે પછીના પત્ર સુધી મુલતવી રાખવી જોઈએ.

## ૪૫

# મધ્યકાલીન હિંદ

૧૪ મે, ૧૯૩૨

અશોકના પિતામહ ચંદ્રગુપ્ત મૌર્યના પ્રધાન મંત્રી ચાણક્ય અથવા કૌટિલ્યે લખેલા 'અર્થશાસ્ત્ર' નામના પુસ્તકની મેં વાત કહી હતી તે તને યાદ હશે. એ પુસ્તકમાં તે સમયની રાજ્યવ્યવસ્થા અને તે સમયના લોકોની બાબતમાં તરેહતરેહની માહિતી આપણને મળે છે. એ પુસ્તક ઈશુ પૂર્વેની ચોથી સદીના હિંદ તરફ અંદર ડોકિયું કરીને નિહાળવા માટેની એક ઉઘાડી બારી સમાન છે. રાજાઓ અને તેમના વિજયોનાં અતિશયોક્તિભર્યાં વર્ણનો કરતાં રાજવહીવટની વિગતવાર માહિતી આપતાં આવાં પુસ્તકો આપણને વધારે ઉપયોગી થઈ પડે છે.

મધ્યકાલીન હિંદ વિષે ખ્યાલ બાંધવામાં કંઈક સહાયભૂત થાય એવું બીજું એક પુસ્તક આપણી પાસે છે. એ પુસ્તક શુક્રાચાર્ય કૃત 'નીતિસાર' છે. એ પુસ્તક અર્થશાસ્ત્ર જેટલું સારું કે ઉપયોગી નથી. તોપણ તેની તેમ જ બીજા કેટલાક શિલાલેખો અને હેવાલોની મદદથી આપણે ઈસવી સનની નવમી તથા દશમી સદી તરફ નજર કરવા પ્રયત્ન કરીશું.

'નીતિસાર'માં કહ્યું છે કે, 'વર્ણથી અથવા તો બ્રાહ્મણ કુળમાં જન્મવાથી બ્રાહ્મણત્વના ગુણો પેદા થતા નથી.' આમ, આ ગ્રંથ પ્રમાણે જ્ઞાતિભેદ જન્મથી નહિ પણ યોગ્યતાથી પડવા જોઈએ. વળી બીજે એક ઠેકાણે એમાં કહેવામાં આવ્યું છે કે, 'સરકારી અમલદારની નિમણૂક કરવામાં જાતિ કે કુળને નહિ પણ માણસની કાર્યદક્ષતા, ચારિત્ર્ય અને તેના ગુણોને ધોરણે ચાલવું જોઈએ.' પોતાના મત પ્રમાણે નહિ પણ પ્રજાના મોટા ભાગના મત અનુસાર વર્તવાની રાજાની ફરજ હતી. 'ઘણા તાંતણાઓનું બનેલું દોરડું સિંહને ખેંચવા જેટલું મજબૂત હોય છે તેમ લોકમત રાજાના કરતાં વધારે બળવાન છે.'

આ બધાં ઉત્તમ સૂત્રો છે અને સિદ્ધાંતની દૃષ્ટિએ આજે પણ સાચાં છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં વ્યવહારમાં આપણે એનાથી

બહુ લાભ નથી ઉઠાવી શક્યા. માણસ પોતાની કાર્યદક્ષતા અને લાયકાતથી ઊંચો ચડી શકે એ ખરું; પરંતુ તેણે એ કાર્યદક્ષતા અને લાયકાત કેવી રીતે પ્રાપ્ત કરવી? કોઈ છોકરો કે છોકરી બહુ ચપળ હોય અને તેને યોગ્ય કેળવણી અને તાલીમ આપવામાં આવે તો તે હોશિયાર અને કુશળ બને. પરંતુ તેની કેળવણી અને તાલીમ માટે યોગ્ય પ્રબંધ કરવામાં ન આવ્યો હોય તો બીચારો તે છોકરો કે છોકરી શું કરી શકે?

એ જ રીતે લોકમત પણ આખરે શું છે? કોના મતને લોકમત સમજવો? સંભવ છે કે 'નીતિસાર'ના લેખકે મજૂરી કરનારા સંખ્યાબંધ શૂદ્રોને કોઈ પણ પ્રકારનો મત આપવાના અધિકારી નહિ ગણ્યા હોય. એ લોકો કશી વિસાતમાં નહોતા. ઘણું કરીને ઉચ્ચ વર્ગના અને રાજકર્તા વર્ગના મતને જ લોકમત ગણવામાં આવતો.

છતાં પણ એ વસ્તુ નોંધપાત્ર છે કે તે પહેલાંના સમયના હિંદની પેઠે મધ્યકાલીન હિંદના રાજકારણમાં રાજાની નિરંકુશ સત્તા કે રાજાના દૈવી અધિકારને સ્થાન નહોતું.

એ ઉપરાંત રાજસભા, જેમને હસ્તક જાહેર બાંધકામો, બાગબગીચાઓ અને જંગલો હતાં તે મોટા મોટા અમલદારો, તેમ જ કસબા અને ગામડાંની વ્યવસ્થા, પુલો, વહાણો, ધર્મશાળાઓ, જાહેર રાજમાર્ગો અને સૌથી વધારે મહત્ત્વની વસ્તુ તો એ કે, ગામ અને શહેરોની ગટરો વિષે નીતિસારમાંથી આપણને માહિતી મળે છે.

ગામને લગતી બધી બાબતોમાં ગ્રામપંચાયતનો પૂરેપૂરો કાબૂ હતો અને રાજ્યના અમલદારો પંચ પ્રત્યે ભારે અદબથી વર્તતા. પંચાયતો જ જમીનની વહેંચણી કરતી, કર ઉઘરાવતી અને પછી ગામની વતી તે રાજ્યને ભરણું ભરતી. આ પંચાયતો ઉપર એક મહા પંચાયત અથવા મહાસભા હોય એમ જણાય છે. તે પંચાયતોના કામ ઉપર દેખરેખ રાખતી અને જરૂર પડે તો તેમાં દરમ્યાનગીરી પણ કરી શકતી. ગ્રામપંચાયતો પાસે ન્યાયની સત્તા પણ હતી અને તે ન્યાયાધીશ તરીકે લોકોના મુકદ્દમા પણ ચલાવી શકતી.

પંચાયતના સભ્યોની ચૂંટણી કેવી રીતે થતી તથા તેમની લાયકાત અને બિનલાયકાત શી હતી તે વિષે આપણને દક્ષિણ હિંદના કેટલાક પ્રાચીન લેખો ઉપરથી માહિતી મળે છે. જો કોઈ સભ્ય સાર્વજનિક નાણાંનો બરાબર હિસાબ ન આપે તો તે પંચ તરીકે નાલાયક ઠરતો.

બીજો એક મજાનો નિયમ એ હતો કે પંચનાં નજીકનાં સગાંસંબંધીને નોકરી મળી શકતી નહિ. આ નિયમ જો આજે આપણી કાઉન્સિલો, એસેમ્બ્લીઓ અને મ્યુનિસિપાલિટીઓને લાગુ પાડી શકાય તો કેવું સારું !

એક સમિતિના સભ્યોની યાદીમાં એક સ્ત્રીનું નામ પણ છે. આ ઉપરથી એમ જણાય છે કે પંચાયત અને તેની સમિતિઓમાં સ્ત્રી પણ સભ્ય થઈ શકતી.

પંચાયતના ચૂંટાયેલા સભ્યોમાંથી જુદી જુદી સમિતિઓ રચવામાં આવતી. દરેક સમિતિની મુદત એક વર્ષની હતી. જો કોઈ સભ્ય અઘટિત રીતે વર્તે તો તેને તરત જ કમી કરવામાં આવતો.

ગ્રામસ્વરાજ્યની આ પ્રથા આર્ય રાજકારણના પાયા સમાન હતી. એનાથી જ તેને બળ મળતું રહેતું. આ ગ્રામસભાઓ પોતાની સ્વતંત્રતા માટે એટલી બધી જાગૃતિ અને ચીવટ રાખતી હતી કે ખુદ રાજાની પરવાનગી વિના કોઈ પણ સૈનિક કોઈ પણ ગામમાં દાખલ ન થઈ શકે એવો નિયમ કરવામાં આવ્યો હતો. વળી 'નીતિસાર' કહે છે કે, કોઈ પ્રજાજન અમલદાર સામે ફરિયાદ કરે તો 'રાજાએ અમલદારનો નહિ પણ પ્રજાજનનો પક્ષ લેવો જોઈએ.' અને જો કોઈ અમલદાર સામે ઘણા લોકો ફરિયાદ કરે તો તેને બરતરફ કરવો જોઈએ. કેમકે 'નીતિસાર' કહે છે તેમ, 'અધિકારની મદિરા પીને કોને નશો નથી ચડતો?' આ ડહાપણભર્યા શબ્દો છે. આ શબ્દો આપણા દેશમાં જે સંખ્યાબંધ અમલદારો આજે આપણી સાથે ગેરવર્તન ચલાવે છે અને ગેરવહીવટ કરે છે તેમને લાગુ પડતા હોય એમ લાગે છે.

મોટા કસબાઓમાં જ્યાં આગળ કારીગરો અને વેપારીઓ વધારે પ્રમાણમાં હતા ત્યાં તે દરેકનાં પંચો અથવા મહાજનો હતાં. આ રીતે ત્યાં કારીગરનાં પંચ, વેપારીઓનાં મહાજન અને શરાફોનાં મંડળો હતાં. એ ઉપરાંત ત્યાં ધાર્મિક મંડળો પણ હતાં. આ બધાં મંડળો કે મહાજનોનો પોતપોતાની આંતરિક બાબતો ઉપર સારા પ્રમાણમાં કાબૂ હતો.

પ્રજાને નુકસાન ન પહોંચે અને તેને બોજો ન લાગે એવા હળવા કર નાખવાની રાજાને આજ્ઞા હતી. જંગલમાં ઝાડ ઉપરથી એક માળી ફૂલ-પત્ર વીણે તે રીતે રાજાએ પ્રજા ઉપર કર નાખવાનો હતો; કોલસાની ભઠ્ઠી બાળનાર કઠિયારાની પેઠે નહિ.

હિંદના મધ્યયુગ વિષે આપણને આવી તૂટક અને છૂટીછવાઈ હકીકત મળે છે. પુસ્તકોમાં જે સિદ્ધાંતો રજૂ થયા છે તેનો વ્યવહારમાં કેટલા પ્રમાણમાં અમલ થતો હતો તે શોધવું અતિશય મુશ્કેલ છે. પુસ્તકોમાં સારા સારા સિદ્ધાંતો અને આદર્શો રજૂ કરવા સહેલા છે પરંતુ તેને જીવનમાં ઉતારવા એ ઘણું કઠણ છે. તે સમયના લોકોએ એનો સંપૂર્ણપણે અમલ ન કર્યો હોય તેમ છતાં પણ તેમની વિચારસરણી શી હતી તથા તેઓ શા આદર્શો સેવતા હતા એ સમજવામાં પુસ્તકો મદદરૂપ થાય છે. આપણને એમ જણાય છે કે એ વખતના રાજાઓ અને શાસકો આપખુદ કે નિરંકુશ નહોતા. તેમની સત્તા ઉપર ચૂંટાયેલી પંચાયતોનો અંકુશ હતો. આપણને એ પણ માલૂમ પડે છે કે તે સમયે ગામડાં તથા શહેરોમાં સ્થાનિક સ્વરાજ્યની પદ્ધતિનો સારી પેઠે વિકાસ થયો હતો અને મધ્યસ્થ સરકાર તેમાં નહિ જેવી જ દાખલ કરતી.

પણ જ્યારે હું લોકોની વિચારસરણી અથવા તેમના સ્વરાજ્યની વાતો કરું છું ત્યારે મારા કહેવાની મતલબ શી હોય છે? હિંદની આખી સમાજરચનાનું મંડાણ જ્ઞાતિ સંસ્થા ઉપર નિર્ભર છે. સિદ્ધાંતમાં એ સંસ્થા જડ નહિ હોય અને 'નીતિસાર'ના કહેવા પ્રમાણે તેમાં કાર્યદક્ષતા અને યોગ્યતાને અવકાશ મળતો હોય એ સંભવિત છે. પણ વાસ્તવમાં એનો ઝાઝો અર્થ નથી. બ્રાહ્મણ અને ક્ષત્રિય જાતિ કે વર્ગના હાથમાં શાસનની લગામ હતી. કેટલીક વાર પ્રભુત્વ મેળવવા માટે તેમનામાં માંહોમાંહે તકરાર થતી પરંતુ સામાન્ય રીતે તેઓ હળી-મળીને વહીવટ કરતા અને એકબીજાને અનુકૂળ થતા. બાકીના લોકોને તેઓ નીચે દબાવી રાખતા. ધીમે ધીમે વેપારઉદ્યોગ વધતા ગયા તેમ તેમ વૈશ્ય વર્ગ અથવા વેપારી વર્ગ તવંગર અને મહત્ત્વનો બન્યો. એ વર્ગનું મહત્ત્વ વધતું ગયું તેમ તેમ તેને થોડા હકો આપવામાં આવ્યા અને પોતપોતાનાં મહાજનોનો આંતરિક વહીવટ કરવાની સ્વતંત્રતા તેમને આપવામાં આવી. એમ છતાં પણ રાજસત્તામાં તો એ વર્ગને કશો જ હિસ્સો આપવામાં આવ્યો નહોતો. અને બીચારા શૂદ્રો! તેઓ તો છેવટ સુધી દબાયેલા જ રહ્યા. અને વળી કેટલાક લોકો તેમનાથી પણ નીચે હતા.

કદી કદી નીચલી જાતિના માણસો ઉપર આવતા હતા. શૂદ્રો પણ રાજા થયેલા જાણવામાં આવ્યા છે. પરંતુ એવું જવલ્લેજ બનતું.

સામાજિક દરજ્જામાં ઊંચે ચડવાની વધારે પ્રચલિત રીત તો એ હતી કે કોઈ આખાને આખી પેટાજાતિ એક પગથિયું ઉપર ચડી જતી હતી. ઘણી વાર હિંદુ ધર્મ કોઈ નવી જાતિને પોતાના નીચલા થરમાં અપનાવી લેતો અને પછી તે જાતિ ધીમે ધીમે ઊંચે ચડતી.

આ ઉપરથી તને જણાશે કે પશ્ચિમની પેઠે હિંદુસ્તાનમાં મજૂર ગુલામોની પ્રથા નહોતી એ ખરું, પરંતુ આપણી સમાજવ્યવસ્થામાં પણ ચડતાઊતરતા દરજ્જા હતા — એટલે કે એક વર્ગ ઉપર બીજો વર્ગ હતો. સમાજવ્યવસ્થાની ટોચે ઊભેલા લોકો નીચલા થરના કરોડો માણસોનું શોષણ કરતા અને તેમનો બધો બોજો એ લોકોને ઉઠાવવો પડતો. સમાજના નીચલા થરના લોકોને કેળવણી અથવા તાલીમ લેવાની તક ન આપીને સમાજની ટોચે ઊભેલા લોકો આ સ્થિતિ નિરંતર ટકાવી રાખવાની અને બધી સત્તા પોતાના હાથમાં રાખવાની કાળજી રાખતા. ગ્રામપંચાયતોમાં ખેડૂત વર્ગનો કંઈક અવાજ હશે અને તેમની અવગણના ન થઈ શકતી હોય એમ લાગે છે, પરંતુ એ પંચાયતોમાં પણ ગણ્યાગાંઠ્યા કુશળ બ્રાહ્મણોનું ચલણ હોવાનો ઘણો સંભવ છે.

આ આર્ય શાસનપદ્ધતિ આર્યો હિંદમાં આવીને દ્રવિડ લોકોના સંસર્ગમાં આવ્યા ત્યારથી માંડીને જે સમયની આપણે વાત કરી રહ્યાં છીએ તે મધ્યયુગ સુધી ચાલુ રહી હતી એમ જણાય છે. પરંતુ વખત જતાં એ શાસનપદ્ધતિ વધુ ને વધુ નબળી પડતી અને બગડતી જતી દેખાય છે. એમ હોય કે તે ધીરે ધીરે જીર્ણ થતી જતી હતી અથવા બહારથી આવતા ઉપરાછાપરી હુમલાઓને કારણે કદાચ તે ક્ષીણ થઈ ગઈ હોય.

તને એ જાણીને આનંદ થશે કે પ્રાચીન કાળમાં હિંદે ગણિતના વિષયમાં ભારે પ્રગતિ કરી હતી; અને એ વિષયનાં પ્રખ્યાત નામોમાં લીલાવતી નામની એક સ્ત્રીનો પણ સમાવેશ થાય છે. એમ કહેવાય છે કે, લીલાવતી, તેનો પિતા ભાસ્કરાચાર્ય અને ઘણું કરીને બ્રહ્મગુપ્ત નામનો એક માણસ એમ ત્રણેએ મળીને દશાંશ પદ્ધતિ પહેલવહેલી શોધી કાઢી હતી. બીજગણિતની શોધ પણ પહેલવહેલી હિંદમાં જ થઈ હતી એમ કહેવાય છે. બીજગણિત હિંદમાંથી અરબસ્તાનમાં ગયું, અને ત્યાંથી તે યુરોપ પહોંચ્યું. બીજગણિત માટેનો અંગ્રેજી શબ્દ 'એલ્જિબ્રા' એ મૂળ અરબી શબ્દ છે.

# ૪૬

# ભવ્ય અંગકોર અને શ્રીવિજય

૧૭ મે, ૧૯૩૨

હવે આપણે બૃહદ્ ભારત, એટલે કે દક્ષિણ હિંદના લોકોએ મલેશિયા અને હિંદી ચીનમાં વસાવેલાં સંસ્થાનો અને વસાહતો તરફ જઈએ. એ સંસ્થાનો યોજનાપૂર્વક અને વ્યવસ્થિત રીતે વસાવવામાં આવ્યાં હતાં એ હું તને આગળ ઉપર કહી ગયો છું. એ કંઈ આપોઆપ કે ફાવે તેમ વસ્યાં નહોતાં. એ સંસ્થાનો બરાબર વસ્યાં તે પહેલાં દરિયાપાર અનેક સફરો થઈ હશે અને એ રીતે સમુદ્ર ઉપર પૂરતો કાબૂ મેળવવામાં આવ્યો હશે. નહિ તો એકી વખતે ઘણી જગ્યાઓએ યોજનાપૂર્વક સંસ્થાનો વસાવવાનું કેવી રીતે બની શકે ? આ સંસ્થાનો ઈશુની પહેલી અને બીજી સદી દરમ્યાન વસ્યાં હતાં એ પણ મેં તને કહ્યું છે. એ બધાં હિંદુ સંસ્થાનો હતાં અને તેમણે દક્ષિણ હિંદનાં નામો ધારણ કર્યાં હતાં. કેટલીક સદીઓ પછી ધીમે ધીમે ત્યાં આગળ બૌદ્ધ ધર્મ ફેલાયો અને લગભગ આખો હિંદુધર્મી મલેશિયા બૌદ્ધધર્મી બની ગયો.

પ્રથમ આપણે હિંદી ચીન જઈએ. સૌથી પહેલા સંસ્થાનનું નામ ચંપા હતું અને તે અનામ પ્રદેશમાં આવેલું હતું. ઈસવી સનની ત્રીજી સદીમાં ત્યાં આગળ પાંડુરંગમ્ નામનું શહેર વિકસતું આપણને માલૂમ પડે છે. એ પછી બસો વરસ બાદ અનામમાં કંબોડિયા નામના એક મહાન નગરની ચડતી કળા થઈ. એ શહેરમાં સંખ્યાબંધ મોટી મોટી ઇમારતો અને પાષાણનાં મંદિરો હતાં. બધાં જ હિંદી સંસ્થાનોમાં એ સમયે મોટી મોટી ઇમારતો ઊભી થતી હતી એમ જણાય છે. સમુદ્ર ઓળંગીને સ્થપતિઓ તથા સિદ્ધહસ્ત સલાટો હિંદમાંથી લાવવામાં આવ્યા હશે અને એ લોકો પોતાની સાથે સ્થાપત્યની હિંદી પ્રણાલી ત્યાં આગળ લઈ ગયા હશે. જુદાં જુદાં રાજ્યો અને ટાપુઓ વચ્ચે ઇમારતો બાંધવાના કાર્યમાં ભારે સ્પર્ધા ચાલતી હતી અને એ સ્પર્ધાને પરિણામે ત્યાં આગળ ઉચ્ચ પ્રકારની કળાનો વિકાસ થવા પામ્યો હતો.

સ્વાભાવિક રીતે જ આ સંસ્થાનોમાં વસતા લોકો દરિયો ખેડનારા હતા. તેઓ પોતે અથવા તેમના પૂર્વજોએ ત્યાં પહોંચવા માટે આગળ ઉપર દરિયો ઓળંગ્યો હતો અને તેમની ચોતરફ પણ દરિયો જ હતો. દરિયો ખેડનારા લોકો સહેલાઈથી વેપારરોજગાર તરફ વળે છે. એટલે એ લોકો પણ વેપારી બની ગયા. તેઓ સમુદ્ર ઓળંગીને પોતાનો માલ જુદા જુદા ટાપુઓમાં તથા પશ્ચિમે હિંદુસ્તાન અને પૂર્વે ચીનમાં લઈ જતા હતા. આ રીતે મલેશિયાનાં ઘણાંખરાં રાજ્યો ઉપર મોટે ભાગે વેપારી વર્ગનો કાબૂ હતો. એ રાજ્યો વચ્ચે વારંવાર ઝઘડા થતા અને પરિણામે મોટા વિગ્રહો અને હત્યાકાંડ પણ થતા. કોઈ વાર હિંદુ રાજ્ય બૌદ્ધ રાજ્ય જોડે પણ લડતું. પોતે તૈયાર કરેલા પાકા માલનાં બજારો માટે મોટી મોટી રાજ્યસત્તાઓ વચ્ચે આજે જેમ વિગ્રહો થાય છે તેમ તે સમયનાં ઘણાંખરાં યુદ્ધ પાછળનું ખરું કારણ વેપારની હરીફાઈ હોય એમ જણાય છે.

લગભગ ત્રણસો વરસ સુધી એટલે આઠમી સદી સુધી હિંદી ચીનમાં ત્રણ જુદાં જુદાં રાજ્યો હતાં. નવમી સદીમાં ત્યાં આગળ જયવર્મન નામે એક મહાન રાજકર્તા પાક્યો. તેણે આ ત્રણે રાજ્યોને એકત્ર કર્યાં અને એક મોટું સામ્રાજ્ય સ્થાપ્યું. ઘણું કરીને તે બૌદ્ધધર્મી હતો. તેણે અંગકોર આગળ રાજધાની બાંધવાનો આરંભ કર્યો અને તેના વારસ યશોવર્મને તે કામ પૂરું કર્યું. કંબોડિયાનું આ સામ્રાજ્ય લગભગ ૪૦૦ વરસ સુધી ટક્યું. બીજાં બધાં સામ્રાજ્યોની પેઠે આ સામ્રાજ્યને પણ ભવ્ય અને શક્તિશાળી માનવામાં આવતું હતું. અંગકોર થોમનું રાજનગર પૂર્વ તરફના દેશોમાં 'ભવ્ય અંગકોર' તરીકે મશહૂર હતું. તેની વસતી દશ લાખ કરતાં પણ વધારે હતી અને સીઝરોના સમયના રોમ કરતાં પણ તે મોટું હતું. તેની નજીક અંગકોર વાટનું અદ્ભુત મંદિર હતું. તેરમી સદીમાં કંબોડિયા ઉપર ઘણી બાજુએથી હુમલાઓ થયા. અનામના લોકોએ પૂર્વ તરફથી હુમલો કર્યો અને પશ્ચિમ તરફથી ત્યાંની સ્થાનિક જાતિઓએ. ઉત્તરમાં શાન લોકોને મંગોલ લોકોએ દક્ષિણ તરફ હાંકી કાઢ્યા હતા. તેમને માટે નાસી છૂટવાનો બીજો કોઈ માર્ગ નહોતો એટલે તેમણે પણ કંબોડિયા ઉપર હુમલો કર્યો. આ બધાઓની સામે સતત લડતાં અને તેમની સામે પોતાનો બચાવ કરતાં એ રાજ્ય થાકી ગયું. એમ છતાં પણ અંગકોર પૂર્વ તરફનાં એક ભવ્ય નગર તરીકે કાયમ રહ્યું. ૧૨૯૭ની

સાલમાં કંબોડિયાના રાજાના દરબારમાં આવેલા ચીની એલચીએ તેની અદ્ભુત ઇમારતોનું ભભકદાર વર્ણન કર્યું છે.

પરંતુ અંગકાર ઉપર ઓચિંતી ભારે આફત આવી પડી. ૧૩૦૦ની સાલના અરસામાં ચરું હરી જવાને કારણે મીકાંગ નદીનું મુખ બંધ થઈ ગયું. એથી કરીને નદીનાં પાણીને આગળ વહેવાનો માર્ગ ન રહ્યો. પરિણામે તેનાં પાણી પાછાં ઠેલાયાં અને એ ભવ્ય શહેરની આસપાસના પ્રદેશને તેણે જળબંબાકાર કરી મૂક્યો. આથી ફળદ્રુપ ખેતરોને ઠેકાણે બધે ઝાડઝાંખરાંવાળી અને ભેજવાળી નિરુપયોગી જમીન થઈ ગઈ. એને લીધે શહેરની મોટી વસતી ભૂખે મરવા લાગી. એ સ્થિતિમાં ત્યાં વસતી ટકી શકી નહિ અને લોકોને શહેર છોડીને બીજે ક્યાંક જવાની ફરજ પડી. આ રીતે 'ભવ્ય અંગકાર' વેરાન અને ઉજ્જડ થઈ ગયું અને જંગલે તેનો કબજો લીધો. થોડા વખત સુધી તેની ભવ્ય ઇમારતોમાં વન્ય પશુઓએ વાસ કર્યો. છેવટે જંગલે તેની મહેલાતોને જમીનદોસ્ત કરી નાખી અને ત્યાં આગળ પોતાનું નિષ્કંટક સામ્રાજ્ય સ્થાપ્યું.

આ આફત સામે કંબોડિયાનું રાજ્ય લાંબો વખત ન ટકી શક્યું. તે ધીમે ધીમે પડી ભાંગ્યું અને તેનો મુલક કોઈ વાર અનામના તો કોઈ વાર સિયામના અમલ નીચે આવતો. પરંતુ અંગકાર વાટના મહાન મંદિરના અવશેષો, જ્યારે તેની સમીપમાં એક ગૌરવવંતુ અને ભવ્ય નગર ઊભું હતું તથા દૂર દૂરના દેશોથી વેપારીઓ પોતાનો માલ લઈને ત્યાં આવતા હતા તેમ જ પોતાના નગરજનો અને કારીગરોએ બનાવેલો સુંદર માલ પરદેશોમાં તે મોકલતું હતું એ દિવસોની આપણને આજે પણ યાદ આપે છે.

સમુદ્રની પેલી પાર, હિંદી ચીનથી થોડેક અંતરે સુમાત્રાનો ટાપુ આવેલો છે. અહીં પણ દક્ષિણ હિંદના પલ્લવ લોકોએ ઇસવી સનની પહેલી કે બીજી સદીમાં પોતાનાં પહેલવહેલાં સંસ્થાનો વસાવ્યાં હતાં. ધીમે ધીમે તેમનો પણ વિકાસ થયો. મલાયા દ્વીપકલ્પ આરંભમાં જ સુમાત્રાના રાજ્યનો એક ભાગ બન્યો અને તે પછી ઘણા લાંબા કાળ સુધી સુમાત્રા તથા મલાયાનો ઇતિહાસ એકબીજા સાથે સંકળાયેલો રહ્યો છે. શ્રીવિજય નામનું મોટું શહેર એ રાજ્યની રાજધાની હતું. તે સુમાત્રાના પહાડોમાં વસ્યું હતું અને પાલેમબાંગ નદીના મુખ આગળ તેનું બંદર હતું. પાંચમી કે છઠ્ઠી સદીના અરસામાં બૌદ્ધ ધર્મ સુમાત્રાનો

મુખ્ય ધર્મ બન્યો. બૌદ્ધ ધર્મનો સક્રિય પ્રચાર કરવામાં સુમાત્રાએ આગળ પડતો ભાગ લીધો અને હિંદુ મલેશિયાને મોટે ભાગે બૌદ્ધ-ધર્મી બનાવવામાં તેને સફળતા મળી. એથી કરીને સુમાત્રાનું સામ્રાજ્ય 'શ્રીવિજયનું બૌદ્ધ સામ્રાજ્ય' એ નામથી ઓળખાય છે.

શ્રીવિજય રાજ્યનો વિસ્તાર ઉત્તરોત્તર વધતો જ ગયો. તે એટલે સુધી કે માત્ર સુમાત્રા અને મલાયાનો જ નહિ પણ ફિલિપાઈન, બોર્નિયો, સેલેબીઝ, અર્ધું જાવા, ફોર્મોસાનો અર્ધો ટાપુ (આજે તે જાપાનના કબજામાં છે) સિલોન અને કૅન્ટોનની નજીક દક્ષિણ ચીનનું એક બંદર વગેરે પણ તેની હકૂમત નીચે હતાં. ઘણું કરીને હિંદની દક્ષિણની અણી ઉપર સિલોનની સામે આવેલું એક બંદર પણ તેના કબજામાં હતું. આ ઉપરથી તને જણાશે કે તે એક વિશાળ સામ્રાજ્ય હતું અને આખા મલેશિયાનો તેમાં સમાવેશ થતો હતો. વેપારરોજગાર અને વહાણો બાંધવાનો ઉદ્યોગ એ આ હિંદી વસાહતોના મુખ્ય વ્યવસાય હતા. તે સમયના અરબી લેખકો સુમાત્રાના સામ્રાજ્યના તાબાનાં બંદરો અને સંસ્થાનોની લાંબી યાદી આપે છે. આ યાદી વધ્યે જ જતી હતી.

બ્રિટિશ સામ્રાજ્ય આજે આખી દુનિયામાં વિસ્તરેલું છે તથા દરેક સ્થળે તેનાં બંદરો અને સ્ટીમરોમાં કોલસા પૂરવાનાં મથકો છે. દાખલા તરીકે, જિબ્રાલ્ટર, સુએઝની નહેર (તે મોટે ભાગે અંગ્રેજોના કાબૂ હેઠળ છે), કોલંબો, સિંગાપોર હૉંગકૉંગ વગેરે. છેલ્લાં ત્રણસો વરસથી ઇંગ્લંડવાસીઓ વેપારી પ્રજા રહી છે, અને દરિયાઈ સત્તા ઉપર તેમના વેપાર અને તેમની તાકાતનો આધાર રહ્યો છે. એથી કરીને દુનિયાભરમાં અનુકૂળ અંતરે તેમને બંદરો અને સ્ટીમરોમાં કોલસા ભરવાનાં મથકોની જરૂર રહે છે. શ્રીવિજયનું સામ્રાજ્ય પણ વેપાર ઉપર નિર્ભર એવું દરિયાઈ સત્તા ધરાવનાર સામ્રાજ્ય હતું. એથી કરીને જ્યાં આગળ જરાતરા પણ પગપેસારો થઈ શક્યો ત્યાં તેણે બંદરો બનાવ્યાં. સાચે જ, સુમાત્રાના સામ્રાજ્યની વસાહતોનું નોંધપાત્ર લક્ષણ એ હતું કે તે બધાં લશ્કરી દૃષ્ટિએ મહત્ત્વનાં હતાં. એટલે કે કાળજીપૂર્વક તપાસ કરીને આસપાસના સમુદ્ર ઉપર પોતાનો કાબૂ રહે એવે સ્થાને તે સ્થાપવામાં આવી હતી. ઘણી વખત તો, એ કાબૂ જાળવી રાખવામાં એકબીજાને મદદરૂપ થાય એટલા ખાતર એ વસાહતો બબ્બેની જોડીમાં વસાવવામાં આવી હતી.

આમ, આજનું સિંગાપોરનું મોટું શહેર મૂળ તો સુમાત્રાની વસાહત હતી. તને માલૂમ પડશે કે એનું નામ પણ હિંદુસ્તાની (સિંહપુર) છે. સામુદ્રધુનીની પેલી પાર સિંગાપોરની બરાબર સામે સુમાત્રાના લોકોની બીજી પણ એક વસાહત હતી. કેટલીક વાર એ બંને વસાહતો સામુદ્રધુનીને બંને કાંઠે પહોંચે એવી લોખંડની સાંકળ નાંખીને ત્યાંથી આવતાં જતાં વહાણોને રોકતી. એ વહાણો ભારે જકાત આપે પછી જ તેમને જવા દેવામાં આવતાં હતાં.

આ રીતે શ્રીવિજયનું સામ્રાજ્ય બ્રિટિશ સામ્રાજ્યથી જુદા પ્રકારનું નહોતું. એટલું ખરું કે તે બ્રિટિશ સામ્રાજ્ય જેટલું વિશાળ નહોતું. પરંતુ બ્રિટિશ સામ્રાજ્ય ટકવાનો સંભવ છે તેના કરતાં ઘણા લાંબા કાળ સુધી તે ટક્યું હતું. અગિયારમી સદીમાં એ સામ્રાજ્ય તેની ચડતીની પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું. એ જ અરસામાં દક્ષિણ હિંદમાં ચોલ સામ્રાજ્યની ચડતી કળા હતી. પરંતુ ચોલ સામ્રાજ્ય કરતાં તે ઘણો લાંબો કાળ ટક્યું. ઘણા વખત સુધી એ બંને સામ્રાજ્યો વચ્ચે મૈત્રીનો સંબંધ હતો. પણ ઉભય પ્રજા સાહસપૂર્વક દરિયો ખેડનારી હતી અને બંનેના વેપારી સંબંધો બહોળા હતા. વળી, બંને પાસે બળવાન નૌકાસૈન્ય પણ હતું. અગિયારમી સદીના આરંભકાળમાં તે બંનેની વચ્ચે ચકમક ઝરી અને પરિણામે યુદ્ધ થયું. ચોલ રાજા પહેલા રાજેન્દ્રે દરિયાપાર ચડાઈ મોકલી અને શ્રીવિજયને નમાવ્યું પરંતુ શ્રીવિજય આ આંચકામાંથી તરત જ પાછું બેઠું થયું.

અગિયારમી સદીના આરંભમાં ચીનના સમ્રાટે સુમાત્રાના રાજાને કેટલાક કાંસાના ઘંટો ભેટ મોકલ્યા હતા. એના બદલામાં સુમાત્રાના રાજાએ ચીનના સમ્રાટ ઉપર મોતી, હાથીદાંત અને સંસ્કૃત પુસ્તકો ભેટ મોકલ્યાં. એમ કહેવાય છે કે સોનાના પતરા ઉપર નાગરી લિપિમાં લખેલો એક પત્ર પણ તેણે એની સાથે મોકલ્યો હતો.

શ્રીવિજયની ઘણા લાંબા કાળ સુધી ચડતી કળા રહી. બીજી સદીમાં તેની શરૂઆત થઈ ત્યારથી પાંચમી કે છઠ્ઠી સદીમાં તેણે બૌદ્ધ ધર્મનો સ્વીકાર કર્યો ત્યાં સુધી અને તે પછી અગિયારમી સદી સુધી તેની ઉત્તરોત્તર ચડતી થતી રહી. આ પછી ત્રણ સદી સુધી તે મોટું સામ્રાજ્ય રહ્યું અને મલેશિયાનો બધો વેપાર તેના કાબૂ નીચે હતો. આખરે ૧૩૭૭ની સાલમાં એક બીજા પ્રાચીન પલ્લવ સંસ્થાને તેને ઉથલાવી પાડ્યું.

મેં તને કહ્યું છે કે, શ્રીવિજયનું સામ્રાજ્ય સિલોનથી માંડીને ચીનમાં આવેલા કૅન્ટોન સુધી વિસ્તરેલું હતું. આ બંનેની વચ્ચે આવેલા બધા ટાપુઓ તેના કબજામાં હતા. પરંતુ એક નાનકડા ટુકડાનો તે કદીયે પરાજય ન કરી શક્યું. આ ટુકડો તે જાવાનો પૂર્વ તરફનો ભાગ હતો. તે સ્વતંત્ર રાજ્ય તરીકે ટકી રહ્યો. અને હિંદુધર્મને પણ વળગી રહ્યો. બૌદ્ધ ધર્મ સ્વીકારવાની તેણે ના પાડી. આ રીતે પશ્ચિમ જાવા શ્રીવિજયની હકૂમત નીચે હતું અને પૂર્વ જાવા સ્વતંત્ર હતું. પૂર્વ જાવાનું આ હિંદુ રાજ્ય પણ વેપારી રાજ્ય હતું; વેપાર ઉપર જ તેની આબાદીનો આધાર હતો., સિંગાપોર તરફ તે ઈર્ષાભરી નજરે જોતું રહ્યું હશે. કેમકે પોતાના સ્થાનની અનુકૂળતાને કારણે તે વેપારનું મોટું મથક બન્યું હતું. આમ શ્રીવિજય અને પૂર્વ જાવા વચ્ચે ભારે સ્પર્ધા હતી અને તે કટ્ટર દુશ્મનાવટમાં પરિણમી. બારમી સદી પછી શ્રીવિજયને આંટીને જાવાનું રાજ્ય ધીરે ધીરે વધવા માંડ્યું અને ચૌદમી સદીમાં — ૧૩૭૭ની સાલમાં — તેણે શ્રીવિજયનો સંપૂર્ણ પરાજય કર્યો. બંને વચ્ચે ભયંકર યુદ્ધ થયું અને પરિણામે ભારે વિનાશ થયો. સિંગાપોર અને શ્રીવિજય એ બંને નગરોનો નાશ કરવામાં આવ્યો. આ રીતે મલેશિયાના બીજા મહાન સામ્રાજ્યનો — શ્રીવિજયના સામ્રાજ્યનો — અંત આવ્યો અને તેનાં ખંડિયેરો ઉપર મજ્જાપહિતનું ત્રીજું સામ્રાજ્ય ઊભું થયું.

શ્રીવિજય સાથેના યુદ્ધમાં પૂર્વ જાવાના લોકોએ ભારે ક્રૂરતા અને જંગલીપણું દાખવ્યાં હતાં એ ખરું, પરંતુ જાવાનાં તે સમયનાં આજે મળી આવતાં ઘણાં પુસ્તકો ઉપરથી જણાય છે કે પૂર્વ જાવાના આ હિંદુ રાજ્યમાં ઊંચી કક્ષાની સંસ્કૃતિ ખીલી હતી. ઇમારતો અને ખાસ કરીને મંદિરો બાંધવામાં તે સૌને ટપી ગયું હતું. ત્યાં આગળ ૫૦૦ થી પણ વધારે મંદિરો બાંધવામાં આવ્યાં હતાં અને તેમાંનાં કેટલાંક તો પથ્થરના સ્થાપત્યના દુનિયાના સૌથી સરસ અને કલાપૂર્ણ નમૂનારૂપ હતાં એમ કહેવાય છે. આ મોટાં મોટાં મંદિરોમાંનાં ઘણાંખરાં સાતમી સદીના વચગાળાથી દશમી સદીના વચગાળા સુધીના કાળમાં એટલે કે ૬૫૦ અને ૯૫૦ની સાલ વચ્ચેના ગાળા દરમ્યાન બાંધવામાં આવ્યાં હતાં. આ પ્રચંડ મંદિરો બાંધવા માટે જાવાના લોકોએ હિંદુસ્તાનથી તેમ જ પોતાની આસપાસના દેશોમાંથી સંખ્યાબંધ સિદ્ધહસ્ત કારીગરો અને સ્થપતિઓને પોતાની મદદમાં બોલાવ્યા હશે.

જાવા અને મજ્જાપહિતનો બાકીનો ઇતિહાસ આ પછીના પત્રમાં આપણે જોઈશું.

મારે અહીં જણાવવું જોઈએ કે બોર્નિયો અને ફિલિપાઈન ટાપુના લોકો લખવાની કળા પુરાણાં પલ્લવ સંસ્થાનો મારફતે હિંદ પાસેથી શીખ્યા હતા. કમનસીબે ફિલિપાઈનનાં ઘણાંખરાં હસ્તલિખિત પુસ્તકોનો સ્પેનના લોકોએ નાશ કર્યો છે.

તારે એ પણ લક્ષમાં રાખવું જોઈએ કે આ બધા ટાપુઓમાં ઇસ્લામના આગમન પહેલાં પ્રાચીન કાળથી આરબ લોકોની વસાહતો પણ હતી. આરબ લોકો મોટા સોદાગર હતા અને જ્યાં જ્યાં વેપારનું સ્થાન મળી આવે ત્યાં તેઓ પહોંચી જતા.

## ૪૭

# રોમ ફરીથી અંધકારમાં ડૂબે છે

૧૯ મે, ૧૯૩૨

મને ઘણી વાર લાગ્યા કરે છે કે પ્રાચીન ઇતિહાસની ભુલભુલામણીમાંથી તને માર્ગ બતાવવા માટે હું યોગ્ય ભોમિયો નથી. હું પોતે પણ એમાં ભૂલો પડી જાઉં છું, તો પછી તને કેવી રીતે સાચો રસ્તો બતાવી શકું? પણ વળી પાછું મને એમ થાય છે કે, કંઈક અંશે તો તને હું મદદરૂપ થઈ શકું ખરો અને તેથી કરીને આ પત્રો ચાલુ રાખું છું. પરંતુ મને તો આ પત્રો ભારે મદદરૂપ થાય છે એમાં શંકા નથી. બેટી, જ્યારે હું આ પત્રો લખવા બેસું છું અને તારો વિચાર કરું છું ત્યારે જ્યાં હું બેઠો હોઉં ત્યાં અને બહાર ગરમી ૧૧૨° અંશ જેટલી વધી જાય છે અને ગરમ લૂ વાતી હોય છે એ પણ હું ભૂલી જાઉં છું. કેટલીક વખત તો હું બરેલીની જેલમાં કેદી છું એનું પણ મને વિસ્મરણ થઈ જાય છે.

મારો આગલો પત્ર મલેશિયાના ઇતિહાસની ચૌદમી સુધી તને લઈ ગયો હતો. પરંતુ ઉત્તર હિંદમાં તો આપણે હર્ષના સમયની એટલે કે સાતમી સદીની આગળ નથી ગયાં. અને યુરોપમાં તો હજી આપણે ઘણી મજલ કાપવાની બાકી છે. બધે સ્થળે સમયનું એકસરખું પ્રમાણ સાચવી રાખવું અતિશય મુશ્કેલ છે. એ પ્રમાણ સાચવવાનો હું બને એટલો પ્રયત્ન તો કરું છું પરંતુ કેટલીક વાર, અંગકોર અને શ્રીવિજયની બાબતમાં બન્યું તેમ, તે તે સ્થળનો ઇતિહાસ પૂરો કરવાને માટે હું કેટલીક સદીઓ આગળ ચાલ્યો જાઉં છું. પરંતુ યાદ રાખજે કે જે સમયે પૂર્વનાં કંબોડિયા અને શ્રીવિજયનાં સામ્રાજ્યોની જાહોજલાલી હતી તે અરસામાં હિંદુસ્તાન, ચીન અને યુરોપમાં અનેકવિધ ફેરફારો થઈ રહ્યા હતા. વળી તું એ પણ યાદ રાખજે કે મારા આગલા પત્રમાં થોડાંએક પાનાંની અંદર હિંદી ચીન અને મલેશિયાના હજારેક વર્ષના ઇતિહાસનો સમાવેશ થાય છે. આ દેશો એશિયા અને યુરોપના ઇતિહાસના મુખ્ય પ્રવાહોમાંથી અળગા પડી ગયા છે એટલે

તેમના ઉપર વધારે લક્ષ આપવામાં આવતું નથી. પરંતુ એ દેશોનો ઇતિહાસ લાંબો અને સમૃદ્ધ છે. તેમણે પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ, વેપાર-રોજગાર, કળા અને ખાસ કરીને સ્થાપત્યની બાબતમાં તે સમૃદ્ધ છે. એથી કરીને તેમનો ઇતિહાસ અધ્યયન કરવા યોગ્ય છે. વળી હિંદીઓ માટે તો તેમનો ઇતિહાસ વિશેષે કરીને રસપ્રદ છે. કેમકે એ દેશો હિંદના જ લગભગ એક ભાગ સમાન હતા. હિંદનાં જ સ્ત્રીપુરુષો પૂર્વનો સાગર ઓળંગીને ત્યાં ગયાં હતાં અને પોતાની સાથે હિંદની સંસ્કૃતિ, સુધારો, કળા અને ધર્મ ત્યાં લેતાં ગયાં હતાં.

આમ મલેશિયાની વાતમાં આપણે આગળ નીકળી ગયાં પરંતુ ખરી રીતે તો હજી આપણે સાતમી સદીમાં જ છીએ. આપણે હજી અરબસ્તાન જવાનું છે અને જેને કારણે યુરોપ તથા એશિયામાં ભારે ફેરફારો થવા પામ્યા તે ઇસ્લામ ધર્મના આગમન વિષે વિચાર કરવાનો છે. એ ઉપરાંત યુરોપમાં બનેલા બનાવોનો પણ આપણે પરિચય કરવાનો છે.

હવે આપણે જરા પાછળ હઠીએ અને યુરોપ તરફ ફરીથી નજર કરીએ. બોસફરસની સામુદ્રધૂનીના કાંઠા ઉપર પ્રાચીન બાઇઝેન્ટિયમ નગરને સ્થળે રોમન સમ્રાટ કૉન્સ્ટેન્ટાઇને કૉન્સ્ટાન્ટિનોપલ નામનું શહેર વસાવ્યું હતું તે તને યાદ હશે. તે સમ્રાટે સામ્રાજ્યની રાજધાની જૂના રોમથી આ શહેરમાં અથવા નવા રોમમાં ખસેડી. એ પછી થોડા વખત બાદ રોમન સામ્રાજ્ય બે ભાગમાં વહેંચાઈ ગયું. રોમ પશ્ચિમ તરફના સામ્રાજ્યની અને કૉન્સ્ટાન્ટિનોપલ પૂર્વ તરફના સામ્રાજ્યની રાજધાની બન્યુ. પૂર્વના સામ્રાજ્યને ઘણી મુસીબતો અને ઘણા દુશ્મનોનો સામનો કરવો પડ્યો. પરંતુ અજાયબીની વાત તો એ છે કે, આમ છતાં પણ છેવટે તુર્ક લોકોએ તેનો અંત આણ્યો ત્યાં સુધી એટલે કે લગભગ અગિયાર સદીઓ સુધી તે ગમે તેમ કરીને પણ ટકી રહ્યું.

પશ્ચિમના સામ્રાજ્યનું ભાવી એનાથી જુદું હતું. ઘણા લાંબા વખત સુધી પશ્ચિમની દુનિયા ઉપર પોતાનું પ્રભુત્વ જમાવનાર સામ્રાજ્યના પાટનગર રોમની તેમજ રોમન લોકોની ભારે પ્રતિષ્ઠા હોવા છતાં પશ્ચિમનું સામ્રાજ્ય આશ્ચર્યકારક ઝડપથી ભાગી પડ્યું. ઉત્તર તરફની એક જાતિના હુમલાનો તે સામનો કરી શક્યું નહિ. ગૉથ લોકોના સરદાર ઍલેરિકે ઇટાલી ઉપર ચડાઈ કરી અને ૪૧૦ ની સાલમાં

રોમનો કબજો લીધો. એ પછી વેન્ડાલ લોકો આવ્યા અને તેમણે પણ રોમ શહેરને બાળ્યું અને લૂંટયું. વેન્ડાલ લોકો પણ જર્મન જાતિના હતા. તેઓ ફ્રાંસ તથા સ્પેનમાં થઈને આફ્રિકા પહોંચ્યા હતા અને ત્યાં કાર્થેજના ખંડિયેરો ઉપર તેમણે પોતાનું રાજ્ય સ્થાપ્યું. એ પ્રાચીન કાર્થેજથી સમુદ્ર ઓળંગીને તેમણે રોમ સર કર્યું. પ્યુનિક વિગ્રહમાં પોતાના ઉપર વિજય મેળવનાર રોમ ઉપર કાર્થેજે મોડું મોડું પણ જાણે વેર લીધું એમ આ ચડાઈ ઉપરથી લાગે છે.

લગભગ આ જ અરસામાં મધ્ય એશિયા અથવા તો મંગોલિયામાંથી ઊતરી આવેલા હૂણ લોકો બળવાન બન્યા. એ લોકો ગોપ પ્રજા હતી. તેઓ ડાન્યુબ નદીની પૂર્વના અને પૂર્વના રોમન સામ્રાજ્યના પશ્ચિમ અને ઉત્તરના પ્રદેશમાં વસ્યા હતા. તેમના સરદાર એટીલાની આગેવાની નીચે એ લોકો વધારે આક્રમણકારી બન્યા અને કૉન્સ્ટાન્ટિનોપલનો સમ્રાટ અને તેની સરકાર તેમનાથી નિરંતર ડરતાં રહેતાં. એટીલા તેમને હમેશ દમ ભરાવ્યા કરતો અને તેમની પાસેથી મોટી રકમો પડાવતો. પૂર્વના સામ્રાજ્યને સારી પેઠે શરમિંદુ કર્યા પછી તેણે પશ્ચિમના રોમન સામ્રાજ્ય ઉપર હુમલો કરવાનો નિશ્ચય કર્યો. ગોલ પ્રદેશ ઉપર તેણે ચડાઈ કરી અને દક્ષિણ ફ્રાંસનાં ઘણાં શહેરોનો તેણે નાશ કર્યો. સામ્રાજ્યની ફોજનું તો એટીલાનો સામનો કરવાનું ગજું જ નહોતું. પરંતુ જેમને તેઓ બર્બર ગણતા હતા તે જર્મન જાતિઓ પણ તેનાથી ડરી ગઈ હતી. એથી કરીને ફ્રેંક અને ગૉથ વગેરે જર્મન જાતિઓ પણ સામ્રાજ્યની ફોજ સાથે મળી ગઈ. અને તે બંનેએ મળીને ટ્રૉયસ આગળના યુદ્ધમાં એટીલાની સરદારી નીચેના હૂણ લોકોનો સામનો કર્યો. એ યુદ્ધમાં એટીલા હાર્યો અને મંગોલિયાના હૂણ લોકોને પાછા હઠાવવામાં આવ્યા. એ સંગ્રામમાં દોઢ લાખ જેટલા માણસો મરાયા હતા એમ કહેવાય છે. ૪૫૧ની સાલમાં આ બીના બની. પરંતુ હારી જવા છતાંયે એટીલામાં લડાયક જુસ્સો ઊભરાતો હતો. તે ઇટાલીમાં ઊતરી પડ્યો અને ઉત્તર તરફનાં ઘણાં ગામો તથા શહેરો તેણે લૂંટયાં અને ભસ્મીભૂત કર્યાં. પરંતુ એ પછી થોડા જ વખતમાં તે મરી ગયો અને ક્રૂરતા અને ઘાતકીપણાની અમર નામના પોતાની પાછળ મૂકતો ગયો. એટીલા આજે પણ ક્રૂરતા અને વિનાશના મૂર્ત સ્વરૂપ સમો ગણાય છે. તેના મરણ પછી હૂણ લોકો શાંત પડ્યા અને તેમણે સ્થાયી વસવાટ કર્યો તથા આસપાસના લોકોમાં તેઓ ભળી

ગયા. તને યાદ હશે કે લગભગ આ જ અરસામાં શ્વેત હૂણો હિંદમાં આવ્યા હતા.

એ પછી ચાળીસ વરસ બાદ ગૉથ લોકોનો સરદાર થિયોડોરીક રોમનો રાજા થયો અને એ રીતે પશ્ચિમના સામ્રાજ્યનો લગભગ અંત આવ્યો. થોડા વખત પછી પૂર્વ તરફના સામ્રાજ્યના જસ્ટીનિયન નામના સમ્રાટે ઇટાલીને પોતાના સામ્રાજ્યમાં ભેળવી દેવાનો પ્રયાસ કર્યો. એમાં તેને સફળતા મળી. તેણે ઇટાલી અને સિસિલી બંને જીતી લીધાં પરંતુ થોડા જ વખતમાં તે પાછાં છૂટાં પડી ગયાં. કેમકે પૂર્વના સામ્રાજ્યને પોતાની જ રક્ષા કરવાની ચિંતા ઠીક ઠીક પ્રમાણમાં ઊભી થઈ હતી.

સામ્રાજ્ય તેમ જ તેનું પાટનગર રોમ બહારની જે કોઈ પણ જાતિએ તેમના ઉપર હલ્લો કર્યો તેનાથી આટલાં જલદી અને આટલી સહેલાઈથી પરાસ્ત થઈ ગયાં એ ભારે તાજુબીની વાત નથી? એ ઉપરથી કોઈને પણ એમ લાગે કે રોમ અંદરથી ખવાઈને પોલું થઈ ગયું હશે, અથવા તો તે છિન્નભિન્ન થઈ ગયું હશે. એકંદરે એ વાત સાચી છે. ઘણા લાંબા સમયથી રોમની પ્રતિષ્ઠા એ જ તેની તાકાત હતી. તેના ભૂતકાળના ઇતિહાસે લોકોને રોમને દુનિયાના અગ્રણી તરીકે માનવાને પ્રેર્યા હતા. એથી• કરીને તેઓ તેના તરફ માનની નજરે જોતા હતા તથા તેમના મનમાં તેને વિષે આંધળો ભય પેસી ગયો હતો. એને લીધે રોમની નગરી બહારથી તો સામ્રાજ્યની સામ્રાજ્ઞી તરીકે ચાલુ રહી પરંતુ વસ્તુતઃ તેની પાછળ કશું જ બળ રહ્યું નહોતું. બહારથી તો ત્યાં શાંતિ જણાતી હતી અને રંગભૂમિ, સરકસો તથા બજારોમાં લોકોની ભારે ઠઠ જામતી હતી, પરંતુ રોમ અનિવાર્ય રીતે વિનાશ તરફ ઘસડાઈ રહ્યું હતું. તે નબળું પડ્યું હતું એ જ એક તેના વિનાશનું કારણ નહોતું. એનું ખરું કારણ તો એ હતું કે તેણે જનતાનાં દુઃખો અને ગુલામીના પાયા ઉપર પોતાની ધનિક વર્ગની સંસ્કૃતિ રચી હતી. મારા એક પત્રમાં મેં ગરીબ લોકોનાં રમખાણોની તેમ જ ગુલામોના બળવાની અને તે કેવી ઘાતકી રીતે દબાવી દેવામાં આવ્યો હતો તેની વાત કરી હતી. રોમની સમાજરચના કેટલી બધી સડી ગઈ હતી એ વસ્તુ આપણને આ રમખાણો તથા બળવાના બનાવો ઉપરથી માલૂમ પડે છે. એ સમાજરચના આપ મેળે જ છિન્નભિન્ન થઈ રહી હતી અને ઉત્તર તરફ ગૉથ તેમજ બીજી જાતિઓના આગમનથી એ ક્રિયાને

વધારે વેગ મળ્યો તથા એને લીધે જ રોમ તરફથી તેમને ઝાઝો સામનો વેઠવો ન પડ્યો. રોમન ખેડૂત પોતાની કંગાલિયત અને દુર્દશાથી ત્રાસી ગયો હતો અને તે ગમે તેવા ફેરફારને આવકારવા તત્પર હતો. ગરીબ મજૂર વર્ગ અને ગુલામોની દશા તો એથીયે ભૂંડી હતી.

પશ્ચિમના રોમન સામ્રાજ્યના પતન પછી ગૉથ, ફ્રૅંક વગેરે પશ્ચિમ તરફની નવી જાતિઓ આગળ આવવા લાગી. આગળ આવનાર જાતિઓ પૈકી આ સિવાય બીજી જાતિઓ પણ હતી પણ તેમનાં નામ ગણાવીને હું તને ત્રાસ આપવા માગતો નથી. એ લોકો ફ્રેંચ અને જર્મન વગેરે પશ્ચિમ યુરોપની આજની પ્રજાઓના પૂર્વજો હતા. હવે પછી ધીમે ધીમે યુરોપના આજના દેશો નિર્માણ થતા આપણા જોવામાં આવે છે. સાથે સાથે ત્યાં આગળ બહુ જ નીચી કક્ષાની સંસ્કૃતિ પણ આપણા જોવામાં આવે છે. સામ્રાજ્યના પાટનગર રોમનું પતન થતાંની સાથે તેના ભપકાનો તથા વૈભવવિલાસનો પણ અંત આવ્યો; અને જે ઉપર ઉપરની સંસ્કૃતિ રોમમાં જેમ તેમ કરીને ટકી રહી હતી તે એક જ દિવસમાં અલોપ થઈ ગઈ, કેમકે નીચેથી તેનાં મૂળિયાં ક્યારનાંયે ખવાઈ ગયાં હતાં. આ રીતે આપણે મનુષ્યજાતિની પીછેહઠનું વિચિત્ર દૃશ્ય આપણી નજર સમક્ષ જોઈએ છીએ. આ જ દશા આપણને હિંદુસ્તાન, મીસર, ચીન, ગ્રીસ, રોમ અને બીજે ઠેકાણે પણ જોવા મળે છે. પ્રજાઓ ભારે જ્ઞાન અને અનુભવ એકઠો કરે છે અને સંસ્કૃતિ તથા સુધારો નિર્માણ કરે છે. પછી અમુક હદ સુધી આગળ જઈને તે અટકી પડે છે — માત્ર ત્યાં અટકી જ નથી રહેતી પણ પાછળ હઠે છે. ભૂતકાળ ઉપર જાણે પડદો પડી જાય છે અને જોકે કદી કદી આપણને તેની ઝાંખી થતી રહે છે ખરી પરંતુ જ્ઞાન અને અનુભવના પહાડો ફરી પાછા નવેસરથી ચડવાના રહે છે. સંભવ છે કે પ્રત્યેક ચડાણ વખતે માણસ વધારે ને વધારે ઊંચો ચડતો જતો હશે અને તેથી કરીને આગળનું ચડાણ વધારે સહેલું બનતું હશે. જેમ એવરેસ્ટના શિખર ઉપર ચડવાને એક પછી બીજી ટોળી આવતી જાય છે અને તે દરેક શિખરની વધુ ને વધુ નજીક પહોંચે છે અને સંભવ છે કે દુનિયાના સૌથી ઊંચા શિખરની ટોચે પહોંચવામાં થોડા વખતમાં માનવીને સફળતા મળશે.

આ રીતે યુરોપમાં અંધકાર વ્યાપેલો આપણને માલૂમ પડે છે. ત્યાં 'અંધકાર યુગ' શરૂ થાય છે અને માણસનું જીવન અસંસ્કારી અને

અણઘડ બની જાય છે. કેળવણીનો લગભગ લોપ થાય છે અને યુદ્ધ એ માણસનો એકમાત્ર વ્યવસાય યા મનોરંજન બની રહેલું જણાય છે. સોક્રેટીસ અને પ્લેટોના દિવસો બહુ દૂર ખસી ગયા હોય એમ લાગે છે.

આટલું પશ્ચિમના સામ્રાજ્ય વિષે. હવે આપણે પૂર્વના સામ્રાજ્ય તરફ પણ નજર કરીએ. તને યાદ હશે કે કૉન્સ્ટેન્ટાઇને ખ્રિસ્તી ધર્મને રાજધર્મ બનાવ્યો હતો. પરંતુ તેની પછીના જુલિયન નામના એક સમ્રાટે ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાની ના પાડી. તે જૂનાં દેવદેવીઓની પૂજા ફરીથી શરૂ કરવા માગતો હતો. પરંતુ જુલિયનને એમાં સફળતા ન મળી; કેમકે જૂનાં દેવદેવીઓના દિવસો હવે વીતી ગયા હતા અને તેમની તુલનામાં ખ્રિસ્તી ધર્મ સારી પેઠે જડ ઘાલી હતી. ખ્રિસ્તીઓએ જુલિયનનું નામ ‘ધર્મભ્રષ્ટ જુલિયન’ પાડ્યું હતું અને ઇતિહાસમાં તે એ જ નામે ઓળખાય છે.

જુલિયન પછી તરત જ તેનાથી બિલકુલ વિરુદ્ધ પ્રકૃતિનો સમ્રાટ ગાદીએ આવ્યો. તેનું નામ થિયોડોસિયસ હતું, અને તેને ‘મહાન’ કહેવામાં આવે છે. મારા ધારવા પ્રમાણે તો પુરાણાં મંદિરો અને દેવદેવીઓની મૂર્તિઓનો નાશ કરવામાં તે મહાન હતો એથી કરીને તે મહાન કહેવાય છે. તે ખ્રિસ્તી સિવાયના લોકોનો ભારે વિરોધી હતો એટલું જ નહિ પણ પોતાનાથી ભિન્ન મત ધરાવતા ખ્રિસ્તી લોકો પ્રત્યે પણ અતિશય કડક હતો. પોતાને મંજૂર ન હોય એવા કોઈ પણ અભિપ્રાય કે ધર્મને તે સાંખી શકતો નહોતો. થિયોડોસિયસે ટૂંક સમય માટે રોમનાં પશ્ચિમ અને પૂર્વનાં સામ્રાજ્યને જોડી દીધાં અને તે બંનેનો પોતે સમ્રાટ બન્યો. ઉત્તરના બર્બર લોકોએ રોમ ઉપર ચડાઈ કરી તે પહેલાં ૩૯૨ની સાલમાં આ બન્યું હતું.

ખ્રિસ્તી ધર્મ આ દરમિયાન ફેલાતો ગયો. હવે તેને અખ્રિસ્તીઓ જોડે તકરાર રહી નહોતી. હવે તો જુદા જુદા ખ્રિસ્તી સંપ્રદાયો જ માંહોમાંહે એકબીજા સામે લડવા લાગ્યા હતા. તેમની એકબીજા પ્રત્યેની અસહિષ્ણુતા ગજબ હતી. આખા ઉત્તર આફ્રિકા, પશ્ચિમ યુરોપ તેમ જ પશ્ચિમ એશિયામાં પણ ઘણે ઠેકાણે એ સંપ્રદાયોની લડાઈઓ થઈ અને તેમાં ખ્રિસ્તીઓએ તેમના બીજા ખ્રિસ્તી ધર્મબંધુઓને સાચા ધર્મનું ભાન કરાવવા માટે દંડા, લાઠી અને એવાં બીજાં સમજાવટનાં હળવાં સાધનોનો ઉપયોગ કર્યો.

પર૭થી ૫૬૫ની સાલ સુધી કૉન્સ્ટાન્ટિનોપલમાં જસ્ટીનિયન સમ્રાટ રહ્યો. હું ઉપર કહી ગયો કે તેણે ગૉથ લોકોને ઇટાલીમાંથી હાંકી કાઢ્યા અને થોડા વખત માટે ઇટાલી અને સિસિલી પૂર્વના સામ્રાજ્યના ભાગ તરીકે રહ્યાં. પરંતુ થોડા વખત પછી ગૉથ લોકોએ ઇટાલી પાછું મેળવ્યું.

જસ્ટીનિયને કૉન્સ્ટાન્ટિનોપલમાં સેન્ટ સોફિયાનું એક સુંદર દેવળ બંધાવ્યું. તે આજે પણ બાઈઝેન્ટાઇનનાં દેવળોમાં સૌથી સુંદર ગણાય છે. વળી તેણે કાબેલ વકીલો પાસે તે વખતના બધા મોજૂદ કાયદા એકઠા કરાવ્યા અને તેનું વ્યવસ્થિત રીતે વર્ગીકરણ કરાવ્યું. પૂર્વના સામ્રાજ્ય અને તેના સમ્રાટો વિષે કંઈ પણ જાણ્યું તે પહેલાં ઘણા વખત ઉપર આ કાયદાના પુસ્તક પરથી તેનું નામ મેં જાણ્યું હતું. કેમકે એ પુસ્તકનું નામ 'ઇન્સ્ટીટ્યૂટ્સ ઑફ જસ્ટીનિયન' (જસ્ટીનિયનની ધારાપોથી) છે અને મારે તે વાંચવું પડ્યું હતું. વળી જોકે જસ્ટીનિયને કૉન્સ્ટાન્ટિનોપલમાં વિદ્યાપીઠ સ્થાપી ખરી પરંતુ તેણે ઍથેન્સની ફિલસૂફીના અભ્યાસની સંસ્થા બંધ કરાવી. તત્ત્વજ્ઞાનની એ શિક્ષણસંસ્થા પ્લેટોએ સ્થાપી હતી અને લગભગ એક હજાર વરસ સુધી તે ચાલુ રહી હતી. કોઈ પણ મૂઢાગ્રહી ધર્મ માટે ફિલસૂફી એ જોખમકારક વસ્તુ છે; કેમકે ફિલસૂફી લોકોને વિચાર કરવા પ્રેરે છે.

આમ આપણે ઇસુની છઠ્ઠી સદીમાં આવી પહોંચીએ છીએ. આપણને રોમ અને કૉન્સ્ટાન્ટિનોપલ ધીમે ધીમે એકબીજાથી દૂર જતાં જણાય છે; ઉત્તર તરફની જર્મન જાતિએ રોમનો કબજો લીધો અને કૉન્સ્ટાન્ટિનોપલ પોતાને રોમન કહેવડાવતું હતું છતાંયે પૂર્વના ગ્રીક સામ્રાજ્યનું કેન્દ્ર બન્યું. રોમ છિન્નભિન્ન થઈ ગયું અને પોતાની જાહોજલાલીના સમયમાં જેમને તે 'બર્બર' તરીકે ઓળખતું એવા તેના વિજેતાઓની સંસ્કૃતિની નીચી પાયરીએ ઊતરી ગયું. કૉન્સ્ટાન્ટિનોપલે અમુક રીતે જૂની પ્રણાલી જાળવી રાખી પરંતુ તે પણ સંસ્કૃતિની નીચી કક્ષાએ ઊતરી ગયું. ખ્રિસ્તી સંપ્રદાયો સરસાઈ માટે એકબીજાની સામે લડતા હતા અને છેક ચીન, તુર્કસ્તાન અને એબિસીનિયા સુધી ફેલાયેલો પૂર્વ તરફનો ખ્રિસ્તી ધર્મ રોમ તેમ જ કૉન્સ્ટાન્ટિનોપલ બંનેથી છૂટો પડી ગયો. હવે યુરોપમાં અંધકાર યુગ શરૂ થયો. આ સમય સુધી ગ્રીક ભાષા અથવા ગ્રીકમાંથી પ્રેરણા મેળવેલી જૂની લૅટિન ભાષાનો અભ્યાસ એ શિક્ષણ ગણાતું. પરંતુ ગ્રીક ભાષાના પ્રાચીન ગ્રંથોમાં તો દેવદેવીઓનાં

વર્ણનો હતાં તથા ફિલસૂફીની ભિન્નભિન્ન શાખાઓની ચર્ચાઓ હતી. પરંતુ તે સમયના ભાવિક, શ્રદ્ધાળુ અને અસહિષ્ણુ ખ્રિસ્તીઓ માટે એ ગ્રંથો ઉચિત સાહિત્ય મનાતું નહોતું. આથી એ સાહિત્યના અભ્યાસને ઉત્તેજન આપવામાં આવતું નહોતું અને તેથી વિદ્યા અને કળાનાં કેટલાંક સ્વરૂપોને હાનિ પહોંચી.

પરંતુ ખ્રિસ્તી ધર્મે વિદ્યા અને કળાને જાળવી રાખવામાં પણ કંઈક ફાળો આપ્યો છે. બૌદ્ધ સંઘોની પેઠે ખ્રિસ્તી મઠો પણ ઊભા થવા માંડ્યા અને ઝડપથી તેનો બધે ફેલાવો થયો. આ મઠોમાં કદી કદી પ્રાચીન વિદ્યાને આશ્રય મળતો હતો અને સદીઓ પછી જે પોતાના સંપૂર્ણ સૌંદર્યથી પ્રફુલ્લિત અને પલ્લવિત થઈ તે નવી કળાનાં બીજ પણ એ જ મઠોમાં રોપાયાં હતાં. કોઈક ઉપાયે આ મઠના સાધુઓએ જ વિદ્યા અને કળાની જ્યોત ઝાંખી ઝાંખી પણ બળતી રાખી. એ જ્યોત બુઝાતી અટકાવીને તેમણે ભારે સેવા બજાવી છે. પરંતુ વિદ્યાનો એ પ્રકાશ બહુ અલ્પ ક્ષેત્રમાં જ પરિમિત હતો. એની બહાર સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો.

ખ્રિસ્તી ધર્મના આ આરંભકાળમાં બીજી પણ એક વિચિત્ર પ્રવૃત્તિ આપણા જોવામાં આવે છે. ધાર્મિક લાગણીના આવેશમાં આવી જઈને ઘણા લોકો મનુષ્યવસતીથી દૂર એકાંતમાં જંગલો કે રણમાં જઈને વસતા અને ત્યાં હઠયોગીઓના જેવું જીવન ગાળતા. તેઓ અતિશય કષ્ટ વેઠતા, કદી પણ નહાતા નહિ અને સામાન્ય રીતે બને એટલી પીડા સહન કરવાનો પ્રયત્ન કરતા. ખાસ કરીને મીસરમાં આ પ્રથા ખૂબ પ્રચારમાં હતી. ત્યાં આગળ રણમાં આવા ઘણા સાધુઓ રહેતા. તેમનો કંઈક એવો ખ્યાલ હોય એમ જણાય છે કે જેટલી વધારે પીડા વેઠે અને જેટલું ઓછું નહાયધુએ એટલા પ્રમાણમાં તેઓ વધારે પાક થતા હતા. એવો એક સાધુ તો વરસો સુધી એક થાંભલાની ટોચે બેઠો રહ્યો હતો! આવા સાધુઓ તો ધીમે ધીમે લુપ્ત થઈ ગયા પરંતુ લાંબા સમય સુધી ઘણા ભાવિક ખ્રિસ્તીઓ એમ જ માનતા કે કોઈ પણ વસ્તુનો ઉપભોગ કરવો એ લગભગ પાપ કરવા સમાન છે. કષ્ટ ભોગવવાના આ ખ્યાલે ખ્રિસ્તી માનસ ઉપર અસર કરી હતી. આજકાલ યુરોપમાં તો આ વસ્તુ જરાયે દેખાતી નથી! ત્યાં આગળ આજે તો બધા ગાંડાતૂર બની ગમે ત્યાં ભટકીને જ્યાં ત્યાંથી મજા ઉડાવવામાં મશગૂલ દેખાય છે. પરંતુ અહીંતહીં ભટકવાથી

તો આખરે થાક ચડે છે અને કંટાળો આવે છે પણ મજા નથી મળતી.

પરંતુ હિંદુસ્તાનમાં તો હજી આજે પણ કેટલાક લોકો કંઈક અંશે મીસરના ખ્રિસ્તી સાધુઓની જેમ વર્તતા જોવામાં આવે છે. કેટલાક પોતાનો હાથ સુકાઈને લાકડા જેવો થઈ જાય ત્યાં સુધી ઊંચો રાખી મૂકે છે, કેટલાક અણીદાર ખીલાઓ ઉપર બેસી રહે છે અથવા એવી બીજી ઘણી અર્થહીન અને બેવકૂફીભરી ક્રિયાઓ કરે છે. મારા ધારવા પ્રમાણે કેટલાક તો કેવળ અબોધ લોકો ઉપર છાપ પાડીને તેમની પાસેથી પૈસા કઢાવવા માટે આ કરે છે. પરંતુ બીજા કેટલાક એથી કરીને વધારે પવિત્ર અને પાક થવાય છે એમ ધારીને પણ કરતા હોય એવો સંભવ છે! પોતાના શરીરને કોઈ પણ પ્રવૃત્તિ માટે નકામું બનાવી દેવું એ કદી પણ ઇચ્છવાજોગ હોય ખરું?

આ ઉપરથી મને બુદ્ધની એક વાત યાદ આવે છે. એ વાત પણ આપણા જૂના મિત્ર હ્યુએનત્સાંગ પાસેથી મને મળી છે. બુદ્ધનો એક યુવાન શિષ્ય તપશ્ચર્યા કરતો હતો. બુદ્ધે તેને પૂછ્યું, 'ભલા જુવાન, તું સંસારી તરીકે રહેતો હતો ત્યારે તને સારંગી વગાડતાં આવડતું હતું?' તેણે કહ્યું, 'હા, મને ત્યારે સારંગી વગાડતાં આવડતું હતું.' બુદ્ધે કહ્યું, 'ઠીક ત્યારે, એના ઉપરથી તને હું એક દૃષ્ટાંત આપું. સારંગીના તાર બહુ તંગ હોય ત્યારે તેનો અવાજ સુરીલો નથી હોતો. જ્યારે એ તારો બહુ ઢીલા હોય ત્યારે તેના અવાજમાં સંવાદિતા કે મીઠાશ નથી હોતાં. પરંતુ તેના તાર બહુ તંગ કે બહુ ઢીલા ન હોય ત્યારે તેમાંથી સંવાદી અને મીઠા સૂર નીકળે છે. શરીરની બાબતમાં પણ એમ જ છે. જો તેના ઉપર ખૂબ સખતાઈ કરવામાં આવે તો તે થાકી જાય છે અને મન ઉદાસ અને બેપરવા બની જાય છે અને જો તેની વધારે પડતી આળપંપાળ કરવામાં આવે તો માણસની લાગણીઓ મંદ પડી જાય છે અને તેનું સંકલ્પબળ શિથિલ થઈ જાય છે.'

## ૬૮

# ઇસ્લામનો ઉદય

૨૧ મે, ૧૯૩૨

આપણે ઘણા દેશોનો ઇતિહાસ અને ઘણાં રાજ્યો અને સામ્રાજ્યની ચડતીપડતી જોઈ ગયાં. પરંતુ હજી સુધી અરબસ્તાન આપણી વાતમાં નથી આવ્યું. હા, એને વિષે આપણે એટલું જાણ્યું છે ખરું કે અરબસ્તાનમાંથી નાવિકો અને વેપારીઓ પૃથ્વીના દૂર દૂર ભાગોમાં જતા હતા. જરા નકશા તરફ નજર કર. અરબસ્તાનની પશ્ચિમે મીસર છે, ઉત્તરે સીરિયા અને ઇરાક છે અને એની સહેજ પૂર્વ બાજુએ ઈરાન છે, જરા દૂર વાયવ્ય ખૂણામાં એશિયામાઇનર અને કૉન્સ્ટાન્ટિનોપલ છે. ગ્રીસ પણ ત્યાંથી બહુ દૂર નથી અને બીજી બાજુએ નજીક જ સમુદ્રની પેલી પાર હિંદુસ્તાન છે. ચીન અને દૂર પૂર્વના મુલકોને છોડી દઈએ તો અરબસ્તાન પ્રાચીન સંસ્કૃતિઓની વચ્ચોવચ આવેલું હતું. ઇરાકમાં યુફ્રેટીસ અને ટાઇગ્રીસ નદીના પ્રદેશમાં મોટાં મોટાં શહેરો ઊભાં થયાં. એ જ રીતે મીસરમાં એલેકઝાંડ્રિયા, સીરિયામાં દમાસ્કસ, અને એશિયામાં એન્ટિઓક જેવાં મોટાં મોટાં નગરો અસ્તિત્વમાં આવ્યાં. આરબ લોક વેપારી અને પ્રવાસી હતા એટલે તેઓ અવારનવાર આ બધાં શહેરોમાં જતાઆવતા હશે. આમ છતાં પણ અરબસ્તાને ઇતિહાસમાં હજી કશો મહત્ત્વનો ભાગ ભજવ્યો નહોતો. વળી ત્યાં આગળ તેની આસપાસના દેશોની સંસ્કૃતિ જેટલી ઊંચી કક્ષાની સંસ્કૃતિ વિકસી હોય એમ પણ જણાતું નથી. હજી અરબસ્તાને કદી પણ બીજા દેશો જીતવાની કોશિશ કરી નહોતી તેમજ તે કોઈનાથી જીતાયું પણ નહોતું.

અરબસ્તાન રણનો મુલક છે. અને રણ તથા પહાડોમાં હમેશાં ખડતલ લોકો પાકે છે: તેમને પોતાની સ્વતંત્રતા અતિશય વહાલી હોય છે અને સહેલાઈથી તેમને હરાવી શકાતા નથી. અરબસ્તાન બહુ સમૃદ્ધ કે રસાળ દેશ નહોતો અને વિજેતા અને સામ્રાજ્યવાદીઓને આકર્ષે એવું ત્યાં કશું નહોતું. તેમાં માત્ર મક્કા અને યેથીબ એ બે જ નાનકડાં

શહેરો હતાં. એ બંને દરિયાકિનારે આવેલાં હતાં. બાકીના લોકો રણમાં વસતા હતા અને એ દેશના મોટા ભાગના લોકો બદ્દુ એટલે કે 'રણમાં વસનારા' હતા. ઝડપી ઊંટ અને સુંદર ઘોડા તેમના કાયમના સાથી હતા. પોતાની આશ્ચર્યકારક સહનશીલતાને કારણે ગધેડું પણ તેમનું કીમતી અને વફાદાર મિત્ર ગણાતું હતું. ગધેડા સાથે કોઈની સરખામણી ત્યાં બીજા દેશોની માફક નિંદાસૂચક નહિ પણ પ્રશંસારૂપ લેખાતી કેમકે રણના મુલકમાં જીવન અતિશય કઠણ હોય છે. અને બીજી જગ્યાઓને મુકાબલે ત્યાં આગળ કૌવત અને સહનશીલતા એ વધારે કીમતી ગુણો લેખાય છે.

આ રણવાસી લોકો મગરૂર, લાગણીપ્રધાન અને કજિયાખોર હોય છે. તેઓ કુટુંબ અને કુળ બાંધીને રહેતા અને બીજાં કુટુંબો તથા કુળો સાથે લડ્યા કરતા. વરસમાં એક વખત તેઓ બધા આપસમાં સુલેહ કરતા અને મક્કાની યાત્રાએ જતા. મક્કામાં તેમના અનેક દેવોની મૂર્તિઓ હતી. પરંતુ એક મોટા કાળા પથ્થરની તેઓ વિશેષે કરીને પૂજા કરતા. તેનું નામ 'કાબા' હતું.

તેઓ કુટુંબ કે કુળના વડીલની આગેવાની નીચે ગોપજીવન ગાળતા. મધ્ય એશિયાની આરણ્યક જાતિઓ કાયમી વસવાટ કરીને નાગરિક અને સંસ્કારી જીવન ગાળવા લાગી તે પહેલાં તેઓ જેવું જીવન ગાળતી તેવા પ્રકારનું જીવન આ આરબ લોકો ગાળતા હતા. અરબસ્તાનની આજુબાજુ મોટાં મોટાં સામ્રાજ્યો ઊભાં થયાં તેમની હકૂમત નીચેના પ્રદેશોમાં ઘણી વાર તેનો સમાવેશ થતો હતો. પરંતુ અરબસ્તાન ઉપરની તેમની હકૂમત નામની જ હતી. રણમાં વસતી ગોપજીવન ગાળતી જાતિઓને જીતવી કે તેમના ઉપર હકૂમત ચલાવવી એ રમત વાત નહોતી.

કદાચ તને યાદ હશે કે સીરિયામાં પામીરા નામનું એક નાનકડું આરબ રાજ્ય ઊભું થયું હતું અને ઇસવી સનની ત્રીજી સદીમાં થોડા સમય માટે તેની ચડતી કળા રહી હતી. પરંતુ એ પણ અરબસ્તાનની ભૂમિની બહાર જ હતું. આમ બદ્દુ લોકો પેઢી દર પેઢી રણવાસીનું જીવન ગાળતા હતા, આરબ વહાણો વેપાર માટે દૂર દેશાવર જતાં હતાં અને અરબસ્તાનની સ્થિતિ જેવી ને તેવી જ રહી હતી — તેમાં કશો ફેરફાર થતો નહોતો. કેટલાક આરબો ખ્રિસ્તી થઈ ગયા અને કેટલાક

યહૂદી બન્યા પરંતુ મોટા ભાગના આરબો તો મક્કાના ૩૬૦ બુતો અને કાબાના પૂજકો જ રહ્યા.

જે જાતિ અન્યત્ર બનતા બનાવોથી અળગી રહી હતી અને જમાનાઓથી સુષુપ્તિમય જીવન ગાળતી આવી હતી તે આરબ જાતિ એકાએક જાગ્રત થઈને આખી દુનિયાને થરકાંપ કરી મૂકે અને ચાલતી આવેલી વ્યવસ્થાને ઉથલાવી નાખે એવું ભારે સામર્થ્ય દાખવે એ અતિશય આશ્ચર્યકારક ઘટના છે. આરબ લોકોની કથા તેમજ તેઓ જે ઝડપથી એશિયા, યુરોપ અને આફ્રિકામાં ફરી વળ્યા તથા તેમણે ઉચ્ચ કોટીની જે સંસ્કૃતિ અને સુધારો ખીલવ્યાં એ હકીકત ઇતિહાસની અનેક અજાયબીઓમાંની એક છે.

જે નવી શક્તિ અને નવા ખ્યાલ કે વિચારે આરબ લોકોને જગાડ્યા તથા તેમનામાં આત્મવિશ્વાસ પેદા કરીને તેમને તાકાત આપી તે ઇસ્લામ હતો. એ ધર્મ મહંમદ નામના નવા પેગમ્બરે પ્રવર્તાવ્યો હતો. તે ૫૭૦ની સાલમાં અરબસ્તાનમાં જન્મ્યા હતા. આ ધર્મ પ્રવર્તાવવાની તેમને કશી ઉતાવળ નહોતી. તે શાંતિમય જીવન ગુજારતા હતા અને મક્કાના લોકો તેમને ચહાતા હતા અને તેમના ઉપર વિશ્વાસ રાખતા હતા. સાચે જ સૌ તેમને ‘અલ્-અમીન’ એટલે કે વિશ્વાસપાત્ર કહેતા. પરંતુ જ્યારે તેમણે નવા ધર્મનો ઉપદેશ કરવા માંડ્યો અને ખાસ કરીને મક્કાના બુતોની વિરુદ્ધ પ્રચાર કરવા માંડ્યો ત્યારે એમની સામે ભારે વિરોધ જાગ્યો અને છેવટે તેમને મક્કામાંથી હાંકી કાઢવામાં આવ્યા. મહામુશ્કેલીથી પોતાનો જાન બચાવીને તે મક્કામાંથી ચાલ્યા ગયા. ખુદા એક છે અને મહંમદ તેનો પેગંબર છે એ વાત ઉપર જ તેમણે પોતાના ઉપદેશમાં ખાસ ભાર મૂક્યો હતો.

મક્કામાંથી પોતાના જ લોકોથી બહિષ્કૃત થયા પછી મહંમદ સાહેબે યથ્રીબના તેમના કેટલાક મિત્રો અને સહાયકોનો આશરો લીધો. મક્કામાંથી તેમની રવાનગીને અરબી ભાષામાં ‘હિજરત’ કહેવામાં આવે છે અને એ દિવસથી એટલે કે ૬૨૨ની સાલથી મુસલમાનોનો સન અથવા સંવત શરૂ થાય છે. એ હિજરી સંવત ચાંદ્ર સંવત છે એટલે કે ચંદ્રની ગતિ ઉપરથી એની ગણતરી થાય છે. એથી કરીને એ વરસ એટલે કે ચાંદ્ર હિજરી વરસ આજકાલ સામાન્ય રીતે જે પ્રચારમાં છે તે સૌર વરસ કરતાં પાંચ છ દિવસ ટૂંકું છે. એથી કરીને હિજરી સંવતના મહિનાઓ હમેશાં એક જ ઋતુમાં નથી આવતા.

આમ તેનો એક મહિનો આ વરસે શિયાળામાં હોય તો થોડાં વરસ પછી તે માસ ઉનાળાની અધવચ્ચ આવે.

ઇસ્લામ ધર્મનો આરંભ મહંમદ સાહેબ મક્કાથી હિજરત કરી ગયા ત્યારથી એટલે કે ૬૨૨ની સાલથી થયો એમ કહી શકાય. પરંતુ એક રીતે તેનો આરંભ એ પહેલાં થયો હતો. યથ્રીબ શહેરે મહંમદ સાહેબને વધાવી લીધા અને તેમના આગમનના માનમાં તેનું નામ બદલીને 'મદીનત ઉન-નબી' એટલે કે નબીનું શહેર એવું નામ રાખવામાં આવ્યું. આજકાલ સંક્ષેપમાં તેને માત્ર મદીના કહેવામાં આવે છે. મદીનાના જે રહેવાશીઓએ મહંમદ સાહેબને મદદ કરી હતી તે 'અન્સાર' એટલે કે મદદગાર કહેવાયા. તેમના આ મદદગારોના વંશજો આ ખિતાબ માટે મગરૂર છે અને આજે પણ તે ધારણ કરે છે.

ઇસ્લામ અને આરબોની જીતોની કારકિર્દીનો વિચાર કરીએ તે પહેલાં આપણે જરા આસપાસ નજર કરી લઈએ. રોમનું પતન આપણે હમણાં જ જોઈ ગયાં. ગ્રીસ-રોમની પુરાણી સંસ્કૃતિનો અંત આવી ગયો હતો અને તેના પાયા ઉપર રચાયેલી સમાજવ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ ગઈ હતી. હવે ઉત્તર યુરોપની જાતિઓ અને કબીલાઓ ધીરે ધીરે આગળ આવતા જતા હતા. રોમ પાસેથી કંઈક શીખવાનો પ્રયત્ન કરતાં તેઓ તદ્દન નવા જ પ્રકારની સંસ્કૃતિ નિર્માણ કરી રહ્યા હતા. પરંતુ હજી તો માત્ર તેની શરૂઆત જ થતી હતી એટલે નરી આંખે જોઈ શકાય એવું કશું જ એ વખતે પેદા થયું નહોતું. આમ જૂની સંસ્કૃતિ લુપ્ત થઈ ગઈ હતી અને તેને ઠેકાણે નવી સંસ્કૃતિ હજી નિર્માણ થઈ નહોતી એટલે યુરોપમાં સર્વત્ર અંધકાર વ્યાપ્યો હતો. એ ખરું છે કે તેના પૂર્વ છેડા ઉપર પૂર્વનું રોમન સામ્રાજ્ય હજી મોજૂદ હતું. કૉન્સ્ટાન્ટિનોપલ એ વખતે પણ સુંદર અને મહાન નગર હતું. એ વખતે યુરોપનું તે સૌથી મોટું શહેર હતું. તેનાં વર્તુલાકાર પ્રેક્ષાગારમાં રમતગમત અને સરકસો થયા કરતાં હતાં અને ત્યાં આગળ હજી પણ સારી પેઠે ભપકો અને ડોળદમાક હતાં. આમ છતાં પણ તે સામ્રાજ્ય નબળું પડતું જતું હતું. ઈરાનના સાસાની લોકો જોડે તેને સતત લડાઈ ચાલ્યા કરતી હતી. ઈરાનના બીજા ખુશરોએ કૉન્સ્ટાન્ટિનોપલનો કેટલોક મુલક પડાવી લીધો હતો અને અરબસ્તાન ઉપર પણ પોતાનું આધિપત્ય છે એમ તે માનતો હતો. જોકે અરબસ્તાન ઉપરનું તેનું આધિપત્ય નામનું જ હતું. ખુશરોએ

મીસર પણ જીતી લીધું અને છેક કોન્સ્ટાન્ટિનોપલ સુધી તે પહોંચી ગયો. પરંતુ હેરેક્લિયસ નામના ગ્રીક સમ્રાટે ત્યાં આગળ તેને હરાવ્યો. પાછળથી ખુશરોને તેના જ પુત્ર કવાદે મારી નાખ્યો હતો.

આ ઉપરથી તને માલૂમ પડશે કે પશ્ચિમ તરફ યુરોપ અને પૂર્વ તરફ ઇરાન એ બંનેની દશા બૂરી હતી. આ ઉપરાંત ખ્રિસ્તી સંપ્રદાયોમાં પાર વગરના ઝઘડા ચાલ્યા જ કરતા હતા. આફ્રિકા તેમ જ પશ્ચિમમાં પ્રચલિત ખ્રિસ્તી ધર્મ કલુષિત અને ટંટાખોર થઈ ગયો હતો. ઇરાનમાં જરથોસ્તી ધર્મ રાજધર્મ બન્યો હતો અને લોકો ઉપર તે બળજબરીથી લાદવામાં આવતો હતો. યુરોપ, આફ્રિકા અને ઇરાનનો સામાન્ય માણસ તે તે સ્થળના પ્રચલિત ધર્મથી બેજાર થઈ ગયો હતો. સાતમી સદીના આરંભમાં લગભગ આ જ સમયે યુરોપમાં ભયંકર પ્લેગ ફાટી નીકળ્યો અને તેણે લાખો લોકોના જાન લીધા.

આ સમયે હિંદમાં હર્ષવર્ધન રાજ્ય કરતો હતો અને હ્યુએનત્સાંગે હિંદની મુલાકાત લીધી હતી. હર્ષના સમયમાં હિંદુસ્તાન બળવાન દેશ હતો પરંતુ પછીથી થોડા જ સમય બાદ ઉત્તર હિંદના ભાગલા પડી ગયા અને તે નબળું પડી ગયું. દૂર પૂર્વમાં એ સમયે મહાન તંગ વંશનો અમલ શરૂ થયો હતો. ૬૨૭ની સાલમાં તાઈત્સાંગ નામનો એ વંશનો એક મહાન સમ્રાટ ગાદી ઉપર આવ્યો અને એના અમલ દરમ્યાન ચીનનું સામ્રાજ્ય પશ્ચિમે છેક કાસ્પિયન સમુદ્ર સુધી વિસ્તર્યું હતું. મધ્ય એશિયાના ઘણાખરા દેશોએ તેનું આધિપત્ય સ્વીકાર્યું હતું અને તેઓ તેને ખંડણી ભરતા હતા. પરંતુ ઘણું કરીને આવડા મોટા સામ્રાજ્ય ઉપર શાસન કરનાર કોઈ મધ્યસ્થ રાજતંત્ર નહોતું.

ઇસ્લામના ઉદય વખતે યુરોપ અને એશિયાની આ હાલત હતી. ચીન બળવાન અને સમર્થ હતું પરંતુ તે બહુ દૂર હતું. કંઈ નહીં તો થોડા સમય સુધી હિંદ પણ પૂરતું બળવાન હતું અને આપણે જોઈશું કે ઘણા લાંબા વખત સુધી હિંદ સાથે ઇસ્લામને કશો ઝઘડો થયો નહોતો. યુરોપ અને આફ્રિકા કમજોર બની ગયાં હતાં અને છેક નિર્વીર્ય થઈ ગયાં હતાં.

હિજરત પછી સાત વરસની અંદર મહંમદ સાહેબ સ્વામી તરીકે મક્કામાં પાછા આવ્યા. આ પહેલાં જ તેમણે દુનિયાના તમામ રાજાઓ અને સમ્રાટો ઉપર, ખુદા એક છે અને મહંમદ તેનો પેગમ્બર છે એ વસ્તુ માન્ય રાખવાનું ફરમાન મોકલ્યું હતું. કૉન્સ્ટાન્ટિનોપલનો સમ્રાટ

હેરેક્લિયસ સીરિયામાં ઈરાની લોકો જોડે યુદ્ધમાં રોકાયેલો હતો તે સમયે તેને આ ફરમાન મળ્યું; ઈરાનના રાજાને પણ એ ફરમાન મળ્યું હતું. વળી એમ પણ કહેવાય છે કે ચીનના સમ્રાટ તાઈ-ત્સાંગને પણ આ ફરમાન પહોંચાડવામાં આવ્યું હતું. આ સમ્રાટો અને રાજાઓને નવાઈ લાગી હશે કે તેમને હુકમ ફરમાવવાની હિંમત કરનાર એ અજાણ્યો આદમી તે કોણ હશે! મહંમદ સાહેબે આવા આદેશો મોકલ્યા હતા તે ઉપરથી તેમને પોતાની જાત ઉપર અને પોતાના કાર્ય પરત્વે કેટલો ભારે વિશ્વાસ હશે એનો આપણને કંઈક અંદાજ આવે છે. અને આ આત્મવિશ્વાસ તથા શ્રદ્ધા તેમણે પોતાની પ્રજામાં રેડ્યાં અને તેમાંથી પ્રેરણા અને આશ્વાસન મેળવીને રણના આ મામૂલી લોકોએ તે વખતે જાણીતી લગભગ અર્ધી દુનિયા જીતી લીધી.

આત્મવિશ્વાસ અને શ્રદ્ધા એ તત્ત્વતઃ ભારે વસ્તુઓ છે. એ ઉપરાંત ઇસ્લામે એ લોકોને ભ્રાતૃભાવનો અર્થાત્ સર્વ મુસલમાનો સમાન છે એ સંદેશ પણ આપ્યો. આ રીતે લોકો સમક્ષ અમુક રીતની પ્રજાતંત્રની ભાવના રજૂ થઈ. તે સમયના ભ્રષ્ટ ખ્રિસ્તી ધર્મને મુકાબલે ભાઈચારાના આ આદેશે કેવળ આરબ લોકો ઉપર જ નહિ પરંતુ તેઓ જે જે દેશોમાં ગયા તે તે દેશોના લોકો ઉપર પણ ભારે અસર કરી હશે.

હિજરત પછી દશ વર્ષ બાદ ૬૩૨ની સાલમાં મહંમદ સાહેબ મરણ પામ્યા. અરબસ્તાનની આપસમાં એકબીજા સાથે લડતી અનેક જાતિઓમાંથી એક પ્રજા નિર્માણ કરવામાં અને તેમનામાં ધ્યેયને માટેની ધગશ પેદા કરવામાં તે ફતેહમંદ થયા. એમના પછી અબૂબકર નામના તેમના જ એક કુટુંબી ખલીફા થયા. જાહેર સભામાં સામાન્ય સંમતિથી ચૂંટણી કરીને ખલીફાના વારસની નિમણૂક કરવામાં આવતી. બે વરસ પછી અબૂબકર મરણ પામ્યા અને તેમની જગ્યાએ ઉમર આવ્યા. તે દશ વરસ સુધી ખલીફા રહ્યા.

અબૂબકર અને ઉમર મહાપુરુષો હતા અને તેમણે અરબસ્તાન તેમ જ ઇસ્લામની મહત્તાનો પાયો નાખ્યો. ખલીફા તરીકે તે ધર્મના તેમ જ રાજ્યના પણ વડા હતા. એટલે કે તેઓ રાજા અને ધર્મગુરુ બંને હતા. તેમની પદવી ઊંચી હતી અને રાજ્યની સત્તા ઉત્તરોત્તર વધતી જતી હતી છતાંયે તેમણે જીવનની સાદાઈ છોડી નહિ અને દાદમાદ તથા એશઆરામથી તેઓ અળગા રહ્યા. ઇસ્લામની પ્રજાતંત્રની ભાવના તેમને માટે જીવતીજાગતી વસ્તુ હતી. પરંતુ તેમના પોતાના જ

અમલદારો અને અમીરો થોડા જ વખતમાં વૈભવમાં પડી ગયા અને રેશમી વસ્ત્રો પહેરવા લાગ્યા. અબૂબકર તથા ઉમર એવા અમલદારો તથા અમીરોને ઠપકો આપતા, સજા કરતા અને કોઈ કોઈ વાર તેમના ઉડાઉપણા માટે આંસુ સારતા તેની અનેક વાતો પ્રચલિત છે. તેમની એવી માન્યતા હતી કે સાદાઈ અને ખડતલ જીવન ઉપર જ તેમના સામર્થ્યનો આધાર છે; અને જો કૉન્સ્ટાન્ટિનોપલ તથા ઈરાનના રાજદરબારનાં વૈભવ અને મોજશોખમાં તેઓ પડે તો આરબ પ્રજા ભ્રષ્ટ થાય અને પરિણામે તેની અધોગતિ થાય.

અબૂબકર અને ઉમરના અમલના બાર વરસના ટૂંક સમયમાં પણ આરબ લોકોએ પૂર્વના રોમન સામ્રાજ્ય અને ઈરાનના સાસાની સમ્રાટ એ બંનેનો પરાજય કર્યો. યહૂદી લોકો તેમ જ ખ્રિસ્તીઓનાં પવિત્ર શહેર જેરુસલેમનો આરબોએ કબજો લીધો અને આખું સીરિયા, ઇરાક તથા ઈરાન અરબી સામ્રાજ્યનો ભાગ બની ગયાં.

૪૯

# સ્પેનથી મંગોલિયા સુધીની આરબોની વિજયકૂચ

૨૩ મે, ૧૯૩૨

બીજા ધર્મપ્રવર્તકોની જેમ મહંમદ સાહેબ પણ ઘણીખરી પ્રચલિત સામાજિક રૂઢિઓના કટ્ટર વિરોધી હતા. તેમણે ઉપદેશેલા ધર્મની સાદાઈ અને સરળતાને લીધે તથા તેમાં રહેલી પ્રજાતંત્રની અને સમાનતાની ભાવનાની સુવાસને કારણે આસપાસના દેશોના લોકો ઉપર તેની ભારે અસર થઈ. આપખુદ રાજાઓ અને તેટલા જ આપખુદ તથા જુલમી ધર્મગુરુઓ ઘણા લાંબા કાળથી તેમને પીસી રહ્યા હતા. જૂની વ્યવસ્થાથી તેઓ ત્રાસ્યા હતા અને કોઈ પણ પરિવર્તનને ભેટવા તત્પર હતા. ઇસ્લામે તેમની સામે એવું પરિવર્તન રજૂ કર્યું. અને એ મનગમતું પરિવર્તન હતું કેમકે એને લીધે ઘણી રીતે તેમની હાલત સુધરી અને ઘણીખરી પુરાણી બદીઓનો અંત આવ્યો. પરંતુ જેથી કરીને જનતાનું શોષણ ઘણે અંશે બંધ થાય એવી કોઈ મહાન સામાજિક ક્રાંતિ ઇસ્લામે ન આણી. હા, પણ મુસલમાનો પૂરતું એમ કહી શકાય ખરું કે ઇસ્લામે તેમનું શોષણ કંઈક અંશે ઓછું કર્યું અને પોતે એક જ મહાન બિરાદરીના અંગભૂત છે એવી ભાવના તેમનામાં પેદા કરી.

એથી કરીને આરબ લોકો ઉપરાછાપરી એક પછી એક વિજય મેળવતા આગળ વધવા લાગ્યા. ઘણી વાર તો લડાઈ વિના જ તેમને વિજય મળતો. પેગંબર સાહેબના મરણ પછી પચીસ વરસની અંદર આરબોએ એક બાજુ આખું ઇરાન, સીરિયા, આર્મીનિયા અને મધ્ય એશિયાનો થોડો ભાગ તથા પશ્ચિમે ઉત્તર આફ્રિકાનો થોડો ભાગ અને મીસર વગેરે જીતી લીધાં. મીસર તો બહુ જ સહેલાઈથી તેમના હાથમાં આવ્યું. કેમકે તેને રોમન સામ્રાજ્યના શોષણ અને જુદા જુદા ખ્રિસ્તિ સંપ્રદાયોની સ્પર્ધાને કારણે સૌથી વધારે વેઠવું પડ્યું હતું. આરબ લોકોએ એલેકઝાંડ્રિયાનું જગમશહૂર પુસ્તકાલય બાળી મૂક્યું હતું એવી વાત ચાલે છે પરંતુ આજે તો એ હકીકત ખોટી હોવાનું મનાય છે. આરબ લોકો પુસ્તકોના એટલા બધા રસિયા હતા કે તેઓ

આવી જંગલી રીતે વર્તે નહિ. સંભવ છે કે, જેને વિષે હું આ પહેલાં તને કંઈક કહી ગયો છું તે કૉન્સ્ટાન્ટિનોપલનો સમ્રાટ થિયોડોસિયસ એ આખું પુસ્તકાલય કે તેનો અમુક ભાગ બાળવા માટે ગુનેગાર હોય. એ પુસ્તકાલયનો અમુક ભાગ તો ઘણા સમય પહેલાં જુલિયસ સીઝરના જમાનામાં ઘેરો ઘાલવામાં આવ્યો ત્યારે નાશ પામ્યો હતો. થિયોડોસિયસને વિધર્મી જૂનાં ગ્રીક પુરાણો અને ગ્રીક તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો પસંદ નહોતાં. તે બહુ ચુસ્ત ખ્રિસ્તી હતો. એમ કહેવાય છે કે તે આવાં પુસ્તકોને પોતાને માટે નાહવાનું પાણી ગરમ કરવા માટે બળતણ તરીકે વાપરતો.

આરબ લોકો પૂર્વ તેમ જ પશ્ચિમમાં આગળ ને આગળ વધતા જ ગયા. પૂર્વમાં હેરાત, કાબુલ અને બલ્ખ પડ્યાં અને તેઓ સિંધુ નદી તથા સિંધ સુધી પહોંચી ગયા. પરંતુ હિંદમાં તેઓ એથી આગળ ન વધ્યા. અને ત્યાર પછી કેટલીયે સદીઓ સુધી હિંદના રાજાઓ જોડે તેમનો ગાઢ મૈત્રીનો સંબંધ રહ્યો. પશ્ચિમમાં તેઓ આગળ ને આગળ વધતા જ ગયા. એમ કહેવાય છે કે તેમનો ઉકબા નામનો એક સેનાપતિ ઉત્તર આફ્રિકાને એક છેડેથી નીકળી બીજે છેડે પશ્ચિમે આટ્લાંટિક મહાસાગરના કાંઠા ઉપર આજે મોરોક્કો નામથી ઓળખાતો પ્રદેશ જ્યાં છે ત્યાં સુધી પહોંચ્યો હતો. પરંતુ મહાસાગર આડો આવતાં તે નિરાશ થયો. સમુદ્રમાં પણ જ્યાં સુધી જઈ શકાયું ત્યાં સુધી તે ઘોડા પર બેસીને આગળ ગયો અને ત્યાં ઊભા રહીને તે જ દિશામાં આગળ વધીને અલ્લાના નામથી જીતી લેવા માટે વધુ પ્રદેશ બાકી રહ્યો નહોતો એને માટે તેણે તેની આગળ પોતાનો અફસોસ જાહેર કર્યો!

મોરોક્કો અને આફ્રિકાથી સમુદ્રની સાંકડી પટી ઓળંગીને આરબ લોકોએ સ્પેન અને યુરોપમાં પ્રવેશ કર્યો. આ નાની સામુદ્રધુનીને પ્રાચીન ગ્રીક લોકો હરક્યુલસના સ્તંભ કહેતા. યુરોપમાં દાખલ થનાર પહેલો આરબ સેનાપતિ જિબ્રાલ્ટર આગળ ઊતર્યો હતો. જિબ્રાલ્ટરનું નામ પણ એ સેનાપતિનું સ્મરણ કરાવે છે. તેનું નામ 'તરીક' હતું. અને જિબ્રાલ્ટરનું અસલ નામ 'જબલ-ઉત-તરીક' એટલે કે તરીકનો ખડક છે.

તેમણે ઝપાટાભેર સ્પેન જીતી લીધું અને પછી આરબ લોકો દક્ષિણ ફ્રાંસમાં દાખલ થયા. આ રીતે મહંમદ સાહેબના મૃત્યુ પછી સો વરસની અંદર આરબ લોકોનું સામ્રાજ્ય દક્ષિણ ફ્રાંસ અને સ્પેનથી

માંડીને મોરોક્કોથી સુએઝ સુધીના આખા ઉત્તર આફ્રિકા ઉપર તથા ઈરાન, અરબસ્તાન, મધ્ય એશિયા અને છેક મંગોલિયાની સરહદ સુધી ફેલાઈ ગયું. સિંધ સિવાયનો હિંદુસ્તાન તેની બહાર હતો. યુરોપ ઉપર બે બાજુએથી આરબોના હુમલા થતા હતા. કૉન્સ્ટાન્ટિનોપલ ઉપર સીધેસીધો હુમલો થતો હતો અને બીજો આફ્રિકામાં થઈને ફ્રાંસ ઉપર. દક્ષિણ ફ્રાંસમાં આરબોની સંખ્યા ઓછી હતી અને તેઓ પોતાના વતનથી ખૂબ દૂર હતા. એથી કરીને અરબસ્તાનમાંથી તેમને બહુ મદદ ન મળી શકી. કેમકે ત્યાંના લોકો મધ્ય એશિયા જીતવામાં રોકાયેલા હતા. એમ છતાં પણ દક્ષિણ ફ્રાંસના આ આરબોએ પશ્ચિમ યુરોપના લોકોને ભયભીત કરી મૂક્યા અને તેમનો સામનો કરવા માટે જુદી જુદી જાતિઓ સંપ કરીને એકત્ર થઈ. આ સંગઠનનો આગેવાન ચાર્લ્સ માર્ટેલ હતો. ૭૩૨ની સાલમાં ફ્રાંસમાં તૂર્સ આગળ તેણે આરબ લોકોને હરાવ્યા. આ હારથી યુરોપ આરબોના પંજામાંથી ઊગરી ગયું. એક ઇતિહાસકારે કહ્યું છે કે, 'લગભગ પોતાના હાથમાં આવેલું જગદ્-વ્યાપી સામ્રાજ્ય આરબ લોકોએ તૂર્સના રણક્ષેત્ર ઉપર ગુમાવ્યું.' આરબ લોકો તૂર્સની લડાઈમાં જીત્યા હોત તો યુરોપનો ઇતિહાસ તદ્દન જુદો જ હોત એમાં શંકા નથી. યુરોપમાં તેમને રોકનાર પછી બીજું કોઈ હતું નહિ એટલે તેઓ સીધા કૉન્સ્ટાન્ટિનોપલ સુધી કૂચ કરી ગયા હોત અને પૂર્વના રોમન સામ્રાજ્યનો તેમજ માર્ગમાં આવતાં બીજાં રાજ્યોનો પણ તેમણે અંત આણ્યો હોત. ખ્રિસ્તી ધર્મને બદલે ઇસ્લામ યુરોપનો ધર્મ બન્યો હોત અને બીજા પણ અનેક પ્રકારના ફેરફારો ત્યાં થયા હોત. પરંતુ આ તો માત્ર કલ્પનાવિહાર છે. હકીકત એમ છે કે આરબ લોકોને ફ્રાંસમાં અટકાવવામાં આવ્યા. પરંતુ ઘણી સદીઓ સુધી તેઓ સ્પેનમાં રહ્યા અને ત્યાં તેમણે રાજ કર્યું.

સ્પેનથી મંગોલિયા સુધીનો મુલક આરબ લોકોએ જીતી લીધો અને રણમાં વસતા આ ગોપ લોકો જબરદસ્ત સામ્રાજ્યના મગરૂર શાસક બન્યા. યુરોપના લોકો તેમને 'સૅરેસન' કહેતા. એ શબ્દ કદાચ 'સહરા' અને 'નશીન' ઉપરથી ઊતરી આવ્યો હોય એ સંભવિત છે. (સહરા એટલે રણ અને નશીન એટલે વસનારા.) પરંતુ થોડા જ વખતમાં આ રણમાં વસનારાઓ વૈભવવિલાસમાં પડી ગયા અને નગરવાસી બન્યા. તેમનાં નગરોમાં આલેશાન મહેલાતો ઊભી થઈ. દૂર દૂરના દેશોમાં વિજય મેળવ્યા છતાં પણ તેમની આપસમાં એકબીજા

સાથે લડવાની પુરાણી ટેવ આરબો છોડી શક્યા નહિ. હા, હવે તો લડવા માટે યોગ્ય કારણ પણ તેમને મળ્યું હતું. કેમકે અરબસ્તાનની લગામ જેના હાથમાં હોય તેના હાથમાં મહાન સામ્રાજ્યનો કાબૂ આવતો. એથી કરીને ખલીફાની જગ્યા મેળવવા માટે વારંવાર તકરાર થતી. નાના નાના કુટુંબકલેશોમાંથી અને એવા બીજા નજીવા ઝઘડાઓમાંથી આંતર યુદ્ધ પણ ફાટી નીકળતું. આ ઝઘડાઓને પરિણામે ઇસ્લામ ધર્મમાં બે પંથ પડ્યા. અને એ બંને પંથો — શિયા અને સુન્ની — આજે પણ મોજૂદ છે.

આરંભના બે મહાન ખલીફો — અબૂબકર અને ઉમર — ના અમલ પછી તરત જ ઝઘડો ઊભો થયો. મહંમદ સાહેબનાં પુત્રી ફાતિમાના પતિ અલી થોડા સમય માટે ખલીફા થયા. પરંતુ એ દરમ્યાન આખો વખત તકરાર ચાલ્યા જ કરતી હતી. અંતે અલીનું ખૂન થયું અને થોડા સમય પછી તેમના પુત્ર હુસેન અને તેના પરિવારની કરબલાના મેદાનમાં કતલ કરવામાં આવી. કરબલાની આ કરુણ ઘટનાને માટે મુસલમાનો અને ખાસ કરીને શિયા મુસલમાનો દર વરસે મુહર્રમના મહિનામાં શોક પાળે છે.

હવે ખલીફા નિરંકુશ અને આપખુદ રાજા બને છે. તેને વિષે હવે પ્રજાતંત્ર કે ચૂંટણી જેવું કશું રહ્યું નહોતું. તેના સમયના બીજા કોઈ આપખુદ રાજાના જેવો જ તે પણ હતો. સિદ્ધાંતમાં તો તે ધર્મના વડા અને ઈમાનદારોના એટલે કે, મુસલમાનોના સેનાની તરીકે ચાલુ રહ્યો. આ રાજાઓ ઇસ્લામના મુખ્ય રક્ષકો ગણાતા હોવા છતાં તેમાંના કેટલાકે તો છડેચોક ઇસ્લામનું અપમાન પણ કર્યું છે.

લગભગ સો વરસ સુધી મહંમદ સાહેબના કુટુંબની એક શાખામાંથી ખલીફાઓ થયા હતા. તેઓ ઉમૈયાના નામથી ઓળખાતા હતા. તેમણે દમાસ્કસને પોતાનું પાટનગર બનાવ્યું હતું. એ પ્રાચીન શહેર મહેલો, મસ્જિદો અને ફુવારાઓ વગેરેથી અતિશય રળિયામણું બન્યું. દમાસ્કસની પાણી પૂરું પાડવાની વ્યવસ્થા બહુ પ્રખ્યાત હતી. આ સમય દરમ્યાન આરબ લોકોએ સ્થાપત્યની એક નવીન શૈલી ખીલવી. તે સેરેસની સ્થાપત્ય તરીકે ઓળખાય છે. એ સ્થાપત્યમાં બહુ શણગારને સ્થાન નથી હોતું. પરંતુ તે સાદું, ભવ્ય અને રમણીય હોય છે. એ સ્થાપત્યની પાછળ અરબસ્તાન અને સીરિયાની સુંદર ખજૂરીઓની

કલ્પના રહેલી છે. એની કમાનો, થાંભલા, મિનારા અને ઘુમ્મટ જોઈને ખજૂરીની વાડીની કમાનો અને ઘુમ્મટોનું સ્મરણ થાય છે.

આ સ્થાપત્ય હિંદમાં પણ આવ્યું. પરંતુ તેના ઉપર હિંદની ભાવના અને કલ્પનાની અસર પડી અને તેને પરિણામે એક મિશ્ર શૈલી પેદા થઈ. સેરેસની સ્થાપત્યના ઉત્કૃષ્ટ નમૂનાઓ હજી પણ સ્પેનમાં મોજૂદ છે.

સામ્રાજ્ય અને ધનદોલતને કારણે આરબોમાં વૈભવવિલાસ દાખલ થયાં અને તેને પરિણામે વિલાસની રમતો અને કળાઓ ખીલી. આરબો ઘોડદોડની શરતના ભારે રસિયા હતા તેમજ પોલો, અને શેતરંજ રમવાના તથા શિકાર ખેલવાના પણ તેઓ ખૂબ શોખીન હતા. સંગીતનો અને ખાસ કરીને ગાયનનો તેમને અજબ શોખ હતો અને પાટનગર ગવૈયાઓ તથા તેમની મંડળીઓથી ભરચક રહેતું.

ધીમે ધીમે બીજો પણ એક ભારે અને કમનસીબ ફેરફાર દાખલ થયો. તે ફેરફાર સ્ત્રીઓની સ્થિતિની બાબતમાં થવા પામ્યો. આરબ લોકોની સ્ત્રીઓ કદી પણ પડદો રાખતી નહોતી. તેને એકાંતમાં સંતાડી રાખવામાં પણ નહોતી આવતી. તે છૂટથી બહાર હરતીફરતી, મસ્જિદ કે વ્યાખ્યાનમાં જતી અને કોઈ કોઈ વાર પોતે પણ વ્યાખ્યાન આપતી. પરંતુ સફળતા પ્રાપ્ત થયા પછી આરબ લોકો તેમની બંને બાજુએ આવેલાં પુરાણાં સામ્રાજ્યોના એટલે કે પૂર્વ રોમન સામ્રાજ્ય અને ઇરાનના સામ્રાજ્યના રીતરિવાજોનું વધુ ને વધુ પ્રમાણમાં અનુકરણ કરતા ગયા. આરબોએ પૂર્વ રોમન સામ્રાજ્યને હરાવ્યું હતું અને ઇરાનના સામ્રાજ્યનો તેમણે નાશ કર્યો હતો પરંતુ તેઓ પોતે એ સામ્રાજ્યોના કુરિવાજો અને કુટેવોના ભોગ બન્યા. એમ કહેવાય છે કે ખાસ કરીને કૉન્સ્ટાન્ટિનોપલ અને ઇરાનની અસરને લીધે જ આરબ લોકોમાં સ્ત્રીઓને એકાંતમાં અળગી રાખવાનો રિવાજ શરૂ થયો. એમાંથી ધીમે ધીમે જનાના રાખવાનો રિવાજ દાખલ થયો અને સમાજમાં સ્ત્રીપુરુષોનો મેળાપ ઉત્તરોત્તર ઓછો થતો ગયો. કમનસીબે સ્ત્રીઓને પડદામાં રાખવાનો રિવાજ મુસલમાની સમાજના એક અંગરૂપ બની ગયો અને મુસલમાનો અહીં આવ્યા પછી હિંદુસ્તાને પણ એમની પાસેથી એ કુરિવાજ શીખી લીધો. આ જંગલી રિવાજને કેટલાક લોકો હજી પણ વળગી રહ્યા છે એ જોઈને મને ભારે આશ્ચર્ય થાય છે. જ્યારે પણ મને બહારની દુનિયાથી અળગી પડેલી પડદો ધારણ કરનાર સ્ત્રીનો

વિચાર આવે છે ત્યારે મને કેદખાનું કે પશુઘર (ઝૂ)નું સ્મરણ થાય છે! જેની અડધોઅડધ વસ્તી એક પ્રકારના કેદખાનામાં પુરાયેલી હોય તે પ્રજા કેવી રીતે આગળ વધી શકે ?

સદ્ભાગ્યે હિંદુસ્તાન ઝપાટાબંધ પડદાને રુખસદ આપી રહ્યું છે. આ ભયંકર બોજામાંથી મુસ્લિમ સમાજ પણ મોટે ભાગ મુક્ત થવા લાગ્યો છે. તુર્કસ્તાનમાં કમાલ પાશાએ પડદાનો રિવાજ સદંતર બંધ કર્યો છે અને મીસરમાંથી પણ એ ચાલ ઝપાટાભેર ઓછો થતો જાય છે.

હવે એક વસ્તુ કહીને આ પત્ર પૂરો કરીશ. આરબ લોકો, ખાસ કરીને તેમની જાગૃતિના આરંભ કાળમાં પોતાના મજહબને વિષે ભારે ધગશવાળા હતા. એમ છતાં પણ તે લોકો સહિષ્ણુ હતા. અને તેમની ધાર્મિક સહિષ્ણુતાનાં અસંખ્ય ઉદાહરણો મળી આવે છે. જેરુસલેમમાં ખલીફા ઉમરે એ મુદ્દા ઉપર ખાસ લક્ષ આપ્યું હતું. સ્પેનમાં ખ્રિસ્તી લોકોની મોટી વસ્તી હતી પરંતુ તેમને ધાર્મિક બાબતમાં પૂરેપૂરી સ્વતંત્રતા હતી. હિંદુસ્તાનમાં એ સમયે સિંધ સિવાય બીજે ક્યાંય આરબ લોકોનું રાજ્ય નહોતું પરંતુ હિંદ સાથે તેમનો સારી પેઠે સંપર્ક હતો અને આ દેશ સાથે તેમનો સંબંધ મિત્રતાભર્યો હતો. યુરોપમાં ખ્રિસ્તીઓની અસહિષ્ણુતા અને મુસલમાન આરબોની સહિષ્ણુતા વચ્ચેનો તફાવત એ ખરેખર તે યુગની નોંધપાત્ર બીના છે.

## ૫૦

# હારૂનલ રશીદ અને બગદાદ

૨૭ મે, ૧૯૩૨

બીજા દેશો તરફ વળતાં પહેલાં આરબ લોકોની વાત જ આપણે આગળ ચલાવીએ.

મારા આગલા પત્રમાં મેં તને કહ્યું હતું કે લગભગ સો વરસ સુધી ખલીફાઓ પેગંબર સાહેબના કુટુંબની ઉમ્મૈયા શાખામાંથી થયા હતા. તેમની રાજધાની દમાસ્કસ હતી અને તેમના અમલ દરમ્યાન મુસલમાન આરબોએ ઇસ્લામનો ઝંડો દૂર દૂરના દેશોમાં ફરકાવ્યો. આરબ લોકો દૂર દૂરના મુલકો જીતતા હતા ત્યારે બીજી તરફ પોતાના જ ઘર આગળ તેઓ માંહોમાંહે લડતા હતા અને ત્યાં આગળ વખતોવખત આંતરયુદ્ધ ફાટી નીકળતું હતું. આખરે પેગંબર સાહેબના કુટુંબની બીજી શાખાના એટલે કે તેમના કાકા અબ્બાસના વંશના લોકોએ ઉમ્મૈયા કુટુંબને સત્તા ઉપરથી હાંકી કાઢ્યું. અબ્બાસના વંશજો હોવાને કારણે તેઓ અબ્બાસી તરીકે ઓળખાય છે. અબ્બાસી લોકો ઉમ્મૈયાઓની ક્રૂરતાનું વેર લેનારા તરીકે આવ્યા હતા પરંતુ તેમનો વિજય થયા પછી તેઓ ક્રૂરતા અને ખૂનરેજી કરવામાં ઉમ્મૈયાઓને ક્યાંય આંટી ગયા. તેમણે ઉમ્મૈયાઓને શોધી શોધીને અતિશય જંગલી રીતે મારી નાખ્યા.

આ ૭૫૦ની સાલના આરંભની વાત છે અને ત્યારથી અબ્બાસી ખલીફાઓના અમલનો લાંબો યુગ શરૂ થયો. તેમના અમલનો આરંભ શુભ કે સુખદ સંજોગોમાં નહોતો થયો તોપણ અબ્બાસી યુગ આરબ ઇતિહાસનો એક જ્વલંત યુગ ગણાય છે. પરંતુ ઉમ્મૈયાઓના અમલના સમયને મુકાબલે હવે ભારે ફેરફારો થવા માંડ્યા હતા. અરબસ્તાનના આંતરવિગ્રહે આખા અરબી સામ્રાજ્યને હચમચાવી નાંખ્યું હતું. અબ્બાસીઓ પોતાના દેશમાં જીત્યા ખરા, પરંતુ દૂર આવેલા સ્પેનનો સૂબો ઉમ્મૈયા શાખાનો હતો એટલે તેણે અબ્બાસી ખલીફાને માન્ય રાખવાની સાફ ના પાડી. ઉત્તર આફ્રિકા પણ થોડા જ વખતમાં

લગભગ સ્વતંત્ર થઈ ગયો. મીસરે પણ એમ જ કર્યું એટલું જ નહિ પણ તેણે તો પોતાનો બીજો ખલીફ પણ નીમ્યો. પણ મીસર નજીક હોવાને લીધે તેને વારંવાર ધાકધમકી આપવામાં આવતી તથા કેટલીક વાર તાબે થવાની ફરજ પાડવામાં આવતી. અને આમ વખતોવખત ચાલ્યા કરતું. એ સિવાયના ઉત્તર આફ્રિકામાં કશી પણ દખલ કરવામાં આવી નહિ અને સ્પેન તો એટલું બધું દૂર હતું કે તેની સામે કશું પગલું લઈ શકાય એમ નહોતું. આમ આપણે જોઈએ છીએ કે અબ્બાસી લોકો સત્તા પર આવ્યા ત્યારે આરબ સામ્રાજ્યમાં ભાગલા પડી ગયા હતા. ખલીફ હવે આખા મુસલમાન જગતનો વડો રહ્યો નહોતો — હવે તે 'અમીરૂલ મોમિનીન' એટલે કે, ઇમાનદારોનો અગ્રણી રહ્યો નહોતો. મુસલમાનોમાં હવે એકતા રહી નહોતી અને સ્પેનના આરબો તથા અબ્બાસીઓ પરસ્પર એકબીજાને એટલા તો ધિક્કારતા કે સામા પક્ષ ઉપર આફત આવી પડે તો તેથી તેઓ રાજી થતા.

આ બધું છતાં પણ અબ્બાસી ખલીફો મહાન સમ્રાટો હતા અને તેમનું સામ્રાજ્ય પણ બીજાં સામ્રાજ્યોની સરખામણીમાં મહાન હતું. પરંતુ પહાડોને પણ ડગાવનાર અને દાવાનળના વેગથી ફેલાનાર આરંભનાં ઇમાન અને ધગશ હવે આરબોમાં દેખાતાં નહોતાં, સાદાઈ કે પ્રજાતંત્રની ભાવના પણ હવે રહી નહોતી. અને આરબોએ પહેલાં જેને હરાવ્યો હતો તે ઈરાનના શહેનશાહ તથા કૉન્સ્ટાન્ટિનોપલના સમ્રાટ અને અમીરૂલ મોમિનીન યા મુસલમાનોના અગ્રણી ખલીફા વચ્ચે ઝાઝો તફાવત રહ્યો નહોતો. પેગંબર સાહેબના સમયના આરબોમાં જે અજબ પ્રકારની જીવનશક્તિ અને તાકાત જોવામાં આવતી હતી તે રાજાઓના સૈન્યોમાં જણાય છે તે તાકાતથી બિલકુલ નિરાળી હતી. તેમના સમયની દુનિયામાં તેઓ સૌથી મોખરે હતા અને તેમના ખાળી ન શકાય એવા ધસારા આગળ રાજાઓ અને તેમનાં સૈન્યો રગદોળાઈ ગયાં હતાં. જનતા આ રાજાઓથી ત્રાસી ગઈ હતી અને આરબોનું આગમન તેમને મન સારા દિવસોના અને સામાજિક ક્રાંતિની આગાહીરૂપ લાગતું હતું.

પરંતુ હવે પરિસ્થિતિ બદલાઈ ગઈ હતી. રણમાં વસનારા આરબો હવે મહેલોમાં રહેતા હતા અને ખજૂરને બદલે ભાતભાતનાં પકવાન આરોગતા હતા. પોતે હવે સુખચેનમાં હતા પછી પરિવર્તન અને સામાજિક ક્રાંતિની તકલીફમાં શાને પડવું? ભપકો અને દાઠમાઠની

બાબતમાં તેઓ પ્રાચીન સામ્રાજ્યોને આંટવાનો પ્રયત્ન કરવા લાગ્યા અને તેમની ઘણી કુપ્રથાઓ તેમણે અપનાવી. તેમાંની એક કુપ્રથા હું આગળ ઉપર કહી ગયો તે સ્ત્રીઓને પડદામાં રાખવાનો રિવાજ હતી.

હવે રાજધાની દમાસ્કસથી ખસેડીને ઇરાકના બગદાદ શહેરમાં લઈ જવામાં આવી. રાજધાનીની આ ફેરબદલી પણ આરબ નીતિરીતિમાં થયેલા ફેરફારની સૂચક છે. કેમકે બગદાદ ઈરાનના સમ્રાટોનું ઉનાળાનું નિવાસસ્થાન હતું. વળી બગદાદ દમાસ્કસ કરતાં યુરોપથી વધારે વેગળું હતું એટલે હવે પછી અબ્બાસી ખલીફાઓની નજર યુરોપ કરતાં એશિયા તરફ વધારે રહી. હજી પણ કૉન્સ્ટાન્ટિનોપલ કબજે કરવાના ઘણા પ્રયત્નો થવાના હતા તેમ જ યુરોપની પ્રજાઓ સાથે પણ ઘણાં યુદ્ધો થવાનાં હતાં, પરંતુ એમાંનાં ઘણાંખરાં યુદ્ધો રક્ષણાત્મક હતાં. વિજયના દિવસો હવે પૂરા થયેલા જણાય છે અને અબ્બાસી ખલીફો તેમના હાથમાં જે સામ્રાજ્ય રહ્યું હતું તેને વ્યવસ્થિત અને સંગઠિત કરવાના પ્રયત્નમાં મંડ્યા. સ્પેન અને આફ્રિકા સિવાયનું તેમનું સામ્રાજ્ય પણ સારી પેઠે વિશાળ હતું.

બગદાદ! તને એ યાદ નથી આવતું? અને હારૂનલ રશીદ, શહેરાઝાદી તથા 'ઍરેબિયન નાઇટ્સ'ની અદ્ભુત વાતો તને નથી યાદ આવતી? અબ્બાસી ખલીફોના અમલમાં હવે જે શહેર ઊભું થયું તે 'ઍરેબિયન નાઇટ્સ'નું બગદાદ હતું. એ બહુ વિશાળ હતું અને તેમાં સંખ્યાબંધ મહેલાતો, સરકારી કચેરીઓ, શાળાઓ, કૉલેજો, મોટી મોટી દુકાનો અને બાગબગીચા તથા વાડીઓ વગેરે હતાં. ત્યાંના વેપારીઓ પૂર્વ અને પશ્ચિમના દેશો વચ્ચે બહોળો વેપાર ખેડતા. સંખ્યાબંધ સરકારી અમલદારો સામ્રાજ્યના દૂર દૂરના ભાગો સાથે નિરંતર સંપર્કમાં રહેતા અને રાજ્યતંત્ર વધારે ને વધારે જટિલ બની જતાં તેને અનેક ખાતાંઓમાં વહેંચી નાખવામાં આવ્યું હતું. ટપાલની કાર્યકુશળ વ્યવસ્થા પાટનગરને સામ્રાજ્યના ખૂણેખૂણાની સાથે સંકળાયેલું રાખતી. ત્યાં ઇસ્પિતાલો સારી સંખ્યામાં હતી. દુનિયાભરના પ્રવાસીઓ અને ખાસ કરીને પંડિતો, કલાકારો અને વિદ્યાર્થીઓ બગદાદ શહેરમાં આવતા કેમકે ખલીફાઓ વિદ્વાનો તેમ જ કુશળ કલાકારોનું સન્માન કરે છે એ બીના જગજાહેર હતી.

ખલીફાઓ પોતે ભારે વૈભવવિલાસનું જીવન ગાળતા હતા. સંખ્યાબંધ ગુલામો તેમની પરિચર્યા કરતા અને તેમની સ્ત્રીઓએ

જમાનામાં પોતાનું સ્થાન લીધું હતું. ૭૮૬થી ૮૦૯ની સાલ સુધીના હારૂનલ રશીદના અમલ દરમ્યાન અબ્બાસી સામ્રાજ્ય બાહ્ય જાહોજલાલીની પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું. હારૂનના દરબારમાં ચીનના સમ્રાટના અને પશ્ચિમ તરફથી સમ્રાટ શાર્લમેનના એલચીઓ આવતા. રાજ્યસંચાલનની કળા, વેપાર અને વિદ્યાના વિકાસમાં બગદાદ અને અબ્બાસી સામ્રાજ્યના મુલકો સ્પેન બાદ કરતાં તે સમયના યુરોપ કરતાં ઘણા આગળ વધેલા હતા.

અબ્બાસી યુગ આપણે માટે ખાસ કરીને મહત્ત્વનો છે કેમકે તેણે વિજ્ઞાન વિષે નવો જ રસ પેદા કર્યો. એ તો તું જાણે છે કે આધુનિક દુનિયામાં વિજ્ઞાનનું ભારે મહત્ત્વ છે અને ઘણી બાબતોમાં આપણે તેનાં ઋણી છીએ. વિજ્ઞાન કંઈ હાથપગ જોડીને અમુક વસ્તુ બનવા પામો એવી પ્રાર્થના કરતું બેસી નથી રહેતું. એ તો વસ્તુ કેમ અને શાથી બને છે એ શોધી કાઢવા મથે છે. વિજ્ઞાન પ્રયોગ કરે છે અને ફરી ફરીને પ્રયત્ન કરતું રહે છે. એમાં કેટલીક વખત તે સફળ થાય છે અને કેટલીક વખત નિષ્ફળ પણ નીવડે છે; અને એમ થોડું થોડું કરતાં તે મનુષ્યનો જ્ઞાનભંડાર વધારતું જાય છે. આજની આપણી દુનિયા પ્રાચીન કાળની કે મધ્યકાલીન દુનિયાથી તદ્દન નિરાળી છે. આ ભારે ફેરફાર મોટે ભાગે વિજ્ઞાનને જ આભારી છે; કેમકે આજની દુનિયાનું ઘડતર વિજ્ઞાને કર્યું છે.

પ્રાચીન કાળમાં મીસર અથવા ચીન કે હિંદુસ્તાનમાં આપણને વૈજ્ઞાનિક પદ્ધતિ જોવા મળતી નથી. પ્રાચીન ગ્રીસમાં કંઈક અંશે તે આપણને જોવા મળે છે ખરી. રોમમાં તેનો અભાવ હતો. પરંતુ આરબ લોકોમાં શોધખોળ કરવાની એ વૈજ્ઞાનિક ભાવના હતી. એથી કરીને આરબોને આધુનિક વિજ્ઞાનના જનક ગણી શકાય. ગણિત તેમજ આયુર્વેદ વગેરે કેટલાક વિષયો તેઓ હિંદુસ્તાન પાસેથી શીખ્યા હતા. હિંદના સંખ્યાબંધ વિદ્વાનો અને ગણિતશાસ્ત્રીઓ બગદાદ જતા અને કેટલાયે આરબ વિદ્યાર્થીઓ ઉત્તર હિંદમાં તક્ષશિલાની વિદ્યાપીઠમાં આવતા હતા. એ સમયે પણ તે મહાન વિદ્યાપીઠ ગણાતી હતી અને વૈદકના શિક્ષણ માટે પ્રખ્યાત હતી. વૈદકનાં અને બીજા વિષયોનાં સંસ્કૃત પુસ્તકોનો અરબી ભાષામાં અનુવાદ કરવામાં આવ્યો હતો. આરબ લોકો ઘણી વસ્તુ — દાખલા તરીકે કાગળ બનાવવાનું — ચીન પાસેથી પણ શીખ્યા હતા. પરંતુ બીજા લોકો પાસેથી મેળવેલા જ્ઞાનને આધારે તેમણે તે તે

વિષયમાં આગળ સંશોધન કર્યું અને તેમાં મહત્ત્વની શોધો કરી. તેમણે પહેલવહેલું દૂરબીન બનાવ્યું અને હોકાયંત્ર પણ બનાવ્યું. ચિકિત્સાની બાબતમાં આરબ તબીબો અને શસ્ત્રવૈદો યુરોપભરમાં પ્રખ્યાત હતા.

બગદાદ આ બધી બૌદ્ધિક પ્રવૃત્તિઓનું મોટું કેન્દ્ર હતું. પશ્ચિમમાં આરબ સ્પેનનું પાટનગર કૉરડોવા બીજું એવું કેન્દ્ર હતું. આરબ દુનિયામાં આવાં બીજાં પણ વિદ્યાનાં ધામો હતાં અને ત્યાં આગળ સારી પેઠે બૌદ્ધિક પ્રવૃત્તિ ચાલતી હતી. કેરો, બસરા અને કૂફા એવાં વિદ્યાનાં મથકો હતાં. પરંતુ એ બધાં મશહૂર શહેરોમાં બગદાદ સર્વોપરી હતું. એક આરબ ઇતિહાસકાર તેને વિષે લખતાં કહે છે, 'તે ઇસ્લામની રાજધાની, ઇરાકની આંખ, સામ્રાજ્યનું કેન્દ્ર અને સૌંદર્ય, કળા તથા સંસ્કૃતિનું ધામ છે.' બગદાદની વસતી ૨૦ લાખ કરતાં પણ વધારે હતી એટલે કે આજનાં કલકત્તા કે મુંબઈ કરતાં પણ તે મોટું હતું.

તને એ જાણીને રમૂજ પડશે કે હાથે તથા પગે મોજાં પહેરવાનો ચાલ બગદાદના ધનિકોમાં પહેલવહેલો શરૂ થયો હતો એમ કહેવાય છે. તેને લોકો 'મોઝા' કહેતા અને એ જ શબ્દ હિંદુસ્તાની ભાષામાં પણ ઊતરી આવ્યો છે. એ જ રીતે ફ્રેંચ ભાષાનો 'શેમીઝ' શબ્દ અરબી 'કમીઝ' શબ્દ ઉપરથી આવ્યો છે. એનો અર્થ ખમીસ થાય છે. 'કમીઝ' અને 'મોઝા' બંને આરબ લોકો પાસેથી કૉન્સ્ટાન્ટિનોપલના લોકોએ લીધાં અને ત્યાંથી યુરોપમાં તેમનો પ્રચાર થયો.

આરબો પહેલેથી જ મોટા પ્રવાસ ખેડનારા હતા. તેઓ હમેશાં દરિયાપારની લાંબી લાંબી સફરો ખેડતા આવ્યા હતા અને એ રીતે આફ્રિકામાં, મલેશિયામાં તથા હિંદુસ્તાનના કાંઠા ઉપર, અને ચીનમાં પણ પોતાનાં સંસ્થાનો તેમણે વસાવ્યાં હતાં. અલબેરૂની નામનો તેમનો એક મશહૂર પ્રવાસી હિંદ આવ્યો હતો અને હ્યુએનત્સાંગની પેઠે તે તેના પ્રવાસનું વર્ણન પોતાની પાછળ મૂકી ગયો છે.

આરબો ઇતિહાસકાર પણ હતા અને તેમનાં જ પુસ્તકો અને ઇતિહાસોમાંથી આપણે તેમને વિષે ઘણુંખરું જાણી શકીએ છીએ. વળી તેઓ કેટલી સુંદર વાર્તાઓ અને રોમાંચક કથાઓ લખી શકતા તે આપણે સૌ જાણીએ છીએ. લાખો લોકોએ અબ્બાસી ખલીફો કે તેમના સામ્રાજ્યનું નામ સરખું પણ સાંભળ્યું નહિ હોય પરંતુ 'અલ્ફ લયલા વ લયલા' એટલે કે, 'એક હજાર એક રાત્રિ'માં જેનું બયાન કરવામાં આવ્યું છે તે રહસ્યમય અને રોમાંચક પ્રેમકિસ્સાઓના

બગદાદ શહેર વિષે કોણ અજાણ છે? વાસ્તવિક સામ્રાજ્યના કરતાં કલ્પનાનું સામ્રાજ્ય ઘણી વાર વધારે સાચું અને દીર્ઘજીવી હોય છે.

હારૂનલ રશીદના મરણ પછી તરત જ આરબ સામ્રાજ્ય ઉપર આફત ઊતરી. સર્વત્ર અવ્યવસ્થા વ્યાપી ગઈ તથા સામ્રાજ્યના બધા ભાગો છૂટા પડી ગયા અને પ્રાંતોના સૂબાઓ વંશપરંપરાગત રાજાઓ થઈ બેઠા. ખલીફો વધારે ને વધારે નબળા પડતા ગયા અને પછી તો એવો વખત પણ આવ્યો કે જ્યારે ખલીફની સત્તા માત્ર બગદાદ શહેર અને તેની આસપાસનાં થોડાં ગામો ઉપર જ રહી ગઈ. એક ખલીફને તો તેના પોતાના જ સૈનિકોએ મહેલની બહાર ખેંચી કાઢી મારી નાખ્યો હતો. પછી થોડા વખત સુધી ત્યાં કેટલાક સમર્થ પુરુષો પેદા થયા. તેઓ બગદાદમાં રહીને પોતાની હકૂમત ચલાવતા અને ખલીફને તેમણે પોતાનો આશ્રિત બનાવી મૂક્યો.

હવે ઇસ્લામની એકતા એ દૂરના ભૂતકાળની વસ્તુ બની ગઈ હતી. મીસરથી માંડીને મધ્ય એશિયામાં આવેલા ખોરાસાન સુધી બધે અલગ અલગ રાજ્યો થઈ ગયાં હતાં. અને એથીયે દૂર પૂર્વના પ્રદેશોમાંથી ગોપ જાતિઓ પશ્ચિમ તરફ આવતી હતી. મધ્ય એશિયાના પ્રાચીન તુર્ક લોકો મુસલમાન થયા હતા અને તેમણે આવીને બગદાદનો કબજો લીધો. એ લોકો સેલ્જુક તુર્ક તરીકે ઓળખાય છે. તેમણે કૉન્સ્ટાન્ટિનોપલના સૈન્યને સખત હાર આપી અને યુરોપને આશ્ચર્યચકિત કરી મૂક્યું. કેમકે યુરોપના લોકો એમ ધારતા હતા કે આરબો અને મુસલમાનોનું જોર હવે ખતમ થયું છે અને દિવસે દિવસે તેઓ વધારે ને વધારે નબળા પડતા જાય છે. આરબ લોકો અતિશય કમજોર બની ગયા હતા એ વાત સાચી, પરંતુ તેમને બદલે હવે સેલ્જુક તુર્કો ઇસ્લામનો ઝંડો ફરકાવવા અને યુરોપને પડકાર આપવા આગળ આવ્યા હતા.

આપણે આગળ જોઈશું કે આ પડકાર ઝીલી લેવામાં આવ્યો અને મુસ્લિમો સામે લડવાને તથા પોતાનું પવિત્ર શહેર જેરૂસલેમ ફરી પાછું જીતી લેવાને યુરોપની ખ્રિસ્તી પ્રજાઓએ 'ક્રૂઝેડ' એટલે કે ધર્મ-યુદ્ધ આરંભ્યું. પૅલેસ્ટાઇન, એશિયામાઇનર અને સીરિયાનો કબજો મેળવવા માટે મુસલમાનો અને ખ્રિસ્તીઓ સો વરસથી પણ વધારે વખત સુધી એકબીજાની સામે લડ્યા અને એ દેશોની લગભગ બધી ભૂમિ મનુષ્યના લોહીથી તરબોળ કરી. પરિણામે બંનેએ

એકબીજાને કમજોર બનાવ્યા. એ પ્રદેશનાં આબાદ શહેરો તેમની મહત્તા અને વેપાર રોજગાર ગુમાવી બેઠાં તથા પાકથી લચી રહેલાં ખેતરો વેરાન થઈ ગયાં.

આમ તેઓ એકબીજાની સામે લડતા હતા. તેમની લડાઈનો અંત આવ્યો તે પહેલાં જ એશિયાને બીજે છેડે મંગોલિયામાં ચંગીઝખાન મંગોલ પેદા થયો. તેને 'ધરણી ધ્રુજાવનાર' મંગોલ કહેવામાં આવે છે. અને સાચે જ કંઈ નહિ તો ભવિષ્યમાં એશિયા અને યુરોપને તો તે ધ્રુજાવવાનો હતો જ. તેણે અને તેના વંશજોએ બગદાદ તથા તેના સામ્રાજ્યનો અંત આણ્યો. મંગોલોએ તેને સર કર્યું તે સાથે જ બગદાદનું મહાન અને પ્રખ્યાત શહેર ધૂળ અને રાખનો ઢગલો થઈ ગયું અને તેના વીશ લાખ શહેરીઓ પૈકી ઘણાખરા મરણ પામ્યા હતા. ૧૨૫૮ની સાલમાં આ બનાવ બન્યો હતો.

બગદાદ શહેર ફરી પાછું આજે સમૃદ્ધ થયું છે અને તે ઇરાકની રાજધાની છે. પણ આજે તે તેની આગળની અવસ્થાની કેવળ છાયા સમાન છે. મંગોલોએ તેની જે ખાનાખરાબી કરી હતી તેમાંથી તે ફરી બેઠું ન થયું.

## ૫૧

# ઉત્તર હિંદુસ્તાન — હર્ષથી મહમૂદ ગઝની સુધી

૧ જૂન, ૧૯૩૨

આરબ અથવા સેરેસન લોકોની વાત રહેવા દઈને હવે આપણે બીજા દેશો તરફ વળીએ. આરબોની સત્તા વધી અને તેમણે મુલકો જીત્યા તથા તેઓ ચોતરફ ફેલાયા અને છેવટે તેમની પડતી થઈ એ સમય દરમ્યાન હિંદુસ્તાન, ચીન અને યુરોપના દેશોમાં શું બની રહ્યું હતું? એ વિષે આપણે કંઈક ઝાંખી તો આ પહેલાં કરી છે — દક્ષિણ ફ્રાંસમાં ટૂર્સના રણક્ષેત્ર ઉપર યુરોપની બીજી પ્રજાઓનાં સંયુક્ત લશ્કરની મદદથી ચાર્લ્સ માર્ટેલે ૭૩૨ની સાલમાં આરબોને હરાવ્યા હતા, આરબોએ મધ્ય એશિયા જીતી લીધો હતો અને હિંદુસ્તાનમાં તેઓ સિંધ સુધી પહોંચ્યા હતા. પ્રથમ આપણે હિંદ તરફ વળીએ.

કનોજનો સમ્રાટ હર્ષવર્ધન ૬૪૮ની સાલમાં મરણ પામ્યો અને તેના મરણ પછી હિંદુસ્તાનની રાજકીય અધોગતિ વધારે ઉઘાડી પડી. આ અધોગતિ કેટલાક સમય પહેલાં શરૂ થઈ ગઈ હતી અને બૌદ્ધ ધર્મ તથા હિંદુ ધર્મના ઘર્ષણે એ ક્રિયાને વેગ આપ્યો હતો. હર્ષના અમલ દરમ્યાન બહારથી દબદબો અને ગૌરવ દેખાતાં હતાં ખરાં પરંતુ તે પણ અલ્પ સમય માટે જ. તેના પછી ઉત્તર હિંદમાં નાનાં નાનાં ઘણાં રાજ્યો ઊભાં થયાં. તેમાંનાં કેટલાંક કદી કદી ટૂંક સમય માટે ગૌરવ પ્રાપ્ત કરતાં અને કેટલાંક કદી કદી આપસમાં એક-બીજા સામે લડતાં. એમ છતાં પણ હર્ષના સમય પછી ત્રણસો કરતાં વધારે વરસના આ ગાળામાં કળા અને સાહિત્ય ખીલતાં રહ્યાં તથા લોકોપયોગી સુંદર બાંધકામો થયાં એ નવાઈ પામવા જેવું છે. આ કાળ દરમ્યાન ભવભૂતિ અને રાજશેખર જેવા પ્રસિદ્ધ સંસ્કૃત સાહિત્યકારો થઈ ગયા. વળી એ જ સમય દરમ્યાન નાના નાના એવા કેટલાક રાજાઓ થઈ ગયા જેમનું રાજકીય દૃષ્ટિએ ઝાઝું મહત્ત્વ નથી પણ તેમના અમલ દરમ્યાન કળા અને સાહિત્ય ખીલવા પામ્યાં તેથી કરીને તેઓ પ્રખ્યાત થયા છે. એમાંનો ભોજરાજા તો લોકોની નજરમાં પુરાણોના આદર્શ

રાજાના જેવો બની ગયો છે અને આજે પણ લોકો આદર્શ રાજા તરીકે તેનો ઉલ્લેખ કરે છે.

પરંતુ ક્યાંક ક્યાંક આવાં ઉજ્જ્વળ ચિહ્નો નજરે પડતાં હોવા છતાં ઉત્તર હિંદની અધોગતિ શરૂ થઈ ચૂકી હતી. ફરી પાછું દક્ષિણ હિંદ આગળ આવતું હતું અને ઉત્તર હિંદને ઢાંકી દેતું હતું. મારા આગળના એક પત્રમાં (૪૪) એ સમયના દક્ષિણ હિંદ વિષે, ચાલુક્ય અને ચોલ સામ્રાજ્યો વિષે તથા પલ્લવો અને રાષ્ટ્રકૂટો વિષે મેં તને કંઈક કહ્યું હતું. જેણે પોતાના ટૂંક જીવનમાં આખા દેશના વિદ્વાન અને અભણ લોકો ઉપર પોતાનો પ્રભાવ પાડ્યો તથા હિંદમાંથી બૌદ્ધ-ધર્મનો અંત લાવવામાં જેણે લગભગ સફળતા મેળવી તે શંકરાચાર્ય વિષે પણ મેં તને કહ્યું છે. વિચિત્ર વાત તો એ છે કે જ્યારે શંકરાચાર્ય એ કાર્ય કરી રહ્યા હતા ત્યારે એક નવો જ ધર્મ હિંદના દરવાજા ખખડાવી રહ્યો હતો. અને ઉપરાછાપરી જીત મેળવીને તેણે હિંદમાં પ્રવેશ કર્યો તથા અહીંની પ્રચલિત વ્યવસ્થાને તેણે પડકાર કર્યો.

આરબ લોકો બહુ જલદીથી, હર્ષના જીવનકાળ દરમ્યાન જ, હિંદની સરહદ ઉપર પહોંચી ગયા. થોડો વખત તેઓ ત્યાં થોભી ગયા અને પછી તેમણે સિંધનો કબજો લીધો. ૭૧૦ની સાલમાં મહંમદ બિન કાસીમ નામના એક ૧૭ વરસના જુવાન છોકરાએ આરબ સૈન્યની સરદારી લઈને પશ્ચિમ પંજાબમાં આવેલા મુલતાન સુધીની સિંધુ નદીની ખીણ જીતી લીધી. આરબોની હિંદની જીતનો સૌથી વધારે વિસ્તાર આટલો જ હતો. તેમણે વધારે પ્રયત્ન કર્યો હોત તો સંભવ છે કે તેઓ આગળ વધી શક્યા હોત. ઉત્તર હિંદુસ્તાન નબળું પડી ગયું હતું એટલે આગળ વધવું મુશ્કેલ ન થાત. આ આરબ લોકો અને તેમની પાડોશના રાજાઓ વચ્ચે વારંવાર લડાઈઓ ચાલ્યા કરતી હતી છતાંયે મુલકો જીતવાનો સંગઠિત પ્રયત્ન કરવામાં આવ્યો નહોતો. એથી કરીને રાજકીય દૃષ્ટિએ આરબોની સિંધની જીત બહુ મહત્ત્વની બીના નહોતી. હજી ઘણી સદીઓ પછી મુસલમાનો હિંદને જીતવાના હતા. પરંતુ આરબોના હિંદના લોકો જોડેના સંપર્કથી સાંસ્કૃતિક દૃષ્ટિએ ભારે પરિણામો આવ્યાં.

આરબ લોકોને દક્ષિણના રાજાઓ જોડે અને ખાસ કરીને રાષ્ટ્રકૂટો જોડે મિત્રતાભર્યો સંબંધ હતો. હિંદના પશ્ચિમ કિનારા ઉપર ઘણા આરબો વસ્યા અને પોતપોતાની વસાહતોમાં તેમણે મસીદો પણ બાંધી.

આરબ પ્રવાસીઓ અને વેપારીઓ હિંદના જુદા જુદા ભાગોની મુલાકાત લેતા. ઉત્તર હિંદની, ખાસ કરીને વૈદકના શિક્ષણ માટે પ્રખ્યાત તક્ષશિલા વિદ્યાપીઠમાં સંખ્યાબંધ આરબ વિદ્યાર્થીઓ આવતા હતા. એમ કહેવાય છે કે હારૂનલ રશીદના સમયમાં હિંદના વિદ્વાનોની બગદાદમાં ભારે શાખ હતી અને ત્યાંની ઇસ્પિતાલો તથા તબીબી શાળાઓ ચલાવવા માટે હિંદમાંથી વૈદો જતા હતા. ગણિત તથા જ્યોતિષના ઘણા સંસ્કૃત ગ્રંથોનો અરબી ભાષામાં અનુવાદ કરવામાં આવ્યો હતો.

આમ આરબ લોકોએ પુરાણી હિંદી આર્ય સંસ્કૃતિમાંથી ઘણું અપનાવ્યું. આ ઉપરાંત ઈરાનની સંસ્કૃતિમાંથી પણ તેમણે ઘણું ગ્રહણ કર્યું તેમજ ગ્રીક સંસ્કૃતિમાંથી પણ કંઈક લીધું. ભર યૌવનના જોમવાળી કોઈ નવી જાતિના જેવી આરબ લોકોની સ્થિતિ હતી. તેમની આસપાસની બધી પ્રાચીન સંસ્કૃતિઓમાંથી તેમણે ફાયદો ઉઠાવ્યો અને શીખવા જેવું બધું શીખી લીધું અને એના પાયા ઉપર તેમણે પોતાની સેરેસન સંસ્કૃતિ નિર્માણ કરી. બીજી સંસ્કૃતિઓને મુકાબલે તેનું જીવન ટૂંકું હતું, પરંતુ તે તેજસ્વી જીવન હતું અને યુરોપના મધ્યયુગની અંધકારમય પૂર્વપીઠિકાને મુકાબલે તે ઝગાહગી રહ્યું છે.

આરબ લોકોએ હિંદી આર્ય સંસ્કૃતિ તથા ઈરાન અને ગ્રીસની સંસ્કૃતિના સંપર્કથી લાભ ઉઠાવ્યો પરંતુ હિંદુસ્તાન, ઈરાન કે ગ્રીસના લોકોએ તેમના સંસર્ગનો નામનો જ લાભ ઉઠાવ્યો એ આશ્ચર્યકારક બીના છે. સંભવ છે કે આરબ લોકો જોમ અને વેગથી ઊભરાતી યુવાન પ્રજા હતી જ્યારે ઉપર જણાવેલી બીજી પ્રજાઓ પુરાણી હતી અને જૂને ચીલે ચાલતી હતી તથા તેમને પરિવર્તનની ઝાઝી પરવા નહોતી. વળી એ પણ એક અજબ જેવી વાત છે કે પ્રજાઓ કે જાતિઓ ઉપર પણ વ્યક્તિની પેઠે જ વયની અસર થાય છે — વૃદ્ધાવસ્થાથી તેમની ગતિ મંદ પડે છે, તેમનાં શરીર અને મન જડ બની જાય છે, તેઓ સ્થિતિચુસ્ત બની જાય છે અને પરિવર્તનનો તેમને ડર લાગે છે.

એથી કરીને કેટલીક સદીઓ સુધીના આરબોના સંપર્કની હિંદ ઉપર ઝાઝી અસર ન થઈ તેમજ તેના જીવનમાં ઝાઝો ફેરફાર પણ ન થયો. પરંતુ એ લાંબા ગાળા દરમ્યાન ઇસ્લામના નવા ધર્મનો હિંદને કંઈક પરિચય થયો હશે. આરબ મુસલમાનો અવારનવાર અહીં આવતા-જતા હતા. તેમણે અહીં મસીદો પણ બાંધી હતી અને કદી કદી પોતાના ધર્મનો ઉપદેશ પણ તેઓ કરતા હતા તથા કેટલાક લોકોને

તેમણે પોતાના ધર્મમાં પણ લીધા હતા. તે જમાનાનામાં આ બધાનો સામે વાંધો હોય અથવા તો હિંદુધર્મ અને ઇસ્લામ વચ્ચે ઘર્ષણ હોય એમ જણાતું નથી. પાછળના સમયમાં એ બે ધર્મો વચ્ચે ઘર્ષણ અને લડાઈટંટા ઊભા થયા એટલા ખાતર આપણે આ વસ્તુની નોંધ લેવી ઘટે. છેક અગિયારમી સદીમાં જ્યારે હાથમાં સમશેર ધારણ કરીને ઇસ્લામ વિજેતાના લેબાશમાં હિંદમાં દાખલ થયો ત્યારે જ તેણે અહીં સામેથી ઝનૂની પ્રત્યાઘાત પેદા કર્યો. પરિણામે જૂની સહિષ્ણુતાનો લોપ થયો અને તિરસ્કાર તથા ઘર્ષણે તેનું સ્થાન લીધું.

આગ લગાડતો અને કતલ કરતો હાથમાં સમશેર લઈને હિંદમાં આવનાર ગઝનીનો મહમૂદ હતો. ગઝની આજે અફઘાનિસ્તાનનો એક નાનકડો કસબો છે. દશમી સદીમાં ગઝનીની આસપાસના પ્રદેશમાં એક રાજ્ય ઊભું થયું. મધ્ય એશિયાનાં રાજ્યો બગદાદના ખલીફને નામનાં આધીન હતાં, પરંતુ હું આગળ ઉપર તને કહી ગયો છું તે પ્રમાણે હારૂનલ રશીદના મરણ પછી ખલીફો નબળા પડ્યા અને પછી એવો સમય આવ્યો કે તેમનું સામ્રાજ્ય અનેક સ્વતંત્ર રાજ્યમાં વિભક્ત થઈ ગયું. જેની આપણે હમણાં વાત કરી રહ્યાં છીએ તે આ સમય હતો. ૯૭૫ની સાલના અરસામાં સબક્તગીન નામના એક તુર્ક ગુલામે ગઝની અને કંદહારની આસપાસ પોતાનું રાજ્ય ઊભું કર્યું. તેણે હિંદ ઉપર પણ ચડાઈ કરી હતી. તે સમયે જયપાલ નામનો પુરુષ લાહોરનો રાજા હતો. સાહસિક જયપાલ કાબુલની ખીણ સુધી સબક્તગીનની સામે ધસી ગયો પણ છેવટે હારી ગયો.

સબક્તગીન પછી તેનો પુત્ર મહમૂદ તેની ગાદીએ આવ્યો. તે ભારે સમર્થ સેનાપતિ અને ઘોડેસવાર સૈન્યનો કુશળ નાયક હતો. વરસોવરસ તે હિંદ ઉપર હુમલો કરતો, લૂંટ ચલાવતો, કતલ કરતો અને પુષ્કળ દ્રવ્ય તથા સંખ્યાબંધ માણસોને કેદી તરીકે પોતાને દેશ લઈ જતો હતો. એકંદરે તેણે હિંદ ઉપર ૧૭ હુમલા કર્યા અને તેમાં ફક્ત એક કાશ્મીરની ચડાઈમાં જ તેને નિષ્ફળતા મળી હતી. એની બીજી બધી ચડાઈઓમાં તે સફળ થયો અને આખા ઉત્તર હિંદુસ્તાનમાં તો તે ભારે ત્રાસરૂપ થઈ ગયો. તે દક્ષિણમાં પાટલીપુત્ર, મથુરા અને સોમનાથ સુધી પહોંચ્યો હતો. કહેવાય છે કે થાણેશ્વરમાંથી તે બે લાખ કેદીઓ અને અખૂટ દોલત લઈ ગયો હતો. પરંતુ સૌથી વધારે દ્રવ્ય તો તેને સોમનાથમાંથી મળ્યું હતું. કારણ કે તે બહુ મોટું દેવાલય હતું

અને અનેક સદીઓથી મળતી આવતી ભેટોનું દ્રવ્ય ત્યાં એકઠું થયું હતું. એમ કહેવાય છે કે મહમૂદ ત્યાં પહોંચ્યો ત્યારે, જેમની તેઓ પૂજા કરતા હતા તે દેવ ચમત્કારથી તેમને ઉગારી લેશે એવી આશાથી હજારો લોકોએ સોમનાથના મંદિરમાં આશરો લીધો હતો. પરંતુ શ્રદ્ધાળુ લોકોની કલ્પના સિવાય અન્યત્ર જવલ્લે જ ચમત્કારો થાય છે. મહમૂદે મંદિર તોડયું અને તે લૂટયું પરંતુ જેની આશા રાખવામાં આવી હતી તે ચમત્કાર તો બન્યો નહિ અને પચાસ હજાર માણસોનો નાશ થયો.

૧૦૩૦ની સાલમાં મહમૂદ મરણ પામ્યો. એ સમયે આખો પંજાબ અને સિંધ તેની હકૂમત નીચે હતાં. હિંદમાં આવીને ઇસ્લામનો ફેલાવો કરનાર એક મહાન નેતા તરીકે તેને ગણવામાં આવે છે. મોટા ભાગના મુસલમાનો તેના પ્રત્યે ભારે માનની નજરે જુએ છે અને મોટા ભાગના હિંદુઓ તેને ધિક્કારે છે. ખરી રીતે તેને ભાગ્યે જ ધાર્મિક માણસ ગણી શકાય. તે જાતે મુસલમાન હતો એ ખરું પરંતુ તે તો અકસ્માત જ ગણાય. ખાસ કરીને તે યોદ્ધો હતો — અતિશય પ્રતિભાશાળી યોદ્ધો હતો. કમભાગ્યે બીજા યોદ્ધાઓની જેમ તે જીત મેળવવા અને લૂંટ કરવા હિંદમાં આવ્યો હતો; અને તે ચાહે તે ધર્મનો હોત તો પણ તે એમ જ કરત. તેણે સિંધના મુસલમાન રાજાઓને પણ ડરાવ્યા હતા. તેઓ તેને તાબે થયા અને તેને ખંડણી આપવાને કબૂલ થયા ત્યારે જ તેણે તેમને છોડ્યા એ બીના યાદ રાખવા જેવી છે. બગદાદના ખલીફને પણ મારી નાખવાની તેણે દાટી આપી હતી અને તેની પાસેથી સમરકંદની તેણે માગણી કરી હતી. એથી કરીને મહમૂદને એક સફળ યોદ્ધા કરતાં વિશેષ ગણવાની ભૂલમાં આપણે ન ફસાવું જોઈએ.

મહમૂદ હિંદમાંથી સંખ્યાબંધ સ્થપતિઓ, સલાટો, અને બીજા કારીગરો ગઝની લઈ ગયો અને તેમની પાસે ત્યાં આગળ એક સુંદર મસીદ બંધાવી. તેનું નામ તેણે 'ઉરૂસે જન્નત' સ્વર્ગીય વધૂ એવું રાખ્યું. બાગબગીચાનો તે ખૂબ શોખીન હતો.

મહમૂદે આપણને મથુરાનો ઝાંખો ખ્યાલ આપ્યો છે. એ ઉપરથી મથુરા તે સમયે કેવડું મોટું શહેર હશે તેની આપણને કાંઈક કલ્પના આવે છે. ગઝનીના સૂબાને તેણે લખેલા પત્રમાં તે જણાવે છે, 'અહીં આગળ ( મથુરામાં ) મુસલમાનોના ઈમાન જેવી દૃઢ એક હજાર ઇમારતો

છે. કરોડો દિનારના (એક સિક્કો) ખર્ચ વિના એ શહેર તેની આજની સ્થિતિએ પહોંચ્યું હોય એ બનવાજોગ નથી. બસો વરસથી ઓછા સમયમાં એના જેવું બીજું શહેર બાંધી શકાય એમ નથી.'

મહમૂદે મથુરાનું કરેલું આ વર્ણન ફિરદોશીના હેવાલમાંથી આપણને મળે છે. ફિરદોશી ફારસીનો મહાન કવિ હતો અને તે મહમૂદના સમયમાં થઈ ગયો છે. ફિરદોશી અને તેની મુખ્ય કૃતિ શાહનામાનો ઉલ્લેખ મેં મારા ગયા વરસના એક પત્રમાં કર્યાનું મને સ્મરણ છે. એવી વાત ચાલે છે કે મહમૂદની આજ્ઞાથી ફિરદોશીએ શાહનામું લખ્યું હતું. તેણે એ કાવ્યની દરેક બેત માટે ફિરદોશીને એક સોનાનો દીનાર આપવાનું વચન આપ્યું હતું. પરંતુ ફિરદોશી ગણતરીપૂર્વક કે ટૂંકાણમાં લખવામાં માનતો ન હતો. એથી કરીને તેણે ખૂબ લંબાણથી લખ્યું. જ્યારે તેણે એ કાવ્યની હજારો બેતો મહમૂદને બતાવી ત્યારે તેણે તેની કૃતિનાં ખૂબ વખાણ કર્યાં. પરંતુ તેનું દામ આપવાના પોતાના અવિચારી વચન માટે મહમૂદને પસ્તાવો થયો. તેણે ફિરદોશીને તેની કબૂલાત કરતાં ઘણું ઓછું દામ આપવાનો પ્રયાસ કરી જોયો પરંતુ એથી કવિ અત્યંત ક્રોધે ભરાયો અને તેણે કશું પણ લેવાની ના પાડી.

હર્ષથી મહમૂદ સુધી આપણે લાંબી છલંગ ભરી અને સાડીત્રણસોથી પણ વધારે વરસોના હિંદના ઇતિહાસ ઉપર નજર કરી ગયાં. મને લાગે છે કે આ લાંબા ગાળા વિષે ઘણી રસિક હકીકતો આપી શકાય. પરંતુ હું પોતે જ એ વિષે અજ્ઞાણ છું એટલે એ વિષે વિવેકભર્યું મૌન જાળવવું એ જ મારે માટે ઉચિત થઈ પડશે. કદી કદી માંહોમાંહે લડતા અને વખત આવ્યે ઉત્તર હિંદમાં પંચાલ રાજ્યના જેવાં મોટાં રાજ્યો સ્થાપનાર રાજાઓ અને શાસકો વિષે હું તને કંઈક કહી શકું ખરો. વળી, કનોજ ઉપર શી શી વિપતો પડી; કાશ્મીરના રાજાઓએ પ્રથમ તેના ઉપર કેવી રીતે હુમલો કર્યો અને થોડા વખત સુધી તેને પોતાને કબજે રાખ્યું તથા તે પછી બંગાળના રાજાએ અને તેના પછી દક્ષિણના રાષ્ટ્રકૂટોએ તેના ઉપર કેવી રીતે હુમલા કર્યા અને પોતાને કબજે કર્યું તે વિષે પણ હું તને કાંઈ કહી શકું. પરંતુ એ બધી વિગતોની નોંધથી કશો અર્થ સરે એમ નથી અને તે ઊલટી તને ગૂંચવાડામાં નાખી દે એવો સંભવ છે.

આપણે હિંદના ઇતિહાસના એક લાંબા પ્રકરણને અંતે આવી પહોંચ્યાં છીએ અને હવે નવું પ્રકરણ શરૂ થાય છે. ઇતિહાસને અમુક

હિસ્સાઓમાં વહેંચી નાખવો એ મુશ્કેલ છે. સામાન્ય રીતે એમ કરવું ઉચિત પણ નથી. ઇતિહાસ એ તો એક વહેતી નદીના જેવો છે. નદીની માફક તે નિરંતર વહ્યાં જ કરે છે. એમ છતાં પણ તે બદલાતો રહે છે અને કેટલીક વાર તેનો એક તબક્કો પૂરો થતો અને બીજાનો આરંભ થતો આપણે જોઈ શકીએ છીએ. પરંતુ આ ફેરફારો એકાએક નથી થતા; એક સ્થિતિ બીજી સ્થિતિમાં પલટાઈ જાય છે અને એ રીતે બધાં પરિવર્તનો એકબીજા સાથે સંકળાયેલાં હોય છે. આમ હિંદને લાગેવળગે છે ત્યાં સુધી ઇતિહાસના અનંત નાટકના એક અંકને છેડે આપણે આવી પહોંચ્યાં છીએ. જેને હિંદુ યુગ કહેવામાં આવે છે તે ધીરે ધીરે પૂરો થાય છે અને કેટલાંક હજાર વરસો સુધી ખીલતી રહેલી હિંદી આર્ય સંસ્કૃતિને એક નવી જ આવેલી સંસ્કૃતિનો સામનો કરવો પડે છે. પરંતુ આ ફેરફાર ઓચિંતો નહોતો થયો એ તું લક્ષમાં રાખજે. એ પરિવર્તનની ક્રિયા ધીમેધીમે થઈ હતી. મહમૂદની સાથે ઉત્તર હિંદમાં ઇસ્લામ દાખલ થયો. મુસલમાનોના એ વિજયની લાંબા વખત સુધી દક્ષિણ હિંદ ઉપર અસર નહોતી થઈ અને બસો વરસ સુધી તો બંગાળ પણ એ અસરથી મુક્ત રહ્યું હતું. આગળ ઉપર જે પોતાની સાહસપૂર્ણ વીરતા માટે મશહૂર થવાનું હતું તે ચિતોડ ઉત્તરમાં રજપૂત જાતિઓના સંગઠનનું કેન્દ્ર બનતું આપણને માલૂમ પડે છે. પરંતુ મુસલમાનોના વિજયનો જુવાળ નિશ્ચિતપણે અને અનિવાર્ય રીતે આગળ વધી રહ્યો હતો અને ચાહે એટલી વ્યક્તિગત હિંમત પણ તેને ખાળી શકે એમ નહોતું. પ્રાચીન આર્ય હિંદની અવનતિ થતી જતી હતી એમાં જરાયે શંકા નથી.

પરદેશીઓ અને વિજેતાઓને ખાળવા માટે અસમર્થ નીવડતાં હિંદી આર્ય સંસ્કૃતિએ આત્મરક્ષાની નીતિ અખત્યાર કરી. પોતાનો બચાવ કરવાનો પ્રયાસ કરતાં તેણે પોતાની આસપાસ જડ કલેવર યા કવચ નિર્માણ કર્યું. જેમાં આજ સુધી વિકાસનું તત્ત્વ હતું તે જ્ઞાતિ-વ્યવસ્થાને તેણે વધારે ચુસ્ત અને જડ કરી મૂકી. પોતાના સ્ત્રીવર્ગની સ્વતંત્રતા તેણે ઓછી કરી નાખી. તેની ગ્રામપંચાયતોની સુધ્ધાં દુર્દશા કરવામાં આવી. પરંતુ વધારે વીર્યશાળી જાતિઓની સામે તેની અવનતિ થતી જતી હતી તે સ્થિતિમાં પણ તેણે તેમના ઉપર પોતાનો પ્રભાવ પાડવાનો અને તેમને પોતાની રીતે ઘડવાનો પ્રયાસ કર્યો. અને આ આર્ય સંસ્કૃતિમાં સમન્વય કરવાની અને બીજાઓને પોતામાં સમાવી

લેવાની એવી ભારે શક્તિ હતી કે વિજેતાઓ ઉપર પણ સાંસ્કૃતિક વિજય મેળવવામાં તેને કેટલેક અંશે સફળતા મળી.

તારે એ લક્ષમાં રાખવું જોઈએ કે આ સંઘર્ષ ભારતીય આર્ય સંસ્કૃતિ અને અતિશય સંસ્કારી આરબો વચ્ચે નહોતો. એ સંઘર્ષ તો સંસ્કારી છતાં જીર્ણ થઈ ગયેલા હિંદ અને જેમણે તાજેતરમાં જ ઇસ્લામી ધર્મનો અંગીકાર કર્યો હતો તેવી મધ્ય એશિયાની અર્ધ સંસ્કારી અને કેટલીક વાર તો ગોપ જાતિઓ વચ્ચે હતો. કમનસીબે આ કારણથી હિંદુસ્તાને સભ્યતાના અભાવ અને મહમૂદની ચડાઈઓના કેર સાથે ઇસ્લામને જોડી દીધો અને પરિણામે તેમાંથી કડવાશ પેદા થઈ.

## ૫૨

# યુરોપના દેશો નિર્માણ થવા લાગે છે

૩ જૂન, ૧૯૩૨

બેટી, હવે આપણે યુરોપની મુલાકાત લઈશું? છેલ્લાં આપણે ત્યાં હતાં ત્યારે તે દુર્દશામાં હતો. રોમનું પતન પશ્ચિમ યુરોપને માટે તો સંસ્કૃતિના પતન સમું નીવડ્યું. કૉન્સ્ટાન્ટિનોપલના અમલ નીચેના મુલક સિવાયના પૂર્વ યુરોપની દશા તો એથીયે બૂરી હતી. એટીલા નામના હૂણ લોકોના સરદારે આગ અને ભાંગફોડથી યુરોપનો ઘણો મુલક ઉજાડ કરી મૂક્યો હતો. પરંતુ પૂર્વનું રોમન સામ્રાજ્ય તેની અવનતિ થતી જતી હોવા છતાં હજુ ટકી રહ્યું હતું અને કદી કદી પોતાની તાકાત બતાવતું હતું.

રોમના પતનના આંચકામાંથી પશ્ચિમ યુરોપ થાળે પડવા માંડ્યું હતું અને ત્યાં હવે નવી જ રીતે પુનર્ઘટના થવા લાગી હતી. પરંતુ એ આંચકામાંથી થાળે પડતાં તેને ઘણો સમય લાગ્યો. પરંતુ વખત જતાં તે ખીલતી ગઈ તેમ તેમ પશ્ચિમ યુરોપમાં નવી વ્યવસ્થા આપણે નિહાળી શકીએ છીએ. કદી કદી સાધુસંતોના શાંતિમય પ્રયાસોથી તો કદી કદી પરાક્રમી રાજાઓની તરવારના જોરથી ખ્રિસ્તી ધર્મનો ફેલાવો થતો જતો હતો. નવાં નવાં રાજ્યો ઊભાં થાય છે. ફ્રાંસ, બેલ્જિયમ અને જર્મનીના અમુક ભાગમાં ક્લોવીસ નામના પોતાના રાજાની આગેવાની નીચે ફ્રેંક જાતિના લોકોએ ( આ લોકોને તું પછીના ફ્રેંચ લોકો જોડે સેળભેળ કરી દઈશ નહિ.) રાજ્ય સ્થાપ્યું. ક્લોવીસે ૪૮૧થી ૫૧૧ની સાલ સુધી રાજ્ય કર્યું. ક્લોવીસના દાદાના નામ ઉપરથી આ રાજવંશ મેરોવિન્જિયન વંશ કહેવાય છે. પરંતુ થોડા જ સમયમાં 'મેયર ઑફ ધ પૅલેસ' એટલે કે રાજમહેલના કારભારી નામથી ઓળખાતા રાજદરબારના અધિકારીએ રાજ્યની લગામ પોતાને હાથ કરી અને રાજાને પાછો પાડી દીધો. આ મેયરો અથવા કારભારીઓ સર્વસત્તાધીશ થયા એટલું જ નહિ પણ તેમનો હોદ્દો પણ વંશપરંપરાગત થઈ ગયો. રાજ્યના ખરા શાસકો તેઓ જ હતા, કહેવાતા રાજાઓ તો માત્ર પૂતળાં જેવા હતા.

ચાર્લ્સ માર્ટેલ નામના આવા એક મેયરે જ ફ્રાંસમાં ટૂર્સના રણક્ષેત્રના મહાન યુદ્ધમાં ૭૩૨ની સાલમાં સેરેસન લોકોને હરાવ્યા હતા. તેમના ઉપર જીત મેળવીને તેણે સેરેસન લોકોના વિજયના જુવાળને અટકાવ્યો. ખ્રિસ્તી લોકોની નજરે તો, એમ કરીને તેણે આખા યુરોપને ઉગાર્યું. એને લીધે તેની પ્રતિષ્ઠા અને આબરૂ ખૂબ વધી ગયાં. લોકો તેને દુશ્મનોની સામે ખ્રિસ્તી જગતનો રક્ષક અને તારણહાર માનવા લાગ્યા. એ સમયે કૉન્સ્ટાન્ટિનોપલના સમ્રાટ સાથે રોમના પોપનો સંબંધ બગડ્યો હતો. એથી કરીને પોપો સહાય માટે ચાર્લ્સ માર્ટેલ તરફ નજર કરવા લાગ્યા. ચાર્લ્સ માર્ટેલના પુત્ર પીપીને પૂતળા સમાન રાજાને ઉઠાડી મૂક્યો અને તે પોતે રાજા બની બેઠો. અને પોપે સહર્ષ આ ફેરફાર મંજૂર રાખ્યો.

પીપીનને શાર્લમેન નામનો પુત્ર હતો. પોપ ઉપર ફરીથી આફત આવી પડી અને તેણે શાર્લમેનને પોતાની મદદે બોલાવ્યો. શાર્લમેન અથવા ચાર્લ્સ તેની મદદે ગયો અને પોપના દુશ્મનોને તેણે હાંકી કાઢ્યા. ઈ. સ. ૮૦૦ના નાતાલના દિવસે મોટો સમારંભ કરીને રોમના દેવળમાં પોપે શાર્લમેનનો રોમન સમ્રાટ તરીકે રાજ્યાભિષેક કર્યો. એ દિવસથી 'હોલી રોમન એમ્પાયર' એટલે કે, પવિત્ર રોમન સામ્રાજ્યનો આરંભ થયો. એને વિષે પહેલાં મેં તને એક વખત લખ્યું હતું.

આ એક વિચિત્ર પ્રકારનું સામ્રાજ્ય છે અને તેનો પાછળનો એટલે કે ધીમે ધીમે તે લુપ્ત થતું જતું હતું તે વખતનો ઇતિહાસ તો વળી એથીયે વિચિત્ર છે.

'એલિસ ઇન ધ વંડરલૅન્ડ'માંની ચેશાયરની બિલ્લીનું શરીર ધીમે ધીમે અદૃશ્ય થતું જઈ છેવટે જેમ તેના સ્મિતની છાયા જ બાકી રહે છે તેમ આ સામ્રાજ્યના દેહનો નાશ થયા પછી તેની એક છટા જ માત્ર રહી ગઈ. યુરોપી સમાજ ઉપરની અસર ઉપરથી જ આપણને તેના અસ્તિત્વની પ્રતીતિ થાય છે. પરંતુ એ સ્થિતિ તો હજી આવવાની હતી અને આપણે ભવિષ્યમાં ડોકિયું કરવાની હાલ જરૂર નથી.

આ પવિત્ર રોમન સામ્રાજ્ય એ કંઈ પશ્ચિમી રોમન સામ્રાજ્યની પૂર્તિ નહોતું. એ તો તેનાથી કંઈક ભિન્ન વસ્તુ હતી. તે પોતાને દુનિયાનું એકમાત્ર સામ્રાજ્ય માનતું હતું. એનો સમ્રાટ, કદાચ પોપ સિવાય, દુનિયામાં સર્વનો ઉપરીઅધિકારી મનાતો હતો. એમાંથી

મોટો કોણ એ બાબતમાં પોપ અને સમ્રાટ વચ્ચે કેટલીક સદીઓ સુધી ઝઘડો ચાલ્યા કર્યો. પરંતુ એ પણ હવે પછી બનવાનું હતું. આશ્ચર્યની વાત તો એ છે કે, રોમ જ્યારે દુનિયાનું સ્વામી ગણાતું હતું અને રોમન સામ્રાજ્ય તેની પરાકાષ્ઠાએ હતું ત્યારે તેના જ પુનરુત્થાન રૂપ આ નવું સામ્રાજ્ય મનાતું હતું. પરંતુ આ સામ્રાજ્યમાં ખ્રિસ્તી ધર્મની અથવા ખ્રિસ્તી જગતની એક નવી ભાવના ઉમેરાઈ હતી. એથી કરીને એ 'પવિત્ર' સામ્રાજ્ય કહેવાતું હતું. એનો સમ્રાટ પૃથ્વી ઉપર એક પ્રકારનો ઈશ્વરનો પ્રતિનિધિ મનાતો હતો. તે જ પ્રમાણે પોપ પણ દુનિયા ઉપરનો ઈશ્વરનો પ્રતિનિધિ ગણાતો હતો. સમ્રાટ રાજકીય બાબતો સમાલતો અને પોપ ધાર્મિક બાબતો. કંઈ નહિ તો એ વિષે આ પ્રકારની માન્યતા પ્રવર્તતી હતી. અને મારા ધારવા પ્રમાણે એના ઉપરથી જ યુરોપમાં રાજાના દૈવી અધિકારનો ખ્યાલ પેદા થવા પામ્યો હતો. સમ્રાટ ધર્મનો રક્ષક હતો. તને એ જાણીને રમૂજ પડશે કે અંગ્રેજોના રાજાને હજી પણ ધર્મનો રક્ષક કહેવામાં આવે છે.

જે 'અમીરુલ-મોમિનીન' એટલે કે ઈમાનદારોના યા મુસલમાનોના અગ્રણીના બિરુદથી ઓળખાતો હતો તે ખલીફા અને આ સમ્રાટની આપણે તુલના કરીએ. આરંભકાળમાં ખલીફા ખરેખર સમ્રાટ તેમજ પોપ બંને પદવી તથા સત્તા એકી સાથે ધરાવતો હતો. પરંતુ પછીથી તે માત્ર નામનો જ ખલીફ બની જાય છે એ આપણે આગળ ઉપર જોઈશું.

અલબત, કૉન્સ્ટાન્ટિનોપલના સમ્રાટો પશ્ચિમમાં આ નવા ઊભા થયેલા 'પવિત્ર રોમન સામ્રાજ્ય'ને બિલકુલ મંજૂર રાખતા નહોતા. જે સમયે શાર્લમેનનો રાજ્યાભિષેક થયો ત્યારે કૉન્સ્ટાન્ટિનોપલમાં ઇરીન નામની એક સ્ત્રી સમ્રાજ્ઞી બની બેઠી હતી. એ તે જ અધમ સ્ત્રી કે જેણે સમ્રાજ્ઞી થવા ખાતર પોતાના પેટના દીકરાનું ખૂન કર્યું હતું. એના અમલમાં રાજ્યની સ્થિતિ બહુ જ ખરાબ થઈ ગઈ હતી. કૉન્સ્ટાન્ટિનોપલથી છૂટા પડીને શાર્લમેનનો રાજ્યાભિષેક કરવાની પોપે હામ બીડી તેનું એ પણ એક કારણ હતું.

શાર્લમેન હવે પશ્ચિમ તરફના ખ્રિસ્તી જગતનો વડો, ઈશ્વરનો પૃથ્વી ઉપરનો પ્રતિનિધિ અને પવિત્ર રોમન સામ્રાજ્યનો સમ્રાટ બન્યો. કાનને આ શબ્દો કેવા દમામદાર લાગે છે! પરંતુ જનતાને ભરમાવીને અને મંત્રમુગ્ધ કરીને જ એવા શબ્દો પોતાનો હેતુ સાધે છે. ધર્મ

અને ઈશ્વરના નામનો ઉપયોગ કરીને સત્તાધીશોએ ઘણી વાર બીજાઓને મૂરખ બનાવી પોતાની સત્તા વધારવાનો પ્રયાસ કર્યો છે. રાજા, સમ્રાટ અને વડો ધર્માધ્યક્ષ સામાન્ય માણસની નજરમાં અસ્પષ્ટ અને છાયાવત્ બની જાય છે — સામાન્ય જીવનથી તેઓ સાવ અળગા રહે છે અને લગભગ દેવતુલ્ય બની જાય છે. તેમને વિષેની આ અગમ્યતાને કારણે લોકો, તેમનાથી ડરતા રહે છે. રાજદરબારના વૈવિધ્યપૂર્ણ શિષ્ટાચારો અને વિધિનિષેધો તથા મંદિરો કે દેવળોના એટલા જ વૈવિધ્યપૂર્ણ વિધિઓની તુલના કરી જો. ઉભયમાં એકસરખું જ નમવાનું, પગે પડવાનું અને જમીન ઉપર આળોટવાનું હોય છે. બાળપણથી જ આપણને સત્તાની આ વિવિધ રીતે પૂજા કરવાનું શીખવવામાં આવે છે. પણ એ પ્રેમની નહિ પણ ભયપ્રેરિત સેવા છે.

શાર્લમેન બગદાદના ખલીફ હારૂનલ રશીદનો સમકાલીન હતો. તે તેની જોડે પત્રવ્યવહાર કરતો હતો. શાર્લમેને બંનેએ ભેગા મળીને પૂર્વના રોમન સામ્રાજ્ય તથા સ્પેનના સેરેસનો જોડે લડવાની ખલીફાને દરખાસ્ત કરી હતી એ વાત લક્ષમાં રાખવા જેવી છે. આ સૂચનાનું કાંઈ પણ પરિણામ આવ્યું હોય એમ લાગતું નથી. પરંતુ રાજાઓ અને મુત્સદ્દીઓના મનોવ્યાપારો ઉપર એ બીના ઠીક ઠીક પ્રકાશ પાડે છે. તું જરા કલ્પના તો કર કે, 'પવિત્ર' સામ્રાજ્યનો સમ્રાટ અને ખ્રિસ્તી જગતનો વડો એક ખ્રિસ્તી અને બીજી આરબ સત્તા સામે બગદાદના ખલીફા સાથે મૈત્રી બાંધે છે. સ્પેનના સેરેસન લોકોએ બગદાદના અબ્બાસી ખલીફાને માન્ય રાખવાનો ઇન્કાર કર્યો હતો એ તને યાદ હશે. તેઓ સ્વતંત્ર થઈ ગયા હતા અને બગદાદને તેમની સામે વેર હતું. પરંતુ તેઓ એકબીજાથી એટલા બધા દૂર હતા કે તેમની વચ્ચે લડાઈ શક્ય નહોતી. વળી શાર્લમેન અને કૉન્સ્ટાન્ટિનોપલ વચ્ચે પણ કંઈ મીઠો સંબંધ નહોતો. અહીં પણ અંતરને કારણે જ તેમની વચ્ચે દેખીતી લડાઈ થતી અટકી હતી. એ ગમે તેમ હોય, પણ એક ખ્રિસ્તી અને આરબ સત્તાએ બીજી ખ્રિસ્તી અને આરબ સત્તા સામે લડવા માટે એકબીજા સાથે એકત્ર થવું એવી દરખાસ્ત મૂકવામાં આવી હતી. એ રાજાઓના અંતરની ખરી નેમ બળ, સત્તા અને ધનદોલત મેળવવાની હતી. પરંતુ તેમના આવા હેતુઓને સામાન્ય રીતે ધર્મના બુરખાથી ઢાંકી દેવામાં આવતા. સર્વત્ર આમ બનતું રહ્યું છે. હિંદુસ્તાનમાં પણ આપણે જોયું કે મહમૂદ ધર્મના નામે અહીં

આવ્યો હતો પરંતુ એ રીતે તેણે એનો સારી પેઠે ફાયદો ઉઠાવ્યો. ધર્મનું નામ લઈને આ જ સુધીમાં લોકોએ અનેક વાર લાભ ઉઠાવ્યો છે.

પરંતુ માણસના વિચારો અને ખ્યાલો યુગે યુગે બદલાતા રહે છે એટલે ઘણા લાંબા વખત ઉપર થઈ ગયેલા લોકો વિષે અભિપ્રાય બાંધવાનું આપણે માટે અતિશય મુશ્કેલ છે. આ વાત આપણે લક્ષમાં રાખવી જોઈએ. આજે આપણને નિર્વિવાદ લાગતી ઘણીખરી બાબતો તેમને અતિશય વિચિત્ર લાગતી હશે તેમ તેમની ટેવો, રહેણીકરણી અને આચારવિચારો આપણને વિચિત્ર ભાસે છે. જે સમયે લોકો મહાન આદર્શોની, પવિત્ર સામ્રાજ્યની, ઈશ્વરના પ્રતિનિધિ અને ઈશુના પ્રતિનિધિ તરીકે પોપની વાતો કરતા હતા ત્યારે પશ્ચિમ દુર્દશાની છેલ્લી કક્ષાએ પહોંચ્યું હતું. શાર્લમેનના અમલ પછી થોડા જ વખતમાં રોમ અને ઇટાલીની હાલત અતિશય ખરાબ થઈ ગઈ હતી. આપણને ઘૃણા પેદા થાય એવાં ભ્રષ્ટ સ્ત્રીપુરુષો રોમમાં તેમના મનમાં આવે તેમ વર્તતાં હતાં અને મરજીમાં આવે તેને પોપ બનાવતાં અથવા તેને સ્થાન-ભ્રષ્ટ કરતાં હતાં. ખરેખર, રોમના પતન પછી પશ્ચિમ યુરોપમાં સર્વત્ર જે અવ્યવસ્થા વ્યાપી રહી એને કારણે ઘણા લોકો એમ વિચારવાને પ્રેરાયા કે સામ્રાજ્યને જો ફરીથી સજીવન કરવામાં આવે તો સ્થિતિ સુધરવા પામે. વળી પ્રતિષ્ઠાને ખાતર પણ સમ્રાટ હોવો જોઈએ એમ માનનારા પણ ઘણા લોકો હતા. તે સમયનો એક પ્રાચીન લેખક કહે છે કે, 'ખ્રિસ્તી લોકોમાંથી સમ્રાટનું નામ ભૂંસાઈ જાય તો વિધર્મી લોકો તેમનું અપમાન કરે' એટલા ખાતર ચાર્લ્સને સમ્રાટ બનાવવામાં આવ્યો હતો.

શાર્લમેનના સામ્રાજ્યમાં ફ્રાંસ, બેલ્જિયમ, હોલેંડ, સ્વિટ્ઝરલેંડ, અર્ધું જર્મની અને અર્ધા ઇટાલીનો સમાવેશ થતો હતો. તેની નૈઋત્યે સ્પેનમાં આરબોનું રાજ્ય હતું, ઈશાનમાં સ્લાવ અને બીજી જાતિઓ હતી, ઉત્તરે ડેન અને નોર્થમેન હતા, અગ્નિ ખૂણામાં બલ્ગેરિયન અને સર્બિયન લોકો હતા અને તેની પેલી બાજુ કૉન્સ્ટાન્ટિનોપલના અમલ હેઠળનું પૂર્વનું રોમન સામ્રાજ્ય હતું.

૮૧૪ની સાલમાં શાર્લમેન મરણ પામ્યો. એના મૃત્યુ પછી તરત જ સામ્રાજ્યની સંપત્તિની વહેંચણી માટે ઝઘડા ઊભા થયા. તેના વંશજોમાં — તેઓ ચાર્લ્સના લૅટિન નામ કૅરોલસ ઉપરથી કાર્લોવિંજિયન કહેવાય છે — ઝાઝો માલ નહોતો એ તેમનાં ઉપનામો ઉપરથી જણાય

છે. તેનો એક વંશજ 'જાડો', બીજો 'ટાલિયો' અને ત્રીજો 'ધર્મિષ્ટ' કહેવાય છે. શાર્લમેનના સામ્રાજ્યના ભાગ પડતાં આપણે ફ્રાંસ અને જર્મનીને ભિન્ન દેશો તરીકે નિર્માણ થતા જોઈએ છીએ. એમ કહેવામાં આવે છે કે ૮૪૩ની સાલથી જર્મની એક રાષ્ટ્ર તરીકે હયાતી ભોગવતું થયું. વળી એમ પણ કહેવાય છે કે ૯૬૨થી ૯૭૩ની સાલ સુધી રાજ્ય કરનાર સમ્રાટ મહાન ઑટોએ ઘણે અંશે જર્મન લોકોનું એક અલગ પ્રજા તરીકે ઘડતર કર્યું. ફ્રાંસ પહેલેથી જ ઑટોના સામ્રાજ્યની બહાર હતું. ૯૮૭ની સાલમાં હ્યુ કેપેટે નિર્માલ્ય થઈ ગયેલા કાર્લોવિંજિયન રાજાઓને હાંકી કાઢીને ફ્રાંસનો કબજો મેળવ્યો. ખરી રીતે તો તેણે ફ્રાંસનો કબજો મેળવ્યો એમ ન કહી શકાય કેમકે ફ્રાંસ મોટા મોટા ટુકડામાં વહેંચાયેલું હતું અને તે દરેક પ્રદેશ ઉપર સ્વતંત્ર ઉમરાવો સત્તા ભોગવતા હતા. તથા તેઓ વારંવાર માંહોમાંહે એકબીજા સામે લડતા હતા. પરંતુ તેમનામાંના એકબીજાના કરતાં તેમને સમ્રાટ અને પોપનો ડર વધારે હતો. તેથી કરીને તેમનો સામનો કરવાને તે બધા એકત્ર થયા. હ્યુ કેપેટના સમયથી ફ્રાંસ એક રાષ્ટ્ર તરીકે હયાતી ભોગવતું થાય છે. રાષ્ટ્ર તરીકેની તેમની હયાતીના આરંભકાળથી જ આપણે ફ્રાંસ અને જર્મની વચ્ચે હરીફાઈ જોઈ શકીએ છીએ. એ હરીફાઈ છેલ્લાં હજાર વરસોથી ચાલી આવી છે અને છેક આજ સુધી તે કાયમ રહી છે. ફ્રાંસ અને જર્મની જેવાં પાડોશનાં રાષ્ટ્રો અને તેમની અતિશય સંસ્કારી તથા પ્રતિભાશાળી પ્રજાઓ પોતાનું પુરાણું વેર પેઢી દર પેઢી સુધી પોષ્યા કરે એ એક અજબ જેવી વાત છે. પરંતુ એમાં જે વ્યવસ્થા નીચે તેઓ આજ સુધી રહેતા આવ્યા છે તેનો જેટલો દોષ છે તેટલો દોષ તેમનો પોતાનો ન હોય એ કદાચ સંભવિત છે.

લગભગ એ જ અરસામાં રશિયા પણ ઇતિહાસના રંગમંચ ઉપર આગળ આવે છે. ૮૫૦ની સાલમાં ઉત્તર તરફથી આવેલા રૂરિક નામના માણસે રશિયાના રાજ્યનો પાયો નાખ્યો હતો એમ કહેવાય છે. યુરોપના અગ્નિ ખૂણામાં બલ્ગેરિયન લોકો ઠરીઠામ થતા આપણને જણાય છે. તેઓ આક્રમણકારી પણ બનતા જતા હતા. એ જ રીતે સર્બિયન લોકો પણ ત્યાં ઠરીઠામ થવા લાગ્યા હતા. મગ્યર અથવા હંગેરિયન લોકો તથા પોલ જાતિના લોકો પણ પવિત્ર સામ્રાજ્ય અને નવા રશિયાની વચ્ચે પોતપોતાનાં રાજ્યો સ્થાપવાની શરૂઆત કરે છે.

આ અરસામાં ઉત્તર યુરોપના લોકો વહાણમાં બેસીને પશ્ચિમ તથા દક્ષિણના દેશોમાં આવવા લાગ્યા. ત્યાં આગળ તેમણે લોકોની કતલ કરી, આગો લગાડી અને લૂંટફાટ કરી. લૂંટફાટ અને રંજાડ કરવા માટે ઇંગ્લંડ ગયેલા ડેન અને બીજા નૉર્થમેનો વિષે તેં વાંચ્યું હશે. જેઓ પાછળથી નૉર્મનને નામે ઓળખાયા તે આ નૉર્થમેન અથવા નૉર્સમેન લોકો ભૂમધ્ય સમુદ્ર સુધી ગયા અને પછી પોતાનાં વહાણોમાં બેસીને મોટી મોટી નદીઓ વાટે દેશના ઉપરના ભાગોમાં પહોંચ્યા. આ રીતે તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં તેમણે લૂંટફાટ અને કતલ ચલાવી. ઇટાલીમાં અરાજક સ્થિતિ પ્રવર્તતી હતી અને રોમ અતિશય બૂરી દશામાં આવી પડ્યું હતું. આ લોકોએ રોમ લૂંટયું અને કૉન્સ્ટાન્ટિનોપલને પણ ધમકી આપી. આ ધાડપાડુ અને લૂંટારા લોકોએ નૉર્મન્ડી જ્યાં આવેલું છે તે ફ્રાંસનો વાયવ્ય ખૂણાનો ભાગ, દક્ષિણ ઇટાલી અને સિસિલી કબજે કર્યાં તથા ધીરે ધીરે ઠરીઠામ થઈને ત્યાં રહેવા માંડ્યું અને તે પ્રદેશના તેઓ ઉમરાવ અને જમીનદાર બની બેઠા. તવંગર થયા પછી લૂંટારાઓ સામાન્ય રીતે એમ જ કરે છે. ફ્રાંસના નૉર્મન્ડી પ્રાંતના આ નૉર્મન લોકોએ ૧૦૬૬ની સાલમાં ‘ વિજેતા ’ ઉપનામથી ઓળખાતા વિલિયમની સરદારી નીચે ત્યાં જઈને ઇંગ્લંડ જીતી લીધું. આ રીતે આપણે ઇંગ્લંડને પણ આકાર ધારણ કરતું જોઈ શકીએ છીએ.

આમ હવે આપણે યુરોપમાં ઇસવી સનનાં લગભગ પહેલાં હજાર વરસોના અંત સુધી આવી પહોંચ્યાં છીએ. આ અરસામાં ગઝનીનો મહમૂદ હિંદ ઉપર હુમલા કરતો હતો તેમજ લગભગ એ જ અરસામાં બગદાદમાં અબ્બાસી ખલીફાની સત્તા તૂટવા લાગી હતી અને સેલ્જુક તુર્ક લોકો પશ્ચિમ એશિયામાં ઇસ્લામનું પુનરુત્થાન કરી રહ્યા હતા. સ્પેનમાં હજુ આરબોની સત્તા જ ચાલુ હતી પરંતુ તેઓ તેમના અરબસ્તાનના વતનથી સાવ અલગ પડી ગયા હતા તથા બગદાદના રાજકર્તાઓ જોડે તેમને સારો સંબંધ નહોતો. ઉત્તર આફ્રિકા બગદાદથી લગભગ સ્વતંત્ર થઈ ગયો હતો. મીસરમાં સ્વતંત્ર રાજ્ય હતું એટલું જ નહિ પણ ત્યાં આગળ અલગ ખિલાફત પણ સ્થાપવામાં આવી હતી તથા થોડા સમય માટે તો મીસરના ખલીફે ઉત્તર આફ્રિકા ઉપર પણ રાજ્ય કર્યું હતું.

## ૫૩

# યુરોપની ફ્યૂડલ અથવા સામન્ત સમાજવ્યવસ્થા

૪ જૂન, ૧૯૩૨

આગલા પત્રમાં આપણે ફ્રાંસ, જર્મની, રશિયા અને ઇંગ્લંડ વગેરે આજના દેશોના આરંભની ઝાંખી કરી ગયાં. પરંતુ તે સમયના લોકો આજે આપણે એ દેશો વિષે જે રીતે વિચાર કરીએ છીએ તે જ રીતે વિચાર કરતા હતા એમ ન માનીશ. આપણે આજે ફ્રાંસના લોકો, અંગ્રેજો તથા જર્મનોનો અલગ અલગ પ્રજા તરીકે વિચાર કરીએ છીએ. તે તે પ્રજાની દરેક વ્યક્તિ પોતપોતાના દેશને પોતાની માતૃભૂમિ, પિતૃભૂમિ કે વતન ગણે છે. આ રાષ્ટ્રીયતાની ભાવના છે અને દુનિયામાં આજકાલ તે સારી પેઠે જોવામાં આવે છે. હિંદની આઝાદી માટેની આપણી લડત એ 'રાષ્ટ્રીય' લડત છે. પરંતુ તે કાળમાં રાષ્ટ્રીયતાની આ ભાવના ઉદ્‌ભવી નહોતી. તે સમયે લોકોમાં ખ્રિસ્તી દુનિયા વિષે કંઈક એકતાનો ખ્યાલ હતો; એટલે કે પોતે મુસલમાનો કે અન્ય વિધર્મીઓથી નિરાળા છે અને ખ્રિસ્તી સમાજ કે સંઘના સભ્ય છે એમ તેઓ માનતા હતા. એ જ રીતે મુસલમાનોમાં પણ એવો ખ્યાલ હતો કે તેઓ સૌ મુસ્લિમ જગતના અંગભૂત છે અને બાકીના બધા કાફર છે અને તેમનાથી અલગ છે.

પરંતુ ખ્રિસ્તી તેમજ ઇસ્લામ જગતના આ ખ્યાલો બહુ અસ્પષ્ટ હતા અને જનતાના રોજિંદા જીવન ઉપર તેની ઝાઝી અસર નહોતી. માત્ર ખાસ પ્રસંગોએ જ ખ્રિસ્તી ધર્મ કે ઇસ્લામને ખાતર લડવા માટે લોકોને ધાર્મિક ઝનૂનથી ભરી દેવાને અર્થે તેમનો ઉપયોગ થતો. તે સમયે રાષ્ટ્રીયતાને બદલે માણસ માણસ વચ્ચે કંઈક જુદા જ પ્રકારનો સંબંધ હતો. આ સંબંધ ફ્યૂડલ પદ્ધતિ અથવા આપણે જેને સામન્ત પદ્ધતિ કહી શકીએ તે નામથી જાણીતી થયેલી સામાજિક વ્યવસ્થામાંથી ઉદ્‌ભવેલો ફ્યૂડલ સંબંધ હતો. રોમના પતન પછી પશ્ચિમના મુલકોની પુરાણી વ્યવસ્થા પડી ભાગી. સર્વત્ર અવ્યવસ્થા, અરાજક, હિંસા અને બળજબરી પ્રવર્તતાં હતાં. જબરા લોકો જે કંઈ પોતાના હાથમાં આવે

તે પચાવી પાડતા અને બીજો કોઈ તેમના કરતાં બળિયો આવીને તેમની પાસેથી તે આંચકી લે ત્યાં સુધી તેઓ તેને પોતાના કબજામાં રાખતા. ઠેકઠેકાણે મજબૂત કિલ્લાઓ બંધાયા અને એ કિલ્લાના માલિક જેઓ લૉર્ડ કહેવાતા તેઓ પોતાની ટોળી લઈને બીજે ક્યાંક દરોડો પાડવા માટે બહાર નીકળી પડતા. તેઓ આસપાસના પ્રદેશને લૂંટતા અને રંજાડતા તથા કદી કદી તેમના જેવા બીજા કોઈ કિલ્લાના લૉર્ડ જોડે યુદ્ધ પણ કરતા. એથી કરીને ગરીબ ખેડૂતો અને જમીન ઉપર કામ કરનારા મજૂરોને સૌથી વિશેષ વેઠવું પડતું. આ પ્રકારની અવ્યવસ્થામાંથી ફ્યૂડલ પદ્ધતિની સમાજવ્યવસ્થા અથવા સામન્ત-પ્રથા ઉદ્ભવી. જમીન ખેડનારો વર્ગ સંગઠિત નહોતો અને એ વર્ગના લોકો આ લૂંટારુ સરદારો — જેમને બેરન કહેવામાં આવતા તેમની — સામે પોતાનું રક્ષણ કરી શકતા નહોતા. વળી તેમનું રક્ષણ કરી શકે એવું બળવાન મધ્યસ્થ રાજ્યતંત્ર પણ તે વખતે નહોતું. આ વિકટ પરિસ્થિતિમાંથી તેમણે બની શકે તેવો માર્ગ કાઢ્યો અને તેમને લૂંટતા લૉર્ડ એટલે કે કિલ્લાના માલિક જોડે તેઓ સમજૂતી ઉપર આવ્યા. તે તેમને લૂંટે કે બીજી કોઈ રીતે કનડે નહિ તથા તેના જેવા બીજાઓથી તેમનું રક્ષણ કરે તો તેમના ખેતરના ઉત્પન્નનો અમુક ભાગ તેને આપવા તથા બીજી રીતે પણ તેની સેવા કરવા તેઓ કબૂલ થયા. એ જ રીતે નાના કિલ્લાનો લૉર્ડ અથવા માલિક પણ મોટા કિલ્લાના લૉર્ડ અથવા માલિક જોડે સમજૂતી પર આવ્યો. પરંતુ આ નાનો લૉર્ડ મોટા લૉર્ડને જમીનની કોઈ પણ ઊપજ આપી શકે તેમ નહોતું, કેમકે તે પોતે ખેડૂત નહોતો તેમજ ખેતી કરીને કશું પેદા કરતો નહોતો. આથી તેણે લશ્કરી મદદ આપવાનું એટલે કે જ્યારે જરૂર પડે ત્યારે મોટા લૉર્ડને પડખે રહીને લડવાનું વચન આપ્યું. એના બદલામાં મોટા લૉર્ડે નાનાનું રક્ષણ કરવાનું હતું. આ નાનો લૉર્ડ મોટાનો વૅસલ અથવા સામન્ત અને મોટો તેનો લૉર્ડ અથવા સ્વામી ગણાતો. આ રીતે નાનાથી મોટા એ પ્રમાણે ક્રમશઃ આગળ વધતાં એ શ્રેણીમાં એથીયે વધારે મોટા લૉર્ડ અને નોબલો અથવા ઉમરાવો આવતા અને તેથી પણ આગળ વધતાં છેવટે આ ફ્યૂડલ વ્યવસ્થાની ટોચ ઉપર રાજા આવતો. પરંતુ આ પરંપરા આટલેથી જ અટકતી નહોતી. તેમને મન તો સ્વર્ગમાં પણ સ્વર્ગને અનુકૂળ ફ્યૂડલ વ્યવસ્થા હતી. ત્યાં પણ દેવોની ત્રિમૂર્તિ હતી અને ઈશ્વર તેનો વરિષ્ઠ લૉર્ડ અથવા રાજા હતો!

યુરોપમાં પ્રવર્તેલી અવ્યવસ્થામાંથી ધીમે ધીમે આ ફ્યૂડલ પ્રથા અથવા વ્યવસ્થા ઉદ્ભવ થઈ. તારે એ લક્ષમાં રાખવું જોઈએ કે તે સમયે ક્યાંયે જેને આપણે મધ્યસ્થ રાજ્યતંત્ર કહી શકીએ એવું કશું જ નહોતું. ત્યાં આગળ નહોતા પોલીસો કે વ્યવસ્થા જાળવવા માટે નહોતી એવી બીજી કોઈ વ્યવસ્થા યા પ્રબંધ. જમીનના કોઈ પણ ટુકડાનો માલિક તેનો શાસક અને લૉર્ડ અથવા સ્વામી હતો એટલું જ નહિ પણ તે જમીન ઉપર રહેનારી બધી આમ વસ્તીનો પણ તે શાસક તેમજ લૉર્ડ અથવા પ્રભુ હતો. તે એક નાનકડા રાજા જેવો હતો અને ખેડૂતોની સેવા તથા તેમના તરફથી મળતા અનાજના હિસ્સાના બદલામાં તેમનું રક્ષણ કરવાની તેની ફરજ હતી એમ માનવામાં આવતું હતું. પોતાની જમીન ઉપર વસતી આમ પ્રજાનો તે લીજલૉર્ડ એટલે કે ઠાકોર કહેવાતો અને તે લોકો તેના વિલિન અથવા સર્ફ એટલે કે આસામી યા દાસ ગણાતા. સિદ્ધાંતની દૃષ્ટિએ તેની માલકીની જમીન તેને તેના ઉપરી મોટા લૉર્ડ તરફથી મળેલી ગણાતી. અને નાનો લૉર્ડ તેનો 'વૅસલ' એટલે કે સામન્ત કહેવાતો અને તે પોતાના ઉપરી લૉર્ડને લશ્કરી મદદ આપતો.

ચર્ચ એટલે કે ખ્રિસ્તી ધર્મસંઘના અધિકારીઓ સુધ્ધાં આ ફ્યૂડલ વ્યવસ્થાના અંગભૂત હતા. તેઓ જેમ ધર્માધિકારી હતા તેમ લૉર્ડ અથવા વૅસલ એટલે કે સામન્તો પણ હતા. આમ જર્મનીમાં લગભગ અર્ધા ભાગની જમીન તથા સંપત્તિ બિશપો અથવા પરગણાંના વડા ધર્માધિકારીઓ અને ઍબટો એટલે કે મહાધિપતિઓના હાથમાં હતી. પોપ પોતે પણ એક મોટો ફ્યૂડલ લૉર્ડ ગણાતો હતો.

આ ઉપરથી તને માલૂમ પડશે કે આ આખી વ્યવસ્થા ચડતા-ઊતરતા દરજ્જા અને વર્ગો ઉપર રચાયેલી હતી. એમાં સમાનતાની તો વાત જ નહોતી. એની છેક નીચે વિલિનો અથવા સર્ફો એટલે કે દાસ લોકોનો બહોળો સમુદાય હતો અને તેમને, છેક નાના લૉર્ડથી માંડીને મોટા લૉર્ડ, તેમનાથી વળી મોટા લૉર્ડ અને છેવટે કિંગ અથવા રાજા વગેરે સૌનો એટલે કે આખી સમાજવ્યવસ્થાનો બોજો ઉપાડવાનો હતો. વળી ચર્ચને અંગેના બધા ખરચ — બિશપ, ઍબટ, કાર્ડિનલ તથા મામૂલી સ્થાનિક ધર્માધિકારી અથવા પાદરી વગેરેના — નો બોજો પણ તેમના ઉપર જ પડતો. અનાજ પકવવાનું કે બીજી કંઈ સંપત્તિ પેદા થાય એવું કંઈ પણ કામ નાનો કે મોટો કોઈ પણ લૉર્ડ કરતો નહોતો.

એવું કામ તેમને માટે હિણપતભર્યું મનાતું. યુદ્ધ એ તેમનો મુખ્ય વ્યવસાય હતો અને લડાઈમાં રોકાયા ન હોય ત્યારે તેઓ શિકાર ખેલતા, નકલી લડાઈઓ લડતા અને ઘોડેસવારી કે એવી જ મરદાની રમતો રમતા. એ લોકો અણઘડ તેમજ અભણ હતા અને ખાવાપીવા તથા લડવા સિવાયના મનોરંજનના બીજા અનેક પ્રકારોની તેમને ખબર નહોતી. આમ અનાજ તેમજ જીવનની બીજી જરૂરી વસ્તુઓ ઉત્પન્ન કરવાનો બધો બોજો ખેડૂતો તથા કારીગરો ઉપર પડતો હતો. આ વ્યવસ્થાની ટોચે કિંગ અથવા રાજા હતો અને તે એક પ્રકારનો ઈશ્વરનો વેસલ અથવા સામન્ત મનાતો હતો.

ફ્યૂડલ વ્યવસ્થાના પાયામાં આવા પ્રકારની કલ્પના રહેલી હતી. સિદ્ધાંતની દૃષ્ટિએ મોટો લૉર્ડ તેના નાના લૉર્ડોનું અને તેઓ તેમના સર્ફ અથવા વિલિનો એટલે આસામીઓ દાસોનું રક્ષણ કરવાને બંધાયેલા હતા પરંતુ તેમને કાયદાનું કશું બંધન નહોતું અને વ્યવહારમાં તેમની મરજી એ જ કાયદો ગણાતો. તેમના ઉપરી મોટા લૉર્ડ કે રાજા ભાગ્યે જ તેમના ઉપર અંકુશ મૂકતા તથા ખેડૂત વર્ગ એટલો બધો કમજોર હતો કે તે તેમની કોઈ પણ માગણીનો વિરોધ કરી શકે એમ નહોતું. આમ અતિશય બળવાન હોવાને લીધે તેઓ તેમના સર્ફ એટલે આસામી ખેડૂતો પાસેથી કઢાવી શકાય એટલું કઢાવી લેતા અને તેમનું કંગાલિયતભર્યું જીવન ગુજારવા જોગું માંડ તેમની પાસે રહેવા દેતા. દરેક દેશમાં જમીનના માલિકોનો હમેશાં આ જ ચાલ રહ્યો છે. જમીનની માલકીની સાથે અમીરીનો ખ્યાલ હમેશ જોડાયેલો રહ્યો છે. જમીન પચાવી પાડીને કિલ્લો બાંધનાર લૂટારુ નાઇટ અથવા યોદ્ધો તરત જ લૉર્ડ અથવા અમીર બની જાય છે અને સૌ કોઈ તેનો આદર કરે છે. જમીનની માલકીને લીધે સત્તા પણ પ્રાપ્ત થાય છે. અને જમીન માલિકોએ ખેડૂતો, ઉત્પાદકો તથા મજૂરો પાસેથી વધારેમાં વધારે પડાવી લેવા માટે એ સત્તાનો ઉપયોગ કર્યો છે. અરે, કાયદાએ પણ માલિકોને જ મદદ કરી છે કેમકે કાયદા પણ તેમના કે તેમના મિત્રોના બનાવેલા હોય છે. આ જ કારણથી ઘણા લોકો એમ માને છે કે જમીનની માલકી વ્યક્તિની નહિ પણ સમાજની હોવી જોઈએ. જમીન રાજ્યની અથવા તો સમાજની માલકીની થઈ જાય એનો અર્થ એ થયો કે તે જમીન પર વસતા સૌની માલકીની બની જાય છે. એ સ્થિતિમાં કોઈ પણ માણસ બીજાનું શોષણ ન કરી શકે તેમ જ તેનો ગેરલાભ પણ ન લઈ શકે.

પરંતુ આવા વિચારો તો હજી ભવિષ્યમાં ઉદ્‌ભવવાના હતા. જે સમયની આપણે હાલ વાત કરી રહ્યાં છીએ તે અરસામાં લોકો એ દિશામાં વિચાર કરતા નહોતા. પ્રજાનો આમવર્ગ દુઃખી હતો પરંતુ તેમની હાડમારીમાંથી ઊગરવાનો રસ્તો તેમને દેખાતો નહોતો. એથી કરીને તેઓ પ્રચલિત પરિસ્થિતિને વશ થતા હતા અને આશાશૂન્ય મજૂરીનું જીવન ગુજારતા હતા. હુકમને તાબે થવાની ટેવ ઠોકી ઠોકીને તેમના હાડમાં ઉતારી દેવામાં આવી હતી અને એક વખત એ ટેવ હાડમાં ઊતરી ગયા પછી લોકો ગમે તેને વશ વર્તે છે અને ગમે તેવા જુલમો અને અન્યાયો વેઠી લે છે. આમ એક બાજુ ફ્યૂડલ લૉર્ડ એટલે કે મોટા સામન્તો અને તેમના પરિચારકો તથા બીજી બાજુ અતિશય ગરીબ લોકોનો સમાજ નિર્માણ થતો આપણા જોવામાં આવે છે. લૉર્ડના પથ્થરના કિલ્લાની આસપાસ સર્ફ એટલે આસામી કે દાસ લોકોનાં માટી કે લાકડાનાં છાપરાંનાં જૂથો હતાં. તે સમયે એકબીજાથી સાવ નિરાળી બે પ્રકારની દુનિયા હતી — એક લૉર્ડ એટલે સામન્ત કે માલિકની દુનિયા અને બીજી સર્ફ એટલે દાસ વર્ગની દુનિયા; એ પૈકીનો લૉર્ડ અથવા માલિક ઘણું કરીને પોતાના સર્ફ અથવા દાસને પોતાનાં પાળેલાં પશુઓથી જરાતરા જ ચડિયાતા ગણતો.

કેટલીક વાર નાના પાદરીઓ લૉર્ડ અથવા માલિકો સામે દાસવર્ગનું રક્ષણ કરતા. પરંતુ સામાન્ય રીતે તો ધર્માધિકારીઓ લૉર્ડ કે માલિકોનો જ પક્ષ લેતા. અને ખરી વાત તો એ છે કે પરગણાના વડા ધર્માધિકારીઓ એટલે કે બિશપો અને મઠાધિકારીઓ એટલે કે ઍબટો પોતે પણ મોટા મોટા ફ્યૂડલ લૉર્ડ હતા.

હિંદમાં આવી જાતની ફ્યૂડલ સમાજવ્યવસ્થા નહોતી. પરંતુ આપણે ત્યાં પણ કંઈક એને મળતી જ પદ્ધતિ હતી. આપણી હિંદુસ્તાની રિયાસતોના રાજાઓ, રજવાડાંઓ, ભાયાતો, ઠાકોરો અને જાગીરદારો હજી પણ ફ્યૂડલ વ્યવસ્થાના જેવી જ ઘણી રજવાડી પ્રથાઓ તથા રીતરિવાજોને વળગી રહ્યા છે. હિંદુસ્તાનની જ્ઞાતિવ્યવસ્થા જોકે ફ્યૂડલ સમાજવ્યવસ્થાથી સાવ જુદી હોવા છતાંયે તેણે સમાજને જુદા જુદા વર્ગમાં વહેંચી નાખ્યો છે. ચીનમાં આવા અધિકારો ભોગવતો આપખુદ વર્ગ કદી પણ નહોતો એમ તને આગળ કહ્યાનું મને સ્મરણ છે. પરીક્ષાની તેની પ્રાચીન પદ્ધતિથી તેણે દરેક વ્યક્તિ માટે સૌથી ઊંચો હોદ્દો પ્રાપ્ત કરવાનાં દ્વાર ખુલ્લાં કર્યાં હતાં. પરંતુ એનો અમલ કરવામાં બેશક ઘણી મર્યાદાઓ ઊભી કરવામાં આવી હશે.

આમ ફ્યૂડલ સમાજવ્યવસ્થામાં સમાનતા કે સ્વતંત્રતાનો ખ્યાલ સરખોયે ન હતો. એમાં તો કેવળ હક અને ફરજનો જ ખ્યાલ હતો. એટલે કે લૉર્ડ પોતાના હક તરીકે લોકોની સેવા અને તેમના ખેતરમાં પાકેલી વસ્તુનો અમુક હિસ્સો લેતો અને બદલામાં તેમનું રક્ષણ કરવાની તે પોતાની ફરજ માનતો. પણ સામાન્ય રીતે હકો જ હમેશાં યાદ રાખવામાં આવે છે અને ઘણુંખરું ફરજને વીસરાઈ જાય છે. આજે પણ યુરોપના કેટલાક દેશોમાં તેમજ હિંદમાં મોટા મોટા જમીનદારો છે. તેઓ લેશમાત્ર પરિશ્રમ કર્યા વિના કિસાનો પાસેથી સાંથના રૂપમાં અઢળક રકમ વસૂલ કરે છે. પરંતુ પોતાની ફરજનો ખ્યાલ સરખો પણ તેઓ જમાનાઓ થયાં ભૂલી ગયા છે.

જેમને પોતાની સ્વતંત્રતા અતિશય પ્રિય હતી એવી યુરોપની પ્રાચીન બર્બર જાતિઓએ જેમાં સ્વતંત્રતાનો સદંતર અભાવ હતો એવી ફ્યડલ વ્યવસ્થાને ચલાવી લેવાનું ધીરે ધીરે કેવી રીતે મન વાળ્યું એ નવાઈ પામવા જેવી વાત છે. આ જાતિઓ પોતાના નાયકો ચૂંટતી અને તેમના ઉપર અંકુશ રાખતી. પણ હવે તો સર્વત્ર નિરંકુશ અને આપખુદીભર્યું શાસન આપણા જોવામાં આવે છે અને ચૂંટણીનું તો નામ સરખું પણ સંભળાતું નથી. આ ફેરફાર શાથી થયો એ હું કહી શકું એમ નથી. સંભવ છે કે, ચર્ચ યા ખ્રિસ્તી ધર્મસંઘે પ્રચાર કરેલા સિદ્ધાંતો આ પ્રજાતંત્ર વિરોધી ખ્યાલો ફેલાવવામાં મદદરૂપ નીવડ્યા હોય. રાજા એ પૃથ્વી ઉપર ઇશ્વરની છાયારૂપ બની ગયો અને પરમેશ્વરની છાયા સાથે પણ અદના માણસ કેવી રીતે દલીલ કરી શકે યા તો તેના હુકમનો અનાદર કરી શકે? આ ફ્યૂડલ વ્યવસ્થા તો સ્વર્ગ તેમજ પૃથ્વી બંનેને પોતાનામાં સમાવી દેતી હોય એમ જણાય છે.

હિંદમાં પણ સ્વતંત્રતાના પ્રાચીન આર્ય ખ્યાલો ધીમે ધીમે આપણને પલટાતા જતા દેખાય છે. એ ખ્યાલો ઉત્તરોત્તર નબળા પડતા ગયા અને છેવટે લગભગ ભુલાઈ ગયા. પરંતુ મેં તને આગળ ઉપર જણાવ્યું હતું તેમ મધ્યયુગની શરૂઆતના સમયમાં એ ખ્યાલો કંઈક અંશે જળવાઈ રહ્યા હતા. શુક્રાચાર્યના ‘નીતિસાર’ અને દક્ષિણ હિંદના કેટલાક લેખો ઉપરથી આપણને એ વાતની પ્રતીતિ થાય છે.

નવી ઊભી થતી વ્યવસ્થા મારફતે યુરોપમાં ધીમે ધીમે અંશતઃ સ્વતંત્રતાનો ફરી પાછો ઉદય થવા લાગ્યો. જમીનના માલિકો અને તેના ઉપર મજૂરી કરનારાઓ, એટલે કે અમીર લૉર્ડ અને તેમના સર્ફ

અથવા દાસ ખેડૂત લોકો ઉપરાંત ત્યાં આગળ વેપારી અને કારીગર વર્ગના લોકો પણ હતા. આ લોકો તત્ત્વતઃ ફ્યૂડલ વ્યવસ્થાના અંગરૂપ નહોતા. એ અંધાધૂંધીના કાળમાં વેપાર નહિ જેવો જ હતો અને હુન્નરઉદ્યોગો પણ ખીલ્યા નહોતા. પરંતુ ધીમે ધીમે વેપાર વધવા લાગ્યો અને નિષ્ણાત કારીગરો તથા વેપારીઓનું મહત્ત્વ વધ્યું. એ લોકો તવંગર બન્યા અને નાના તેમજ મોટા લૉર્ડ લોકો તેમની પાસે ઉછીનાં નાણાં લેવા જવા લાગ્યા. તેમણે તેમને નાણાં તો ઉછીનાં આપ્યાં પણ સાથે સાથે એ ઉમરાવો પાસેથી પોતાને માટે કેટલાક હકો પણ મેળવી લીધા. આ હક્કો મળતાં તેઓ વળી વધુ બળવાન બન્યા. આમ હવે ફ્યૂડલ લૉર્ડના કિલ્લાની આસપાસ સર્ફ લોકોનાં માટીનાં ઝૂંપડાંઓના સમૂહોની સાથે દેવળો અને 'ગિલ્ડ-હૉલ' અથવા મહાજન-ગૃહ સહિતના નાના નાના કસબાઓ ઊભા થતા આપણને માલૂમ પડે છે. વેપારીઓ અને કારીગર લોકો પોતપોતાનાં ગિલ્ડ એટલે કે મંડળો અથવા મહાજનો બાંધતા અને ગિલ્ડો કે મહાજનોનું મથક ગિલ્ડ-હૉલ અથવા મહાજન-ગૃહ કહેવાતું. પછીના વખતમાં આ જ ગિલ્ડ-હૉલો નગરગૃહો અથવા ટાઉનહૉલ બન્યા.

કોલોન, ફ્રેંકફર્ટ, હૅમ્બર્ગ અને બીજાં એવાં ઊભાં થતાં જતાં અનેક શહેરો ફ્યૂડલ લૉર્ડ લોકોની સત્તાનાં હરીફ બન્યાં. એ શહેરોમાં વેપારીઓ અને સોદાગરોનો એક નવો જ વર્ગ ઊભો થતો જતો હતો. તે વર્ગ પોતાની સંપત્તિને કારણે ફ્યૂડલ લૉર્ડોનો સામનો કરવાને પણ સમર્થ હતો. આ બંને વચ્ચેની તકરાર લાંબા વખત સુધી ચાલી અને ઘણી વાર તો પોતાના ઉમરાવોના બળથી ડરીને રાજા પોતે પણ શહેરોનો પક્ષ લેતો. પણ આ તો હું બહુ આગળ નીકળી ગયો.

આ પત્રની શરૂઆતમાં જ મેં તને જણાવ્યું હતું કે તે કાળમાં રાષ્ટ્રીયતાની ભાવના નહોતી. પોતાનાથી ચડતા દરજ્જાના લૉર્ડને વફાદાર રહેવું અને તેના પ્રત્યેની પોતાની ફરજ અદા કરવી એવી લોકોની માન્યતા હતી. દેશની નહિ પણ પોતાના ઉપરી અથવા લૉર્ડની સેવા કરવાની તેમની પ્રતિજ્ઞા હતી. રાજાનો પણ તેમને સ્પષ્ટ ખ્યાલ નહોતો અને તે તેમનાથી અતિશય દૂર હતો. જો કોઈ લૉર્ડ રાજા સામે બળવો કરે તો તે તેની મરજીનો સોદો હતો. તેને અધીન બીજા લૉર્ડ અથવા ઉમરાવોએ તો તેને જ અનુસરવાનું હતું. ઘણા પાછળના સમયમાં ઉદ્ભવવાના રાષ્ટ્રીયતાના ખ્યાલથી આ વસ્તુ તદ્દન ભિન્ન હતી.

## ૫૪

# ચીન ગોપ જાતિઓને પશ્ચિમ તરફ ધકેલે છે

૫ જૂન, ૧૯૩૨

મને લાગે છે કે લગભગ એક માસ જેટલા લાંબા સમયથી મેં તને ચીન કે પૂર્વ તરફના દેશો વિષે લખ્યું નથી. આપણે યુરોપ, હિંદુસ્તાન અને પશ્ચિમ એશિયામાં થયેલા અનેક ફેરફારોની ચર્ચા કરી; આરબ લોકોને દુનિયામાં ફેલાતા અને અનેક દેશો જીતતા પણ જોયા તથા યુરોપને અંધકારમાં ડૂબતો અને તેમાંથી બહાર નીકળવાને મથતો પણ નિહાળ્યો. એ સમય દરમ્યાન ચીન આગળ વધી રહ્યું હતું — કહો કે સારી પેઠે આગળ વધી રહ્યું હતું. સાતમી અને આઠમી સદીમાં તંગ વંશના સમ્રાટોના અમલ દરમ્યાન ચીન ઘણું કરીને દુનિયામાં સૌથી સંસ્કારી, સમૃદ્ધ તથા ઉત્તમ રીતે શાસિત દેશ હતો. યુરોપની તો એની જોડે તુલના કરી શકાય એમ છે જ નહિ, કેમકે રોમના પતન પછી તે બહુ પાછળ પડી ગયો હતો. એ કાળ દરમ્યાન મોટે ભાગે ઉત્તર હિંદનાં પણ વળતાં પાણી હતાં. હર્ષ જેવાના અમલ દરમ્યાન તેની ચઢતી કળા હતી એ ખરું પરંતુ એકંદરે તેની પડતી દશા બેઠી હતી. ઉત્તર કરતાં દક્ષિણ હિંદ બેશક વધારે સમર્થ હતું અને સમુદ્રની પેલી પાર અંગકોર અને શ્રીવિજય જેવાં તેનાં સંસ્થાનો તેમની મહત્તાના યુગની સમીપ આવી ઊભાં હતાં. એ સમયે અમુક બાબતોમાં ચીન સાથે બરોબરી કરી શકે એવાં સ્પેન તથા બગદાદનાં બે આરબ રાજ્યો હતાં. પરંતુ એ બંને પણ તેમની ઉન્નતિની પરાકાષ્ઠાએ પ્રમાણમાં થોડા સમય માટે જ રહ્યાં. પરંતુ એ વાત જાણવા જેવી છે કે, ગાદી ઉપરથી હાંકી કાઢવામાં આવેલા તંગ વંશના એક સમ્રાટે આરબ લોકોની મદદ યાચી હતી અને તેમની મદદ વડે જ તેણે પોતાની સત્તા પાછી મેળવી હતી.

આમ સંસ્કૃતિની બાબતમાં ચીન એ સમયે સૌથી આગળ હતું અને તે સમયના યુરોપના લોકોને તે અર્ધ-જંગલી ગણે તો અનુચિત ન ગણાય એવી સ્થિતિમાં હતું. તે સમયની જાણીતી દુનિયામાં તે સૌથી

મોખરે હતું. 'તે સમયની જાણીતી દુનિયામાં' એમ હું એટલા માટે કહું છું કે અમેરિકામાં તે સમયે શું બની રહ્યું હતું એની મને ખબર નથી. એને વિષે આપણે એટલું જ જાણીએ છીએ છે મેકિસકો, પેરુ અને તેની આસપાસના પ્રદેશોમાં કેટલીયે સદીઓથી સંસ્કૃતિ મોજૂદ હતી. કેટલીક બાબતોમાં ત્યાંના લોકોએ આશ્ચર્યકારક પ્રગતિ સાધી હતી, તેમ જ કેટલીક બાબતમાં તેઓ એટલા જ પાછળ હતા. પરંતુ એમને વિષે મને એટલી ઓછી માહિતી છે કે એ બાબતમાં વધારે કહેવાની મારી હિંમત ચાલતી નથી. એમ છતાં પણ મેકિસકો અને મધ્ય અમેરિકાની 'માયા' સંસ્કૃતિ તથા 'ઈંકાઓ'નું પેરુનું રાજ્ય તું લક્ષમાં રાખે એમ હું ઇચ્છું છું. એ વિષે મારા કરતાં વધારે જાણનારાઓ કદાચ તને એને અંગે જાણવા જેવી માહિતી આપશે. સાચે જ તેમના ઉપર હું ખૂબ મુગ્ધ છું; પરંતુ તેમને વિષેનું મારું અજ્ઞાન પણ મારી એ મુગ્ધતા જેટલું જ છે.

બીજી એક વાત તું લક્ષમાં રાખે એમ હું ઇચ્છું છું. આ પત્રોમાં આપણે જોઈ ગયાં કે મધ્ય એશિયામાં અનેક ગોપ જાતિઓ પેદા થઈ અને તેમાંની કેટલીક પશ્ચિમમાં યુરોપ તરફ ગઈ અને કેટલીક હિંદુસ્તાન તરફ ઊતરી આવી. હૂણ, સીથિયન, તુર્ક તથા એવી બીજી ઘણી જાતિઓ એક પછી એક નીકળીને દરિયાનાં મોજાંની પેઠે આગળ વધી. હિંદમાં આવેલા શ્વેત હૂણો તથા યુરોપ ગયેલા એટીલાના હૂણો તને યાદ હશે. બગદાદના સામ્રાજ્યનો કબજો લેનારા સેલ્જુક તુર્કો પણ મધ્ય એશિયામાંથી આવ્યા હતા. એ પછીથી તુર્ક લોકોની એક બીજી જાતિ આવનાર હતી. તે ઑટોમન કે ઉસ્માની તુર્કને નામે ઓળખાય છે. એ લોકો આવીને આખરે કૉન્સ્ટાન્ટિનોપલને જીતી લે છે અને છેક વિયેનાના કોટની દીવાલ સુધી પહોંચી જાય છે. એ જ મધ્ય એશિયા અથવા મંગોલિયામાંથી ભીષણ મંગોલ લોકો પણ આવવાના હતા. આવીને તેઓ યુરોપના મધ્ય ભાગ સુધીનો પ્રદેશ જીતી લે છે અને ચીન ઉપર પણ પોતાની રાજસત્તા જમાવે છે. વળી તેમનો એક વંશજ આગળ ઉપર હિંદમાં પોતાનો રાજવંશ અને સામ્રાજ્ય સ્થાપનાર હતો તથા તેના વંશમાં મશહૂર રાજકર્તાઓ પેદા થવાના હતા.

મધ્ય એશિયા અને મંગોલિયાની આ ગોપ જાતિઓ સામે ચીનને નિરંતર લડ્યા જ કરવું પડયું; અથવા આ ગોપ જાતિઓ ચીનને

નિરંતર તકલીફ આપ્યા કરતી અને તેને હરહમેશ તેમની સામે પોતાનો બચાવ કરવાની ફરજ પડતી એમ કહેવું વધારે સાચું છે. આ જાતિઓથી પોતાનું રક્ષણ કરવાને માટે જ ચીનની મહાન દીવાલ બાંધવામાં આવી હતી. એથી કંઈક ફાયદો થયો એમાં શંકા નથી, પરંતુ હુમલાઓની સામે એ બહુ મામૂલી રક્ષણ હતું. ચીનના એક પછી એક સમ્રાટને આ ગોપ જાતિઓને હાંકી કાઢવી પડતી અને એ રીતે તેમને હાંકતાં હાંકતાં મેં તને કહ્યું હતું તેમ ચીનનું સામ્રાજ્ય પશ્ચિમમાં છેક કાસ્પિયન સમુદ્ર સુધી વિસ્તર્યું. ચીના લોકોને સામ્રાજ્યવાદની વધારે પડતી રઢ નહોતી. તેના કેટલાક સમ્રાટો સામ્રાજ્યવાદી હતા તથા તેઓ મુલકો જીતવાની મહત્ત્વાકાંક્ષા સેવતા હતા એમાં શંકા નથી. પરંતુ બીજી પ્રજાઓને મુકાબલે ચીના લોકો શાંતિપ્રિય હતા અને યુદ્ધ તથા મુલકો જીતવાનો તેમને રસ નહોતો. ચીનમાં યોદ્ધા કરતાં વિદ્વાનનું માન તથા પ્રતિષ્ઠા વધારે હતાં. આમ છતાં પણ કેટલીક વખત ચીની સામ્રાજ્યનો વિસ્તાર અતિશય વધી ગયો તેનું કારણ ઉત્તર તથા પશ્ચિમ તરફની ગોપ જાતિઓ નિરંતર તેને પજવ્યા કરતી અને તેના ઉપર વારંવાર હુમલા કર્યા કરતી તે હતું. તેમના ત્રાસમાંથી કાયમને માટે મુક્ત થવા માટે બળવાન સમ્રાટો પશ્ચિમમાં દૂર સુધી તેમને હાંકી કાઢતા. એનો કાયમી ઉકેલ તો તેઓ ન શોધી શક્યા પરંતુ એથી કંઈક અંશે તો તેમને રાહત મળતી ખરી.

પરંતુ બીજા દેશો અને બીજી પ્રજાઓને ભોગે ચીના લોકોને આ રાહત મળતી હતી. કેમકે ચીના લોકોએ હાંકી કાઢેલી ગોપ જાતિઓ બીજા મુલકોમાં જઈને ત્યાં આક્રમણ કરતી હતી. એ જાતિઓ હિંદમાં આવી તેમજ વારંવાર યુરોપમાં પણ પહોંચી. પોતાના સામ્રાજ્યમાંથી ધકેલી કાઢીને ચીનના હન સમ્રાટોએ હૂણ, તાર્તાર તથા અન્ય ગોપ જાતિઓને બીજા દેશોમાં મોકલી આપી; તંગ વંશના સમ્રાટોએ તુર્ક લોકોને યુરોપ મોકલી આપ્યા.

ચીના લોકો અત્યાર સુધી તો આ ગોપ જાતિઓથી પોતાનું રક્ષણ કરવામાં મોટે ભાગે સફળ થયા હતા. પરંતુ હવે આપણે એવા જમાનામાં આવીએ છીએ કે જ્યારે એ બાબતમાં તેમને એટલી સફળતા મળી નહોતી.

સર્વત્ર બધા જ રાજવંશોની બાબતમાં હમેશાં બને છે તેમ તંગ વંશમાં તેના અંતના અરસામાં ઉત્તરોત્તર વધારે ને વધારે નમાલા રાજાઓ

પાક્યા. વિલાસપ્રિયતા અને વૈભવ સિવાય એ રાજાઓમાં તેમના પુરોગામીઓનો એક પણ સદ્‌ગુણ નહોતો. આથી રાજ્યમાં સર્વત્ર સડો પેઠો અને એની સાથે પ્રજા ઉપરનો કરનો બોજો પણ વધતો ગયો. વળી એ કરનો ઘણોખરો બોજો ગરીબ વર્ગો ઉપર પડ્યો. પરિણામે અસંતોષ વધી ગયો અને દશમી સદીના આરંભમાં ૯૦૭ની સાલમાં તંગ વંશનો અંત આવ્યો.

એ પછી અર્ધી સદી સુધી એક પછી એક મામૂલી અને નમાલા રાજાઓ આવ્યા. પણ ૯૬૦ની સાલમાં ચીનના બીજા એક મોટા રાજવંશનો આરંભ થયો. કાઓ-ત્સુએ એ વંશની સ્થાપના કરી હતી અને તે સુંગ વંશને નામે ઓળખાય છે. પરંતુ રાજ્યની સરહદ ઉપર તેમજ અંદરના ભાગમાં તકલીફ ચાલુ જ રહી. ખેડૂત વર્ગ ઉપર જમીનમહેસૂલનો ભારે બોજો હતો અને એની સામે તેમનો ભારે રોષ હતો. હિંદની માફક, ચીનમાં પણ જમીનમહેસૂલ પદ્ધતિ લોકો ઉપર ભારે બોજારૂપ હતી અને તેને સંપૂર્ણપણે બદલી નાખવામાં ન આવે ત્યાં સુધી શાંતિ સ્થપાવાનો કે પ્રગતિ થવાનો સંભવ નહોતો. પરંતુ સમાજવ્યવસ્થામાં આમૂલાગ્ર ફેરફાર કરવાનું હમેશાં મુશ્કેલ હોય છે. પ્રચલિત પદ્ધતિથી ઉપલા વર્ગના લોકોને લાભ થતો હોવાથી તેમાં કશો ફેરફાર કરવાની વાત આવે ત્યારે તેઓ ભારે બુમરાણ મચાવી મૂકે છે. પરંતુ વેળાસર અને સમજથી જરૂરી ફેરફાર કરવામાં નથી આવતા તો તે વણનોતર્યો આવી પહોંચે છે અને બધું ઊંધુંચત્તું કરી મૂકે છે!

જરૂરી ફેરફારો ન કરવાને લીધે જ તંગ વંશનો અંત આવ્યો. એ જ કારણે સુંગ વંશના અમલ દરમ્યાન પણ નિરંતર મુસ્કેલી આવતી રહી. એક એવો પુરુષ ચીનમાં પેદા થયો જે એ મુશ્કેલીઓની સામે સફળ થઈ શકે એમ હતું. તેનું નામ વાંગ-આન-શી હતું. અગિયારમી સદીમાં સુંગ રાજાઓનો તે વડો પ્રધાન હતો. મેં તને આગળ ઉપર જણાવ્યું છે તેમ ચીનનું શાસન કૉન્ફ્યુશિયસના વિચારો પ્રમાણે ચાલતું હતું. બધા સરકારી અમલદારોને કૉન્ફ્યુશિયસના ગ્રંથોની પરીક્ષામાં પાસ થવું પડતું હતું. અને કૉન્ફ્યુશિયસના વચનની વિરુદ્ધ કશું પણ કરવાની કોઈની હિંમત નહોતી. વાંગ-આન-શીએ પણ તેના સિદ્ધાંતોનો વિરોધ ન કર્યો પરંતુ તેમને વિચક્ષણતાથી જુદા અર્થમાં ઘટાવ્યા. બુદ્ધિમાન લોકો મુસ્કેલીમાંથી માર્ગ કાઢવા કંઈક આવી જ તરકીબ

કરે છે. વાંગના કેટલાક વિચારો તો આપણને નવાઈ લાગે એટલા આધુનિક હતા. ગરીબ લોકો ઉપરનો કરનો બોજો હળવો કરી કર ભરી શકે એવા ધનિક લોકો ઉપર તે વધારવાનો તેનો એકમાત્ર આશય હતો. તેણે જમીનમહેસૂલ ઓછું કર્યું અને નાણાંથી ભરવું મુશ્કેલ પડે તો અનાજ વગેરે ખેતીની પેદાશથી તે ભરવાની ખેડૂતોને છૂટ આપી. ધનિક લોકો ઉપર તેણે આવકવેરો નાખ્યો. આવકવેરો એ આધુનિક જમાનામાં શોધાયેલો કર ગણાય છે પરંતુ આપણે જોઈએ છીએ કે ૯૦૦ વરસ ઉપર ચીનમાં એની યોજના થઈ હતી. ખેડૂતોને સહાય કરવા માટે તેણે એવી પણ યોજના કરી હતી કે રાજ્યે તેમને નાણાં ધીરવાં અને ફસલ ઉપર તેઓ એ નાણાં પાછાં રાજ્યને ભરપાઈ કરે. અનાજના ભાવમાં વધઘટ થતી હતી એ મુશ્કેલીનો પણ તોડ લાવવાનો હતો. જ્યારે બજારભાવ ઘટી જાય ત્યારે ગરીબ ખેડૂતોને ખેતીની પેદાશની બહુ ઓછી કિંમત મળે. આથી તેઓ પોતાનો માલ વેચી શકે નહિ; પછી બીજી કંઈ પણ વસ્તુ ખરીદવા કે મહેસૂલ ભરવા તેમને નાણાં ક્યાંથી મળી શકે? વાંગ-આન-શીએ આ મુશ્કેલીનો તોડ કાઢવાનો પણ પ્રયાસ કર્યો. તેણે એવી સૂચના કરી કે ભાવની વધઘટ થતી અટકાવવા માટે સરકારે પોતે જ અનાજ ખરીદવું અને વેચવું જોઈએ.

વાંગે એવી પણ સૂચના કરી હતી કે જાહેર કામોને માટે લોકો પાસે વેઠ ન કરાવવી જોઈએ, અને કામ કરનાર દરેક માણસને તેની મજૂરીનું પૂરેપૂરું મહેનતાણું આપવું જોઈએ. તેણે સ્થાનિક સેનાઓની પણ યોજના કરી હતી. એ સેનાનું નામ 'પાઓ-ચિયા' હતું. પરંતુ દુર્ભાગ્યે વાંગ પોતાના જમાનાથી ઘણો આગળ હતો અને ટૂંક સમયમાં જ તેના સુધારાઓ રદ થયા. એક માત્ર તેની સ્થાનિક સેના ૮૦૦ વરસથી પણ વધારે વખત સુધી કાયમ રહી.

તેમની સામેના પ્રશ્નોનો ઉકેલ લાવવા જેટલા સમર્થ ન હોવાથી સુંગ સમ્રાટો ધીમે ધીમે એ મુશ્કેલીઓથી હારી ગયા. અને ઉત્તરની ખિતાન નામની બર્બર જાતિ આગળ તેમનું કંઈ ચાલ્યું નહિ. તેઓ તેમને હાંકી કાઢી ન શક્યા એટલે તેમણે વાયવ્ય તરફની કીન એટલે કે સુવર્ણ તાર્તાર નામની જાતિને પોતાની મદદે બોલાવી. એ કીન લોકોએ ખિતાનોને તો હાંકી કાઢ્યા પરંતુ તેમણે પોતે ત્યાંથી ખસવાની સાફ ના પાડી! સબળાની મદદ યાચતા કોઈ પણ કમજોર દેશ કે વ્યક્તિની સામાન્ય રીતે એ જ દશા થાય છે. કીન લોકો ઉત્તર ચીનના

ધણી થઈ બેઠા અને પેકિંગને તેમણે પોતાની રાજધાની બનાવી. સુંગ રાજાઓ દક્ષિણ તરફ ગયા અને જેમ જેમ કીન લોકો આગળ વધતા ગયા તેમ તેમ તેઓ પાછળ હટતા ગયા. આ રીતે ઉત્તર ચીનમાં કીન સામ્રાજ્ય હતું અને દક્ષિણ ચીનમાં સુંગ સામ્રાજ્ય હતું. આ સુંગો દક્ષિણના સુંગ કહેવાય છે. ઉત્તરમાં સુંગ વંશનો અમલ ૯૬૦ની સાલથી ૧૧૨૭ની સાલ સુધી રહ્યો. દક્ષિણના સુંગ રાજાઓએ દક્ષિણ ચીનમાં દોઢસો વરસ સુધી રાજ્ય કર્યું. છેવટે મંગોલ લોકો ત્યાં આવ્યા અને તેમણે ૧૨૬૦ની સાલમાં તેમની સત્તાનો અંત આણ્યો. પરંતુ ચીને પણ પ્રાચીન હિંદુસ્તાનની પેઠે મંગોલ જેવા લોકોને પણ પોતાનામાં સમાવી દઈને અને તેમને પણ અસલ ચીના બનાવી દઈને એનો બદલો લીધો.

આમ ચીન આખરે ગોપ જાતિઓ આગળ હારી ગયું અને તેમને વશ થયું. પરંતુ એમ તેમને વશ થતાં થતાં પણ તેણે તેમને સભ્ય બનાવ્યા. આથી એશિયા અને યુરોપના બીજા ભાગોની પેઠે ચીનને તેમના તરફથી વેઠવું પડ્યું નહિ.

ઉત્તર તેમજ દક્ષિણના સુંગ સમ્રાટો રાજકીય દૃષ્ટિએ તેમના પુરોગામી તંગ સમ્રાટો જેટલા સમર્થ નહોતા. પરંતુ તેમણે તંગ વંશની જાહોજલાલીના સમયની કળાની પરંપરા જાળવી રાખી એટલું જ નહિ પણ તેનો ઉત્કર્ષ પણ કર્યો. દક્ષિણના સુંગ રાજાઓના અમલ દરમ્યાન દક્ષિણ ચીનમાં કળા તેમજ કવિતાની ખૂબ પ્રગતિ થઈ. એ સમયે ખાસ કરીને પ્રાકૃતિક દૃશ્યોનાં અતિશય સુંદર ચિત્રો ચીતરાયાં; કેમકે સુંગ સમયના કલાકારો કુદરતપ્રેમી હતા. કળાકારની પીંછીના સ્પર્શથી સુશોભિત બનેલાં ઢોળવાળી ચિનાઈ માટીનાં વાસણો પણ એ સમયે બનવા લાગ્યાં હતાં એમ જણાય છે. આ કળા વધારે ને વધારે સુંદર અને અદ્‌ભુત બનતી ગઈ અને બસો વરસ પછી મિંગ સમ્રાટોના અમલ દરમ્યાન તો આપણે છક થઈ જઈએ એવું માટીકામ ત્યાં બનવા લાગ્યું હતું. મિંગ સમયનું ચીનનું એવું એકાદ વાસણ આજે પણ આપણને અલૌકિક આનંદ આપે છે.

## ૫૫

# શોગુન અમલનું જાપાન

૬ જૂન, ૧૯૩૨

ચીનથી પીળો સમુદ્ર ઓળંગી જાપાન પહોંચવું સહેલું છે, અને હાલ આપણે તેની આટલાં બધાં નજીક છીએ તો સાથે સાથે ત્યાં પણ જઈ આવીએ. જાપાનની આપણી છેલ્લી મુલાકાત તને યાદ છે? આપણે જોઈ ગયાં કે ત્યાં આગળ મોટાં મોટાં કુટુંબો પેદા થયાં હતાં અને પ્રભુત્વ મેળવવા માટે તેઓ એકબીજા સાથે લડતાં હતાં તથા મધ્યસ્થ રાજતંત્ર પણ વધારે ને વધારે પ્રમાણમાં અસરકારક થતું જતું હતું. શહેનશાહ મોટા અને બળવાન કુટુંબનો અગ્રણી મટીને મધ્યસ્થ રાજતંત્રનો વડો બન્યો હતો. કેન્દ્રસ્થ સત્તાના પ્રતીક તરીકે પાટનગર નારાની સ્થાપના કરવામાં આવી હતી. એ પછી ત્યાંથી ક્યોટોમાં રાજધાની ખસેડવામાં આવી. ચીનની રાજ્યપદ્ધતિનું અનુકરણ કરવામાં આવ્યું અને કળા, ધર્મ તેમજ રાજકારણની બાબતમાં પણ જાપાને ઘણું ચીન પાસેથી અથવા તેની મારફતે મેળવ્યું. એ દેશનું નામ 'દાઈ નિપન' પણ ચીનથી જ આવ્યું હતું.

ફૂજીવારા નામના એક બળવાન કુળે બધી સત્તા પોતાને હાથ કરી લીધી અને સમ્રાટને પૂતળા જેવો બનાવી મૂક્યો એ પણ આપણે જોઈ ગયાં. બસો વરસ સુધી એ કુળે એ પ્રમાણે રાજ્ય કર્યું. સમ્રાટો જીવ પર આવી જઈને છેવટે રાજગાદી છોડી મઠમાં પ્રવેશ કરવા લાગ્યા. પરંતુ સાધુ બનવા છતાંયે આ ભૂતપૂર્વ સમ્રાટો, રાજગાદી ઉપર આવેલા પોતાના પુત્રોને સલાહ વગેરે આપી રાજકાજમાં સારી પેઠે માથું મારતા. આ રીતે સમ્રાટો ફૂજીવારા કુળની સત્તાને કંઈક અંશે પહોંચી વળતા. કામ કરવાની આ રીત પરોક્ષ અને ગૂંચવણભરેલી હતી પરંતુ ફૂજીવારા કુળની સત્તા ઘટાડવામાં તે સફળ નીવડી. એક પછી એક ગાદીત્યાગ કરીને સાધુ બનનાર સમ્રાટોના હાથમાં ખરી સત્તા હતી. એથી કરીને તેમને 'મઠનિવાસી સમ્રાટો' કહેવામાં આવે છે.

દરમ્યાન બીજા ફેરફારો પણ થયા અને મોટા મોટા જમીનદારોનો એક નવો વર્ગ પેદા થયો. તેઓ યુદ્ધકળામાં પણ પ્રવીણ હતા.

ફૂજીવારા લોકોએ જ એ જમીનદાર વર્ગ ઊભો કર્યો હતો અને તેમને સરકારનો કર ઉઘરાવવાને નીમ્યા હતા. તેઓ 'દાઇમ્યો' કહેવાતા. એનો અર્થ 'મોટા નામવાળા' એવો થાય છે. અંગ્રેજોના આગમન પહેલાં જ આપણા પ્રાંતમાં પણ એવો જ એક વર્ગ પેદા થયો હતો. તેની અને આ જાપાની વર્ગની સરખામણીથી આપણને તે બેમાં જે સામ્ય જોવા મળે છે તે કૌતુકભરેલું છે. અયોધ્યાના એક દુર્બળ નવાબે કર ઉઘરાવનારાઓ નીમ્યા હતા. નવાબને કર ઉઘરાવવામાં મદદ કરવાને તેઓ નાનાં નાનાં લશ્કર રાખતા અને બળજબરીથી લોકો પાસેથી કર ઉઘરાવતા. અલબત્ત, આ રીતે ઉઘરાવેલા કરનો મોટો ભાગ તેઓ પોતાની પાસે જ રાખતા. આ કર ઉઘરાવનારાઓમાંથી કેટલાયે આખરે મોટા મોટા તાલુકદાર બની બેઠા.

દાઇમ્યો લોકો પોતાનાં નાનાં નાનાં સૈન્ય તથા પરિચારકોને લીધે અતિશય બળવાન બન્યા. તેઓ માંહોમાંહે એકબીજા સાથે લડતા અને ક્યોટોની મધ્યસ્થ સરકારને ગણકારતા નહિ. તાઇરા અને મિનામોતો એ બે દાઇમ્યો વર્ગનાં મુખ્ય કુટુંબો હતાં. તેમણે ૧૧૫૬ની સાલમાં ફૂજીવારા કુટુંબને દાબી દેવામાં સમ્રાટને મદદ કરી. પણ પછીથી એ બંને કુટુંબો એકબીજા સામે લડ્યાં. એમાં તાઇરા કુટુંબ જીત્યું અને ભવિષ્યમાં મિનામોતાઓ તરફથી કદી પણ તકલીફ ઊભી ન થાય એટલા ખાતર તેમણે પોતાના એ આખાયે હરીફ કુટુંબનો સંહાર કર્યો. ચાર બાળકો સિવાય આગળ પડતા બધાયે મિનામોતોને તેમણે મારી નાંખ્યા. એ ચારમાં યોરીતોમો નામનો એક બાર વરસનો બાળક હતો. ભારે પ્રયત્ન કરવા છતાં તાઇરા કુટુંબને પૂરેપૂરી સફળતા ન મળી. બાળક યોરીતોમો કશી વિસાતમાં નથી એમ ધારીને તેને જતો કરવામાં આવ્યો હતો. પરંતુ મોટો થતાં તે તાઇરા કુટુંબનો કટ્ટો દુશ્મન બન્યો. વેર લેવા માટે તે તલસી રહ્યો હતો અને એમાં તેને સફળતા પણ મળી. તેણે તાઇરા કુટુંબને રાજધાનીમાંથી હાંકી કાઢ્યું અને એક નૌકાયુદ્ધમાં તેનો કચ્ચરઘાણ કાઢી નાંખ્યો.

હવે યોરીતોમો સર્વસત્તાધીશ થઈ પડ્યો અને સમ્રાટે તેને સી-એ-તાઈ-શોગુન એવો ભારે માનવંતો ખિતાબ આપ્યો. એનો અર્થ 'જંગલી લોકોનું દમન કરનાર' એવો થાય છે. ૧૧૯૨ની સાલમાં આ બનાવ બન્યો હતો. આ ખિતાબ વંશપરંપરાગત હતો અને તેની જોડે રાજવહીવટ ચલાવવાનો કુલ અખત્યાર પણ જતો હતો. ખરો

રાજકર્તા જ શોગુન હતો. આ રીતે જાપાનમાં શોગુન અમલનો યુગ શરૂ થયો. એ અમલ લગભગ ૭૦૦ વરસ જેટલા લાંબા કાળ સુધી એટલે કે છેક આધુનિક કાળ સુધી ચાલુ રહ્યો. છેવટે અર્વાચીન જાપાન ફ્યૂડલ એટલે કે સામન્ત અથવા ઠકરાતી પ્રથામાંથી બહાર નીકળ્યું ત્યારે જ એ અમલનો અંત આવ્યો.

પરંતુ એનો અર્થ એ નથી કે યોરીતોમોના વંશજોએ શોગુન તરીકે ૭૦૦ વરસ સુધી રાજ્ય કર્યું. જે કુટુંબમાંથી શોગુન થતા હતા તે વખતોવખત બદલાયા કરતાં હતાં. ત્યાં આગળ વારંવાર આંતરયુદ્ધ થતાં પરંતુ નામની જ સત્તા ધરાવતા સમ્રાટને નામે રાજ્ય કરવાની સાચી સત્તા ધરાવનાર શોગુનની પ્રથા લાંબા કાળ સુધી ચાલુ રહી. કેટલીક વાર એમ પણ બનતું કે શોગુન પણ નામનો જ રાજકર્તા બની જતો અને બધી સત્તા રાજાના કેટલાક અમલદારોના હાથમાં આવી પડતી.

યોરીતોમો રાજધાની ક્યોટોનાં વૈભવવિલાસના વાતાવરણમાં રહેતાં ડરતો હતો. તેને એમ લાગતું હતું કે આસાએશભર્યું જીવન તેને તેમ જ તેના વંશજોને નમાલા બનાવી દેશે. આથી કામાકુરામાં તેણે પોતાની લશ્કરી રાજધાની સ્થાપી. એથી કરીને આ પ્રથમ શોગુન-શાસન ‘ કામાકુરા શોગુનશાસન ’ કહેવાય છે. એનો અમલ ૧૩૩૩ની સાલ સુધી એટલે કે લગભગ દોઢસો વરસ સુધી ટક્યો. આ આખા સમય દરમ્યાન જાપાનમાં મોટે ભાગે સુલેહશાંતિ હતી. ઘણાં વરસોના આંતરયુદ્ધ પછી આવેલો શાંતિનો કાળ બહુ આવકારપાત્ર હતો. આથી હવે જાપાનમાં સમૃદ્ધિનો યુગ શરૂ થયો. આ યુગ દરમ્યાન જાપાનની સ્થિતિ ઘણી જ સારી હતી અને તત્કાલીન યુરોપના કોઈ પણ દેશ કરતાં તેનું રાજ્યતંત્ર પણ વધારે અસરકારક અને કાર્યકુશળ હતું. જાપાન ચીનનું યોગ્ય શિષ્ય હતું. જોકે તે બંનેની દૃષ્ટિમાં અતિશય ફરક હતો. મેં તને આગળ ઉપર કહ્યું છે તેમ ચીન પ્રકૃતિથી જ શાંતિપ્રિય અને સૌમ્ય દેશ હતો. જ્યારે જાપાન ઉદ્દામ અને લશ્કરી દેશ હતો. ચીનમાં લશ્કરી માણસને હલકો ગણવામાં આવતો અને સૈનિકનો ધંધો પ્રતિષ્ઠિત ગણાતો નહિ. જાપાનમાં આગળ પડતા માણસો સૈનિકો હતા અને દાઇમ્યો અથવા લડાયક સરદાર એ ત્યાંનો આદર્શ હતો.

આમ જાપાને ચીન પાસેથી ઘણું ગ્રહણ કર્યું પરંતુ તે તેણે પોતાની રીતે લીધું અને પોતાની પ્રકૃતિને અનુકૂળ આવે તેવો આકાર

તેને આપ્યો. ચીન જોડેનો તેનો નિકટનો સંબંધ ચાલુ રહ્યો તેમ જ તેની જોડે વેપાર પણ ચાલુ રહ્યો. આ વેપાર મોટે ભાગે ચીની વહાણો મારફત ચાલતો. ૧૩મી સદીના અંતમાં ચીન સાથેનો બધો વ્યવહાર એકદમ અટકી પડ્યો કેમ કે એ સમયે મંગોલ લોકો ચીન તેમ જ કોરિયામાં ફરી વળ્યા હતા. એ મંગોલ લોકોએ જાપાન જીતી લેવાની પણ કોશિશ કરી પરંતુ તેમને પાછા હઠાવવામાં આવ્યા. આમ યુરોપને ધ્રુજાવનાર અને એશિયાની સૂરત બદલી નાખનાર મંગોલોની જાપાન ઉપર ખાસ કશી અસર પડી નહિ. જાપાન તો તેની જૂની પદ્ધતિ મુજબ જ પોતાનો વ્યવહાર ચલાવતું રહ્યું અને હવે તો બહારની અસરથી પહેલાં કરતાં પણ તે વધારે અળગું થયું.

જાપાનમાં કપાસનો છોડ કેવી રીતે દાખલ થયો તેની વાત ત્યાંના જૂના સરકારી હેવાલોમાંથી મળી આવે છે. જાપાનના કિનારા પાસે પોતાનું વહાણ ભાંગી જવાથી ૭૯૯ની સાલમાં કેટલાક હિંદીઓ ત્યાં કપાસનાં બી અથવા કપાસિયા લાવ્યા હતા એમ કહેવાય છે.

ચાનો છોડ એ પછી ત્યાં આવ્યો. નવમી સદીના આરંભમાં તે છોડ પહેલવહેલો જાપાનમાં દાખલ થયો. પરંતુ તે સમયે ચા ત્યાં બહુ લોકપ્રિય ન થઈ. ૧૧૯૧ની સાલમાં એક બૌદ્ધ સાધુ ચીનથી ચાનાં બીજ ત્યાં લાવ્યા. આ વખતે તરત જ તે લોકપ્રિય થઈ. આ ચા પીવાનો ચાલ પડવાથી માટીનાં સુંદર વાસણોની માગ ત્યાં વધી પડી. તેરમી સદીના છેવટના ભાગમાં જાપાનનો એક કુંભાર ચીનાઈ માટીનાં વાસણ બનાવવાની કળા શીખવા ચીન ગયો. ત્યાં તેણે એ કળા શીખવામાં છ વરસ ગાળ્યાં. ત્યાંથી પાછા ફરીને તેણે માટીનાં સુંદર જાપાની વાસણો બનાવવા માંડ્યાં. જાપાનમાં આજે ચા પીવાની રીત એક લલિત કળા બની ગઈ છે. એની આસપાસ શિષ્ટાચારનો ભારે વિધિ ઊભો થયો છે. જો તું કદી જાપાન જાય તો તારે વિધિ-પુરઃસર ચા પીવી જોઈશે નહિ તો તને અસંસ્કારી અને કંઈક જંગલી જેવી ગણી કાઢવામાં આવશે !

# ૫૬
# માનવીની ખોજ

૧૦ જૂન, ૧૯૩૨

ચાર દિવસ ઉપર મેં બરેલી જેલમાંથી તને પત્ર લખ્યો હતો. તે જ દિવસે સાંજે મારો સરસામાન એકઠો કરીને મને જેલ બહાર નીકળવાનું કહેવામાં આવ્યું — છૂટવાને માટે નહિ પણ જેલ બદલીને માટે. આથી બરાબર ચાર માસ સુધી જેમની સાથે હું રહ્યો હતો તે બૅરેકના મારા બધા સાથીઓની મેં વિદાય લીધી તથા જેની સંભાળભરી છાયા નીચે હું આટલા દિવસ રહ્યો હતો ને ચોવીસ ફૂટ ઊંચી મોટી દીવાલ તરફ છેલ્લી નજર કરીને થોડા સમય માટે બહારની દુનિયા નિહાળવા માટે હું નીકળી પડ્યો. જેલબદલીવાળા અમે બે જણ હતા. રખેને અમને કોઈ જોઈ જાય એટલા ખાતર અમને બરેલી સ્ટેશને ન લઈ ગયા. કેમકે, અમે ‘પડદાનશીન’ થયા હતા એટલે અમારા ઉપર કોઈની નજર ન પડવી જોઈએ! પચાસ માઈલ દૂર વેરાન પ્રદેશમાં આવેલા એક નાનકડા સ્ટેશન સુધી અમને મોટરમાં બેસાડીને લઈ જવામાં આવ્યા. મોટરની આ સહેલ માટે મેં આભારની લાગણી અનુભવી. કેમકે ઘણા માસના એકાન્તવાસ પછી રાતની ઠંડી તાજી હવાનો સ્પર્શ અનુભવવો તથા આછા અંધકારમાં છાયારૂપ ભાસતાં વૃક્ષો, મનુષ્યો તથા પ્રાણીઓને બાજુએથી ઝપાટાબંધ પસાર થતાં જોવાં એ આહ્લાદક હતું.

અમને દહેરાદૂન લઈ જવામાં આવતા હતા. રખેને કોઈ નજર રાખનાર અમને જોઈ જાય એટલા ખાતર અમારી મુસાફરીની છેવટની મજલે પહોંચીએ તે પહેલાં જ વહેલી સવારે અમને ગાડીમાંથી ઉતારીને મોટરમાં અમારે સ્થાને લઈ જવામાં આવ્યા.

એ રીતે દહેરાદૂનની નાનકડી જેલમાં આજે હું બેઠો છું. બરેલી કરતાં આ જગ્યા વધારે સારી છે. અહીં એટલી બધી ગરમી નથી અને બરેલીની પેઠે ૧૧૨° અંશ સુધી ગરમીનું પ્રમાણ વધતું નથી. વળી અહીં આગળ અમારી ફરતેની દીવાલ પણ નીચી છે અને તેની ઉપર થઈને ડોકિયાં કરતાં ઝાડો પણ વધારે હરિયાળાં છે. દીવાલની ટોચની પેલે પાર દૂર આવેલા તાડના ઝાડની ટોચ પણ મને દેખાય છે. એ દશ્ય

જોઈને મને આનંદ થાય છે તથા મલબાર અને લંકાનું સ્મરણ થાય છે. ઝાડોની પેલી બાજુ થોડાક માઈલ ઉપર પર્વતો આવેલા છે અને તેમની ટોચ ઉપર મસૂરી બેઠું છે. હું એ પર્વતો જોઈ શકતો નથી, કેમકે ઝાડો તેમને ઢાંકી દે છે. પરંતુ તેમની પાસે હોવું તથા દૂર આવેલા મસૂરીના રાત્રે ઝબૂકતા દીવાઓની કલ્પના કરવી એ સુખદ અનુભવ છે.

ચાર વરસ — કે પછી ત્રણ? — ઉપર તું મસૂરી હતી ત્યારે મેં તને આ પત્રો લખવા શરૂ કર્યા હતા. એ ત્રણ કે ચાર વરસો દરમ્યાન કેટકેટલા બનાવો બની ગયા, અને તું પણ કેટલી બધી મોટી થઈ ગઈ! કેટલીક વખત ઉપરાઉપરી અને કેટલીક વાર લાંબા ગાળા પછી મેં આ પત્રો લખવા ચાલુ રાખ્યા છે. મોટે ભાગે એ બધા જેલમાંથી લખાયા છે. પરંતુ જેમ જેમ હું વધારે લખતો જાઉં છું તેમ તેમ મારું લખેલું મને વધારે ને વધારે નાપસંદ પડતું જાય છે; અને તને આ પત્રોમાં રસ ન પડતો હોય એવો મને ડર લાગ્યાં કરે છે. વળી એ પત્રો તને બોજારૂપ તો નહિ થતા હોય એવી ભીતિ પણ મને રહ્યા કરે છે. તો પછી મારે એ પત્રો લખવા શાને ચાલુ રાખવા?

ક્રમે ક્રમે આપણી દુનિયામાં કેવી રીતે ફેરફારો થયા, તેની પ્રગતિ અને વિકાસ કેવી રીતે થયાં તથા કેટલીક વાર દેખીતી રીતે જ તેણે કેવી રીતે પીછેહઠ કરી એનો તને ખ્યાલ આવે તથા પુરાણી સંસ્કૃતિઓ કેવી હતી અને ભરતીની પેઠે તે કેવી રીતે ચડી તથા ઓસરી ગઈ એની તને કંઈક ઝાંખી થાય તેમજ વમળો, ભમરીઓ અને પાછાં ઠેલાતાં પાણીવાળી જે ઇતિહાસ-સરિતા યુગયુગાન્તરોથી અસ્ખલિત રીતે સતત વહેતી આવી છે અને હજી પણ કોઈ અજ્ઞાત સાગર તરફ ધસી રહી છે, એની તને કંઈક પ્રતીતિ થાય એટલા માટે હું તારી સમક્ષ એક પછી એક ભૂતકાળની તાદૃશ પ્રતિમાઓ રજૂ કરવા ચહાતો હતો. આરંભકાળમાં, જ્યારે ભાગ્યે જ માણસ કહી શકાય એવી સ્થિતિમાં માનવી હતો ત્યારથી માંડીને આજે તે પોતાના મહાન વિકાસ અને સુધારા માટે કંઈક બેવકૂફીભર્યા અને વ્યર્થ ગૌરવથી રાચે છે ત્યાં સુધીના સમગ્ર માનવવિકાસનો ક્રમે ક્રમે તને પરિચય કરાવવાની મારી ઉમેદ હતી. તને યાદ હશે કે તું મસૂરી હતી ત્યારે આપણે એ જ રીતે શરૂઆત કરી હતી. તે વખતે આપણે અગ્નિ તથા ખેતીની શોધ કેવી રીતે થઈ અને શહેરો કેવી રીતે વસ્યાં તે વિષે તથા માણસે યોજેલી શ્રમવિભાગની પદ્ધતિ વિષે વાતો કરી હતી. પરંતુ આગળ જતાં ગયાં તેમ તેમ સામ્રાજ્યો

તેમજ બીજી એવી બાબતોમાં આપણે વધારે ને વધારે ગૂંચવાતાં ગયાં અને ઘણી વાર માનવીના વિકાસનો ઝાંખો માર્ગ આપણી નજર આગળથી ખસી ગયો. આપણે તો ઇતિહાસના પટને કેવળ ઉપર ઉપરથી નિહાળી ગયાં. મેં તો માત્ર પ્રાચીન કાળની ઘટનાઓનું માળખું તારી આગળ રજૂ કર્યું છે. એને રુધિરમાંસથી ભરી દઈને તારી સમક્ષ એક જીવંત અને પ્રાણવાન વસ્તુ તરીકે રજૂ કરવાની મારામાં શક્તિ હોત તો કેવું સારું.

પરંતુ મારામાં એ શક્તિ નથી. એટલે ઘટનાઓના એ માળખાને જીવંત બનાવવાનો ચમત્કાર કરવા માટે તારે તારી કલ્પનાશક્તિ ઉપર જ આધાર રાખવો રહ્યો. આમ પ્રાચીન ઇતિહાસ વિષે તું બીજાં ઘણાં સારાં પુસ્તકોમાંથી વાંચી શકે છે તો પછી મારે એ વિષે શાને લખવું? આવી જાતનો સંશય મને વારંવાર આવ્યા કરે છે, છતાંયે મેં લખવાનું જારી રાખ્યું છે, અને મને લાગે છે કે હજીયે તે હું ચાલુ રાખીશ. મેં તને આપેલું વચન મને યાદ છે અને તે પાળવાનો હું પૂરો પ્રયત્ન કરીશ. પરંતુ એથીયે વધારે સાચું તો એ છે કે, આ પત્રો લખતી વખતે તારા સ્મરણથી મને અતિશય આનંદ થાય છે; કેમકે જ્યારે હું આ પત્રો લખવા બેસું છું ત્યારે જાણે તું મારી સમીપ બેઠી હોય અને આપણે પરસ્પર વાતો કરતાં હોઈએ એવી લાગણી હું અનુભવું છું.

માનવી પડતોઆખડતો અને લપાતોછુપાતો જંગલમાંથી બહાર નીકળ્યો ત્યારથી માંડીને તેના વિકાસની પ્રગતિ વિષે મેં ઉપર લખ્યું છે. તેનો આ વિકાસક્રમ હજારો વરસ લાંબો છે. પરંતુ પૃથ્વીની કથા અને તેના ઉપર મનુષ્યના આગમન પહેલાં વહી ગયેલા યુગ-યુગાન્તરોને મુકાબલે એ સમય કેટલો બધો ટૂંકો છે! પણ તેના પહેલાં આ પૃથ્વી ઉપર થઈ ગયેલાં બીજાં અનેક મહાકાય જાનવરો કરતાં સ્વાભાવિક રીતે જ માનવીનું મહત્ત્વ આપણે માટે વિશેષ છે. તેનું મહત્ત્વ વિશેષ હોવાનું કારણ એ છે કે, ઇતર પ્રાણીઓ પાસે ન હતી એવી એક નવીન વસ્તુ તે પોતાની સાથે લાવ્યો હતો. આ નવી વસ્તુ તે તેનું મન, તેની જિજ્ઞાસા અથવા કુતૂહલવૃત્તિ એટલે કે નવું નવું શોધવાની તથા શીખવાની વૃત્તિ. આ રીતે માનવીની ખોજ છેક પ્રાચીન કાળથી શરૂ થઈ છે. કોઈ એક નાના બાળકનું નિરીક્ષણ કર અને જો કે, તે પોતાની આસપાસની નવી અને અદ્‌ભુત દુનિયાને કેવી રીતે નિહાળે છે; વસ્તુઓ તથા માણસોને ઓળખતાં શીખવાનો તે કેવી

રીતે આરંભ કરે છે તથા બીજી બધી વસ્તુઓ પણ તે કેવી રીતે શીખવા માંડે છે. કોઈ નાનકડી બાળા તરફ નજર કર; જો તે તંદુરસ્ત અને ચપળ હશે તો કેટલીયે વસ્તુઓ વિષે તે અનેક સવાલો પૂછશે. ઇતિહાસના ઉષઃકાળ વખતે માનવીની પણ એ જ સ્થિતિ હતી. ત્યારે તે બાલ્યાવસ્થામાં હતો અને દુનિયા તેને માટે નવી તેમ જ ગૂઢ હતી તથા તેનાથી તે ડરતો હતો. એ વખતે, પોતાની આસપાસની પ્રકૃતિને નિહાળીને તેના તરફ તે આશ્ચર્યચકિત થઈને જોઈ રહ્યો હશે અને તેણે અનેક સવાલો પૂછ્યા હશે. પરંતુ પોતાની જાત સિવાય તે બીજા કોને સવાલ પૂછી શકે એમ હતું ? તેને જવાબ આપનાર બીજું કોઈ હતું જ નહિ. પરંતુ એ વખતે પણ તેની પાસે એક નાનકડી અદ્ભુત ચીજ હતી. એ ચીજ તે તેનું મન અથવા કહો કે તેની બુદ્ધિ. એની મદદથી અનેક કષ્ટો વેઠીને ધીમે ધીમે તે અનુભવ એકઠો કરતો ગયો અને તેની સહાયથી વધુ ને વધુ શીખતો ગયો. છેક આરંભ-કાળથી માંડી આજ સુધી માનવીની આ ખોજ આ રીતે અખંડ ચાલ્યાં જ કરી છે. એમ કરતાં કરતાં તેણે ઘણી શોધો કરી પરંતુ હજી તો ઘણુંયે શોધવાનું બાકી છે; અને જેમ જેમ શોધખોળના માર્ગમાં તે આગળ વધતો જાય છે તેમ તેમ તેની સામે શોધખોળના નવા જ પ્રદેશો ખૂલતા જાય છે અને એ ઉપરથી ખોજની આખરી મજલથી — જો તેની આખરી મજલ હોય તો — તે હજી કેટલો બધો દૂર છે એની તેને પ્રતીતિ થાય છે.

માનવીની ખોજ શી છે અને તે કઈ દિશામાં પ્રયાણ કરી રહ્યો છે ? હજારો વરસથી માણસો આ પ્રશ્નોના જવાબો આપવાનો પ્રયાસ કરતા આવ્યા છે. ધર્મ, તત્ત્વજ્ઞાન તથા વિજ્ઞાને એ બાબતમાં ઘણો વિચાર કર્યો છે અને તેના અનેક જવાબો આપ્યા છે. એ જવાબો કહીને તને હું મૂંઝવણમાં નહિ નાખું. વાત એમ છે કે એવા ઘણાખરા જવાબોની તો મને પોતાને પણ માહિતી નથી. પરંતુ મુખ્યત્વે કરીને ધર્મે એનો સંપૂર્ણ અને નિશ્ચયાત્મક જવાબ આપવા પ્રયત્ન કર્યો છે, અને બુદ્ધિની ઝાઝી પરવા ન કરતાં પોતાના નિર્ણયોનું પરાણે પાલન કરાવવાના પ્રયાસો તેણે અનેક રીતે કર્યા છે. વિજ્ઞાન એ પ્રશ્નોનો સાશંક અને અસ્પષ્ટ જવાબ આપે છે કેમકે વિજ્ઞાનનો સ્વભાવ જ એવો છે કે કોઈ પણ બાબતમાં અફર નિર્ણય ન બાંધી બેસતાં પ્રયોગો કર્યા કરવા, બુદ્ધિ ચલાવ્યા કરવી અને માનવીના મન ઉપર વિશ્વાસ રાખવો.

તને એ કહેવાની જરૂર નથી કે મારો પક્ષપાત વિજ્ઞાન તેમજ વૈજ્ઞાનિક પદ્ધતિ તરફ છે.

માનવીની ખોજના આ પ્રશ્નોના આપણે ખાતરીપૂર્વક જવાબ ન આપી શકીએ એ ખરું પરંતુ આપણે એટલું તો જોઈ શકીએ છીએ કે એ ખોજે બે જુદી જુદી દિશાઓ લીધી છે. માણસે પોતાની બહાર તેમજ પોતાની અંદર પોતાની દૃષ્ટિ દોડાવી છે. તેણે પ્રકૃતિને સમજવા પ્રયત્ન કર્યો છે તેમજ પોતાની જાતને — પોતાના આત્માને સમજવા પણ તેણે પ્રયાસ કર્યો છે. વાસ્તવમાં એ બન્ને એક જ ખોજ છે કેમકે મનુષ્ય પણ પ્રકૃતિનું જ એક અંગ છે. હિંદ તેમજ ગ્રીસના ફિલસૂફો કહી ગયા છે કે, 'તું તારી જાતને — તારા આત્માને ઓળખ'. અને એ જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે પ્રાચીન કાળના આર્યોએ કરેલા અદ્‌ભુત અને લગાતાર પ્રયાસોનો પુરાવો આપણને ઉપનિષદોમાંથી મળી આવે છે. બીજું એટલે કે પ્રકૃતિ વિષેનું જ્ઞાન મેળવવું એ વિજ્ઞાનનું ખાસ ક્ષેત્ર છે, અને આધુનિક દુનિયા એમાં થયેલી ભારે પ્રગતિની સાક્ષી છે. આજે તો વિજ્ઞાન પોતાની પાંખ એથી પણ આગળ વિસ્તારી રહ્યું છે. આ બંને પ્રકારની ખોજ તે પોતાને હસ્તક લેતું જાય છે અને તેમનો સમન્વય કરી રહ્યું છે. ઉપર નજર કરીને આકાશમાંના અતિશય દૂર પડેલા તારાનું તે આત્મ-વિશ્વાસથી નિરીક્ષણ કરી રહ્યું છે તેમજ પદાર્થમાત્ર જેના બનેલા છે તે નિરંતર ગતિમાન અદ્‌ભુત સૂક્ષ્મ વિદ્યુત્કણો — ઇલેક્ટ્રોન અને પ્રોટોન — વિષે પણ તે આપણને માહિતી આપે છે.

પોતાની આ ખોજની સફરમાં માનવીને તેની બુદ્ધિ ખૂબ આગળ લઈ ગઈ છે. માણસ પ્રકૃતિને જેમ જેમ વધારે સમજતાં શીખ્યો તેમ તેમ તે પોતાના લાભને અર્થે તેને વધારે ને વધારે ઉપયોગમાં લેતો ગયો અને એ રીતે તેણે વધારે શક્તિ પ્રાપ્ત કરી. પરંતુ કમનસીબે તેને આ નવી શક્તિનો હમેશાં સદુપયોગ કરતાં ન આવડ્યું એટલું જ નહિ પણ ઘણી વાર તો તેણે તેનો દુરુપયોગ પણ કર્યો. આટલી બધી જહેમત ઉઠાવીને તેણે જે સભ્યતા રચી છે તેનો જ નાશ કરવાને તથા પોતાના જ ભાઈની કતલ કરવાને માટે ભીષણ અસ્ત્રશસ્ત્રો તૈયાર કરવા ખાતર જ માનવીએ મુખ્યત્વે કરીને વિજ્ઞાનનો પણ ઉપયોગ કર્યો છે.

## ૫૭

# ઈશુ પછીના પહેલા સહસ્રાબ્દનો અંત

**૧૧ જૂન, ૧૯૩૨**

હવે આપણે જરા થોભી જઈને આપણા પ્રવાસને જે તબક્કે આપણે પહોંચ્યાં છીએ તેની આસપાસ નજર કરી લઈએ. પ્રવાસમાં આપણે કેટલો માર્ગ કાપ્યો છે? અત્યારે આપણે ક્યાં આગળ આવીને ઊભાં છીએ? અને દુનિયા કેવી દેખાય છે? ચાલો ત્યારે અલાદીનની જાદુઈ શેતરંજી ઉપર બેસીને આપણે તે સમયની દુનિયાના જુદા જુદા ભાગોની ટૂંકી મુલાકાત લઈએ.

ખ્રિસ્તી સંવતનાં પહેલાં એક હજાર વરસનો પ્રવાસ આપણે પૂરો કર્યો. કેટલાક દેશોમાં આપણે એથી કંઈક આગળ ગયાં છીએ અને કેટલાકમાં આપણે જરાતરા પાછળ રહ્યાં છીએ.

એશિયામાં આપણે ચીનને સુંગ વંશના અમલ નીચે જોઈએ છીએ. મહાન તંગ વંશનો અંત આવ્યો હતો અને સુંગવંશી સમ્રાટોને એક તરફ આંતરિક મુશ્કેલીઓનો અને બીજી તરફ ઉત્તરની ખિતાન નામની વિદેશી બર્બર જાતિના હુમલાનો સામનો કરવો પડતો હતો. આ બંને મુશ્કેલીઓ સામે દોઢસો વરસ સુધી તેઓ ટકી રહ્યા. પરંતુ આખરે તેઓ નબળા પડ્યા અને તેમણે 'સુવર્ણ તાર્તર' અથવા કીન નામની બીજી એક બર્બર જાતિની સહાય માગી. કીન લોકો તેમની મદદે આવ્યા ખરા પણ પછી ત્યાં ટકી પડ્યા અને બિચારા સુંગ રાજાઓને ધીમે ધીમે દક્ષિણ તરફ ખસતા જવું પડ્યું. ત્યાં આગળ તેમણે 'દક્ષિણના સુંગ' તરીકે બીજાં દોઢસો વરસ સુધી રાજ્ય કર્યું. એ સમય દરમ્યાન, સુંદર કળાઓ, ચિત્રકળા તેમજ ચીની વાસણો બનાવવાની કળાની ઉન્નતિ થઈ.

તેના ભાગલા પડવાના અને તેમની વચ્ચેના ઝઘડાના યુગ પછી કોરિયામાં ૯૩૫ની સાલમાં એકત્ર અને સ્વતંત્ર રાજ્ય સ્થપાયું અને તે લાંબા વખત સુધી એટલે કે લગભગ ૪૫૦ વરસ સુધી ટક્યું. કોરિયાએ પોતાની સંસ્કૃતિ, કળા તથા રાજપદ્ધતિ વગેરેમાં ઘણુંખરું ચીન પાસેથી

મેળવ્યું. ધર્મ તથા કંઈક અંશે કળાની બાબતમાં પણ કોરિયા તથા જાપાને ચીન મારફતે હિંદુસ્તાન પાસેથી કેટલુંક લીધું. છેક પૂર્વમાં આવેલું, એશિયાના પહેરેગીરસમું જાપાન બાકીની દુનિયાથી લગભગ અલગ રહીને પોતાની હસ્તી ટકાવી રહ્યું છે. ફૂજીવારા કુલ સર્વોપરી સત્તાધારી બને છે અને એ સમયે સમ્રાટના હાથમાં તો એક કુળના નાયક કરતાં ભાગ્યે જ વધારે સત્તા રહે છે — તે નામનો જ સમ્રાટ બની જાય છે. એ પછી શોગુન અમલ શરૂ થયો.

મલેશિયામાં હિંદી સંસ્થાનોની ઉન્નતિ થઈ હતી. ભવ્ય અંગકોર નગર કંબોડિયાની રાજધાની હતું અને એ રાજ્ય પોતાના સામર્થ્ય તથા વિકાસની પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું. સુમાત્રામાં શ્રીવિજય એક મહાન બૌદ્ધ સામ્રાજ્યની રાજધાની હતું. પૂર્વ તરફના બધા ટાપુઓ એ સામ્રાજ્યની હકૂમત નીચે હતા અને તેમની વચ્ચે મોટા પાયા ઉપર વેપાર ચાલતો હતો. જાવાના પૂર્વ ભાગમાં એક સ્વતંત્ર હિંદુ રાજ્ય હતું. થોડા જ વખતમાં તેની ઉન્નતિ થવાની હતી અને વેપાર તથા વેપાર મારફતે આવતી સંપત્તિને માટે શ્રીવિજય સાથે તે હરીફાઈમાં ઊતરવાનું હતું અને વેપારને માટે આજનાં યુરોપનાં રાજ્યો લડે છે તેમ શ્રીવિજય સાથે ભયંકર લડાઈ લડીને છેવટે તેને જીતી લઈને તેનો નાશ કરનાર હતું.

હિંદુસ્તાનમાં ઉત્તર અને દક્ષિણ હિંદ પહેલાં કદીયે પડ્યાં નહોતાં એટલાં થોડા સમય માટે એકબીજાથી અળગાં પડી ગયાં. ઉત્તર હિંદ ઉપર ગઝનીનો મહમૂદ ઉપરાછાપરી ચડી આવતો હતો અને લૂંટફાટ તથા ભાંગફોડ કરતો હતો. હિંદમાંથી તે અઢળક દોલત ખેંચી ગયો અને પંજાબને તેણે પોતાના રાજ્ય સાથે જોડી દીધું. દક્ષિણમાં રાજારાજ તથા તેના પુત્ર રાજેંદ્રના અમલ દરમ્યાન ચોલ સામ્રાજ્ય વિસ્તરતું અને બળવાન બનતું આપણને માલૂમ પડે છે. દક્ષિણ હિંદમાં તેણે પોતાની આણ વર્તાવી હતી અને અરબી સમુદ્ર તથા બંગાળના ઉપસાગર ઉપર તેના નૌકાસૈન્યનું પ્રભુત્વ હતું. સિલોન, દક્ષિણ બ્રહ્મદેશ તથા બંગાળ ઉપર તેઓ ચઢાઈ કરે છે અને તેમને જીતી લે છે.

મધ્ય તથા પશ્ચિમ એશિયામાં બગદાદના અબ્બાસી સામ્રાજ્યના અવશેષો આપણી નજરે પડે છે. પરંતુ બગદાદની આબાદી હજીયે કાયમ હતી અને તેના નવા શાસક સેલ્જુક તુર્ક લોકોના અમલ દરમ્યાન તેની સત્તા વધતી જતી હતી. પરંતુ જૂના સામ્રાજ્યના ટુકડા પડીને

તેમાંથી ઘણાં રાજ્યો ઊભાં થયાં હતાં. હવે ઇસ્લામનું એક સામ્રાજ્ય ન રહ્યું પણ તે કેવળ ઘણા દેશો અને ઘણી જાતિઓનો ધર્મ બની ગયો હતો. અબ્બાસી સામ્રાજ્યના ખંડિયેરોમાંથી ગઝનીનું રાજ્ય ઊભું થયું. એના ઉપર મહમૂદ રાજ્ય કરતો હતો અને ત્યાંથી તે વારંવાર હિંદુસ્તાન ઉપર તૂટી પડતો હતો. પરંતુ બગદાદનું સામ્રાજ્ય પડી ભાગ્યું હોવા છતાં પણ બગદાદ પોતે એક મહાન શહેર તરીકે કાયમ રહ્યું હતું અને દૂરદૂરના દેશોમાંથી કળાકારો તેમજ વિદ્વાનોને તે પોતાના તરફ આકર્ષતું હતું. એ સમયે મધ્ય એશિયામાં બુખારા, સમરકંદ અને બલ્ખ જેવાં બીજાં અનેક મહાન અને પ્રખ્યાત શહેરો આબાદ હતાં. એ બધાંની વચ્ચે મોટા પાયા ઉપર વેપાર ચાલતો હતો અને મોટી મોટી વણજારો એક શહેરથી બીજે શહેર માલની લાવ-લઈજા કરતી હતી.

મંગોલિયા અને તેની આસપાસના પ્રદેશોમાં નવી ગોપ જાતિઓ સંખ્યા તેમજ બળમાં વધતી જતી હતી. બસો વરસની અંદર તે એશિયાભરમાં ફરી વળવાની હતી. આ સમયની મધ્ય તેમજ પશ્ચિમ એશિયાની મુખ્ય જાતિઓ પણ ગોપ જાતિઓના ઊગમસ્થાન મધ્ય એશિયાના એ પ્રદેશમાંથી જ આવી હતી. ચીનના લોકોએ એ જાતિઓને ત્યાંથી હાંકી કાઢી હતી અને તેમાંની કેટલીક હિંદમાં અને કેટલીક યુરોપમાં ફેલાઈ ગઈ. એ રીતે પશ્ચિમ તરફ હાંકી કાઢવામાં આવેલા સેલ્જુક તુર્ક લોકો બગદાદના સામ્રાજ્યનો પુનરુદ્ધાર કરે છે તથા કૉન્સ્ટાન્ટિનોપલના પૂર્વના રોમન સામ્રાજ્ય ઉપર હુમલો કરી તેનો પરાજય કરે છે.

આટલું એશિયા વિષે. રાતા સમુદ્રની પેલી બાજુ આવેલું મીસર બગદાદથી સ્વતંત્ર હતું. ત્યાંના મુસલમાન રાજકર્તાએ પોતાને એક અલગ ખલીફ તરીકે જાહેર કર્યો હતો. બાકીના ઉત્તર આફ્રિકામાં પણ સ્વતંત્ર મુસલમાની રાજ્ય હતું. જિબ્રાલ્ટરની સામુદ્રધુનીની પેલી બાજુ સ્પેનમાં સ્વતંત્ર મુસ્લિમ રાજ્ય હતું. તે કુર્તુબા યા કૉર્ડોબાની ‘ અમીરાત ’ તરીકે ઓળખાતું હતું. એને વિષે આગળ ઉપર હું તને થોડું કહેવાનો છું. પરંતુ અબ્બાસી ખલીફો સત્તા ઉપર આવ્યા ત્યારે તેમનું આધિપત્ય સ્વીકારવાની સ્પેનના આરબ રાજ્યે ના પાડી હતી એ તો તું જાણે જ છે. ત્યારથી જ એ સ્વતંત્ર હતું. ફ્રાંસ જીતવાના તેના પ્રયત્નોને ઘણા વખત ઉપર ચાર્લ્સ માર્ટેલે નિષ્ફળ બનાવ્યા હતા. હવે સ્પેનના ઉત્તરના

પ્રદેશનાં ખ્રિસ્તી રાજ્યોનો સ્પેનની મુસ્લિમ સત્તા ઉપર હુમલો કરવાનો વારો આવ્યો હતો; અને વખત જતાં તેમણે વધુ ને વધુ આત્મવિશ્વાસથી તેના ઉપર હુમલા કરવા માંડ્યા. પરંતુ જે સમયની આપણે હાલ વાત કરી રહ્યા છીએ તે વખતે તો કોરડોબાની 'અમીરાત' એક મહાન અને પ્રગતિશીલ રાજ્ય હતું. વિજ્ઞાન અને સંસ્કૃતિમાં યુરોપના બીજા દેશો કરતાં તે ઘણું જ આગળ વધેલું હતું.

સ્પેન સિવાય બાકીનો યુરોપ જુદાં જુદાં ખ્રિસ્તી રાજ્યોમાં વહેંચાઈ ગયો હતો. હવે આખા યુરોપમાં ખ્રિસ્તી ધર્મ પ્રસરી ચૂક્યો હતો અને અનેક દેવદેવીઓને પૂજનારો પ્રાચીન ધર્મ ત્યાંથી લગભગ નાબૂદ થયો હતો. હવે યુરોપના આજના દેશોને પોતપોતાનું સ્વરૂપ ધારણ કરતા આપણે જોઈ શકીએ છીએ.

હ્યુ કેપેટના અમલ દરમ્યાન ૯૮૭ની સાલમાં ફ્રાંસના રાષ્ટ્રનો ઉદય થાય છે. દરિયાનાં મોજાંને પાછાં હઠવાનો હુકમ કરવા માટે મશહૂર થયેલો કેન્યૂટ નામનો ડેન રાજા ૧૦૧૬ની સાલમાં ઇંગ્લંડમાં રાજ્ય કરતો હતો. પચાસ વરસ પછી 'વિજેતા' વિલિયમ નૉરમંડીથી ત્યાં આવ્યો. જર્મની પવિત્ર સામ્રાજ્યનો એક ભાગ હતું. નાનાં નાનાં અનેક રાજ્યોમાં વહેંચાયેલું હોવા છતાં ચોક્કસપણે તે એક રાષ્ટ્ર બનતું જતું હતું. રશિયા પૂર્વ તરફ વિસ્તરતું જતું હતું અને પોતાનાં વહાણોથી કૉન્સ્ટાન્ટિનોપલને હમેશાં ડરાવ્યા કરતું હતું. રશિયાને કૉન્સ્ટાન્ટિનોપલ માટે હમેશાં અજબ પ્રકારનો જે મોહ રહ્યા કર્યો છે તેની આ શરૂઆત હતી. એક હજાર વરસથી રશિયા આ મહાન શહેર મેળવવા માટે કામના રાખતું આવ્યું છે. છેવટે, ચોદ વરસ ઉપર પૂરા થયેલા મહાયુદ્ધને પરિણામે એ મેળવવાની રશિયાએ આશા બાંધી હતી. પરંતુ ત્યાં આગળ અચાનક ક્રાંતિ આવી પડી અને તેણે પુરાણા રશિયાની બધી બાજી ધૂળ ભેગી કરી દીધી.

૯૦૦ વર્ષ પહેલાંના યુરોપના નકશામાં પોલેંડ તેમ જ હંગરી પણ તારા જોવામાં આવશે. એ દેશોમાં મગ્યર લોકો વસતા હતા. વળી એ નકશામાં બલ્ગેરિયન તથા સર્બ લોકોનાં રાજ્યો પણ તારા જોવામાં આવશે. વળી, ચારે તરફ અનેક દુશ્મનોથી ઘેરાયેલું હોવા છતાં પણ પોતાની હસ્તી ટકાવી રહેલું પૂર્વનું રોમન સામ્રાજ્ય પણ તું જોશે. રશિયન લોકો તેના ઉપર આક્રમણ કરતા હતા, બલ્ગેરિયન લોકો પણ તેને ત્રાસ આપતા હતા અને દરિયામાર્ગે નૉર્મન લોકો તેને નિરંતર

હેરાન કર્યા કરતા હતા. વળી હવે તો એ સૌથી વધારે ભયંકર સેલ્જુક તુર્ક લોકો તેની હસ્તીને પણ જોખમમાં મૂકી રહ્યા હતા. પરંતુ આટલી બધી હાડમારી અને આટલા બધા દુશ્મનોથી ઘેરાયેલું હોવા છતાંયે તે હજી બીજાં ચારસો વરસ સુધી ભાગી પડ્યું નહિ. તેની આ અદ્ભુત ચીવટ કંઈક અંશે કૉન્સ્ટાન્ટિનોપલના સ્થાનને આભારી હતી એમ કહી શકાય. દુશ્મનોને તેનો કબજો લેવો અતિશય મુશ્કેલ પડે એવી જગ્યાએ તે વસેલું હતું. તે એટલો વખત ટકી રહ્યું એ કંઈક અંશે ગ્રીક લોકોએ બચાવની નવી રીત શોધી કાઢી હતી તેને આભારી હતું એમ પણ કહી શકાય. એ નવી રીતને 'ગ્રીક અગ્નિ' કહેવામાં આવે છે. પાણી લાગતાં વેંત સળગી ઊઠે એવો પદાર્થ તેમણે શોધી કાઢ્યો હતો. આ 'ગ્રીક અગ્નિ'ની મદદથી કૉન્સ્ટાન્ટિનોપલના લોકો બૉસ્ફરસની સામુદ્રધૂની ઓળંગીને આવતા લશ્કરનાં વહાણોને આગ લગાડીને તેમની ભારે ખાનાખરાબી કરતા.

ખ્રિસ્તી સંવતનાં પહેલાં હજાર વર્ષ પછી યુરોપનો નકશો આવો હતો. પોતાનાં વહાણોમાં આવીને ભૂમધ્ય સમુદ્રના કાંઠા ઉપરનાં શહેરો તથા ગામડાં લૂંટતા અને રંજાડતા તથા મધદરિયે વહાણો લૂંટતા નૉર્થમેન અથવા નૉર્મન લોકો વિષે પણ તેં જાણ્યું છે. સફળતા પ્રાપ્ત થવાને કારણે તેઓ આબરૂદાર બનતા જતા હતા. ફ્રાન્સમાં પશ્ચિમ તરફ નૉરમંડીમાં તેમણે વસવાટ કર્યો. ફ્રાન્સના તેમના એ સ્થાનમાંથી તેમણે ઇંગ્લંડ જીતી લીધું. તેમણે મુસલમાનો પાસેથી સિસિલીનો ટાપુ પણ જીતી લીધો તથા તેમાં દક્ષિણ ઇટાલીનો ઉમેરો કરીને 'સિસિલિયા' નામનું રાજ્ય સ્થાપ્યું.

યુરોપની મધ્યમાં ઉત્તર સમુદ્રથી માંડીને રોમ સુધી 'પવિત્ર રોમન સામ્રાજ્ય' પથરાયેલું પડ્યું હતું. એમાં ઘણાં રાજ્યોનો સમાવેશ થતો હતો અને પવિત્ર સામ્રાજ્યનો સમ્રાટ એ બધાંનો વડો હતો. આ જર્મન સમ્રાટ અને રોમના પોપ વચ્ચે એકબીજા ઉપર પ્રભુત્વ મેળવવા માટે નિરંતર સ્પર્ધા ચાલ્યા કરતી. એમાં કોઈ વખત સમ્રાટ ફાવતો તો કોઈ વાર પોપને જીત મળતી. પરંતુ ધીમે ધીમે પોપની સત્તા વધી ગઈ. ધર્મબહાર મૂકવાની સત્તા એ તેમના હાથમાં ભયાનક હથિયાર હતું. કેમ કે કોઈ પણ માણસને ધર્મબહાર મૂકવો એટલે તેનો સંપૂર્ણપણે સામાજિક બહિષ્કાર કરવો તથા બધાયે સામાજિક તથા રાજકીય હકોથી તેને વંચિત કરવો. એક ગર્વિષ્ઠ સમ્રાટને તે સમયના પોપે એટલી હદ

સુધી નીચો નમાવ્યો હતો કે તેની ક્ષમા યાચવા માટે તેને બરફમાં ઉઘાડે પગે ચાલીને જવું પડ્યું હતું અને પોપ કૃપા કરીને પોતાની પાસે આવવાની તેને પરવાનગી આપે ત્યાં સુધી ઇટાલીમાં આવેલા કૅનોસાના તેના નિવાસસ્થાનની બહાર તેને એ સ્થિતિમાં ઊભા રહેવું પડ્યું હતું.

આપણે યુરોપના આ દેશો નિર્માણ થતા જોઈએ છીએ પરંતુ તે વખતે તેઓ આજના કરતાં ભિન્ન હતા — ખાસ કરીને તેના લોકો તો આજના કરતાં બિલકુલ ભિન્ન હતા. તેઓ પોતાને અંગ્રેજ, ફ્રેંચ કે જર્મન તરીકે નહોતા ઓળખાવતા. ગરીબ બીચારા ખેડૂત લોકોની દશા અતિશય કંગાળ હતી અને તેમને દેશ કે ભૂગોળનું કશુંયે ભાન નહોતું. પોતે પોતાના લૉર્ડ અથવા માલિકના સર્ફ અથવા દાસ છે અને તેના હુકમ પ્રમાણે તેમણે ચાલવું જોઈએ એટલું જ તેઓ જાણતા હતા. જો તું કોઈ ઉમરાવને પૂછે કે તમે કોણ છો, તો તે કહેશે કે હું અમુક જગ્યાનો લૉર્ડ છું અને અમુક મોટા લૉર્ડનો અથવા રાજાનો વૅસલ કે સામન્ત છું. આ હતી ફ્યૂડલ વ્યવસ્થા અને તે યુરોપભરમાં પ્રસરેલી હતી.

જર્મનીમાં અને ખાસ કરીને ઉત્તર ઇટાલીમાં ધીમે ધીમે મોટાં મોટાં શહેરો ઊભાં થતાં આપણને માલૂમ પડે છે. પૅરિસ તે વખતે પણ જાણીતું શહેર હતું. આ શહેરો વેપારરોજગારનાં કેન્દ્રો હતાં અને ત્યાં આગળ ધનદોલત વધારે ને વધારે પ્રમાણમાં એકઠાં થતાં જતાં હતાં. આ શહેરોને લૉર્ડ લોકો અથવા ઉમરાવો પસંદ નહોતા અને તેમની વચ્ચે વારંવાર ઝઘડા થયા કરતા હતા. પરંતુ એ ખેંચતાણમાં આખરે શહેરના ધનિક વર્ગનો વિજય થાય છે. તેઓ લૉર્ડ લોકોને પૈસા ધીરે છે અને એ રીતે નાણાંની મદદથી અધિકારો તથા સત્તા ખરીદે છે. આ રીતે શહેરોમાં ધીમે ધીમે એક નવો વર્ગ પેદા થાય છે અને તેનો ફ્યૂડલ સમાજવ્યવસ્થા સાથે મેળ ખાતો નથી.

આમ યુરોપમાં ફ્યૂડલ વ્યવસ્થા પ્રમાણે સમાજ અનેક થરોમાં વહેંચાયેલો આપણને માલૂમ પડે છે. એ સમાજવ્યવસ્થા ચર્ચ યા ખ્રિસ્તી ધર્મતંત્રે પણ માન્ય રાખી હતી. તેને તેણે પોતાના આશીર્વાદ આપ્યા હતા. રાષ્ટ્રીયતાની ભાવના તો તે સમયે હતી જ નહિ. પરંતુ તે સમયે આખા યુરોપમાં, ખાસ કરીને તેના ઉપલા વર્ગોમાં ખ્રિસ્તી જગતની ભાવના સર્વત્ર પ્રચલિત હતી. યુરોપની બધી ખ્રિસ્તી પ્રજાઓ એ ભાવનાથી એકબીજા સાથે સંકળાયેલી હતી. આ ભાવનાનો પ્રચાર કરવામાં ચર્ચ યા ખ્રિસ્તી ધર્મતંત્ર પણ મદદ કરતું હતું કેમકે એથી

કરીને તે બળવાન થતું હતું અને રોમના પોપની સત્તા પણ વધતી હતી. રોમનો પોપ હવે પશ્ચિમ યુરોપના ચર્ચ યા ખ્રિસ્તી ધર્મતંત્રનો નિર્વિવાદ વડો બન્યો હતો. રોમ કૉન્સ્ટાન્ટિનોપલ તથા પૂર્વના રોમન સામ્રાજ્યથી અલગ પડી ગયું હતું એ તો તને યાદ હશે. કૉન્સ્ટાન્ટિનોપલનું અલગ ચર્ચ યા ખ્રિસ્તી ધર્મતંત્ર હજી ચાલુ હતું. જેમ રોમનું ચર્ચ કૅથલિક ચર્ચના નામથી ઓળખાતું હતું તેમ આ પૂર્વનું ચર્ચ ઑર્થોડૉક્સ ચર્ચના નામથી ઓળખાતું હતું. રશિયાએ કૉન્સ્ટાન્ટિનોપલના આ ઑર્થોડૉક્સ ચર્ચ પાસેથી ધર્મની દીક્ષા લીધી. કૉન્સ્ટાન્ટિનોપલના ગ્રીક લોકો રોમના પોપને માન્ય રાખતા નહોતા.

પરંતુ જ્યારે તે દુશ્મનોથી ઘેરાઈ ગયું અને ખાસ કરીને જ્યારે સેલ્જુક તુર્કોએ તેની હસ્તી ભયમાં મૂકી એવે આફતને પ્રસંગે કૉન્સ્ટાન્ટિનોપલ પોતાનું ગુમાન તથા રોમ પ્રત્યેનો તિરસ્કાર ભૂલી ગયું અને વિધર્મી મુસલમાનોની સામે મદદ કરવા માટે તેણે પોપને વિનંતી કરી. તે સમયે રોમમાં એક મહાન પોપ અધિકાર ઉપર હતો. તેનું નામ હિલ્ડેબ્રૅન્ડ હતું અને પોપ થયા પછી તે સાતમા ગ્રેગરી તરીકે મશહૂર થયો. ગર્વિષ્ઠ જર્મન સમ્રાટ કૅનોસામાં એ જ હિલ્ડેબ્રૅન્ડની આગળ ઉઘાડે પગે બરફમાં ચાલીને ખડો થયો હતો.

તે સમયે યુરોપની ખ્રિસ્તી પ્રજાઓની કલ્પનાને એક બીજી ઘટનાએ પણ ઉશ્કેરી મૂકી હતી. કેટલાયે શ્રદ્ધાળુ ખ્રિસ્તીઓ એમ માનતા હતા કે ઈશુ પછીનાં એક હજાર વરસ બાદ આ દુનિયાનો એકાએક અંત આવી જવાનો છે. 'મિલેનિયમ' શબ્દનો અર્થ 'એક હજાર વરસ' થાય છે. એ શબ્દ 'મિલે' અને 'એનસ' એવા બે લૅટિન શબ્દો ભેગા મળીને બન્યો છે. 'મિલે'નો અર્થ 'એક હજાર' થાય છે અને 'એનસ' એટલે વરસ. એ વખતે દુનિયાનો અંત આવશે એમ માનવામાં આવતું હતું એટલે 'મિલેનિયમ' શબ્દનો 'એકદમ પરિવર્તન થઈને વધારે સારી દુનિયા નિર્માણ થવી' એવો અર્થ થવા લાગ્યો. મેં તને આગળ જણાવ્યું છે કે તે સમયે યુરોપમાં ભારે દુઃખ અને હાડમારી વર્તતાં હતાં અને એ નજીક આવતા 'મિલેનિયમ'ની એટલે કે શુભ પરિવર્તનની આશાએ હતાશ થઈ ગયેલા તથા થાકી ગયેલા ઘણા લોકોને આશ્વાસન આપ્યું. દુનિયાનો અંત આવે તે સમયે 'પવિત્ર ભૂમિ'માં હાજર રહેવાને ખાતર ઘણા લોકો તો પોતાની માલ-મિલકત વેચીને પૅલેસ્ટાઈન જવા માટે નીકળી પડ્યા.

પરંતુ દુનિયાનો અંત તો ન આવ્યો અને જેરૂસલેમ ગયેલા હજારો યાત્રાળુઓને તુર્ક લોકોએ ખૂબ સતાવ્યા અને હેરાન કર્યા. ગુસ્સે ભરાઈને અને શરમિંદા થઈને તેઓ પાછા ફર્યા અને 'પવિત્ર ભૂમિ'માં તેમના ઉપર વીતેલાં વીતકોની ખબર તેમણે ચોતરફ ફેલાવી. સાધુ પીટર નામનો એક પ્રખ્યાત યાત્રાળુ હાથમાં દંડ ધારણ કરીને ઠેકઠેકાણે ઘૂમ્યો અને પોતાના પવિત્ર શહેર જેરૂસલેમને મુસલમાનોના પંજામાંથી છોડાવવાની લોકોમાં હાકલ કરવા લાગ્યો. આ બધું સાંભળીને આખું ખ્રિસ્તી જગત ક્રોધથી ભભૂકી ઊઠ્યું અને ભારે ઉત્સાહમાં આવી ગયું. આ પરિસ્થિતિ નિહાળીને પોપે એ હિલચાલનું નેતૃત્વ લેવાનો સંકલ્પ કર્યો.

આ જ અરસામાં વિધર્મીઓની સામે મદદ કરવા માટેની માગણી કૉન્સ્ટાન્ટિનોપલ તરફથી આવી. આખું ખ્રિસ્તી જગત — રોમન તેમજ ગ્રીક — એકત્ર થઈને ધસી આવતા તુર્કોની સામે થતું તે સમયે જણાયું. ૧૦૯૫ની સાલમાં ચર્ચ એટલે કે ખ્રિસ્તી ધર્મતંત્રની મોટી સભાએ જેરૂસલેમનું પવિત્ર શહેર મુસલમાનોના હાથમાંથી છોડાવવાને તેમની સામે ક્રૂઝેડ એટલે કે ધર્મયુદ્ધ જગાવવાની ઘોષણા કરવાનો નિર્ણય કર્યો. આ રીતે ક્રૂઝેડ અથવા ઇસ્લામ સામે ખ્રિસ્તી જગતની કે ચાંદ સામે ક્રૂસની લડાઈનો આરંભ થયો.

## ૫૮

# એશિયા અને યુરોપનું પુનરાવલોકન

**૧૨ જૂન, ૧૯૩૨**

ઈશુ પછીનાં પહેલાં હજાર વરસ સુધીની દુનિયાનું, એટલે કે એશિયા અને યુરોપનું તથા આફ્રિકાના થોડા ભાગનું ટૂંકું અવલોકન આપણે પૂરું કર્યું. પણ હજી એક પુનરાવલોકન કરી લઈએ.

પહેલાં એશિયા લઈએ. ત્યાં આગળ હિંદુસ્તાન અને ચીનની પ્રાચીન સભ્યતા હજી ચાલુ અને વૃદ્ધિંગત દશામાં છે. હિંદની સંસ્કૃતિ મલેશિયા તથા કંબોડિયા સુધી ફેલાઈ હતી અને ત્યાં આગળ તેનાં સુંદર પરિણામો આવ્યાં હતાં. ચીનની સંસ્કૃતિ કોરિયા, જાપાન અને અંશતઃ મલેશિયામાં પ્રસરી હતી. પશ્ચિમ એશિયામાં અરબસ્તાન, સીરિયા, પૅલેસ્ટાઈન, મૅસોપોટેમિયા વગેરે દેશોમાં અરબી સંસ્કૃતિ પ્રચાર પામી હતી. ઈરાનમાં પ્રાચીન ઈરાની અને નવી અરબી સંસ્કૃતિનું મિશ્રણ હતું. મધ્ય એશિયાના કેટલાક દેશોએ પણ આ મિશ્ર ઈરાની-અરબી સંસ્કૃતિ ગ્રહણ કરી હતી. વળી, તેમના ઉપર હિંદુસ્તાન તેમજ ચીનની પણ અસર થઈ હતી. આ બધા દેશોમાં સંસ્કૃતિ ઉચ્ચ કક્ષાએ પહોંચી હતી, વેપાર રોજગાર, વિદ્યા અને કળા વગેરે પણ સારી પેઠે ખીલ્યાં હતાં; વળી ત્યાં આગળ સંખ્યાબંધ મોટાં મોટાં નગરો હતાં અને તેમની મશહૂર વિદ્યાપીઠોમાં દૂર દૂરથી આકર્ષાઈને વિદ્યાર્થીઓ આવતા હતા. માત્ર મંગોલિયા અને મધ્ય એશિયાના કેટલાક ભાગોમાં તેમજ ઉત્તરે સાઇબેરિયામાં સંસ્કૃતિનું ધોરણ બહુ નીચું હતું.

હવે યુરોપ તરફ જોઈએ. એશિયાના પ્રગતિમાન દેશોની સરખામણીમાં તે પછાત અને અર્ધ-જંગલી અવસ્થામાં હતો. પુરાણી ગ્રીક-રોમન સંસ્કૃતિ એ તો કેવળ પ્રાચીન કાળના એક સ્મરણ જેવી બની ગઈ હતી. વિદ્યાની ત્યાં જરાયે કદર નહોતી, કળાઓનો પણ ત્યાં ઝાઝો પ્રચાર નહોતો અને એશિયાની સરખામણીમાં ત્યાં આગળ વેપાર-રોજગાર પણ બહુ ઓછો હતો. માત્ર બે તેજસ્વી સ્થળો ત્યાં હજી ઝળહળી રહ્યાં હતાં. આરબોના અમલ નીચેનું સ્પેન આરબોની મહત્તાના યુગની

પ્રણાલિકા સાચવી રહ્યું હતું અને ધીમે ધીમે કૉન્સ્ટાન્ટિનોપલનો અધઃપાત થતો જતો હતો છતાંયે તે એશિયા અને યુરોપની સરહદ વચ્ચે આવેલું એક મહાન અને મોટી વસતીવાળું શહેર હતું. યુરોપના મોટા ભાગ ઉપર તો સામાન્ય રીતે અવ્યવસ્થા અને અરાજકનું અંધેર પ્રવર્તતું હતું; અને ત્યાં આગળ પ્રચલિત ફ્યૂડલ વ્યવસ્થા નીચે દરેક નાઇટ એટલે લડાયક સરદાર તથા લૉર્ડ એટલે કે ઉમરાવ પોતપોતાની જાગીરનો એક નાનો સરખો રાજા હતો. સામ્રાજ્યનું પ્રાચીન પાટનગર રોમ એક વખતે તો નાનકડા ગામડા જેવું બની ગયું હતું અને તેના પ્રાચીન પ્રેક્ષાગારમાં જંગલી જનાવરોએ વાસ કર્યો હતો. પરંતુ તે હવે ફરી પાછું ખીલવા લાગ્યું હતું.

એથી કરીને જો તું ઇશુ પછીથી હજાર વરસ પછીના એશિયા અને યુરોપની તુલના કરે તો એશિયાનું પલ્લું ઘણું નીચું નમશે.

હવે આપણે ફરીથી જોઈએ અને સપાટીથી ઊંડે ઊતરીને વસ્તુઓ નિહાળવા પ્રયત્ન કરીએ. ઉપર ઉપરથી જોનાર એશિયાની પરિસ્થિતિ જેટલી સારી કલ્પે એટલી વાસ્તવમાં તે સારી નહોતી એમ આપણને જણાય છે. પ્રાચીન સંસ્કૃતિનાં ઊગમસ્થાન ચીન અને હિંદુસ્તાન તકલીફ અને આફતમાં આવી પડ્યાં હતાં. બહારથી થતી ચડાઈઓ એ જ માત્ર તેમની આફતો નહોતી. પણ તેમની ખરેખરી આફતો તો આંતરિક હતી કે જે આંતરિક જીવન તેમજ શક્તિને હણે છે. પશ્ચિમના આરબોની મહત્તાના દિવસો પૂરા થવા આવ્યા હતા. સેલ્જુક તુર્કો સત્તા ઉપર આવે છે એ ખરું પરંતુ તેમનો ઉદય કેવળ તેમના લડાયક ગુણોને આભારી હતો. હિંદીઓ, ચીનાઓ, ઇરાનીઓ કે આરબ લોકોની પેઠે તેઓ એશિયાની કોઈ પણ સંસ્કૃતિના પ્રતિનિધિ નથી. તેઓ એશિયાના લડાયક ગુણના પ્રતિનિધિ છે. એશિયામાં સર્વત્ર સંસ્કારી પ્રાચીન પ્રજાઓ કરમાતી અને ક્ષીણ થતી દેખાય છે. તેમણે પોતાનો આત્મવિશ્વાસ ગુમાવ્યો હતો અને આત્મરક્ષણની નીતિ અખત્યાર કરી હતી. ખડતલ અને શક્તિથી ઊભરાતી નવી પ્રજાઓ આગળ આવી. તેમણે એશિયાની પ્રાચીન પ્રજાઓને જીતી લીધી અને યુરોપને પણ ગભરાવી મૂક્યું. પરંતુ એ પ્રજાઓ સંસ્કૃતિનો નવો પ્રવાહ કે સંસ્કૃતિનું નવું પ્રેરક બળ પોતાની સાથે ન લાવી. પ્રાચીન પ્રજાઓએ ધીમે ધીમે આ નવી પ્રજાઓને સંસ્કારી બનાવી અને એ રીતે તેમણે વિજેતાઓને અપનાવીને પોતાની અંદર સમાવી દીધા.

આમ આપણે એશિયા ઉપર ભારે પરિવર્તન આવતું જોઈએ છીએ. પ્રાચીન સંસ્કૃતિ ચાલુ રહી હતી, લલિત કળાઓ ખીલતી હતી અને તરેહતરેહના વૈભવવિલાસો પણ મોજૂદ હતા, પરંતુ સંસ્કૃતિની નાડ મંદ પડતી જતી હતી, અને જીવનની પ્રાણશક્તિ ઉત્તરોત્તર વધુ ને વધુ ક્ષીણ થતી જતી જણાતી હતી. લાંબા કાળ સુધી એ સંસ્કૃતિઓ ટકવાની હતી. મંગોલ લોકો આવ્યા તે સમયે અરબસ્તાન તથા મધ્ય એશિયા બાદ કરતાં બીજે ક્યાંય પણ ન તો એ સંસ્કૃતિઓનો અંત આવ્યો કે ન તો તેમનો પ્રવાહ ચોક્કસપણે અટકી પડ્યો. ચીન અને હિંદુસ્તાનમાં એ પ્રાચીન સંસ્કૃતિઓ ધીમે ધીમે ઝાંખી પડવા લાગી હતી અને છેવટે તે દૂરથી જોતાં બહુ મનોહર લાગે પરંતુ તેની નજદીક જતાં ખબર પડે કે તેને ઊધઈ લાગવા માંડી છે એવા એક રંગીન નિષ્પ્રાણ ચિત્ર જેવી બની ગઈ.

સામ્રાજ્યોની પેઠે સંસ્કૃતિઓનું પતન પણ જેટલા પ્રમાણમાં અંદરની નબળાઈ અને સડાને આભારી હોય છે તેટલા પ્રમાણમાં બહારના દુશ્મનોના સામર્થ્યને આભારી નથી હોતું. રોમનું પતન બર્બર લોકોને લીધે નહોતું થયુ. તેમણે તો જે ક્યારનુંયે મરી પરવાર્યું હતું તેને માત્ર ધક્કો મારીને પાડી નાખ્યું. રોમના હાથપગ કાપી નાખવામાં આવ્યા તે પહેલાં જ તેનું હૃદય તો ધબકતું બંધ પડી ગયું હતું. હિંદુસ્તાનમાં અને ચીનમાં તેમજ આરબ લોકોની બાબતમાં પણ કંઈક એવું જ બનતું આપણા જોવામાં આવે છે. આરબ સંસ્કૃતિના ઉદયની પેઠે તેનું પતન પણ એકાએક થયું. હિંદુસ્તાનમાં અને ચીનમાં એ ક્રિયા બહુ ધીમી ગતિએ થતી રહી અને એ બંને દેશોની સંસ્કૃતિના પતનનો આરંભ ચોક્કસપણે ક્યારથી થયો એ કહેવું સહેલું નથી.

ગઝનીનો મહમૂદ હિંદુસ્તાનમાં આવ્યો તે પહેલાં ઘણા લાંબા કાળથી એ ક્રિયા શરૂ થઈ ચૂકી હતી. લોકોના માનસમાં ફેરફાર થયેલો આપણે જોઈ શકીએ છીએ. નવા નવા વિચારો અને વસ્તુઓનું સર્જન કરવાને બદલે હિંદુસ્તાનના લોકો ભૂતકાળની સિદ્ધિઓનું અનુકરણ અને પુનરાવર્તન કરવામાં તત્પર બન્યા હતા. હજી પણ તેમની બુદ્ધિ સારી પેઠે સતેજ અને તીક્ષ્ણ હતી પરંતુ તેઓ લાંબા વખત પૂર્વે જે કહેવાયું હતું અને લખાયું હતું તેનો અર્થ કરવામાં તેમજ તેના ઉપર વિવેચન કરવામાં એટલે કે ભાષ્યો અને ટીકાઓ લખવામાં મંડ્યા હતા. હજી પણ તેઓ અદ્ભુત પ્રકારનું મૂર્તિનિર્માણ અને કોતરકામ કરતા હતા

પરંતુ તેમની એ કૃતિઓ વધારે પડતી વિગતો અને શણગારથી લદાયેલી હતી અને કદી કદી તેમાં કંઈક બીભત્સતા પણ આવી જતી હતી. મૌલિકતા તેમજ ભવ્ય અને ઉદાત્ત કલ્પનાનો તેમાં અભાવ હતો. તવંગર તથા સંપન્ન લોકોમાં શિષ્ટ લાલિત્ય, કળા અને વૈભવવિલાસ સચવાઈ રહ્યાં હતાં પરંતુ સમગ્ર જનતાની કંગાળિયત તથા હાડમારી ઓછી કરવાનો કે ઉત્પત્તિ વધારવાનો કશોયે પ્રયત્ન કરવામાં આવતો નહોતો.

આ બધાં સંસ્કૃતિના સંધ્યાકાળનાં લક્ષણો છે. જ્યારે આ બધું બનવા લાગે છે ત્યારે ખચીત સમજવું કે એ સંસ્કૃતિનું ચેતન હરાવા લાગ્યું છે; કેમકે ચૈતન્યનું લક્ષણ સર્જન છે, અનુકરણ કે પુનરાવર્તન નહિ.

હિંદુસ્તાન તેમજ ચીનમાં એ સમયે કંઈક એવી જ ક્રિયા શરૂ થતી જણાય છે. પણ જોજે, મારા કહેવાનો મતલબ સમજવામાં તું ભૂલ કરીશ નહિ. મારા કહેવાનો આશય એ નથી કે એથી કરીને હિંદુસ્તાન અથવા ચીનની હસ્તી નાબૂદ થઈ કે તેઓ જંગલી અવસ્થામાં આવી પડ્યાં. મારા કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે, હિંદુસ્તાન તથા ચીનને ભૂતકાળમાં લાધી હતી તે સર્જક શક્તિની પુરાણી પ્રેરણા હવે મંદ અને ક્ષીણ થતી જતી હતી અને તેને નવું ચેતન મળતું નહોતું. બદલાયેલી પરિસ્થિતિ સાથે તે પોતાનો સુયોગ સાધતી નહોતી પણ કેવળ પોતાનું ગાડું જેમતેમ કરીને ગબડાવ્યે રાખતી હતી. પ્રત્યેક દેશ અને સંસ્કૃતિની બાબતમાં આવું બને છે. સૌમાં, ભારે સર્જક પુરુષાર્થ તથા પ્રગતિ અને વિકાસના યુગો આવે છે તેમ જ થાક અને સુસ્તીના યુગો પણ આવે છે. હિંદુસ્તાન તેમ જ ચીનમાં એ થાક તથા સુસ્તીનો કાળ આટલો બધો મોડો આવ્યો એ ભારે આશ્ચર્યકારક છે; અને એમ છતાં પણ એ સંપૂર્ણ થાકની સ્થિતિ તો નહોતી જ.

ઇસ્લામ માનવી પ્રગતિ માટેની નવી ધગશ પોતાની સાથે હિંદુસ્તાનમાં લાવ્યો. તેણે કંઈક અંશે પૌષ્ટિક ઓષધની ગરજ સારી. તેણે હિંદુસ્તાનને હચમચાવી મૂક્યું. પરંતુ તેથી જેટલો ફાયદો થવો જોઈએ એટલો ન થયો. એનાં બે કારણો છે. હિંદમાં તે ખોટે માર્ગે અને પ્રમાણમાં કંઈક મોડો આવ્યો. મહમૂદ ગઝનીએ હિંદુસ્તાન ઉપર ચડાઈ કરી તે પહેલાં સેંકડો વરસ અગાઉ મુસ્લિમ ધર્મપ્રચારકો હિંદભરમાં ફરતા હતા અને સર્વત્ર તેમનું સ્વાગત થયું હતું. તેઓ શાંતિથી આવ્યા હતા અને તેમને થોડી સફળતા પણ મળી હતી. તે સમયે

ઇસ્લામ વિરુદ્ધ કોઈ પણ પ્રકારની કડવી લાગણી હોય તો પણ તે નહિ જેવી જ હતી. પરંતુ પછીથી મહમૂદ આગ અને સમશેર લઈને આવ્યો. અને તે વિજેતા, લૂટારુ અને કતલ કરનાર તરીકે આવ્યો એ હકીકતે બીજી કોઈ પણ વસ્તુ કરતાં હિંદમાં ઇસ્લામની કીર્તિને વધારે હાનિ પહોંચાડી. ખરેખર, તે બીજા કોઈ પણ મહાન વિજેતાના જેવો જ લૂટારો અને કતલ કરનારો હતો અને ધર્મને માટે તેને ઝાઝી પરવા નહોતી. તેની ચડાઈઓએ જ હિંદમાં ઘણા લાંબા સમય સુધી ઇસ્લામના રહસ્યને ઢાંકી દીધું અને તેથી કરીને નિષ્પક્ષપણે એને વિષે વિચાર કરવાનું લોકો માટે મુશ્કેલ થઈ પડ્યું. બીજી પરિસ્થિતિમાં તેમને માટે એમ કરવું શકય બન્યું હોત.

એક કારણ આ. બીજું કારણ એ છે કે ઇસ્લામ અહીં મોડો આવ્યો. તેના આરંભ પછી ચારસો વરસ બાદ તે અહીં આવ્યો. અને એ લાંબા ગાળા દરમ્યાન તેની ધગશ કંઈક અંશે ઓછી થઈ હતી તથા તેની ઘણીખરી સર્જક શક્તિ તેણે ગુમાવી હતી. જો ઇસ્લામના આરંભકાળમાં આરબ લોકો તે લઈને હિંદુસ્તાનમાં આવ્યા હોત તો નવી આરબ સંસ્કૃતિ પ્રાચીન હિંદી સંસ્કૃતિ સાથે ભળી જાત અને બંનેની પરસ્પર એકબીજા ઉપરની અસરથી ભારે પરિણામો નીપજત. એ રીતે બે સંસ્કારી પ્રજાઓનું મિશ્રણ થાત. વળી, આરબ લોકો ધાર્મિક સહિષ્ણુતા તથા ધર્મ પ્રત્યેના બુદ્ધિપૂર્વકના વલણ માટે મશહૂર હતા. એક સમયે બગદાદમાં ખલીફના આશ્રય હેઠળ એક કલબ ચાલતી હતી. ત્યાં આગળ બધા ધર્મના લોકો તથા જેઓ કોઈ પણ ધર્મ પાળતા ન હોય એવા લોકો એકઠા થતા અને દરેક વસ્તુ વિષે કેવળ બૌદ્ધિક દૃષ્ટિએ તેઓ ચર્ચા અને વાદવિવાદ કરતા.

પરંતુ આરબ લોકો હિંદના અંદરના ભાગમાં ન આવ્યા. સિંધમાં જ તેઓ અટકી પડ્યા અને હિંદ ઉપર તેમની નહિ જેવી જ અસર પડી. જેમનામાં આરબ લોકોની સહિષ્ણુતા કે સંસ્કૃતિ નહોતાં અને જેઓ મુખ્યત્વે કરીને લશ્કરી સૈનિકો જ હતા એવા તુર્ક લોકો તથા તેમના જ જેવી બીજી પ્રજાઓ મારફતે ઇસ્લામ હિંદમાં આવ્યો.

એમ છતાં પણ પ્રગતિ તથા સર્જક પુરુષાર્થ માટે હિંદને ઇસ્લામ દ્વારા નવું જોમ મળ્યું. એણે હિંદમાં કેવી રીતે નવું ચેતન પૂર્યું અને છેવટે તે પણ ખતમ થઈ ગયું તે આપણે હવે પછી વિચારીશું.

હિંદની સંસ્કૃતિ નબળી પડવા લાગી હતી તેનું એક બીજું પરિણામ પણ હવે દેખાવા લાગ્યું હતું. જ્યારે તેના ઉપર બહારથી હુમલા થવા લાગ્યા ત્યારે, હિંદુ સંસ્કૃતિએ પોતાની આસપાસ જડ કવચ રચી તેમાં બંદીવાન થઈને એ આવતા પ્રસારા સામે પોતાનું રક્ષણ કરવાનો પ્રયાસ કર્યો. એ પણ નબળાઈ તથા ડરપોકપણાની જ નિશાની હતી. એ ઇલાજે તો રોગને ઊલટો વધારી દીધો. બહારના હુમલા નહિ પણ સ્થગિતતા એ ખરો રોગ હતો. એ રીતે અળગાપણું કેળવવાથી સ્થગિતતા વધી ગઈ અને વિકાસના બધા માર્ગો રૂંધાઈ ગયા. પાછળથી આપણે જોઈશું કે ચીને પણ પોતાની રીતે એમ જ કર્યું અને જાપાને પણ એ જ ઉપાય અજમાવ્યો. કવચ દ્વારા ચારે બાજુથી રૂંધાઈ ગયેલા સમાજમાં વસવું એ જરા જોખમકારક છે. તેમાં આપણે જડ બની જઈએ છીએ અને તાજી હવા તથા નવા વિચારો અને ખ્યાલોથી અપરિચિત બની જઈએ છીએ. તાજી હવા વ્યક્તિને માટે જરૂરી છે તેટલી જ સમાજ માટે પણ આવશ્યક છે.

આટલું એશિયા વિષે. આપણે જોઈ ગયાં કે એ સમયે યુરોપ પછાત અને ઝઘડાખોર હતો. પણ એ બધી અવ્યવસ્થા અને અણઘડપણાની નીચે કંઈ નહિ તો જોમ અને ચેતન આપણી નજરે પડે છે. દીર્ઘ કાળના તેના પ્રભુત્વ પછી એશિયા નીચે પડતો જતો હતો અને યુરોપ ઊંચે ચડવા મથી રહ્યો હતો. પરંતુ હજીયે એશિયાની કક્ષાએ પહોંચવા માટે યુરોપને ઘણી લાંબી મજલ કાપવાની હતી.

આજે યુરોપ પ્રભુત્વ ભોગવે છે અને એશિયા આઝાદી પ્રાપ્ત કરવા માટે ભારે જહેમત ઉઠાવી રહ્યો છે. તું ફરીથી સપાટીની નીચે ઊંડાણમાં નજર કરશે તો એશિયામાં તને નવું જોમ, નવી સર્જક શક્તિ અને નવું જ જીવન દેખાશે. એશિયા ફરી પાછો જાગ્રત થયો છે એમાં જરાયે શંકા નથી. આજે તેની મહત્તાનો સમય હોવા છતાં યુરોપમાં અથવા કહો કે પશ્ચિમ યુરોપમાં તેની પડતીનાં ચિહ્નો નજરે પડે છે. યુરોપની સંસ્કૃતિનો નાશ કરી શકે એટલા બળવાન બર્બર લોકો આજે નથી. પરંતુ કેટલીક વાર સુધરેલા લોકો પોતે જ બર્બર અથવા જંગલી લોકોની જેમ વર્તે છે, અને જ્યારે એમ થાય છે ત્યારે સંસ્કૃતિ પોતે જ પોતાનો વિનાશ વહોરી લે છે.

હું એશિયા અને યુરોપની વાત કરી રહ્યો છું પરંતુ એ તો કેવળ ભૌગોલિક નામો છે. અને આપણી સામે જે સમસ્યાઓ ખડી છે

તે માત્ર એશિયા કે યુરોપની જ નહિ પણ આખી દુનિયાની અથવા તો સમસ્ત માનવજાતની સમસ્યાઓ છે. અને આખી દુનિયાને માટે આપણે તેનો ઉકેલ ન કરીએ ત્યાં સુધી દુનિયામાં મુસીબતો કાયમ ચાલુ જ રહેવાની. એવા ઉકેલનો અર્થ એ જ હોઈ શકે કે સર્વત્ર ગરીબાઈ, દુઃખ તથા હાડમારીનો અંત આવે. સંભવ છે કે, એમ થવાને ઘણો વખત લાગે; પરંતુ આપણે ધ્યેય તો એટલું ઊંચું જ રાખવું જોઈએ, એથી નીચું નહિ. એમ થાય તો જ કોઈ દેશ કે વર્ગનું શોષણ થતું ન હોય એવી સમાનતાના પાયા ઉપર રચાયેલી સાચી સંસ્કૃતિ અને સુધારો આપણે પામી શકીએ. એવો સમાજ પ્રગતિશીલ અને નવસર્જન કરતો સમાજ હશે. બદલાતી પરિસ્થિતિ સાથે તે સુયોગ સાધશે તથા તેના સભ્યોના સહકાર ઉપર જ નિર્ભર રહેશે અને છેવટે આખી દુનિયામાં તે ફેલાશે. પ્રાચીન સંસ્કૃતિઓની પેઠે જમીનદોસ્ત થઈ જવાનો કે સડી જવાનો ભય એ સંસ્કૃતિને માટે નહિ રહે.

એથી કરીને હિંદની આઝાદીને માટે આપણે લડી રહ્યા છીએ ત્યારે આપણે એ લક્ષમાં રાખવું જોઈએ કે, મનુષ્યમાત્રની આઝાદી એ જ આપણું પરમ ધ્યેય છે અને તેમાં જ આપણી તેમજ બીજી પ્રજાઓની આઝાદીનો સમાવેશ થઈ જાય છે.

## ૫૯

# અમેરિકાની માયા સંસ્કૃતિ

**૧૩ જૂન, ૧૯૩૨**

આ પત્રોમાં હું દુનિયાનો ઇતિહાસ આલેખવા પ્રયત્ન કરું છું એમ હું તને કહ્યા કરું છું. પરંતુ વાસ્તવમાં તો એ એશિયા, યુરોપ અને ઉત્તર આફ્રિકાનો ઇતિહાસ થયો. અમેરિકા અને ઑસ્ટ્રેલિયાને વિષે તો મેં તને લગભગ કશું જ કહ્યું નથી. એમ છતાં પણ મેં એ વિષે તને ઇશારો કર્યો હતો કે પ્રાચીન કાળમાં અમેરિકામાં સંસ્કૃતિ મોજૂદ હતી. એને વિષે બહુ જાણવામાં આવ્યું નથી અને સાચે જ હું તો એ વિષે બહુ થોડું જાણું છું. એમ છતાં પણ અહીં આગળ તને એ વિષે કંઈક કહેવાનો લોભ હું રોકી શકતો નથી, કેમકે એથી કરીને કોલંબસ કે બીજા યુરોપિયનો ત્યાં ગયા ત્યાં સુધી અમેરિકા કેવળ જંગલી દેશ હતો એમ માનવાની સામાન્ય રીતે થતી ભૂલ તું ન કરી બેસે.

છેક પાષાણયુગમાં, માણસ કોઈ પણ સ્થળે ઠરીઠામ થઈને વસવા લાગ્યો તે પહેલાં, અને જ્યારે તે અહીંતહીં રખડીને શિકારી જીવન ગુજારતો હતો ત્યારે, ઉત્તર અમેરિકા અને એશિયા વચ્ચે જમીન માર્ગે અવરજવરનો વ્યવહાર હોય એ બનવાજોગ છે. અલાસ્કા થઈને મનુષ્યની ટોળીઓ અને વૃંદો એક ખંડમાંથી બીજા ખંડમાં આવતાંજતાં હશે. પાછળથી અવરજવરનો આ વ્યવહાર તૂટી ગયો અને અમેરિકાના લોકોએ ધીમે ધીમે પોતાની જુદી જ સંસ્કૃતિ ખીલવી. એ ધ્યાનમાં રાખજે કે, આપણને માહિતી મળે છે તે મુજબ, એશિયા અને યુરોપ સાથે તેમનો સંપર્ક થાય એવું કશું જ સાધન નહોતું. સોળમી સદીના છેવટના ભાગમાં 'નવી દુનિયા'ની શોધ થઈ કહેવાય છે તે પહેલાં એનો બીજા દેશો જોડે ચાલુ સંપર્ક હોવાનો કશો હેવાલ આપણને મળતો નથી. અમેરિકાની એ દુનિયા આપણાથી અતિશય દૂરની અને નિરાળી દુનિયા હતી અને યુરોપ કે એશિયામાં બનતા બનાવોની અસરથી એ સાવ અસ્પૃષ્ટ હતી.

અમેરિકામાં સંસ્કૃતિનાં ત્રણ કેન્દ્રો હતાં એમ જણાય છે: મેક્સિકો, મધ્ય અમેરિકા અને પેરુ. ત્યાં આગળ સંસ્કૃતિનો ક્યારે આરંભ થયો

એ સ્પષ્ટપણે જણાતું નથી. પરંતુ મેક્સિકોના સંવતની શરૂઆત ઈ. સ. પૂ. ૬૧૩ના અરસામાં થઈ હતી. ઈસવી સનનાં શરૂઆતનાં વરસોમાં એટલે કે બીજી સદી પછી ત્યાં આગળ કેટલાંયે શહેરો ઉદય પામતાં માલૂમ પડે છે. તે સમયે પથ્થર કામ, માટીનાં વાસણો બનાવવાનું કામ, વણાટ અને સુંદર રંગાટી કામ ત્યાં આગળ થતું હતું. ત્રાંબું અને સોનું ત્યાં પુષ્કળ પ્રમાણમાં હતું પણ લોઢું નહોતું. સ્થાપત્ય ખીલતું હતું અને બાંધકામ તથા ઇમારતોમાં બધાં શહેરો એકબીજાની સ્પર્ધા કરતાં હતાં. ત્યાં આગળ એક ખાસ પ્રકારની અને જટિલ લેખનકળા પણ હતી. કળા, અને ખાસ કરીને સ્થાપત્યકળાનો, વધારે પ્રચાર હતો અને તેનું સૌંદર્ય અપ્રતિમ હતું.

સંસ્કૃતિના આ દરેક પ્રદેશમાં ઘણાં રાજ્યો હતાં. વળી ત્યાં આગળ ઘણી ભાષાઓ હતી અને તેમનું સાહિત્ય પણ મોટા પ્રમાણમાં હતું. બધે ઠેકાણે રાજ્યતંત્ર બળવાન અને સારી રીતે વ્યવસ્થિત હતું તથા શહેરનો સમાજ સંસ્કારી અને બુદ્ધિશાળી હતો. એ રાજ્યોની અર્થ-વ્યવસ્થા અને કાયદા ઘડવાની પદ્ધતિ સારી પેઠે વિકાસ પામેલી હતી. ૯૬૦ની સાલના અરસામાં ઉક્ષ્મલ શહેર સ્થપાયું હતું અને એમ કહેવાય છે કે થોડા જ વખતમાં વિકાસ પામીને તે એશિયાનાં તે સમયનાં મહાન શહેરોની બરાબરી કરે એવું થયું હતું. એ સિવાય લાબુઆ, માયાપન અને આઓમુલ્તુન વગેરે બીજાં મોટાં શહેરો પણ હતાં.

મધ્ય અમેરિકામાં ઘણું આગળ પડતાં રાજ્યોએ એકત્ર થઈને એક સંઘ સ્થાપ્યો. એ સંઘ આજે માયાપન સંઘને નામે ઓળખાય છે. ઈશુ પછી લગભગ એક હજાર વરસ પછી આ બન્યું હતું. આપણે યુરોપ તથા એશિયામાં પણ એ સમય સુધી જ આવી પહોંચ્યા છીએ. આમ ઈશુના સહસ્રાબ્દ પછી મધ્ય અમેરિકામાં સુધરેલાં રાજ્યોનું બળવાન જોડાણ થયું હતું. પરંતુ આ બધાં રાજ્યો અને માયા સંસ્કૃતિ ઉપર ધર્માધિકારીઓનું પ્રભુત્વ હતું. ત્યાં આગળ જ્યોતિષની ભારે પ્રતિષ્ઠા હતી, અને જેમ હિંદુસ્તાનમાં સૂર્ય તથા ચંદ્રગ્રહણ વખતે લાખો લોકોને સ્નાન તેમજ ઉપવાસ કરવાને સમજાવવામાં આવે છે તેમ એ શાસ્ત્રના જ્ઞાનને લીધે પુરોહિતો જનતાના અજ્ઞાનનો લાભ લેતા હતા.

સો વરસથી વધુ સમય સુધી માયાપન સંઘ ટક્યો. પછીથી ત્યાં આગળ સામાજિક ક્રાંતિ થઈ હોય એમ જણાય છે અને સરહદ પરની વિદેશી સત્તા તેમાં વચ્ચે પડી. ૧૧૯૦ની સાલમાં માયાપનનો નાશ

કરવામાં આવ્યો. પરંતુ બીજાં મોટાં શહેરો કાયમ રહ્યાં. બીજાં સો વરસમાં બીજી એક જાતિના લોકો આગળ આવ્યા. એ મૅક્સિકોમાંથી આવેલા આઝટેક લોકો હતા. ચૌદમી સદીના આરંભમાં તેમણે માયા દેશ જીતી લીધો અને ૧૩૨૫ની સાલના અરસામાં તેમણે ટેનોચ્ટીટ્લન નામના શહેરની સ્થાપના કરી. થોડા જ વખતમાં તે મોટી વસતીવાળું શહેર બની ગયું અને મૅક્સિકોના પ્રદેશની રાજધાની તથા આઝટેક લોકોના સામ્રાજ્યનું કેન્દ્ર બન્યું.

આઝટેક લોકો લશ્કરી પ્રજા હતી. તેમની પાસે લશ્કરી વસાહતો અને લશ્કરી છાવણીઓ હતી તથા દેશભરમાં લશ્કરી દૃષ્ટિએ ઉપયોગી રસ્તાઓ પણ હતા. એમ પણ કહેવાય છે કે તાબાનાં રાજ્યોને પરસ્પર લડાવવા જેટલા તેઓ ચતુર પણ હતા. કેમકે તેમનામાં ફાટફૂટ હોય તો તેમના ઉપર રાજ્ય કરવું સુગમ પડે. બધાં જ સામ્રાજ્યોની એ પુરાણી નીતિ છે. રોમના લોકો એને 'ડિવાઇડ એટ ઇમ્પેરા' એટલે ભેદ પાડીને રાજ્ય કરવાની નીતિ કહેતા.

બીજી બાબતોમાં ભારે ચતુર હોવા છતાંયે આઝટેક લોકો ઉપર પણ પુરોહિત વર્ગનું પ્રભુત્વ હતું. અને એથીયે અધિક બૂરી વસ્તુ તો એ છે કે તેમના ધર્મમાં નરમેધનું ભારે મહત્ત્વ હતું. આમ, પ્રતિવર્ષ અતિશય કરપીણ રીતે હજારો મનુષ્યોનો ભોગ અપાતો.

લગભગ બસો વરસ સુધી આઝટેક લોકોએ પોતાના સામ્રાજ્ય ઉપર અતિશય કડક હાથે શાસન કર્યું. સામ્રાજ્યમાં બહારથી તો બધે સલામતી અને શાંતિ જણાતાં હતાં પરંતુ જનતાનું નિર્દય રીતે શોષણ કરવામાં આવતું હતું અને તે અતિશય ગરીબ અને કંગાળ બની ગઈ હતી. આવી રીતે રચાયેલું અને ચાલતું રાજ્ય લાંબો વખત ટકી શકે નહિ. અને બન્યું પણ એમ જ. સોળમી સદીના આરંભમાં, ૧૫૧૯ની સાલમાં જ્યારે આઝટેક લોકોની સત્તા પરાકાષ્ઠાએ પહોંચેલી લાગતી હતી ત્યારે મૂઠીભર પરદેશી લૂંટારા અને સાહસિક માણસોના હુમલા સામે તેમનું સામ્રાજ્ય કકડી પડીને જમીનદોસ્ત થઈ ગયું ! સામ્રાજ્યના પતનનું આ એક અતિશય આશ્ચર્યકારક ઉદાહરણ છે. હર્નાન કોર્ટે નામના એક સ્પેન-વાસીએ મૂઠીભર સૈનિકોની મદદથી એ સામ્રાજ્યનો નાશ કર્યો. કોર્ટે બહાદુર અને ભારે સાહસિક પુરુષ હતો. તેની પાસે બે વસ્તુઓ એવી હતી જેની તેને ભારે મદદ મળી — બંદૂકો અને ઘોડા. મૅક્સિકોના સામ્રાજ્યમાં ઘોડાઓ નહોતા અને બંદૂકો પણ નહોતી. પરંતુ આઝટેક

સામ્રાજ્ય અંદરથી ખવાઈ ગયું ન હોત તો કોર્ટેની હિંમત અને તેની બંદૂકો તથા ઘોડા તેને કશા કામમાં ન આવત. એ સામ્રાજ્ય અંદરથી સડી ગયું હતું અને માત્ર બહારનો આટાટોપ જ બાકી રહ્યો હતો, એટલે તેને તોડી પાડવા માટે જરા સરખો આચંકો પણ પૂરતો હતો. એ સામ્રાજ્ય શોષણ ઉપર નિર્ભર હતું અને જનતાને તેની સામે ભારે રોષ હતો. એથી કરીને તેના ઉપર હુમલો થયો ત્યારે ત્યાંના સામ્રાજ્યવાદી લોકોની આ મુસીબત આમજનતાએ વધાવી લીધી. અને આવી પરિસ્થિતિમાં હમેશાં બને છે તેમ સાથે સાથે ત્યાં આગળ સામાજિક ક્રાંતિ પણ થઈ.

એક વખત તો કોર્ટેને હાંકી કાઢવામાં આવ્યો અને જેમ તેમ કરીને તેણે પોતાનો જીવ બચાવ્યો. પરંતુ તે ફરી પાછો આવ્યો અને ત્યાંના કેટલાક વતનીઓની મદદ મળવાથી તેને જીત મળી. એથી કરીને આઝટેક લોકોના રાજ્યનો અંત આવ્યો એટલું જ નહિ પણ તાજુબીની વાત તો એ કે એની સાથે મેકિસકોની આખી સંસ્કૃતિ પણ જમીનદોસ્ત થઈ ગઈ તથા થોડા જ વખતમાં મહાન પાટનગર ટેનોચ્ટીટ્લન પણ હતું ન હતું થઈ ગયું. તેનો એક પથ્થર સરખો પણ આજે મોજૂદ નથી અને સ્પેનવાસીઓએ તેને સ્થાને એક દેવળ બંધાવ્યું. માયા સંસ્કૃતિનાં બીજાં મોટાં નગરો પણ નાશ પામ્યાં અને તેમને સ્થાને યુકાતાનનું જંગલ ફરી વળ્યું; તે એટલે સુધી કે તેમનાં નામો પણ ભુલાઈ ગયાં અને તેમની પડોશમાં આવેલાં ગામોનાં નામ ઉપરથી તેમાંનાં ઘણાં શહેરોનું આજે સ્મરણ થાય છે. તેમનું બધું સાહિત્ય પણ નાશ પામ્યું. માત્ર તેમનાં ત્રણ પુસ્તકો બચવા પામ્યાં છે, પરંતુ હજી સુધી તો કોઈ પણ તેમને વાંચી શક્યું નથી!

યુરોપની નવી પ્રજાના સંપર્કમાં આવતાં વેંત લગભગ પંદરસો વરસ સુધી ટકી રહેલી પ્રાચીન સંસ્કૃતિ તેમજ પ્રજા એકાએક કેમ લુપ્ત થઈ ગયાં, એ સમજાવવું અતિશય મુશ્કેલ છે. એમ લાગે છે કે આ સંપર્ક એ જીવલેણ વ્યાધિના ચેપ જેવો હતો અને એ નવી જાતના પ્લેગે તેમને નામશેષ કરી દીધાં. કેટલીક બાબતોમાં જો કે તેમની સંસ્કૃતિ બહુ ઉન્નત હતી પરંતુ બીજી કેટલીક બાબતોમાં તેઓ બહુ પછાત હતા. ઇતિહાસના ભિન્ન ભિન્ન યુગોનું તેમનામાં અજબ પ્રકારનું મિશ્રણ થયેલું હતું.

દક્ષિણ અમેરિકામાં સંસ્કૃતિનું બીજું કેન્દ્ર પેરુમાં હતું, અને ત્યાં આગળ ઇંકાનું રાજ્ય હતું. ઇંકા એક પ્રકારનો દૈવી રાજા મનાતો

હતો. પેરુની આ સંસ્કૃતિ, કંઈ નહિ તો પાછળના સમયમાં, મેક્સિકોની સંસ્કૃતિથી સાવ અલગ થઈ ગઈ હતી એ આશ્ચર્યકારક ઘટના છે. બંને સંસ્કૃતિઓ એકબીજાથી બહુ દૂર નહોતી છતાંયે તેઓ એકબીજા વિષે બિલકુલ અજાણ હતી. એટલા ઉપરથી પણ જોઈ શકાય કે કેટલીક બાબતોમાં તે અતિશય પછાત હતી. મેક્સિકોમાં કૉર્ટેનો વિજય થયો ત્યાર પછી થોડા જ વખતમાં એક સ્પેનવાસીએ પેરુ રાજ્યનો પણ અંત આણ્યો. એનું નામ પિઝારો હતું. ૧૫૩૦ની સાલમાં તે ત્યાં આવ્યો અને છળકપટથી તેણે ઇંકાને પકડી લીધો. પોતાના દૈવી રાજાની ધરપકડ માત્રથી જ પ્રજા ભયભીત બની ગઈ. પિઝારોએ થોડા વખત સુધી ઇંકાના નામથી રાજ્ય કરવા પ્રયત્ન કર્યો અને પ્રજા પાસેથી અઢળક દોલત પડાવી. પછીથી એ ખાલી ડોળ પણ તજી દેવામાં આવ્યો અને સ્પેનના લોકોએ પેરુને પોતાના સામ્રાજ્યનો એક ભાગ બનાવી દીધો.

કૉર્ટેએ ટેનોચ્ટીટલન નગર પહેલવહેલું જોયું ત્યારે તે તેની ભવ્યતાથી આભો બની ગયો હતો. યુરોપમાં એવું એક પણ શહેર તેના જોવામાં આવ્યું નહોતું.

માયા અને પેરુની કળાના ઘણા અવશેષો એકઠા કરવામાં આવ્યા છે અને તે અમેરિકાનાં, ખાસ કરીને, મેક્સિકોનાં સંગ્રહસ્થાનોમાં જોવા મળે છે. એ અવશેષો કળાની સુંદર પરંપરાનો ખ્યાલ રજૂ કરે છે. પેરુના સોનીઓની કારીગરી ઉત્તમ પ્રકારની હતી એમ કહેવામાં આવે છે. શિલ્પના પણ કેટલાક અવશેષો મળી આવ્યા છે. તેમાં ખાસ કરીને પથ્થર ઉપર કોતરેલા સર્પો બહુ સુંદર છે. બીજા કેટલાક તો ભયભીત કરવા માટે જ નિર્માણ કરવામાં આવ્યા હોય એમ લાગે છે અને સાચે જ તેઓ ભયભીત કરે એવા જ છે!

## ૬૦

# મોહન-જો-દડો વિષે કંઈક

૧૪ જૂન, ૧૯૩૨

હું હમણાં મોહન-જો-દડો અને સિંધુ નદીની ખીણની હિંદુસ્તાનની પ્રાચીન સંસ્કૃતિ વિષે વાંચું છું. હમણાં એ વિષે એક મહત્ત્વનું પુસ્તક બહાર પડ્યું છે. તેમાં એનું વર્ણન કરવામાં આવ્યું છે તથા આજ સુધીમાં તેને વિષે જે કંઈ જાણવામાં આવ્યું છે તેની માહિતી આપવામાં આવી છે. એનું ખોદકામ જેમને હસ્તક સોંપાયું છે, અને જેમ જેમ તેઓ વધારે ને વધારે ઊંડા ખોદતા ગયા તેમ તેમ જાણે ધરતી માતાના ઉદરમાંથી બહાર આવતું નગર જેમણે જાતે નિહાળ્યું છે તેવા માણસોએ એ પુસ્તક લખીને તૈયાર કર્યું છે. મેં હજી સુધી એ જોયું નથી. એ પુસ્તક મને અહીં મળે એમ હું ઇચ્છું છું. પરંતુ મેં એની સમાલોચના વાંચી છે. એમાં આપવામાં આવેલા એ પુસ્તકના કેટલાક ઉતારા મારી સાથે તું પણ જાણે એમ હું ઇચ્છું છું. સિંધુ નદીની ખીણની આ સંસ્કૃતિ અદ્ભુત છે અને આપણે એને વિષે જેમ જેમ વધારે જાણીએ છીએ તેમ તેમ તે આપણને વધારે ને વધારે આશ્ચર્યચકિત કરે છે. એથી કરીને, ભૂતકાળના ઇતિહાસનું બયાન અહીં અધૂરું છોડીને આ પત્રમાં આપણે પાંચ હજાર વરસ પૂર્વેના સમયમાં કૂદકો મારીએ તો તું વાંધો નહિ ઉઠાવે એમ હું ઇચ્છું છું.

મોહન-જો-દડો કમમાં કમ ૫૦૦૦ વરસો જેટલું પ્રાચીન તો છે જ એમ કહેવાય છે. પરંતુ અત્યારે આપણને જોવા મળે છે તે મોહન-જો-દડો સુંદર શહેર છે અને તે સંસ્કારી લોકોનું નિવાસસ્થાન હોય એમ જણાય છે. તેનો વિકાસ થતાં પહેલાં ઘણો લાંબો કાળ વીત્યો હશે એમ એ પુસ્તકમાં આપણને કહેવામાં આવ્યું છે. સર જૉન માર્શલ, જેમની દેખરેખ નીચે એ ખોદકામ ચાલે છે, તે કહે છે:

"મોહન-જો-દડો તથા હરપ્પાની બાબતમાં એક વસ્તુ બિલકુલ સ્પષ્ટતાથી અને નિર્વિવાદપણે તરી આવે છે તે એ કે એ બંને સ્થળે જે સંસ્કૃતિ આપણી સામે પ્રગટ થાય છે તે કંઈ આરંભકાળની (એટલે કે શૈશવ અવસ્થાની) સંસ્કૃતિ નથી. યુગો થયાં તે હિંદની ભૂમિ ઉપર ચાલી આવી હતી અને

અનેક સહસ્રાબ્દોના માનવી પુરુષાર્થને પરિણામે તેણે નિશ્ચિત સ્વરૂપ ધારણ કર્યું હતું. આમ ઈરાન, મેસોપોટેમિયા અને મીસર, જ્યાં આગળ આદિ સંસ્કૃતિઓનો આરંભ અને વિકાસ થયો એવા સૌથી મહત્ત્વના પ્રદેશોમાં હવે પછી હિંદની પણ ગણના થવી જોઈએ.”

હું ધારું છું કે હરપ્પા વિષે મેં હજી તને વાત કરી નથી. જ્યાં આગળ મોહન–જો–દડોના જેવા પ્રાચીન અવશેષો ખોદી કાઢવામાં આવ્યા છે તેવું આ બીજું સ્થળ છે. તે પંજાબના પશ્ચિમ ભાગમાં આવેલું છે.

આ ઉપરથી આપણને એમ લાગે છે કે સિંધુ નદીની ખીણમાં આપણે માત્ર પાંચ હજાર વરસ પહેલાંના જ નહિ પણ એથી કેટલાયે હજાર વરસો પહેલાંના સમયમાં પહોંચી જઈએ છીએ, તે એટલે સુધી કે મનુષ્ય પહેલવહેલો ઠરીઠામ થઈને વસવા લાગ્યો તે ધૂમસ સમા લાગતા અતિશય પ્રાચીન કાળમાં આપણે લુપ્ત થઈ જઈએ. મોહન-જો-દડોની જાહોજલાલીના કાળ દરમ્યાન આર્ય લોકો હિંદમાં આવ્યા નહોતા અને છતાંયે એ વિષે જરાયે શંકા નથી કે—

‘હિંદના બીજા ભાગોની વાત જવા દઈએ તો પણ સિંધ અને પંજાબમાં તો આગળ વધેલી અને બિલકુલ એક જ પ્રકારની સંસ્કૃતિ પ્રચલિત હતી. એ સંસ્કૃતિ મેસોપોટેમિયા તથા મીસરની તત્કાલીન સંસ્કૃતિને ઘણે અંશે મળતી આવતી હતી અને કેટલીક બાબતોમાં તેમનાથી ચડિયાતી પણ હતી.’

મોહન-જો-દડો તથા હરપ્પાના ખોદકામોએ એ પ્રાચીન અને અદ્‌ભુત સંસ્કૃતિને આપણી સમક્ષ પ્રગટ કરી છે. હિંદુસ્તાનની ભૂમિના ઉદરમાં અન્યત્ર કેટલું બધું આવું દટાયેલું પડ્યું હશે! આ સંસ્કૃતિ માત્ર મોહન-જો-દડો અને હરપ્પામાં જ પરિમિત હતી એમ નહિ પણ તે હિંદમાં સારી પેઠે પ્રસરેલી હશે એમ લાગે છે. આ બંને જગ્યાઓ પણ એકબીજીથી ઘણી દૂર છે.

આ યુગ એવો હતો કે જ્યારે ‘ત્રાંબા તથા કાંસાનાં હથિયારો અને વાસણોની સાથોસાથ પથ્થરનાં હથિયારો અને વાસણો પણ વપરાતાં હતાં.’ સમકાલીન મીસર તથા મેસોપોટેમિયાના લોકો સાથે સિંધુ નદીની ખીણના લોકોનું કેટલું સામ્ય હતું તથા તેઓ તેમનાથી કઈ બાબતોમાં ચડિયાતા હતા તે વિષે સર જૉન માર્શલ આપણને કહે છે:

“આમ માત્ર મુખ્ય મુખ્ય બાબતોનો જ નિર્દેશ કરીએ તો પહેલી વાત તો એ કે, એ યુગમાં કાપડ બનાવવા માટે રૂનો ઉપયોગ માત્ર હિંદુસ્તાનમાં જ પરિમિત હતો અને એ કે ત્રણ હજાર વર્ષ પછીના સમય સુધી પશ્ચિમની દુનિયામાં

તેનો ઉપયોગ થવા લાગ્યો ન હતો. વળી મોહન-જો-દડોના શહેરીઓને રહેવા માટેનાં વિશાળ અને સગવડભર્યાં ઘરો તથા સુંદર રીતે બાંધેલાં સ્નાનાગારોની સાથે તુલના કરી શકાય એવું કશું પ્રાગૈતિહાસિક કાળમાં મીસર, મેસોપોટેમિયા કે પશ્ચિમ એશિયામાં બીજે ક્યાંય હોય એવું આપણી જાણમાં નથી. એ બધા દેશોમાં દેવો માટે ભવ્ય મંદિરો બાંધવામાં અને રાજાના મહેલો તથા કબરો ચણાવવામાં બેશુમાર નાણાં તથા વિચારશક્તિનો વ્યય કરવામાં આવ્યો હતો. પરંતુ બાકીના બધા લોકોને તો દેખીતી રીતે જ માટીનાં કંગાળ ઝૂંપડાંઓથી જ સંતોષ માનવાનો રહેતો. સિંધુ નદીની ખીણમાં વસ્તુસ્થિતિ એથી તદ્દન ઊલટી જ છે. નગરજનોની સુખસગવડ ખાતર જે મકાનો બાંધવામાં આવ્યાં હતાં તે જ સૌથી સરસ હતાં."

વળી તે કહે છે કે,

"એ જ પ્રમાણે, સિંધુની ખીણનાં કળા તથા ધર્મ પણ વિશિષ્ટ પ્રકારનાં છે અને તેઓ સૌથી નિરાળી ભાત પાડે છે. ઘેટાં, કૂતરાં તથા ઇતર પ્રાણીઓના માટીની બનાવટના નમૂનાની શૈલીની તોલે આવે એવું તે કાળનું બીજા દેશોનું કશુંયે ઉપલબ્ધ હોય એવું આપણી જાણમાં નથી; અથવા છાપ પાડવાની મુદ્રાની કોતરણીની ઉત્તમ કૃતિઓ — ખાસ કરીને ખૂંધવાળા તથા ટૂંકાં શીંગડાંવાળા આખલાઓ — તેની રચનાની વિશદતા અને રેખાઓની ભાવપૂર્ણતામાં નિરાળી પડી જાય છે અને કોતરકામની કળામાં એને ટપી જાય એવું બહુ ઓછું છે. વળી ચિત્ર ૧૦ તથા ૧૧માં અંકિત કરેલી હરપ્પામાં મળી આવેલી મનુષ્યની બે મૂર્તિઓના ઘડતરની સુંદરતા અને નાજુકાઈ સાથે તુલના કરી શકાય એવા નમૂના ગ્રીસની જાહોજલાલીના યુગ પહેલાં મળવા અશક્ય છે. અલબત, સિંધુ પ્રદેશના લોકોના ધર્મમાં એવું ઘણું છે જે બીજા દેશોના લોકોના ધર્મ સાથે મળતું આવે. બધાયે પ્રાગૈતિહાસિક તેમ જ ઇતિહાસકાળના ધર્મોની બાબતમાં પણ આ સાચું છે. પરંતુ એકંદરે જોતાં, એમના ધર્મમાં હિંદની વિશિષ્ટતા એટલી બધી માલૂમ પડે છે કે આજના પ્રચલિત હિંદુ ધર્મથી એને ભાગ્યે જ નિરાળો પાડી શકાય...."

હરપ્પામાં મળી આવેલી મનુષ્યની મૂર્તિઓ અથવા તો તેમનાં ચિત્રો જોવાની મને તીવ્ર ઇચ્છા છે. કોઈક દિવસ વળી આપણે બંને, હરપ્પા તથા મોહન-જો-દડો જઈશું અને આ બધી વસ્તુઓ ધરાઈ ધરાઈને નિહાળીશું. દરમ્યાન, તું તારી પૂનાની શાળામાં અને હું દહેરાદૂનની ડિસ્ટ્રિક્ટ જેલ નામની મારી શાળામાં એમ આપણે આપણું પોતપોતાનું કામ આગળ ચલાવીશું.

## ૬૧

# કોરડોબા અને ગ્રેનેડા

૧૯ જૂન, ૧૯૩૨

આપણે યુરોપ અને એશિયામાં અનેક વરસોનો પ્રવાસ કર્યો તથા ઈશુની પ્રથમ સહસ્રાબ્દી પૂરી થતાં થોભી જઈ એ કાળ ઉપર ફરીથી નજર પણ કરી ગયાં. પરંતુ કોણ જાણે કેમ સ્પેન — આરબ લોકોના અમલનું સ્પેન — આપણા નિરીક્ષણની બહાર રહી ગયું. એથી કરીને પાછાં ફરીને આપણે તેને આ ઇતિહાસચિત્રમાં યોગ્ય સ્થાને ગોઠવવું જોઈએ.

હજી પણ તને યાદ હોય તો એને વિષે કંઈક તો તું ક્યારનીયે જાણે જ છે. ૭૧૧ની સાલમાં એક આરબ સેનાપતિ સમુદ્ર ઓળંગીને આફ્રિકામાંથી સ્પેન જઈ પહોંચ્યો. તેનું નામ તરીક હતું અને તે જિબ્રાલ્ટર (જબર-ઉલ્-તરીકઃ તરીકનો ખડક) આગળ ઊતર્યો હતો. બે વરસના ગાળામાં આરબોએ આખું સ્પેન જીતી લીધું અને થોડા વખત બાદ તેમણે પોર્ટુગાલને પણ પોતાના રાજ્યમાં ઉમેર્યું. તેઓ હજી આગળ ને આગળ વધતા જ ગયા. તેમણે ફ્રાંસમાં પ્રવેશ કર્યો અને તેના આખા દક્ષિણના પ્રદેશમાં તેઓ ફેલાઈ ગયા. એથી અતિશય ભયભીત થઈને ફ્રૅંક તેમજ બીજી જાતિઓ ચાર્લ્સ માર્ટેલની સરદારી નીચે એકત્ર થઈ અને આરબ લોકોને અટકાવવાનો તેમણે ભગીરથ પ્રયત્ન કર્યો. એમાં તેઓ સફળ થયા. ફ્રાંસમાં પોઇટિયર્સ આગળ ટૂર્સની લડાઈમાં ફ્રૅંક લોકોએ આરબોને હરાવ્યા. આરબોને માટે આ બહુ ભારે પરાજય હતો કેમકે એથી કરીને આખા યુરોપને જીતવાનું તેમનું સ્વપ્નું નિષ્ફળ નીવડ્યું. એ પછી આરબો અને ફ્રૅંક તેમજ ફ્રાંસના બીજા ખ્રિસ્તીઓ ઘણી વખત એકબીજા સામે લડતા રહ્યા. એમાં કોઈ વાર આરબો જીતતા અને ફ્રાંસમાં પેસી જતા તો વળી કોઈ વાર ફ્રૅંક જીતતા અને તેમને પાછા સ્પેનમાં હાંકી કાઢતા. શાર્લમેને પણ એકવાર સ્પેનમાં તેમના ઉપર હુમલો કર્યો હતો પરંતુ તેમાં તે હારી ગયો હતો. એકંદરે જોતાં લાંબા વખત સુધી બંને વચ્ચે સમતોલપણું જળવાઈ રહ્યું અને

આરબોનો અમલ સ્પેનમાં ચાલુ રહ્યો પરંતુ તેઓ ત્યાંથી આગળ વધી શક્યા નહિ.

આ રીતે જે ઠેઠ આફ્રિકાથી માંડીને છેક મંગોલિયાની સરહદ સુધી વિસ્તર્યું હતું તે આરબ સામ્રાજ્યનું સ્પેન એક અંગ બની ગયું. પરંતુ એ સ્થિતિ લાંબો કાળ ટકી નહિ. અરબસ્તાનમાં આંતરવિગ્રહ સળગ્યો હતો અને અબ્બાસીઓએ ઉમૈયા ખલીફાને હાંકી કાઢ્યા હતા એ તો તને યાદ હશે. સ્પેનનો સૂબો ઉમ્મૈયા ખાનદાનનો હતો. તેણે નવા અબ્બાસી ખલીફને માન્ય રાખવાની ના પાડી. આ રીતે સ્પેન આરબ સામ્રાજ્યમાંથી છૂટું થઈ ગયું અને બગદાદનો ખલીફ ત્યાંથી એટલો બધો દૂર હતો તથા પોતાની બીજી અનેક જંજાળોમાં તે એટલો બધો ગૂંચવાયેલો હતો કે તેનાથી એ બાબતમાં કશું થઈ શકે એમ નહોતું. બગદાદ અને સ્પેન વચ્ચેની કડવાશ ચાલુ જ રહી અને એ બંને આરબ રાજ્યો કસોટીની ઘડીએ એકબીજાને સહાય કરવાને બદલે એકબીજાની મુશ્કેલીમાં રાચવા લાગ્યાં.

પોતાના વતનથી આમ અલગ થઈ જવાનું સ્પેનના આરબોનું પગલું કંઈક અવિચારી સાહસ જેવું હતું. તેઓ દૂર દેશમાં પરાઈ પ્રજા વચ્ચે વસ્યા હતા અને ચોપાસ દુશ્મનોથી ઘેરાયલા હતા. તેમની સંખ્યા પણ અલ્પ હતી. મુસીબત કે જોખમની પળે તેમની વહારે ધાનાર કોઈ નહોતું. પરંતુ તે કાળમાં તેમનામાં અખૂટ આત્મવિશ્વાસ હતો અને આવાં જોખમોની તેમને લગીરે પરવા નહોતી. સાચું પૂછતાં, ઉત્તરની ખ્રિસ્તી પ્રજાઓના સતત દબાણ છતાંયે, અજબ રીતે તેઓ એકલે હાથે ટકી રહ્યા અને લગભગ પાંચસો વરસ સુધી સ્પેનના મોટા ભાગ ઉપર તેમણે પોતાની સત્તા ટકાવી રાખી. એ પછી પણ બીજાં બસો વરસ સુધી સ્પેનના દક્ષિણ ભાગમાં આવેલા એક નાનકડા રાજ્યમાં તેમણે પોતાની સત્તા ટકાવી રાખી. આ રીતે વાસ્તવમાં તેઓ બગદાદના મહાન સામ્રાજ્ય કરતાંયે વધારે વખત ટકી રહ્યા તથા ખુદ બગદાદ શહેર પણ આરબો સ્પેનમાંથી છેવટના વિદાય થયા તે પહેલાં કેટલાયે વખતથી ધૂળ ભેગું થઈ ગયું હતું. આરબ લોકોએ સાતસો વરસ સુધી સ્પેનના મોટા ભાગ ઉપર અમલ કર્યો એ તાજુબ કરે એવી વાત છે. પરંતુ સ્પેનના આરબોએ અથવા મૂર લોકોએ ( સ્પેનના આરબોને મૂર કહેવામાં આવતા ) જે ઉચ્ચ કક્ષાની સંસ્કૃતિ તથા સુધારો ખીલવ્યાં તે તો વળી એથીયે વધારે તાજુબ કરનારાં અને આનંદજનક છે

ઉત્સાહના આવેગમાં જરા તણાઈ જઈને એ વિષે એક ઇતિહાસકાર કહે છે કે,

'મૂર લોકોએ સ્થાપેલું કૉરડોબાનું અદ્‌ભુત રાજ્ય એ મધ્યયુગની એક આશ્ચર્યકારક ઘટના હતી; અને જ્યારે સમગ્ર યુરોપ જંગલીપણું, અજ્ઞાન અને કલહમાં ડૂબ્યું હતું ત્યારે માત્ર તેણે એકલાએ જ પશ્ચિમની દુનિયા આગળ વિદ્યા અને સંસ્કૃતિની મશાલ જ્વલંત રીતે બળતી રાખી'.

કુર્તુબા એ લગભગ પાંચસો વરસ સુધી એ રાજ્યની રાજધાની હતી. અંગ્રેજીમાં એને કૉરડોબા અથવા કેટલીક વાર કૉરડોવા કહેવામાં આવે છે. મને શંકા છે કે, એક જ નામને જુદે જુદે વખતે જુદી જુદી રીતે લખવાની મને ટેવ છે. પરંતુ હું કૉરડોબાને જ વળગી રહેવા પ્રયત્ન કરીશ. એ એક જબરદસ્ત નગર હતું. એની લંબાઈ દશ માઇલની હતી અને તેમાં ઠેકઠેકાણે બાગબગીચાઓ હતા તથા તેની વસતી દશ લાખની હતી. એનાં પરાંઓનો વિસ્તાર વીશ માઇલનો હતો. તેમાં ૬૦,૦૦૦ મહેલો અને મોટી મોટી ઇમારતો, ૨૦૦,૦૦૦ નાનાં ઘરો, ૮૦,૦૦૦ દુકાનો, ૩૮૦૦ મસ્જિદો અને ૬૦૦ સાર્વજનિક સ્નાનાગાર અથવા હમામખાનાં હતાં એમ કહેવાય છે. આ આંકડાઓ અતિશયોક્તિભર્યા હોવાનો સંભવ છે પરંતુ તેના ઉપરથી આપણને એ શહેરનો કંઈક ખ્યાલ જરૂર આવે છે. વળી ત્યાં ઘણાં પુસ્તકાલયો પણ હતાં અને તેમાંના મુખ્ય અમીરના શાહી પુસ્તકાલયમાં ૪૦૦,૦૦૦ જેટલાં પુસ્તકો હતાં. કૉરડોબાની વિદ્યાપીઠ આખા યુરોપ અને પશ્ચિમ એશિયામાં મશહૂર હતી. ગરીબ લોકોને માટે સંખ્યાબંધ મફત પ્રાથમિક શાળાઓ પણ હતી. એક ઇતિહાસકાર કહે છે કે,

'સ્પેનમાં લગભગ દરેક જણ લખીવાંચી જાણતું જ્યારે ખ્રિસ્તી યુરોપમાં, પાદરીઓને બાદ કરતાં સૌથી ઊંચા દરજ્જાના માણસો પણ બિલકુલ નિરક્ષર અને અજ્ઞાન હતા.'

કૉરડોબા શહેર આવું હતું અને તે બીજા એક મહાન આરબ શહેર બગદાદ જોડે સ્પર્ધા કરતું હતું. તેની નામના આખા યુરોપમાં ફેલાઈ હતી અને દશમી સદીનો એક જર્મન લેખક તેને 'દુનિયાનું આભૂષણ' કહે છે. તેની વિદ્યાપીઠમાં દૂર દૂરના દેશમાંથી વિદ્યાર્થીઓ આવતા. યુરોપની બીજી મોટી મોટી વિદ્યાપીઠો તથા પૅરિસ અને ઑક્સફર્ડ તેમજ ઉત્તર ઇટાલીની વિદ્યાપીઠો સુધી આરબ તત્ત્વજ્ઞાનની અસર પ્રસરી હતી. બારમી સદીમાં એવરોઝ અથવા ઇબ્ન રશ્દ એ કૉરડોબાનો નામીચો ફિલસૂફ હતો. તેના જીવનના પાછલા ભાગમાં

સ્પેનના અમીર જોડે તેને ઝઘડો થયો અને તેને દેશનિકાલ કરવામાં આવ્યો હતો. એ પછી તે પૅરિસમાં જઈ રહ્યો હતો.

યુરોપના બીજા ભાગોની પેઠે સ્પેનમાં પણ ફ્યૂડલ વ્યવસ્થા હતી. ત્યાં પણ મોટા અને બળવાન અમીરઉમરાવો ઊભા થયા અને તેમની તથા રાજકર્તા અમીરની વચ્ચે વારંવાર લડાઈ થયા કરતી. બહારના હુમલાઓ કરતાં આ આંતરવિગ્રહે સ્પેનના આરબ રાજ્યને વધારે નબળું પાડ્યું. વળી એ જ અરસામાં ઉત્તર સ્પેનમાં આવેલાં નાનાં ખ્રિસ્તી રાજ્યોનું બળ વધતું જતું હતું અને તેઓ આરબોને પાછળ ધકેલતાં જતાં હતાં.

૧૦૦૦ની સાલના અરસામાં, એટલે કે ખ્રિસ્તી સહસ્રાબ્દને અંતે અમીરનું રાજ્ય લગભગ આખા સ્પેન ઉપર ફેલાઈ ગયું હતું. દક્ષિણ ફ્રાંસના થોડા ભાગનો પણ તેમાં સમાવેશ થતો હતો. પરંતુ થોડા જ વખતમાં તેનું પતન થવા લાગ્યું અને સામાન્ય રીતે બને છે તેમ આંતરિક નબળાઈ એ તેના પતનનું કારણ હતું. કળા, વૈભવ અને ઉદાર ભાવનાવાળી સુમનોહર આરબ સંસ્કૃતિ પણ આખરે તો તવંગરોની સંસ્કૃતિ હતી. ભૂખે મરતા ગરીબોએ બળવો કર્યો અને મજૂર લોકોનાં હુલ્લડો થવા લાગ્યાં. આંતરવિગ્રહ ધીમે ધીમે ફેલાવા લાગ્યો અને પ્રાંતો મધ્યસ્થ સત્તાથી છૂટા પડી ગયા. અને એ રીતે સ્પેનનું આરબ સામ્રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું. આમ અંદર અંદર કુસંપ હોવા છતાં આરબો હજીયે ટકી રહ્યા અને છેક ૧૨૩૬ની સાલમાં આખરે કૉરડોબા કૅસ્ટાઈલના ખ્રિસ્તી રાજાને હાથ ગયું.

આરબોને દક્ષિણમાં હાંકી કાઢવામાં આવ્યા છતાંયે તેઓ સામનો કરતા જ રહ્યા. દક્ષિણ સ્પેનમાં તેમણે ગ્રેનેડાનું નાનકડું રાજ્ય સ્થાપ્યું અને ત્યાં તેઓ વળગી રહ્યા. કદની દૃષ્ટિએ જોતાં તો આ રાજ્ય નાનકડું હતું પરંતુ તેણે નાના સ્વરૂપમાં અરબી સંસ્કૃતિને ફરીથી સરજી. હજી આજે પણ ગ્રેનેડામાં પ્રખ્યાત 'અલ-હમ્રા', તેની મનોહર કમાનો, સુંદર સ્તંભો તથા અરબેસ્ક સહિત ઊભો છે અને ગત દિવસોનું સ્મરણ કરાવે છે. એના મૂળ અરબી નામ 'અલ-હમ્ર'નો અર્થ રાતો મહેલ થાય છે. ઇસ્લામની પ્રેરણાની અસરને પરિણામે બંધાયેલી આરબ શૈલીની તેમજ બીજી ઇમારતોમાં જે સુંદર આકૃતિઓ આપણા જોવામાં આવે છે તેને અરબેસ્ક કહેવામાં આવે છે. ઇસ્લામ મનુષ્યની આકૃતિ ચીતરવાનું ઉત્તેજન નથી આપતો એથી કરીને શિલ્પીઓ ઝીણવટભરી

અને મનોહર આકૃતિઓ ચીતરવા લાગ્યા. ઘણી વાર તો તેઓ કમાનો ઉપર તેમ જ અન્યત્ર કુરાનની આયાતો લખતા અને એ રીતે તેમને સુંદર આભૂષણરૂપ બનાવતા. અરબી લિપી એવી મરોડદાર અને વહેતી લિપી છે કે તેમાંથી આવા શણગારો સહેલાઈથી રચી શકાય.

ગ્રેનેડાનું રાજ્ય ૨૦૦ વરસ ટક્યું. સ્પેનનાં બીજાં ખ્રિસ્તી રાજ્યો — ખાસ કરીને કેસ્ટાઈલ — એના ઉપર ખૂબ દબાણ કરતાં અને તેને પજવતાં હતાં. કેટલીક વખતે તે કેસ્ટાઈલને ખંડણી આપવાનું પણ કબૂલ કરતું. આ ખ્રિસ્તી રાજ્યોમાં પરસ્પર કુસંપ ન હોત તો કદાચ એ રાજ્ય આટલો વખત ન ટકી શકત. પરંતુ ૧૪૬૯ની સાલમાં એમાંનાં બે મુખ્ય રાજ્યોના રાજકર્તા — ફર્ડિનાન્ડ અને ઇઝાબેલા — લગ્નગ્રંથિથી જોડાયાં અને તેથી કરીને કેસ્ટાઈલ, એરેગોન અને લિયોન એકત્ર થયાં. ફર્ડિનાન્ડ અને ઇઝાબેલાએ ગ્રેનેડાના આરબ રાજ્યનો અંત આણ્યો. આરબો ઘણાં વરસો સુધી બહાદુરીથી લડ્યા પરંતુ આખરે તેમને ચોપાસથી ઘેરી લઈને ગ્રેનેડામાં પૂરી દેવામાં આવ્યા. છેવટે, ભૂખમરાને કારણે ૧૪૯૨ની સાલમાં તેઓ તાબે થયા.

ઘણા સેરેસન અથવા આરબ લોકો સ્પેન છોડીને આફ્રિકામાં ચાલ્યા ગયા. ગ્રેનેડા નજીક એ શહેરની સામે આજે પણ 'અલ અલ્ટિમો સોસ્પીરો ડેલ મોરો' એ નામનું સ્થળ મોજૂદ છે. એનો અર્થ 'મૂર લોકોનો અંતિમ નિશ્વાસ' એવો થાય છે.

પરંતુ સંખ્યાબંધ આરબો તો સ્પેનમાં જ રહ્યા. આ આરબો પ્રત્યે દાખવવામાં આવેલો વર્તાવ એ સ્પેનના ઇતિહાસમાં અતિશય કાળું પ્રકરણ છે. તેમના પ્રત્યે અતિશય નિર્દયતા બતાવવામાં આવી, તેમની કતલ કરવામાં આવી, અને તેમના પ્રત્યે સહિષ્ણુતા દાખવવાનું તેમને આપવામાં આવેલું વચન ભૂલી જવામાં આવ્યું. લગભગ આ જ અરસામાં રોમન ચર્ચે તેને વશ ન વર્તે તે સૌને ચગદી નાખવા માટે 'ઇન્ક્વિઝીશન' એટલે કે ધાર્મિક અદાલતરૂપી ભયંકર શસ્ત્રની સ્પેનમાં યોજના કરી. સેરેસનોના અમલ દરમ્યાન માતબર થયેલા યહૂદીઓને હવે પોતાનો ધર્મપલટો કરવાની ફરજ પાડવામાં આવી અને તેમાંના ઘણાને તો જીવતા બાળી મૂકવામાં આવ્યા. સ્ત્રી અને બાળકોને પણ જતાં કરવામાં ન આવ્યાં. એક ઇતિહાસકાર કહે છે કે, 'નાસ્તિકોને (એટલે કે સેરેસનોને) તેમનો ભવ્ય પોશાક છોડીને હેટ અને સુરવાલ પહેરવાનો તથા તેમનાં ભાષા,

રીતરિવાજો, ધાર્મિક ક્રિયાઓ એટલું જ નહિ પણ તેમનાં નામો પણ છોડી દઈને સ્પેનિશ ભાષા બોલવાનો, સ્પેનના લોકોની જેમ વર્તવાનો અને ફરીથી સ્પેનના લોકોના જેવાં નામો ધારણ કરવાનો હુકમ ફરમાવવામાં આવ્યો.' અલબત્ત, આ જંગલી દમન સામે રમખાણો અને બંડો થયાં પરંતુ તેમને નિર્દય રીતે કચડી નાંખવામાં આવ્યાં.

સ્પેનના ખ્રિસ્તી લોકો નાહવા-ધોવાની બહુ વિરુદ્ધ હોય એમ લાગે છે. સ્પેનના આરબોને એ વસ્તુ અતિશય પ્રિય હતી અને તેથી તેમણે ઠેકઠેકાણે સાર્વજનિક હમામખાનાં બંધાવ્યાં હતાં. પરંતુ એટલા ખાતર જ કદાચ સ્પેનિશ લોકોએ એનો વિરોધ કર્યો હોય એમ બનવાજોગ છે. એથી આગળ વધીને 'મૂર અથવા આરબ લોકોને સુધારવા ખાતર' ખ્રિસ્તી લોકોએ એવો હુકમ ફરમાવ્યો કે, 'તેમને, તેમની સ્ત્રીઓને તેમજ બીજા કોઈને પણ પોતાને ઘેર અથવા તો બીજે કોઈ ઠેકાણે નાહવાધોવાની રજા ન આપવી અને તેમનાં બધાં હમામખાનાં તોડી પાડીને તેમનો નાશ કરવો.'

નાહવાધોવાના પાપ ઉપરાંત, તેઓ ધર્મના વિષયમાં સહિષ્ણુ હતા એવો આ મૂર લોકો ઉપર સ્પેનિશ ખ્રિસ્તીઓનો બીજો એક ભારે આરોપ હતો. આ વાત આપણને અતિશય વિચિત્ર લાગે એવી છે, પરંતુ ૧૬૦૨ની સાલમાં વેલેન્સિયા પરગણાના આર્ક બિશપ એટલે વડા ધર્માચાર્યે મૂર લોકોને સ્પેનમાંથી હાંકી કાઢવાની ભલામણ કરતું 'આરબોની ધર્મભ્રષ્ટતા અને રાજદ્રોહ' એ નામથી જે લખાણ કર્યું હતું, તેમાં આ ધર્મસહિષ્ણુતાનો આરોપ મુખ્ય હતો. આ વિષે તે કહે છે કે, "તેઓ (મૂર લોકો) ધર્મની બાબતમાં અંતઃકરણની સ્વતંત્રતાને સૌથી વિશેષ પસંદગી આપે છે અને તુર્ક તથા બીજા મુસલમાનો પણ તેમની રૈયતને એ છૂટ આપે છે." આ રીતે અજાણપણે પણ સ્પેનના સેરેસન લોકોની કેટલી ભારે તારીફ કરવામાં આવી છે! અને સ્પેનના ખ્રિસ્તી લોકોનું દૃષ્ટિબિંદુ તેમનાથી કેટલું બધું ભિન્ન અને અસહિષ્ણુ હતું!

લાખો સેરેસનોને બળજબરીથી સ્પેનમાંથી હાંકી કાઢવામાં આવ્યા. ઘણાખરાને આફ્રિકામાં અને થોડાકને ફ્રાંસમાં. પરંતુ આરબ લોકો સાતસો વરસ સુધી સ્પેનમાં રહ્યા હતા અને આ લાંબા ગાળા દરમ્યાન ઘણે અંશે તેઓ સ્પેનની પ્રજામાં ભળી ગયા હતા. મૂળે તેઓ આરબ હતા ખરા, પરંતુ ધીમે ધીમે તેઓ વધારે ને વધારે સ્પેનિશ થતા ગયા હતા. ઘણુંકરીને પાછળના સમયના સ્પેનના આરબો

બગદાદના આરબોથી સાવ નિરાળા હતા. આજે પણ સ્પેનની પ્રજાની નસોમાં આરબ લોહી સારા પ્રમાણમાં વહે છે.

સેરેસન લોકો ફ્રાંસના દક્ષિણ ભાગમાં તેમજ સ્વિટ્ઝરલૅન્ડમાં પણ પ્રસર્યા હતા — રાજ્યકર્તા તરીકે નહિ પણ વસાહતીઓ તરીકે. આજે પણ કેટલીક વાર 'મીડી' પ્રદેશના ફ્રેંચ લોકોમાં આરબના જેવો ચહેરો કોઈક વાર જોવા મળે છે.

આ રીતે સ્પેનમાંથી આરબ લોકોના રાજ્યઅમલનો જ નહિ પણ આરબ સંસ્કૃતિનો પણ અંત આવ્યો. કારણ, આપણે હમણાં જ જોઈ શું કે, એશિયામાં એથી પણ પહેલાં એ સંસ્કૃતિનું પતન થઈ ચૂક્યું હતું. ઘણા દેશો તથા સંસ્કૃતિઓ ઉપર તેણે પોતાની અસર પાડી અને પોતાના જ્વલંત સ્મારક તરીકે તે ઘણી વસ્તુઓ પોતાની પાછળ મૂકતી ગઈ. પરંતુ પાછળના ઇતિહાસમાં તે પોતાની મેળે ફરીથી સજીવન થઈ શકી નહિ.

સેરેસન લોકોએ સ્પેન છોડ્યા પછી ફર્ડિનાન્ડ અને ઇઝાબેલાના અમલમાં તે બળવાન બન્યું. થોડા જ વખત પછી અમેરિકાની શોધને પરિણામે તેને પુષ્કળ સંપત્તિ લાધી. થોડા વખત માટે તો તે યુરોપનો સૌથી બળવાન અને અન્ય દેશો ઉપર પ્રભુત્વ ભોગવનારો દેશ બની ગયો. એનું પતન પણ ઝડપથી થયું અને તેનું મહત્ત્વ સાવ નષ્ટ થઈ ગયું. યુરોપના બીજા દેશો જ્યારે આગળ પ્રગતિ કરી રહ્યા હતા ત્યારે સ્પેન મધ્યયુગનાં સ્વપ્નાં સેવતું સાવ સ્થગિત સ્થિતિમાં રહ્યું. મધ્યયુગ પછી તો દુનિયા કેટલી બધી પલટાઈ ગઈ હતી તેની તેને ગતાગમ નહોતી.

લેન પુલ નામનો અંગ્રેજ ઇતિહાસકાર સ્પેનના સેરેસન લોકો વિષે લખતાં જણાવે છે કે,

"કેટલીયે સદીઓ સુધી સ્પેન સંસ્કૃતિનું કેન્દ્ર અને વિદ્યા, કળા, વિજ્ઞાન તથા હરેક પ્રકારની શિષ્ટ સંસ્કૃતિનું ધામ હતું. અત્યાર સુધી યુરોપનો બીજો કોઈ પણ દેશ મૂર લોકોના સુધરેલા રાજ્યની કક્ષાએ પહોંચ્યો નહોતો. ફર્ડિનાન્ડ અને ઇઝાબેલાના અમલનો તથા ચાર્લ્સના સામ્રાજ્યનો અલ્પજીવી ઝળહળાટ આટલું દીર્ઘજીવી મહત્ત્વ પ્રાપ્ત ન કરી શક્યો. મૂર લોકોને દેશપાર કરવામાં આવ્યા; ખ્રિસ્તી સ્પેન થોડા વખત સુધી ચંદ્રની પેઠે પારકા તેજથી પ્રકાશ્યું; ત્યાર પછી ગ્રહણ આવ્યું અને તેના અંધકારમાં સ્પેન ત્યારનું હજીયે ગોથાં ખાતું રહ્યું છે. મૂર લોકોનું સાચું સ્મારક તો એક વખત તેઓ જ્યાં પુષ્કળ પ્રમાણમાં દ્રાક્ષ, જેતૂન અને પીળાં કણસલાંથી લચી રહેલાં ધાન્યો ઉગાડતા તે વેરાન અને ઉજ્જડ બનેલા પ્રદેશમાં, જ્યાં આગળ એક વખતે

બુદ્ધિવૈભવ અને વિદ્યા ખીલી રહ્યાં હતાં ત્યાંના અજ્ઞાન અને બેવકૂફ લોકોમાં; તેની પ્રજાવ્યાપી સ્થગિતતા અને અવનતિમાં આપણને નજરે પડે છે. બીજી પ્રજાઓની સરખામણીમાં એ પ્રજા અતિશય હેઠી પડી છે અને એ નામોશીને તે લાયક છે."

આ સાચે જ આકરો ચુકાદો છે. લગભગ એક વરસ ઉપર સ્પેનમાં ક્રાંતિ થઈ હતી અને રાજાને ત્યાંથી દૂર કરવામાં આવ્યો હતો. હવે ત્યાં પ્રજાસત્તાક રાજ્ય છે. સંભવ છે કે આ પ્રજાસત્તાક રાજ્ય વધારે સારું કાર્ય કરી બતાવશે અને સ્પેનને ફરી પાછું બીજા દેશોની હરોળમાં લાવશે.

## ૬૨

# ક્રૂઝેડો

૧૯ જૂન, ૧૯૩૨

જેરુસલેમ શહેર પાછું મેળવવા માટે પોપ અને તેના ચર્ચની સભાએ મુસલમાનો સામે ક્રૂઝેડ એટલે કે ધર્મયુદ્ધ જાહેર કર્યું હતું તે વિષે મેં તને તાજેતરના એક પત્રમાં (૫૭મા પત્રમાં) કહ્યું હતું. સેલ્જુક તુર્કની વધતી જતી સત્તાએ યુરોપને ભયભીત કરી મૂક્યું હતું અને ખાસ કરીને કૉન્સ્ટાન્ટિનોપલની સરકાર તો તેનાથી વધારે ગભરાઈ ગઈ હતી. કેમકે તેના ઉપર તો સીધો જ ભય ઝઝૂમી રહ્યો હતો. જેરુસલેમ અને પૅલેસ્ટાઈનમાં તુર્કો તરફથી થતી ખ્રિસ્તી યાત્રાળુઓની કનડગતની વાતોએ યુરોપના લોકોને ઉશ્કેરી મૂક્યા અને તેઓ ક્રોધે ભરાયા. એથી કરીને 'ધર્મયુદ્ધ' જાહેર કરવામાં આવ્યું અને પોપ તથા ચર્ચે 'પવિત્ર' શહેરને વિધર્મીઓના હાથમાંથી છોડાવવાને યુરોપની બધી ખ્રિસ્તી પ્રજાઓને કૂચ કરવાની હાકલ કરી.

આ રીતે ૧૦૯૫ની સાલમાં ક્રૂઝેડો શરૂ થઈ અને ૧૫૦ વરસથી પણ વધારે સમય સુધી ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામ વચ્ચે અથવા ક્રૂસ અને ચાંદ વચ્ચે લડાઈ ચાલુ રહી. એ કાળ દરમ્યાન વચ્ચે વચ્ચે લાંબા વખત સુધી લડાઈ બંધ રહેતી પરંતુ, એ બધો વખત સામાન્ય પરિસ્થિતિ તો યુદ્ધની જ ચાલુ રહેતી, અને ક્રૂઝેડ લડનારા ખ્રિસ્તી સૈનિકોનાં દળો ધર્મયુદ્ધ લડવાને માટે અને મોટે ભાગે તો 'પવિત્ર ભૂમિ'માં મરણને શરણ થવાને માટે એક પછી એક આવ્યે જતાં હતાં. આ લાંબા વિગ્રહથી ખ્રિસ્તી ક્રૂઝેડરોને એટલે કે ધર્મયુદ્ધ લડનારાઓને તો કશો ખાસ લાભ ન થયો. થોડા વખત માટે જેરુસલેમ તેમને હાથ આવ્યું ખરું પરંતુ પછી પાછું તે તુર્ક લોકોને હાથ ગયું અને તેમના હાથમાં જ રહ્યું. આ ક્રૂઝેડોનું એક મહત્ત્વનું પરિણામ તો એ આવ્યું કે ખ્રિસ્તીઓ અને મુસલમાનો લાખોની સંખ્યામાં મોત અને દુઃખના ભોગ બન્યા તથા એશિયામાઈનર અને પૅલેસ્ટાઈનની ભૂમિ એક વાર ફરીથી મનુષ્યના લોહીથી તરબોળ થઈ.

આ સમયે બગદાદના સામ્રાજ્યની શી દશા હતી? હજી પણ અબ્બાસી ખલીફો સામ્રાજ્યના ઉપરી પદે હતા. હજી પણ તેઓ ખલીફ યા અમીરુલ મોમિનીન એટલે કે મુસલમાનોના સેનાની હતા. પરંતુ તેઓ રાજ્યના નામના જ વડા હતા અને તેમના હાથમાં નહિ જેવી જ સત્તા રહી હતી. તેમનું સામ્રાજ્ય કેવી રીતે ભાંગી પડ્યું અને પ્રાંતોના સૂબાઓ કેવી રીતે સ્વતંત્ર થઈ ગયા તે આપણે આગળ જોઈ ગયાં છીએ. હિંદુસ્તાન ઉપર વારંવાર આક્રમણ કરનાર મહમૂદ ગઝની બળવાન રાજા હતો અને ખલીફ જો તેની મરજી મુજબ ન વર્તે તો તેની ખબર લેવાની તેણે ધમકી આપી હતી. ખુદ બગદાદમાં પણ સાચી સત્તા તુર્ક લોકોના હાથમાં હતી. પછીથી તુર્ક લોકોની એક બીજી શાખા — સેલ્જુક — આવી. તેમણે બહુ ઝડપથી પોતાની સત્તા જમાવી અને ઉપરાઉપરી વિજય મેળવીને છેક કૉન્સ્ટાન્ટિનોપલના દરવાજા સુધી તેઓ ફેલાઈ ગયા. આમ ખલીફના હાથમાં કશીયે રાજકીય સત્તા ન હોવા છતાં હજુ પણ તે ખલીફ તરીકે ચાલુ રહ્યો. સેલ્જુક તુર્કોના સરદારોને તેણે સુલતાનનો ઇલકાબ આપ્યો અને એ સુલતાનો રાજ્ય કરવા લાગ્યા. ક્રૂઝેડરોને આ સેલ્જુક સુલતાનો અને તેમના સાથીદારોની સામે લડવાનું હતું.

ક્રૂઝેડોને પરિણામે યુરોપમાં 'ખ્રિસ્તી જગત'ની — અખ્રિસ્તી જગત વિરુદ્ધ ખ્રિસ્તી જગતની — ભાવના પ્રબળ થવા પામી. કહેવાતા નાસ્તિકો પાસેથી 'પવિત્ર ભૂમિ' પાછી મેળવવાની ભાવના અને હેતુ આખા યુરોપમાં સર્વસામાન્ય હતાં. આ સર્વસામાન્ય હેતુને લીધે લોકો ભારે ઉત્સાહમાં આવી ગયા અને આ મહાન હેતુ પાર પાડવા ખાતર ઘણા માણસો ઘરબાર તથા માલમિલકત છોડીને નીકળી પડ્યા. ઘણા લોકો ઉદાત્ત હેતુથી પ્રેરાઈને ગયા. વળી કેટલાક, ત્યાં જનારાઓનાં પાપની માફી મળશે એવા પોપના વચનથી આકર્ષાઈને ત્યાં ગયા હતા. ક્રૂઝેડનાં બીજાં કારણો પણ હતાં. રોમ હમેશને માટે કૉન્સ્ટાન્ટિનોપલ ઉપર પોતાનું આધિપત્ય જમાવવા માગતું હતું. તને સ્મરણ હશે કે કૉન્સ્ટાન્ટિનોપલનું ચર્ચ રોમના ચર્ચથી જુદું હતું. તે પોતાના ચર્ચને ઑર્થોડૉક્સ ચર્ચ તરીકે ઓળખાવતું તથા રોમના ચર્ચ પ્રત્યે તેને ભારે અણગમો હતો. રોમના પોપને તે લેભાગુ ગણતું. પોપ કૉન્સ્ટાન્ટિનોપલના આ ગર્વનું ખંડન કરીને તેને પોતાના છત્ર નીચે લાવવા માગતો હતો. નાસ્તિક તુર્કોની સામે ધર્મયુદ્ધના ઓઠા નીચે

તે લાંબા સમયથી સેવેલી પોતાની મુરાદ પાર પાડવા ચહાતો હતો. મુત્સદ્દીઓની અને જેઓ પોતાને રાજપુરુષો ગણે છે તેમની રીતો આવી જ હોય છે! રોમ અને કૉન્સ્ટાન્ટિનોપલનો આ ઝઘડો યાદ રાખવો જરૂરી છે કેમકે ક્રૂઝેડો દરમ્યાન તે વારંવાર ઉપસ્થિત થયાં કરે છે.

ક્રૂઝેડનું બીજું કારણ વાણિજ્યને લગતું હતું. વેપારી વર્ગ અને ખાસ કરીને વિકસતા જતા વેનિસ અને જિનોઆના બંદરોના વેપારીઓ આ વિગ્રહ ચહાતા હતા; કેમકે સેલ્જુક તુર્કોએ પૂર્વ તરફના ઘણાખરા વેપારી માર્ગો બંધ કર્યા હતા તેથી તેમના વેપારને હાનિ પહોંચતી હતી.

અલબત સામાન્ય જનસમુદાયને આ કારણોની કશી જ ખબર નહોતી. કોઈએ તેમને એ કારણો જણાવ્યાં નહોતાં. સામાન્ય રીતે મુત્સદ્દીઓ ખરાં કારણોને છુપાવી રાખે છે અને ભારે ગંભીરતાથી ધર્મ, ન્યાય અને સત્યની વાતો કરે છે. ક્રૂઝેડના સમયે પણ એમ જ ચાલતું હતું. આજે પણ એ જ સ્થિતિ છે. તે સમયે લોકોને છેતરવામાં આવ્યા હતા; અને એમ છતાંયે મોટા ભાગના લોકો આજે પણ મુત્સદ્દીઓની ડાહ્યી વાતોથી છેતરાય છે.

એથી કરીને સંખ્યાબંધ લોકો ક્રૂઝેડમાં જવાને એકત્ર થયા. એમાં સારા અને ઇમાનદાર માણસો હતા તેમ જ લૂંટની આશાથી પ્રેરાઈને ભળેલા લફંગાઓ પણ હતા. પાક અને ધર્મિષ્ઠ માણસો તેમજ કોઈ પણ ગુનો કરવામાં પાછા ન પડે એવા સમાજના ઉતારરૂપ મવાલીઓનો એ અજબ જેવો શંભુમેળો હતો. પોતાની દૃષ્ટિએ એક ઉદાત્ત ધ્યેયને પાર પાડવાને અર્થે જતા આ ક્રૂઝેડરોએ અથવા કહો કે તેમાંના ઘણાઓએ અતિશય હીન અને ઘૃણા ઉત્પન્ન કરે એવા ગુના કર્યા હતા. ઘણા તો લૂંટફાટ કરવામાં તથા બીજા દુરાચારોમાં એવા ગૂંથાઈ ગયા કે તેઓ પૅલેસ્ટાઇનની સમીપ સુધી પહોંચ્યા જ નહિ. કેટલાક રસ્તામાં યહૂદી લોકોની કતલ કરવામાં પડ્યા અને બીજા કેટલાકોએ તો પોતાના ખ્રિસ્તી ધર્મબંધુઓની પણ કતલ કરી. તેમના દુરાચારોથી ત્રાસીને જ્યાંથી તેઓ પસાર થતા હતા તે મુલકના ખ્રિસ્તી ખેડૂતોએ તેમની સામે થઈ તેમના ઉપર હુમલો કર્યો અને કેટલાકને મારી નાખ્યા તથા બીજાઓને પોતાના મુલકમાંથી હાંકી કાઢ્યા.

આખરે બુઈલોંના ગૉડફ્રે નામના નૉર્મન સરદારની આગેવાની નીચે આ ક્રૂઝેડરો પૅલેસ્ટાઇન પહોંચ્યા. જેરુસલેમ તેમને હાથ આવ્યું અને પછી 'એક અઠવાડિયા સુધી હત્યાકાંડ ચાલ્યો'. ત્યાં આગળ

ભયંકર કતલ થઈ. આ ઘટના નજરે જોનાર એક ફ્રાંસવાસી કહે છે કે, 'મસ્જિદના પ્રવેશદ્વાર આગળ ઘૂંટણ સમું લોહી ભરાયું હતું અને ઘોડાઓની લગામો સુધી તેની છોળ ઊડી હતી.' ગૉડફ્રે જેરુસલેમનો રાજા બન્યો.

સિત્તેર વરસ પછી મીસરના સુલતાન સલાદીને ખ્રિસ્તીઓ પાસેથી જેરુસલેમનો ફરી પાછો કબજો લીધો. આ બનાવથી યુરોપના લોકો ફરી પાછા ખળભળી ઊઠ્યા અને પછીથી ઘણી ક્રૂઝેડો થવા પામી. આ વખતે તો ખુદ યુરોપના રાજાઓ અને સમ્રાટો જાતે ક્રૂઝેડમાં જોડાયા પણ તેઓ ફાવ્યા નહિ. અગ્રસ્થાન મેળવવા માટે તેઓ પરસ્પર ઈર્ષ્યાથી માંહોમાંહે લડ્યા. હીન કાવતરાં અને અધમ પ્રકારના ગુનાઓ તથા ભયંકર અને નિર્દયતાભર્યાં યુદ્ધની આ કારમી કથા છે. પણ કેટલીક વાર મનુષ્યસ્વભાવની ઊજળી બાજુએ આ બીભત્સતા ઉપર વિજય મેળવ્યો હતો અને દુશ્મનો વચ્ચે પરસ્પર વિવેકભર્યાં અને ઉદાર વર્તનના બનાવો પણ આ વિગ્રહમાં બન્યા હતા. પૅલેસ્ટાઈન આવેલા પરદેશી રાજાઓમાં ઇંગ્લંડનો રાજા રીચર્ડ પણ હતો. 'લાયનહાર્ટેડ' એટલે કે શેરદિલ એવું તેનું ઉપનામ હતું અને તે પોતાના અંગબળ અને હિંમત માટે મશહૂર હતો. સલાદીન પણ મહાન યોદ્ધો હતો અને પોતાની ઉદારતા તથા શૌર્ય માટે પ્રખ્યાત હતો. સલાદીનની સામે લડનાર ક્રૂઝેડરોએ પણ તેનાં શૂરાતન અને ઉદારતાની પ્રશંસા કરી હતી. એવી એક વાત છે કે, એક વખતે રીચર્ડને લૂ લાગી જવાથી તે બીમાર થઈ ગયો હતો. આ વાતની જાણ થતાં સલાદીને રીચર્ડ માટે પર્વતો ઉપરથી તાજો બરફ મોકલવાની ગોઠવણ કરી. હાલ આપણે પાણી ઠારીને કૃત્રિમ રીતે બરફ બનાવીએ છીએ તેમ તે વખતે બનાવી શકાતો નહોતો. એથી કરીને ઝડપી દૂતો મારફતે પહાડો ઉપરથી કુદરતી બરફ ત્વરાથી મંગાવવો પડ્યો હતો.

ક્રૂઝેડના સમયની આવી અનેક વાતો પ્રચલિત છે. હું ધારું છું કે આ જાતની વાતોથી ભરેલી વૉલ્ટર સ્કૉટની 'ટેલિસમૅન' નામની નવલકથા તેં વાંચી હશે.

ક્રૂઝેડરોનું એક જૂથ કૉન્સ્ટાન્ટિનોપલ ગયું અને તેણે તેનો કબજો લીધો. તેમણે પૂર્વના સામ્રાજ્યના સમ્રાટને હાંકી કાઢ્યો અને ત્યાં લૅટિન રાજ્ય તથા રોમન ચર્ચની સ્થાપના કરી. કૉન્સ્ટાન્ટિનોપલમાં ભયંકર કતલ થઈ અને ક્રૂઝેડરોએ શહેરના થોડા ભાગને બાળી પણ મૂક્યો.

પરંતુ આ લૅટિન રાજ્ય લાંબો કાળ ટક્યું નહિ. પૂર્વના સામ્રાજ્યના ગ્રીક લોકો દુર્બળ બની ગયા હતા છતાંયે પચાસથી કંઈક વધારે વરસ પછી તેઓ પાછા સત્તા ઉપર આવ્યા અને લૅટિન રાજ્યકર્તાઓને તેમણે હાંકી કાઢ્યા. આખરે ૧૪૫૩ની સાલમાં તુર્ક લોકોએ તેનો છેવટનો અંત આણ્યો ત્યાં સુધી કૉન્સ્ટાન્ટિનોપલનું પૂર્વનું સામ્રાજ્ય બીજાં ૨૦૦ વરસ ચાલુ રહ્યું.

ક્રૂઝેડરોએ કૉન્સ્ટાન્ટિનોપલનો કબજો લીધો એ બીના રોમન ચર્ચ તથા પોપની ત્યાં આગળ પોતાની લાગવગ વધારવાની મુરાદ ઉઘાડી પાડે છે. કૉન્સ્ટાન્ટિનોપલના ગ્રીક લોકોએ ગભરાટની પળે તુર્કો સામે રોમ પાસે મદદની યાચના કરી હતી એ ખરું. પરંતુ ક્રૂઝેડરો પ્રત્યે તેમને ભારે અણગમો હતો અને તેમણે તેમને કશીયે સહાય આપી નહિ.

પરંતુ બધી ક્રૂઝેડોમાં સૌથી કારમી ક્રૂઝેડ તો જે 'બાળકોની ક્રૂઝેડ'ના નામથી ઓળખાય છે તે હતી. કુમળી વયના સંખ્યાબંધ કુમારો — ખાસ કરીને ફ્રેંચ અને કેટલાક જર્મનીના — લાગણીના આવેશમાં આવી જઈને પૅલેસ્ટાઇન પહોંચવાનો સંકલ્પ કરીને ઘરબાર છોડીને ચાલી નીકળ્યા. એમાંના ઘણા તો રસ્તામાં જ મરણ પામ્યા અને કેટલાક માર્ગમાં જ અટવાઈ ગયા. મોટા ભાગના કુમારો મારસેઈ પહોંચ્યા ખરા પરંતુ ત્યાં આગળ હરામખોર લોકોએ આ બાળકોના ઉત્સાહનો ગેરલાભ લીધો અને તેમને ફોસલાવીને ફસાવ્યા. તેમને 'પવિત્ર ભૂમિ'માં લઈ જવાના બહાના હેઠળ ગુલામોના વેપારીઓએ તેમને પોતાનાં વહાણો ઉપર ચડાવ્યા અને મીસર લઈ જઈ ત્યાં આગળ ગુલામો તરીકે વેચી નાખ્યા.

પૅલેસ્ટાઇનથી પાછા ફરતાં ઇંગ્લંડના રાજા રીચર્ડને પૂર્વ યુરોપમાં તેના દુશ્મનોએ કેદ પકડ્યો અને તેને છોડાવવા માટે બહુ મો[illegible] રકમ ભરવી પડી. ફ્રાંસનો રાજા તો ખુદ પલેસ્ટાઇનમાં જ પકડાયો હતો અને તેને પણ પૈસા ભરીને છોડાવવો પડ્યો હતો. પવિત્ર રોમન સામ્રાજ્યનો સમ્રાટ ફ્રેડરિક બારબેરોઝા પૅલેસ્ટાઇનની એક નદીમાં ડૂબી મૂઓ. આમ વખત જતો ગયો તેમ તેમ આ ક્રૂઝેડોની ચમત્કારી અસર સાવ નષ્ટ થઈ ગઈ. લોકો એનાથી ધરાઈ ગયા. પૅલેસ્ટાઇન તો મુસલમાનોના હાથમાં જ રહ્યું પરંતુ યુરોપના રાજાઓને તથા તેની પ્રજાઓને તે પાછું મેળવવા માટે માણસો અને પૈસા બરબાદ કરવાનો

જરાયે રસ હવે રહ્યો નહોતો. એ પછી લગભગ સાતસો વરસ સુધી જેરુસલેમ મુસલમાનોના હાથ નીચે રહ્યું. છેક હમણાં જ, મહાયુદ્ધ દરમ્યાન ૧૯૧૮ની સાલમાં એક અંગ્રેજ સેનાપતિએ તુર્કો પાસેથી તેનો કબજો લીધો હતો.

પાછળના સમયની એક ક્રૂઝેડ રમૂજી અને કંઈક અસામાન્ય પ્રકારની હતી. એ શબ્દના અસલ અર્થમાં એને ભાગ્યે જ ક્રૂઝેડ પણ કહી શકાય. પવિત્ર રોમન સામ્રાજ્યનો સમ્રાટ ફ્રેડરિક બીજો ક્રૂઝેડ લડવા આવ્યો અને યુદ્ધ કરવાને બદલે તેણે તે સમયના મીસરના સુલતાનની મુલાકાત લીધી અને તેઓ બંને મિત્રતાભરી સમજૂતી પર આવ્યા! ફ્રેડરિક પણ અજબ જાતનો માણસ હતો. જે સમયે બીજા રાજાઓ ભાગ્યે જ લખીવાંચી પણ જાણતા હતા ત્યારે તે ઘણી ભાષાઓ જાણતો હતો. તેને અરબી ભાષાનું પણ જ્ઞાન હતું. તે ‘જગતની અજાયબી’ તરીકે ઓળખાતો હતો. પોપની તે જરાયે પરવા કરતો નહોતો. એથી કરીને પોપે તેને ધર્મ બહાર મૂક્યો હતો. પરંતુ એની તેના ઉપર કશી પણ અસર થઈ નહિ.

આમ ક્રૂઝેડો કોઈ પણ ખાસ વસ્તુ સિદ્ધ કરી શકી નહિ. પરંતુ એને કારણે નિરંતર ચાલતા યુદ્ધથી સેલ્જુક તુર્કો નબળા પડ્યા. પણ વિશેષે કરીને તો ફ્યૂડલ વ્યવસ્થાએ સેલ્જુક સામ્રાજ્યના પાયા હચમચાવી નાખ્યા. મોટા મોટા ફ્યૂડલ લૉર્ડ અથવા ઉમરાવો પોતાને લગભગ સ્વતંત્ર ગણતા અને તેઓ માંહોમાંહે એકબીજા જોડે લડતા. કોઈ કોઈ વાર તો તેઓ એકબીજા સામે ખ્રિસ્તીઓની મદદ માગવાની હદ સુધી પણ જતા. તુર્ક લોકોની આ આંતરિક નબળાઈનો કદી કદી ક્રૂઝેડરોને લાભ મળી જતો. પરંતુ જ્યારે સલાદીન જેવો બળવાન રાજકર્તા આવતો ત્યારે તેમનું કશું ફાવતું નહિ.

હાલમાં જી. એમ. ટ્રેવેલિયન નામના એક અંગ્રેજ ઇતિહાસકારે (ગૅરિબાલ્ડી વિષેનાં જે પુસ્તકોનો તને પરિચય છે તેમના લેખકે) ક્રૂઝેડો વિષે એક નવી જ દૃષ્ટિ રજૂ કરી છે. એ દૃષ્ટિ પણ સમજવા જેવી છે. ટ્રેવેલિયન કહે છે કે, ‘ક્રૂઝેડો એ તો યુરોપમાં નવી શક્તિનો સંચાર થતો હતો તેના પૂર્વની દુનિયા તરફના સામાન્ય આકર્ષણનું લશ્કરી અને ધાર્મિક સ્વરૂપ હતું. ક્રૂઝેડને પરિણામે યુરોપને પુરસ્કાર રૂપે ‘પવિત્ર સમાધિ’ની કાયમી મુક્તિ ન લાધી કે ન તો ખ્રિસ્તી જગતની એકતા લાધી. એ બાબતમાં તો ક્રૂઝેડોની કહાણી એ પોતાના

મૂળ ધ્યેયનો એકધારો ઇનકાર જ છે. એને બદલે યુરોપ તો ત્યાંથી સાધુ પીટરે તીવ્રપણે ધિક્કારી કાઢી હોત એવી વસ્તુઓ એટલે કે, લલિત કળાઓ, કારીગરી, વૈભવવિલાસ, વિજ્ઞાન તથા બૌદ્ધિક જિજ્ઞાસા લાવ્યું.'

૧૧૧૩ની સાલમાં સલાદીન મરણ પામ્યો અને તે પછી પુરાણા આરબ સામ્રાજ્યના અવશેષ રૂપે જે કંઈ રહ્યું હતું તે છિન્નભિન્ન થઈ ગયું. નાના ફ્યૂડલ લૉર્ડ અથવા ઉમરાવોના અમલ નીચે પૂર્વ એશિયાના ઘણા ભાગોમાં અવ્યવસ્થા વ્યાપી ગઈ. છેલ્લી ક્રૂઝેડ ૧૨૪૯ની સાલમાં થઈ. ફ્રાંસના રાજા લૂઈ ૯માએ તેની આગેવાની લીધી હતી. તે હારી ગયો અને કેદ પકડાયો.

દરમ્યાન પૂર્વ તેમ જ મધ્ય એશિયામાં ભારે મહત્ત્વના બનાવો બની રહ્યા હતા. ચંગીઝ અથવા જંગીઝખાન નામના મહાન સરદારની આગેવાની નીચે મંગોલ લોકો આગળ વધતા જતા હતા અને પૂર્વ તરફની ક્ષિતિજ તેમણે એક વિશાળ કાળા વાદળાની માફક આવરી લીધી હતી. ક્રૂઝેડરો અને તેમના પ્રતિસ્પર્ધીઓ અથવા ખ્રિસ્તીઓ તેમ જ મુસલમાનો ઉભય આ આવતા હુમલાને એકસરખા ભયથી નિહાળી રહ્યા હતા. ચંગીઝ અને મંગોલ લોકો વિષે આપણે હવે પછીના પત્રમાં વાતો કરીશું. આ પત્ર પૂરો કરું તે પહેલાં હું એક વસ્તુનો ઉલ્લેખ કરવા ઇચ્છું છું. મધ્ય એશિયાના બુખારા શહેરમાં એ સમયે એક મહાન અરબ હકીમ રહેતો હતો. એશિયા તેમ જ યુરોપભરમાં તેની નામના હતી. ઇબ્ન સીના તેનું નામ હતું. પરંતુ યુરોપમાં તે આવિસેન્નાના નામથી વધારે પરિચિત છે. તે હકીમો અથવા તો વૈદ્યોના રાજા તરીકે ઓળખાતો હતો. ક્રૂઝેડોનો આરંભ થયો તે પહેલાં ૧૦૩૭ની સાલમાં તે મરણ પામ્યો હતો.

તેની ખ્યાતિને લીધે ઇબ્ન સીનાના નામનો હું ઉલ્લેખ કરું છું. પરંતુ તું એ લક્ષમાં રાખજે કે આ આખા જમાના દરમ્યાન, આરબ સામ્રાજ્યનાં વળતાં પાણી થયાં તે સમયે પણ, મધ્ય એશિયાના પશ્ચિમ ભાગમાં આરબ સંસ્કૃતિ ચાલુ રહી હતી. સલાદીન ક્રૂઝેડરો જોડે યુદ્ધમાં ગૂંથાયેલો હોવા છતાં પણ તેણે ઘણાં મહાવિદ્યાલયો અને ઇસ્પિતાલો બંધાવ્યાં હતાં. પરંતુ એ સંસ્કૃતિ તેના અચાનક અને સંપૂર્ણ નાશની અણી ઉપર આવીને ઊભી હતી. પૂર્વ તરફથી મંગોલ લોકો આગળ વધી રહ્યા હતા.

## ૬૩

# ક્રૂઝેડોના સમયનું યુરોપ

૨૦ જૂન, ૧૯૩૨

મારા છેલ્લા પત્રમાં અગિયાર, બાર અને તેરમી સદીઓ દરમ્યાન ખ્રિસ્તી ધર્મ અને ઇસ્લામ વચ્ચેની અથડામણ વિષે આપણે કંઇક જોઈ ગયાં. યુરોપમાં ‘ખ્રિસ્તી જગત’ની ભાવનાનો વિકાસ થતો આપણા જોવામાં આવે છે. આ સમય સુધીમાં યુરોપમાં સર્વત્ર ખ્રિસ્તી ધર્મનો ફેલાવો થઈ ચૂક્યો હતો. પૂર્વ યુરોપની સ્લાવ જાતિઓ એટલે કે રશિયન અને બીજી પ્રજાઓ એ ધર્મમાં છેક છેલ્લી દાખલ થઈ. એ વિષે એક મજાની વાત પ્રચલિત છે, જો કે કેટલા પ્રમાણમાં એ સાચી છે તેની મને ખબર નથી. ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરતાં પહેલાં રશિયાની પ્રજાએ પોતાનો પુરાણો ધર્મ બદલીને નવો ધર્મ સ્વીકારવાના પ્રશ્ન ઉપર ચર્ચા કરી હતી. તે સમયે ખ્રિસ્તી અને ઇસ્લામ એ બે નવા ધર્મોની તેમને જાણ હતી. એથી કરીને સાવ આધુનિક પદ્ધતિથી એ બે ધર્મો જે મુલકોમાં પળાતા હતા ત્યાં આગળ જઈને તપાસ કરી તેનો હેવાલ રજૂ કરવા માટે તેમણે એક પ્રતિનિધિ મંડળ મોકલ્યું. એમ કહેવાય છે કે, આ પ્રતિનિધિમંડળે પશ્ચિમ એશિયામાં જ્યાં ઇસ્લામ ધર્મનો પ્રચાર હતો એવાં કેટલાંક સ્થાનોની મુલાકાત લીધી અને પછી તે મંડળ કૉન્સ્ટાન્ટિનોપલ ગયું. કૉન્સ્ટાન્ટિનોપલમાં તેમણે જે જોયું તેનાથી તેઓ અંજાઈ ગયા. ત્યાંના ઑર્થોડૉક્સ ચર્ચની ધાર્મિક વિધિઓ સમૃદ્ધ અને ભભકદાર હતી અને કર્ણમધુર સંગીત તથા ગાયનવાદનનો પણ તેમાં સમાવેશ થતો હતો. ધર્માચાર્યો સુંદર વસ્ત્રાભૂષણો પહેરીને દેવળમાં આવતા તથા ત્યાં સુગંધીદાર ધૂપ પણ બાળવામાં આવતો હતો. ઉત્તરના ભોળા અને અર્ધ-જંગલી લોકો ઉપર આ ક્રિયાવિધિઓની ભારે અસર થઈ. ઇસ્લામમાં આવું ભભકાદાર કશું જ નહોતું. આથી તેમણે ખ્રિસ્તી-ધર્મની તરફેણમાં પોતાનો નિર્ણય કર્યો અને દેશમાં પાછા ફરીને પોતાના રાજા આગળ એ મુજબ હેવાલ રજૂ કર્યો. આ ઉપરથી રાજા તથા તેની પ્રજાએ ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો. તેમણે પોતાનો ધર્મ

કૉન્સ્ટાન્ટિનોપલ પાસેથી લીધો એટલે તેઓ રોમના નહિ પણ ગ્રીક ઑર્થોડૉક્સ ચર્ચના અનુયાયી બન્યા. એ પછી કોઈ પણ સમયે રશિયાએ રોમના પોપને કદી પણ માન્ય કર્યો નથી.

રશિયાનું આ ધર્મપરિવર્તન ક્રૂઝેડો પહેલાં ઘણા વખત ઉપર થયું હતું. એમ કહેવાય છે કે એક વખતે બલ્ગેરિયન લોકો પણ ઇસ્લામ ધર્મ સ્વીકારવા તરફ ઢળ્યા હતા, પરંતુ કૉન્સ્ટાન્ટિનોપલનું આકર્ષણ ઇસ્લામથી વિશેષ હતું. તેમનો રાજા બાઇઝેનટાઇનની (તને યાદ હશે કે બાઇઝેનટાઇન એ કૉન્સ્ટાન્ટિનોપલનું પ્રાચીન નામ છે.) રાજકુંવરીને પરણ્યો હતો અને ખ્રિસ્તી થયો હતો. પાડોશની બીજી પ્રજાઓએ પણ એ રીતે ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો.

આ ક્રૂઝેડોના સમય દરમ્યાન યુરોપમાં શું બની રહ્યું હતું? તેં જોયું કે ત્યાંના કેટલાક રાજાઓ અને સમ્રાટો પૅલેસ્ટાઇન ગયા હતા તથા તેમાંના કેટલાક ત્યાં આગળ મુશ્કેલીમાં આવી પડ્યા હતા. દરમ્યાન પોપ તો રોમમાં બેઠો બેઠો 'નાસ્તિક' તુર્ક લોકો સામે 'ધર્મયુદ્ધ' આદરવાના હુકમો છોડ્યા કરતો હતો. ઘણું કરીને આ સમયે પોપની સત્તા તેની પરાકાષ્ઠાએ પહોંચી હતી. પોપની ક્ષમા યાચવા માટે એક ગર્વિષ્ઠ સમ્રાટને તેની હજૂરમાં જવાની પરવાનગી મેળવવા માટે કૅનોસા આગળ બરફમાં ઉઘાડા પગે રાહ જોતા કેવી રીતે ઊભા રહેવું પડ્યું હતું એની વાત મેં તને કરી છે. જેનું પૂર્વાશ્રમનું નામ હિલ્ડેબ્રૅન્ડ હતું તે પોપ ગ્રેગરી ૭માએ પોપની ચૂંટણી માટે એક નવી રીત નક્કી કરી. રોમન કૅથલિક ચર્ચ યા ધર્મસંઘમાં 'કાર્ડિનલ' એ સૌથી ઉચ્ચ દરજ્જાના ધર્માચાર્યો ગણાતા હતા. આવા કાર્ડિનલોનો એક સંઘ બનાવવામાં આવ્યો. આ સંઘ 'પવિત્ર સંઘ'ને નામે ઓળખાતો હતો. એ સંઘ નવા પોપની ચૂંટણી કરતો. આ પ્રથા ૧૦૫૯ની સાલમાં ચાલુ કરવામાં આવી હતી અને જૂજજાજ ફેરફારો સાથે આજ પર્યંત ચાલુ રહી છે. આજે પણ પોપના મૃત્યુ પછી તરત જ કાર્ડિનલોનો એ સંઘ એકત્ર થાય છે અને તેઓ બહારથી તાળું વાસી દેવામાં આવેલા એક ખંડમાં બેસે છે. ચૂંટણીનું કાર્ય પૂરું થયા સિવાય કોઈ પણ એ ખંડની અંદર આવી શકતું નથી કે કોઈ પણ તેની બહાર જઈ શકતું નથી. તેમની પસંદગીની બાબતમાં સહમત ન થવાથી ઘણી વાર તેઓ કેટલાયે કલાકો સુધી ત્યાં આગળ ગોંધાઈને બેસી રહ્યા છે. પરંતુ ચૂંટણીનો નિર્ણય કર્યા વિના તો તેઓ ખંડની બહાર નીકળી જ ન શકે! એટલે આખરે

તો તેમને બધાને સહમત થવાની ફરજ પડે છે. પસંદગી નક્કી થયા પછી બહાર ટોળે વળેલા લોકોને તેની ખબર પડે એટલા ખાતર સફેદ ધુમાડો કરવામાં આવે છે.

પોપની જેમ ચૂંટણી કરવામાં આવતી તેમ પવિત્ર રોમન સામ્રાજ્યના સમ્રાટની પસંદગી માટે પણ ચૂંટણી કરવાની પ્રથા પડી ગઈ હતી. પરંતુ તેની ચૂંટણી મોટા મોટા ફ્યૂડલ ઉમરાવો કરતા. આ ચૂંટણી કરવાનો અધિકાર એવા સાત ઉમરાવોને હતો. અને તેઓ ઇલેક્ટર પ્રિન્સીઝ એટલે કે ચૂંટણી કરનારા રાજાઓ તરીકે ઓળખાતા. આ રીતે તેઓ સમ્રાટને હમેશાં એક જ કુળમાંથી આવતો ટાળવાની કોશિશ કરતા. પણ વ્યવહારમાં તો ઘણી વાર ચૂંટણીમાં લાંબા સમય સુધી એક જ કુટુંબની સરસાઈ રહેતી.

બારમી અને તેરમી સદી દરમ્યાન હોહેનસ્ટોફેન વંશ અથવા કુળ સામ્રાજ્યમાં સરસાઈ ભોગવતું હોય એમ આપણને જણાય છે. હું માનું છું કે હોહેનસ્ટોફેન એ જર્મનીનો એક નાનકડો કસબો અથવા ગામડું છે. મૂળ એ ગામમાંથી ઊતરી આવેલા કુળે એ સ્થાનના નામ ઉપરથી પોતાનું નામ રાખ્યું. હોહેનસ્ટોફેન વંશનો ફ્રેડરિક પહેલો ૧૧૫૨ની સાલમાં સમ્રાટ થયો. સામાન્ય રીતે તે ફ્રેડરિક બારબેરોઝા (લાલ દાઢીવાળા) તરીકે ઓળખાય છે. ક્રૂઝેડમાં જતાં રસ્તામાં ડૂબી જનાર ફ્રેડરિક આ જ હતો. એમ કહેવાય છે કે પવિત્ર સામ્રાજ્યના ઇતિહાસમાં તેનો રાજ્યઅમલ સૌથી વિશેષ ઝળહળતો હતો. જર્મન પ્રજાને માટે તો લાંબા સમયથી તે એક પ્રાચીન વીર અને અર્ધપૌરાણિક પુરુષ તુલ્ય થઈ ગયો છે. તેના નામની આસપાસ અનેક લોકકથાઓ પણ વણાઈ ગઈ છે. તેને વિષે એમ કહેવામાં આવે છે કે, પર્વતની એક ઊંડી ગુફામાં તે હજી ઊંઘતો સૂતો છે અને યોગ્ય અવસર આવ્યે તે જાગીને પોતાની પ્રજાને ઉગારવા માટે બહાર આવશે.

ફ્રેડરિક બારબેરોઝાએ પોપ વિરુદ્ધ બહુ ભારે ઝુંબેશ ચલાવી. પરંતુ એમાં છેવટે પોપનો વિજય થયો અને ફ્રેડરિકને તેની આગળ નમવું પડયું. તે એક આપખુદ રાજા હતો. પરંતુ તેના મોટા મોટા ફ્યૂડલ વેસલો એટલે સામંતોએ તેને અતિશય પજવ્યો હતો. એ સમયે ઇટાલીમાં મોટાં મોટાં નગરો ઊભાં થતાં હતાં. ફ્રેડરિકે તેમની સ્વતંત્રતા ચગદી નાખવાનો પ્રયાસ કર્યો. પરંતુ એ કાર્યમાં તે સફળ ન થયો. જર્મનીમાં પણ — ખાસ કરીને નદીઓના કાંઠા ઉપર — કોલોન, હેમ્બર્ગ,

ફ્રેંકફૂર્ટ અને એવાં બીજાં ઘણાંયે નગરો ઊભાં થયાં હતાં. અહીં જર્મનીમાં ફ્રેડરિકની નીતિ જુદી હતી. ઉમરાવો અને ફ્યૂડલ લૉર્ડોની એટલે પોતાના સામંતોની સત્તા ઘટાડવાના હેતુથી તેણે સ્વતંત્ર જર્મન નગરોને પોતાનો ટેકો આપ્યો.

રાજાના પદની બાબતમાં હિંદની પ્રાચીન માન્યતા શી હતી એ મેં તને ઘણે પ્રસંગે કહ્યું છે. છેક પ્રાચીન આર્યોના સમયથી માંડીને અશોકના સમય સુધી અને 'અર્થશાસ્ત્ર'થી શુક્રાચાર્યના 'નીતિસાર' સુધી ફરી ફરીને કહેવામાં આવ્યું છે કે રાજાએ પ્રજામત આગળ નમવું જ જોઈએ. પ્રજા એ જ અંતિમ સત્તાધીશ છે. આ બાબતમાં હિંદનો સિદ્ધાંત આ હતો; જો કે વ્યવહારમાં, બીજી જગ્યાની જેમ અહીં પણ રાજાઓ સારી પેઠે આપખુદ હતા. એની સાથે યુરોપની એ વિષેની પ્રાચીન માન્યતાની તુલના કરી જો. તે સમયના રાજનીતિના પંડિતોના મત અનુસાર સમ્રાટના હાથમાં નિરંકુશ સત્તા હતી. એની ઇચ્છા તે જ કાયદો, 'સમ્રાટ એ તો પૃથ્વી ઉપર જીવતોજાગતો કાયદો છે' એવું તેમનું કહેવું હતું. ફ્રેડરિક બારબેરોઝા પોતે પણ કહેતો કે, 'રાજાને કાયદા બતાવવા એ નહિ પણ તેના હુકમનું પાલન કરવું એ પ્રજાનું કર્તવ્ય છે.'

ચીનની માન્યતા સાથે પણ તું આ યુરોપી માન્યતાની તુલના કરી જો. ત્યાં આગળ રાજા અથવા સમ્રાટને 'ઈશ્વરપુત્ર' એવા આડંબરભર્યા નામે સંબોધવામાં આવતો. પરંતુ એ ઉપરથી આપણી ગેરસમજ ન થવી જોઈએ. સિદ્ધાંતમાં તો તેની સ્થિતિ યુરોપના સર્વ સત્તાધીશ સમ્રાટ કરતાં ઘણી જુદી હતી. મંગ-ત્સે નામના એક પ્રાચીન ચીની લેખકે લખ્યું છે કે, 'દેશમાં પ્રજા એ સૌથી મહત્ત્વનું અંગ છે; એ પછી ભૂમિની, અને પાકની ઉપયોગી દેવતાઓ છે અને મહત્ત્વની દૃષ્ટિએ રાજા છેલ્લો આવે છે.'

આમ યુરોપમાં સમ્રાટને પૃથ્વી ઉપર સર્વોપરી ગણવામાં આવતો હતો. રાજાઓના દૈવી અધિકારનો ખ્યાલ પણ એમાંથી જ ઉદ્‌ભવ્યો હતો. અલબત, વ્યવહારમાં તો તે લગીરે સર્વોપરી નહોતો. તેના ફ્યૂડલ વેસલો અથવા સામન્તો ભારે ફિતૂરી હતા અને આપણે આગળ ઉપર જોઈશું કે, સત્તામાં પોતાનો હિસ્સો મેળવવાનો દાવો કરનાર વર્ગો શહેરોના ઉદયની સાથે તેમાં પણ ઊભા થવા લાગ્યા હતા. બીજી

બાજુએ પૃથ્વી ઉપર સર્વોપરી હોવાનો દાવો પોપ પણ કરતો હતો. જ્યાં બે 'સર્વોપરી' ભેગા મળે ત્યાં અવશ્ય ફિતૂર થવાનું જ.

ફ્રેડરિક બાર્બરોઝાના પૌત્રનું નામ પણ ફ્રેડરિક હતું. તે નાની વયે સમ્રાટ થયો અને ફ્રેડરિક બીજો એ નામથી ઓળખાયો. તેનું નામ 'સ્ટુપર મુન્ડી' એટલે કે 'દુનિયાની અજાયબી' પાડવામાં આવ્યું હતું. તે પેલેસ્ટાઇન ગયો હતો અને મીસરના સુલતાન જોડે તેણે મિત્રતાભરી વાટાઘાટ કરી હતી. તેણે પણ તેના દાદાની પેઠે પોપનો સામનો કર્યો હતો અને તેની આજ્ઞા માનવાની ના પાડી હતી. તેને ધર્મબહાર કરીને પોપે એનું વેર વાળ્યું. ધર્મબહાર મૂકવાનું પોપનું પુરાણું અને પ્રચંડ હથિયાર હતું પરંતુ હવે તે જરા કટાવા લાગ્યું હતું. ફ્રેડરિકે પોપના ગુસ્સાની લેશ પણ પરવા કરી નહિ; વળી હવે દુનિયા પણ બદલાતી જતી હતી. ફ્રેડરિકે યુરોપના બધા રાજકર્તાઓ ઉપર લાંબા પત્રો લખ્યા. તેમાં તેણે એ જણાવ્યું કે રાજાઓના કાર્યમાં દખલ કરવાનું પોપનું કામ નથી. તેનું કાર્ય તો ધાર્મિક તેમજ આધ્યાત્મિક બાબતો ઉપર લક્ષ આપવાનું છે; રાજકારણમાં વચ્ચે પડવાનું નહિ. પાદરીઓમાં પેઠેલા સડાનું પણ તેણે વર્ણન કર્યું હતું. વાદવિવાદમાં તો ફ્રેડરિકે પોપને પરાસ્ત કર્યો. તેના પત્રો બહુ જ રસિક છે કેમકે સમ્રાટ અને પોપના પુરાણા ઝઘડામાં દાખલ થયેલી આધુનિક ભાવનાનો તેમાં પ્રથમ નિર્દેશ થયેલો છે.

ધર્મની બાબતમાં બીજો ફ્રેડરિક બહુ જ સહિષ્ણુ હતો. આરબ તથા યહૂદી ફિલસૂફો તેના દરબારમાં આવતા હતા. અરબી અંકો તથા બીજગણિત તેની મારફતે યુરોપમાં દાખલ થયાં એમ કહેવાય છે. (તને યાદ આવશે કે, મૂળ એ હિંદમાંથી આવ્યાં હતાં.) વળી તેણે નેપલ્સના વિદ્યાપીઠ તથા સાલેર્નોના પ્રાચીન વિદ્યાપીઠમાં એક મોટા વૈદકીય વિદ્યાલયની પણ સ્થાપના કરી હતી.

ફ્રેડરિક બીજાએ ૧૨૧૨થી ૧૨૫૦ની સાલ સુધી રાજ્ય કર્યું. એના મરણની સાથે સામ્રાજ્ય ઉપર હોહેનસ્ટોફેન વંશની સામ્રાજ્ય ઉપરની સરસાઈનો અંત આવ્યો. ઇટાલી અલગ થઈ ગયું, જર્મની અસ્તવ્યસ્ત થઈ ગયું અને ઘણાં વર્ષ સુધી ત્યાં ભયાનક અવ્યવસ્થા વ્યાપી રહી. ધાડપાડુ નાઈટો એટલે કે સરદારો તથા લૂંટારાઓ લૂંટફાટ કરતા અને તેમને રોકનાર કોઈ નહોતું. જર્મન રાજ્ય ઉપર પવિત્ર રોમન સામ્રાજ્યનો એટલો ભારે બોજો હતો કે તે ઉપાડવાની તેની

તાકાત નહોતી. ફ્રાંસ તથા ઇંગ્લંડમાં રાજાઓ પોતાની સ્થિતિ ધીમે ધીમે મજબૂત કરતા જતા હતા અને પોતાને નડતરરૂપ થતા પોતાના મોટા મોટા ફ્યૂડલ વેસલો અથવા સામંત વતનદારોને દબાવી દેતા હતા. જર્મનીનો રાજા પવિત્ર રોમન સામ્રાજ્યનો સમ્રાટ પણ હતો અને પોપ તથા ઇટાલીનાં નગરો સાથે લડવામાં તે એટલો બધો રોકાયેલો રહેતો કે પોતાના ઉમરાવોને અંકુશમાં રાખવાની તેને ફુરસદ નહોતી. પોતાનો રાજા સમ્રાટ છે એ પ્રકારની પ્રતિષ્ઠા જર્મનીને મળતી. પરંતુ એ સંદિગ્ધ પ્રતિષ્ઠાને ખાતર ઘર આગળ તેને સોસવું પડ્યું. એથી કરીને જર્મનીમાં આંતરિક નબળાઈ અને અંદર અંદર ફાટફૂટ દાખલ થયાં. જર્મનીમાં એકતા આવી તે પહેલાં ઘણા સમય પૂર્વે ફ્રાંસ તથા ઇંગ્લંડ બળવાન રાષ્ટ્ર બન્યાં હતાં. સેંકડો વરસો સુધી જર્મનીમાં નાનાં નાનાં અસંખ્ય રાજારજવાડાંઓ હતાં. છેક હમણાં હમણાં ૬૦ વરસ ઉપર જ જર્મનીએ એકતા સાધી, પરંતુ એ વખતે પણ ત્યાં આગળ નાના નાના રાજાઓ અને રજવાડાંઓ ચાલુ રહ્યાં. ૧૯૧૪-૧૮ના મહાયુદ્ધે એ રજવાડી ટોળાનો અંત આણ્યો.

ફ્રેડરિક બીજા પછી જર્મનીમાં એટલી બધી અવ્યવસ્થા વ્યાપી ગઈ કે ૨૩ વરસ સુધી સમ્રાટની ચૂંટણી થઈ શકી નહિ. ૧૨૭૩ની સાલમાં રુડૉલ્ફ નામના હૅપ્સબર્ગના કાઉન્ટને એટલે કે જાગીરદારને સમ્રાટ ચૂંટવામાં આવ્યો. હૅપ્સબર્ગનું આ નવું કુળ હવે ઇતિહાસની રંગભૂમિ ઉપર પ્રવેશ કરે છે. એ કુળ સામ્રાજ્યના અંત સુધી તેને વળગી રહેનાર હતું. મહાયુદ્ધ દરમ્યાન શાસનકર્તા તરીકે એ કુળનો પણ અંત આવ્યો. મહાયુદ્ધ સમયે ઑસ્ટ્રિયા-હંગરીનો સમ્રાટ ફ્રાન્સિસ જોસેફ હતો. તે હૅપ્સબર્ગ કુળનો હતો. તે ઘણો વૃદ્ધ હતો અને ૬૦ વરસથીયે વધારે સમયથી તે ગાદી ઉપર હતો. તેનો ભત્રિજો ફ્રાંઝ ફ્રર્ડિનાન્ડ ઑસ્ટ્રિયા-હંગરીની ગાદીનો વારસ હતો. ૧૯૧૪ની સાલમાં બાલ્કન દ્વીપકલ્પમાં આવેલા બૉસ્નિયા પ્રાંતમાં સેરાજેવો નામના સ્થળે તેનું તથા તેની પત્નીનું ખૂન થયું. આ ખૂનમાંથી જ આ મહાયુદ્ધ સળગી ઊઠ્યું. એ યુદ્ધે ઘણી વસ્તુઓનો અંત આણ્યો. હૅપ્સબર્ગનો પ્રાચીન રાજવંશ એ તે પૈકીની એક હતી.

પવિત્ર રોમન સામ્રાજ્યની બાબતમાં આટલું બસ છે. એની પશ્ચિમે ફ્રાંસ તથા ઇંગ્લંડને એકબીજા સાથે વારંવાર લડાઈઓ થતી. પરંતુ એ બંને દેશના રાજાઓને પોતપોતાના મોટા મોટા ઉમરાવો

જોડે એથીયે વધારે લડાઈઓ થતી. એ યુદ્ધોમાં ઉમરાવો ઉપર વિજય મેળવવામાં જર્મનીના રાજા કે સમ્રાટ કરતાં ઇંગ્લંડ તથા ફ્રાંસના રાજાઓને ઘણી વધારે સફળતા મળી. અને તેથી કરીને બીજા દેશોને મુકાબલે ઇંગ્લંડ તથા ફ્રાંસ વધારે સંગઠિત દેશો બન્યા તથા પોતાની અંદરની એકતાને લીધે તેઓ વધારે બળવાન બન્યા.

આ અરસામાં ઇંગ્લંડમાં એક બનાવ બન્યો. કદાચ એ વિષે તેં વાંચ્યું પણ હશે. એ બનાવ, ૧૨૨૫ની સાલમાં ઇંગ્લંડના રાજા જોને મૅગ્ના કાર્ટા ઉપર સહી કરી તે છે. જોન તેના ભાઈ શેરદિલ રીચર્ડ પછી ગાદીએ આવ્યો હતો. તે અતિશય લોભી હતો અને વળી નબળો પણ હતો. તેણે પોતાના વર્તનથી એકે એક જણને છંછેડી મૂક્યા હતા. ટેમ્સ નદીના 'રનીમીડ' ટાપુમાં ઉમરાવોએ તેને ઘેરી લીધો અને તરવારની અણીએ મૅગ્ના કાર્ટા અથવા તો 'મહાન કરાર' ઉપર સહી કરવાની તેને ફરજ પાડી. એ કરારમાં ઇંગ્લંડના ઉમરાવો તથા જનતાના કેટલાક અધિકારો માન્ય રાખવાના રાજાના વચનનો સમાવેશ થાય છે. ઇંગ્લંડમાં રાજકીય હક્કો પ્રાપ્ત કરવા માટે ચાલેલી લાંબી લડતનું આ પ્રથમ મોટું પગથિયું હતું. એ કરારમાં ખાસ કરીને એવું લખાણ કરવામાં આવ્યું હતું કે પોતાના સમોવડિયાઓની સંમતિ વિના કોઈ પણ નાગરિકની મિલકત કે સ્વતંત્રતા રાજા છીનવી લઈ શકે નહિ. સમોવડિયાઓ જેમાં ન્યાય ચૂકવે છે એવું મનાય છે તે જ્યૂરીની પદ્ધતિનો ઉદ્ભવ એમાંથી જ થયો છે. આ ઉપરથી આપણને માલૂમ પડે છે કે ઇંગ્લંડમાં બહુ પહેલેથી જ રાજાની સત્તા ઉપર અંકુશ મૂકવામાં આવ્યો હતો. રાજાની સર્વોપરિતાનો સિદ્ધાંત જે પવિત્ર રોમન સામ્રાજ્યમાં પ્રચલિત હતો તે એ સમયે પણ ઇંગ્લંડમાં માન્ય રાખવામાં આવ્યો નહોતો.

૭૦૦ વરસથી પણ પહેલાં ઇંગ્લંડમાં કરવામાં આવેલો આ નિયમ બ્રિટિશ અમલ નીચે હિંદુસ્તાનમાં ૧૯૩૨ની સાલમાં પણ લાગુ પાડવામાં આવતો નથી એ જાણવું રમૂજી થઈ પડે છે. આજે તો ઑર્ડિનન્સો કાઢવાની, કાયદા ઘડવાની તથા પ્રજાની સ્વતંત્રતા અને મિલકત છીનવી લેવાની સત્તા એક જ વ્યક્તિના — વાઇસરૉયના — હાથમાં છે.

મૅગ્ના કાર્ટા પછી થોડા જ વખતમાં ઇંગ્લંડમાં બીજો એક મહત્ત્વનો બનાવ બન્યો. ધીમે ધીમે ત્યાં આગળ એક રાષ્ટ્રીય સભાનો

ઉદય થવા લાગ્યો જેમાં દેશના જુદા જુદા ભાગો તથા નગરોમાંથી નાઈટો એટલે કે જમીનદારો અને નાગરિકોને મોકલવામાં આવતા. આ ઇંગ્લંડની પાર્લમેન્ટનો આરંભ હતો. નાઈટો તથા નાગરિકોની આમની સભા—હાઉસ ઑફ કૉમન્સ — બની અને અમીર ઉમરાવો તથા બિશપો એટલે કે પરગણાઓના ધર્માધિકારીઓની ઉમરાવ સભા — હાઉસ ઑફ લૉર્ડ્ઝ— બની. આરંભમાં બે સભાઓની બનેલી આ પાર્લમેન્ટ પાસે નહિ જેવી જ સત્તા હતી, પરંતુ ધીમે ધીમે તેની સત્તા વધતી ગઈ. છેવટે, રાજા અને પાર્લમેન્ટ એ બેમાં સર્વોપરી કોણ એ નક્કી કરવાની અંતિમ કસોટીનો સમય આવી પહોંચ્યો. એ કસોટીની ખેંચતાણમાં રાજાએ પોતાનું માથું ખોયું અને પાર્લમેન્ટે નિર્વિવાદ સર્વોપરિતા પ્રાપ્ત કરી. પરંતુ આ ઘટના ચારસો વરસ પછી સત્તરમી સદીમાં બનવાની હતી.

ફ્રાંસમાં પણ એવા જ પ્રકારની સભા હતી. એ ત્રણ વર્ગોની સભા કહેવાતી. આ ત્રણ વર્ગો આ પ્રમાણે હતા : ઉમરાવો, ચર્ચના અધિકારીઓ તથા આમ પ્રજા. રાજાની ઇચ્છા હોય ત્યારે કોઈક વખતે એ સભાની બેઠક મળતી. પરંતુ એવી બેઠકો બહુ ઓછા પ્રમાણમાં થતી અને ઇંગ્લંડની પાર્લમેન્ટે જે સત્તા પ્રાપ્ત કરી તે મેળવવામાં એ સભા સફળ થઈ નહિ. રાજાઓની સત્તા તૂટે તે પહેલાં ફ્રાંસમાં પણ તેના એક રાજાને પોતાનું માથું ગુમાવવું પડ્યું.

પૂર્વમાં ગ્રીક લોકોનું પૂર્વનું રોમન સામ્રાજ્ય હજી ટકી રહ્યું હતું. આરંભકાળથી જ તે એક યા બીજા દુશ્મન જોડે લડતું રહ્યું હતું અને ઘણી વાર તો તે ખતમ થઈ જવાની અણી ઉપર આવી પડતું. પરંતુ પ્રથમ ઉત્તરના બર્બર લોકોના તથા પછીથી મુસલમાનોના હુમલાઓ સામે તે ટકી રહ્યું. રશિયનો, બલ્ગેરિયનો, આરબો કે સેલ્જુક તુર્કો વગેરેના તેના ઉપર થયેલા હુમલાઓ કરતાં સૌથી વધારે હાનિકારક અને વિઘાતક હુમલો ક્રૂઝેડરોનો હતો. કોઈ પણ વિધર્મીઓ કરતાં આ ખ્રિસ્તી લડવૈયાઓએ ખ્રિસ્તી કૉન્સ્ટાન્ટિનોપલને વધારે નુકસાન કર્યું. આ ભયાનક આપત્તિમાંથી એ સામ્રાજ્ય તથા તેનું પાટનગર કૉન્સ્ટાન્ટિનોપલ ફરી પાછું કદી બેઠું થયું નહિ.

પશ્ચિમ યુરોપની દુનિયા પૂર્વના સામ્રાજ્ય વિષે બિલકુલ અજાણ હતી. એની તેને લેશમાત્ર પરવા નહોતી. એને 'ખ્રિસ્તીઓની દુનિયા'ના એક અંગ તરીકે પણ ભાગ્યે જ લેખવામાં આવતું હતું. એની ભાષા ગ્રીક હતી જ્યારે પૂર્વ યુરોપના વિદ્વાનોની ભાષા લૅટિન હતી. પરંતુ

હકીકત એમ છે કે, તેની પડતીના સમયમાં પણ પશ્ચિમ યુરોપ કરતાં કૉન્સ્ટાન્ટિનોપલમાં વિદ્યા અને સાહિત્યની પ્રવૃત્તિ ઘણા વધારે પ્રમાણમાં હતી. પરંતુ તે જીર્ણ થઈ ગયેલા લોકોની વિદ્યા હતી અને તેની પાછળ કશું જેમ કે સર્જકશક્તિ નહોતાં. પશ્ચિમના લોકોમાં વિદ્યા નહિ જેવી જ હતી પરંતુ તેઓ યુવાવસ્થામાં હતા અને તેમનામાં સર્જકશક્તિ હતી. અને એ શક્તિ થોડા જ વખતમાં સૌંદર્યવાન કૃતિઓના સર્જનમાં પ્રકટ થવાની હતી.

પૂર્વના સામ્રાજ્યમાં રોમની પેઠે ચર્ચ અને સમ્રાટ વચ્ચે ઝઘડો નહોતો. ત્યાં સમ્રાટ સર્વસત્તાધીશ હતો અને તે પૂરેપૂરો આપખુદ હતો. કોઈ પણ પ્રકારની સ્વતંત્રતાનો તો ત્યાં પ્રશ્ન જ નહોતો. રાજગાદી સૌથી વધારે બળવાન તથા કૂડકપટી વ્યક્તિને હાથ જતી. ખૂનરેજી અને કાવાદાવાથી, લોહી વહેવડાવીને તથા ભયંકર ગુનાઓ કરીને માણસો રાજગાદી મેળવતા અને લોકો ઘેટાંની પેઠે તેમને વશ થતા. જાણે કે, તેમના ઉપર કોણ રાજ્ય કરે છે તેની તેમને કશી પડી નહોતી!

પૂર્વનું સામ્રાજ્ય યુરોપના દ્વાર ઉપર એક પ્રકારના ચોકીદાર સમું ઊભું હતું અને એશિયાની પ્રજાઓના આક્રમણથી તેનું રક્ષણ કરી રહ્યું હતું. ઘણી સદીઓ સુધી તે એ કાર્યમાં સફળ થયું. આરબ લોકો કૉન્સ્ટાન્ટિનોપલ ન લઈ શક્યા; સેલ્જુક તુર્કો તેની સમીપ પહોંચ્યા ખરા પણ તેનો કબજો લઈ શક્યા નહિ; મંગોલ લોકો તેની પાસે થઈને પસાર થયા અને ઉત્તરે રશિયામાં ગયા. છેવટે ઑટોમન યા ઉસ્માની તુર્ક લોકો આવ્યા અને તેમના હાથમાં પૂર્વના સામ્રાજ્યનું પાટનગર કૉન્સ્ટાન્ટિનોપલ ૧૪૫૩ની સાલમાં ગયું. એ શહેરના પતનની સાથે પૂર્વનું રોમન સામ્રાજ્ય પણ પડ્યું.

## ૬૪

# યુરોપનાં શહેરોનો ઉદય

૨૧ જૂન, ૧૯૩૨

ક્રૂઝેડોનો સમય એ યુરોપમાં ભારે શ્રદ્ધાનો — સર્વસાધારણ આકાંક્ષા અને શ્રદ્ધાનો જમાનો હતો. અને જનતા પોતાનાં રોજનાં દુઃખોમાંથી આ આશા અને શ્રદ્ધા દ્વારા સમાધાન શોધવા મથતી. એ સમયે ત્યાં વિજ્ઞાનનો ઉદય નહોતો થયો અને વિદ્યાનું પ્રમાણ પણ બહુ જૂજ હતું; કેમકે, શ્રદ્ધા, વિજ્ઞાન અને વિદ્યા એ ત્રણે એક સાથે સહેજે ચાલી શકતાં નથી. વિદ્યા અને વિજ્ઞાન લોકોને વિચાર કરવાને પ્રેરે છે અને સંશય તથા જિજ્ઞાસા કે કુતૂહલ એ શ્રદ્ધાને માટે બહુ કપરા ભેરુઓ છે. વળી, પ્રયોગ અને શોધખોળ એ વિજ્ઞાનનો માર્ગ છે; શ્રદ્ધાનો એ રસ્તો નથી. આ શ્રદ્ધા કેવી રીતે ક્ષીણ થઈ અને તેને સ્થાને સંશયનો ઉદય કેવી રીતે થયો તે આપણે આગળ ઉપર જોઈશું.

પરંતુ જે સમયની આપણે વાત કરીએ છીએ ત્યારે યુરોપમાં શ્રદ્ધાનું પ્રભુત્વ હતું અને રોમન ચર્ચે 'શ્રદ્ધાળુઓ'નું નેતૃત્વ લીધું હતું. ઘણી વાર તે તેમની ધર્મશ્રદ્ધાનો ગેરલાભ પણ લેતું. એવા 'શ્રદ્ધાળુ'ઓને હજારોની સંખ્યામાં ક્રૂઝેડમાં લડવા માટે પેલેસ્ટાઈન મોકલવામાં આવ્યા હતા અને તેઓ ત્યાંથી કદીયે પાછા ન ફર્યા. જેઓ હરેક બાબતમાં તેને વશ વર્તતા નહિ એવા યુરોપના ખ્રિસ્તી લોકો અથવા તો ખ્રિસ્તી સમુદાય સામે પણ પોપે ક્રૂઝેડ પોકારવાનું શરૂ કર્યું. વળી, 'ડિસ્પેન્સેશન' અને 'ઇન્ડલ્જન્સ' બહાર પાડીને અને ઘણી વાર તો તેમનું વેચાણ કરીને પોપ તથા ચર્ચે એ ધર્મશ્રદ્ધાનો ગેરલાભ પણ લીધો. 'ડિસ્પેન્સેશન' એ ચર્ચના અમુક નિયમ અથવા તો રિવાજનો ભંગ કરવાની પરવાનગી હતી. આ રીતે જે નિયમો ચર્ચે ઘડ્યા હતા તેનો જ અમુક ખાસ દાખલાઓમાં ભંગ કરવાની તેણે પરવાનગી આપવા માંડી. આવા કિંમત આપીને તોડી શકાય તેવા નિયમો પ્રત્યે આદરભાવ ભાગ્યે જ લાંબા વખત સુધી ટકી શકે. 'ઇન્ડલ્જન્સ' તો વળી એથીયે બૂરી વસ્તુ હતી. રોમન ચર્ચની માન્યતા મુજબ મરણ

પછી આત્મા 'પરગેટરી' નામના સ્થળે જાય છે. એ સ્થળ સ્વર્ગ અને નરકની વચ્ચે ક્યાંક આવેલું છે. માનવીનો આત્મા ત્યાં આગળ આ ભવમાં કરેલાં પાપોની શિક્ષા ભોગવે છે. એ શિક્ષાના તાપમાં શુદ્ધ થઈને પછી આત્મા સ્વર્ગમાં જાય છે એમ મનાય છે. પૈસા લઈને પોપ લોકોને એવું વચન લખી આપતો કે તેઓ પરગેટરીના તાપમાંથી ઊગરીને બારોબાર સ્વર્ગમાં જશે. આ રીતે ચર્ચની સંસ્થા ભોળા લોકોની ધર્મશ્રદ્ધાનો ગેરલાભ લેતી અને ગુનાહિત કૃત્યો તથા જેને પોતે પાપ માનતી તેમાંથી પણ તે પૈસા પેદા કરતી. 'ઇન્ડલ્જન્સ' વેચવાની આ પ્રથા ક્રૂઝેડો પછી થોડા સમય બાદ શરૂ થઈ. પછી તો તે ચર્ચની એક ભારે બદનામીરૂપ બની ગઈ અને ઘણા લોકો રોમના ચર્ચની વિરુદ્ધ થઈ ગયા તેનાં અનેક કારણોમાંનું એ પ્રથા પણ એક કારણ હતું.

ભોળા અને શ્રદ્ધાળુ લોકો મૂગે મોંએ કેટકેટલું ચલાવી લે છે એ એક આશ્ચર્યકારક ઘટના છે. એને લીધે જ ઘણા દેશોમાં ધર્મ એ અઢળક પૈસા કમાવાનો મોટો રોજગાર બની ગયો છે. મંદિરોના પૂજારીઓને જુઓ; ગરીબ બિચારા ઉપાસકો અને પૂજન વગેરે વિધિ કરવાને આવનારને તેઓ કેવા લૂંટે છે! ગંગાના ઘાટો પર જાઓ તો ગરીબ બિચારો ગામડિયો પૂરતા પૈસા ન આપે ત્યાં સુધી અમુક ક્રિયા કે વિધિ કરાવવાની ના પાડતા પંડાઓ નજરે પડશે. કુટુંબમાં કંઈ પણ બનાવ બન્યો — જન્મ, લગ્ન કે મરણ — કે પુરોહિત લાગલો આવી પહોંચે છે અને પૈસા કઢાવે છે.

હિંદુ, ખ્રિસ્તી, ઇસ્લામ, જરથોસ્તી વગેરે દરેક ધર્મમાં આવી હાલત છે. ધર્માળુની શ્રદ્ધામાંથી પૈસા કમાવાની એ દરેક પાસે પોતપોતાની રીતો છે. હિંદુધર્મમાં એ રીતો તદ્દન ઉઘાડી છે. કહેવાય છે કે ઇસ્લામમાં આવો પુરોહિત વર્ગ નહોતો. એને લીધે ભૂતકાળમાં તેના અનુયાયીઓને ધર્મને નામે ચાલતા શોષણમાંથી ઊગરવામાં કંઈક સહાય મળી. પરંતુ ધાર્મિક બાબતોમાં પોતાને નિષ્ણાત કહેવડાવનારા મૌલવી અને મુલ્લા વગેરેના વર્ગો ઊભા થયા અને તેઓ શ્રદ્ધાળુ તથા ભલાભોળા ઈમાનદારોને ધૂતવા તથા ચૂસવા લાગ્યા. જ્યાં આગળ લાંબી દાઢી, માથા ઉપરની મોટી જટા, કપાળ ઉપરનું લાંબુ તિલક, ફકીરનો વેશ કે સંન્યાસીનાં ભગવાં કે પીળાં વસ્ત્રો પવિત્રતાના પરવાનારૂપ મનાતાં હોય ત્યાં જનતાને ઠગવી એ બહુ મુશ્કેલ નથી હોતું.

તું સૌ દેશોમાં આગળ વધેલા અમેરિકામાં જાય તો તને માલૂમ પડશે કે ત્યાં આગળ પણ ધર્મ એ લોકોના શોષણ ઉપર નભતો એક મોટો ધંધો છે.

મધ્યયુગ તથા શ્રદ્ધાના યુગથી હું બહુ આગળ નીકળી ગયો છું. હવે આપણે એ યુગ તરફ પાછા વળવું જોઈએ. એ યુગમાં આ શ્રદ્ધા પ્રકટ અને સર્જક સ્વરૂપ ધારણ કરતી આપણને માલૂમ પડે છે. અગિયારમી બારમી સદીઓનો કાળ મોટાં મોટાં બાંધકામનો જમાનો હતો અને એ સમય દરમ્યાન આખા પશ્ચિમ યુરોપમાં ઠેકઠેકાણે મોટાં મોટાં દેવળો ઊભાં થયાં હતાં. પહેલાં યુરોપે કદી નહિ ભાળેલા એવા નવીન પ્રકારના સ્થાપત્યનો ઉદ્‌ભવ થાય છે. ચતુરાઈભરી હિકમતથી વજનદાર છાપરાંઓનો ભાર અને દબાણ મકાનની બહાર મોટા મોટા ટેકાઓ ઉપર ખેંચી લેવામાં આવતાં હતાં. આથી અંદરની બાજુ છાપરાનો એ બધો બોજો નાજુક થાંભલાઓને ઝીલતા જોઈને આપણે તાજુબ થઈએ છીએ. વળી એ દેવળોમાં અરબી સ્થાપત્ય ઉપરથી યોજેલી અણિયાળી કમાનો હોય છે. આખા મકાનને ઉપલે ભાગે ગગન-ચુંબી અણીદાર શિખર હોય છે. યુરોપમાં વિકસેલી સ્થાપત્યની આ શૈલી ગૉથિક શૈલી કહેવાય છે. એમાં અદ્‌ભુત સૌંદર્ય હતું અને તે દ્વારા ગગનગામી શ્રદ્ધા તથા આકાંક્ષા પ્રગટ થતાં હોય એમ લાગતું હતું. આ ગૉથિક રચનાનાં દેવળો સાચે જ શ્રદ્ધાના યુગનું વાસ્તવિક દર્શન કરાવે છે. જેમને પોતાના કામ ઉપર પ્રેમ હોય તથા મહાન કાર્યમાં જેઓ પરસ્પર સહકાર સાધી શકતા હોય એવા શિલ્પી કારીગરો જ આવી ઇમારતો ચણી શકે.

પશ્ચિમ યુરોપમાં થયેલો ગૉથિક સ્થાપત્યનો ઉદય એ એક આશ્ચર્યકારક ઘટના છે. અંધાધૂંધી, અરાજક, અજ્ઞાન અને અસહિષ્ણુતાના અંધેરમાંથી સ્વર્ગગામી પ્રાર્થના જેવી આ સૌંદર્યવાન વસ્તુ પેદા થઈ. ફ્રાંસ, ઉત્તર ઇટાલી, જર્મની તથા ઇંગ્લંડમાં લગભગ એક સાથે જ આવાં ગૉથિક શૈલીનાં દેવળો ઊભાં થયાં. એમનો આરંભ કેવી રીતે થયો તેની કોઈને પણ ચોક્કસ માહિતી નથી. તેમના શિલ્પીઓનાં નામની પણ કોઈને ખબર નથી. એ કૃતિઓ કોઈ એક જ શિલ્પીની નહિ પણ જનતાની સામુદાયિક કાર્યશક્તિ અને મતિ તથા પરિશ્રમ દર્શાવે છે. એ દેવળોની બારીના રંગીન કાચો એ તેમની બીજી નવીનતા હતી. એ બારીઓના કાચ ઉપર સુંદર રંગથી ચીતરેલાં મનોહર ચિત્રો

હતાં અને તેમાંથી આવતો પ્રકાશ એ દેવળોની રચનાથી જામતી ગાંભીર્ય અને ભવ્યતાની અસરને વધારે ઘેરી બનાવતો.

થોડા જ વખત ઉપર તારા ઉપરના મારા એક પત્રમાં મેં યુરોપની એશિયા સાથે તુલના કરી હતી. આપણે જોયું કે એ સમયે એશિયા યુરોપ કરતાં ઘણો વધારે સંસ્કારી તથા સુધરેલો હતો. આમ છતાં પણ હિંદમાં ત્યારે સર્જક કૃતિઓ નિર્માણ થતી નહોતી અને મેં કહ્યું હતું કે સર્જકશક્તિ એ ચેતનની નિશાની છે. અર્ધ-સુધરેલા યુરોપમાંથી ઉદ્દ્ભવેલું ગૉથિક સ્થાપત્ય, ત્યાં આગળ જીવનશક્તિ પૂરતા જોમથી ઊછળતી હતી એની આપણને પ્રતીતિ કરાવે છે. અંધાધૂંધી અને સુધારાની નીચલી કક્ષાની સ્થિતિમાંથી ઉદ્દ્ભવતી મુસ્કેલીઓ હોવા છતાં પણ આ જીવનપ્રવાહ ફૂટી નીકળીને પોતાના આવિષ્કાર માટેની પદ્ધતિ શોધી લે છે. ગૉથિક શૈલીની ઇમારતો આ નવજીવનના અનેક પ્રગટ સ્વરૂપોમાંનું એક છે. પાછળના સમયમાં એ જીવનશક્તિને ચિત્રકળા, સ્થાપત્ય અને સાહસપ્રિયતામાં પ્રગટ થતી આપણે જોઈશું.

આવાં કેટલાંક દેવળો તેં જોયાં છે. એ તને યાદ હશે કે કેમ તે વિષે મને શંકા છે. જર્મનીમાં તેં કોલોનનું સુંદર દેવળ જોયું હતું. ઇટાલીમાં મિલાન શહેરમાં ગૉથિક શૈલીનું એક અત્યંત સુંદર દેવળ છે. એવું જ એક દેવળ ફ્રાંસમાં ચાર્ત્રી નામના સ્થળે છે. પરંતુ એવાં દેવળો જ્યાં જ્યાં છે તે બધી જગ્યાઓનાં નામ હું ગણાવી ન શકું. જર્મની, ફ્રાંસ, ઇંગ્લંડ, અને ઉત્તર ઇટાલી એ બધા દેશોમાં આ દેવળો સર્વત્ર પથરાયેલાં છે. ખુદ રોમમાં ગૉથિક શૈલીની ધ્યાન ખેંચે એવી એકે ઇમારત નથી એ આશ્ચર્યકારક છે. અગિયારમી તથા બારમી સદીના બાંધકામના મહાન યુગ દરમ્યાન પૅરિસના નોત્રદામ નામના ભવ્ય દેવળ જેવાં તથા ઘણું કરીને વેનિસના સેન્ટ માર્ક નામના દેવળ જેવાં ગૉથિકથી ભિન્ન શૈલીનાં દેવળો પણ બંધાયાં હતાં. સેન્ટ માર્કનું દેવળ તેં જોયું છે. એ બાઇઝેન્ટાઇન શૈલીનો નમૂનો છે. તેમાં સુંદર રંગબેરંગી ચિત્રકામ પણ છે.

શ્રદ્ધાયુગનાં વળતાં પાણી થયાં અને સાથે સાથે દેવળો બાંધવાનું કાર્ય પણ મંદ પડ્યું. માણસોનું ચિત્ત હવે બીજી દિશાઓમાં — તેમના ધંધારોજગાર, વેપારઉદ્યોગો એટલે કે તેમના નાગરિક જીવન તરફ દોરાયું. દેવળોને બદલે હવે નગરોની ફરતે કોટ બંધાવા લાગ્યા. એથી કરીને પંદરમી સદીના આરંભથી માંડીને ઉત્તર તથા પશ્ચિમ યુરોપમાં

ઠેકઠેકાણે સુંદર ગીલ્ડ-હૉલો એટલે કે, નગરગૃહો અથવા તો મહાજન-ગૃહો આપણા જોવામાં આવે છે. લંડનમાં પાર્લમેન્ટનાં મકાનો ગૉથિક શૈલીનાં છે પરંતુ તે ક્યારે બાંધવામાં આવ્યાં હતાં એની મને ખબર નથી. મારા ધારવા પ્રમાણે મૂળ ગૉથિક મકાન બળી ગયું હતું અને તે પછી તેની જગ્યાએ ગૉથિક શૈલીનું બીજું મકાન બાંધવામાં આવ્યું હતું.

અગિયારમી તથા બારમી સદીઓમાં બંધાયેલાં ગૉથિક શૈલીનાં આ બધાં ભવ્ય દેવળો શહેરો કે કસબાઓમાં આવેલાં હતાં. જૂનાં શહેરો ફરી પાછાં સજીવન થતાં હતાં અને નવાં વિકસતાં જતાં હતાં. યુરોપભરમાં પરિવર્તન થઈ રહ્યું હતું અને સર્વત્ર નગરજીવનનો વિકાસ થવા લાગ્યો હતો. અલબત, પહેલાં રોમન સામ્રાજ્યના સમયમાં ભૂમધ્ય સમુદ્રના આખા કાંઠા ઉપર મોટાં મોટાં નગરો હતાં. પરંતુ રોમ અને ગ્રીક-રોમન સંસ્કૃતિના પતનની સાથે એ નગરો પણ જીર્ણ થઈ ગયાં. કૉન્સ્ટાન્ટિનોપલ અને આરબોના સ્પેન સિવાય આખા યુરોપમાં ભાગ્યે જ કોઈ મોટું શહેર હતું. એશિયા ખંડમાં હિંદુસ્તાન, ચીન અને આરબોના પ્રદેશમાં આ સમયે મોટાં મોટાં શહેરો આબાદ સ્થિતિમાં હતાં પરંતુ યુરોપમાં તે સમયે એવાં શહેરો નહોતાં. સંસ્કૃતિ સુધારો અને નગરો એ સહગામી હોય એમ જણાય છે. રોમન રાજ્ય-વ્યવસ્થા પડી ભાગ્યા પછી લાંબા વખત સુધી યુરોપમાં આમાંનું કશું નહોતું.

પરંતુ હવે ત્યાં ફરી પાછું નગરજીવન સજીવન થયું. ખાસ કરીને ઇટાલીમાં આ નગરો વિકસ્યાં. પવિત્ર સામ્રાજ્યના સમ્રાટના મનમાં એ નગરો શૂળની પેઠે સાલતાં હતાં; કેમકે એ બધાં પોતાના કેટલાક અધિકારો અને સ્વતંત્રતા ખૂંચવી લેવામાં આવે તે સહી લેવા તૈયાર નહોતાં. ઇટાલી તેમ જ બીજી જગ્યાઓનાં આ શહેરો વેપારી વર્ગ તથા બૂર્ઝવા એટલે કે ભદ્રલોકો અથવા મધ્યમ વર્ગનો ઉદય સૂચવે છે.

આડ્રિયાટિક સમુદ્ર ઉપર પ્રભુત્વ ભોગવતું વેનિસ શહેર સ્વતંત્ર પ્રજાસત્તાક થયું હતું. જેની વાંકીચૂકી નહેરોમાંથી સમુદ્રનું પાણી આવજા કરે છે તે વેનિસ શહેર આજે તો અતિશય રમણીય છે, પરંતુ એ વસ્યું તે પહેલાં એ સ્થાન અતિશય ભેજ અને ઝાંખરાવાળું હતું. હૂણોના સરદાર ઍટિલાએ તરવાર અને આગની સાથે એક્વીલિયામાં પ્રવેશ કર્યો ત્યારે કેટલાક લોકો વેનિસના આ ભેજવાળા સ્થાને નાસી

છૂટયા હતા. તેમણે પોતે ત્યાં આગળ વેનિસ શહેર બાંધ્યું અને પૂર્વ તથા પશ્ચિમ રોમન સામ્રાજ્યની મધ્યમાં વસેલા હોવાથી તેઓ પોતાની સ્વતંત્રતા જાળવી રાખવામાં ફાવી શક્યા. હિંદુસ્તાન તથા પૂર્વના દેશો સાથે વેનિસનો વેપારનો સંબંધ બંધાયો અને પરિણામે તેને અઢળક દોલત પ્રાપ્ત થઈ. વળી તેણે દરિયાઈ કાફલો પણ બાંધ્યો અને સમુદ્ર ઉપરની સત્તા પણ મેળવી. તે ધનિક વર્ગનું પ્રજાસત્તાક હતું. તેનો પ્રમુખ ડોજ કહેવાતો. ૧૭૯૭ની સાલમાં નેપોલિયને વિજેતા તરીકે વેનિસમાં પ્રવેશ કર્યો ત્યાં સુધી આ પ્રજાતંત્ર ટકયું હતું. એમ કહેવાય છે કે, તે જ દિવસે ડોજ મરણ પામ્યો. તે અતિશય વૃદ્ધ હતો અને વેનિસનો તે છેલ્લો ડોજ હતો.

ઇટાલીની બીજી બાજુએ જેનોઆ હતું. એ પણ દરિયો ખેડનારા લોકોનું મોટું વેપારી શહેર હતું અને વેનિસનું હરીફ હતું. એ બંનેની વચ્ચે વિદ્યાપીઠનું ધામ બોલોયાં શહેર તથા પીસા, વેરોના અને ફ્લોરેન્સ વગેરે નગરો હતાં. આ ફ્લોરેન્સ શહેરમાં આગળ ઉપર મોટા મોટા અનેક કળાકારો પેદા થવાના હતા અને પ્રખ્યાત મેડિચી કુળના અમલ દરમ્યાન તે જાહોજલાલીની પરાકાષ્ઠાએ પહોંચવાનું હતું. ઉત્તર ઇટાલીમાં મિલાન પણ ઉદ્યોગોનું મહત્ત્વનું મથક બન્યું હતું અને દક્ષિણમાં આવેલું નેપલ્સ પણ વધવા માંડયું હતું.

ફ્રાંસમાં હ્યુ કૅપેટે પોતાના પાટનગર બનાવેલા પૅરિસનો ફ્રાંસના વિકાસ સાથે વિકાસ થઈ રહ્યો હતો. પૅરિસ હમેશાં ફ્રાંસના જીવન-પ્રવાહનું કેન્દ્ર રહ્યું છે. બીજા દેશોનાં બીજાં પાટનગરો પણ થયાં છે પરંતુ છેલ્લાં હજાર વરસ દરમ્યાન પૅરિસે ફ્રાંસ ઉપર જેટલું પ્રભુત્વ ભોગવ્યું છે તેટલું પ્રભુત્વ એમાંના બીજા કોઈ પણ નગરે પોતાના દેશ ઉપર ભોગવ્યું નથી. લિયોન્સ, માર્સેઈ (એ શહેર ઘણું જ પુરાણું બંદર હતું), ઓર્લેઆં, બોર્દો અને બૂલોંય વગેરે શહેરો પણ ફ્રાંસનાં મહત્ત્વનાં નગરો બન્યાં.

ઇટાલીની પેઠે જર્મનીમાં પણ, ખાસ કરીને તેરમી અને ચૌદમી સદીઓમાં સ્વતંત્ર શહેરોનો વિકાસ એ ખાસ ધ્યાન ખેંચે એવી બીના છે. તેમની વસતી વધતી ગઈ અને તેમનું બળ અને સંપત્તિ પણ વધતાં ગયાં તેમ તેમ તે વધારે ને વધારે નિર્ભય થતાં ગયાં અને ત્યાંના ઉમરાવોની સાથે લડવા લાગ્યાં. સમ્રાટ કેટલીક વખત આ ઝઘડાઓમાં તેમને પક્ષે રહી તેમને ઉત્તેજન આપતો કેમકે મોટા મોટા ઉમરાવોને

તે જેર કરવા માગતો હતો. પોતાનો બચાવ કરવા માટે આ શહેરોએ મોટા મોટા વેપારી સંઘો તથા મંડળો બનાવ્યાં. કેટલીક વાર આ સંઘો અથવા મંડળો ઉમરાવોના એવા સંઘો સામે યુદ્ધમાં ઊતરતાં. હેમ્બર્ગ, બ્રેમન, કોલોન, ફ્રેંકફર્ટ, મ્યૂનિક, ડેન્ઝિગ, ન્યુરેમ્બર્ગ અને બ્રેસ્લો વગેરે જર્મનીનાં વિકસતાં શહેરો હતાં.

આજે હોલેન્ડ અને બેલ્જિયમનાં જુદાં જુદાં નામોથી ઓળખાતા નેધરલૅન્ડ્ઝમાં — આન્ટવર્પ, બ્રગેસ અને ઘેંટ વગેરે શહેરો હતાં. એ બધાં વેપારી શહેરો હતાં. અને તેમનો વેપારરોજગાર ઉત્તરોત્તર વધતો જ જતો હતો. ઇંગ્લંડમાં પણ અલબત લંડન શહેર હતું પરંતુ તે સમયે એ યુરોપ ખંડનાં બીજાં મહત્ત્વનાં શહેરોની સાથે કદ, સંપત્તિ કે વેપારરોજગારમાં સ્પર્ધા કરી શકે એમ નહોતું. ઑક્સફર્ડ તથા કેમ્બ્રિજની વિદ્યાપીઠોનું વિદ્યાનાં ધામો તરીકે મહત્ત્વ વધતું જતું હતું. પૂર્વ યુરોપમાં વિયેના શહેર હતું. એ યુરોપનાં સૌથી પુરાણાં શહેરોમાંનું એક હતું. અને રશિયામાં મોસ્કો, કીવ તથા નોવગોરોડ શહેરો હતાં.

આ નવાં શહેરો અથવા એમાંનાં ઘણાંખરાં પુરાણી શૈલીનાં સામ્રાજ્યનાં પાટનગરોથી ભિન્ન હતાં. યુરોપનાં આ ઊગતાં શહેરોનું મહત્ત્વ કોઈ સમ્રાટ કે રાજાને લીધે નહિ પણ વેપારરોજગાર ઉપર તેમણે મેળવેલા કાબૂને લીધે હતું. એથી કરીને તેમના બળનો આધાર અમીર-ઉમરાવો ઉપર નહિ પણ વેપારી વર્ગ ઉપર હતો. એ બધાં વેપારી શહેરો હતાં. એથી શહેરોનો ઉદય એટલે કે બૂર્ઝવા એટલે કે ભદ્રલોકનો અથવા તો મધ્યમ વર્ગનો ઉદય. આપણે આગળ ઉપર જોઈશું કે આ ભદ્રલોકોનું અથવા તો મધ્યમ વર્ગનું બળ ઉત્તરોત્તર વધતું જ ગયું. તે એટલે સુધી કે રાજા અને અમીરઉમરાવોનો તેમણે સફળતાપૂર્વક સામનો કર્યો અને તેમની પાસેથી સત્તા ખૂંચવી લીધી. પરંતુ એ તો જે સમયની આપણે વાત કરી રહ્યાં છીએ ત્યાર પછી ઘણે લાંબે કાળે બનવાનું હતું.

હું હમણાં જ કહી ગયો કે શહેરો અને સુધારો સહગામી છે. નગરોના વિકાસ સાથે વિદ્યાનો તેમ જ સ્વતંત્રતાની ભાવનાનો પણ વિકાસ થાય છે. ગ્રામવિસ્તારમાં વસતા લોકો વિખરાયેલા હોય છે અને ઘણુંખરું તેઓ વહેમી હોય છે. પંચ મહાભૂતોની દયા ઉપર જ તેઓ જીવતા જણાય છે. તેમને સખત મજૂરી કરવી પડે છે અને

નહિ જેવી જ નવરાશ મળે છે. વળી તેમના જમીનદારોની સામે થવાની તેમની હિંમત ચાલતી નથી. શહેરોમાં માણસો મોટી સંખ્યામાં સાથે રહે છે. ત્યાં આગળ તેમને વધારે સુધરેલું જીવન જીવવાની, ભણતરની, ચર્ચા તથા ટીકા કરવાની અને વિચાર કરવાની તક મળે છે.

આમ, ફ્યૂડલ ઉમરાવોની રાજકીય સત્તા તથા ચર્ચની આધ્યાત્મિક સત્તાની સામે થઈને પણ સ્વતંત્રતાની ભાવના વિકસે છે. શ્રદ્ધાનો યુગ આથમે છે અને સંશયના યુગનો આરંભ થાય છે. હવે પોપ તથા ચર્ચની આજ્ઞાનું હમેશાં અંધ પાલન નથી થતું. સમ્રાટ ફ્રેડરિક પોપ સાથે કેવી રીતે વર્ત્યો હતો તે આપણે જોઈ ગયાં છીએ. સામનો કરવાની આ ભાવનાનો વિકાસ થતો આપણે આગળ ઉપર જોઈશું.

બારમી સદી પછી ત્યાં આગળ વિદ્યાનો પણ ફરી વિકાસ થવા માંડ્યો. યુરોપના ભણેલાગણેલા લોકોની ભાષા લૅટિન હતી અને માણસો વિદ્યાની શોધમાં એક વિદ્યાપીઠથી બીજી વિદ્યાપીઠમાં જતા. ઇટાલીનો મહાકવિ દાન્તે ૧૨૬૫ની સાલમાં જન્મ્યો હતો. ઇટાલીનો બીજો મહાન કવિ પેટ્રાર્ક ૧૩૦૪ની સાલમાં જન્મ્યો હતો. એ પછી થોડા જ વખત બાદ ઇંગ્લંડના મહાન કવિઓમાંનો સૌથી પ્રાચીન, કવિ ચૉસર ઇંગ્લંડમાં થઈ ગયો.

પરંતુ વિદ્યાની પુનર્જાગ્રતિ કરતાં પણ વિશેષ આનંદની વાત તો એ છે કે, યુરોપમાં આ પછીનાં વરસોમાં જેનો સારી પેઠે વિકાસ થવાનો હતો તે વૈજ્ઞાનિક ભાવનાનો સ્વલ્પ આરંભ થઈ ચૂક્યો હતો. આરબ લોકોમાં આ ભાવના હતી અને કંઈક અંશે તેમણે તે ભાવનાને અનુસરીને કાર્ય કર્યું હતું, એમ મેં તને કહ્યું હતું એ તને યાદ હશે. આ રીતે બંધનમુક્ત ચિત્તથી અન્વેષણ કરવાની તથા પ્રયોગો કરવાની ભાવના મધ્યયુગ દરમ્યાન યુરોપમાં ટકવી મુસ્કેલ હતી. કેમકે ચર્ચ એ સહન કરે એમ નહોતું. પરંતુ ચર્ચની ઉપરવટ થઈને પણ એ ભાવના પ્રગટ થવા માંડે છે. રોજર બેકન, યુરોપમાં આ સમયે વૈજ્ઞાનિક ભાવના ધરાવનાર પહેલવહેલા પુરુષોમાંનો એક હતો. તે ઑક્સફર્ડમાં તેરમી સદીમાં થઈ ગયો.

## ૬૫

# હિન્દ ઉપર અફઘાનોની ચડાઈ

૨૩ જૂન, ૧૯૩૨

તારા પરના મારા ગઈ કાલના પત્રમાં ખલેલ પડી. હું લખવા બેઠો ત્યારે જેલ અને મારી આસપાસની અહીંની પરિસ્થિતિ હું ભૂલી ગયો અને વિચારની ગતિથી ફરી પાછો મધ્યયુગની દુનિયામાં પહોંચી ગયો. પરંતુ એથીયે ત્વરિત ગતિથી મને ફરીથી વર્તમાનમાં લાવવામાં આવ્યો અને હું જેલમાં છું એનું મને કંઈક દુઃખદ સ્મરણ કરાવવામાં આવ્યું. મને કહેવામાં આવ્યું કે, મમ્મી અને દાદીજીની* મુલાકાત એક માસ સુધી બંધ કરવાનો ઉપરથી હુકમ આવ્યો છે. એમ શાથી, તે મને કહેવામાં ન આવ્યું. કેદીઓને વળી શાને કહેવું? દશ દિવસથી તેઓ દેહરાદૂન આવ્યાં છે અને બીજી મુલાકાતના દિવસની રાહ જોતાં રોકાયાં છે. પરંતુ હવે તેમનું રોકાવું નિરર્થક છે અને તેમણે પાછા ફરવું રહ્યું. આપણા પ્રત્યે દર્શાવવામાં આવતો વિનય આવો હોય છે. ખેર, પણ આપણે એની પરવા ન કરવી જોઈએ. એ તો રોજની વાત છે અને આખરે તો જેલ તે જેલ અને આપણે એ હકીકત ભૂલવી ન જોઈએ.

આવા કડવા અનુભવ પછી વર્તમાનને છોડીને ફરી પાછા ભૂતકાળમાં જવાનું મારે માટે શક્ય નહોતું. પરંતુ રાતભરના આરામ પછી આજે હું કંઈક સ્વસ્થ થયો છું એટલે હું ફરી પાછી નવેસરથી શરૂઆત કરું છું.

હવે આપણે પાછાં હિંદ આવીશું. આ દેશથી આપણે ઘણો લાંબો સમય દૂર રહ્યાં. જ્યારે મધ્યયુગના અંધકારમાંથી બહાર નીકળવા માટે યુરોપ મથી રહ્યું હતું; જ્યારે ત્યાં પ્રવર્તતાં અંધેર, અવ્યવસ્થા અને કુશાસન તથા ફ્યૂડલ પ્રથાના બોજા નીચે ત્યાંની જનતા કચરાઈ રહી હતી; જ્યારે સમ્રાટ અને પોપ એકબીજા સાથે લડતા હતા અને યુરોપના જુદા જુદા દેશોનું ઘડતર થઈ રહ્યું હતું; જ્યારે ક્રૂઝેડોના

* ઇન્દિરાનાં દાદી સ્વરૂપરાણી નેહરુ

સમયમાં ઇસ્લામીઓ અને ખ્રિસ્તીઓ પ્રભુત્વ મેળવવા માટે લડી રહ્યા હતા ત્યારે અહીં આગળ શું બની રહ્યું હતું?

મધ્યયુગના આરંભના સમયના હિંદની તો આપણે આગળ ઝાંખી કરી ગયાં છીએ. હિંદના વાયવ્ય ખૂણામાં આવેલા ગઝનીમાંથી ઉત્તર હિંદનાં રસાળ મેદાનોમાં તૂટી પડતા તથા લૂંટફાટ અને સંહાર કરતા મહમૂદને પણ આપણે જોઈ ગયાં. મહમૂદની ચડાઈઓ જોકે અતિશય ભયંકર હતી, પણ તેની હિંદ ઉપર કશી ભારે કે કાયમી અસર ન થઈ. એ ચડાઈઓએ દેશને — ખાસ કરીને ઉત્તર હિંદને — હચમચાવી મૂક્યો અને સુંદર સુંદર અનેક સ્મારકો તથા ઇમારતોને તેણે નાશ કર્યો. પરંતુ ગઝનીના સામ્રાજ્યમાં તો માત્ર સિંધ અને પંજાબનો થોડો ભાગ જ રહ્યો. ઉત્તરના બાકીના પ્રદેશો તરત જ તેમાંથી મુક્ત થઈ ગયા અને દક્ષિણ હિંદ તથા બંગાળ તો તેનાથી અસ્પૃષ્ટ જ રહ્યાં હતાં. મહમૂદ પછી દોઢસો કે તેથી પણ વધારે વરસો સુધી ઇસ્લામ કે મુસલમાનોના આક્રમણે હિંદમાં ઝાઝી પ્રગતિ ન કરી.

બારમી સદીના અંતમાં, એટલે કે, ૧૧૮૬ની સાલના અરસામાં વાયવ્ય ખૂણામાંથી હિંદ ઉપર ચડાઈનું નવું મોજું આવ્યું. અફઘાનિસ્તાનમાં એક અફઘાન સરદાર જાગ્યો હતો. તેણે ગઝની જીતી લીધું અને તેના સામ્રાજ્યનો અંત આણ્યો. તેનું નામ શાહબુદ્દીન ઘોરી (અફઘાનિસ્તાનના ઘોર નામના એક નાનકડા કસબાનો રહેવાશી) હતું. તેણે આવીને લાહોર જીતી લીધું અને પછી દિલ્હી તરફ કૂચ કરી. પૃથ્વીરાજ ચોહાણ દિલ્હીનો રાજા હતો. તેની આગેવાની નીચે ઉત્તર હિંદના ઘણા રાજાઓ એ હુમલાખોરની સામે લડ્યા અને તેને સખત હાર આપી. પરંતુ એ હાર થોડા દિવસ માટે જ હતી. બીજે વરસે શાહબુદ્દીન મોટું સૈન્ય લઈને પાછો આવ્યો અને આ વખતે તેણે પૃથ્વીરાજને હરાવી મારી નાખ્યો.

પૃથ્વીરાજની યાદ આજે પણ શૂરવીર યોદ્ધા તરીકે કાયમ છે અને તેને વિષે ઘણી લોકકથાઓ અને લોકગીતો પ્રચલિત છે. એમાં કનોજના રાજા જયચંદ્રની પુત્રીનું તેણે હરણ કર્યું હતું તેની વાત સૌથી વધારે પ્રસિદ્ધ છે. પરંતુ સંયુક્તાનું હરણ પૃથ્વીરાજને બહુ ભારે પડી ગયું. એથી કરીને તેણે પોતાના સૌથી બહાદુર સાથીઓ જાનથી ખોયા અને એક બળવાન રાજાની દુશ્મનાવટ વહોરી લીધી. એ વસ્તુએ આંતરિક ઝઘડાઓ અને માંહોમાંહે ફાટફૂટનાં બીજ વાવ્યાં અને એ રીતે હુમલો કરનારનો વિજય સુગમ કરી મૂક્યો.

આમ, ૧૧૯૨ની સાલમાં શાહબુદ્દીને પહેલી મોટી જીત મેળવી અને તેને પરિણામે હિંદમાં મુસલમાની અમલની સ્થાપના થઈ. હુમલો કરનારાઓ ધીમે ધીમે દેશના પૂર્વ તથા દક્ષિણ ભાગમાં ફેલાયા. બીજાં દોઢસો વરસમાં એટલે કે ૧૩૪૦ની સાલ સુધીમાં દક્ષિણ હિંદના મોટા ભાગ ઉપર મુસલમાની અમલ ફેલાયો. એ પછી મુસલમાની સત્તા દક્ષિણમાંથી ક્ષીણ થવા લાગી. નવાં નવાં રાજ્યો ઊભાં થયાં — કેટલાંક મુસલમાની અને કેટલાંક હિંદુ. એમાં વિજયનગરનું હિંદુ સામ્રાજ્ય ખાસ કરીને મહત્ત્વનું હતું. બસો વરસ સુધી ઇસ્લામ કંઈક અંશે પાછો પડ્યો અને સોળમી સદીના મધ્યમાં મહાન અકબર ગાદીએ આવ્યો ત્યારે જ તે ફરીથી લગભગ આખા હિંદમાં વિસ્તરવા પામ્યો.

મુસ્લિમ હુમલાખોરોના આગમને હિંદમાં ઘણાં પરિણામો નિપજાવ્યાં. એ યાદ રાખજે કે આ હુમલાખોરો અફઘાન હતા, આરબ કે ઇરાની અથવા તો પશ્ચિમ એશિયાના અતિશય સંસ્કારી મુસલમાનો નહિ. સુધારાની દૃષ્ટિએ જોતાં હિંદીઓની સરખામણીમાં આ અફઘાનો પછાત હતા. પરંતુ તેઓ વધારે કૌવતવાળા અને તે સમયના હિંદુઓ કરતાં વધારે ચેતનવંતા હતા. એ સમયે હિંદ પુરાણી ગરેડમાં વધારે પડતું ખૂંચી ગયું હતું. તે અપરિવર્તનશીલ અને અપ્રગતિશીલ થતું જતું હતું. જૂના આચારવિચાર તથા રીતરસમોને તે વળગી રહ્યું અને તેમાં સુધારો કરવાનો કશો પ્રયાસ કર્યો નહિ. યુદ્ધની પદ્ધતિમાં પણ હિંદ પછાત હતું અને લડવાની કળામાં અફઘાનો તેના કરતાં વધારે સંગઠિત અને પાવરધા હતા. એથી કરીને તેનામાં હિંમત અને બલિદાન આપવાનું સામર્થ્ય હોવા છતાં પણ મુસ્લિમ હુમલાખોરો આગળ તે હારી ગયું.

આરંભમાં તો આ મુસલમાનો ભારે ઝનૂની અને ઘાતકી હતા. એ લોકો કઠણ જીવનના પ્રદેશમાંથી આવ્યા હતા. ત્યાં આગળ 'નરમાશ'ની ઝાઝી કદર નહોતી. વધારામાં તેઓ નવા જીતેલા મુલકમાં હતા અને ચોતરફ દુશ્મનોથી ઘેરાયેલા હતા. એ દુશ્મનો કોઈ પણ પળે બળવો કરે એવો સંભવ રહેતો. એ કાળે બળવાનો ભય હમેશાં મોજૂદ હોવો જોઈએ અને ભય ઘણી વાર ઘાતકીપણું અને ગભરાટની લાગણી પેદા કરે છે. એથી કરીને પ્રજાને ગરીબ ગાય જેવી બનાવી દેવા માટે ભારે કતલો કરવામાં આવતી. એમાં ધર્મને કારણે મુસલમાને હિંદુની કતલ કરવાનો સવાલ નહોતો. એ તો જીતાયેલી પ્રજાનો જુસ્સો દબાવી દેવાનો પરદેશી વિજેતાનો પ્રયાસ હતો. આવી ક્રૂરતાનાં કાર્યોનો ખુલાસો કરવા

માટે ઘણુંખરું ધર્મને સંડોવવામાં આવે છે. પરંતુ એ સાચું નથ કોઈ કોઈ વાર એવાં કૃત્યો માટે ધર્મનું ઓઠું આગળ કરવામાં આવ હતું એ ખરું, પરંતુ એનાં સાચાં કારણો તો રાજકીય અથવા સામાજિ હતાં. મુસ્લિમ ધર્મ અંગીકાર કર્યો તે પહેલાં ઘણા લાંબા કાળથી હિ ઉપર હુમલો કરતા આવેલા આ મધ્ય એશિયાના લોકો તેમના પોતા વતનમાં પણ ક્રૂર અને ઝનૂની હતા. નવો દેશ જીત્યા પછી તેને પોતા કાબૂ નીચે રાખવાને ત્રાસ વર્તાવવાનો એક જ ઉપાય તેઓ જાણતા હતા.

આપણે જોઈએ છીએ કે ધીમે ધીમે હિંદુસ્તાને આ ઝનૂ યોદ્ધાઓને ઠંડા પાડીને સભ્ય બનાવ્યા. ધીમે ધીમે તેમને પણ પો પરદેશી વિજેતા નહિ પણ હિંદીઓ છે એમ લાગવા માંડ્યું. આ દેશની સ્ત્રીઓ સાથે તેઓ લગ્ન કરતા થયા અને પરિણામે વિજેતા તથા જિતાયેલાનો ભેદ ધીમે ધીમે ઓછો થતો ગયો.

તને એ જાણીને ગમ્મત પડશે કે, ઉત્તર હિંદનો સૌથી મો સંહારક અને 'બુતપરસ્તો'ની સામે જે ઇસ્લામનો પુરસ્કર્તા લેખા હતો તે મહમૂદ ગઝની પાસે એક હિંદુ સૈન્ય પણ હતું અને તિલ નામનો તેનો સેનાપતિ હતો. તિલક તથા તેના સૈન્યને તે પોતાની સા ગઝની લઈ ગયો અને બળવાખોર મુસલમાનોને દબાવી દેવામાં મહ ગઝનીએ તેનો ઉપયોગ કર્યો હતો. આ ઉપરથી તને સમજાશે કે મુલ જીતવા એ જ મહમૂદનો હેતુ હતો. હિંદમાં, તેના મુસલમાન સૈનિકો મદદથી તે 'બુતપરસ્તો'ની કતલ કરવા તત્પર હતો; મધ્ય એશિયામ તેના હિંદુ સૈનિકોની સહાયથી મુસલમાનોની કતલ કરવાને પણ એટલો જ ઉત્સુક હતો.

ઇસ્લામે હિંદને હચમચાવી મૂક્યું. બિલકુલ અપ્રગતિશીલ થત જતા સમાજમાં તેણે પ્રગતિ માટે ચેતન અને પ્રેરણા દાખલ કય નિષ્પ્રાણ અને વિકૃત થઈ ગયેલી તથા પુનરુક્તિ અને વિગતોના ભારથ જડ થઈ ગયેલી હિંદુ કળાની ઉત્તરમાં ઉન્નતિ થવા લાગી. હવે નવી જાતની કળાનો ઉદય થયો. એ કળા ચેતન અને શક્તિથી ભરપૂ હતી. એને હિંદુ–મુસ્લિમ કળા કહી શકાય. હિંદના જૂના શિલ્પીઓએ મુસલમાનોના નવીન વિચારોમાંથી પ્રેરણા મેળવી. ઇસ્લામ તથા જીવ પ્રત્યેની તેની સરલ દૃષ્ટિની તે સમયના સ્થાપત્ય ઉપર અસર પ અને તેણે તેની રચનામાં સાદાઈ અને ભવ્યતા ફરી પાછાં દાખલ કર્યાં.

મુસલમાનોના હુમલાની પ્રથમ અસર એ થઈ કે તેને પરિણામે ઘણા લોકો દક્ષિણ તરફ ચાલ્યા ગયા. મહમૂદની ચડાઈઓ અને કતલો પછી ઉત્તર હિંદમાં ઇસ્લામને જંગલી ઘાતકીપણું અને સંહારની સાથે જોડી દેવામાં આવ્યો. એથી કરીને જ્યારે મુસલમાનોના નવા હુમલાઓ અટકાવી ન શકાયા એટલે કુશળ કારીગરો અને વિદ્વાનો ટોળાબંધ દક્ષિણ હિંદમાં ચાલ્યા ગયા. એને લીધે દક્ષિણમાં આર્ય સંસ્કૃતિને ભારે વેગ મળ્યો.

દક્ષિણ હિંદ વિષે થોડુંક તો હું તને ક્યારનો કહી ચૂક્યો છું. છઠ્ઠી સદીના અધવચથી માંડીને લગભગ બસો વરસ સુધી પશ્ચિમ અને મધ્ય હિંદમાં એટલે કે મહારાષ્ટ્રમાં ચાલુક્યોની સત્તાનું પ્રભુત્વ હતું એ મેં તને કહ્યું છે. તે વખતના રાજા બીજા પુલકેશીને હ્યુએનત્સાંગ મળ્યો હતો. એ પછી રાષ્ટ્રકૂટો આવ્યા. તેમણે ચાલુક્યોને હરાવ્યા અને બીજાં બસો વરસ એટલે કે આઠમી સદીથી માંડીને લગભગ દશમી સદીના અંત સુધી દક્ષિણ હિંદ ઉપર પ્રભુત્વ ભોગવ્યું. આ રાષ્ટ્રકૂટોને સિંધના આરબ રાજકર્તાઓ સાથે બહુ સારો સંબંધ હતો અને તેમના રાજ્યમાં ઘણા આરબ વેપારીઓ તથા મુસાફરો આવતા હતા. આવા એક પ્રવાસીએ પોતાના પ્રવાસનો હેવાલ લખ્યો હતો તે આપણી પાસે મોજૂદ છે. તે આપણને જણાવે છે કે તે સમયનો (નવમી સદીનો) રાષ્ટ્રકૂટોનો રાજા દુનિયાના ચાર સૌથી મહાન રાજાઓમાંનો એક હતો. તેના અભિપ્રાય મુજબ બીજા ત્રણ મહાન રાજાઓ આ હતા: બગદાદનો ખલીફ, ચીનનો સમ્રાટ અને રૂમનો એટલે કે કોન્સ્ટાન્ટિનોપલનો સમ્રાટ. આ હકીકત મજાની છે; કેમકે તે સમયે હિંદ વિષે એશિયામાં શો અભિપ્રાય પ્રચલિત હતો તેની એ માહિતી આપે છે. જ્યારે બગદાદ તેની કીર્તિની પરાકાષ્ઠાએ હતું તે સમયે એક આરબ પ્રવાસી રાષ્ટ્રકૂટોના રાજ્યને ખલીફના સામ્રાજ્ય સાથે સરખાવે એનો અર્થ એ કે મહારાષ્ટ્રનું રાજ્ય અત્યંત બળવાન અને સમર્થ હોવું જોઈએ.

દશમી સદીમાં (૯૭૩ની સાલમાં) રાષ્ટ્રકૂટોને બદલે ચાલુક્યોનો અમલ પાછો શરૂ થયો અને એ લોકો પણ બીજાં બસો વરસ સુધી (૧૧૯૦ની સાલ સુધી) સત્તા ઉપર રહ્યા. આમાંના એક ચાલુક્ય રાજાને વિષે એક લાંબું કાવ્ય લખાયું છે. તેમાં લખ્યું છે કે તેની પત્ની તેને સ્વયંવરથી વરી હતી. સ્વયંવરની આ પુરાણી આર્ય પ્રથા આટલા લાંબા સમય સુધી ટકી હતી એ જાણીને ખરેખર આનંદ થાય છે.

હિંદના છેક ઈશાન ખૂણામાં તામિલ દેશ આવેલો છે. અહીં ત્રીજી સદીથી માંડીને નવમી સદી સુધી એટલે કે લગભગ ૬૦૦ વરસ સુધી પલ્લવોએ રાજ્ય કર્યું અને છઠ્ઠી સદીના મધ્ય ભાગથી માંડીને લગભગ બસો વરસ સુધી દક્ષિણમાં તેમણે આધિપત્ય ભોગવ્યું હતું. તને યાદ હશે કે મલેશિયા અને પૂર્વ તરફના બીજા ટાપુઓમાં વસાહતીઓના કાફલાઓ મોકલનાર પલ્લવો હતા. પલ્લવ રાજ્યનું પાટનગર કાંચી અથવા કાંજીવરમ હતું. તે સમયે એ રમણીય શહેર હતું અને તેની સમજપૂર્વકની નગરરચના માટે આજે પણ તે વિખ્યાત છે.

દશમી સદીના આરંભમાં પલ્લવોને સ્થાને આક્રમણકારી ચોલ લોકો આવ્યા. મોટો નૌકાકાફલો બાંધીને સિલોન, બ્રહ્મદેશ તથા બંગાળ ઉપર ચડાઈ કરી વિજય મેળવનાર રાજારાજ અને રાજેન્દ્રના ચોલ સામ્રાજ્ય વિષે મેં તને કંઈક કહ્યું છે. આપણને મળતી એથીયે વિશેષ આનંદજનક માહિતી તો એ છે કે, ત્યાં ચૂંટણી દ્વારા ગ્રામપંચાયત રચવાની પ્રથા હતી. છેક નીચેથી આ પદ્ધતિની રચના કરવામાં આવી હતી. ગ્રામપંચાયતો ગામના જુદા જુદા કામ માટે જુદી જુદી સમિતિઓ નીમતી. તેમજ પરગણાંની પંચાયતની ચૂંટણી કરવા માટે પણ એક સમિતિ નીમતી. આ પરગણાંઓની પંચાયતો પ્રાંતની પંચાયત ચૂંટતી. આ પત્રોમાં મેં અનેક વાર આ ગ્રામપંચાયતની પ્રથા ઉપર ભાર મૂક્યો છે કેમકે તે પ્રાચીન આર્ય રાજકારણના પાયારૂપ હતી.

ઉત્તર હિંદમાં અફઘાનોના હુમલા થવા લાગ્યા તે સમયે દક્ષિણ હિંદમાં ચોલ લોકોનું પ્રભુત્વ હતું. પરંતુ થોડા જ વખતમાં તેમની પડતી શરૂ થઈ અને તેમના અંકુશ નીચેનું એક નાનું રાજ્ય સ્વતંત્ર થઈ ગયું તથા તેની સત્તા વધવા લાગી. આ પાંડ્ય રાજ્ય હતું. મદુરા તેની રાજધાની હતી અને કાયલ તેનું બંદર હતું. માર્કોપોલો નામના વેનિસના પ્રવાસીએ ૧૨૮૮ની સાલમાં તથા ૧૨૯૩ની સાલમાં એમ બે વખત કાયલ બંદરની મુલાકાત લીધી હતી. તેણે લખ્યું છે કે એ 'બહુ મોટું અને ભવ્ય શહેર છે' તથા ત્યાં આગળ વેપારરોજગાર ધીકતો ચાલે છે અને તેનું બારું ચીન તથા અરબસ્તાનના વહાણોથી ભરેલું છે. માર્કોપોલો પોતે પણ ચીનથી વહાણમાં જ ત્યાં આવ્યો હતો.

માર્કોપોલોએ એમ પણ લખ્યું છે કે, હિંદના પૂર્વ કિનારા ઉપર 'કરોળિયાની જાળના તંતુઓથી વણી હોય' એવી ઉત્તમ પ્રકારની મલમલ પેદા થતી હતી. માર્કોપોલો રુદ્રમણિ દેવી નામની એક રાણીનો પણ

ઉલ્લેખ કરે છે. તે તેલુગુ પ્રદેશ એટલે કે મદ્રાસની ઉત્તરના પૂર્વ કાંઠાના પ્રદેશની રાણી હતી. એણે ચાળીસ વરસ સુધી રાજ્ય કર્યું હતું. માર્કોપોલોએ એનાં ભારે વખાણ કર્યાં છે.

માર્કોપોલો આપણને બીજી એક મજાની માહિતી એ આપે છે કે અરબસ્તાન તથા ઈરાનમાંથી દરિયામાર્ગે દક્ષિણ હિંદમાં સંખ્યાબંધ ઘોડાઓની આયાત કરવામાં આવતી હતી. ઘોડાના ઉછેર માટે દક્ષિણની આબોહવા અનુકૂળ નહોતી. એમ કહેવામાં આવે છે કે હિંદ ઉપર હુમલો કરનારા મુસલમાનો સારા લડવૈયા હતા તેનું એક કારણ એ છે કે તેમની પાસે વધારે સારી જાતના ઘોડાઓ હતા. ઘોડાના ઉછેર માટેના એશિયાના ઉત્તમ પ્રદેશો તેમના કબજામાં હતા.

આમ, ચોલ લોકોની પડતી પછી તેરમી સદીમાં પાંડ્ય રાજ્ય એ આગળ પડતું તામિલ રાજ્ય હતું. ચૌદમી સદીના આરંભમાં (૧૩૧૦ની સાલમાં) મુસલમાની હુમલાનું શિરોબિંદુ દક્ષિણમાં પહોંચ્યું. એ શિરોબિંદુ પાંડ્ય રાજ્ય સુધી પહોંચ્યું અને પરિણામે તે ઝપાટાબંધ પડી ભાંગ્યું.

આ પત્રમાં મેં દક્ષિણ હિંદના ઇતિહાસનું પણ અવલોકન કર્યું. સંભવ છે કે આગળ ઉપર એ વિષે મેં જે કહેલું તેની પુનરુક્તિ પણ કરી હોય. પરંતુ આ વિષય કંઈક ગૂંચવણભર્યો છે અને લોકો પલ્લવ, ચાલુક્ય તથા ચોલ વગેરે જુદી જુદી પ્રજાઓની બાબતમાં ભ્રમણામાં પડીને એકને બીજી માની બેસે છે. છતાંયે એ વિષયને તું સમગ્ર રીતે નિહાળશે તો એનું આખું ચોકઠું તારા મનમાં બરાબર બેસાડી શકશે. તને યાદ હશે કે અશોકે છેક દક્ષિણના નાના ટુકડા સિવાય સમસ્ત હિંદુસ્તાન, અફઘાનિસ્તાન અને મધ્ય એશિયાના થોડા ભાગ ઉપર રાજ્ય કર્યું હતું. એના પછી દક્ષિણમાં આંધ્ર સત્તાનો ઉદય થયો. તેની સત્તા છેક દક્ષિણ સુધી ફેલાઈ હતી. એની હકૂમત લગભગ ૪૦૦ વરસ સુધી ચાલી. એ સમય દરમ્યાન ઉત્તરમાં કુશાનોનું સરહદી સામ્રાજ્ય હતું. તેલુગુ આંધ્ર લોકોની પડતી થઈ તે પછી પૂર્વ કિનારે અને દક્ષિણમાં તામિલ પલ્લવોની સત્તાનો ઉદય થયો. તેમની હકૂમત ઘણા લાંબા સમય સુધી ચાલી. મલેશિયામાં તેમણે વસાહતો સ્થાપી. ૬૦૦ વરસના તેમના અમલ પછી તેમને સ્થાને ચોલ લોકો આવ્યા. તેમણે દૂરદૂરના દેશો જીત્યા અને પોતાના નૌકાસૈન્યથી સમુદ્ર ઉપર પ્રભુત્વ મેળવ્યું. ૩૦૦ વરસ પછી તેમની સત્તાનો પણ અંત આવે છે અને પાંડ્ય રાજ્ય આગળ આવે છે. તેનું પાટનગર મદુરા

સંસ્કૃતિનું કેન્દ્ર બને છે અને કાયલ બંદર વેપારરોજગારનું મોટું મથક બને છે. દૂરદૂરના દેશો સાથે તેને વ્યવહાર હતો.

આટલું દક્ષિણ તથા પૂર્વ કિનારા વિષે. પશ્ચિમ તરફ મહારાષ્ટ્રમાં ચાલુક્યોની સત્તા હતી, ત્યાર પછી રાષ્ટ્રકૂટોની થઈ અને છેવટે ફરીથી ચાલુક્યો આવ્યા.

પણ આ બધાં તો કેવળ નામો જ છે. પરંતુ એ રાજ્યો કેટલા બધા લાંબા કાળ સુધી ટક્યાં તથા તેમના અમલ દરમ્યાન કેવી ઉન્નત સંસ્કૃતિ ખીલી તે વિષે વિચાર કરી જો. તેમનામાં કંઈક આંતરિક શક્તિ હતી જેને લીધે યુરોપનાં રાજ્યોની સરખામણીમાં તેમને વધારે શાંતિ અને સ્થિરતા પ્રાપ્ત થઈ. પરંતુ તેની સમાજરચના હવે જરી-પુરાણી થઈ ગઈ હતી અને તેની સ્થિરતા જતી રહી હતી. તથા થોડા જ વખતમાં એટલે કે ચૌદમી સદીના આરંભમાં મુસ્લિમ સૈન્યનું આગમન થતાં તે ઊથલી પડવાની હતી.

## ૬૬

# દિલ્હીના ગુલામ બાદશાહો

૨૪ જૂન, ૧૯૩૨

ગઝનીના સુલતાન મહમૂદ વિષે તેમજ તેની વિનંતિથી ફારસી ભાષામાં 'શાહનામા' નામનું મહાકાવ્ય લખનાર કવિ ફિરદોશી વિષે હું તને કહી ગયો છું. પરંતુ મહમૂદના સમયના બીજા એક વિખ્યાત પુરુષ વિષે મેં તને હજી કશું કહ્યું નથી. તે મહમૂદની સાથે પંજાબમાં આવ્યો હતો. એનું નામ અલબેરૂની હતું. તે ભારે વિદ્વાન હતો અને તે સમયના ધર્માંધ અને ઝનૂની સૈનિકોથી સાવ જુદી પ્રકૃતિનો હતો. તેણે આખા હિંદમાં પ્રવાસ કરીને આ નવા દેશ તથા તેના લોકોને સમજવા પ્રયત્ન કર્યો. હિંદની દૃષ્ટિ સમજવાને તે એટલો બધો આતુર હતો કે એટલા સારુ તે સંસ્કૃત ભાષા શીખ્યો અને હિંદુઓના મહત્ત્વના ગ્રંથોનો તેણે અભ્યાસ કર્યો. વળી તેણે હિંદના તત્ત્વજ્ઞાનનો તથા અહીં આગળ શીખવાતાં વિજ્ઞાન તેમ જ કળાઓનો અભ્યાસ પણ કર્યો. ભગવદ્‌ગીતા તો તેનો અત્યંત પ્રિય ગ્રંથ થઈ પડ્યો. તે દક્ષિણના ચોલ રાજ્યમાં પણ ગયો હતો અને ત્યાં આગળની નહેરો વગેરેની જલસિંચાઈની વિશાળ યોજનાઓ જોઈ ને તાજુબ થઈ ગયો. હિંદના તેના પ્રવાસનો હેવાલ એ પ્રાચીન સમયના આજે મળી આવતા મહત્ત્વના પ્રવાસગ્રંથોમાંનો એક છે. વિનાશ, કાપાકાપી અને અસહિષ્ણુતાના અંધેરમાંથી આ અભ્યાસી, નિરીક્ષક અને સત્ય શામાં સમાયેલું છે તે શોધવા મથતો વિદ્વાન જુદો જ તરી આવે છે.

પૃથ્વીરાજને હરાવનાર અફઘાન શાહબુદ્દીન પછી દિલ્હીની ગાદી ઉપર એક પછી એક જે રાજાઓ આવ્યા તે ગુલામ રાજાઓને નામે ઓળખાય છે. તેમાંનો પહેલો રાજા કુતબુદ્દીન હતો. પહેલાં તે શાહબુદ્દીનનો ગુલામ હતો; પરંતુ ગુલામો પણ ઊંચે દરજ્જે ચડી શકતા હતા અને દિલ્હીનો પહેલો સુલતાન બનવાની કોશિશમાં તે સફળ' થયો. એની પછી આવનારા કેટલાક સુલતાનો પણ મૂળ ગુલામો હતા

તે ઉપરથી એ સુલતાનોનો વંશ ગુલામ વંશ કહેવાય છે. તેઓ સારી પેઠે ઝનૂની હતા અને વિજય મેળવવાની સાથે સાથે મોટી મોટી ઇમારતો તથા પુસ્તકાલયોનો તેમણે નાશ કર્યો તથા પ્રજામાં ભારે ત્રાસ વર્તાવ્યો. તેમને ઇમારતો બાંધવાનો પણ શોખ હતો અને ઇમારતોમાં બીજી કોઈ વસ્તુ કરતાં તેમનું મોટું કદ તેમને વધારે પસંદ હતું. દિલ્હી પાસે આવેલો ભવ્ય કુતુબમિનાર કુતબુદ્દીને બાંધવો શરૂ કર્યો હતો. એ મિનારાનો તને સારો પરિચય છે. કુતબુદ્દીનના વારસ અલ્તમશે એ મિનારાનું બાંધકામ પૂરું કર્યું અને તેની પાસે સુંદર કમાનો બંધાવી. એ કમાનો આજે પણ મોજૂદ છે. આ બાંધકામોનો ઘણોખરો સરસામાન હિંદની પ્રાચીન ઇમારતો, ખાસ કરીને મંદિરોમાંથી લેવામાં આવ્યો હતો. અલબત બાંધનાર મોટા મોટા શિલ્પીઓ તો બધા હિંદીઓ જ હતા, પરંતુ મેં આગળ કહ્યું છે તેમ મુસલમાનોની સાથે આવેલા નવા વિચારોની તેમના ઉપર સારી પેઠે અસર થઈ હતી.

મહમૂદ ગઝનીથી માંડીને હિંદ ઉપર ચડાઈ કરનારા બધા હુમલાખોરો તેમની સાથે સંખ્યાબંધ હિંદી કારીગરો અને શિલ્પીઓ લઈ ગયા હતા. આ રીતે હિંદી સ્થાપત્યની અસર મધ્ય એશિયા સુધી ફેલાઈ હતી.

બિહાર અને બંગાળ અફઘાનોએ સહેલાઈથી જીતી લીધાં. તેઓ ભારે સાહસિક હતા અને અચાનક છાપો મારીને તેમની સામે પોતાના બચાવ માટે લડતા રાજાઓને ગભરાવી મૂકતા હતા. આવાં સાહસ ખેડનારાઓને જ મોટે ભાગે સફળતા મળે છે. બંગાળની જીત એ કોર્ટેસ તથા પિઝેરોની અમેરિકાની જીત જેટલી જ આશ્ચર્યકારક છે.

અલ્તમશના અમલ દરમ્યાન એટલે કે, ૧૨૧૧થી ૧૨૩૬ની સાલના અરસામાં હિંદુસ્તાનની સરહદ ઉપર એક ભયંકર વાદળું ઝઝૂમી રહ્યું હતું. એ ચંગીઝની સરદારી નીચેનું મોગલોનું દળ હતું. પોતાના એક દુશ્મનની પૂંઠ પકડતો પકડતો તે છેક સિંધુ નદી સુધી આવી પહોંચ્યો હતો, પરંતુ ત્યાં જ તે અટકી ગયો અને હિંદુસ્તાન તેના પંજામાંથી બચી ગયું. લગભગ ૨૦૦ વરસ પછી એના જ વંશનો તૈમુર નામનો સરદાર ભારે કતલ તથા સંહાર કરવાને હિંદ ઉપર ચડી આવ્યો હતો. જો કે ચંગીઝ હિંદમાં ન આવ્યો પરંતુ એ પછી ઘણા મંગોલો વારંવાર હિંદ ઉપર હુમલો કરવા લાગ્યા. કેટલીક વાર તો તેઓ છેક લાહોર સુધી આવી પહોંચતા. તેઓ અહીં કેર વર્તાવી મૂકતા

અને દિલ્હીના સુલતાનો પણ તેમનાથી ડરતા. તેઓ ઘણી વાર તો એ હુમલાખોર મંગોલોને લાંચ આપીને પાછા વાળતા. તેમનામાંના હજારો મંગોલોએ તો પંજાબમાં જ વસવાટ કર્યો.

આ ગુલામ સુલતાનોમાં રઝિયા નામની એક સ્ત્રી પણ ગાદી ઉપર આવી હતી. તે અલ્તમશની પુત્રી હતી. તે બહુ કાબેલ રાજકર્તા અને બહાદુર સૈનિક હોય એમ લાગે છે; પરંતુ તેને તેના ઝનૂની અફઘાન ઉમરાવો તથા પંજાબ ઉપર હુમલો કરનારા તેમનાથી પણ વિશેષ ઝનૂની મંગોલો તરફથી ખૂબ વેઠવું પડ્યું.

૧૨૯૦ની સાલમાં ગુલામ વંશનો અંત આવ્યો. એ પછી થોડા જ વખતમાં અલાઉદ્દીન ખિલજી ગાદી ઉપર આવ્યો. પોતાનો કાકો, જે તેનો સસરો પણ હતો, તેના ખૂનની હળવી રીત અજમાવીને તેણે ગાદી મેળવી હતી. આગળ ઉપર આ હળવો ઉપાય વિશેષ પ્રમાણમાં અજમાવીને, જે મુસલમાન ઉમરાવો ઉપર તેને બેવફાઈનો શક ગયો તે બધાને તેણે મારી નાખ્યા. મંગોલ લોકો કદાચ તેની સામે કાવતરું કરે એવો તેને ડર લાગવાથી તેણે પોતાના મુલકમાં વસતા એકેએક મંગોલની કતલ કરવાનો હુકમ કર્યો અને જણાવ્યું કે 'એ ઓલાદના એક પણ માણસને પૃથ્વીના પડ ઉપર જીવતો રહેવા ન દેવો'. આ રીતે તેણે વીસથી ત્રીસ હજાર મંગોલોની કતલ કરાવી, જેમાંના ઘણાખરા સાવ નિર્દોષ હતા.

મને લાગે છે કે, કતલોનો આ ફરી ફરીને થતો ઉલ્લેખ બહુ આનંદજનક તો નથી જ. વળી ઇતિહાસની વ્યાપક દૃષ્ટિથી જોતાં એનું ઝાઝું મહત્ત્વ પણ નથી. એમ છતાં પણ તે સમયે ઉત્તર હિંદની પરિસ્થિતિ સલામતીભરી નહોતી તેમજ ત્યાં આગળ સભ્યતાનો પણ અભાવ હતો એ સમજવામાં આપણને આ હકીકતો મદદગાર થઈ પડે છે. થોડેઘણે અંશે ત્યાં આગળ બર્બર દશા તરફ પીછેહઠ કરવાની સ્થિતિ હતી. ઇસ્લામે હિંદમાં પ્રગતિનું તત્ત્વ આણ્યું પરંતુ અફઘાન મુસલમાનોએ બર્બર અવસ્થાનું તત્ત્વ આણ્યું. ઘણા લોકો આ બંને વસ્તુઓને ભેળવી દે છે પરંતુ એ બંનેનો ભેદ સમજવો જોઈએ.

અલાઉદ્દીન પણ બીજાઓના જેવો જ અસહિષ્ણુ હતો. પરંતુ એમ જણાય છે કે મધ્ય એશિયાવાસી આ હિંદના રાજકર્તાઓનું માનસ હવે બદલાવા લાગ્યું હતું. હવે તેઓ હિંદને પોતાનું વતન સમજવ

લાગ્યા હતા. હવે તેઓ અહીં પરદેશી રહ્યા નહોતા. અલાઉદ્દીન એક હિંદુ સ્ત્રીને પરણ્યો હતો અને તેનો પુત્ર પણ હિંદુ સ્ત્રીને પરણ્યો હતો.

અલાઉદ્દીનના અમલ દરમ્યાન રાજ્યવહીવટ કંઈક વ્યવસ્થિત અને પદ્ધતિસરનો કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો હોય એમ લાગે છે. સૈન્યની હિલચાલ માટે રસ્તા વગેરે અવરજવરનાં સાધનો ખાસ કરીને વ્યવસ્થિત રાખવામાં આવતાં હતાં. અલાઉદ્દીન લશ્કર ઉપર ખાસ લક્ષ આપતો હતો. તેણે તેને ખૂબ બળવાન બનાવ્યું હતું અને તેની મદદથી ગુજરાત તથા દક્ષિણનો ઘણો પ્રદેશ તેણે જીતી લીધો. તેનો સેનાપતિ દક્ષિણમાંથી અઢળક દોલત લઈને પાછો ફર્યો. એમ કહેવાય છે કે તે ૫૦,૦૦૦ મણ સોનું, હીરામાણેક વગેરે પુષ્કળ ઝવેરાત, ૨૦,૦૦૦ ઘોડા અને ૩૧૨ હાથી લાવ્યો હતો.

વીરતા અને શૌર્યના ધામરૂપ તથા ધૈર્યથી ઊભરાતું ચિતોડ તે સમયે પણ જુનવાણી રહ્યું હતું અને યુદ્ધની જરીપુરાણી નીતિ-રીતિઓને વળગી રહ્યું હતું એટલે અલાઉદ્દીનના શિસ્તબદ્ધ અને કુશળ લશ્કરે તેને પરાસ્ત કર્યું. ૧૩૦૩ની સાલમાં ચિતોડને લૂંટી લેવામાં આવ્યું. ચિતોડના કિલ્લાનાં પુરુષ તથા સ્ત્રીઓએ પ્રાચીન પ્રથાને અનુસરીને જૌહર કર્યા પછી જ તે લૂંટી શકાયું. હારી જવાની પરિસ્થિતિ ઉત્પન્ન થાય અને જીતવાનો કોઈ પણ ઉપાય ન રહે ત્યારે અણીને પ્રસંગે છેવટના ઉપાય તરીકે જૌહર કરવામાં આવે છે. તે અનુસાર, પુરુષવર્ગ મરણિયો થઈને કેસરિયાં કરવા નીકળી પડે છે અને શત્રુઓ સામે ઝૂઝતો ઝૂઝતો રણક્ષેત્રમાં મરે છે અને સ્ત્રીઓ ચીતા ખડકીને બળી મરે છે. ખાસ કરીને સ્ત્રીઓને માટે તો આ વસ્તુ અતિશય કારમી હતી. સ્ત્રીઓ પણ હાથમાં તરવાર લઈ નીકળી પડીને લડતી લડતી રણક્ષેત્ર ઉપર મરતી હોત તો વધારે સારું. એ ગમે તેમ હો, પણ કોઈ પણ સંજોગોમાં ગુલામી અને અધોગતિ વહોરવા કરતાં મરણ બહેતર હતું. કેમકે તે સમયે તો લડાઈમાં હારી જવું એટલે ગુલામી અને અધોગતિ વહોરવાં.

દરમ્યાન હિંદના લોકો એટલે કે હિંદુઓ ધીમે ધીમે મુસલમાન થતા જતા હતા. પરંતુ આ ક્રિયા ધીમી હતી. કેટલાક લોકોએ ઇસ્લામથી આકર્ષાઈને પોતાનો ધર્મ બદલ્યો, કેટલાકોએ બીકના માર્યા તેમ કર્યું, અને કેટલાકે વિજયને પક્ષે રહેવાની સ્વાભાવિક ભાવનાથી પ્રેરાઈને ધર્મ બદલ્યો. પણ ધર્મપલટાનું પ્રધાન કારણ તો

આર્થિક હતું. મુસલમાન સિવાયના લોકોને માથાદીઠ એક ખાસ પ્રકારનો કર — જજિયા વેરો — આપવો પડતો. ગરીબો માટે આ ભારે બોજારૂપ હતો. ઘણાઓએ તો કેવળ એ વેરામાંથી ઊગરવા માટે ધર્મ બદલ્યો હોવાનો સંભવ છે. ઉચ્ચ વર્ગના લોકોમાં રાજદરબારની કૃપાદૃષ્ટિ તથા મોટા હોદ્દા મેળવવાના મનોરથો એ ધર્મપલટાનો પ્રધાન હેતુ હતો. દક્ષિણના મુલકો જીતનાર અલાઉદ્દીનનો મહાન સેનાપતિ મલેક કાફૂર હિંદુમાંથી મુસલમાન થયો હતો.

દિલ્હીના બીજા એક સુલતાન વિષે પણ મારે તને કહેવું જોઈએ. તે એક અસામાન્ય પુરુષ હતો. તેનું નામ મહંમદ-બિન-તઘલખ હતું. તે ભારે વિદ્વાન હતો અને ફારસી તથા અરબી ભાષામાં પારંગત હતો. તેણે તત્ત્વજ્ઞાન તથા પ્રમાણશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો એટલું જ નહિ પણ ગ્રીક ફિલસૂફીનો પણ અભ્યાસ કર્યો હતો. ગણિત, વિજ્ઞાન તથા વૈદકનું પણ તેને થોડું જ્ઞાન હતું. તે બહાદુર હતો અને તેના જમાના માટે તો તે અઠંગ વિદ્વાન અને ચમત્કૃતિ સમાન હતો. આમ છતાંયે એ અઠંગ વિદ્વાન નિર્દયતાના અવતાર સમો હતો; અને સાવ ગાંડો હોય એમ જણાય છે! પોતાના બાપને મારીને તે ગાદીએ આવ્યો. ઈરાન તથા ચીન જીતવાના વિચિત્ર પ્રકારના ખ્યાલો એના મગજમાં હતા. સ્વાભાવિક રીતે જ એમાં એ સાવ નિષ્ફળ નીવડ્યો. પરંતુ પોતાની રાજધાની દિલ્હીનો નાશ કરવાનો એનો નિર્ણય એ એનું સૌથી જાણીતું પરાક્રમ છે. એનું કારણ એ હતું કે શહેરના કેટલાક લોકોએ નનામી જાહેરાતોથી એની રાજનીતિની ટીકા કરવાની ધૃષ્ટતા કરી હતી. રાજધાની દિલ્હીથી દક્ષિણમાં હાલના નિઝામના રાજ્યની સરહદમાં આવેલા દેવગીરીમાં બદલવાનો તેણે હુકમ કર્યો. તેણે એને દોલતાબાદ નામ આપ્યું. ઘરમાલિકોને થોડુંક વળતર આપવામાં આવ્યું અને પછી એકપણ અપવાદ વિના દરેક નગરવાસીને ત્રણ દિવસની અંદર દિલ્હી છોડવાનો હુકમ કરવામાં આવ્યો.

ઘણાખરા લોકોએ શહેર છોડ્યું. થોડાઘણા ત્યાં છુપાઈ રહ્યા. પરંતુ એવાઓ પકડાતાં તેમને ક્રૂર શિક્ષા કરવામાં આવી. આવી રીતે એક આંધળા અને એક લકવાથી પીડાતા માણસને પણ શિક્ષા કરવામાં આવી હતી. દિલ્હીથી દોલતાબાદનો રસ્તો ૪૦ દિવસનો હતો. આ પ્રવાસ દરમ્યાન લોકોના કેવા ભયંકર હાલ થયા હશે એની આપણે કલ્પના કરી શકીએ છીએ. કેટલાક તો રસ્તે જ મરણને શરણ થયા હશે.

અને દિલ્હી શહેરનું શું થયું? એ વરસ પછી મહંમદ બિન તઘલખે તેને ફરીથી વસાવવાનો પ્રયાસ કર્યો. પરંતુ એમાં તે સફળ થયો નહિ. એક નજરે જોનાર વર્ણવે છે કે, પહેલાં તેણે તેને 'રણ સમું તદ્દન વેરાન' કરી મૂક્યું હતું. પરંતુ વેરાન રણમાંથી બગીચો બનાવવો એ કંઈ સહેલ વાત નથી. ઇબ્નબતૂતા નામનો આફ્રિકાનો મૂર પ્રવાસી સુલતાનની સાથે હતો અને તેની સાથે દિલ્હી પાછો ફર્યો હતો. તે જણાવે છે કે, 'દિલ્હી એ દુનિયાનાં સૌથી મોટાં શહેરોમાંનું એક છે. અમે પાટનગરમાં દાખલ થયા ત્યારે અમે એનું બ્યાન કરી ગયા છીએ તેવી તેની સ્થિતિ હતી. એ તદ્દન ખાલી અને ઉજ્જડ હતું તથા તેમાં બહુ જ ઓછી વસતી હતી.' બીજો એક માણસ એ શહેરને આઠથી દશ માઈલના વિસ્તારમાં ફેલાયેલું વર્ણવે છે: એ બધાનો નાશ થઈ ગયો હતો. આ વિનાશ એટલો સંપૂર્ણ હતો કે, શહેરનાં મકાનોમાં, તેના મહેલોમાં કે પરાંઓમાં એક કૂતરું કે બિલાડું સરખું પણ રહ્યું નહોતું.

આ ગાંડા માણસે ૨૫ વરસ એટલે કે છેક ૧૩૫૧ની સાલ સુધી સુલતાન તરીકે રાજ્ય કર્યું. જનતા પોતાના શાસકોની બદમાશી, ઘાતકીપણું અને અણઘડપણું કેટલી હદ સુધી સાંખી રહે છે એ તાજુબ થવા જેવી વાત છે. પણ, તેની પ્રજાની મનોદશા આટલી બધી પરવશ થઈ ગયેલી હોવા છતાંયે મહંમદ બિન તઘલખ પોતાનું સામ્રાજ્ય તોડી નાખવામાં સફળ થયો. તેની બેવકૂફીભરેલી યોજનાઓ તથા ભારે કરોને લીધે દેશ પાયમાલ થઈ ગયો હતો. દેશમાં દુકાળો પડ્યા અને અધૂરામાં પૂરું આખરે બળવા પણ થવા લાગ્યા. ૧૩૪૦ની સાલ પછી એની હયાતી દરમ્યાન પણ સામ્રાજ્યના મોટા મોટા પ્રદેશો સ્વતંત્ર થઈ ગયા હતા. બંગાળ સ્વતંત્ર થઈ ગયું. દક્ષિણમાં ઘણાં નવાં રાજ્યો ઊભાં થયાં. એમાં વિજયનગરનું હિંદુ રાજ્ય મુખ્ય હતું. ૧૩૩૬ની સાલમાં એ સ્થપાયું અને દશ વરસની અંદર તો તેણે દક્ષિણમાં ભારે સત્તા જમાવી.

દિલ્હીની પાસે તઘલકાબાદના અવશેષો આજે પણ આપણા જોવામાં આવે છે. એ શહેર મહંમદના પિતાએ બાંધ્યું હતું.

# ૬૭

# ચંગીઝખાં એશિયા તથા યુરોપને ધ્રુજાવે છે

૨૫ જૂન, ૧૯૩૨

હમણાંના મારા ઘણા પત્રોમાં મેં મંગોલ લોકોનો ઉલ્લેખ કર્યો છે તથા તેમણે વર્તાવેલા કેર તથા કરેલા સંહારનો નિર્દેશ પણ કર્યો છે. ચીનમાં મંગોલોના આગમન પછીથી સુંગ વંશનું આપણું ધ્યાન અટક્યું હતું. પશ્ચિમ એશિયામાં હવે તેઓ આપણને ફરીથી દેખા દે છે અને ત્યાં આગળ જૂની વ્યવસ્થાનો અંત આણે છે. હિંદમાં ગુલામ સુલતાનો તેમના ત્રાસમાંથી ઊગરી ગયા. એ ખરું, પરંતુ એમ છતાંયે તેમણે અહીં ઠીક ઠીક ખળભળાટ મચાવી મૂક્યો. મંગોલિયાના આ ગોપ લોકોએ જાણે આખાયે એશિયાની અવનતિ કરી હોય એમ જણાય છે. અને માત્ર એશિયાની જ નહિ પણ અર્ધા યુરોપની પણ તેમણે એ જ સ્થિતિ કરી મૂકી. અકસ્માત ફૂટી નીકળીને સારી દુનિયાને સ્તબ્ધ કરી નાખનાર આ અદ્ભુત લોકો કોણ હતા? સીથિયન, હૂણ, તાર્તાર વગેરે મધ્ય એશિયાની પ્રજાઓ ઇતિહાસમાં મહત્ત્વનો ભાગ ભજવી ચૂકી હતી. એમાંની કેટલીક પ્રજાઓ — પશ્ચિમ એશિયામાં તુર્ક લોકો અને ઉત્તર ચીન તથા બીજે કેટલેક ઠેકાણે તાર્તારો — હજી પણ ઇતિહાસમાં મહત્ત્વનો ભાગ ભજવી રહી હતી. પરંતુ મંગોલ પ્રજાએ હજી સુધી કશું નોંધવા લાયક કાર્ય કર્યું નહોતું. પશ્ચિમ એશિયામાં કોઈને પણ એમને વિષે ઝાઝી ખબર નહિ હોય એ સંભવિત છે. તેઓ મંગોલિયાની કેટલીક મામૂલી જાતિના લોકો હતા અને ઉત્તર ચીનને જીતી લેનાર 'કિન' તાર્તારોના અમલ નીચે હતા.

તેઓ એકાએક બળવાન થયા હોય એમ જણાય છે. એ છૂટી છૂટી વિખરાયેલી જાતિઓ એકત્ર થઈ અને મહાન ખાનને પોતાનો એક માત્ર સરદાર ચૂંટી કાઢ્યો. તથા તેને વફાદાર રહેવાની અને તેની આજ્ઞા ઉઠાવવાની પ્રતિજ્ઞા તેમણે કરી. તેની સરદારી નીચે તેમણે પેકિંગ ઉપર ચડાઈ કરી અને 'કિન' સામ્રાજ્યનો અંત આણ્યો. પછી તેમણે પશ્ચિમ તરફ કૂચ આરંભી અને માર્ગમાં આવતાં મોટાં મોટાં રાજ્યોનું નિકંદન કાઢ્યું. પછી તેઓ રશિયા પહોંચ્યા અને તેને તેમણે હરાવ્યું. ત્યાર પછી તેમણે બગદાદ તથા તેના સામ્રાજ્યનો સર્વાંશે નાશ

કર્યો અને છેક પોલૅંડ તથા મધ્ય યુરોપ સુધી તેઓ પહોંચી ગયા. તેમને રોકનાર કોઈ નહોતું. હિંદ તો કેવળ અકસ્માતથી જ તેમનાથી બચી ગયું. આ જ્વાળામુખીના સ્ફોટથી યુરોપ તથા એશિયાના લોકો કેવા આભા બની ગયા હશે એ આપણે સારી પેઠે કલ્પી શકીએ એમ છીએ. જેની આગળ માણસ લાચાર અને અસહાય બની જાય છે એવી ધરતીકંપ જેવી નૈસર્ગિક આપત્તિ સમાન એ ઘટના હતી.

મંગોલિયાના આ ગોપ લોકો બહુ ખડતલ અને હાડમારીથી ટેવાયેલા હતા. ઉત્તર એશિયાનાં વિશાળ મેદાનોમાં તેઓ તંબૂઓ તાણીને રહેતા હતા. પરંતુ તેમણે અસાધારણ શક્તિશાળી સરદાર પેદા ન કર્યો હોત તો તેમનું બળ તથા આકરી તાલીમ તેમને કશા કામમાં ન આવત. એ સરદારનું નામ ચંગીઝખાન હતું. ૧૧૫૫ની સાલમાં તે જન્મ્યો હતો અને તેનું મૂળ નામ તિમુચીન હતું. તેનો પિતા યેસુગી-બગાતુર તેની બાલ્યાવસ્થામાં જ મરણ પામ્યો હતો. 'બગાતુર' એ મંગોલ ઉમરાવોનું પ્રિય ઉપનામ હતું. એનો અર્થ 'વીર પુરુષ' થાય છે. અને હું ધારું છું કે ઉર્દૂ શબ્દ 'બહાદુર' એમાંથી જ ઊતરી આવ્યો છે.

ચંગીઝ જો કે માત્ર દશ વરસનો બાળક હતો અને એને સહાય કરનાર કોઈ નહોતું તોપણ તેણે ઉત્તરોત્તર વધારે ને વધારે મંથન કર્યા જ કર્યું અને અંતે પોતાના પ્રયાસમાં તે સફળ થયો. ધીરે ધીરે તે આગળ ને આગળ વધતો જ ગયો અને આખરે મંગોલોની મોટી સભા — એને 'કુરુલતાઈ' કહેતા — મળી અને તેણે તેને 'મહાન ખાન' અથવા 'કાગન' અથવા સમ્રાટ ચૂંટી કાઢ્યો. એ પહેલાં થોડાં વરસ ઉપર એને 'ચંગીઝ' નામ આપવામાં આવ્યું હતું.

'મંગોલોનો ગુપ્ત ઇતિહાસ' એ નામનું પુસ્તક ૧૩મી સદીમાં લખાયું હતું. ૧૪મી સદીમાં તે ચીનમાં પ્રગટ કરવામાં આવ્યું હતું. તેમાં તેની ચૂંટણીનું આ પ્રમાણે વર્ણન છે : 'અને આ રીતે બનાતના તંબૂઓમાં રહેનારી બધી જાતિઓ એક જ સરદારની આગેવાની નીચે 'ચિત્તા' નામના વરસમાં એકત્ર થઈ ત્યારે એ બધી જાતિઓ અનાન નામની નદીના મૂળ આગળ ભેગી થઈ અને નવ પાયાવાળા દંડ ઉપર સફેદ વાવટો ફરકાવી તેમણે ચંગીઝને કાગનનો ઇલકાબ અર્પણ કર્યો.'

ચંગીઝ મહાન ખાન અથવા તો કાગન બન્યો ત્યારે તેની ઉંમર એકાવન વર્ષની હતી. એ સમયે એ બહુ યુવાન તો નહોતો જ, અને ઘણાખરા લોકો તો એ ઉંમરે શાંતિ અને આરામ ચાહે છે. પણ આ

તો ચંગીઝની વિજય મેળવવાની કારકિર્દીનો માત્ર આરંભ જ હતો. આ હકીકત ખાસ લક્ષમાં રાખવા જેવી છે; કેમકે ઘણાખરા મહાન વિજેતાઓ તેમની યુવાવસ્થામાં જ વિજયો મેળવે છે. આ ઉપરથી આપણે એ પણ સમજી શકીએ છીએ કે ચંગીઝ કંઈ જુવાનીના ઉત્સાહના આવેશમાં આવી જઈને જ એશિયાના એક છેડાથી બીજા છેડા સુધી ધસી ગયો નહોતો. એ સમયે તે સાવધાન અને સાવચેતીવાળો આધેડ વયનો પુરુષ હતો અને કોઈ પણ મોટું કાર્ય કરતાં પહેલાં તેનો યોગ્ય વિચાર અને તૈયારી કરતો હતો.

મંગોલ લોકો ગોપ જીવન ગાળતા હતા અને શહેર તથા શહેરની રહેણીકરણીને તેઓ ધિક્કારતા હતા. ઘણા લોકો માને છે કે, ગોપ અવસ્થામાં હોવાને કારણે તેઓ બર્બર રહ્યા હશે. પરંતુ આ ખ્યાલ ખોટો છે. શહેરની ઘણી કળાઓથી તેઓ અજાણ હતા એ ખરું પણ તેમણે જીવનની પોતાની નિરાળી જ રીત ખીલવી હતી અને તેમનું સંગઠન બહુ જ જટિલ હતું. રણક્ષેત્રો ઉપર તેમણે મહાન વિજયો મેળવ્યા એ તેમની સંખ્યાને નહિ પણ તેમની શિસ્ત અને સુવ્યવસ્થાને આભારી હતું. અને એના કરતાં પણ ચંગીઝની જ્વલંત સરદારીને તે આભારી હતું. કારણ કે ચંગીઝ ઇતિહાસમાં સૌથી વધારે પ્રતિભાશાળી સેનાની અને નાયક છે એમાં જરાયે શંકા નથી. સિકંદર અને સીઝર એની આગળ સાવ ક્ષુલ્લક લાગે છે. ચંગીઝ પોતે મહાન સેનાપતિ હતો એટલું જ નહિ પણ તેણે પોતાના બીજા સેનાપતિઓને પણ કેળવ્યા અને તેમને ઉત્તમ સેનાનાયકો બનાવ્યા. પોતાના વતનથી હજારો માઇલ દૂર, અને દુશ્મનો તથા વિરોધી પ્રજાઓથી ઘેરાયેલા હોવા છતાંયે સંખ્યાબળમાં તેમનાથી વધારે એવા શત્રુઓની સામે વિજય મેળવતા તેઓ આગળ ધસ્યા.

ચંગીઝ એશિયાની ધરતી પર વિરાટ પગલાં ભરતો આગળ વધ્યો ત્યારે યુરોપ તથા એશિયાનો નકશો કેવો હતો? મંગોલિયાની પૂર્વે તથા દક્ષિણે આવેલા ચીનના ભાગલા પડી ગયા હતા. ચીનના દક્ષિણ ભાગમાં સુંગ સામ્રાજ્ય હતું અને ત્યાં દક્ષિણના સુંગોનો અમલ હતો. ઉત્તરમાં સુંગોને હાંકી કાઢનાર 'કિન' અથવા તો સુવર્ણ તાર્તારોનું સામ્રાજ્ય હતું. અને પેકિંગ તેમની રાજધાની હતી. પશ્ચિમમાં ગોબીના રણ ઉપર તથા તેની પાર શિયા અથવા તંગુત સામ્રાજ્ય હતું. એ પણ ગોપ લોકોનું સામ્રાજ્ય હતું. આપણે જોઈ ગયાં કે

હિંદમાં એ સમયે ગુલામ વંશનો અમલ હતો. ઈરાન, મેસોપોટેમિયા તથા છેક હિંદની સરહદ સુધી વિસ્તરેલું ખ્વારઝમ અથવા ખીવનું મહાન મુસલમાની રાજ્ય હતું. સમરકંદ તેની રાજધાની હતી. એની પશ્ચિમે સેલ્જુક લોકોનો મુલક હતો અને મીસર તથા પૅલેસ્ટાઈનમાં સલાદીનના વંશજો રાજ્ય કરતા હતા. બગદાદની આસપાસ સેલ્જુકોના રક્ષણ નીચે ખલીફ રાજ્ય કરતો હતો.

આ સમય પાછલી ક્રૂઝેડોનો હતો. હોહેનસ્ટૉફેન વંશનો બીજો ફ્રેડરિક એ સમયે પવિત્ર રોમન સામ્રાજ્યનો સમ્રાટ હતો. ઇંગ્લંડમાં એ મૅગ્નાકાર્ટા અને તે પછીનો સમય હતો. ફ્રાંસમાં ૯ મો લૂઈ રાજ્ય કરતો હતો. તે ક્રૂઝેડમાં ગયો હતો અને ત્યાં તુર્કોને હાથે પકડાયો હતો. પછીથી દામ આપીને તેને છોડાવવામાં આવ્યો હતો. પૂર્વ યુરોપમાં રશિયા બે રાજ્યોમાં વહેંચાયેલું હતું. તેના ઉત્તરના ભાગમાં નોવગોરોડનું અને દક્ષિણના ભાગમાં કીવનું રાજ્ય હતું. રશિયા અને પવિત્ર સામ્રાજ્ય વચ્ચે હંગરી અને પોલેંડ હતાં. કૉન્સ્ટાન્ટિનોપલની આસપાસના પ્રદેશમાં બાઇઝેન્ટાઇન સામ્રાજ્ય હજી ટકી રહ્યું હતું.

પોતાની જીતો માટે ચંગીઝે બહુ કાળજીથી તૈયારી કરી હતી. તેણે પોતાના લશ્કરને તાલીમ આપી હતી એટલું જ નહિ પણ પોતાના ઘોડાઓને પણ તેણે તાલીમ આપી હતી અને એક ઘોડો મરતાં સૈનિકની પાસે બીજો ઘોડો પહોંચી જાય એવી યોજના કરી હતી; કેમકે ગોપ લોકોને માટે તો ઘોડાઓ કરતાં બીજી કોઈ પણ વસ્તુ વધારે મહત્ત્વની નથી. પછી તેણે પૂર્વ તરફ કૂચ કરી અને ઉત્તર ચીન તથા મંચૂરિયાના ‘ કિન ’ સામ્રાજ્યને લગભગ ખતમ કરી નાખ્યું અને પેકિંગનો કબજો લીધો. તેણે કોરિયાને પણ હરાવ્યું. દક્ષિણના સુંગો જોડે તેને સારાસારી હોય એમ જણાય છે. કિન તાર્તારોની સામે તેમણે તેને મદદ પણ કરી. પરંતુ તેમના પછી એમનો વારો પણ આવવાનો હતો એની તેમને ખબર નહોતી. પછીથી ચંગીઝે તંગુતોને પણ જીતી લીધા.

આ જીતો મેળવ્યા પછી ચંગીઝે આરામ લેવાનું પસંદ કર્યું હોત. કેમકે પશ્ચિમ તરફ ચડાઈ કરવાની તેની ઇચ્છા હોય એમ જણાતું નથી. શાહ અથવા તો ખ્વારઝમના બાદશાહ જોડે તે મૈત્રીનો સંબંધ રાખવા ચહાતો હતો. પરંતુ એમ બનનાર નહોતું. લૅટિનમાં એક કહેવત છે કે, ‘દેવો જેમનો નાશ કરવા ઇચ્છતા હોય તેમની બુદ્ધિ

તેઓ પ્રથમ વિપરીત કરી નાખે છે.' ખારઝમનો શાહ પોતાનો વિનાશ વહોરવા જ તત્પર થયેલો લાગતો હતો અને એ માટે પોતાનાથી બનતું બધું તેણે કર્યું. તેના એક સૂબાએ મંગોલ વેપારીઓની કતલ કરી. આમ છતાં પણ ચંગીઝ તેની સાથે સુલેહશાંતિ રાખવા ચહાતો હતો અને પોતાના એલચીઓ મોકલીને તેણે પેલા સૂબાને શિક્ષા કરવાની માગણી કરી. પણ મિથ્યાભિમાની અને પોતાના મહત્ત્વના તોરથી ભરેલા બેવકૂફ શાહે આ એલચીઓનું અપમાન કર્યું એટલું જ નહિ પણ પછીથી તેમની કતલ પણ કરાવી. ચંગીઝ આ અવગણના સાંખી શકે એમ નહોતું. પરંતુ તેણે કશી ઉતાવળ ન કરી. તેણે કાળજીપૂર્વક બધી તૈયારી કરી અને પછી પોતાની સેના સાથે પશ્ચિમ તરફ કૂચ આરંભી.

૧૨૧૯ની સાલમાં આરંભાયેલી આ કૂચે એશિયાની તથા થોડે-ઘણે અંશે યુરોપની આ નવા આવતા દારુણ વિનાશ વિષે આંખો ઉઘાડી. શહેરોનો અને લાખો માણસોનો કચ્ચરઘાણ કાઢતું અટળપણે ધસતું આ પ્રચંડ દળ આગળ વધવા લાગ્યું. ખારઝમનું સામ્રાજ્ય હતું ન હતું થઈ ગયું. અનેક મહેલાતોથી ભરેલું દશ લાખથીયે વધારે વસતીવાળું ભવ્ય બુખારા શહેર બાળીને ખાખ કરવામાં આવ્યું. રાજધાની સમરકંદનો પણ નાશ કરવામાં આવ્યો અને ત્યાં વસતા દશ લાખ માણસોમાંથી માત્ર પચાસ હજાર માણસો જીવતા રહ્યા. હેરાત અને બલ્ખ તથા બીજાં અનેક આબાદ શહેરોનો નાશ કરવામાં આવ્યો. કેટલાયે લાખ માણસો મરાયાં. સૈકાઓ થયાં ખીલેલાં કળા તથા કારીગરી અદૃશ્ય થયાં અને ઈરાન તથા મધ્ય એશિયામાંથી જાણે સભ્ય જીવનનો અંત આવ્યો. ચંગીઝ જ્યાં થઈને પસાર થયો તે બધા પ્રદેશો રણ સમાન વેરાન બની ગયા.

ખારઝમના શાહનો પુત્ર આ ઘોડાપુરની સામે બહાદુરીથી ઝૂઝ્યો. પાછળ હઠતો હઠતો તે છેક સિંધુ નદી સુધી આવી પહોંચ્યો અને ત્યાં પણ તેના ઉપર ભારે દબાણ થતાં ઘોડા ઉપર સવાર થઈને ૩૦ ફૂટ ઊંચેથી એ મહા નદીમાં કૂદી પડ્યો અને તરીને સામે પાર નીકળી ગયો. દિલ્હીના દરબારમાં એને આશ્રય મળ્યો. હવે એની પૂંઠ પકડવાનું ચંગીઝને ઉચિત ન લાગ્યું.

ભાગ્યવશાત્ સેલ્જુક તુર્કો તથા બગદાદ બચી ગયાં. તેમની શાંતિનો ભંગ ન કરતાં ચંગીઝે ઉત્તર તરફ રશિયામાં કૂચ કરી. તેણે

ક્રાવના આન્ડ ડ્યૂકને હરાવ્યો અને કેદ પકડ્યો. શિયા અથવા તો તંગુત લોકોનો બળવો શમાવવા તે પાછો પૂર્વમાં આવ્યો.

૧૨૨૭ની સાલમાં ૭૨ વરસની ઉંમરે ચંગીઝ મરણ પામ્યો. પશ્ચિમે કાળા સમુદ્રથી માંડીને છેક પ્રશાંત મહાસાગર સુધી તેનું સામ્રાજ્ય વિસ્તરેલું હતું. હજી પણ તે શક્તિશાળી હતું અને વધતું જતું હતું. આમ છતાંયે મંગોલિયાનું નાનકડું નગર કારાકોરમ હજી તેની રાજધાની હતી. પોતે ગોપ જાતિનો હોવા છતાં તે અતિ સમર્થ સંગઠનકાર હતો અને પોતાને મદદ કરવાને કુશળ મંત્રીઓ નીમવાનું ડહાપણ તેણે દાખવ્યું હતું. અતિશય ત્વરાથી જીતેલું તેનું સામ્રાજ્ય તેના મરણ બાદ ભાગી પડ્યું નહિ.

ફારસી અને આરબ ઇતિહાસકારો તો ચંગીઝને રાક્ષસ સમાન લેખે છે અને તેને 'ઈશ્વરના શાપ' તરીકે વર્ણવે છે. તેને અતિશય ક્રૂર પુરુષ તરીકે ચીતરવામાં આવ્યો છે. તે અતિશય ક્રૂર હતો એ તો નિર્વિવાદ છે. પરંતુ તેના સમયના ઘણાખરા રાજકર્તાઓ અને તેની વચ્ચે ઝાઝો તફાવત નહોતો. હિંદમાં અફઘાન સુલતાનો નાના નાના પ્રમાણમાં લગભગ તેના જેવા જ હતા. ૧૧૫૦ની સાલમાં અફઘાનોએ ગઝનીનો કબજો લીધો ત્યારે તેને બાળીને તથા લૂંટીને તેમણે પોતાની જૂની અદાવતનું વેર લીધું. "સાત દિવસ સુધી સતતપણે લૂંટફાટ, સંહાર અને કતલ ચાલ્યાં. હાથ આવતા એકેએક પુરુષની કતલ કરવામાં આવી અને બધી સ્ત્રીઓ તથા બાળકોને કેદ કરવામાં આવ્યાં. મહમૂદી સુલતાનો, એટલે કે મહમૂદ ગઝનીના વંશજોના, દુનિયામાં બીજે ક્યાંય જેમનો જોટો ન જડે એવા સઘળા મહેલો અને મોટી મોટી ઇમારતોનો નાશ કરવામાં આવ્યો." તે સમયે મુસલમાનોની તેમના ધર્મબંધુઓ પ્રત્યે આવી વર્તણૂક હતી. આ અફઘાન સુલતાનોના અમલમાં હિંદમાં જે બન્યું તે તથા મધ્ય એશિયા અને ઈરાનમાં ચંગીઝે કરેલો સંહાર એ બધામાં તત્ત્વતઃ ઝાઝો ફરક નથી. ચંગીઝ ખારઝમ ઉપર વિશેષે કરીને ક્રોધે ભરાયો હતો કેમકે તેના એલચીને શાહે મારી નંખાવ્યા હતા. એને મન એ તો ખૂનનો બદલો ખૂનથી લેવાનો સવાલ હતો. બીજા પ્રદેશોમાં પણ ચંગીઝે ભારે સંહાર કર્યો પરંતુ કદાચ તે મધ્ય એશિયા જેટલો ભારે નહિ હોય.

શહેરો નાશ કરવાની પાછળ ચંગીઝનો બીજો પણ આશય હતો. તેની નાડીમાં ગોપ લોકોનું લોહી વહેતું હતું અને નગરો તથા શહેરોને

તે ધિક્કારતો હતો. તે તો વિસ્તૃત મેદાનોમાં રહેવાનું જ પસંદ કરતો. એક સમયે ચીનનાં બધાં શહેરોનો નાશ કરવાનો ચંગીઝને વિચાર આવ્યો હતો. પરંતુ સદ્‌ભાગ્યે તેમ કરતાં તે અટક્યો! ગોપજીવન સાથે સભ્યતાનું અનુસંધાન કરવાનો તેનો વિચાર હતો. પરંતુ એમ કરવું શક્ય નહોતું અને આજે પણ એ શક્ય નથી.

તેના નામ ઉપરથી, ચંગીઝ મુસલમાન હતો એમ તું કદાચ ધારશે. પણ એમ નહોતું. એનું નામ એ મંગોલ નામ છે. ધર્મની બાબતમાં ચંગીઝ ઉદાર હતો. તેનો ધર્મ — જો એને ધર્મ કહીએ તો — શામા ધર્મ હતો. એમાં 'નીલવર્ણા શાશ્વત આકાશ'ની આરાધના કરવાની હોય છે. તે ચીનના તાઓધર્મી સાધુઓ સાથે ખૂબ ધર્મચર્ચા કરતો પરંતુ તે પોતાના શામા ધર્મને વળગી રહ્યો અને જ્યારે પણ મુશ્કેલીમાં આવી પડતો ત્યારે આકાશ પાસેથી તે પ્રેરણા મેળવતો.

આ પત્રની શરૂઆતમાં તેં જોયું હશે કે, મંગોલ લોકોની સભાએ ચંગીઝ ખાનને મહાન ખાન તરીકે 'ચૂંટી કાઢ્યો' હતો. પરંતુ ખરું જોતાં તે મંગોલ ઉમરાવોની સભા હતી; આમ જનતાની નહિ. અને ચંગીઝ પણ આ રીતે મંગોલ જાતિના ઉમરાવોનો સરદાર હતો.

તે તથા તેના બધા સાથીઓ અને અનુયાયીઓ નિરક્ષર હતા. ઘણું કરીને લેખન જેવી કોઈ વસ્તુ હોય છે એની પણ લાંબા વખત સુધી તેને ખબર નહોતી. સંદેશાઓ મોઢેથી અને તે પણ ઘણુંખરું સમસ્યા અને કહેવતના રૂપમાં મોકલવામાં આવતા. આવા મૌખિક સંદેશાઓથી આટલા વિશાળ સામ્રાજ્યનો વ્યવહાર કેવી રીતે ચલાવી શકાય એ ખરેખર આશ્ચર્યજનક છે. જ્યારે ચંગીઝને માલૂમ પડ્યું કે લેખન જેવી વસ્તુની જગતમાં હસ્તી છે ત્યારે તે તરત જ પામી ગયો કે એ વસ્તુ અતિશય ઉપયોગી અને કીમતી છે; અને પોતાના પુત્રો તથા મુખ્ય અધિકારીઓને તે શીખી લેવાની તેણે આજ્ઞા કરી. વળી તેણે મંગોલ લોકોનો પરંપરાગત કાયદો તથા પોતાનાં વચનો પણ શબ્દબદ્ધ કરીને લખાણમાં ઉતારવાનો હુકમ આપ્યો. આ પરંપરાગત કાયદો એ હમેશને માટે 'અપરિવર્તનશીલ કાયદો' છે; અને કોઈ પણ માણસ તેનું ઉલ્લંઘન ન કરી શકે એવી તેની કલ્પના હતી. સમ્રાટ પોતે પણ તેને આધીન હતો. પરંતુ આ 'અપરિવર્તનશીલ કાયદો' તો આજે લુપ્ત થઈ ગયો છે અને આજના

મંગોલ લોકોમાં એની પરંપરા પણ જળવાઈ રહી નથી કે તેનું તેમને કશું સ્મરણ પણ નથી.

દરેક દેશ તથા ધર્મ પાસે જૂનો પરંપરાગત કાયદો અને લેખિત કાયદો હોય છે. અને ઘણી વાર તેઓ પોતપોતાના કાયદાને 'અપરિવર્તનશીલ કાયદો' માને છે તથા તે કાયમને માટે ટકશે એમ પણ કલ્પે છે. કેટલીક વાર આ કાયદાને 'ઈશ્વર પ્રેરિત' માનવામાં આવે છે અને જે વસ્તુ ઈશ્વર પ્રેરિત હોય તેને પરિવર્તનશીલ કે અલ્પજીવી માનવામાં નથી આવતી. પરંતુ કાયદાઓ તો પ્રચલિત પરિસ્થિતિ સાથે મેળ બેસાડવાને માટે તથા તેમની સહાયથી આપણી જાતને સુધારવા માટે હોય છે. બદલાયેલી પરિસ્થિતિમાં જૂના કાયદાઓ કેવી રીતે બંધબેસતા આવે? પરિસ્થિતિ બદલાતાં કાયદાઓ પણ બદલાવા જોઈએ, નહિ તો તેઓ આપણા હાથમાં લોખંડી બેડી સમાન થઈ પડે અને દુનિયા આગળ વધતી હોય ત્યારે આપણને પાછળ રાખી મૂકે. કોઈ પણ કાયદો 'અપરિવર્તનશીલ કાયદો' ન હોઈ શકે. જ્ઞાન ઉપર એ રચાયેલો હોવો જોઈએ. જેમ જેમ જ્ઞાન વિકસતું જાય તેમ તેમ તેનો પણ વિકાસ થવો જોઈએ.

ચંગીઝ ખાન વિશે મેં તને જરૂર કરતાં વધારે માહિતી આપી છે. પરંતુ એ માણસ ઉપર હું મુગ્ધ છું. મારા જેવા શાન્ત, અહિંસક અને નરમ તથા શહેરોના વસનાર અને ફ્યૂડલ વ્યવસ્થા સંબંધી દરેક વસ્તુને ધિક્કારનાર માણસને ગોપ જાતિનો આ ઝનૂની, ક્રૂર અને હિંસક એવો સરદાર મુગ્ધ કરે એ વિચિત્ર નથી!

## ૬૮

# દુનિયા પર મંગોલોનું પ્રભુત્વ

૨૬ જૂન, ૧૯૩૨

ચંગીઝના મરણ પછી તેનો પુત્ર ઓગોતાઈ 'મહાન ખાન' થયો. ચંગીઝ અને તે સમયના મંગોલની સરખામણીમાં તે શાંતિપ્રિય અને દયાળુ હતો. તે વારંવાર કહેતો કે, 'અમારા કાગન ચંગીઝે ભારે પરિશ્રમ કરીને અમારો રાજવંશ સ્થાપ્યો છે. હવે જનતાને શાંતિ તથા આબાદી આપવાનો તથા તેમનો બોજો હળવો કરવાનો સમય આવ્યો છે.' તે કચૂડલ સરદાર પોતાના કૂળની દૃષ્ટિથી જ કેવી રીતે વિચાર કરે છે એ લક્ષમાં રાખવા જેવું છે.

પરંતુ વિજય મેળવવાનો યુગ હજી પૂરો થયો નહોતો. મંગોલ લોકો હજીયે કૌવતથી ઊભરાતા હતા. સબૂતાઈ નામના મહાન સેનાપતિની આગેવાની નીચે યુરોપ ઉપર બીજી ચડાઈ કરવામાં આવી. યુરોપનું સૈન્ય તથા તેના સેનાપતિઓ સબૂતાઈ આગળ કશી વિસાતમાં નહોતા. દુસ્મનોના દેશમાં આગળથી જાસૂસો તથા દૂતો મોકલીને ચડાઈ કરતાં પહેલાં તે એ બધા દેશોની રાજકીય તથા લશ્કરી પરિસ્થિતિ વિષે માહિતી મેળવતો અને તે મુજબ કાળજીપૂર્વક બધી તૈયારી કરતો. રણક્ષેત્ર ઉપર તો યુદ્ધ કરવામાં તે પારંગત હતો. અને યુરોપના સેનાપતિઓ તો તેની સરખામણીમાં એ બાબતમાં શિખાઉ જેવા હતા. નૈઋત્ય તરફ બગદાદ અને સેલ્જુક તુર્કોને છોડીને તે સીધો રશિયા પહોંચ્યો. મૉસ્કો, કીવ, પોલૅંડ, હંગેરી, ક્રેકોવ વગેરેને લૂંટતો તથા સંહારતો ૭ વરસ સુધી તે આગળ ને આગળ ધસ્યો. ૧૨૪૧ની સાલમાં મધ્ય યુરોપમાં આવેલા દક્ષિણ સીલેસિયાના લિબનિટ્ઝ નામના સ્થળે તેણે પોલૅંડ તથા જર્મનીના સૈન્યનો સદંતર નાશ કર્યો. જાણે આખા યુરોપનું આવી બન્યું હોય એમ લાગતું હતું. મંગોલોના દળને ખાળનાર ત્યાં કોઈ જ નહોતું. 'દુનિયાના અજાયબી' તરીકે લેખાતો ફ્રેડરિક બીજો મંગોલિયામાંથી આવેલી આ સાચી અજાયબી આગળ ઝાંખો પડી ગયો હશે. યુરોપભરના રાજકર્તાઓના હોશકોશ ઊડી ગયા હતા તેવામાં તેમને અણધારી રાહત મળી ગઈ.

ઓગોતાઈ મરણ પામ્યો અને તેના વારસની બાબતમાં કંઈક ઝઘડો ઊભો થયો. એથી કરીને, પરાજય પામ્યું ન હોવા છતાં મંગોલ સૈન્ય પાછું ફર્યું અને ૧૨૪૨ની સાલમાં પૂર્વમાં પોતાના વતન તરફ તેણે પોતાની કૂચ આરંભી. હવે યુરોપના જીવમાં જીવ આવ્યો.

દરમ્યાન મંગોલ લોકો આખા ચીનમાં ઘૂમી વળ્યા અને ઉત્તરમાં કિન તાર્તારો તથા દક્ષિણમાં સુંગોનો તેમણે અંત આણ્યો. ૧૨૫૨ની સાલમાં મંગુ ખાન 'મહાન ખાન' થયો અને કુબ્લાઈને તેણે ચીનનો સૂબો નીમ્યો. કારાકોરમના મંગુના દરબારમાં એશિયા તથા યુરોપમાંથી અનેક લોકો આવતા. આમ છતાં પણ એ મહાન ખાન તો ગોપ લોકોની પેઠે તંબૂઓમાં જ રહેતો. પરંતુ એ તંબૂઓ હવે કીમતી કાપડના બનેલા હતા અને અનેક દેશોમાંથી લૂંટી આણેલી દોલતથી ઊભરાતા હતા. ત્યાં આગળ વેપારીઓ — ખાસ કરીને મુસલમાન વેપારીઓ — પણ આવતા અને મંગોલ લોકો તેમની પાસેથી મોકળે હાથે ખરીદી કરતા. કારીગરો, જ્યોતિષશાસ્ત્રીઓ, ગણિતીઓ અને તે સમયના વિજ્ઞાનમાં માથું મારનારા માણસો વગેરે બધા પ્રકારના લોકો આખી દુનિયા ઉપર પ્રભુત્વ ભોગવી રહેલા તંબૂઓના નગરમાં એકઠા થતા. આ વિશાળ મંગોલ સામ્રાજ્યમાં અમુક પ્રમાણમાં શાંતિ અને વ્યવસ્થા હતી. ખંડોની આરપાર જતા વેપારના માર્ગો આવતા જતા લોકોથી ભરેલા રહેતા. આમ એશિયા અને યુરોપ પરસ્પર એક-બીજાના નિકટના સંપર્કમાં આવ્યા.

આ ઉપરાંત કારાકોરમમાં ધર્મપ્રચારકોની હરીફાઈ ચાલી હતી. એ બધા આ દુનિયાના વિજેતાઓને પોતપોતાના ખાસ ધર્મમાં લાવવા માગતા હતા. જે ધર્મ આ ભારે શક્તિશાળી લોકોને પોતાના તરફ ખેંચવામાં સફળ થાય તે ધર્મ પણ એથી કરીને અતિશય બળવાન બની બીજા બધા ધર્મો ઉપર પણ પ્રભુત્વ ભોગવે એમ હતું. આથી પોપે પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા, નેસ્ટોરિયન પંથના ખ્રિસ્તીઓ આવ્યા તથા મુસલમાનો અને બૌદ્ધો પણ ત્યાં હતા. પરંતુ મંગોલ લોકો નવો ધર્મ અંગીકાર કરવાની કશી ઉતાવળમાં નહોતા. તેમને ધર્મ પ્રત્યે એવું કશું ખેંચાણ નહોતું. એમ જણાય છે કે મહાન ખાને એક વખત ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરવાનો વિચાર સેવ્યો હતો; પરંતુ તે પોપનો ઉપરીપણાનો દાવો માન્ય રાખવા તૈયાર નહોતો. આખરે જે જે પ્રદેશોમાં તેમણે વસવાટ કર્યો તેના ધર્મમાં મંગોલ લોકો ભળી ગયા.

ચીન તથા મંગોલિયામાં તેમનામાંના ઘણાખરા બૌદ્ધ થયા; મધ્ય એશિયામાં તેમણે ઇસ્લામનો સ્વીકાર કર્યો અને રશિયા તથા હંગરીમાં કેટલાક મંગોલો ઘણુંકરીને ખ્રિસ્તી થયા.

રોમમાં વૅટિકનમાં આવેલા પોપના પુસ્તકાલયમાં મહાન ખાને (મંગુએ) પોપને લખેલો મૂળ પત્ર હજીયે મોજૂદ છે. તે અરબી ભાષામાં લખાયેલો છે. ઓગોતાઈના મરણ પછી પોતાનો એલચી મોકલીને યુરોપ ઉપર ફરીથી ચડાઈ ન કરવાને પોપે નવા ખાનને જણાવ્યું હતું એમ લાગે છે. ખાને જવાબ આપ્યો કે, યુરોપિયન લોકો તેના તરફ વાજબી રીતે વર્તતા નહોતા એટલા માટે તેણે યુરોપ ઉપર ચડાઈ કરી હતી.

આમ છતાં પણ મંગુના અમલ દરમ્યાન વિજય અને સંહારનું વળી એક મોજું ફરી વળ્યું. તેનો ભાઈ હુલાગુ ઇરાનનો સૂબો હતો. કંઈક બાબતમાં બગદાદના ખલીફ ઉપર રોષે ભરાઈને હુલાગુએ સંદેશો મોકલી તેને પોતાનું વચન ન પાળવા માટે ઠપકો આપ્યો અને કહાવ્યું કે ભવિષ્યમાં તે વાજબી રીતે નહિ વર્તે તો પોતાનું સામ્રાજ્ય ખોશે. ખલીફ કંઈ બહુ સમજુ માણસ નહોતો અને અનુભવ ઉપરથી પણ તે કશું શીખ્યો નહોતો. તેણે એનો અપમાનજનક જવાબ આપ્યો તથા બગદાદમાં લોકોનાં ટોળાંએ મંગોલ એલચીઓનું અપમાન કર્યું. આથી હુલાગુનું મંગોલ લોહી ઊકળી આવ્યું. ક્રોધે ભરાઈને તેણે બગદાદ ઉપર ચડાઈ કરી અને ચાળીસ દિવસના ઘેરા પછી તે શહેર કબજે કર્યું. 'ઍરેબિયન નાઇટ્સ'ના બગદાદ શહેરનો તથા સામ્રાજ્યના સમયમાં ૫૦૦ વરસથી એકઠી થયેલી બધી ધનદોલતનો પણ હવે અંત આવ્યો. ખલીફ, તેના પુત્રો તથા તેનાં નજીકનાં સગાંઓની કતલ કરવામાં આવી. અઠવાડિયાંઓ સુધી બગદાદના શહેરીઓની કતલ ચાલી અને પરિણામે તૈગ્રીસ નદીનું પાણી માઈલો સુધી લોહીથી રાતું થઈ ગયું. આ રીતે ૧૫ લાખ માણસો મરાયા એમ કહેવાય છે. કળા અને સાહિત્યના બધા ભંડારોનો તથા પુસ્તકાલયોનો નાશ કરવામાં આવ્યો. બગદાદ સંપૂર્ણપણે નાશ પામ્યું અને તેની સાથે પશ્ચિમ એશિયાની હજારો વરસ જૂની નહેરો વગેરેની જળસિંચાઈની પ્રાચીન યોજનાઓનો પણ હુલાગુએ નાશ કર્યો.

અલેપ્પો અને એડીસા તથા બીજાં અનેક શહેરોના પણ એ જ હાલ થયા, અને પશ્ચિમ એશિયા ઉપર અંધકાર છવાઈ ગયો. તે

સમયનો ઇતિહાસકાર કહે છે કે, 'વિજ્ઞાન તથા સદ્ગુણોના દુકાળનો આ સમય હતો.' પૅલેસ્ટાઇનમાં પણ એક મંગોલ સૈન્ય મોકલવામાં આવ્યું હતું પરંતુ મીસરના સુલતાન બેબરે તેને હરાવ્યું. એ સુલતાનનું 'બંદૂકદાર' એવું મઝાનું ઉપનામ હતું. એનું કારણ એ હતું કે તેની પાસે બંદૂકધારી સિપાઈઓની એક પલટણ હતી. હવે આપણે બંદૂકના યુગમાં પ્રવેશ કરીએ છીએ. ચીના લોકોએ ઘણા લાંબા વખતથી દારૂની શોધ કરી હતી. મંગોલ લોકો ઘણું કરીને તેમની પાસેથી એનો ઉપયોગ શીખ્યા અને તેમની બંદૂકો જીતો મેળવવામાં તેમને મદદરૂપ નીવડી હોય એ બનવાજોગ છે. યુરોપમાં મંગોલ લોકોની મારફતે બંદૂકો વગેરે આગનાં શસ્ત્રો દાખલ થયાં.

૧૨૫૮ની સાલમાં થયેલા બગદાદના નાશથી અબ્બાસી સામ્રાજ્યનો જે કંઈ અવશેષ રહ્યો હતો તેનો છેવટનો અંત આવ્યો. એને પશ્ચિમ એશિયાની એક વિશિષ્ટ પ્રકારની આરબ સંસ્કૃતિનો અંત ગણવો જોઈએ. ઘણે દૂર દક્ષિણ સ્પેનમાં ગ્રેનેડાએ આરબ પ્રણાલી હજી જાળવી રાખી હતી. ત્યાં આગળ એ હજી લગભગ ૨૦૦થીયે વધારે વરસ સુધી ટકવાની હતી. ત્યાર પછી એનો પણ અંત આવ્યો. ખુદ અરબસ્તાનનું મહત્ત્વ પણ ઝપાટાબંધ ઘટી ગયું અને ત્યાર પછી ત્યાંના લોકોએ ઇતિહાસમાં અગત્યનો ભાગ ભજવ્યો નથી. થોડા વખત પછી એ લોકો ઑટોમન અથવા ઉસ્માની તુર્ક સામ્રાજ્યના અમલ નીચે આવ્યા. ૧૯૧૪-૧૮ના મહાયુદ્ધ દરમ્યાન અંગ્રેજોની શિખવણીથી આરબ લોકોએ તુર્કોની સામે બળવો કર્યો અને ત્યાર પછી તેઓ વત્તેઓછે અંશે સ્વતંત્ર છે.

બે વરસ સુધી તો ખલીફની જગ્યા ખાલી જ રહી. ત્યાર પછી મીસરના સુલતાન બેબરે છેલ્લા અબ્બાસી ખલીફના એક સગાને ખલીફ નીમ્યો. પરંતુ તેની પાસે કશી રાજકીય સત્તા રહી નહોતી. તે તો માત્ર ધર્મસંઘનો જ વડો હતો. એ પછી ત્રણસો વરસ બાદ કૉન્સ્ટાન્ટિનોપલના તુર્ક સુલતાને ખલીફની આ પદવી તેના છેલ્લા પદવીધર પાસેથી મેળવી. થોડાંક વર્ષો પૂર્વે મુસ્તફા કમાલ પાશાએ સુલતાન અને ખલીફા એ બંનેનો અંત આણ્યો ત્યાં સુધી તુર્ક સુલતાનો ખલીફનું આ પદ ધારણ કરતા હતા.

મારા વૃત્તાંતથી હું જરા આડો ઊતરી ગયો. મહાન ખાન મંગુ ૧૨૭૯ની સાલમાં ગુજરી ગયો. મરણ પહેલાં તેણે તિબેટ જીતી લીધું હતું. એની પછી ચીનનો સૂબો કુબ્લાઈ ખાન મહાન ખાન થયો. કુબ્લાઈ

ખાન લાંબા વખત સુધી ચીનમાં રહ્યો હતો અને એ દેશે તેને આકર્ષ્યો હતો. એથી તે પોતાની રાજધાની કારાકોરમથી બદલી પેકિંગ લઈ આવ્યો. અને તેનું નામ ' ખાનબાલિક ' એટલે કે ખાનનું નગર પાડ્યું. કુબ્લાઈ ખાનને ચીનને લગતી બાબતોમાં વધારે રસ હતો એટલે પોતાના વિશાળ મંગોલ સામ્રાજ્યની બાબતમાં તે બેદરકાર બન્યો. પરિણામે મોટા મોટા મંગોલ સૂબાઓ ધીમે ધીમે સ્વતંત્ર થઈ ગયા.

કુબ્લાઈએ આખું ચીન જીતી લીધું. પરંતુ આ ચડાઈઓ પહેલાંની મંગોલ ચડાઈઓ કરતાં ભિન્ન હતી. એમાં ક્રૂરતા અને સંહારનું પ્રમાણ ઘણું ઓછું હતું. ચીને તેને ક્યારનોયે નરમ સ્વભાવનો અને સભ્ય બનાવ્યો હતો. ચીનના લોકો પણ તેના પ્રત્યે માયાળુ વર્તન રાખતા અને તેને પોતાના સ્વજન તરીકે ગણતા. તેણે ખરેખર ચીનની પ્રાચીન પરંપરા અનુસાર એક ચીની રાજવંશની, યુઆન વંશની સ્થાપના કરી. કુબ્લાઈએ ટોંગકિંગ, અનામ તથા બ્રહ્મદેશ પોતાના સામ્રાજ્યમાં ઉમેર્યાં. તેણે જાપાન તથા મલેશિયા જીતવા પ્રયાસ કર્યો પરંતુ તેમાં તે ન ફાવ્યો; કેમકે મંગોલો સમુદ્રથી અપરિચિત હતા અને વહાણો બાંધી જાણતા નહોતા.

મંગુ ખાનના અમલ દરમ્યાન ફ્રાંસના રાજા નવમા લૂઈ તરફથી તેની પાસે એક પ્રતિનિધિમંડળ આવ્યું હતું. લૂઈએ તેની મારફતે યુરોપનાં ખ્રિસ્તી રાજ્યો તથા મંગોલોએ મુસલમાનોની સામે એકત્ર થવું એવી સૂચના કરી હતી. ક્રૂઝેડ દરમ્યાન તે કેદ પકડાયો હતો ત્યારે બિચારા લૂઈને મુસલમાનો તરફથી બહુ વેઠવું પડ્યું હતું. પરંતુ મંગોલોને આવા મિત્રાચારીના સંબંધોમાં કશો રસ નહોતો; તેમજ ધર્મને કારણે કોઈ પણ જાતિ સામે લડવામાં પણ તેમને રસ નહોતો.

યુરોપનાં નાનાં નાનાં રાજારજવાડાં સાથે જોડાવાનું તેમને શું પ્રયોજન ? અને જોડાવું પણ કોની સામે ? પશ્ચિમ યુરોપનાં રાજ્યો તથા મુસલમાની રાજ્યોની બહાદુરીથી તેમને કશું ડરવાપણું નહોતું. પશ્ચિમ યુરોપ તેમનાથી બચી ગયો એ તો એક અકસ્માત માત્ર હતો. સેલ્જુક તુર્કોએ તેમની તાબેદારી સ્વીકારી લીધી હતી અને તેઓ તેમને ખંડણી ભરતા હતા. માત્ર મીસરના સુલતાને મંગોલ સૈન્યને હરાવ્યું હતું. પરંતુ મંગોલ લોકો મન ઉપર લેત તો તેને હરાવી શકત એમાં લેશ પણ શંકા નથી. યુરોપ અને એશિયાની આરપાર મંગોલ સામ્રાજ્ય પથરાયેલું પડ્યું હતું. મંગોલોની વિજયપરંપરા સાથે સરખાવી શકાય એવું હજી

સુધી ઇતિહાસમાં કશું પણ બન્યું નહોતું; તેમજ ત્યાર પહેલાં આટલું વિશાળ સામ્રાજ્ય પણ નહોતું ઉદ્ભવ્યું. સાચે જ તે સમયે મંગોલ લોકો આખા જગતના સ્વામી જેવા લાગતા હશે. એ વખતે હિંદુસ્તાન તેમનાથી મુક્ત રહ્યું તેનું કારણ એટલું જ કે તેમણે હિંદ તરફનો માર્ગ લીધો નહોતો. હિંદના જેટલા જ ક્ષેત્રફળવાળો પશ્ચિમ યુરોપ તેમના સામ્રાજ્યની બહાર હતો. પરંતુ આ સ્થાનો તેમની ઉપેક્ષાને કારણે જ ટકી રહ્યાં હતાં. મંગોલ લોકોના મનમાં તેમને હજમ કરી જવાનો વિચાર ન આવે ત્યાં સુધી જ તેમની હસ્તી હતી. તેરમી સદીમાં તો લોકોને આવું જ લાગતું હશે.

પરંતુ મંગોલ લોકોની જબરદસ્ત તાકાત પણ ઘટવા લાગી અને વિજયો મેળવવાનો તેમનો જુસ્સો પણ ઓસરવા માંડ્યો. તારે એ લક્ષમાં રાખવું જોઈએ કે તે કાળે લોકો પગે ચાલીને અથવા ઘોડા ઉપર બેસીને ધીમી ગતિથી પ્રવાસ કરી શકતા. ત્યારે પ્રવાસનાં એથી વધારે ઝડપી સાધનો નહોતાં. પોતાના વતન મંગોલિયાથી સામ્રાજ્યની પશ્ચિમની સરહદ યુરોપમાં પહોંચવા માટે પણ લશ્કરને એક વરસ લાગતું. લૂંટફાટની તક સાંપડવાનો સંભવ ન હોય તો પોતાના સામ્રાજ્યમાં થઈને લાંબી મુસાફરી કરીને જીત મેળવવામાં તેમને રસ નહોતો. વળી વિગ્રહોમાં ઉપરાઉપરી વિજયો મળવાને લીધે તથા લૂંટફાટને કારણે મંગોલ સૈનિકો તવંગર થયા હતા. તેમનામાંના ઘણા તો ગુલામો રાખતા પણ થઈ ગયા હશે. આથી કરીને તેઓ શાંત પડતા ગયા અને સૌમ્ય તથા શાંતિમય વ્યવસાયોમાં પડવા લાગ્યા. માણસને પોતાને જોઈતું બધું મળી રહે પછી તે સંપૂર્ણપણે શાંતિ અને વ્યવસ્થાની તરફેણ કરતો થઈ જાય છે.

આટલા વિશાળ મંગોલ સામ્રાજ્યનો વહીવટ એ અતિશય મુશ્કેલ કામગીરી થઈ પડી હશે. એટલે એના ભાગલા પડવા માંડ્યા એમાં જરાયે નવાઈ પામવા જેવું નથી. કુબ્લાઈ ખાન ૧૨૯૨ની સાલમાં મરણ પામ્યો. એના પછી બીજો કોઈ મહાન ખાન થયો નહિ. આખું સામ્રાજ્ય પાંચ ભાગમાં વહેંચાઈ ગયું.

(૧) ચીનનું સામ્રાજ્ય. એમાં મંગોલિયા, મંચૂરિયા અને તિબેટનો સમાવેશ થતો હતો. સામ્રાજ્યનો આ મુખ્ય ભાગ હતો અને તે યુઆન વંશી કુબ્લાઈ ખાનના વંશજોના અમલ નીચે હતો;

( ૨ ) દૂર પશ્ચિમમાં રશિયા, પોલૅંડ અને હંગરીમાં સુવર્ણ જાતિનો — તેઓ એ પ્રદેશોમાં એ નામથી ઓળખાતા — અમલ હતો;

( ૩ ) ઈરાન, મેસોપોટેમિયા, તથા મધ્ય એશિયાના અમુક ભાગમાં ઇલ્ખન સામ્રાજ્ય હતું. એ સામ્રાજ્ય હુલાગુએ સ્થાપ્યું હતું અને સેલ્જુક તુર્કો તેને ખંડણી ભરતા હતા;

( ૪ ) તિબેટની ઉત્તરનો મધ્ય એશિયાનો પ્રદેશ મહાન તુર્કસ્તાનના નામથી ઓળખાતો હતો. ત્યાં આગળ ઝગતાઈ સામ્રાજ્ય હતું; અને

( ૫ ) મંગોલિયા તથા સુવર્ણ જાતિના પ્રદેશની વચ્ચે મંગોલોનું સાઇબેરિયન સામ્રાજ્ય હતું.

અતિશય વિશાળ મંગોલ સામ્રાજ્યના ભાગલા પડી ગયા એ ખરું, પરંતુ તે પાંચમાંનો દરેક ભાગ એક બળવાન સામ્રાજ્ય હતું.

## ૬૯

# મહાન પ્રવાસી માર્કો પોલો

૨૭ જૂન, ૧૯૩૨

મેં તને કારાકોરમના મહાન ખાનના દરબારની તેમ જ મંગોલોની ખ્યાતિ સાંભળી તથા તેમના વિજયોના ઝળહળાટથી આકર્ષાઈને આવતા ટોળાબંધ વેપારીઓ, કારીગરો, વિદ્વાનો તથા ધર્મપ્રચારકોની વાત કરી છે. વળી મંગોલ લોકો આવા આગંતુકોને ઉત્તેજન આપતા હતા એ પણ તેમના આગમનનું એક કારણ હતું. આ મંગોલ લોકો અજબ પ્રકારના લોકો હતા. કેટલીક બાબતોમાં તેઓ અત્યંત કુશળ હતા અને બીજી કેટલીક બાબતોમાં તેઓ સાવ બાળક જેવા હતા. તેમની ક્રૂરતા અને ઘાતકીપણું આપણને કમકમાટી છૂટે એવાં હતાં એ ખરું, પરંતુ તેમાંયે તેમના બાળસ્વભાવનો કંઈક અંશ હતો. તેમની આ બાળક જેવી પ્રકૃતિને કારણે જ, મને લાગે છે કે, આ ઝનૂની લડાયક પ્રજા આકર્ષક લાગે છે. કેટલીક સદીઓ પછી એક મંગોલે અથવા મોગલે — હિંદુસ્તાનમાં તેમને મોગલ કહેવામાં આવતા — આ દેશ જીતી લીધો. એનું નામ બાબર હતું અને તેની મા ચંગીઝ ખાનના વંશની હતી. હિંદ જીત્યા પછી તેને કાબુલ તથા ઉત્તરની શીતળ વાયુલહરીઓ, ફૂલો, બગીચાઓ અને તરબૂચો બહુ સાંભરતાં. તે બહુ મજાનો માણસ હતો અને તેણે લખેલાં પોતાનાં સંસ્મરણો ઉપરથી તો તે માણસાઈથી ભરેલો અને આકર્ષક વ્યક્તિત્વવાળો પુરુષ હોય એમ જણાય છે.

આમ મંગોલ લોકો બહારના પ્રવાસીઓને પોતાના દરબારમાં આવવાનું ઉત્તેજન આપતા. તેમને જ્ઞાન સંપાદન કરવાની ઇચ્છા હતી અને તેમની પાસેથી કંઈક શીખી લેવાની તેઓ અપેક્ષા રાખતા હતા. મેં તને કહેલું યાદ હશે કે, દુનિયામાં લેખન જેવી કંઈક વસ્તુ છે એની ચંગીઝ ખાનને ખબર પડતાંવેંત તે તેનું મહત્ત્વ સમજી ગયો અને પોતાના અધિકારીઓને તે શીખી લેવાની તેણે આજ્ઞા કરી હતી. મંગોલ લોકોમાં ગ્રહણશક્તિ હતી અને તેઓ બીજાઓ પાસેથી

સહેજે શીખી શકતા હતા. પેકિંગમાં વસવાટ કરીને ચીનના પ્રતિષ્ઠિત સમ્રાટ બન્યા પછી કુબ્લાઈ ખાન ખાસ કરીને પરદેશી મુસાફરોને પોતાના દરબારમાં આવવાનું ઉત્તેજન આપતો. એની પાસે વેનિસના બે વેપારી ભાઈઓ જઈ પહોંચ્યા. એકનું નામ નિકોલો પોલો અને બીજાનું નામ મૅફિયો પોલો હતું. વેપારની શોધમાં તેઓ છેક બુખારા સુધી પહોંચી ગયા હતા. ત્યાં આગળ કુબ્લાઈ ખાને ઈરાનમાં હુલાગુ પાસે મોકલેલા પ્રતિનિધિઓનો તેમને ભેટો થયો. તેમણે એ બંનેને પોતાની સાથે આવવા સમજાવ્યા અને આ રીતે તેઓ પેકિંગમાં મહાન ખાનના દરબારમાં પહોંચ્યા.

કુબ્લાઈ ખાને નિકોલો અને મૅફિયોનું સારી રીતે સ્વાગત કર્યું અને તેમણે તેને યુરોપ, ખ્રિસ્તી ધર્મ તથા પોપ વગેરે વિષે વાતો કરી. આ વાતોમાં કુબ્લાઈ ખાનને ભારે રસ પડ્યો અને તે ખ્રિસ્તી ધર્મ પ્રત્યે આકર્ષાયો હોય એમ લાગે છે. ૧૨૬૯ની સાલમાં પોપ ઉપરનો પોતાનો સંદેશો લઈને તેણે એ પોલો ભાઈઓને યુરોપ પાછા મોકલ્યા. તેણે 'બુદ્ધિશાળી અને સાતે કળાના જાણકાર' તથા ખ્રિસ્તી ધર્મનું રહસ્ય સમજાવી શકે એવા ૧૦૦ વિદ્વાનોને પોતાને ત્યાં મોકલવાની પોપ પાસે માગણી કરી. પરંતુ યુરોપ પાછા ફરતાં પોલો ભાઈઓને યુરોપ તથા પોપની હાલત બૂરી જણાઈ. ત્યાં આગળ ખાને માગેલા ૧૦૦ વિદ્વાનો મળી શકે એમ નહોતું. બે વરસ ત્યાં રોકાઈને બે ખ્રિસ્તી સાધુઓ લઈને તેઓ ફરી પાછા પેકિંગ તરફ જવા નીકળ્યા. ખાસ મહત્ત્વની વાત તો એ છે કે આ વખતે નિકોલોના માર્કો નામના પુત્રને પણ તેમણે પોતાની સાથે લીધો.

આ ત્રણે જણ પોતાના આ મહાન પ્રવાસે નીકળ્યા અને આખો એશિયા ખંડ તેમણે જમીન માર્ગે વટાવ્યો. કેટલા પ્રચંડ આ પ્રવાસો હતા! જે માર્ગે ત્રણે પોલો ગયા હતા તે માર્ગ વટાવતાં આજે પણ લગભગ એક વરસ લાગે. પહેલાં હ્યુએન ત્સાંગે જે માર્ગે પ્રવાસ કર્યો હતો તે માર્ગ ઉપર તેમણે થોડીક મુસાફરી કરી. તેઓ પૅલેસ્ટાઈનમાં થઈને આર્માનિયા ગયા અને ત્યાંથી મેસોપોટેમિયા અને ઈરાનના અખાત ઉપર. અહીં આગળ તેમને હિંદના વેપારીઓનો ભેટો થયો. ઈરાનમાં થઈને બલ્ખ અને ત્યાંથી પર્વતો ઓળંગીને તેઓ કાશ્ગર આવ્યા. ત્યાંથી ખોતાન અને લોપનોર નામના ભમતા સરોવર (વૉન્ડરિંગ લેક) આગળ આવ્યા. વળી પાછું રણ વટાવ્યું અને પછી ચીનનાં મેદાનોમાં

થઈને તેઓ પેકિંગ પહોંચ્યા. પ્રવાસ માટે તેમની પાસે ભારે અસરકારક પરવાનો (પાસપોર્ટ) હતો. મહાન ખાને પોતે આપેલું સુવર્ણ પત્ર તેમની પાસે હતું.

પ્રાચીન રોમના સમયમાં પણ ચીન અને સીરિયા વચ્ચેનો આ જ વેપારી માર્ગ હતો. થોડાક વખત ઉપર સ્વેન હેડીન નામના સ્વીડનના એક પ્રવાસી અને શોધકની ગોબીના રણની મુસાફરીનો હેવાલ મેં વાંચ્યો હતો. પેકિંગથી નીકળી તે પશ્ચિમ તરફ ગયો હતો અને ગોબીનું રણ ઓળંગી લોપનોર સરોવર આગળ થઈને ખોતાન અને ત્યાંથી આગળ ગયો હતો. તેની પાસે બધી આધુનિક સગવડો હતી તોપણ પ્રવાસમાં તેને ઘણી હાડમારી અને મુસીબત વેઠવી પડી હતી. ૭૦૦ કે ૧૩૦૦ વરસ પહેલાં જ્યારે પોલો તથા હ્યુએન ત્સાંગે એ માર્ગે થઈને પ્રવાસ કર્યો ત્યારે તે કેટલો બધો વિકટ હશે! સ્વેન હેડીને એક મજાની શોધ કરી છે. તેને માલૂમ પડ્યું કે લોપનોર સરોવરે પોતાનું સ્થાન બદલ્યું છે. ઘણા લાંબા વખત ઉપર, ચોથી સદીમાં, લોપનોર સરોવરમાં પડતી તારીન નદીએ પોતાનો પ્રવાહ-માર્ગ બદલ્યો હતો અને રણની રેતીએ તેના ત્યજાયેલા પ્રવાહ-માર્ગને તરત જ ઢાંકી દીધો હતો. ત્યાં આગળ આવેલું લાઉલન શહેર આથી બહારની દુનિયાથી અળગું પડી ગયું અને તેના નગરવાસીઓ આ પાયમાલ થયેલા શહેરને છોડીને બીજે ચાલ્યા ગયા. આ નદીને કારણે સરોવરે પણ પોતાનું સ્થાન બદલ્યું અને પરિણામે પ્રાચીન વેપારી માર્ગ પણ બદલાયો. સ્વેન હેડીનને માલૂમ પડ્યું કે તાજેતરમાં થોડાંક વરસો ઉપર તારીન નદીએ ફરી પાછો પોતાનો માર્ગ બદલ્યો અને તે તેને પહેલાંને માર્ગે વહેવા લાગી. સરોવરે પણ આથી પોતાનું સ્થાન બદલ્યું. આજે તારીન નદી ફરી પાછી પ્રાચીન લાઉલન શહેરના અવશેષો પાસે થઈને વહે છે અને ૧૬૦૦ વરસ સુધી ન વપરાયેલો પ્રાચીન માર્ગ ફરી પાછો વપરાશમાં આવે એ સંભવિત છે. પરંતુ ઊંટની જગ્યા હવે મોટરો લે એવો સંભવ છે. આથી કરીને લોપનોરને ભમતું સરોવર કહેવામાં આવે છે. જળપ્રવાહો બદલાવાથી વિશાળ પ્રદેશો ઉપર કેવા ફેરફારો થાય છે અને તેને પરિણામે ઇતિહાસ ઉપર પણ કેવી અસર થાય છે એનો તને કંઈક ખ્યાલ આવે એટલા માટે તારીન નદી તથા લોપનોર સરોવરનાં ભ્રમણોની વાત મેં તને કહી. આપણે જોઈ ગયાં કે પ્રાચીન સમયમાં મધ્ય એશિયા મનુષ્યની વસતીથી તરવરી

રહ્યો હતો અને માનવીઓનાં દળો ત્યાંથી ઉપરાછાપરી નીકળીને પશ્ચિમ તથા દક્ષિણ તરફ જીત મેળવતાં આગળ ધસ્યાં હતાં. આજે તે પ્રદેશ લગભગ વેરાન અને ઉજ્જડ જેવો છે. ત્યાં બહુ જ ઓછી વસતી છે અને જૂજ નાના નાના કસ્બાઓ છે. તે સમયે ત્યાં ઘણા વધારે પ્રમાણમાં પાણી હોવું જોઈએ, જેને લીધે આટલી મોટી વસતી ત્યાં રહી શકી. જેમ જેમ હવા વધારે સૂકી બનતી ગઈ અને પાણીનું પ્રમાણ ઘટતું ગયું તેમ તેમ વસતી ઘટતી ગઈ.

આ લાંબા પ્રવાસોનો એક ફાયદો હતો ખરો. પ્રવાસીને નવી નવી ભાષાઓ શીખવાનો સમય મળતો. વેનિસથી પેકિંગ પહોંચતાં આ ત્રણ પોલોને સાડાત્રણ વરસ લાગ્યાં. આ લાંબા ગાળા દરમ્યાન માર્કોએ મંગોલ ભાષા ઉપર કાબૂ મેળવ્યો. સંભવ છે કે એ દરમ્યાન ચીની ભાષા પણ તેણે જાણી લીધી હોય. માર્કો મહાન ખાનનો પ્રીતિપાત્ર થઈ પડ્યો અને લગભગ સત્તર વરસ સુધી તેણે ખાનની નોકરી કરી. તેને સૂબો બનાવવામાં આવ્યો અને રાજ્યના કામને અંગે તેને ચીનના જુદા જુદા ભાગોમાં મોકલવામાં આવતો. માર્કો અને તેનો પિતા પોતાને વતન વેનિસ પાછા ફરવા માટે ખૂબ ઝંખતા હતા પરંતુ એ માટે ખાનની પરવાનગી મેળવવી સહેલી નહોતી. આખરે તેમને પાછા ફરવા માટેની તક સાંપડી. ઈરાનના ઇલ્ખન સામ્રાજ્યના શાસકની પત્ની મરણ પામી. તે કુબ્લાઈનો પિત્રાઈ થતો હતો. તેની ઇચ્છા ફરીથી લગ્ન કરવાની હતી. પરંતુ તેની મરનાર પત્નીએ તેમના કુળની બહારની કોઈ પણ સ્ત્રી સાથે લગ્ન ન કરવાનું તેની પાસેથી વચન લીધું હતું. આથી આરગોને ( કુબ્લાઈનો પિતરાઈ) કુબ્લાઈ પાસે પેકિંગ પોતાનો પ્રતિનિધિ મોકલી પોતાને માટે પોતાના કુળની યોગ્ય કન્યા મોકલવાની બિનંતી કરી.

કુબ્લાઈ ખાને એક તરુણ મંગોલ રાજકુંવરીને પસંદ કરી અને તેના બીજા પરિજનો ઉપરાંત આ ત્રણે પોલોને પણ તેની સંગાથે મોકલ્યા; કેમકે તેઓ અનુભવી પ્રવાસીઓ હતા. દક્ષિણ ચીનમાંથી તેઓ દરિયામાર્ગે સુમાત્રા પહોંચ્યાં અને થોડો સમય ત્યાં આગળ રોકાયાં. તે સમયે સુમાત્રામાં શ્રીવિજયનું બૌદ્ધ સામ્રાજ્ય હતું. પરંતુ હવે તે ક્ષીણ થવા માંડ્યું હતું. સુમાત્રાથી એ મંડળી દક્ષિણ હિંદ આવી. દક્ષિણ હિંદના પાંડ્ય રાજ્યમાં આવેલા વેપારરોજગારથી ધીકતા કાયલ બંદરની માર્કોએ લીધેલી મુલાકાત વિષે હું તને આગળ ઉપર કહી

ચૂક્યો છું. માર્કો અને રાજકુંવરી વગેરે પ્રવાસી મંડળી હિંદમાં પણ ઠીકઠીક સમય સુધી રોકાયાં. તેમને ઈરાન પહોંચવાની કશી ઉતાવળ જ ન હોય એમ જણાય છે; અને તેમને ત્યાં પહોંચતાં બે વરસ લાગ્યાં. પરંતુ એ દરમ્યાન લગ્નના કોડ સેવતા વરરાજા ગુજરી ગયા હતા! રાહ જોઈ જોઈને તેની ધીરજ ખૂટી ગઈ. પરંતુ તે મરણ પામ્યો એ બહુ ભારે આપત્તિ નહોતી. આ તરુણ રાજકુમારી આરગોનના પુત્ર વેરે પરણી. તે લગભગ રાજકુંવરીના જેટલી જ ઉંમરનો હતો.

રાજકુંવરીને મૂકીને પોલો પ્રવાસીઓ કૉન્સ્ટાન્ટિનોપલને માર્ગે પોતાના વતન તરફ વળ્યા. પોતાનું વતન છોડ્યા બાદ ૨૪ વરસ પછી ૧૨૯૫ની સાલમાં તેઓ પોતાને ઘેર પહોંચ્યા. વેનિસમાં તેમને કોઈ પણ ઓળખી શક્યું નહિ, અને એમ કહેવાય છે કે પોતાના જૂના મિત્રો અને બીજાઓ ઉપર પ્રભાવ પાડવા માટે તેમણે એક મિજબાની આપી. એ પ્રસંગે તેમણે તેમનાં ગંદાં અને ફાટચાંતૂટચાં કપડાં ઉતારી નાખ્યાં. કપડાં ઉતારતાંની સાથે હીરા, મોતી, માણેક, નીલમ વગેરે ઢગલાબંધ કીમતી ઝવેરાત નીકળી પડ્યું. આ જોઈને બધા મહેમાનો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. આમ છતાં પણ પોલો પ્રવાસીઓની હિંદ તથા ચીનનાં સાહસોની વાતો માનવાને ભાગ્યે જ કોઈ તૈયાર હતું. તેમણે માન્યું કે માર્કો તથા તેના બાપકાકા વધારે પડતી બડાશો હાંકે છે. વેનિસના પોતાના નાનકડા પ્રજાતંત્રની બહારની દુનિયાનો તેમને પરિચય ન હોવાને કારણે તેઓ ચીન તથા બીજા એશિયાઈ દેશોના કદ તથા તેની અઢળક સંપત્તિનો ખ્યાલ કરી શકે એમ નહોતું.

ત્રણ વરસ પછી, ૧૨૯૮ની સાલમાં વેનિસ અને જેનોઆ વચ્ચે યુદ્ધ જાગ્યું. આ બન્ને દરિયો ખેડનારાં રાજ્યો હતાં અને તેથી એકબીજાનાં હરીફ હતાં. તેમની વચ્ચે ભીષણ નૌકાયુદ્ધ થયું. એમાં વેનિસવાસીઓ હાર્યા અને જીનોઆના લોકોએ હજારોની સંખ્યામાં તેમને કેદ પકડ્યા. આપણો માર્કો પોલો પણ આ કેદીઓમાંનો એક હતો. જેનોઆની જેલમાં બેઠાં બેઠાં તેણે પોતાના પ્રવાસનો હેવાલ લખ્યો — અથવા કહો કે લખાવ્યો. આ રીતે 'માર્કો પોલોના પ્રવાસો' એ નામનો ગ્રંથ ઉદ્ભવ્યો. સારું કાર્ય કરવા માટે જેલ એ કેવું ઉપયોગી સ્થાન છે!

આ પુસ્તકમાં માર્કો ખાસ કરીને ચીન તથા તે દેશમાં તેણે કરેલા અનેક પ્રવાસોનો હેવાલ આપે છે. એમાં તેણે સિયામ, જાવા,

માત્રા, સિલોન અને દક્ષિણ હિંદનું પણ થોડું બ્યાન આપ્યું છે. પૂર્વ ગોળાર્ધના બધા ભાગોમાંથી આવતાં વહાણોથી ઊભરાતાં ચીનનાં મોટાં બંદરોની તે આપણને માહિતી આપે છે. તેમાંનાં કેટલાંક વહાણો તો એટલાં બધાં મોટાં હતાં કે તે ચલાવવા માટે તેમાં ૩૦૦ થી ૪૦૦ ખલાસીઓનો કાફલો રહેતો. તે ચીનને સમૃદ્ધ અને ખુશમિજાજ તેમજ આબાદ તથા અનેક શહેરો અને કસબાઓવાળા દેશ તરીકે વર્ણવે છે. વળી તે જણાવે છે કે ત્યાં આગળ 'રેશમી, જરિયાન તથા કિનખાબી કાપડ બનતું હતું'; તેમજ ત્યાં 'સુંદર દ્રાક્ષના બગીચાઓ તથા વાડીઓ વગેરે હતાં'; તથા બધા ધોરી માર્ગો ઉપર 'ઠેર ઠેર મુસાફરો માટે સુંદર મુસાફરખાનાંઓ હતાં'. તે એ પણ જણાવે છે કે રાજ્યના સંદેશાઓ લઈ જવા લાવવા માટે ત્યાં સંદેશવાહકોનો ખાસ પ્રબંધ કરવામાં આવ્યો હતો. આ શાહી સંદેશાઓ ઘોડા ઉપર ૨૪ કલાકના ૪૦૦ માઈલની ઝડપથી પ્રવાસ કરતા. માર્ગમાં જરૂર પ્રમાણે ઘોડાઓ બદલાતા રહેતા. આ ગતિ કંઈ જેવીતેવી ન ગણાય. એ પુસ્તકમાંથી આપણને એવી માહિતી પણ મળે છે કે ચીનના લોકો જમીનમાંથી કાળા પથ્થરો ખોદી કાઢતા અને બળતણની જગ્યાએ તેનો ઉપયોગ કરતા. આનો અર્થ એ થયો કે ચીના લોકો ખાણોમાંથી કોલસો ખોદી કાઢતા અને બળતણ તરીકે તેનો ઉપયોગ કરતા હતા. કુબ્લાઈ ખાને કાગળનું ચલણ પણ ચલાવ્યું હતું; એટલે કે તેણે કાગળની નોટોનું ચલણ ચલાવ્યું હતું અને આજની પેઠે એ નોટમાં લખ્યા મુજબની કિંમતનું સોનું આપવાનું વચન તેમાં આપવામાં આવ્યું હતું. આ અતિશય મહત્ત્વની બીના છે; કેમકે શાખથી નાણાંની લેવડદેવડ કરવાની આધુનિક પદ્ધતિનો તેણે અમલ કર્યો હતો એ તે બતાવે છે. માર્કોએ લખ્યું છે કે ચીનમાં પ્રેસ્ટર જૉનના અમલ નીચે એક ખ્રિસ્તી વસાહત પણ છે. આ જાણીને તો યુરોપના લોકો દિંગ થઈ ગયા. ઘણું કરીને તેઓ મંગોલિયાના પુરાણા નેસ્ટોરિયન સંપ્રદાયના લોકો હોવાનો સંભવ છે.

જાપાન, બ્રહ્મદેશ અને હિંદુસ્તાન વિષે પણ તેણે લખ્યું છે. એમાંનું કેટલુંક તેણે જાતે જોયેલું અને કેટલુંક તેણે બીજાઓ પાસેથી સાંભળેલું છે. માર્કોનો હેવાલ એ એક અદ્ભુત પ્રવાસવર્ણન છે. એ પુસ્તકે યુરોપના લોકોની આંખો ઉઘાડી. યુરોપના નાના નાના દેશમાં રહીને ક્ષુલ્લક ઈર્ષ્યા અને દ્વેષમાં રચ્યાપચ્યા રહેતા ત્યાંના લોકો આગળ તેણે વિશાળ દુનિયાની મહત્તા, સંપત્તિ અને અદ્ભુતતા રજૂ કર્યાં.

એણે તેમની કલ્પનાશક્તિને ઉત્તેજી, તથા તેમનામાં સાહસની ભાવના જગાડી અને તેમના લોભને જાગ્રત કર્યો. એણે તેમને વધારે પ્રમાણમાં દરિયો ખેડવાને ઉત્તેજ્યા. યુરોપ પ્રગતિ કરી રહ્યું હતું. એની તરુણ સંસ્કૃતિને હવે પગ આવ્યા હતા અને મધ્યયુગની શૃંખલાઓમાંથી છૂટવાને તે મથી રહી હતી. ભર યૌવનમાં પ્રવેશ કરતા તરુણની માફક તે શક્તિથી ઊભરાતી હતી. દરિયો ખેડવાની તથા સાહસ અને ધનદોલત ખોળવાની યુરોપવાસીઓની ઝંખના એ પછીના સમયમાં તેમને અમેરિકા, કેપ ઑફ ગુડ હોપ થઈને પ્રશાંત મહાસાગરમાં, તથા ચીન, જાપાન અને હિંદુસ્તાન લઈ ગઈ. સમુદ્ર જ દુનિયાનો રાજમાર્ગ થઈ પડ્યો અને ખંડો વીંધીને જતા મોટા મોટા વેપારી જમીનમાર્ગોનું મહત્ત્વ ઘટ્યું.

માર્કો પોલો કુબ્લાઈખાનથી છૂટો પડ્યો તે પછી થોડા જ વખતમાં ખાન મરણ પામ્યો. એણે સ્થાપેલો યુઆન વંશ પણ એના પછી ઝાઝું ટક્યો નહિ. મંગોલ સત્તા બહુ જ ઝડપથી નબળી પડી અને વિદેશીઓની સામે ચીનમાં રાષ્ટ્રીય આંદોલનનું મોજું ફરી વળ્યું. સાઠ વરસની અંદર દક્ષિણ ચીનમાંથી મંગોલ લોકોને હાંકી કાઢવામાં આવ્યા અને એક ચીનવાસી નાનકિનમાં સમ્રાટ થઈ પડ્યો. બીજાં બારેક વરસ પછી એટલે કે ૧૩૬૮ની સાલમાં યુઆન વંશનો છેવટનો અંત આવ્યો અને મંગોલોને ચીનની મોટી દીવાલની પેલી પાર હાંકી કાઢવામાં આવ્યા. હવે ચીનનો એક બીજો મહાન રાજવંશ — તાઈમિંગ વંશ — આગળ આવ્યો. આ વંશે લગભગ ત્રણસો વરસ જેટલા લાંબા સમય સુધી ચીન ઉપર અમલ કર્યો. ચીનનો આ સમય સુરાજ્ય, આબાદી અને સંસ્કૃતિનો યુગ ગણાય છે. બીજા દેશો જીતવાનો કે સામ્રાજ્ય વધારવાનો પ્રયાસ એ સમય દરમ્યાન કરવામાં આવ્યો નહોતો.

ચીનમાં મંગોલ સામ્રાજ્ય પડી ભાગવાને પરિણામે ચીન અને યુરોપ વચ્ચેના સંપર્કનો અંત આવ્યો. હવે જમીનમાર્ગો સલામત રહ્યા નહોતા; અને સમુદ્રમાર્ગોનો હજી ઝાઝો ઉપયોગ થવા લાગ્યો નહોતો.

## ૭૦

# રોમન ચર્ચ લડાયક સ્વરૂપ ધારણ કરે છે

૨૮ જૂન, ૧૯૩૨

કુબ્લાઈ ખાને ચીનમાં ૧૦૦ વિદ્વાનો મોકલવાનો પોપ ઉપર સંદેશો મોકલ્યો હતો તે વિષે હું તને કહી ગયો છું. પરંતુ પોપ કુબ્લાઈ ખાનની આ માગણી સંતોષી શક્યો નહિ. તે સમયે તેની કંઈક બૂરી દશા હતી. તને યાદ હોય તો આ ફ્રેડરિક બીજાના મરણ પછીનો સમય હતો. એ સમયે ૧૨૫૦થી ૧૨૭૩ની સાલ સુધી પવિત્ર રોમન સામ્રાજ્યનો કોઈ પણ સમ્રાટ નહોતો. એ કાળે મધ્ય યુરોપની દશા અતિશય ભયાનક હતી. ત્યાં આગળ અંધેર પ્રવર્તતું હતું. લૂંટારુ નાઈટો યા સૈનિકો ઠેર ઠેર લૂંટફાટ કરતા હતા. ૧૨૭૩ની સાલમાં હૅપ્સબર્ગનો રુડોલ્ફ સમ્રાટ થયો. પરંતુ એથી કરીને પરિસ્થિતિ ઝાઝી સુધરી નહિ. ઇટાલી સામ્રાજ્યમાંથી છૂટું પડી ગયું.

ત્યાં આગળ એ સમયે રાજકીય અંધાધૂંધી પ્રવર્તતી હતી એટલું જ નહિ, પણ રોમન ચર્ચની દૃષ્ટિથી તો ધાર્મિક અંધાધૂંધીનો પણ આરંભ થઈ ચૂક્યો હતો. હવે લોકો ચર્ચની આજ્ઞાનું પાલન કરવા જેટલા નમ્ર નહોતા રહ્યા. તેમનામાં સંશયે પગપેસારો કર્યો હતો અને ધર્મની બાબતમાં તો સંશય એ જોખમકારક વસ્તુ ગણાય. આપણે આગળ ઉપર જોઈ ગયાં કે ફ્રેડરિક બીજો પોપ સાથે પણ બેપરવાઈભર્યું વર્તન રાખતો અને પોતાને ધર્મબહાર કરવામાં આવે તેની પણ તેને ઝાઝી પડી નહોતી. તે તો પોપ જોડે લેખા ચર્ચામાં પણ ઊતર્યો અને એ ચર્ચામાં પોપ ઝાંખો પડ્યો હતો. એ સમયે યુરોપમાં ફ્રેડરિક જેવા બીજા ઘણાયે સંશયગ્રસ્ત લોકો હોવાનો સંભવ છે. બીજા કેટલાક એવા પણ હતા, જેઓ પોપ કે ચર્ચના દાવાની બાબતમાં શંકાશીલ નહોતા તેમજ તેનો વિરોધ પણ નહોતા કરતા, પરંતુ ચર્ચના મોટા મોટા અધિકારીઓના વૈભવ વિલાસ તથા સડા પ્રત્યે તેમને ભારે અણગમો હતો.

ક્રૂઝેડો પણ નામોશીભરેલી રીતે પૂરી થવાની અણી ઉપર હતી. ભારે આશા અને ઉત્સાહથી તેનો આરંભ થયો હતો પરંતુ તેનું પરિણામ શૂન્ય આવ્યું. આવી નિષ્ફળતાઓ અચૂક પ્રતિક્રિયામાં પરિણમે છે. તે

સમયના ચર્ચથી અસંતુષ્ટ થઈને લોકો ધીરે ધીરે અને કંઈક અનિશ્ચિત-પણે પ્રકાશ માટે અન્યત્ર તલાશ કરવા લાગ્યા. આ વૃત્તિ સામે ચર્ચે ત્રાસનું હથિયાર ઉગામ્યું અને લોકોના મન ઉપરનો કાબૂ જબરદસ્તીથી ટકાવી રાખવાનો પ્રયાસ કર્યો. પરંતુ તેને ખબર નહોતી કે માણસનું મન એ તો હિકમતી ચીજ છે અને તેને વશ કરવા માટે પશુબળ એ તો અતિશય કંગાળ હથિયાર છે. એથી ચર્ચે વ્યક્તિઓ તેમ જ સમૂહોના અંતરમાં ઊઠતી ભાવનાઓને ગૂંગળાવી મારવાનો પ્રયત્ન આરંભ્યો. સંશયનું નિવારણ દલીલ કે બુદ્ધિથી કરવાને બદલે તેણે તેની સામે લાઠી તથા અગ્નિમાં બાળી મૂકવાના ઉપાયો અજમાવ્યા.

છેક ૧૧૫૫ની સાલમાં પણ ઇટાલીમાં બ્રેસિયાનો વતની આર્નોલ્ડ નામનો એક લોકપ્રિય અને નેક ધર્મોપદેશક પોપના કોપનો ભોગ બન્યો હતો. આર્નોલ્ડ પાદરીઓના, વૈભવવિલાસ તથા ભ્રષ્ટતા સામે પ્રચાર કરતો હતો. આથી તેને પકડીને ફાંસીએ લટકાવવામાં આવ્યો તથા તેના મૃતદેહને બાળી મૂકવામાં આવ્યો અને લોકો એના અવશેષો સંઘરી ન રાખે એટલા ખાતર તેની રાખને ટાઇબર નદીમાં નાંખી દેવામાં આવી. આર્નોલ્ડ તેની છેવટની ઘડી સુધી અડગ અને સ્વસ્થ રહ્યો હતો.

પોપ આટલેથી જ અટક્યા નહિ. તેમણે તો ધાર્મિક માન્યતાની નજીવી સરખી બાબતમાં પણ જુદા પડતા તથા પાદરીઓની કંઈક વિશેષપણે ટીકા કરનાર સમૂહો તથા ખ્રિસ્તી સંપ્રદાયોને બહિષ્કૃત કર્યા. આ લોકોની સામે વ્યવસ્થિત રીતે ક્રૂઝેડ પોકારવામાં આવી અને તેમની સામે ઘૃણા ઉત્પન્ન કરે એવી વિધવિધ પ્રકારની ક્રૂરતા અને ભીષણ દમન અજમાવવામાં આવ્યાં. દક્ષિણ ફ્રાંસમાં આવેલા તૂલૂ શહેરના આલ્બીજોઈ ( અથવા આલ્બીજીન્સીઝ ) અને વાલ્ડોન્સીઝ — વાલ્ડો નામના માણસના અનુયાયીઓ — તરફ આ જ પ્રકારનું વર્તન ચલાવવામાં આવ્યું.

આ અરસામાં, અથવા કહો કે એથી કંઈક પહેલાં ઇટાલીમાં એસીસીનો ફ્રાન્સિસ નામનો એક માણસ રહેતો હતો. ખ્રિસ્તી ઇતિહાસમાં તે એક અતિશય આકર્ષક વ્યક્તિ છે. તે ધનિક માણસ હતો, પરંતુ પોતાની ધનદોલતનો ત્યાગ કરી તેણે ગરીબાઈનું વ્રત લીધું અને ગરીબો તથા રોગીઓની સેવા કરવાને દુનિયામાં નીકળી પડ્યો અને રક્ત-પિત્તિયાંઓ સૌથી વધારે દુઃખી અને ઉપેક્ષિત હોવાથી તે ખાસ કરીને તેમની સેવામાં પરોવાયો. તેણે એક સંઘની સ્થાપના કરી. એ સંઘ

બૌદ્ધ સંઘને કંઈક મળતો હતો. તે સંત ફ્રાન્સિસનો સંઘ કહેવાય છે. ઉપદેશ અને સેવા કરતો કરતો તે ઠેકઠેકાણે ફરતો રહેતો તથા ઈસુના જેવું જીવન ગાળવા પ્રયત્ન કરતો હતો. તેની પાસે અસંખ્ય લોકો આવતા અને તેમાંના ઘણા તેના અનુયાયી બનતા. ક્રૂઝેડો ચાલુ હતી છતાંયે તે મીસર અને પૅલેસ્ટાઇનમાં સુધ્ધાં ગયો હતો. તે ખ્રિસ્તી હોવા છતાંયે મુસલમાનો આ નમ્ર અને પ્રીતિપાત્ર માણસને માન આપતા અને તેના માર્ગમાં કશીયે દખલ કરતા નહિ. ૧૧૮૧થી ૧૨૨૬ની સાલ સુધી તે જીવ્યો હતો. તેના મરણ પછી તેના સંઘને ચર્ચના ઊંચા દરજ્જાના અધિકારીઓ સાથે ઝઘડો થયો. ફ્રાન્સિસનો સંઘ ગરીબાઈ ઉપર ભાર મૂકતો એ કદાચ તેમને પસંદ નહિ હોય એમ બનવાજોગ છે. ખ્રિસ્તી ધર્મના ગરીબાઈ અને સાદાઈના આ પુરાણા સિદ્ધાંતથી તેઓ પર થઈ ગયા હતા. ૧૩૧૮ની સાલમાં ફ્રાન્સિસના સંઘના ચાર સાધુઓને નાસ્તિક ગણીને માર્સેઇમાં બાળી મૂકવામાં આવ્યા હતા.

થોડાંક વરસો ઉપર એસીસીના નાનકડા કસબામાં સંત ફ્રાન્સિસના સ્મરણમાં એક મોટો ઉત્સવ ઊજવવામાં આવ્યો હતો. એ વખતે તે શાથી ઊજવવામાં આવ્યો, એ તો હું ભૂલી ગયો છું. ઘણું કરીને તે તેના મરણની સાતસોમી સંવત્સરી હતી.

ફ્રાન્સિસના સંઘના જેવો જ પરંતુ ભાવનાની દૃષ્ટિએ તેનાથી બિલકુલ ભિન્ન એવો બીજો એક સંઘ ચર્ચની અંદર ઊભો થયો. આ સંઘ સંત ડોમિનિકે સ્થાપ્યો હતો. ડોમિનિક પોતે સ્પેનનો વતની હતો. તેનો સંઘ તેના નામ ઉપરથી ડોમિનિકનો સંઘ કહેવાય છે. આ સંઘ ઉગ્ર અને ધર્માંધ હતો. એ સંઘની એવી માન્યતા હતી કે, ધર્મ ટકાવી રાખવાના મહાકાર્યને અર્થે બીજી બધી બાબતો ગૌણ લેખાવી જોઈએ. સમજાવટથી જો આ કાર્ય પાર ન પડે તો પછી દમનથી પણ તે પાર પાડવું.

૧૨૩૩ની સાલમાં 'ઇન્કિવઝીશન'ની સ્થાપના કરીને ચર્ચે ધર્મની બાબતોમાં હિંસક શાસનની વિધિપૂર્વક શરૂઆત કરી. 'ઇન્કિવઝીશન' એ એક પ્રકારની અદાલત હતી. તે લોકોની ધાર્મિક માન્યતાઓ સંબંધમાં તપાસ ચલાવતી અને જેમની માન્યતા ચર્ચે નક્કી કરેલા ધોરણ પ્રમાણેની ન જણાય તેમને નાસ્તિક ગણીને જીવતા બાળી મૂકવાની શિક્ષા ફરમાવતી. આવા 'નાસ્તિક' લોકોની વ્યવસ્થિત ખોજ કરવામાં આવતી અને તેમને શોધી શોધીને બાળી મૂકવામાં આવતા. પરંતુ

તેમની માન્યતાનો ઇન્કાર કરાવવાને ખાતર બાળવા પહેલાં તેમને રિબાવવામાં આવતા તે તો વળી બાળી મૂકવા કરતાં પણ વધારે કારમું હતું. ડાકણ હોવાનો આરોપ મૂકીને પણ કેટલીયે દુર્ભાગી સ્ત્રીઓને બાળી મૂકવામાં આવી હતી. પરંતુ ઘણી વાર તો આવેશમાં આવી જઈ ને લોકોનાં ટોળાંઓ — ખાસ કરીને ઇંગ્લંડ તથા સ્કૉટલૅન્ડમાં — ઇન્ક્વિઝીશનની આજ્ઞા વિના જ આવા અત્યાચારો કરતાં.

પોપે 'ધર્મ આજ્ઞા' (ઍડિક્ટ ઑફ ફેઇથ) બહાર પાડી અને પ્રત્યેક જણને બાતમીદાર થવાનું ફરમાવ્યું! રસાયણશાસ્ત્રને તેણે વખોડી કાઢ્યું અને તેને મેલી શેતાની વિદ્યા તરીકે વર્ણવ્યું. અને આ બધી હિંસા તથા ત્રાસ સંપૂર્ણ પ્રામાણિકતાથી વર્તાવવામાં આવતો હતો. તેઓ એમ માનતા કે આ રીતે વધસ્તંભ આગળ માણસને બાળી મૂકીને તેઓ તેના તથા બીજા માણસોના આત્માનો ઉદ્ધાર કરતા હતા. ધર્મના માણસોએ ઘણી વાર પોતાના વિચારો બીજાઓ ઉપર લાદ્યા છે તથા તે તેમની પાસે બળજબરીથી મનાવ્યા છે અને આ રીતે પોતે જનતાની સેવા કરે છે એમ તેઓ માનતા આવ્યા છે. ઈશ્વરને નામે તેમણે લોકોનાં ખૂન કર્યાં છે તથા તેમની કતલ કરાવી છે અને 'અમર આત્મા'નો ઉદ્ધાર કરવાની વાતો કરતાં કરતાં નશ્વર દેહને ભસ્મીભૂત કરી નાખતાં તેઓ અચકાયા નથી. આમ ધર્મની કારકિર્દી બહુ જ ભૂંડી છે. પરંતુ મારા ધારવા પ્રમાણે ઠંડા કલેજાની ક્રૂરતામાં ઇન્ક્વિઝીશનને આંટે એવું બીજું કશું નથી. અને આશ્ચર્યની વાત તો એ છે કે એને માટે જેઓ જવાબદાર હતા તેમાંના ઘણાખરાઓએ અંગત લાભને ખાતર નહિ પણ પોતે સત્કૃત્ય કરી રહ્યા છે એવા દૃઢ વિશ્વાસથી એ કર્યું હતું.

જ્યારે પોપ યુરોપ ઉપર આ ત્રાસનો અમલ વર્તાવી રહ્યા હતા ત્યારે રાજાઓ તથા સમ્રાટો ઉપર પણ તેમણે જમાવેલું આધિપત્ય તેઓ ગુમાવી રહ્યા હતા. સમ્રાટને ધર્મબહાર મૂકવાના તથા તેને હરાવીને શરણે આણવાના દિવસો હવે વીતી ગયા હતા. જ્યારે પવિત્ર રોમન સામ્રાજ્યની બૂરી દશા થઈ અને જ્યારે કોઈ જ સમ્રાટ નહોતો અથવા તો સમ્રાટ રોમથી બહુ દૂર રહેતો ત્યારે ફ્રાંસનો રાજા પોપના કાર્યોમાં વચ્ચે પડવા લાગ્યો. ૧૩૦૩ની સાલમાં પોપના કોઈક કાર્યથી ફ્રાંસનો રાજા નારાજ થયો. તેણે પોપ પાસે પોતાનો માણસ મોકલ્યો. તે માણસ બળજબરીથી પોપના મહેલમાં દાખલ થયો અને તેના સૂવાના ઓરડામાં જઈને પોપનું તેણે અપમાન કર્યું: કોઈ પણ દેશમાં આ

અપમાનજનક વર્તન સામે અણગમો દર્શાવવામાં ન આવ્યો. કૅનોસામાં ઉઘાડે પગે બરફમાં ઊભેલા સમ્રાટ સાથે ફ્રાંસના રાજાના દૂતના આ કાર્યની તુલના કરી જો.

થોડાંક વરસ પછી ૧૩૦૯ની સાલમાં નવા પોપે — તે ફ્રાંસનો વતની હતો — ફ્રાંસમાં આવિયોં શહેરમાં પોતાનું રહેઠાણ કર્યું. અહીં તેઓ ફ્રાંસના રાજાઓના પ્રભુત્વ નીચે ૧૮૭૭ની સાલ સુધી રહ્યા. ૧૮૭૮ની સાલમાં પોપની ચૂંટણી કરનાર કાર્ડિનલના મંડળમાં (કૉલેજ ઑફ કાર્ડિનલ્સ) તીવ્ર મતભેદ ઊભો થયો અને પરિણામે એ મંડળમાં 'મોટું તડ' (ગ્રેટ સિઝમ) પડ્યું. કાર્ડિનલોના બંને પક્ષોએ પોતપોતાનો જુદો પોપ ચૂંટ્યો અને પરિણામે બે પોપ ચૂંટાયા. એક પોપ રોમમાં રહેવા લાગ્યો. સમ્રાટ તથા ઉત્તર યુરોપના ઘણાખરા દેશોના લોકો તેને માનતા હતા. બીજો પોપ 'વિરોધી-પોપ' (ઍન્ટી પોપ) તરીકે લેખાવા લાગ્યો. તે આવિયોંમાં રહેતો હતો. ફ્રાંસનો રાજા તથા તેના કેટલાક પક્ષકારો તેને આશરો આપતા હતા. પોપ તથા વિરોધી-પોપ એકબીજા ઉપર શાપ વરસાવતા અને પરસ્પર એકબીજાને ધર્મબહાર મૂકતા. ચાળીસ વરસ સુધી આમ ચાલ્યું. ૧૪૧૭ની સાલમાં સમાધાન થયું અને રોમના પોપને બંને પક્ષોએ પોપ તરીકે ચૂંટી કાઢ્યો. પરંતુ બંને પોપ વચ્ચેના આ નામોશીભર્યા ઝઘડાની યુરોપના લોકો ઉપર બહુ ભારે અસર થઈ હશે. જો પાદરીઓ અને પોતાને ઈશ્વરના પૃથ્વી ઉપરના પ્રતિનિધિ તરીકે ગણાવનારાઓ પણ આ રીતે વર્તે તો પછી જનતા પણ તેમની પવિત્રતા અને ઈમાનદારી વિષે શંકા કરતી થાય જ. એથી કરીને ધાર્મિક સત્તાની અંધ તાબેદારીમાંથી લોકોને ચળાવવામાં આ ઝઘડાએ ભારે સહાય કરી. પરંતુ તેમને હજીયે વધારે હચમચાવવાની જરૂર હતી.

વિકલીફ નામનો અંગ્રેજ ચર્ચની કંઈક છૂટથી ટીકા કરનારાઓમાંનો એક હતો. તે પોતે પાદરી હતો અને ઑક્સફર્ડમાં અધ્યાપકનું કામ કરતો હતો. અંગ્રેજીમાં બાઇબલના પ્રથમ અનુવાદ કરનાર તરીકે તે પ્રખ્યાત છે. તેની હયાતી દરમ્યાન તો તે પોપના ખોફમાંથી ઊગરી જવા પામ્યો હતો. ૧૪૧૫ની સાલમાં એટલે કે તેના મરણ પછી ૩૧ વરસ બાદ ચર્ચની સભાએ તેનાં અસ્થિ ખોદી કાઢી તેને બાળી મૂકવાની આજ્ઞા ફરમાવી ! અને સાચે જ એમ કરવામાં આવ્યું પણ ખરું.

વિકલીફનાં અસ્થિ તો ખોદી કાઢીને બાળી મૂકવામાં આવ્યાં પરંતુ તેના વિચારોને રૂંધી શકાયા નહિ. તે તો ઊલટા વધારે ફેલાવા લાગ્યા.

દૂર આવેલા બોહેમિયા એટલે કે આજના ચેખોસ્લોવાકિયા સુધી તે પહોંચ્યા અને ત્યાં પ્રાગ વિદ્યાપીઠના આચાર્ય જૉન હસને પ્રેરણાદાયી નીવડ્યા. તેના વિચારો માટે પોપે હસને ધર્મબહાર મૂક્યો. પણ એથી કરીને તેના શહેરમાં હસને ઊની આંચ પણ ન આવી; કેમકે ત્યાં તે અતિશય લોકપ્રિય હતો. એટલે તેને ફસાવવાને યુક્તિ રચવામાં આવી. સમ્રાટ તરફથી તેની સલામતી માટે અભયવચન આપવામાં આવ્યું અને સ્વિટ્ઝરલૅન્ડના કૉન્સ્તાંસ શહેરમાં ચર્ચ કાઉન્સિલની બેઠક મળી હતી ત્યાં તેને બોલાવવામાં આવ્યો. ત્યાં તેને પોતાની ભૂલ કબૂલ કરવાનું કહેવામાં આવ્યું. પોતાને ભૂલની પ્રતીતિ ન થાય ત્યાં સુધી તે કબૂલ કરવાની તેણે સાફ ના પાડી. આથી, તેના જીવનની સલામતી માટે તેને અભયવચન આપવામાં આવ્યું હતું તે છતાંયે તેને જીવતો બાળી મૂકવામાં આવ્યો. ૧૪૧૫ની સાલમાં આ બનાવ બન્યો. હસ તો ભારે વીર પુરુષ હતો. જેને તે ખોટું માનતો હતો તેનો સ્વીકાર કરવા કરતાં તેણે વેદનાયુક્ત મરણને વધાવી લીધું. અંતઃકરણની તેમજ વાણીની સ્વતંત્રતાને કાજે તે શહીદ થયો. ચેખ પ્રજાનો તે એક મહાપુરુષ ગણાય છે અને ચેખોસ્લોવાકિયામાં આજે પણ તેનું આદરપૂર્વક સ્મરણ કરવામાં આવે છે.

જૉન હસનું બલિદાન મિથ્યા ન ગયું. એના તણખાએ બોહેમિયામાં એના અનુયાયીઓમાં બળવાનો દાવાનળ સળગાવ્યો. પોપે તેમની સામે ક્રૂઝેડ પોકારી. ક્રૂઝેડો હવે બહુ સસ્તી બની ગઈ હતી. તેની કશી કિંમત બેસતી નહિ અને હરામખોરો તથા એવા જ બીજા તોફાનીઓ તેમાંથી લાભ ઉઠાવવાને તૈયાર જ હતા. એચ. જી. વેલ્સના શબ્દોમાં કહીએ તો આ ક્રૂઝેડના સૈનિકોએ ગરીબ લોકો ઉપર 'અતિશય કારમા અત્યાચારો ગુજાર્યા.' પરંતુ પોતાનું રણગીત ગાતા ગાતા હસના અનુયાયીઓના સૈનિકો આવતાંવેંત ક્રૂઝેડના આ લડવૈયાઓ અલોપ થઈ ગયા. જે માર્ગે તેઓ આવ્યા હતા તે જ માર્ગે ત્વરાથી તેઓ પાછા ચાલ્યા ગયા. નિર્દોષ ગામડિયાઓને લૂંટવામાં તથા તેમની કતલ કરવામાં તેમણે ભારે શૌર્ય દાખવ્યું, પણ વ્યવસ્થિત સેના આવતાંવેંત તેઓ ભાગી ગયા.

આ રીતે આપખુદ અને દુરાગ્રહી ધર્મ સામેનાં બંડો અને બળવાઓની પરંપરા શરૂ થઈ. આ બંડો આખા યુરોપમાં ફેલાઈને તેને બે હરીફ પક્ષોમાં વહેંચી નાખવાનાં હતાં અને પરિણામે ખ્રિસ્તી ધર્મ કૅથલિક અને પ્રૉટેસ્ટંટ એવા બે ભાગમાં વહેંચાઈ જવાનો હતો.

## ૭૧

# અધિકારવાદ સામેની લડત

૩૦ જૂન, ૧૯૩૨

યુરોપના ધાર્મિક ઝઘડાઓનું મારું બ્યાન તને નીરસ લાગશે એવો મને ડર રહે છે. પરંતુ એ ઝઘડાઓનું પણ મહત્ત્વ છે કેમકે આધુનિક યુરોપનો વિકાસ કેવી રીતે થયો તે આપણને એથી સમજાય છે. યુરોપના વિકાસને સમજવામાં તે આપણને સહાય કરે છે. ૧૪ મી સદી અને તે પછીના કાળમાં યુરોપમાં આપણા જોવામાં આવતી ધાર્મિક સ્વાતંત્ર્ય માટે વિકસતી જતી લડત તથા એ પછી આવનારી રાજકીય સ્વતંત્રતા માટેની લડત એ બંને ખરી રીતે એક જ લડતની બે બાજુઓ છે. આ સત્તા અને અધિકારવાદ અથવા તો આપખુદી સામેની લડત હતી. પવિત્ર રોમન સામ્રાજ્ય તથા પોપશાહી (પેપસી) એ બંને નિરંકુશ સત્તાનાં પ્રતિનિધિ હતાં અને તેઓ મનુષ્યની સ્વતંત્રતાની ભાવનાને હણવા મથતાં હતાં. સમ્રાટ દૈવી અધિકારની રૂએ શાસન કરતો હતો અને પોપનો પોતાની સત્તા માટેનો દૈવી અધિકાર તો વળી એથીયે વિશેષ હતો. આની સામે શંકા ઉઠાવવાનો કે એ સત્તાઓ તરફથી આવતા હુકમોનો અનાદર કરવાનો કોઈને પણ હક નહોતો. આજ્ઞાંકિતપણું એ ભારે સદ્‌ગુણ લેખાતો. પોતાના નિર્ણય અનુસાર વર્તવું એ પણ પાપ ગણાતું. આ રીતે અંધ તાબેદારી અને સ્વતંત્રતા એ બે વચ્ચેનો મુદ્દો બિલકુલ સ્પષ્ટ હતો. પ્રથમ અંતઃકરણની સ્વતંત્રતા માટે અને પછીથી રાજકીય સ્વતંત્રતા માટે યુરોપમાં કેટલીયે સદીઓ સુધી ભારે લડત ચાલી. અનેક ચડતી પડતી અને ભારે યાતનાઓ વેઠ્યા પછી એમાં થોડી સફળતા લાધી. પરંતુ સ્વતંત્રતાનું ધ્યેય હાંસલ કરવા માટે લોકો પોતાની જાતને ધન્યવાદ આપતા હતા તે ઘડીએ જ તેમને માલૂમ પડ્યું કે એ બાબતમાં તેમની ભૂલ થતી હતી. આર્થિક સ્વાતંત્ર્ય વિના અને ગરીબાઈ હોય ત્યાં સુધી સાચી સ્વતંત્રતા સંભવે જ નહિ. ભૂખે મરતા માણસને સ્વતંત્ર કહેવો એ તો તેની ઠેકડી કરવા બરાબર છે. એટલે આર્થિક સ્વતંત્રતા માટેની લડત

એ તે પછીનું પગથિયું હતું. અને આજે દુનિયાભરમાં એ માટેની લડત ચાલે છે. જનતાએ આર્થિક સ્વાતંત્ર્ય પણ પ્રાપ્ત કર્યું છે એવું માત્ર એક દેશ માટે જ કહી શકાય એમ છે. એ દેશ તે રશિયા અથવા કહો કે સોવિયેટ યુનિયન.

હિંદુસ્તાનમાં અંતઃકરણની સ્વતંત્રતા માટેની આવી લડત ઉપસ્થિત ન થઈ કેમકે છેક પ્રાચીન કાળથી અહીંયાં ક્યારે પણ એ હક નકારવામાં આવ્યો હોય એવું જણાતું નથી. પોતાની મરજીમાં આવે એ વસ્તુ માનવાને લોકો અહીં સ્વતંત્ર હતા. એ બાબતમાં કોઈ પણ પ્રકારની બળજબરી નહોતી. લાઠી અથવા જીવતા બાળી મૂકવાની ધમકી દ્વારા નહિ પણ દાખલાદલીલો અને ચર્ચા દ્વારા માણસોના મન ઉપર અસર કરવાની રીત અહીં અખત્યાર કરવામાં આવતી હતી. અલબત્ત, ક્વચિત્ ક્વચિત્ અહીં પણ હિંસા અને બળજબરી વાપરવામાં આવ્યાં હશે પરંતુ પ્રાચીન આર્ય પ્રણાલીમાં અંતઃકરણની સ્વતંત્રતાનો હક સ્વીકારવામાં આવ્યો હતો. આ સ્વીકારનું પરિણામ પૂરેપૂરું શુભ ન આવ્યું. એ વાત જરા વિચિત્ર લાગશે. માન્યતાઓની સ્વતંત્રતાની બાબતમાં નિશ્ચિંત હોવાને કારણે લોકો એ વિષે પૂરેપૂરા જાગ્રત ન રહ્યા અને તેથી કરીને અવનતિએ પહોંચેલા ધર્મની ક્રિયાઓ, વિધિઓ તથા વહેમોમાં તેઓ ધીમે ધીમે વધારે ને વધારે ફસાતા ગયા. તેમણે એવા પ્રકારની ધાર્મિક પરંપરા ખીલવી કે જે તેમને ઘણા પાછળ ધકેલી ગઈ અને જેણે તેમને ધાર્મિક સત્તાના ગુલામ બનાવ્યા. આ પોપ કે એવી કોઈ વ્યક્તિની સત્તા નહોતી. એ ધર્મગ્રંથો રૂઢિઓ અને પ્રણાલીઓની સત્તા હતી. એથી કરીને, આપણે અંતઃકરણની સ્વતંત્રતાની વાતો કરતા તથા તેને માટે મગરૂર થતા એ ખરું, પરંતુ વાસ્તવમાં આપણે એ છૂટાપણાથી બહુ વેગળા હતા. અને જૂના ગ્રંથો તથા આપણી રૂઢિઓએ આપણા ઉપર જે સંસ્કારો પાડ્યા હતા તેનાથી આપણે જકડાઈ ગયા હતા. સત્તા અને અધિકારવાદ આપણા ઉપર પ્રભુત્વ ભોગવતાં હતાં અને આપણાં માનસ તેમના અંકુશ નીચે હતાં. કેટલીક વાર આપણા દેહને જકડી રાખનારી સાંકળો ભૂંડી હોય છે એમાં શક નથી, પરંતુ આપણાં મનને રૂંધી રાખનાર વિચારો અને પૂર્વગ્રહોની અણદીઠી સાંકળ તો વિશેષે કરીને ભૂંડી છે. એ તો આપણે પોતે સરજેલી સાંકળ છે. અને ઘણી વાર આપણે એનાથી વાકેફ નથી હોતા એ ખરું પરંતુ તે આપણને નાગચૂડની માફક જકડી રાખે છે.

મુસલમાનોનું હિંદમાં હુમલાખોર તરીકે આગમન થયું તેને લીધે અહીં ધર્મની બાબતમાં જબરદસ્તીનું તત્ત્વ દાખલ થયું. વાસ્તવમાં એ વિજેતા અને પરાજિતો વચ્ચેની રાજકીય લડત હતી પરંતુ તે ધાર્મિક તત્ત્વના પાસથી રંગાયેલી હતી. વળી, પ્રસંગોપાત્ત ધાર્મિક દમન પણ કરવામાં આવતું હતું પરંતુ ઇસ્લામ આવા દમનની હિમાયત કરતો હતો એમ માની બેસવું એ ભૂલભરેલું છે. ૧૬૧૦ની સાલમાં રહ્યાસહ્યા આરબોને સ્પેનમાંથી હાંકી કાઢવામાં આવ્યા ત્યારે તેમનામાંના એક સ્પેનના મુસલમાને કરેલા મજાના ભાષણનો હેવાલ મળી આવે છે. ઇન્કિવઝિશનનો વિરોધ કરતાં તે કહે છે કે: 'અમારા વિજયી પૂર્વજોએ પોતે એ કરવા માટે સમર્થ હતા ત્યારે સ્પેનમાંથી ખ્રિસ્તી ધર્મનું નિકંદન કાઢવાનો કદીયે પ્રયાસ કર્યો હતો? તમારા વડવાઓ જ્યારે પરાધીન દશામાં હતા ત્યારે તેમણે તેમને છૂટથી પોતાની ધાર્મિક ક્રિયાઓ કરવાની પરવાનગી નહોતી આપી? બળજબરીથી ધર્મપરિવર્તન કરાવવાના થોડાઘણા દાખલા હોય તોયે તે એટલા જૂજ છે કે તેનો ઉલ્લેખ કરવાની ભાગ્યે જ જરૂર હોય. ખુદા અને પયગમ્બરનો ડર ન રાખનારાઓએ એવા પ્રયત્નો કર્યા હતા અને એમ કરવામાં તેઓ કુરાનના પવિત્ર સિદ્ધાંતો અને આજ્ઞાઓથી તદ્દન વિરુદ્ધ વર્ત્યા છે. મુસલમાનનું ઇજ્જતદાર બિરદ ધરાવનાર કોઈ પણ વ્યક્તિ પોતે ધર્મભ્રષ્ટ થયા વિના કુરાનના એ સિદ્ધાંતો અને આજ્ઞાઓનો ભંગ ન કરી શકે. ધર્મ સંબંધી ભિન્ન માન્યતા હોવાને કારણે સ્થાપવામાં આવેલી તમારા ઇન્કિવઝિશનને કંઈક અંશે પણ મળતી આવતી લોહીતરસી વિધિપુરઃસરની અદાલત તમે અમારી વ્યવસ્થામાં દર્શાવી શકશો નહિ. અમારા ધર્મનો અંગીકાર કરવાની ઇચ્છાવાળાઓને વધાવી લેવા માટે અમે હમેશાં તત્પર છીએ એ ખરું, પરંતુ અમારું કુરાને શરીફ મનુષ્યના અંતરાત્મા ઉપર જબરદસ્તી કરવાની અમને પરવાનગી આપતું નથી.'

આમ, ધાર્મિક સહિષ્ણુતા અને અંતરાત્માની સ્વતંત્રતા જે હિંદી જીવનનાં પ્રધાન લક્ષણો હતાં તે અમુક અંશે આપણામાંથી લુપ્ત થયાં, જ્યારે અનેક લડતો પછી આ સિદ્ધાંતોની સ્થાપના કરવામાં યુરોપ આપણી હરોળમાં આવ્યું અને પછી આપણી આગળ નીકળી ગયું. આજે હિંદમાં કદી કદી ધાર્મિક ઝઘડા થાય છે અને હિંદુ તથા મુસલમાન એકબીજા સામે લડે છે અને એકબીજાની કતલ કરે છે.

એ ખરું છે કે આવું ક્વચિત્ અને કોઈ કોઈ જગ્યાએ જ બને છે અને ઘણુંખરું આપણે સુલેહશાંતિ અને ભાઈચારાથી રહીએ છીએ; કેમકે બન્નેનું સાચું હિત એક જ છે. ધર્મને નામે પોતાના ભાઈ સાથે લડવું એ હિંદુ તેમજ મુસલમાન બંને માટે શરમજનક છે. આપણે એવા ઝઘડાઓનો અંત આણવો જોઈએ અને આપણે એ અંત લાવીશું એ વિષે શક નથી. પરંતુ ધર્મનો સ્વાંગ ધારણ કરીને આપણને જકડી રાખતી રૂઢિઓ, વહેમ તથા પરંપરાની સંકીર્ણ વિચારશ્રેણીમાંથી નીકળી જવું એ ખાસ મહત્ત્વનું છે.

ધાર્મિક સહિષ્ણુતાની પેઠે રાજકીય સ્વાતંત્ર્યની બાબતમાં પણ હિંદુસ્તાને બહુ સારી શરૂઆત કરી હતી. આપણાં ગ્રામ-પ્રજાતંત્રોનું તને સ્મરણ હશે તથા આરંભમાં રાજાઓની સત્તા પણ કેટલી બધી મર્યાદિત હતી તે તને યાદ હશે. યુરોપના રાજાઓના ‘દૈવી અધિકાર’ જેવું અહીં કશું નહોતું. આપણું સમગ્ર રાજતંત્ર ગ્રામ-સ્વાતંત્ર્યના પાયા ઉપર રચાયેલું હોવાથી રાજા કોણ છે એ બાબતમાં લોકો બેપરવા હતા. તેમની સ્થાનિક સ્વતંત્રતા સુરક્ષિત હોય પછી રાજતંત્રની ટોચ ઉપરનો તેમનો ઉપરીઅધિકારી કોણ છે એની તેમને શી પડી હોય? પરંતુ આ ખ્યાલ જોખમકારક અને બેવકૂફીભરેલો હતો. ધીમે ધીમે રાજતંત્રની ટોચ પરના સત્તાધીશે પોતાની સત્તા વધારી અને ગામોની સ્વતંત્રતાની બાબતમાં તેણે દખલ કરવા માંડી. અને પછી તો એવો સમય આવ્યો કે, આપણા રાજાઓ બિલકુલ આપખુદ થઈ ગયા, ગ્રામ સ્વરાજ્યનો અંત આવ્યો અને ટોચથી તળિયા સુધી ક્યાંયે સ્વતંત્રતાનું નામનિશાન ન રહ્યું.

## ૭૨

# મધ્યયુગનો અંત

૧ જુલાઈ, ૧૯૩૨

તેરથી પંદરમી સદીના યુરોપ ઉપર આપણે ફરીથી નજર ફેરવી જઈએ. એ કાળ દરમ્યાન ત્યાં આગળ બહુ ભારે અંધેર, હિંસા અને લડાઈટંટા હોય એમ જણાય છે. એ સમયે હિંદુસ્તાનની સ્થિતિ પણ બહુ ખરાબ હતી; પરંતુ યુરોપની સ્થિતિની સરખામણીમાં તો હિંદની સ્થિતિ આપણને સુલેહશાંતિભરી લાગે.

મંગોલ લોકોએ યુરોપમાં દારૂગોળો દાખલ કર્યો અને હવે ત્યાં બન્દૂકો વગેરે અસ્ત્રો વપરાવા લાગ્યાં હતાં. પોતાના બંડખોર ફ્યૂડલ ઉમરાવોને દાબી દેવામાં રાજાઓએ એ હથિયારોનો ઉપયોગ કર્યો. આ કાર્યમાં તેમને શહેરોમાં નવા ઊભા થયેલા વેપારી વર્ગની સહાય મળી. ઉમરાવોને પરસ્પર એકબીજા સામે લડવાની આદત પડી ગઈ હતી. એથી કરીને તેઓ નબળા પડતા ગયા એ ખરું, પરંતુ એ લડાઈઓને લીધે આસપાસના સામાન્ય લોકોની ભારે હેરાનગતી થતી. રાજાની સત્તા વધતી ગઈ તેમ તેમ તેણે ઉમરાવોની આ આપસઆપસની લડાઈઓ બંધ કરી દીધી. કેટલેક ઠેકાણે તો રાજ્યગાદીનો દાવો કરતા બે હરીફ પક્ષો વચ્ચે આંતરયુદ્ધો પણ થતાં. આ રીતે યૉર્ક કુળ અને લૅંકેસ્ટર કુળ એ બે કુળો વચ્ચે ઇંગ્લંડમાં લડાઈ થઈ. બંને પક્ષે ગુલાબના ફૂલને પોતાનું નિશાન બનાવ્યું હતું — એક પક્ષે ધોળા ગુલાબને અને બીજાએ રાતા ગુલાબને.— તેથી કરીને આ યુદ્ધો ગુલાબનાં યુદ્ધો તરીકે ઓળખાય છે. આ આંતરયુદ્ધોમાં સંખ્યાબંધ ફ્યૂડલ લૉર્ડ અથવા ઉમરાવો માર્યા ગયા, ક્રૂઝેડે પણ તેમનામાંના ઘણાનો ભોગ લીધો હતો. આ રીતે ફ્યૂડલ ઉમરાવોને કાબૂમાં આણવામાં આવ્યા. પણ એનો અર્થ એ નથી કે સત્તા ઉમરાવો પાસેથી ખસીને જનતાના હાથમાં ગઈ. એથી કરીને તો રાજાઓ વધારે બળવાન બન્યા. જનતાની તો લગભગ અસલ હતી તેવી જ દશા રહી. ઉમરાવોની માંહોમાંહેની લડાઈઓ ઓછી થવાથી તેમને કંઈક લાભ થયો ખરો પરંતુ રાજા

ધીમે ધીમે વધારે ને વધારે સત્તાધારી તથા આપખુદ બનતો ગયો. રાજા અને નવા ઊભા થયેલા વેપારી વર્ગ વચ્ચેનો ઝઘડો હવે પછી ઉપસ્થિત થનાર હતો.

૧૩૪૮ની સાલના અરસામાં યુરોપમાં પ્લેગનો ઉપદ્રવ ફાટી નીકળ્યો. યુદ્ધ અને ખૂનરેજી કરતાં પણ તે વધારે ભીષણ હતો. રશિયા અને એશિયામાઇનરથી માંડીને આખા યુરોપ ઉપર અને છેક ઇંગ્લંડ સુધી આ મરકી ફેલાઈ. એ મીસર, ઉત્તર આફ્રિકા અને મધ્ય એશિયામાં ફરી વળી અને પછી પશ્ચિમ તરફ ફેલાઈ. એ 'કાળી મરકી' (બ્લૅક ડેથ)ને નામે ઓળખાય છે અને એણે લાખોની સંખ્યામાં લોકોનો ભોગ લીધો. એને લીધે ઇંગ્લંડની ત્રીજા ભાગની વસતી નાશ પામી. ચીન અને બીજા પ્રદેશોની મરણસંખ્યા તો એથીયે ઘણી વધારે હતી. આ મરકી હિંદમાં ન આવી એ ખરેખર આશ્ચર્યકારક છે.

આ કારમી આફતને લીધે વસતી અતિશય ઘટી ગઈ અને કેટલેક ઠેકાણે તો જમીન ખેડવા જેટલા માણસો પણ જીવતા ન રહ્યા. માણસોની આ ખોટને કારણે મજૂરોના મજૂરીના દરો જે પહેલાં અતિશય કંગાળ હતા તે વધવા પામ્યા. પરંતુ પાર્લમેન્ટનો કાબૂ જમીનદારો અને મિલકત ધરાવનારાઓના હાથમાં હતો. એટલે તેમણે જૂના કંગાળ દરથી કામ કરવાની અને વધારે મજૂરીની માગણી ન કરવાની ફરજ પાડતા કાયદા પસાર કર્યા. સહન ન થઈ શકે એટલી હદ સુધી કચડાયેલા અને ચુસાતા ગરીબ કિસાનોએ બંડ કર્યાં. એક પછી એક આખા પશ્ચિમ યુરોપમાં આવાં કિસાનોનાં બંડો થયાં. ૧૩૫૮ની સાલમાં ફ્રાંસમાં આવું બંડ થયું તે 'જૅકેરી'ને નામે ઓળખાય છે. ઇંગ્લંડમાં વૉટ ટાઇલરનું બંડ થયું. તેમાં ૧૩૮૧ની સાલમાં ટાઇલરને પ્રત્યક્ષ રાજાની આગળ જ મારી નાખવામાં આવ્યો. આ બધાં બંડો શમાવી દેવામાં આવ્યાં અને કેટલેક ઠેકાણે તેમ કરવામાં અતિશય ક્રૂરતા દાખવવામાં આવી. પરંતુ સમાનતાના નવીન વિચારો ધીમે ધીમે ફેલાતા જતા હતા. લોકો એવું પૂછવા લાગ્યા હતા કે, બીજા કેટલાક તવંગર છે અને તેમની પાસે દરેક વસ્તુ અખૂટ પ્રમાણમાં છે અને પોતે ગરીબ કેમ છે તથા ભૂખે શાથી મરે છે? કેટલાક લૉર્ડ અથવા ઉમરાવ છે અને બીજાઓ સર્ફ એટલે કે, આસામી અથવા દાસ છે એ શાથી? કેટલાક પાસે સુંદર કપડાં છે જ્યારે બીજાઓ પાસે લાજ ઢાંકવા પૂરતાં ચીંથરાં પણ કેમ નથી? જેના પાયા ઉપર સમગ્ર ફ્યૂડલ સમાજ-વ્યવસ્થા રચાયેલી

હતી તે સત્તાને વશ રહેવાનો જૂનો ખ્યાલ શિથિલ થતો જતો હતો. એથી કિસાનો વારંવાર બંડ કરવા લાગ્યા. પરંતુ તેઓ કમજોર અને અસંગઠિત હતા એટલે તેમને દબાવી દેવામાં આવતા. પણ થોડા વખત પછી તેઓ વળી પાછા સામે થતા.

ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે સતત લડાઈ ચાલ્યાં જ કરતી હતી. ૧૪મી સદીના આરંભથી માંડીને ૧૫મી સદીના વચગાળા સુધી તેમની વચ્ચે વિગ્રહ ચાલુ રહ્યો હતો. એ 'સો વરસનો વિગ્રહ'ના નામથી ઓળખાય છે. ફ્રાંસની પૂર્વમાં બર્ગંડી આવેલું હતું. એ બળવાન રાજ્ય હતું. એના ઉપર ફ્રાંસના રાજાનું નામનું સર્વોપરીપણું હતું. બર્ગંડી ભારે તોફાની અને તકલીફ આપનાર ખંડિયું રાજ્ય હતું. વળી ઇંગ્લંડ એની સાથે તથા બીજાં રાજ્યો સાથે ફ્રાંસ વિરુદ્ધ કાવાદાવા કરતું હતું. થોડા વખત માટે તો ફ્રાંસને બધી બાજુએથી ઘેરી લેવામાં આવ્યું હતું. પશ્ચિમ ફ્રાંસનો ઘણોખરો પ્રદેશ લાંબા વખત સુધી ઇંગ્લંડના તાબામાં હતો, અને ઇંગ્લંડનો રાજા પોતાને ફ્રાંસનો રાજા કહેવડાવવા લાગ્યો હતો. જ્યારે ફ્રાંસની દશા અતિશય દીન બની ગઈ અને તેને માટે જરાયે આશાનું ચિહ્ન દેખાતું ન હતું તે ઘડીએ એક ખેડૂતકન્યાના રૂપમાં આશા અને વિજય પ્રાપ્ત થયાં. તું જોન ઑફ આર્ક અથવા તો ઑર્લેઆંની કુમારિકા વિષે થોડું તો જાણે છે. તે તારે મન એક વિભૂતિ સમાન છે. તેણે હતાશ થઈ ગયેલી પોતાની પ્રજામાં આત્મવિશ્વાસનો સંચાર કર્યો અને તેને ભારે પુરુષાર્થ કરવાને પ્રેરી; તથા તેની સરદારી નીચે ફ્રેંચ પ્રજાએ અંગ્રેજોને પોતાના દેશમાંથી હાંકી કાઢ્યા. પરંતુ આ બધાનો બદલો તેને આ મળ્યો: ઇન્ક્વિઝિશન સમક્ષ તેનો મુકદ્દમો ચલાવવામાં આવ્યો અને એ અદાલતે તેને બાળી મૂકવાની સજા ફરમાવી. અંગ્રેજ લોકોએ તેને પકડી લીધી અને ચર્ચ પાસે તેમણે તેને શિક્ષા કરાવી અને રૂએન શહેરના ચૌટાના ચોકમાં ૧૪૩૦ની સાલમાં તેમણે તેને બાળી મૂકી. ઘણાં વરસો પછી રોમન ચર્ચે પોતાનો આ ફેંસલો ફેરવી પોતે કરેલી ભૂલ સુધારવાનો પ્રયાસ કર્યો; અને એ પછી ઘણા સમય બાદ તેણે તેને 'સંત'ની પ્રતિષ્ઠા પણ અર્પી! જોન ફ્રાંસની અને પોતાની માતૃભૂમિને વિદેશીઓની ધૂંસરીમાંથી બચાવવાની વાતો કરતી હતી. તે કાળ માટે આ વાત નવીન પ્રકારની હતી. એ સમયે ફ્યૂડલ વ્યવસ્થાના ખ્યાલોથી લોકોનાં માનસ એટલાં બધાં વ્યાપ્ત હતાં કે રાષ્ટ્રીયતાની વાત તેઓ સમજી શકે એમ ન હતું. આથી જોન જે

વાત કરતી હતી તે સાંભળી તેમને નવાઈ લાગતી અને તેની વાત તેઓ ભાગ્યે જ સમજી શકતા. જોનના સમયથી ફ્રાંસમાં રાષ્ટ્રીયતાનો અલ્પ આરંભ થતો આપણને જણાય છે.

અંગ્રેજ લોકોને પોતાના દેશમાંથી હાંકી કાઢ્યા પછી ફ્રાંસનો રાજા પોતાને કાયમ કનડગત કરતા બર્ગંડી તરફ વળ્યો. આખરે આ બળવાન ખંડિયા રાજ્યને કાબૂ નીચે લાવવામાં આવ્યું અને ૧૪૮૩ની સાલમાં બર્ગંડી ફ્રાંસનો જ ભાગ બની ગયું. ફ્રાંસનો રાજા હવે બળવાન બને છે. પોતાના બધા ફ્યૂડલ ઉમરાવોને તેણે કાં તો ચગદી નાખ્યા અથવા તો વશ કર્યા. બર્ગંડીના ફ્રાંસમાં સમાવેશ થતાં ફ્રાંસ અને જર્મની એકબીજાની અડોઅડ આવી ગયાં. તેમની સીમાઓ એકબીજાને સ્પર્શતી હતી. પરંતુ ફ્રાંસ બળવાન અને કેન્દ્રિત રાજ્ય હતું જ્યારે જર્મની નબળું હતું અને તે નાનાં નાનાં અનેક રાજ્યોમાં વહેંચાયેલું હતું.

ઇંગ્લંડ સ્કૉટલૅંડને જીતી લેવાનો પણ પ્રયત્ન કરતું હતું. તેમની વચ્ચે પણ લાંબા વખત સુધી લડાઈ ચાલી અને સ્કૉટલૅન્ડ ઘણુંખરું ઇંગ્લંડ વિરુદ્ધ ફ્રાંસને પક્ષે રહેતું. ૧૩૧૪ની સાલમાં રૉબર્ટ બ્રૂસની સરદારી નીચે સ્કૉટ લોકોએ બૅનોકબર્નની લડાઈમાં અંગ્રેજોને હરાવ્યા હતા.

આથી પણ આગળ, બારમી સદીમાં અંગ્રેજોએ આયર્લૅન્ડ જીતી લેવાની કોશિશ આરંભી. એ વાતને સાતસો વરસ થઈ ગયાં. ત્યારથી માંડીને આયર્લૅન્ડમાં વારંવાર યુદ્ધો અને બંડો થતાં રહ્યાં છે અને ત્રાસ, જુલમ અને અત્યાચાર ચાલુ રહ્યા છે. આ નાનકડા દેશે વિદેશી સત્તાને તાબે થવાનો ઇન્કાર કર્યો અને પોતે કદીયે તાબે થનાર નથી એની ઘોષણા કરવા ખાતર પેઢી દર પેઢી બંડ પોકાર્યું.

૧૩મી સદીમાં યુરોપના બીજા એક નાનકડા રાષ્ટ્ર—સ્વિટ્ઝરલૅન્ડે—પોતાની સ્વતંત્રતાના દાવાની ઘોષણા કરી. એ પવિત્ર રોમન સામ્રાજ્યનો એક ભાગ હતું અને તેના ઉપર ઑસ્ટ્રિયાની હકૂમત હતી. વિલિયમ ટેલ તથા તેના પુત્રની વાત તો તેં વાંચી જ હશે; પરંતુ ઘણુંખરું એ વાત સાચી ગણાતી નથી. પરંતુ એક મોટા સામ્રાજ્ય સામે સ્વીસ ખેડૂતોએ પોકારેલો બળવો તથા તેની સત્તાને વશ થવાનો તેમણે કરેલો ઇન્કાર એ તો એથીયે વિશેષ આશ્ચર્યકારક છે. પ્રથમ તો ત્રણ પરગણાંઓએ બળવો કર્યો અને ૧૨૯૧ની સાલમાં તેમણે તેમના કહેવા મુજબ 'ચિરંજીવ સંઘ' (એવરલાસ્ટિંગ લીગ)ની સ્થાપના કરી. પછી

બીજાં પરગણાંઓ પણ તેમની સાથે જોડાયાં અને ૧૪૯૯ની સાલમાં સ્વિટ્ઝરલૅન્ડ સ્વતંત્ર પ્રજાતંત્ર બન્યું. જુદાં જુદાં પરગણાંઓનું તે સમવાયતંત્ર હતું અને તે સ્વીસ સમવાયતંત્ર કહેવાતું હતું. પહેલી ઑગસ્ટને દિવસે સ્વિટ્ઝરલૅન્ડમાં પર્વતની ટોચ ઉપર આપણે હોળીની પેઠે સળગતી જ્વાળા જોઈ હતી તે તને યાદ છે? સ્વીસ લોકોનો એ રાષ્ટ્રીય દિન અને તેમની ક્રાંતિના આરંભની જયંતી હતી. તે સમયે ઑસ્ટ્રિયાના રાજાની સામે બંડ પોકારવાના સંકેત માટે આવી હોળી પ્રગટાવવામાં આવી હતી.

પૂર્વ યુરોપમાં કૉન્સ્ટાન્ટિનોપલની શી દશા હતી? તને યાદ હશે કે લૅટિન ક્રૂઝેડરોએ ૧૨૦૪ની સાલમાં આ શહેર ગ્રીકો પાસેથી જીતી લીધું હતું. ૧૨૬૧ની સાલમાં ગ્રીક લોકોએ તેમને હાંકી કાઢ્યા અને તેમણે પૂર્વના સામ્રાજ્યની ફરીથી સ્થાપના કરી. પરંતુ એથીયે મોટો બીજો ભય તેમના તરફ આવી રહ્યો હતો.

જે સમયે મંગોલ લોકો એશિયામાં આગળ ધસ્યે જતા હતા ત્યારે પચાસ હજાર ઑટોમન યા ઉસ્માની તુર્કો તેમનાથી જુદા પડી ગયા હતા. તેઓ ઉસ્માન નામના પૂર્વજ અથવા તો રાજ્યવંશના સ્થાપકના વંશમાંથી ઊતરી આવેલા પોતાને ગણાવતા. તેથી કરીને તેઓ ઉસ્માની તુર્કો કહેવાતા. આ ઉસ્માની તુર્કોએ પશ્ચિમ એશિયામાં સેલ્જુક તુર્કોનો આશરો લીધો. સેલ્જુક તુર્કો નબળા પડતા ગયા તેમ તેમ ઉસ્માની તુર્કો બળવાન થતા ગયા હોય એમ જણાય છે. ઉસ્માની તુર્કો ચોતરફ ફેલાતા ગયા. તેમની પહેલાં બીજા ઘણાએ એ કર્યું હતું તેમ કૉન્સ્ટાન્ટિનોપલ ઉપર હલ્લો કરવાને બદલે એ શહેરની પાસે થઈને પસાર થઈ ૧૩૫૩ની સાલમાં તેમણે યુરોપમાં પ્રવેશ કર્યો. તેઓ ઝપાટાભેર ફેલાઈ ગયા અને બલ્ગેરિયા તથા સર્બિયાનો કબજો લઈ એડ્રિયાનોપલને તેમણે પોતાની રાજધાની બનાવી. આમ કૉન્સ્ટાન્ટિનોપલની બંને બાજુએ યુરોપ તથા એશિયામાં ઉસ્માની સામ્રાજ્ય ફેલાયું. એ કૉન્સ્ટાન્ટિનોપલની ચોતરફ પણ ફરી વળ્યું. પરંતુ તે શહેર તેની બહાર રહ્યું. પણ હજાર વરસના પુરાણા અને ગૌરવશાળી પૂર્વના રોમન સામ્રાજ્યમાંથી એ શહેર સિવાય લગભગ બીજું કશું જ રહ્યું નહોતું. તુર્ક લોકો પૂર્વના સામ્રાજ્યને ઓહિયાં કરતા જતા હતા છતાંયે સુલતાનો તથા સમ્રાટો વચ્ચે મિત્રતાભર્યા સંબંધો હોય એમ જણાય છે. તેમના કુટુંબોમાં પરસ્પર લગ્નવ્યવહાર પણ ચાલુ હતો. આખરે ૧૪૫૩ની સાલમાં કૉન્સ્ટાન્ટિનોપલ

તુર્કોના હાથમાં ગયું. હવે આપણે ઉસ્માની તુર્કોની જ વાત કરીશું કેમકે સેલ્જુક તુર્કો હવે ઇતિહાસના ચિત્રપટ ઉપરથી વિદાય લે છે.

ઘણા વખતથી કૉન્સ્ટાન્ટિનોપલના પતનની ઘડીઓ ગણાતી હતી છતાંએ એ બનાવ બન્યો ત્યારે તેનાથી આખું યુરોપ હાલી ઊઠયું. એનું પતન એટલે કે એક હજાર વરસ પુરાણા પૂર્વના ગ્રીક સામ્રાજ્યનો અંતિમ નાશ. વળી એનો અર્થ એ પણ ખરો કે યુરોપ ઉપર મુસલમાનોની બીજી ચડાઈ. તુર્ક લોકો તો આગળ ને આગળ ફેલાતા જ ગયા અને કદી કદી તો એવું લાગતું હતું કે તેઓ આખા યુરોપને જીતી લેશે. પરંતુ વિયેનાના દ્વાર આગળ તેમને ખાળવામાં આવ્યા.

છઠ્ઠી સદીમાં સમ્રાટ જસ્ટીનિયને બાંધેલા સંત સોફિયાના મહાન દેવળની મસીદ બનાવી તેનું નામ આયા સુફિયા પાડવામાં આવ્યું. વળી તેના ખજાનાને પણ લૂંટી લેવામાં આવ્યો. આથી યુરોપમાં ભારે ખળભળાટ મચ્યો પરંતુ એ બાબતમાં તેનાથી કંઈ પણ થઈ શકયું નહિ. પરંતુ તુર્ક સુલતાનો ઑર્થોડોકસ ગ્રીક ચર્ચ તરફ ખૂબ ઉદાર હતા અને હકીકત તો એમ છે કે, કૉન્સ્ટાન્ટિનોપલનો કબજો લીધા પછી સુલતાન મહંમદ બીજાએ રીતસર જાહેર કર્યું કે, પોતે ગ્રીક ચર્ચનો રક્ષક છે. ગૌરવશાળી સુલેમાનના નામથી ઓળખાતો એ પછીનો સુલતાન તો પોતાને પૂર્વના સમ્રાટોનો પ્રતિનિધિ માનતો અને તેણે સીઝરનો ઇલકાબ પણ ધારણ કર્યો હતો. પ્રાચીન પ્રણાલિકાઓની આવી શક્તિ હોય છે.

કૉન્સ્ટાન્ટિનોપલના ગ્રીક લોકોને ઉસ્માની તુર્કો બહુ અળખામણા લાગ્યા હોય એમ જણાતું નથી. તેમણે જોયું કે એ પ્રાચીન સામ્રાજ્ય તો ભાંગતું જતું હતું. પોપ કે પશ્ચિમ યુરોપના ખ્રિસ્તીઓ કરતાં તેઓ તુર્ક લોકોને પસંદ કરતા. લૅટિન ક્રૂઝેડરોનો તેમનો અનુભવ કડવો હતો. એમ કહેવાય છે કે ૧૪૫૩ની સાલમાં કૉન્સ્ટાન્ટિનોપલના છેલ્લા ઘેર વખતે ત્યાંના એક ઉમરાવે કહ્યુ હતું કે, ‘ પોપના મુકુટ કરતાં પયગંબરની પાઘડી વધારે સારી ’.

તુર્ક લોકોએ વિશિષ્ટ પ્રકારનું સૈન્ય ઊભું કર્યું. તે જાંનિસારી નામથી ઓળખાતું. તેઓ પોતાની ખ્રિસ્તી રૈયત પાસેથી એક પ્રકારના વેરા તરીકે નાનાં નાનાં બાળકો લેતા અને તેમને ખાસ તાલીમ આપતા. કુમળી વયના છોકરાઓને પોતાનાં માબાપથી અળગા કરવા એ અતિશય ઘાતકી હતું એમાં શંકા નથી, પરંતુ એ છોકરાઓને એથી અખૂ

લાભો પણ મળતા. તેમને બહુ સારી લશ્કરી તાલીમ મળતી અને એ રીતે તેઓ લશ્કરી ઉમરાવો બનતા. આ જાંનિસાર સૈન્ય તુર્ક સુલતાનોના આધારસ્તંભરૂપ બન્યું. જાંનિસાર શબ્દ જાન (જીવન) અને નિસાર (બલિદાન) ઉપરથી બન્યો છે અને એનો અર્થ જીવનનું બલિદાન આપનાર એવો થાય છે.

એ જ રીતે મીસરમાં પણ જાંનિસારને મળતું સૈન્ય રચવામાં આવ્યું હતું. તે 'મામેલૂક'ના નામથી ઓળખાતું. તે અતિશય બળવાન બન્યું અને બધી સત્તા તેના હાથમાં આવી પડી. અને એ મામેલૂકોમાંથી જ કેટલાક તો મીસરના સુલતાન પણ બન્યા.

કૉન્સ્ટાન્ટિનોપલ લીધા પછી ઉસ્માની સુલતાનોએ તેમના પુરોગામીઓની એટલે કે બાઇઝેન્ટાઇન સમ્રાટોની વિલાસિતા તથા દુરાચાર વગેરે કુટેવોનો વારસો પણ લીધો. બાઇઝેન્ટાઇન લોકોની અધોગતિએ પહોંચેલી સામ્રાજ્ય-પ્રણાલીએ તેમને સંપૂર્ણ રીતે આવરી લીધા અને ધીમે ધીમે તેમની શક્તિ પણ ચૂસી લીધી. પણ થોડા વખત સુધી તો તેઓ બળવાન રહ્યા અને ખ્રિસ્તી યુરોપ તેમનાથી ડરતું હતું. તેમણે મીસર જીતી લીધું અને સત્તાહીન તથા નબળા પડી ગયેલા અબ્બાસી સમ્રાટોના પ્રતિનિધિ પાસેથી ખલીફનો ઇલકાબ છીનવી લીધો. એ વખતે ખલીફનો ઇલકાબ હજી અબ્બાસીઓ ધારણ કરતા હતા. એ સમયથી માંડીને હમણાં થોડા વખત ઉપર સુધી ઉસ્માની સુલતાનો પોતાને ખલીફ કહેવડાવતા હતા. મુસ્તફા કમાલ પાશાએ હમણાં જ થોડા વખત ઉપર સુલતાનિયત અને ખિલાફત એ બંનેનો અંત આણ્યો.

કૉન્સ્ટાન્ટિનોપલના પતનનો દિવસ એ યુરોપના ઇતિહાસમાં અતિશય મહત્ત્વનો દિવસ છે. એ દિવસે એક યુગ પૂરો થયો અને બીજાનો આરંભ થયો એમ માનવામાં આવે છે. હવે મધ્યયુગનો અંત આવે છે. એક હજાર વરસના અંધકાર યુગનો પણ હવે અંત આવે છે અને યુરોપમાં નવા જીવન અને નવી શક્તિનો તરવરાટ સર્વત્ર નજરે પડે છે. એને પુનર્જાગ્રતિ (રેનેસાંસ)નો આરંભ અથવા તો વિદ્યા અને કળાના નવજીવનની શરૂઆત કહેવામાં આવે છે. જનતા જાણે લાંબી ઊંઘમાંથી જાગતી હોય એમ લાગ્યું અને ગૌરવની પરાકાષ્ઠાએ પહોંચેલા સદીઓ પહેલાંના પ્રાચીન ગ્રીસ તરફ તેણે પોતાની નજર દોડાવી અને તેની પાસેથી પ્રેરણા પ્રાપ્ત કરી. જેને ચર્ચ ઉત્તેજન આપતું હતું એવી ગમગીનીભરી અને ગાંભીર્યપૂર્ણ જીવનદૃષ્ટિ તથા મનુષ્યના આત્માને

જકડી રાખતી શૃંખલાઓ પ્રત્યે ભારે માનસિક વિરોધ ફાટી નીકળ્યો. પ્રાચીન ગ્રીકોમાં હતો તેવો સૌંદર્ય માટેનો પ્રેમ જાગ્રત થયો. યુરોપ ચિત્રકળા, શિલ્પ અને સ્થાપત્યની રમ્ય કૃતિઓથી ખીલી ઊઠ્યું.

અલબત, આ બધું કેવળ કૉન્સ્ટાન્ટિનોપલના પતનથી એકાએક ઉદ્ભવ્યું નહોતું. એમ માનવું એ તો નરી મૂર્ખાઈ છે. એ શહેરનો તુર્કોએ કબજો લીધો એથી કરીને આ પરિવર્તનને થોડો વેગ મળ્યો એ ખરું; કેમકે એને પરિણામે સંખ્યાબંધ પંડિતો અને વિદ્વાનો એ શહેર તજીને પશ્ચિમ તરફ ગયા. જે સમયે પશ્ચિમ યુરોપ તેની કદર કરવાની માનસિક દશામાં હતું ત્યારે તેઓ ઇટાલીમાં પોતાની સાથે ગ્રીક સાહિત્યનો ખજાનો લેતા આવ્યા. આ રીતે એ શહેરના પતને પુનર્જાગ્રતિ અથવા નવજીવનનો યુગ શરૂ કરવામાં કંઈક ફાળો આપ્યો.

પરંતુ એ મહાન પરિવર્તન માટે તો એ માત્ર નજીવું કારણ હતું. પ્રાચીન ગ્રીક સાહિત્ય તથા ફિલસૂફી એ ઇટાલી કે મધ્યયુગીન પશ્ચિમ યુરોપ માટે નવીન વસ્તુ નહોતી. એ સમયે પણ વિદ્યાપીઠોમાં એનો અભ્યાસ થતો હતો અને વિદ્વાનો એનાથી પરિચિત હતા. પરંતુ એનો પરિચય જૂજ માણસોમાં જ પરિમિત હતો અને તે સમયની પ્રચલિત જીવનદૃષ્ટિ સાથે તેનો મેળ ખાતો નહોતો, એટલે તેનો ફેલાવો થયો નહિ. લોકોના માનસમાં સંશયનો સંચાર થતાં ધીમે ધીમે નવીન જીવનદૃષ્ટિ માટેની ભૂમિકા તૈયાર થઈ. પ્રચલિત વસ્તુસ્થિતિથી તેઓ અસંતુષ્ટ બન્યા હતા અને તેમને વધારે સંતોષ અને સમાધાન આપે એવી વસ્તુ માટે તેઓ ખોજ ચલાવી રહ્યા હતા. જ્યારે તેઓ સંશય અને અપેક્ષાની આ માનસિક અવસ્થામાં હતા ત્યારે ગ્રીસનું પ્રાચીન 'પેગન' તત્ત્વજ્ઞાન તેમને હાથ લાગ્યું અને ગ્રીસના સાહિત્યનું પણ તેમણે આકંઠ પાન કર્યું. આથી તેઓ જે શોધતા હતા તે જ વસ્તુ તેમને લાધી ગઈ એમ તેમને લાગ્યું અને એ શોધે તેમને ઉત્સાહથી ભરી દીધા.

આ પુનર્જાગ્રતિ યા નવજીવનનો પ્રથમ આરંભ ઇટાલીમાં થયો. પછી તે ફ્રાંસ, ઇંગ્લંડ અને અન્યત્ર પ્રસરી. આ કેવળ ગ્રીક તત્ત્વજ્ઞાન કે સાહિત્યની પુનર્પ્રાપ્તિ જ નહોતી. એ તો એના કરતાં અનેકગણી મોટી અને વ્યાપક વસ્તુ હતી. એ તો ઘણા લાંબા સમયથી યુરોપમાં ચાલી રહેલી આંતરિક પ્રક્રિયાનો આવિષ્કાર માત્ર હતો. આ મંથનમાંથી અનેક વસ્તુઓ ઉદ્ભવવાની હતી. પુનર્જાગ્રતિ અથવા નવજીવનનો સંચાર એ તેમાંની એક હતી.

## ૭૩

# દરિયાઈ માર્ગોની શોધ

૩ જુલાઈ, ૧૯૩૨

યુરોપના ઇતિહાસમાં હવે આપણે એવે ટાંકણે આવી પહોંચ્યાં છીએ કે જ્યારે ત્યાં આગળ મધ્યયુગીન દુનિયા પડી ભાંગવા માંડે છે અને તેને ઠેકાણે નવી સમાજવ્યવસ્થા ઉદ્ભવે છે. મોજૂદ પરિસ્થિતિ પરત્વે ત્યાં આગળ અસંતોષ અને અણગમો પેદા થાય છે અને એવી લાગણી પરિવર્તન તથા પ્રગતિની જનેતા બને છે. ફ્યૂડલ વ્યવસ્થા અને ધર્મતંત્રથી જે જે વર્ગો ચુસાતા હતા તે બધા અસંતુષ્ટ બન્યા હતા. આપણે આગળ જોયું કે ખેડૂત લોકો ઠેર ઠેર બંડ કરતા હતા. પરંતુ ખેડૂતવર્ગ હજી બહુ પછાત અને લાચાર હતો, એટલે આ બંડોથી તેને કશો લાભ ન થયો. તેમનો દિવસ હજુ હવે પછી આવવાનો હતો. ખરો ઝઘડો તો જૂના ફ્યૂડલ વર્ગ અને જાગ્રત થઈ ગયેલા તથા બળવાન બનતા જતા નવા મધ્યમ વર્ગ અથવા બૂર્ઝવાઝી વચ્ચે હતો. ફ્યૂડલ વ્યવસ્થામાં સંપત્તિનો આધાર જમીન ઉપર હતો — સાચું કહીએ તો જમીન એ જ સંપત્તિ હતી. પણ હવે તો નવીન પ્રકારની સંપત્તિ એકઠી થવા લાગી હતી અને તે જમીનમાંથી પેદા થતી નહોતી. એ વેપારરોજગાર અને પાકો માલ બનાવવાના વ્યવસાયમાંથી પેદા થતી હતી. એને લીધે નવા મધ્યમ વર્ગને અથવા બૂર્ઝવાઝી એટલે કે ભદ્રલોકને ભારે લાભ થયો અને પરિણામે તે બળવાન બન્યો. આ ઝઘડો તો ઘણો જૂનો હતો પણ હવે બંને પક્ષની પરિસ્થિતિમાં થયેલો પલટો આપણા જોવામાં આવે છે. ફ્યૂડલ વ્યવસ્થા હજી ચાલુ હતી પરંતુ તેણે બચાવની નીતિ અખત્યાર કરી હતી. મધ્યમ વર્ગને પોતાના નવા બળમાં વિશ્વાસ હતો અને તે હવે આક્રમણાત્મક વલણ ધારણ કરે છે. આ લડત સેંકડો વરસ સુધી ચાલુ રહે છે અને તેમાં મધ્યમ વર્ગની ઉત્તરોત્તર જીત થતી જાય છે. યુરોપના જુદા જુદા દેશોમાં આ લડત ભિન્ન ભિન્ન સ્વરૂપ ધારણ કરે છે. પૂર્વ યુરોપમાં હજી એવા ઝઘડા જેવું કશું દેખાતું નથી. મધ્યમ વર્ગ પહેલવહેલો પશ્ચિમ યુરોપમાં આગળ આવે છે.

જૂની શૃંખલાઓ તૂટવાને કારણે વિજ્ઞાન, કળા, સાહિત્ય, સ્થાપત્ય તથા નવી નવી શોધખોળો વગેરે અનેક દિશાઓમાં પ્રગતિ થઈ. મનુષ્યનો આત્મા પોતાનાં બંધનો તોડી નાખે છે ત્યારે હમેશાં આમ બને છે— ત્યારે તેનો વિકાસ થાય છે અને તે વ્યાપક બને છે. એ જ રીતે જ્યારે આપણને સ્વતંત્રતા લાધશે ત્યારે આપણી પ્રજા તથા આપણી પ્રતિભાનો વિકાસ થશે અને તે ચોતરફ ફેલાશે.

લોકમાનસ ઉપરનો ચર્ચનો કાબૂ ક્ષીણ અને શિથિલ થતો જાય છે તેમ તેમ લોકો દેવળો અને મઠો બાંધવામાં ઓછા પૈસા ખરચતા થાય છે. અનેક ઠેકાણે સુંદર ઇમારતો ચણાય છે એ ખરું પણ તે મહાજન-ગૃહો અને બીજી એવા પ્રકારની જ ઇમારતો હોય છે. સ્થાપત્યની ગૉથિક પદ્ધતિ પણ હવે વિદાય થાય છે અને તેને ઠેકાણે નવી પદ્ધતિ વિકસે છે.

આ જ અરસામાં એટલે કે જ્યારે યુરોપ નવી શક્તિથી ઊભરાઈ રહ્યું હતું ત્યારે પૂર્વમાંથી સુવર્ણનું આકર્ષણ આવ્યું. માર્કો પોલો તથા હિંદ અને ચીનમાં ગયેલા બીજા પ્રવાસીઓનાં વર્ણનોએ યુરોપના લોકોની કલ્પનાને બહલાવી મૂકી અને પૂર્વની આ અઢળક દોલતની ઉત્તેજનાએ ઘણા લોકોને દરિયો ખેડવા તરફ પ્રેર્યા. એ જ ટાંકણે કૉન્સ્ટાન્ટિનોપલનું પણ પતન થયું. પૂર્વ તરફ જવાના જમીન તથા દરિયાઈ માર્ગોનો કાબૂ તુર્કોના હાથમાં ગયો અને તેઓ વેપાર-રોજગારને ઝાઝું ઉત્તેજન આપતા નહોતા. મોટા મોટા વેપારીઓ અને સોદાગરો આથી અકળાયા તથા પૂર્વનું સોનું હાથ કરવા માગતો સાહસિકોનો નવો ઊભો થયેલો વર્ગ પણ એથી ચિડાયો. એથી કરીને પૂર્વના સુવર્ણમય દેશોમાં પહોંચવાના નવા માર્ગો ખોળી કાઢવાની તેમણે કોશિશ કરવા માંડી.

પૃથ્વી ગોળ છે અને તે સૂર્યની આસપાસ ફરે છે એ તો આજે નિશાળે જતી નાનકડી બાળા પણ જાણે છે. આપણા બધાંને માટે આજે એ બિના બિલકુલ સ્પષ્ટ છે. પરંતુ જૂના કાળમાં એ વસ્તુ એટલી સ્પષ્ટ નહોતી; અને જે લોકો એ માનવાની કે કહેવાની ધૃષ્ટતા કરતાં તેઓ ચર્ચ તરફથી આફતમાં આવી પડતા. પરંતુ ચર્ચના ધાકની ઉપરવટ થઈને પણ પૃથ્વી ગોળ છે એ હકીકત લોકો વધારે ને વધારે માનવા લાગ્યા. જો પૃથ્વી ગોળ હોય તો પછી પશ્ચિમ તરફ આગળ ને આગળ જતાં ચીન તથા હિંદુસ્તાન પહોંચી શકાય. કેટલાક લોકો આમ

વિચારતા થયા હતા. બીજા કેટલાક આફ્રિકાની ફરતે ફરીને હિંદ પહોંચવાનું વિચારતા હતા. તારે ધ્યાનમાં રાખવું જોઈએ કે તે સમયે સુએઝની નહેર નહોતી અને ભૂમધ્ય સમુદ્રમાં થઈને વહાણો રાતા સમુદ્રમાં જઈ શકતાં નહોતાં. ભૂમધ્ય સમુદ્ર અને રાતા સમુદ્ર વચ્ચે માલ તથા સામાન ઘણુંખરું ઊંટ પર લાદીને જમીન માર્ગે મોકલવામાં આવતો અને ત્યાંથી તે બીજી બાજુનાં નવાં વહાણો ઉપર ચડાવવામાં આવતો. આમ માલની ફેરબદલી કરવી એ કદીયે સગવડભર્યું નહોતું લેખાતું. મીસર અને સીરિયા તુર્કોના કબજામાં આવતાં આ માર્ગ એથીયે વિશેષ કપરો બન્યો.

પરંતુ હિંદુસ્તાનની દોલતનું આકર્ષણ લોકોને લલચાવતું અને ઉત્તેજિત કરતું જ રહ્યું. સ્પેન તથા પોર્ટુગાલે નવા નવા મુલકો શોધી કાઢવાની સફરોમાં પહેલ કરી. એ સમયે સ્પેન ગ્રેનેડામાંથી રહ્યાસહ્યા મૂર અથવા તો સેરેસન લોકોને હાંકી કાઢવામાં રોકાયું હતું. એરેગોનના ફર્ડિનાંડ તથા કેસ્ટાઈલની ઇઝાબેલાના લગ્નથી ખ્રિસ્તી સ્પેન એકત્ર થયું અને કૉન્સ્ટાન્ટિનોપલનો તુર્કોએ કબજો લીધો ત્યાર પછી લગભગ પચાસ વરસ બાદ ૧૪૯૨ની સાલમાં ગ્રેનેડા પણ આરબોના હાથમાંથી ગયું. સ્પેન તરત જ યુરોપનું મહાન ખ્રિસ્તી રાજ્ય બન્યું.

પોર્ટુગીઝ યા ફિરંગી લોકોએ પૂર્વ તરફ અને સ્પેનના લોકોએ પશ્ચિમ તરફ જવાનો પ્રયત્ન કર્યો. ૧૪૪૫ની સાલમાં ફિરંગીઓએ વર્ડેની ભૂશિર શોધીને એ દિશામાં પ્રથમ ભારે પ્રગતિ સાધી. આ ભૂશિર આફ્રિકાનો છેક પશ્ચિમનો છેડો છે. તું આફ્રિકાનો નકશો જોશે તો તને જણાશે કે યુરોપથી આ ભૂશિર તરફ સફર કરતા માણસને નૈઋત્ય ખૂણા તરફ વહાણ હંકારવું પડે છે. વર્ડેની ભૂશિરની અણીને ફરતે ફરીને તે અગ્નિ ખૂણા તરફ જવા લાગે છે. આ ભૂશિરની શોધ એ ભારે આશાજનક ચિહ્ન હતું કારણકે એને લીધે લોકોને વિશ્વાસ બેઠો કે આફ્રિકાની ફરતે ફરીને તેઓ હિંદ તરફ જઈ શકશે.

આમ છતાં પણ આફ્રિકાની પ્રદક્ષિણા બરાબર થઈ તે પહેલાં ચાલીસ વરસો વહી ગયાં. ૧૪૮૬ની સાલમાં બીજો એક ફિરંગી બાર્થોલોમિયુ ડિયાઝ આફ્રિકાની છેક દક્ષિણની અણી જે હાલ 'કેપ ઑફ ગુડ હોપ'ના નામથી ઓળખાય છે ત્યાં સુધી પહોંચ્યો. થોડાં વરસો પછી વાસ્કો-ડી-ગામા નામનો બીજો એક ફિરંગી આ શોધને

લાભ લઈ 'કેપ ઑફ ગુડ હોપ' થઈને હિંદુસ્તાનમાં આવ્યો. ૧૪૯૮ની સાલમાં વાસ્કો-ડી-ગામા મલબાર કિનારાના કાલીકટ બંદરે પહોંચ્યો.

આમ હિંદુસ્તાન પહોંચવાની હરીફાઈમાં ફિરંગીઓ જીતી ગયા: પરંતુ એ દરમ્યાન દુનિયાની બીજી બાજુએ ભારે બનાવો બની રહ્યા હતા અને એથી કરીને સ્પેનને ફાયદો થવાનો હતો. ૧૪૯૨ની સાલમાં ક્રિસ્ટોફર કોલંબસ અમેરિકા પહોંચ્યો હતો. કોલંબસ જીનોઆ શહેરનો એક ગરીબ આદમી હતો અને પૃથ્વી ગોળ છે એવું માનતો હોઈ પશ્ચિમ તરફ વહાણુ હંકારતાં હંકારતાં તે જાપાન અને હિંદ પહોંચવા માગતો હતો. પરંતુ તેની એ સફર જેટલી લાંબી નીવડી તેટલી લાંબી નીવડશે એવી તેને કલ્પના નહોતી. તેની આ શોધખોળ માટેની સફરમાં સહાય કરવાનું એકાદ રાજાને સમજાવવાનો પ્રયત્ન કરતો તે અનેક રાજદરબારોમાં રખડ્યો. આખરે સ્પેનનાં રાજારાણી ફર્ડિનાન્ડ તથા ઇઝાબેલાએ તેને મદદ આપવાનું કબૂલ કર્યું અને કોલંબસ ત્રણ નાનાં વહાણો તથા ૮૮ માણસો લઈને પોતાની સફરે નીકળી પડ્યો. અજ્ઞાત તરફની આ વીરતાભરી સાહસિક સફર હતી; કેમકે આગળ ઉપર શું છે એની કોઈને કશી જ માહિતી નહોતી. પણ કોલંબસના હૃદયમાં શ્રદ્ધા હતી અને તેની એ શ્રદ્ધા વાજબી ઠરી. અગણોતેર દિવસ સુધી સમુદ્રમાં સફર કર્યા પછી તેમને જમીનનો પત્તો લાગ્યો. કોલંબસે માન્યું કે તેને જડેલી ભૂમિ હિંદુસ્તાન છે. પરંતુ ખરી રીતે તો તે વેસ્ટ ઇન્ડિઝ ટાપુઓમાંનો એક ટાપુ હતો. કોલંબસ ઠેઠ અમેરિકા ખંડ સુધી પણ નહોતો પહોંચ્યો અને તે તો જીવ્યો ત્યાં સુધી એમ જ માનતો હતો કે પોતે એશિયા પહોંચ્યો હતો. તેની આ વિચિત્ર પ્રકારની ભૂલ આજ સુધી ચાલુ રહી છે. આજે પણ એ ટાપુઓ વેસ્ટ ઇન્ડિઝ એટલે કે હિંદની પશ્ચિમ તરફના ટાપુઓ કહેવાય છે અને અમેરિકાના મૂળ વતનીઓને આજે પણ ઇન્ડિયન્સ અથવા હિંદવાસીઓ અથવા રેડ ઇન્ડિયન્સ એટલે રાતા હિંદીઓ કહેવામાં આવે છે.

કોલંબસ યુરોપ પાછો ફર્યો અને વધારે વહાણો લઈને બીજે વરસે ફરીથી પાછો સફરે નીકળ્યો. હિંદ જવાના નવા માર્ગની આ શોધે — તે વખતે તો કોલંબસે હિંદનો જળમાર્ગ શોધ્યો એમ જ મનાતું હતું — યુરોપમાં ભારે ખળભળાટ મચાવી મૂક્યો. આ પછી જ વાસ્કો-ડી-ગામાએ પૂર્વ તરફની પોતાની સફર આદરી અને તે કાલીકટ બંદરે પહોંચ્યો. પૂર્વ તથા પશ્ચિમમાં નવા નવા મુલકોની શોધની

ખબરોથી યુરોપની એ ઉત્તેજના વધુ તીવ્ર બની. આ નવા મુલકો ઉપર આધિપત્ય જમાવવા માટે સ્પેન તથા પોર્ટુગાલ એ બંનેને હરીફાઈ હતી. એમાં પોપ વચ્ચે પડ્યો અને સ્પેન તથા પોર્ટુગાલ વચ્ચેનો ઝઘડો ટાળવા બીજી પ્રજાઓને ભોગે ઔદાર્ય દાખવવાના નિશ્ચય ઉપર તે આવ્યો. ૧૪૯૩ની સાલમાં તેણે એક 'બુલ' (ફરમાન) — પોપની જાહેરાતો તથા ફરમાનો કોણજાણે શા કારણે 'બુલ' કહેવાય છે — બહાર પાડ્યું. એને 'બુલ ઑફ ડિમાર્કેશન' એટલે સીમાનિર્ણયનું ફરમાન કહેવામાં આવે છે. તેણે ઍઝોર્સથી પશ્ચિમે ૧૦૦ લીગ (૧ લીગ=૩ માઈલ) દૂર ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધી જતી એક કાલ્પનિક રેખા દોરી અને ફરમાવ્યું કે એ રેખાથી પૂર્વે આવેલા બધા અખ્રિસ્તી મુલકો પોર્ટુગાલે અને તેની પશ્ચિમે આવેલા બધા મુલકો સ્પેને હાથ કરવા. યુરોપ સિવાયની લગભગ આખી દુનિયાની આ જબરદસ્ત ભેટ હતી અને એ ભેટ આપવામાં પોપને સહેજ પણ ઘસાવાપણું નહોતું! ઍઝોર્સ એ આટલાંટિક મહાસાગરના ટાપુઓ છે અને તેમનાથી ૧૦૦ લીગ એટલે કે ૩૦૦ માઈલ દૂર, પશ્ચિમે દોરવામાં આવેલી રેખાથી આખો ઉત્તર અમેરિકા અને ઘણોખરો પશ્ચિમ અમેરિકા પશ્ચિમ ભાગમાં જાય. આમ ખરું જોતાં બંને અમેરિકા ખંડો સ્પેનને તથા હિંદુસ્તાન, ચીન, જાપાન તથા પૂર્વના બીજા દેશો અને આખો આફ્રિકા ખંડ પોર્ટુગાલને ભેટ મળ્યાં! આ વિસ્તીર્ણ પ્રદેશનો કબજો લેવાનું ફિરંગીઓએ શરૂ કર્યું. પણ એ કાર્ય સાવ સુગમ નહોતું. પરંતુ એ દિશામાં તેમણે થોડી પ્રગતિ કરી અને તેઓ પૂર્વ તરફ આગળ વધવા લાગ્યા. ૧૫૧૦ની સાલમાં તેઓ ગોવા અને ૧૫૧૧ની સાલમાં મલાયા દ્વિપકલ્પમાં આવેલા મલાક્કામાં પહોંચ્યા. એ પછી થોડા વખત બાદ જાવા અને ૧૫૭૬ની સાલમાં તેઓ ચીન પહોંચ્યા. એનો અર્થ એ નથી કે તેમણે આ બધાં સ્થાનો કબજે કર્યાં. માત્ર એમાંનાં કેટલાંક સ્થળોએ તેમણે પગપેસારો કર્યો એટલું જ. પૂર્વના પ્રદેશોની તેમની ભાવી કારકિર્દી વિષે હવે પછીના એકાદ પત્રમાં આપણે ચર્ચા કરીશું.

પૂર્વ તરફ ગયેલા ફિરંગીઓમાં ફર્ડિનાન્ડ મૅગેલન નામનો એક પુરુષ હતો. તેના ફિરંગી માલિક જોડે તેને ઝઘડો થયો તેથી તે યુરોપ પાછો ફર્યો અને સ્પેનનો નાગરિક બન્યો. તે પૂર્વ તરફના માર્ગે કેપ ઑફ ગુડ હોપ થઈને હિંદુસ્તાન તથા પૂર્વ તરફના ટાપુઓમાં જઈ

આવ્યો હતો એટલે હવે પશ્ચિમ તરફના માર્ગે અમેરિકા થઈને ત્યાં જવા માગતો હતો. કોલંબસે જે મુલક શોધી કાઢ્યો હતો તે એશિયા નથી એવી એને ઘણું કરીને ખબર હોવી જોઈએ. વળી ૧૫૧૩ની સાલમાં બાલ્બોઆ નામનો એક સ્પેનવાસી મધ્ય અમેરિકાના પનામાના પર્વતો ઓળંગી પ્રશાંત મહાસાગરમાં પહોંચ્યો હતો. કોણ જાણે શા કારણે તેણે એને દક્ષિણ સમુદ્ર ( સાઉથ સી ) એવું નામ આપ્યું અને તેના કાંઠા ઉપર ઊભા રહીને એ નવો સમુદ્ર તથા તેને લગતો બધો મુલક પોતાના સ્વામીનો એટલે કે સ્પેનના રાજાની માલકીનો છે એવો દાવો કર્યો.

૧૫૧૯ની સાલમાં મૅગેલન પોતાની પશ્ચિમ તરફની સફરે નીકળી પડ્યો. પશ્ચિમ તરફની સફરોમાં એ સૌથી ભારે સફર નીવડવાની હતી. તેની પાસે પાંચ વહાણો અને ૨૭૦ માણસો હતા. આટ્લાંટિક મહાસાગર વીંધીને તે દક્ષિણ અમેરિકા પહોંચ્યો અને ત્યાંથી તે ખંડની છેક દક્ષિણની અણીએ પહોંચતાં સુધી તેણે દક્ષિણ તરફ જ પોતાની સફર ચાલુ રાખી. માર્ગમાં તેનું એક વહાણ ભાંગીને નાશ પામ્યું અને બીજું એક તેને છોડી ગયું. હવે તેની પાસે ત્રણ વહાણ રહ્યાં હતાં. આ ત્રણ વહાણો સાથે દક્ષિણ અમેરિકા ખંડ અને એક ટાપુ વચ્ચેની સાંકડી સામુદ્રધૂની પાર કરીને તે ખંડની બીજી બાજુને સ્પર્શતા વિશાળ સાગરમાં તેણે પ્રવેશ કર્યો. આ પ્રશાંત મહાસાગર હતો. આટ્લાંટિક મહાસાગરને મુકાબલે એ બહુ શાંત મહાસાગર હતો તેથી મૅગેલને તેને પૅસિફિક ઓશન એટલે કે પ્રશાંત મહાસાગર એવું નામ આપ્યું. પ્રશાંત મહાસાગરમાં પહોંચતાં તેને ચૌદ માસ લાગ્યા. તેણે ઓળંગેલી સામુદ્રધૂની તેના નામ ઉપરથી આજે પણ મૅગેલનની સામુદ્રધૂની તરીકે ઓળખાય છે.

પછી મૅગેલને બહાદુરીપૂર્વક ઉત્તર તરફ અને ત્યાર બાદ અજ્ઞાત સમુદ્રમાં વાયવ્ય ખૂણામાં પોતાની સફર ચાલુ રાખી. તેની સફરનો આ સૌથી ભયંકર ભાગ હતો. એ સફર આટલી બધી લાંબી નીવડશે એવી કોઈને કલ્પના સરખી પણ નહોતી. લગભગ ચાર માસ સુધી અને વધારે ચોક્કસ રીતે કહેવું હોય તો ૧૦૮ દિવસ સુધી તેઓ મહાસાગરની વચ્ચે રહ્યા. તેમને ખાવાપીવાના પણ સાંસા હતા. આખરે ભારે હાડમારી વેઠ્યા પછી તેઓ ફિલિપાઈન ટાપુઓ આગળ આવી પહોંચ્યા. ત્યાં આગળના લોકોએ તેમના તરફ મિત્રતાભર્યું વલણ દાખવ્યું અને તેમને ખોરાક વગેરે આપ્યું તથા તેમણે પરસ્પર એકબીજાને ભેટસોગાત પણ આપી. પરંતુ સ્પેનવાસીઓ વઢકણા અને મિજાજી હતા.

મૅગેલને ત્યાંના બે સરદારો વચ્ચેના નજીવા ઝઘડામાં ભાગ લીધો અને તેમાં તે મરાયો. તેમના મિજાજી વલણને લીધે તે ટાપુઓના વતનીઓને હાથે ઘણા સ્પેનવાસીઓ મરાયા.

જ્યાંથી કીમતી તેજાનાઓ આવતા હતા તે તેજાનાના ટાપુઓની તલાશમાં સ્પેનવાસીઓ હતા. તેની શોધમાં તેઓ આગળ ને આગળ વધતા ગયા. બીજા એક વહાણને પણ તજી દઈને તેમને તે બાળી મૂકવું પડયું. હવે માત્ર બે જ વહાણ બાકી રહ્યાં. હવે એવો નિર્ણય કરવામાં આવ્યો કે તેમાંનું એક પ્રશાન્ત મહાસાગરમાં થઈને સ્પેન પહોંચે અને બીજું કેપ ઑફ ગુડ હોપ થઈને. પહેલું વહાણ બહુ આગળ ન જઈ શકયું; કેમકે ફિરંગી લોકોએ તે કબજે કર્યું. પણ વિક્ટોરિયા નામનું બીજું વહાણ આફ્રિકાની પ્રદક્ષિણા કરીને તે સફરે નીકળ્યું ત્યાર પછી ત્રણ વરસ બાદ ૧૫૨૨ની સાલમાં ૧૮ માણસો સાથે સ્પેનના સેવીલ બંદરે પહોંચ્યું. તેણે આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી હતી. દુનિયાની પ્રદક્ષિણા કરનાર તે પહેલું વહાણ હતું.

વિક્ટોરિયાની સફર વિષે મેં જરા લંબાણથી લખ્યું છે કેમકે તે અદ્ભુત સફર હતી. આજે તો આપણે સુખસગવડ અને આરામથી દરિયો ઓળંગીએ છીએ અને મોટાં જહાજોમાં બેસીને લાંબી સફર કરીએ છીએ. પરંતુ આ આરંભના દરિયાઈ સફર કરનારાઓનો વિચાર કરી જો. અજ્ઞાતમાં ઝંપલાવીને તેમણે અનેક સંકટો વેઠયાં તથા જોખમોનો સામનો કર્યો અને તેમની ભાવી પેઢીના લોકો માટે દરિયાઈ માર્ગો શોધી કાઢયા. તે સમયના સ્પેનવાસીઓ તથા ફિરંગી લોકો ગર્વિષ્ઠ, મિજાજી અને ઘાતકી હતા, પરંતુ તેમની બહાદુરી અદ્ભુત હતી અને સાહસની ભાવનાથી તેઓ ભરપૂર હતા.

જ્યારે મૅગેલન પૃથ્વીની પ્રદક્ષિણા કરી રહ્યો હતો તે સમયે કોર્ટે મૅક્સિકો શહેરમાં દાખલ થઈને સ્પેનના રાજા માટે આઝટેક સામ્રાજ્ય જીતી રહ્યો હતો. એને વિષે તથા અમેરિકાની માયા સંસ્કૃતિ વિષે હું આગળ ઉપર કંઈક કહી ગયો છું. કોર્ટે ૧૫૧૯ની સાલમાં મૅક્સિકો પહોંચ્યો. પિઝેરો દક્ષિણ અમેરિકાના ઈંકા સામ્રાજ્યમાં (હાલ જ્યાં આગળ પેરુ છે ત્યાં) ૧૫૩૦ની સાલમાં પહોંચ્યો. હિંમત, સાહસ, દગાબાજી અને ઘાતકીપણાનો આશરો લઈને તથા ત્યાંના લોકોના માંહોમાંહેના ઝઘડાનો લાભ ઉઠાવીને કોર્ટે તથા પિઝેરો બે પ્રાચીન સામ્રાજ્યોનો નાશ કરવામાં ફતેહમંદ થયા. પરંતુ આ બંને સામ્રાજ્યો

જરીપુરાણાં થઈ ગયાં હતાં અને કેટલીક બાબતોમાં તો તેઓ સાવ પ્રાથમિક દશામાં હતાં. આથી ગંજીફાની ઇમારતની પેઠે પહેલે જ ધક્કે તેઓ જમીનદોસ્ત થઈ ગયાં.

જ્યાં જ્યાં મોટા મોટા શોધકો અને નાવિકો ગયા હતા ત્યાં ત્યાં તેમની પાછળ લૂંટફાટ કરવાને તત્પર એવા સાહસિકોનાં ટોળેટોળાં ગયાં. ખાસ કરીને સ્પેનના તાબાના અમેરિકાને આ લૂંટારુઓના ટોળાંઓથી વેઠવું પડયું; તેમણે તો ખુદ કોલંબસ પ્રત્યે પણ બહુ ખરાબ વર્તન દાખવ્યું હતું. એની સાથે સાથે મેક્સિકો અને પેરુમાંથી સ્પેનમાં ચાંદી તથા સોનાનો અવિરત પ્રવાહ વહેવા લાગ્યો. આ રીતે આ કીમતી ધાતુઓનો અઢળક જથ્થો ત્યાં આગળ આવ્યો. એથી કરીને આખું યુરોપ અંજાઈ ગયું અને સ્પેન યુરોપનું પ્રભાવશાળી રાજ્ય બન્યું. આ સોનું અને ચાંદી યુરોપના બીજા દેશોમાં પણ પસર્યાં અને એ રીતે પૂર્વના દેશોની વસ્તુઓ ખરીદવા માટે ત્યાં આગળ અઢળક નાણાંની જોગવાઈ થઈ.

પોર્ટુગાલ અને સ્પેનને મળેલી સફળતાથી સ્વાભાવિક રીતે જ યુરોપના બીજા દેશોના—ખાસ કરીને ફ્રાંસ, ઇંગ્લંડ, હોલૅંડ તથા ઉત્તર જર્મનીનાં શહેરોના લોકોની કલ્પના ઉત્તેજિત થઈ. પ્રથમ તેમણે એશિયા તથા અમેરિકા પહોંચવાનો ઉત્તર તરફનો એટલે કે નોર્વેની ઉત્તરેથી પૂર્વ તરફ અને ગ્રીનલૅન્ડ થઈ ને પશ્ચિમ તરફ જવાનો માર્ગ શોધવા ભારે પ્રયાસ કર્યો. પરંતુ એમાં તેઓ નિષ્ફળ નીવડયા અને તેમણે જાણીતા ધોરી માર્ગોનો આશરો લીધો.

જ્યારે દુનિયા જાણે પોતાનાં દ્વારો ખોલી રહી હતી અને પોતાનો ભંડાર તથા અજાયબીઓ બતાવી રહી હતી તે સમય કેવો અદ્ભુત હશે! એક પછી એક નવી નવી શોધો થયે જતી હતી — મહાસાગરો, નવા ખંડો અને અમાપ સંપત્તિ ઇત્યાદિ જાણે કે "દ્વાર ખોલો" એવા અર્થના કોઈ જાદુઈ મંત્રની રાહ જોઈ રહ્યાં હતાં એમ લાગતું હતું. તે જમાનાની હવા પણ આ સાહસોની જાદુઈ અસરથી વ્યાપ્ત બની ગઈ હશે.

આજે તો દુનિયા સાંકડી લાગે છે અને એમાં હવે કંઈ શોધાવાનું બાકી રહ્યું હોય એમ જણાતું નથી. એમ લાગે છે ખરું, પણ વાસ્તવિક રીતે એમ નથી; કેમકે વિજ્ઞાને શોધખોળ માટે નવાં નવાં અતિ વિશાળ ક્ષેત્રો ખુલ્લાં કર્યાં છે. એમાં શોધખોળ અને સાહસ માટે પૂરેપૂરો અવકાશ છે. ખાસ કરીને આજે હિંદુસ્તાનમાં તો એને માટે ખૂબ અવકાશ છે!

## ૭૪

# મંગોલ સામ્રાજ્યોનું ભાંગી પડવું

૯ જુલાઈ, ૧૯૩૨

મધ્યયુગ વીતી ગયો તથા યુરોપમાં નવું ચેતન પ્રગટ્યું અને તેને પરિણામે જે નવી શક્તિ ઉદ્ભવી તે જુદે જુદે અનેક માર્ગે ફૂટી નીકળી એ વિષે મેં તને લખ્યું છે. યુરોપ પ્રવૃત્તિ અને સર્જક પ્રયાસોથી ઊભરાતું જણાય છે. સૈકાંઓ સુધી નાના નાના દેશોમાં પુરાઈ રહ્યા પછી તેની પ્રજાઓ પોતાના નાના વાડાઓમાંથી એકદમ બહાર નીકળી પડી અને વિશાળ મહાસાગરો ઓળંગીને દુનિયાના દૂર દૂરના ખૂણાઓમાં પહોંચી ગઈ. પોતાની તાકાતમાં વિશ્વાસ રાખીને તેઓ વિજેતા તરીકે જાય છે. તેમનો આ આત્મવિશ્વાસ જ તેમને હિંમત આપે છે અને તેમને હાથે અદ્ભુત કાર્યો કરાવે છે.

પરંતુ તને નવાઈ લાગશે કે, આ એકાએક ફેરફાર શાથી થયો. તેરમી સદીના વચગાળામાં એશિયા અને યુરોપ ઉપર મંગોલ લોકોનું પ્રભુત્વ હતું. પૂર્વ યુરોપ તેમના તાબામાં હતું અને પશ્ચિમ યુરોપ આ મહાન અને અજેય દીસતા સૈનિકો આગળ થરથર કાંપતું હતું. મહાન ખાનના કોઈ એકાદ સેનાપતિની તુલનામાં પણ યુરોપના સમ્રાટો અને રાજાઓ શી વિસાતમાં હતા?

૨૦૦ વરસ પછી કૉન્સ્ટાન્ટિનોપલનું રાજનગર તથા દક્ષિણ-પૂર્વ યુરોપનો ઘણોખરો ભાગ ઉસ્માની તુર્કોના હાથમાં આવ્યો. આરબો તથા સેલ્જુક તુર્કોને લલચાવનારું આ અમૂલ્ય રત્ન મુસલમાનો અને ખ્રિસ્તી લોકો વચ્ચેના ૮૦૦ વર્ષના વિગ્રહ પછી ઉસ્માની તુર્કોને હાથ ગયું. આટલાથી સંતોષ ન માનતાં તુર્ક સુલતાનો પશ્ચિમ યુરોપ તથા ખુદ રોમ શહેર તરફ લોભી નજરે જોતા હતા. જર્મન સામ્રાજ્ય, એટલે કે, પવિત્ર રોમન સામ્રાજ્ય તથા ઇટાલીને પણ તેમણે થરકાંપ કરી મૂક્યાં. તેમણે હંગરી જીતી લીધું અને વિયેનાના દરવાજા સુધી તથા ઇટાલીની સીમા સુધી તેઓ પહોંચી ગયા. પૂર્વમાં બગદાદ અને દક્ષિણમાં મીસર તેમણે પોતાના સામ્રાજ્યમાં જોડી દીધાં. જેને 'ગૌરવશાળી'

કહેવામાં આવતો હતો તે સુલતાન સુલેમાન ૧૬મી સદીના વચગાળામાં આ મહાન તુર્ક સામ્રાજ્ય ઉપર શાસન કરતો હતો. સમુદ્ર ઉપર પણ તેનું નૌકાસૈન્ય સર્વોપરી હતું.

પરંતુ આવો ફેરફાર શાથી થઈ ગયો ? મંગોલોના ભયમાંથી યુરોપ કેવી રીતે મુક્ત થયું ? તુર્કોના ભયમાંથી તે કેવી રીતે ઊગરી શક્યું. તે એમાંથી ઊગર્યું એટલું જ નહિ પણ કેવી રીતે આક્રમણકારી બન્યું અને બીજાઓને ભયરૂપ થઈ પડ્યું ?

મંગોલોએ યુરોપને લાંબો કાળ ભયગ્રસ્ત ન રાખ્યું. નવા ખાનની ચૂંટણી કરવા માટે તેઓ આપમેળે જ ત્યાંથી ચાલ્યા ગયા અને પછી પાછા ન ફર્યા. મંગોલિયાના તેમના વતનથી પશ્ચિમ યુરોપ બહુ દૂર પડ્યું હતું. બનવાજોગ છે કે એ પ્રદેશે તેમને આકર્ષ્યા ન હોય; કેમકે તે ગીચ જંગલોવાળો મુલક હતો અને તેઓ તો મંગોલિયાનાં ખુલ્લાં મેદાનોથી ટેવાયેલા હતા. એ ગમે તેમ હો, પણ પશ્ચિમ યુરોપ મંગોલોના ભયમાંથી ઊગરી ગયું — તેના શૌર્યને લીધે નહિ પણ મંગોલ લોકોની બેપરવાઈ અને તેમનું લક્ષ બીજી બાબતોમાં પરોવાયું હતું તેને લીધે. પૂર્વ યુરોપમાં તો તેઓ વધારે સમય એટલે કે, ધીમે ધીમે મંગોલ સત્તા પડી ભાંગી ત્યાં સુધી રહ્યા.

હું તને આગળ ઉપર કહી ગયો છું કે, ૧૪૫૨ની સાલમાં તુર્કોએ કૉન્સ્ટાન્ટિનોપલનો કબજો લીધો એ ઘટનાથી યુરોપના ઇતિહાસમાં નવો યુગ શરૂ થાય છે. સગવડ ખાતર એમ કહી શકાય કે, મધ્યયુગનો અંત અને નવા જન્મેલા ચેતનના — જે ભિન્ન ભિન્ન અનેક રીતે વ્યક્ત થાય છે — એટલે કે પુનર્જાગ્રતિ ( રેનેસાંસ ) અથવા નવજીવનના યુગનો આરંભ સૂચવે છે. આમ, જે સમયે યુરોપ ઉપર તુર્કોનો ભય ઝઝૂમી રહ્યો હતો અને તેમને સફળતા મળવાનો પૂરેપૂરો સંભવ હતો તે જ સમયે યુરોપ પગભર થયું અને બળવાન બન્યું એ ખરેખર નવાઈ પમાડે એવી ઘટના છે. થોડો સમય તો તુર્કો પશ્ચિમ યુરોપમાં આગળ વધતા ગયા; અને જ્યારે તેઓ આગળ વધી રહ્યા હતા ત્યારે યુરોપી શોધકો નવા નવા દેશો, સમુદ્રો અને જળમાર્ગો શોધી રહ્યા હતા તથા પૃથ્વીની ફરતે પ્રદક્ષિણા કરી રહ્યા હતા. 'ગૌરવશાળી' સુલેમાનના અમલ દરમ્યાન — ૧૫૨૦થી ૧૫૬૬ની સાલ સુધી તેણે રાજ્ય કર્યું હતું — તુર્ક સામ્રાજ્ય વિયેનાથી બગદાદ અને કેરો સુધી વિસ્તર્યું હતું. પરંતુ તુર્કો એથી આગળ વધ્યા નહિ. ગ્રીક લોકોના સમયના કૉન્સ્ટાન્ટિનોપલની અધોગતિકારક પુરાણી

નીતિરીતિઓને તેઓ વશ થતા જતા હતા. જેમ જેમ યુરોપનું બળ વધતું ગયું તેમ તેમ તુર્ક લોકો તેમની પહેલેની તાકાત ગુમાવતા ગયા અને નબળા પડ્યા.

ગત યુગોના આપણા પર્યટન દરમ્યાન આપણે એશિયાને યુરોપ ઉપર આક્રમણ કરતો ઘણી વાર નિહાળ્યો છે. યુરોપે પણ એશિયા ઉપર ચડાઈ કરી હતી પણ તેનું ઝાઝું મહત્ત્વ નથી. આખો એશિયા ખંડ વીંધીને સિંકદર હિંદુસ્તાન પહોંચ્યો પણ તેનું કશું ભારે પરિણામ ન આવ્યું. રોમન લોકો તો કદીયે ઇરાકથી આગળ વધ્યા નહોતા. જ્યારે, છેક પ્રાચીન સમયથી માંડીને એશિયાની જાતિઓ યુરોપ ઉપર વારંવાર ફરી વળી છે. યુરોપ ઉપરની આ એશિયાઈ ચડાઈઓમાં ઉસ્માની તુર્કોની ચડાઈ એ છેલ્લી હતી. ધીમે ધીમે પરિસ્થિતિ પલટાતી આપણને માલૂમ પડે છે અને યુરોપ આક્રમણકારી વલણ ધારણ કરે છે. ૧૬મી સદીના વચગાળામાં આ પલટો થયો એમ આપણે કહી શકીએ. નવો શોધાયેલો અમેરિકા તરત જ યુરોપના કબજામાં આવી જાય છે. એશિયાનો પ્રશ્ન વધારે વસમો હતો. યુરોપની પ્રજાઓ એશિયા ખંડના જુદા જુદા પ્રદેશોમાં અડ્ડો નાખવાને મથે છે અને અઢારમી સદીના મધ્ય ભાગ સુધીમાં તેઓ એશિયાના કેટલાક પ્રદેશો ઉપર આધિપત્ય જમાવવા માંડે છે. આ હકીકત બરાબર લક્ષમાં રાખવી જોઈએ કેમકે ઇતિહાસથી અજાણ એવા કેટલાક લોકો એમ જ ધારે છે કે યુરોપ એશિયા ઉપર હમેશનું આધિપત્ય ભોગવતું આવ્યું છે. આપણે હવે જોઈશું કે યુરોપનો આ નવો અધિકાર તાજેતરનો જ છે અને એ પરિસ્થિતિ પણ ક્યારનીયે બદલાવા માંડી છે તથા તેનો અધિકાર પણ જર્જરીપુરાણો થઈ ગયેલો માલૂમ પડે છે. પૂર્વના બધા દેશોમાં નવા વિચારો તરવરી રહ્યા છે, સ્વતંત્રતા હાંસલ કરવા માટેની પ્રચંડ ચળવળો યુરોપના આધિપત્યને પડકારીને તેને હચમચાવી રહી છે. હરેક પ્રકારના સામ્રાજ્યવાદ તથા શોષણનો અંત આણવા માગતા સમાનતાના સામાજિક ખ્યાલો આ રાષ્ટ્રીય ખ્યાલો કરતાં પણ વધારે તલસ્પર્શી અને વ્યાપક છે. યુરોપ એશિયા ઉપર આધિપત્ય ભોગવે કે એશિયા યુરોપ ઉપર આધિપત્ય ભોગવે અથવા તો એક દેશ બીજા દેશને ચૂસે એવો સવાલ ભવિષ્યમાં રહેશે નહિ.

આ બહુ લંબાણ પ્રસ્તાવના થઈ. હવે આપણે મંગોલ લોકોની વાત ઉપર આવીએ. આપણે તેમની કારકિર્દીને અનુસરીએ અને તેમના

શા હાલ થયા તે જોઈએ. તને યાદ હશે કે કુબ્લાઈ ખાન એ છેલ્લો મહાન ખાન હતો. ૧૨૯૨ની સાલમાં તેના મરણ પછી ઠેઠ કોરિયાથી માંડીને આખા એશિયાને વીંધીને યુરોપમાં પોલેંડ અને હંગરી સુધી ફેલાયેલું તેનું વિશાળ સામ્રાજ્ય પાંચ સામ્રાજ્યોમાં વહેંચાઈ ગયું. આ પાંચમાંનું દરેક સામ્રાજ્ય વાસ્તવમાં ઘણું જ વિશાળ સામ્રાજ્ય હતું. મારા આગળના એક પત્રમાં (૬૮મા પત્રમાં) આ પાંચે સામ્રાજ્યોનાં નામ મેં આપ્યાં છે.

એમાં ચીનનું સામ્રાજ્ય મુખ્ય હતું. મંચૂરિયા, મંગોલિયા, તિબેટ, કોરિયા, અનામ, ટોંગકિંગ અને બ્રહ્મદેશના થોડા ભાગનો એ સામ્રાજ્યમાં સમાવેશ થતો હતો. યુઆન વંશને એટલે કે કુબ્લાઈના વંશજોને આ સામ્રાજ્યનો વારસો મળ્યો હતો. પણ એ સામ્રાજ્ય તેમના હાથમાં ઝાઝો વખત ટક્યું નહિ. થોડા જ સમયમાં દક્ષિણના પ્રદેશો તેનાથી છૂટા પડી ગયા અને હું આગળ કહી ગયો તેમ, કુબ્લાઈના મરણ બાદ માત્ર ૭૬ વરસમાં ૧૩૬૮ની સાલમાં તેના રાજવંશનો અંત આવ્યો અને મંગોલોને હાંકી કાઢવામાં આવ્યા.

દૂર પશ્ચિમમાં સુવર્ણ જાતિઓનું — એ લોકોનું નામ કેવું અદ્ભુત છે! — સામ્રાજ્ય હતું. કુબ્લાઈના મરણ પછી ૨૦૦ વરસ સુધી રશિયાના ઉમરાવો એને ખંડણી ભરતા હતા. આ યુગના અંતમાં એટલે કે ૧૪૮૦ની સાલના અરસામાં આ સામ્રાજ્ય જરા નબળું પડવા માંડ્યું હતું અને રશિયાના ઉમરાવોમાં આગેવાન થઈ પડેલા મૉસ્કોના ગ્રાંડ ડ્યૂકે ખંડણી ભરવાની ના પાડી. આ ગ્રાંડ ડ્યૂક મહાન ઇવાનના નામથી ઓળખાય છે. રશિયાના ઉત્તર ભાગમાં નોવગોરોડનું પુરાણું પ્રજાતંત્ર હતું. તેના ઉપર વેપારી વર્ગનો કાબૂ હતો. ઇવાને આ પ્રજાતંત્રને હરાવ્યું અને પોતાના મુલકમાં ભેળવી દીધું. દરમ્યાન કૉન્સ્ટાન્ટિનોપલ તુર્ક લોકોને હાથ ગયું હતું અને ત્યાંના પુરાણા શાહી કુટુંબને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યું હતું. ઇવાને આ પુરાણા શાહી કુટુંબની કન્યા જોડે લગ્ન કર્યું અને એ રીતે પોતે એ રાજવંશનો હોવાનો તથા બાઇઝેન્ટાઇનનો વારસ હોવાનો તેણે દાવો કર્યો. જે રશિયન સામ્રાજ્યનો ૧૯૧૭ની ક્રાંતિથી છેવટનો અંત આવ્યો તે સામ્રાજ્યનો આ રીતે મહાન ઇવાનના અમલ દરમ્યાન આરંભ થયો હતો. તેનો પૌત્ર બહુ ક્રૂર હતો અને તેથી તે ભયંકર ઇવાનના નામથી ઓળખાય છે. તેણે ઝારનો ઇલકાબ ધારણ કર્યો. એ પદવીનો અર્થ સીઝર અથવા સમ્રાટ થાય છે.

આ રીતે આખરે મંગોલ સત્તાનો યુરોપમાંથી અંત આવ્યો. સુવર્ણ જાતિ તથા મધ્ય એશિયાના મંગોલ સામ્રાજ્યોનું શું થયું એની ખટપટમાં આપણે પડવાની જરૂર નથી. વળી, એ વિષે મને પણ ઝાઝી ખબર નથી. પરંતુ એમનો એક માણસ આપણું લક્ષ ખેંચે છે.

એ માણસ તૈમુર લંગ. તે બીજો ચંગીઝ ખાન બનવા ચહાતો હતો. પોતે ચંગીઝનો વંશ જ છે એવો તેનો દાવો હતો પણ ખરી રીતે તે તુર્ક હતો. તે લંગડો હતો તેથી તેને લોકો તૈમુર લંગ કહેતા. ૧૩૬૯ની સાલમાં તેના બાપ પછી તે સમરકંદની ગાદીએ આવ્યો. એ પછી તરત જ તેણે પોતાની ક્રૂરતા અને વિજયની કારકિર્દીનો આરંભ કર્યો. એ એક પ્રતિભાશાળી સેનાપતિ હતો. પરંતુ તે સાવ જંગલી હતો. એ સમયે મધ્ય એશિયાના મંગોલ લોકો મુસલમાન થઈ ગયા હતા અને તૈમુર પોતે પણ મુસલમાન હતો. આમ છતાં પણ મુસલમાનો સાથેના વર્તાવમાં તેણે લેશ માત્ર પણ નરમાશ ન બતાવી અને જ્યાં ગયો ત્યાં તેણે કેર વર્તાવ્યો અને ભારે સંહાર કર્યો. મનુષ્યની ખોપરીઓના મોટા મોટા ડુંગરો ખડકવામાં તેને બહુ આનંદ પડતો. પૂર્વમાં દિલ્હીથી માંડીને પશ્ચિમે એશિયામાઇનર સુધી તેણે લાખો માણસોનો સંહાર કર્યો અને તેમની ખોપરીના પિરામિડના આકારના મોટા મોટા ઢગલા ખડકાવ્યા!

ચંગીઝ ખાન અને તેના મંગોલો ક્રૂર અને સંહારક હતા એ ખરું, પરંતુ તેઓ તેમના જમાનાના બીજા લોકો જેવા જ હતા. પરંતુ તૈમુર તો તેમનાથીયે અતિશય બૂરો હતો. તેની નિર્બંધ અને શેતાનિયતભરી ક્રૂરતાનો જોટો મળે એમ નથી. એમ કહેવાય છે કે એક સ્થળે તેણે ૨૦૦૦ જીવતા માણસોનો મિનારો રચાવ્યો અને તેને ઈંટ તથા ઈંટથી ચણી લીધો હતો!

હિંદુસ્તાનની ધનદોલતે એ નરાધમને આકર્ષ્યો. હિંદુસ્તાન ઉપર ચડાઈ કરવા માટે તેના સેનાપતિઓ તથા ઉમરાવોને તે મહામુસીબતે સમજાવી શક્યો હતો. સમરકંદમાં ઉમરાવોની એક મોટી સભા થઈ. તેમાં ત્યાંની અસહ્ય ગરમીને કારણે ઉમરાવોએ હિંદ જવા સામે વાંધો ઉઠાવ્યો. તૈમુરે આખરે ત્યાં આગળ વસવાટ ન કરવાનું અને લૂંટફાટ તથા સંહાર કરીને પાછા ફરવાનું તેમને વચન આપ્યું; અને તેણે પોતાનું એ વચન પાળ્યું.

તને યાદ હશે કે ઉત્તર હિંદમાં તે સમયે મુસલમાની અમલ હતો. તે સમયે દિલ્હીમાં એક સુલતાન રાજ્ય કરતો હતો. પરંતુ એ મુસલમાની

રાજ્ય નબળું હતું અને સરહદ ઉપર મંગોલો જોડે વારંવાર થતી લડાઈને કારણે તે દુર્બળ બની ગયું હતું. આથી પોતાના મંગોલ સૈન્ય સાથે તૈમુર હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે તેનો સબળ સામનો થયો નહિ. કતલો કરતો ખોપરીઓના પિરામિડો રચતો તે લહેરથી આગળ વધ્યો. હિંદુ તેમજ મુસલમાનો ઉભયની કતલ કરવામાં આવી. એ બાબતમાં કશો જ ભેદભાવ કરવામાં આવ્યો હોય એમ લાગતું નથી. યુદ્ધમાં પકડાયેલા કેદીઓ બોજારૂપ થઈ પડતાં તેણે તે બધાની કતલ કરવાનો હુકમ ફરમાવ્યો. આ રીતે એક લાખ માણસોએ જાન ખોયા. એમ કહેવાય છે કે એક ઠેકાણે તો હિંદુ તથા મુસલમાનોએ ભેગા થઈને રજપૂતોની માફક જોહર કર્યું એટલે કે કેસરિયાં કરીને તેઓ રણમાં પડ્યા. પરંતુ આ બીષણ વાતનું વિગતથી વિવરણ કરવાની શી જરૂર છે? આખે રસ્તે તેણે એ જ સંહારલીલા આચરી. તૈમુરના દળની પાછળ દુકાળ અને મરકી આવ્યાં. દિલ્હીમાં તે પંદર દિવસ રહ્યો પરંતુ એટલામાં તેણે એ મહાન શહેરને કતલખાનામાં ફેરવી નાખ્યું. માર્ગમાં કાશ્મીરને લૂંટીને તે સમરકંદ પાછો ફર્યો.

તૈમુર જંગલી હતો છતાં પણ સમરકંદ તેમજ મધ્ય એશિયામાં બીજાં સ્થાનોએ સુંદર ઇમારતો ચણાવવાની તેની ઇચ્છા હતી. એથી તેની પહેલાં ઘણા લાંબા વખત ઉપર સુલતાન મહમૂદે કર્યું હતું તેમ તેણે હિંદુસ્તાનમાંથી કુશળ કારીગરો અને શિલ્પીઓ એકઠા કર્યા અને તેમને તે પોતાની જોડે લઈ ગયો. એમાંના ઉત્તમ શિલ્પી અને કારીગરોને તેણે પોતાના સામ્રાજ્યની નોકરીમાં રાખી લીધા અને બીજાઓને પશ્ચિમ એશિયાનાં મુખ્ય મુખ્ય શહેરોમાં મોકલ્યા. આ રીતે સ્થાપત્યની એક નવીન શૈલી વિકસી.

તૈમુરના ગયા પછી દિલ્હી શહેર એક સ્મશાન જેવું થઈ ગયું. ત્યાં આગળ ભારે દુકાળ અને મરકી ફાટી નીકળ્યાં. બે માસ સુધી ત્યાં કોઈ પણ રાજા કે કશી પણ વ્યવસ્થા નહોતાં. જૂજ લોકો ત્યાં રહેતા હતા. જેને તૈમુરે દિલ્હીનો સૂબો નીમ્યો હતો તે માણસ પણ મુલતાન ચાલ્યો ગયો.

ઈરાન અને ઇરાકમાં થઈને સંહાર તથા વિનાશ કરતો તૈમુર પછીથી પશ્ચિમ તરફ ગયો. ૧૪૦૨ની સાલમાં અંગોરા આગળ ઉસ્માની તુર્કોના મોટા સૈન્યનો તેને ભેટો થયો. સેનાપતિ તરીકેનું અપ્રતિમ કૌશલ્ય દાખવી તેણે આ તુર્ક સૈન્યને હરાવ્યું. પરંતુ સમુદ્રના રોકાણ

આગળ તેનું કશું ચાલ્યું નહિ. બોસ્ફરસની સામુદ્રધૂની તે ઓળંગી ન શક્યો. આથી યુરોપ એના ત્રાસથી બચી ગયું.

એ પછી ત્રણ વરસ બાદ ૧૪૦૫ની સાલમાં તૈમુર મરણ પામ્યો. એ વખતે તે ચીન તરફ કૂચ કરી રહ્યો હતો. એના મરણની સાથે જ લગભગ આખા પશ્ચિમ એશિયા ઉપર વિસ્તરેલું તેનું સામ્રાજ્ય પડી ભાગ્યું. ઉસ્માની તુર્કો, મીસર તથા સુવર્ણ જાતિના રાજકર્તાઓ તેને ખંડણી ભરતા હતા. સેનાપતિ તરીકે તૈમુર અજોડ હતો અને એની શક્તિ પણ એના સેનાપતિપણામાં જ પરિમિત હતી. સાઇબેરિયાના હિમાચ્છાદિત પ્રદેશો ઉપરની એની કેટલીક ચઢાઈઓ સાચે જ અસાધારણ હતી. પરંતુ તેની આંતરિક પ્રકૃતિ ગોપ અવસ્થાના પ્રાકૃત જન જેવી હતી. અને સામ્રાજ્યનું સંચાલન કરવા તેણે કોઈ પણ પ્રકારની વ્યવસ્થા ઊભી ન કરી કે ન તો ચંગીઝની પેઠે પોતાની પાછળ કાર્યકુશળ માણસો તે મૂકતો ગયો. આથી તૈમુરનું સામ્રાજ્ય તેની સાથે જ નાશ પામ્યું અને પોતાની પાછળ કેવળ સંહાર અને બરબાદીનું સ્મરણ જ મૂકતું ગયું. મધ્ય એશિયામાં થઈને સાહસિકો અને વિજેતાઓનાં જે અનેક ધાડાંઓ પસાર થયાં તેમાં સિકંદર, સુલતાન મહમૂદ, ચંગીઝ ખાન અને તૈમુર એ ચાર જણનું સ્મરણ આજે પણ તાજું છે.

ઉસ્માની તુર્કોને હરાવીને તૈમુરે તેમને હચમચાવી મૂક્યા. પરંતુ તેઓ પાછા પગભર થઈ ગયા, અને આપણે આગળ જોઈ ગયા કે બીજાં પચાસ વરસમાં (૧૪૫૩માં) તેમણે કૉન્સ્ટાન્ટિનોપલનો કબજો લીધો.

હવે આપણે મધ્ય એશિયાની રજા લેવી જોઈએ. સભ્યતાની બાબતમાં તે પાછળ પડી જાય છે અને અંધકારમાં ગરક થઈ જાય છે. આપણું લક્ષ ખેંચે એવો કોઈ મહત્ત્વનો બનાવ હવે ત્યાં બનતો નથી. માણસને જ હાથે નાશ પામેલી પ્રાચીન સંસ્કૃતિઓની કેવળ સ્મૃતિ જ રહી જાય છે. કુદરત પણ તેના ઉપર રૂઠી; ધીમે ધીમે ત્યાંની હવા વધારે ને વધારે સૂકી થતી ગઈ અને પરિણામે ત્યાં મનુષ્યનો વસવાટ વસમો બન્યો.

પાછળના સમયમાં મંગોલોની એક શાખા હિંદમાં આવી અને તેણે અહીં એક વિશાળ અને ભવ્ય સામ્રાજ્ય સ્થાપ્યું તે બાદ કરતાં મંગોલ લોકોની પણ આપણે વિદાય લઈશું. ચંગીઝ ખાન તથા તેના સામ્રાજ્યના ટુકડેટુકડા થઈ જાય છે અને મંગોલ લોકો ફરી પાછા નાના નાના સરદારોના અમલ નીચે જઈ પડે છે અને પોતાની જૂની ટેવો ફરી પાછા ગ્રહણ કરે છે.

# ૭૫

## હિંદના એક વિકટ પ્રશ્નનો ઉકેલ

૧૨ જુલાઈ, ૧૯૩૨

મેં તને તૈમુર, તેણે ચલાવેલી ભારે કતલ તથા તેણે રચાવેલાં મનુષ્યની ખોપરીઓનાં પિરામિડો વિષે લખ્યું છે. આ બધું કેટલું બધું ભીષણ અને હેવાનિયતભર્યું લાગે છે! આપણા સુધરેલા જમાનામાં આવું ન બનવા પામે. અને છતાં એ આજે સાવ અશક્ય છે એમ ન માની બેસીશ. આપણા આજના જમાનામાં પણ શું બની શકે છે અને શું બને છે એ તાજેતરમાં જ આપણે ભાળ્યું છે અને સાંભળ્યું છે. ચંગીઝ ખાન તથા તૈમુરે કરેલો મનુષ્યો તથા માલમિલકતનો સંહાર બહુ ભારે હતો એમાં શંકા નથી. પરંતુ ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધમાં થયેલા સંહાર અને ખાનાખરાબી આગળ તો એ પણ સાવ નજીવો દીસે છે. અને મંગોલોએ આચરેલી હરેક પ્રકારની ક્રૂરતાને ટપી જાય એવી ભીષણતાના નમૂના આધુનિક સમયમાં પણ મળી આવે છે.

છતાંયે ચંગીઝ કે તૈમુરના કાળ પછી અનેક દિશાઓમાં આપણે પ્રગતિ કરી છે એ નિર્વિવાદ છે. જીવન કેવળ જટિલ જ બન્યું છે એમ નથી; તે સમૃદ્ધ પણ થયું છે. પ્રકૃતિનાં અનેક બળોને શોધી કાઢી તેના ગુણધર્મો સમજવામાં આવ્યા છે તથા મનુષ્યના કામમાં આવે એવી રીતે તેમનો વિનિયોગ કરવામાં આવ્યો છે. ખરેખર આ નવી દુનિયા વધારે સુધરેલી અને સંસ્કારી છે. ત્યારે યુદ્ધને પ્રસંગે આપણે હેવાનિયત તરફ કેમ પાછા વળીએ છીએ? એનું કારણ એ છે કે, વધારે ને વધારે વિઘાતક અને ભીષણ હથિયારો શોધવા તથા તેનો ઉપયોગ કરવામાં તે મનુષ્યના સુધરેલા મગજનો લાભ ઉઠાવે છે, તે બાદ કરતાં યુદ્ધ એ સભ્યતા અને સંસ્કૃતિનો સદંતર ઇનકાર અને અભાવ છે. યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત થતાંવેંત એમાં સંડોવાયેલા લોકો-માંના ઘણાખરાઓ આવેશવશ થઈને અતિશય ઉત્તેજિત થઈ જાય છે અને પરિણામે સભ્યતાએ શીખવેલું ઘણુંખરું તેઓ ભૂલી જાય છે;

સત્ય અને જીવનનું માધુર્ય સુધ્ધાં તેઓ ભૂલે છે અને તેઓ હજારો વર્ષ પૂર્વેના તેમના જંગલી પૂર્વજો જેવા બની જાય છે.

તો પછી યુદ્ધ એ કારમી અને ભીષણ વસ્તુ હોય એમાં કંઈ આશ્ચર્ય છે ખરું ?— પછી ભલેને તે ગમે તે યુગમાં લડવામાં આવતું હોય.

આ દુનિયાથી અપરિચિત હોય એવી કોઈ વ્યક્તિ યુદ્ધને સમયે આપણી વચ્ચે આવી પહોંચે તો તે શું કહેશે ? માનો કે શાંતિને સમયે નહિ પણ કેવળ યુદ્ધને પ્રસંગે જ તે આપણને જુએ છે. આમ, યુદ્ધ ઉપરથી જ તે આપણી કિંમત આંકશે અને એવા અનુમાન ઉપર આવશે કે, આપણે પ્રસંગોપાત્ત કુરબાની કરનાર અને હિંમત બતાવનાર પરંતુ એકંદરે જોતાં કશાયે સારાં લક્ષણો વિનાના અને પરસ્પર એકબીજાની કતલ અને સંહાર કરવાના એકમાત્ર પ્રબળ આવેગને વશ થયેલા ક્રૂર અને નિષ્ઠુર હેવાનો છીએ. આપણે વિષે તે આવો વિપરીત અભિપ્રાય બાંધશે. અને છતાં આપણા વિષેનો તેનો એ ખ્યાલ વિકૃત હશે, કેમકે અમુક વિશિષ્ટ પ્રસંગે અને તે પણ કવેળાએ તે આપણી એક જ બાજુ જુએ છે.

એથી કરીને, ભૂતકાળને વિષે આપણે કેવળ યુદ્ધો અને ખુના મરકી લક્ષમાં રાખીને જ વિચાર કરીશું તો આપણે તેનો અંદાજ ખોટો કરીશું. કમભાગ્યે યુદ્ધો તેમજ ખુનામરકી પાસે પોતા તરફ વધારે પડતું લક્ષ ખેંચવાની કરામત હોય છે. લોકોનું રોજિંદું જીવન કંઈક નીરસ હોય છે. ઇતિહાસકારને એ વિષે વળી શું કહેવાનું હોય ? એટલે ઇતિહાસકાર વિગ્રહો તથા યુદ્ધોના બનાવોને પોતાના બ્યાનોમાં ઝડપી લે છે અને તેમનો કાગનો વાઘ કરી મૂકે છે. અલબત્ત, આપણે આવા વિગ્રહોની અવગણના ન કરી શકીએ એ ખરું, પરંતુ આપણે તેમને ઘટે તેના કરતાં વિશેષ મહત્ત્વ ન આપવું જોઈએ. આપણે વર્તમાનકાળને લક્ષમાં રાખીને ભૂતકાળનો તથા આપણી જાતને નજર સમક્ષ રાખીને તે સમયના લોકો વિષે વિચાર કરવો જોઈએ. તો જ આપણે તેમને વિષે માનવતાભર્યો ખ્યાલ બાંધી શકીશું. તો જ આપણે સમજી શકીશું કે પ્રસંગોપાત્ત થતા વિગ્રહો નહિ પણ લોકોનું રોજિંદું જીવન તથા તેમના વિચારો જ વધારે મહત્ત્વના છે. આ વસ્તુ લક્ષમાં રાખવી હિતાવહ છે કેમકે તારાં ઇતિહાસનાં પુસ્તકો આવાં યુદ્ધો તથા વિગ્રહોની વાતોથી ભરચક હશે. મારા આ પત્રો પણ પોતાનો માર્ગ ચૂકીને એ દિશામાં આડા ઊતરી જાય એવો સંભવ છે. આનું ખરું કારણ તો ભૂતકાળના લોકોના રોજિંદા જીવન વિષે લખવાની મુશ્કેલી છે. એ વિષે મને પૂરતી માહિતી નથી.

આપણે જોયું કે તૈમુરની ચડાઈ એ હિંદુસ્તાન ઉપર આવી પડેલી આપત્તિઓમાં સૌથી ભૂંડી હતી. તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેણે વર્તાવેલા કેરનો વિચાર કરતાં આપણને કંપારી છૂટે છે. આમ છતાં પણ દક્ષિણ હિંદ તેમજ પૂર્વ, પશ્ચિમ અને મધ્ય હિંદ તેનાથી સાવ અસ્પૃષ્ટ રહ્યાં હતાં. દિલ્હી અને મીરત પાસેના થોડા ભાગ સિવાય આજના યુક્તપ્રાંતો પણ તેનાથી બચી જવા પામ્યા હતા. દિલ્હી શહેર ઉપરાંત પંજાબને તૈમુરની ચડાઈથી ખૂબ વેઠવું પડ્યું. પંજાબમાં પણ તૈમુરના માર્ગની આસપાસ આવેલા પ્રદેશના લોકોને જ સૌથી વધારે સોસવું પડ્યું. પંજાબના ઘણા મોટા ભાગના લોકો પણ કશીયે દખલ વિના પોતાનો રોજિંદો વ્યવહાર ચલાવતા હતા. આથી આપણે સાવચેત રહેવું જોઈએ અને આ વિગ્રહો અને ચડાઈઓને આપણે વધારે પડતું મહત્ત્વ ન આપવું જોઈએ.

હવે આપણે ચૌદમી તથા પંદરમી સદીના હિંદુસ્તાન તરફ નજર કરીએ. દિલ્હીની સુલતાનશાહી ક્ષીણ થઈ જાય છે અને તૈમુરના આગમનથી તે નાશ પામે છે. એ અરસામાં હિંદમાં સર્વત્ર મોટાં મોટાં સ્વતંત્ર રાજ્યો આપણા જોવામાં આવે છે. એમાંનાં ઘણાંખરાં મુસલમાની રાજ્યો હોય છે. પણ દક્ષિણમાં વિજયનગરનું બળવાન હિંદુ રાજ્ય હતું. હવે ઇસ્લામ હિંદમાં નવીન કે પરાયો ધર્મ રહ્યો નહોતો. હવે તે અહીં સારી પેઠે જામી ગયો હતો. પહેલાંના અફઘાન હુમલાખોરોનું તથા ગુલામ સુલતાનોનું ઝનૂનીપણું તથા ક્રૂરતા હવે નરમ પડ્યાં હતાં અને મુસલમાન રાજાઓ પણ હિંદુ રાજાઓ જેટલા જ હિંદી બન્યા હતા. તેમને હવે બહારના સંબંધો રહ્યા નહોતા. જુદાં જુદાં રાજ્યો વચ્ચે યુદ્ધો થાય છે; પરંતુ એ ધાર્મિક નહિ પણ રાજકીય યુદ્ધો હોય છે. કોઈ વાર મુસલમાન રાજ્ય હિંદુ લશ્કરનો ઉપયોગ કરે છે તો વળી કોઈ વખત હિંદુ રાજ્ય મુસલમાન સૈન્યનો ઉપયોગ કરે છે. ઘણી વાર મુસલમાન રાજાઓ હિંદુ સ્ત્રી જોડે લગ્ન પણ કરે છે તથા તેઓ હિંદુઓને પ્રધાનપદે અને રાજ્યના મોટા મોટા હોદ્દાઓ ઉપર પણ નીમે છે. વિજેતા અને પરાજિત તથા શાસક અને શાસિતની ભાવના હવે નષ્ટપ્રાય થઈ હતી. એટલું જ નહિ પણ મોટા ભાગના મુસલમાનો — એમાં કેટલાક રાજાઓનો પણ સમાવેશ થાય છે — તો ઇસ્લામનો અંગીકાર કરનાર હિંદીઓ હતા. એમાંના ઘણાઓએ તો રાજદરબારની કૃપા સંપાદન કરવા કે આર્થિક ફાયદો મેળવવાની આશાથી ધર્મ

બદલ્યો હતો. અને આમ ધર્મપલટો કર્યા છતાં પણ પોતાના જૂના રીતરિવાજો અને રૂઢિઓને તેઓ વળગી રહે છે. કેટલાક મુસલમાન રાજાઓ લોકોને બળજબરીથી મુસલમાન કરતા હતા એ ખરું, પરંતુ એમાંયે પ્રધાન આશય તો રાજકીય હતો. કેમકે તેઓ એમ માનતા કે ધર્મ બદલનાર લોકો રાજ્યને વધારે વફાદાર રહેશે. પણ ધર્મ-પરિવર્તન કરાવવામાં જબરદસ્તી ઝાઝી ફળીભૂત નથી થતી. એને માટે આર્થિક કારણો જ વધારે અસરકારક નીવડે છે. બિન-મુસલમાનને જજિયા નામનો માથાવેરો ભરવાની ફરજ પડતી. એથી કરીને એ વેરામાંથી બચવા ઘણા હિંદુઓ મુસલમાન થતા હતા.

પણ આ બધું શહેરોમાં બનતું હતું. ગામડાંઓ ઉપર એની ઝાઝી અસર થઈ નહોતી અને કરોડો ગ્રામવાસીઓ તો અસલની પેઠે જ પોતાનો વ્યવહાર ચલાવ્યે જતા હતા. એ ખરું કે હવે રાજ્યના અમલદારો ગામડાંના જીવનવ્યવહારમાં વધારે પ્રમાણમાં દખલ કરતા હતા. ગ્રામ-પંચાયતોની સત્તા પણ હવે પહેલાં કરતાં ઓછી થઈ ગઈ હતી; પરંતુ હજીયે પંચાયતો ગ્રામજીવનના કેન્દ્ર તથા આધારરૂપ હતી. સામાજિક દૃષ્ટિએ, અને ધર્મ તથા રૂઢિઓની બાબતમાં પણ ગામડાંઓમાં કશો ફેરફાર થયો નહોતો. તું જાણે છે કે, હિંદુસ્તાન આજે પણ લાખો ગામડાંઓનો મુલક છે. શહેરો તથા કસબાઓ તો આ ગામડાંઓની વસ્તીની ઉપર ઉપર જણાય છે. પણ ખરું હિંદુસ્તાન તો પહેલાં તેમજ આજેયે ગામડાંનું હિંદુસ્તાન છે. આ ગામડાંના હિંદુસ્તાનમાં ઇસ્લામથી ઝાઝો ફેર પડ્યો નહોતો.

ઇસ્લામના આગમનથી હિંદુધર્મ ઉપર બે જાતની અસર થઈ અને તાજુબીની વાત તો એ છે કે એ બંને અસરો એકબીજીથી સાવ વિરુદ્ધ હતી. એક તો તે સ્થિતિચુસ્ત થઈ ગયો અને પોતાના ઉપર આવતા હુમલા સામે રક્ષણ કરવાના પ્રયાસમાં તે જડ બન્યો અને પોતાની આસપાસ કવચ રચીને તેમાં ભરાઈ બેઠો. ન્યાતના વાડાઓ અને બંધનો વધારે સખત તથા સંકુચિત બન્યાં, પડદાનો રિવાજ તથા સ્ત્રીઓનો એકાંતવાસ વધારે પ્રચલિત થયાં. પણ બીજી બાજુએ ન્યાતો સામે તથા વધારે પડતા પૂજાપાઠ અને ધાર્મિક ક્રિયાકાંડ સામે આંતરિક વિરોધ જાગ્યો અને એ બાબતમાં સુધારો કરવા માટે ઘણા પ્રયત્નો થયા.

અલબત્ત, છેક આરંભથી માંડીને સમગ્ર ઇતિહાસકાળ દરમ્યાન હિંદુ ધર્મમાં સુધારકો પેદા થતા આવ્યા છે અને તેમણે તેમાં પેસી

ગયેલી બદીઓ દૂર કરવાના પ્રયત્નો કર્યા છે. બુદ્ધ એમાંના સૌથી મહાન સુધારક હતા. આઠમી સદીમાં થઈ ગયેલા શંકરાચાર્ય વિષે પણ મેં તને વાત કરી છે. ત્રણસો વરસ પછી અગિયારમી સદીમાં દક્ષિણ હિંદમાં ચોલ સામ્રાજ્યમાં એક બીજા મહાન સુધારક થઈ ગયા. તે શંકરથી ભિન્ન વિચારસરણી ધરાવનારાઓના આગેવાન હતા. તેમનું નામ રામાનુજ હતું. શંકર શૈવમાર્ગી બુદ્ધિપ્રધાન પુરુષ હતા. રામાનુજ વૈષ્ણવ હતા અને શ્રદ્ધાપ્રધાન પુરુષ હતા. રામાનુજની અસર હિંદભરમાં ફેલાઈ. મેં તને આગળ ઉપર કહ્યું છે કે, રાજકીય દૃષ્ટિએ હિંદ ઘણાં પરસ્પર વિરોધી રાજ્યોમાં વહેંચાઈ ગયું હશે પરંતુ સાંસ્કૃતિક દૃષ્ટિએ સમગ્ર ઇતિહાસકાળ દરમ્યાન તે એક અને અવિભાજ્ય રહ્યું છે. જ્યારે જ્યારે કોઈ મહાપુરુષ કે મહાન આંદોલન પેદા થયાં છે ત્યારે ત્યારે રાજકીય સીમાઓ વટાવીને તેમની અસર આખા હિંદુસ્તાનમાં ફરી વળી છે.

ઇસ્લામ હિંદુસ્તાનમાં કાયમ થયા પછી હિંદુ તેમજ મુસલમાનોમાં નવા જ પ્રકારના સુધારકો પેદા થયા. તેમણે બંને ધર્મોની સમાન બાબતો ઉપર ભાર મૂકીને તથા ઉભયનાં ક્રિયાકાંડો અને ધાર્મિક વિધિઓ ઉપર પ્રહારો કરીને બંને ધર્મોને એકબીજાની વધારે નજીક લાવવા પ્રયત્ન કર્યો. એ બંને ધર્મોનો સમન્વય કરવાનો એટલે કે તેમનું એક પ્રકારનું મિશ્રણ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો. પરંતુ આ કાર્ય બહુ મુશ્કેલ હતું; કેમકે ઉભય પક્ષે અતિશય બેદિલી અને ભારે પૂર્વગ્રહો રહેલા હતા. પણ આપણે આગળ ઉપર જોઈશું કે સદીએ સદીએ એવા પ્રયાસો થયા હતા. કેટલાક મુસલમાન શાસકોએ અને ખાસ કરીને અકબરે પણ આવો સમન્વય કરવા માટે પ્રયાસ કર્યો હતો.

ચૌદમી સદીમાં થઈ ગયેલા રામાનંદ એ આ પ્રકારનો સમન્વય ઉપદેશનાર સૌથી પહેલા અને જાણીતા ઉપદેશક હતા. તેમણે ન્યાતોની સામે પ્રચાર કર્યો અને ન્યાતનાં બંધનોની અવગણના કરી. તેમના શિષ્યોમાં કબીર નામના એક વણકર શિષ્ય હતા. પાછળથી તો તે પોતાના ગુરુ કરતાંયે વધારે મશહૂર થયા. કબીર તો ખૂબ જ લોકપ્રિય થયા. તને કદાચ ખબર હશે કે તેમનાં હિંદી ભજનો ઉત્તર હિંદનાં દૂર દૂરનાં ગામડાંઓમાં આજે પણ ખૂબ પ્રચલિત છે. તે નહોતા મુસલમાન કે નહોતા હિંદુ. તે કાં તો બંને હતા અથવા તો એ બેના મધ્યસ્થ હતા. બંને ધર્મના અને બધી ન્યાત-જાતના લોકોમાંથી તેમના શિષ્યો થયા હતા. તેમને વિષે એક એવી વાત ચાલે છે કે તેમના મરણ

પછી તેમના દેહ ઉપર એક ચાદર ઓઢાડવામાં આવી હતી. તેમના હિંદુ શિષ્યો તેમના મૃતદેહને અગ્નિ-સંસ્કાર કરવા લઈ જવા માગતા હતા અને તેમના મુસલમાન શિષ્યો તેને દફનાવવા ચહાતા હતા. આથી તેમની વચ્ચે વાદવિવાદ ચાલ્યો અને તેઓ પરસ્પર લડી પડ્યા. પરંતુ ચાદર ઉઠાવી લેતાં તેમને જણાયું કે જે મૃતદેહનો કબજો મેળવવા માટે તેઓ લડતા હતા તે તો અલોપ થઈ ગયો હતો અને તેને ઠેકાણે થોડાં તાજાં ફૂલો રહ્યાં હતાં. આ વાત તદ્દન કાલ્પનિક હોવા સંભવ છે; પરંતુ એ મજાની વાત છે.

કબીર પછી થોડા સમય બાદ ઉત્તરમાં બીજા એક મહાન સુધારક અને ધાર્મિક નેતા પેદા થયા. તે શીખ સંપ્રદાયના સ્થાપક ગુરુ નાનક હતા. એમના પછી દશ શીખ ગુરુઓ થયા; તેમાં ગુરુ ગોવિંદસિંહ છેલ્લા હતા.

હિંદના ધાર્મિક તથા સાંસ્કૃતિક ઇતિહાસમાં મશહૂર થયેલા એક બીજા પુરુષના નામનો પણ હું અહીં ઉલ્લેખ કરવા માગું છું. એમનું નામ ચૈતન્ય હતું. સોળમી સદીના આરંભકાળના તે બંગાળાના નામીચા પંડિત હતા. તેમને એકાએક લાગી આવ્યું કે પોતાની વિદ્વત્તાનો ઝાઝો અર્થ નથી. આથી તેમણે તેનો ત્યાગ કર્યો અને તે ભક્તિને પંથે વળ્યા. તે મહાન ભક્ત બન્યા. પોતાના શિષ્યો સાથે ભજનો ગાતા ગાતા તે આખા બંગાળમાં ફરતા હતા. તેમણે એક વૈષ્ણવ સંપ્રદાય પણ પ્રવર્તાવ્યો અને બંગાળમાં આજે પણ તેમની ભારે અસર છે.

આટલું ધાર્મિક સુધારણા અને સમન્વય વિષે. જીવનનાં બીજાં ક્ષેત્રોમાં પણ સમન્વયની આ પ્રક્રિયા ચાલુ જ હતી. એ પ્રક્રિયા કેટલીક વાર જાણપણે પણ ઘણુંખરું અજાણપણે ચાલી રહી હતી. નવીન સંસ્કૃતિ, નવીન સ્થાપત્ય અને નવી ભાષા ઘડાઈ રહ્યાં હતાં. પરંતુ એટલું યાદ રાખજે કે આ બધું ગામડાંઓ કરતાં ઘણા વધારે પ્રમાણમાં શહેરોમાં અને ખાસ કરીને સામ્રાજ્યના પાટનગર દિલ્હી તથા બીજાં રાજ્યો તથા પ્રાંતોની રાજધાનીનાં મોટાં મોટાં શહેરોમાં બની રહ્યું હતું. હવે રાજા પહેલાં કદીયે હતો તેના કરતાં વધારે આપખુદ બન્યો હતો. પહેલાંના હિંદુ રાજાઓની આપખુદીને અંકુશમાં રાખવા માટે રૂઢિ તથા પરંપરાનાં બંધનો હતાં. નવા મુસલમાન શાસકો માટે તો આવાં બંધનો પણ નહોતાં. સિદ્ધાંતની દૃષ્ટિએ ઇસ્લામમાં સમાનતાની ભાવના ઘણી છે. આપણે એ પણ જોઈ ગયાં કે એક ગુલામ પણ સુલતાન થઈ શકતો

હતો. પરંતુ એમ છતાંયે મુસલમાન રાજાઓની આપખુદી અને નિરંકુશ સત્તા વધી. ગાંડો તઘલખ પોતાની રાજધાની દિલ્હીથી બદલીને દોલતાબાદ લઈ ગયો તેના કરતાં આનું વધારે આશ્ચર્યકારક ઉદાહરણ બીજું કયું હોઈ શકે ?

ગુલામો રાખવાની પ્રથા પણ —ખાસ કરીને સુલતાનોમાં— અતિશય વધી ગઈ. યુદ્ધમાં ગુલામો પકડવાનો ખાસ પ્રયત્ન કરવામાં આવતો. તેમાં પણ કારીગરોની કિંમત વધારે અંકાતી. બીજાઓને તો સુલતાનના અંગરક્ષકોમાં દાખલ કરવામાં આવતા હતા.

નાલંદા અને તક્ષશિલાની મહાન વિદ્યાપીઠોનું શું થયું ? એ તો ઘણા સમયથી નામશેષ થઈ ગઈ હતી, પરંતુ તેમને બદલે ઘણે ઠેકાણે નવીન પ્રકારનાં વિદ્યાનાં કેન્દ્રો ઊભાં હતાં. એ 'ટોલ' કહેવાતાં અને ત્યાં આગળ પ્રાચીન સંસ્કૃત વિદ્યા શીખવવામાં આવતી. એ સમયાનુકૂલ નહોતાં. તે ભૂતકાળમાં જ રમણ કરતાં હતાં અને ઘણુંખરું પ્રગતિ-વિરોધી ભાવના જાગવી રહ્યાં હતાં. બનારસ આવાં કેન્દ્રોનું શરૂઆતથી જ મોટું ધામ રહ્યું છે.

ઉપર હું કબીરનાં હિંદી ભજનોની વાત કરી ગયો. આમ પંદરમી સદીમાં હિંદી કેવળ લોકભાષા જ નહિ પણ સાહિત્યની ભાષા પણ બની ગઈ હતી. સંસ્કૃત તો ક્યારનીયે જીવતી ભાષા તરીકે મટી ગઈ હતી. કાલિદાસ અને ગુપ્તરાજાઓના સમયમાં પણ તે કેવળ વિદ્વત્સમાજમાં જ વપરાતી હતી. સામાન્ય લોકો તો સંસ્કૃતની અપભ્રંશ પ્રાકૃત ભાષા બોલતા. ધીમે ધીમે હિંદી, બંગાળી, મરાઠી, ગુજરાતી વગેરે સંસ્કૃતની ઇતર પુત્રીઓ વિકસી. ઘણા મુસલમાન લેખકો તથા કવિઓએ હિંદી ભાષામાં લખ્યું છે. પંદરમી સદીમાં જોનપુરના એક મુસલમાન રાજાએ મહાભારત તથા ભાગવતનો બંગાળીમાં અનુવાદ કરાવ્યો હતો. દક્ષિણમાં બીજાપુરના મુસલમાન રાજાઓનો હિસાબ મરાઠીમાં રખાતો. આ ઉપરથી આપણને માલૂમ પડે છે કે પંદરમી સદીમાં સંસ્કૃતમાંથી ઉદ્ભવેલી આ ભાષાઓએ સારી પેઠે પ્રગતિ કરી હતી. અલબત, તામિલ, તેલુગુ, મલયાલમ તથા કાનડી વગેરે દક્ષિણની દ્રવિડ ભાષાઓ એમના કરતાં ઘણી પુરાણી હતી.

મુસલમાની રાજદરબારની ભાષા ફારસી હતી. રાજદરબાર તથા સરકારી દફતર સાથે સંબંધ ધરાવતા ઘણાખરા કેળવાયેલા માણસો ફારસી શીખતા. આ રીતે સંખ્યાબંધ હિંદુઓ ફારસી ભાષા શીખ્યા.

ધીમે ધીમે લશ્કરી છાવણીઓ તથા બજારોમાં ‘ઉર્દૂ’ નામની એક નવી ભાષા ઉદ્ભવી. ‘ઉર્દૂ’નો અર્થ લશ્કરની છાવણી થાય છે. વાસ્તવિક રીતે આ નવી ભાષા નહોતી. સહેજસાજ ભિન્ન લેબાસમાં સજ્જ થયેલી એ હિંદી ભાષા હતી. એમાં ફારસી શબ્દો વધારે પ્રમાણમાં હતા એટલું જ; બાકી બીજી બધી રીતે તે હિંદી જ હતી. આ હિંદી-ઉર્દૂ અથવા કેટલીક વાર જેને હિંદુસ્તાની કહેવામાં આવે છે તે ભાષા સમગ્ર ઉત્તર તથા મધ્ય હિંદમાં પ્રસરી. નજીવા ફેરફાર સાથે આજે પંદર કરોડ લોકો એ ભાષા બોલે છે અને એથીયે અનેકગણા લોકો તે સમજી શકે છે. આમ સંખ્યાની દૃષ્ટિએ તે દુનિયાની પ્રધાન ભાષાઓમાંની એક છે.

સ્થાપત્યમાં પણ નવીન શૈલીઓ ખીલી અને દક્ષિણમાં બીજાપુર તથા વિજયનગરમાં, ગોલકોંડામાં, તે સમયના એક મહાન તથા સુંદર શહેર અમદાવાદમાં તથા અલ્લાહાબાદની નજીક આવેલા જોનપુરમાં અનેક ભવ્ય ઇમારતો ઊભી થઈ. હૈદરાબાદ નજીક આવેલાં ગોલકોંડાનાં પ્રાચીન ખંડેરો જોવાને આપણે ગયાં હતાં તે તને યાદ છે ખરું? એક મોટા કિલ્લા ઉપર આપણે ચડ્યાં હતાં અને તેના ઉપરથી આપણી આસપાસ આજે ખંડેર થઈને પડેલા પુરાણા શહેર તથા તેના મહેલો અને બજારો આપણે નિહાળ્યાં હતાં.

આમ જ્યારે રાજાઓ માંહોમાંહે લડતા હતા અને એકબીજાનો નાશ કરતા હતા ત્યારે હિંદમાં મૂક બળો સમન્વય કરવા માટે નિરંતર કાર્ય કરી રહ્યાં હતાં, જેથી કરીને હિંદના બધા લોકો સહચારથી રહે અને એકઠા મળીને સૌ પોતપોતાની શક્તિનો પોતપોતાનો ઉત્કર્ષ સાધવામાં વિનિયોગ કરે. સદીઓની કોશિશ પછી તેમને સારી પેઠે સફળતા મળી. પરંતુ આ કાર્ય પૂરું થતાં પહેલાં બાજી ફરીથી ઊંધી વળી ગઈ અને જે માર્ગ આપણે વટાવી આવ્યા હતા તેમાં આપણે થોડા પાછા હઠ્યા. આજે ફરીથી આપણે એ જ માર્ગે આગળ વધવાનું છે અને જે કંઈ સારું હોય તે બધાનો સમન્વય સાધવા પ્રયત્ન કરવાનો છે. પરંતુ આ વખતે આપણે વધારે પાકે પાયે કામ કરવું જોઈએ. સ્વતંત્રતા અને સામાજિક સમાનતાના પાયા ઉપર એનું મંડાણ કરવું જોઈએ અને દુનિયાની વધારે સારી વ્યવસ્થા સાથે એનો બંધ બેસવો જોઈએ. તો જ તે ચિરકાળ ટકશે. ધર્મ તથા સંસ્કૃતિનો આ સમન્વય સાધવાના પ્રશ્નમાં હિંદના ઉમદા પુરુષોએ સેંકડો વરસ સુધી પોતાનું લક્ષ પરોવ્યું હતું. તેઓ એમાં એટલા બધા ગરક થઈ ગયા હતા કે રાજકીય તથા

સામાજિક સ્વતંત્રતાના પ્રશ્નો ભુલાઈ ગયા અને જે સમયે યુરોપ જુદી જુદી અનેક દિશાઓમાં પ્રગતિ કરી રહ્યું હતું ત્યારે હિંદ અપ્રગતિશીલ અને સુસ્ત બન્યું અને પરિણામે તે પાછળ પડી ગયું.

હું તને આગળ કહી ગયો છું કે, રસાયણવિદ્યા, રંગોની બનાવટ તથા પોલાદ બનાવવાની બાબતમાં તેણે કરેલી પ્રગતિને લીધે તથા બીજાં અનેક કારણોસર હિંદુસ્તાન એક સમયે પરદેશનાં બજારો ઉપર કાબૂ ધરાવતું હતું. તેનાં વહાણો દૂર દૂરના દેશો સુધી તેનો માલ વહી જતાં હતાં. જે સમયની આપણે વાત કરી રહ્યાં છીએ તે પહેલાં ઘણા વખતથી હિંદે આ કાબૂ ગુમાવ્યો હતો. સોળમી સદીમાં એ પ્રવાહ પૂર્વ તરફ પાછો વહેવા લાગ્યો. આરંભમાં તો તે નાનકડું ઝરણું હતું. પણ ધીરે ધીરે વધીને આગળ ઉપર તે પ્રચંડ પ્રવાહનું સ્વરૂપ ધારણ કરનાર હતું.

## ૭૬

# દક્ષિણ હિંદનાં રાજ્યો

૧૪ જુલાઈ, ૧૯૩૨

હિંદુસ્તાન તરફ આપણે ફરી એક વાર નજર કરીએ અને એક પછી એક પલટાતાં જતાં રાજ્યો અને સામ્રાજ્યોનું સળંગ દશ્ય નિહાળીએ. એ આખું દશ્ય સિનેમાની લાંબી ફિલમનાં એક પછી એક આવતાં મૂક ચિત્રોની પરંપરા સમાન છે.

ગાંડો સુલતાન મહંમદ તઘલખ તથા તેણે દિલ્હીનું સામ્રાજ્ય કેવી રીતે છિન્નભિન્ન કરી નાખ્યું એ તને યાદ હશે. તેના સામ્રાજ્યમાંથી દક્ષિણના મોટા મોટા પ્રાંતો છૂટા પડી ગયા અને ત્યાં આગળ નવાં રાજ્યો ઊભાં થયાં. વિજયનગરનું હિંદુ રાજ્ય અને ગુલબર્ગનું મુસલમાની રાજ્ય એમાં મુખ્ય હતાં. પૂર્વમાં ગૌડ પ્રાન્ત, જેમાં બંગાળ અને બિહારનો સમાવેશ થતો હતો, તે એક મુસલમાન રાજકર્તાના અમલ નીચે સ્વતંત્ર થઈ ગયો.

મહંમદ તઘલખ પછી તેનો ભત્રીજો ફિરોજશાહ ગાદીએ આવ્યો. તે તેના કાકા કરતાં વધારે સમજુ અને સહૃદય હતો. પરંતુ તે પણ અસહિષ્ણુ તો હતો જ. ફિરોજશાહ કુશળ રાજ્યકર્તા હતો અને તેણે પોતાના રાજ્યવહીવટમાં ઘણા સુધારા દાખલ કર્યા. દક્ષિણ અને પૂર્વ તરફના પ્રાંતો તો તે પાછા મેળવી ન શક્યો પરંતુ સામ્રાજ્યના પતનની ક્રિયાને તેણે ખાળી રાખી. વળી, ખાસ કરીને શહેરો, મસીદો, મહેલો વગેરે બાંધવાનો તથા બાગબગીચા બનાવવાનો તેને ભારે શોખ હતો. દિલ્હી પાસે ફિરોઝાબાદ તથા અલ્લાહાબાદ નજીક આવેલું જોનપુર એ બંને શહેરો તેણે વસાવ્યાં હતાં. વળી તેણે જમના નદી ઉપર એક મોટી નહેર પણ બાંધી અને જીર્ણ થઈને તૂટી પડતાં કેટલાંયે મકાનોને દુરસ્ત કરાવ્યાં. તે પોતાના આ કાર્ય માટે અતિશય મગરૂર હતો અને પોતે નવાં બંધાવેલાં તથા જૂનાં દુરસ્ત કરાવેલાં મકાનોની લાંબી યાદી તે પોતાની પાછળ મૂકતો ગયો છે.

ફિરોજશાહની માતા રજપૂત સ્ત્રી હતી. તે એક મોટા રજપૂત સરદારની પુત્રી હતી અને તેનું નામ બીબી નૈલા હતું. એમ કહેવાય

છે કે ફિરોઝના પિતા વેરે તેને પરણાવવાની તેના બાપે ના પાડી હતી. એને પરિણામે યુદ્ધ થયું. નૈલાના પિતાના પ્રદેશ ઉપર હુમલો થયો અને તેને પાયમાલ કરવામાં આવ્યો. તેને કારણે પોતાની પ્રજાને યાતનાઓ વેઠવી પડે છે એની નૈલાને જાણ થતાં તેને ભારે આઘાત થયો અને ફિરોઝના પિતાને પોતાની જાત અર્પણ કરીને એ યાતનાઓનો અંત આણી પોતાની પ્રજાને ઉગારવાનો તેણે સંકલ્પ કર્યો. આ રીતે ફિરોઝશાહની નસોમાં રજપૂત લોહી વહેતું હતું. આગળ ઉપર તને માલૂમ પડશે કે મુસલમાન રાજાઓ અને રજપૂત સ્ત્રીઓ વચ્ચેનાં આવાં લગ્નો વધારે પ્રમાણમાં થાય છે. સૌ હિંદવાસીઓ એક જ પ્રજા છે એવી ભાવના વિકસાવવામાં આ વસ્તુ ભારે મદદરૂપ થઈ હશે.

૩૭ વરસના લાંબા ગાળા સુધી રાજ્ય કરીને ફિરોઝશાહ મરણ પામ્યો. તેના મરણ પછી તરત જ તેણે એકત્ર રાખેલું દિલ્હીનું સામ્રાજ્ય પડી ભાગ્યું. હવે મધ્યસ્થ સરકાર રહી નહોતી એટલે ઠેકઠેકાણે નાના નાના રાજાઓ પોતપોતાનો દોર ચલાવતા હતા. ફિરોઝશાહના મરણ પછી દશ વર્ષ બાદ એ અંધેર અને કમજોરીના કાળમાં તૈમુર ઉત્તર તરફથી ચડી આવ્યો. દિલ્હીને તો તેણે લગભગ વેરાન કરી મૂક્યું. ધીમે ધીમે એ શહેર ફરી પાછું બેઠું થયું અને પચાસ વરસ બાદ એક સુલતાનના આધિપત્ય નીચે તે ફરીથી મધ્યસ્થ રાજ્યતંત્રનું મથક બન્યું. એમ છતાંયે તે એક નાનકડું રાજ્ય હતું અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ તરફનાં મોટાં મોટાં રાજ્યો સાથે તેની તુલના કરી શકાય એમ નહોતું. એ સુલતાનો અફઘાન જાતના હતા. તેઓ બધા બહુ નમાલા લોકો હતા. છેવટે તેમના અફઘાન ઉમરાવો પણ તેમનાથી થાક્યા અને કંટાળીને પોતાના ઉપર શાસન કરવા તેમણે એક પરદેશીને નોતર્યો. આ પરદેશી તે બાબર. તે મંગોલ જાતિનો હતો; અથવા હવે આપણે તેને મોગલ કહીશું કેમકે હિંદમાં હરીઠામ થયા પછી મંગોલ લોકો મોગલ કહેવાયા. તે તૈમુરનો વંશજ હતો અને તેની મા ચંગીઝખાનના કુળમાંથી ઊતરી આવી હતી. બાબર તે સમયે કાબુલનો રાજા હતો. હિંદ આવવાનું આમંત્રણ તેણે સહર્ષ વધાવી લીધું. ખરેખર આ આમંત્રણ વિના પણ કદાચ તે અહીં આવ્યો હોત. ૧૫૨૬ની સાલમાં દિલ્હી પાસે પાણીપતના રણક્ષેત્ર ઉપર બાબર હિંદનું સામ્રાજ્ય જીત્યો. હિંદમાં વળી પાછું એક મહાન સામ્રાજ્ય ઊભું થયું. એ મોગલ સામ્રાજ્યને નામે ઓળખાય છે. દિલ્હીએ પણ ફરીથી પોતાની મહત્તા

પ્રાપ્ત કરી અને તે આ સામ્રાજ્યનું પાટનગર બન્યું. પરંતુ એનો વિચાર કરીએ તે પહેલાં આપણે બાકીના હિંદ તરફ નજર કરીએ અને દિલ્હીની પડતીનાં દોઢસો વરસ દરમ્યાન એ પ્રદેશમાં શું બન્યું તે જોઈએ.

આ સમય દરમ્યાન હિંદમાં નાનાં મોટાં અનેક રાજ્યો હતાં. નવા વસેલા જોનપુરમાં એક નાનકડું મુસ્લિમ રાજ્ય હતું. ત્યાં શરકી નામથી ઓળખાતા રાજાઓનો અમલ હતો. એ બહુ બળવાન કે મોટું રાજ્ય નહોતું અને રાજકીય દૃષ્ટિએ તેનું કશું મહત્ત્વ નહોતું. પરંતુ પંદરમી સદીમાં લગભગ સો વરસ સુધી તે સંસ્કૃતિ તથા ધાર્મિક સહિષ્ણુતાનું મોટું કેન્દ્ર રહ્યું હતું. જોનપુરનાં મુસ્લિમ વિદ્યાલયો સહિષ્ણુતાના વિચારોનો ફેલાવો કરતાં હતાં અને ત્યાંના એક રાજાએ તો જેને વિષે મેં તને મારા આગલા પત્રમાં લખ્યું છે તે પ્રકારનો હિંદુ તથા મુસલમાનો વચ્ચે સમન્વય સાધવાનો પ્રયાસ પણ કર્યો હતો. એ રાજ્યમાં કળા તથા રમણીય ઇમારતોનાં બાંધકામને તેમજ હિંદી અને બંગાળી જેવી દેશની ઊગતી ભાષાઓને પણ ઉત્તેજન આપવામાં આવતું હતું. આસપાસ પ્રવર્તતી ભારે અસહિષ્ણુતા વચ્ચે જોનપુરનું આ નાનકડું અને અલ્પજીવી રાજ્ય વિદ્યા, સંસ્કૃતિ અને સહિષ્ણુતાના વિસામા સમાન આગળ તરી આવે છે.

પૂર્વમાં, લગભગ અલ્લાહાબાદ સુધી વિસ્તરેલું ગૌડનું મહાન રાજ્ય હતું. એમાં બિહાર તથા બંગાળનો સમાવેશ થતો હતો. ગૌડનું શહેર બંદર હતું અને હિંદના દરિયાકાંઠાનાં બધાં શહેરો જોડે તેનો સંબંધ હતો. અલ્લાહાબાદની પશ્ચિમે મધ્ય હિંદમાં લગભગ ગુજરાત સુધી વિસ્તરેલું માળવાનું રાજ્ય હતું. તેની રાજધાની માંડવ હતી. આ રાજધાનીમાંનો કિલ્લો તથા એ શહેર એક જ નામથી ઓળખાતાં હતાં. આ માંડવ શહેરમાં રમણીય અને ભવ્ય કેટલીયે ઇમારતો ઊભી થઈ અને તેનાં ખંડેરો હજી આજે પણ પ્રવાસીઓને આકર્ષે છે.

માળવાની વાયવ્યમાં રજપૂતાના હતું. તેમાં ઘણાં રજપૂત રાજ્યો હતાં. ચિતોડ તેમાં મુખ્ય હતું. ચિતોડ અને માળવા અને ગુજરાત વચ્ચે વારંવાર યુદ્ધ થતાં. આ બે બળવાન રાજ્યોને મુકાબલે ચિતોડ નાનું હતું પરંતુ રજપૂતો સદાય બહાદુર લડવૈયા રહ્યા છે. કેટલીક વાર તેમની સંખ્યા બહુ અલ્પ હોવા છતાંયે તેઓ જીતી જતા. ચિતોડના રાણાએ માળવા ઉપર આવા પ્રકારની જીત મેળવી હતી તેના સ્મારક તરીકે ચિતોડમાં જયસ્તંભ બાંધવામાં આવ્યો હતો. માંડવના સુલતાને, રપેને

પોતે એ કામમાં પાછો પડી જાય એમ સમજીને તેથીયે ઊંચો મિનારો બંધાવ્યો. ચિતોડનો જયસ્તંભ આજે પણ મોજૂદ છે; માંડવનો મિનારો નાશ પામ્યો છે.

માળવાની પશ્ચિમે ગુજરાત આવેલું છે. ત્યાં એક બળવાન રાજ્ય સ્થપાયું. સુલતાન અહમદશાહે વસાવેલું તેની રાજધાનીનું શહેર અમદાવાદ બહુ મોટું શહેર થયું અને તેની વસ્તી લગભગ દશ લાખની હતી. આ શહેરમાં સુંદર ઇમારતો ઊભી થઈ અને એમ કહેવાય છે કે, પંદરમીથી અઢારમી સદી સુધી એટલે કે લગભગ ત્રણસો વરસ સુધી અમદાવાદ દુનિયાનાં રમણીય શહેરોમાંનું એક હતું. એ શહેરની ભવ્ય જામી મસ્જિદ ચિતોડના રાણાએ એ જ અરસામાં રાણપુરમાં બાંધેલા જૈન મંદિરને મળતી આવે છે એ જાણીને આપણને નવાઈ લાગે છે. એ બતાવે છે કે પ્રાચીન પ્રણાલીના હિંદી શિલ્પીઓ ઉપર નવા વિચારોએ અસર કરી હતી અને તેઓ નવીન પ્રકારનું સ્થાપત્ય નિર્માણ કરી રહ્યા હતા. જેને વિષે હું આગળ કહી ગયો છું તે સમન્વય કળાના ક્ષેત્રમાં પણ સધાતો તું અહીં જોઈ શકશે. પથ્થરમાં કરેલા અદ્ભુત કોતરકામવાળી આવી અનેક પુરાણી ઇમારતો આજે પણ અમદાવાદમાં મોજૂદ છે. પરંતુ તેમની આસપાસ આજે વિકસેલા ઔદ્યોગિક શહેરમાં સૌંદર્યનું નામ સરખું પણ નથી.

આ જ અરસામાં ફિરંગીઓ હિંદુસ્તાન પહોંચ્યા. તને યાદ હશે કે કેપ ઑફ ગુડ હોપ થઈને અહીં પ્રથમ આવનાર વાસ્કો–ડી–ગામા હતો. ૧૪૯૮ની સાલમાં તે દક્ષિણના કાલીકટ બંદરે ઊતર્યો. અલબત્ત, આ પહેલાં ઘણાય યુરોપિયનો હિંદુસ્તાનમાં આવ્યા હતા; પરંતુ તેઓ વેપારી તરીકે અથવા કેવળ પ્રવાસી તરીકે આવ્યા હતા. ફિરંગી લોકો જુદા જ ખ્યાલોથી અહીં આવ્યા. તેઓ અહંકાર અને આત્મવિશ્વાસથી ભરેલા હતા. વળી પૂર્વની દુનિયા તો પોપે તેમને ભેટ આપી હતી. તેઓ મુલક જીતવાના ઇરાદાથી આવ્યા હતા. આરંભમાં તેમની સંખ્યા અલ્પ હતી. પરંતુ તેમનાં વધારે ને વધારે વહાણો આવતાં જ ગયાં. દરિયા-કાંઠા પરનાં કેટલાંક શહેરો તેમણે કબજે કર્યાં. ગોઆ તેમાં મુખ્ય હતું. પરંતુ ફિરંગીઓ હિંદમાં કશું વધારે કરી શક્યા નહિ. તેઓ દેશના અંદરના ભાગમાં પ્રવેશ ન કરી શક્યા. પરંતુ સમુદ્રમાર્ગે આવીને હિંદ ઉપર હુમલો કરનાર યુરોપિયનોમાં તેઓ પહેલા હતા. તેમના પછી ઘણા સમય બાદ ફ્રેંચ અને અંગ્રેજો આવ્યા. આમ દરિયાઈ

માર્ગો ખુલ્લા થવાથી હિંદની દરિયાઈ નબળાઈ ઉઘાડી પડી. દક્ષિણનાં રાજ્યો ક્ષીણ થઈ ગયાં હતાં અને તેમનું ધ્યાન દેશના અંદરના ભાગમાંથી આવતાં જોખમો તરફ દોરાયું હતું.

ગુજરાતના સુલતાનો તો ફિરંગીઓ સામે દરિયા ઉપર પણ લડ્યા. ઉસ્માની તુર્કો સાથે સંપ કરીને ફિરંગીઓના નૌકા કાફલાને તેમણે હરાવ્યો. પણ પાછળથી ફિરંગીઓ જીત્યા અને તેમણે દરિયા ઉપર કાબૂ મેળવ્યો. દિલ્હીના મોગલ બાદશાહોના ડરને કારણે ગુજરાતના સુલતાનોને ફિરંગીઓ સાથે સુલેહ કરવી પડી. પરંતુ ફિરંગીઓએ તેમને દગો દીધો.

ચૌદમી સદીના આરંભમાં દક્ષિણ હિંદમાં બે મોટાં રાજ્યો ઊભાં થયાં. એક ગુલબર્ગ અથવા જેને બ્રાહ્મણી રાજ્ય કહેવામાં આવે છે તે અને બીજું એની દક્ષિણે આવેલું વિજયનગરનું રાજ્ય. બ્રાહ્મણી રાજ્ય લગભગ આખા મહારાષ્ટ્ર અને કર્ણાટકના થોડા ભાગ પર વિસ્તર્યું હતું. એ રાજ્ય લગભગ દોઢસો વરસ ટક્યું પણ એની કારકિર્દી અધમ પ્રકારની છે. ત્યાં આગળ અસહિષ્ણુતા, જુલમ અને ખુનામરકી પ્રવર્તતાં હતાં તથા એક બાજુ સુલતાન અને ઉમરાવો વૈભવવિલાસમાં મશગૂલ હતા અને બીજી બાજુ પ્રજા અતિશય ગરીબાઈમાં ડૂબી ગઈ હતી. કેવળ તેની મૂર્ખાઈને કારણે બ્રાહ્મણી રાજ્ય ૧૬મી સદીમાં પડી ભાગ્યું અને તેના બિજાપુર, અહમદનગર, ગોલકોંડા, બીડર અને વરાડ એમ પાંચ ભાગ પડી ગયા. આ દરેક ભાગ ઉપર સુલતાનોનો અમલ હતો. દરમ્યાન વિજયનગરનું રાજ્ય લગભગ ૨૦૦ વરસ સુધી ટક્યું. હજી પણ તે આબાદ હતું. આ છયે રાજ્યો વચ્ચે વારંવાર યુદ્ધો થયા કરતાં; કેમકે દરેક રાજ્ય દક્ષિણ હિંદ ઉપર આધિપત્ય જમાવવા મથતું હતું. આ બધાં રાજ્યો અંદર અંદર એકબીજા સાથે જુદી જુદી રીતે એકત્રિત થતાં પરંતુ તેમની આ એકતા યા મૈત્રી હમેશાં બદલાતી રહેતી. પરંતુ કોઈક વખત મુસલમાની રાજ્ય હિંદુ રાજ્ય સામે લડતું તો વળી કેટલીક વાર મુસ્લિમ અને હિંદુ રાજ્ય એકત્ર થઈને કોઈ ત્રીજા મુસલમાની રાજ્ય સામે લડતાં. આ યુદ્ધો કેવળ રાજકીય યુદ્ધો હતાં. કોઈ પણ સમયે એકાદ રાજ્ય વધારે પડતું બળવાન થઈ જતું જણાય તો તેની સામે બીજાં બધાં એકત્ર થઈ જતાં. આખરે વિજયનગરનાં બળ અને સમૃદ્ધિએ બીજાં મુસલમાની રાજ્યોને તેની સામે એકત્ર થવાને પ્રેર્યાં અને ૧૫૬૫ની સાલમાં તાલીકોટાની લડાઈમાં તેઓ તેનો સંપૂર્ણપણે નાશ કરવામાં સફળ થયાં. અઢી સદીની કારકિર્દી

પછી વિજયનગરના સામ્રાજ્યનો અંત આવ્યો તથા એ ભવ્ય અને રમણીય શહેર પણ સંપૂર્ણપણે નાશ પામ્યું.

પરંતુ એકત્ર થયેલાં વિજયી રાજ્યો થોડા જ વખતમાં માંહોમાંહે વઢી પડ્યાં અને તેઓ એકબીજા સામે યુદ્ધે ચડ્યાં. થોડા જ વખતમાં દિલ્હીના મોગલ સામ્રાજ્યના પંજામાં તે બધાં સપડાયાં. તેમના ઉપર બીજી આફત ફિરંગીઓ તરફથી આવી. ૧૫૧૦ની સાલમાં ફિરંગીઓએ ગોવા સર કર્યું. ગોવા બિજાપુર રાજ્યમાં હતું. તેમને ત્યાંથી હાંકી કાઢવાના અનેક પ્રયાસો થયા છતાં ફિરંગીઓ ગોવામાં ટકી રહ્યા અને તેમના આગેવાન અલ્બુકર્ક — તેને 'પૂર્વનો સૂબો' એવો આડંબરી ઇલકાબ આપવામાં આવ્યો હતો — ઘણા ઉપજાવે એવી ક્રૂરતા દાખવી. ફિરંગીઓએ લોકોની સામુદાયિક કતલ કરી અને તેમણે સ્ત્રીઓ તથા બાળકોને પણ છોડ્યાં નહિ. તે દિવસથી હજી પણ ફિરંગીઓ ગોવામાં રહ્યા છે.

આ દક્ષિણનાં રાજ્યોમાં — ખાસ કરીને ગોલકોંડા, વિજયનગર અને બિજાપુરમાં — સુંદર ઇમારતો બાંધવામાં આવી હતી. ગોલકોંડા આજે ખંડેર થઈને પડ્યું છે, બિજાપુરમાં એમાંની ઘણી સુંદર ઇમારતો હજુયે મોજૂદ છે અને વિજયનગર તો ધૂળભેગું થઈ ગયું છે અને તેનું નામનિશાન પણ બાકી રહ્યું નથી. આ અરસામાં ગોલકોંડાની પાસે હૈદરાબાદ શહેર સ્થપાયું. એમ કહેવાય છે કે દક્ષિણના કારીગર તથા શિલ્પીઓ પાછળના વખતમાં ઉત્તર તરફ ગયા હતા અને તેમણે આગ્રાનો તાજમહાલ બાંધવામાં પોતાનો ફાળો આપ્યો હતો.

એકબીજાના ધર્મ પ્રત્યે એ સમયે સામાન્યપણે સહિષ્ણુતાભર્યું વલણ પ્રવર્તતું હતું પરંતુ પ્રસંગોપાત્ત ધર્માંધતા અને અસહિષ્ણુતાનો ઉપદ્રવ ફાટી નીકળતો. યુદ્ધકાળમાં ઘણી વાર ભીષણ કતલ અને સંહાર થતો પરંતુ એ જાણવા જેવું છે કે બિજાપુરના મુસલમાની રાજ્યમાં હિંદુઓનું ઘોડેસવાર સૈન્ય હતું અને વિજયનગરના હિંદુ રાજ્યમાં થોડું મુસલમાન લશ્કર હતું. એ સમયે ઉચ્ચ કોટીની સભ્યતા ખીલી હોય એમ જણાય છે, પરંતુ તે કેવળ તવંગરોનો ઇજારો હતો અને ખેતરોમાં કામ કરતા મજૂર કે ખેડૂતને તેમાં કશું સ્થાન નહોતું. તે સાવ કંગાળ હતો, પણ એમ છતાંયે, હમેશાં બનતું આવ્યું છે તેમ તવંગરોના ભારે વૈભવવિલાસનો સઘળો બોજો તે ઉઠાવતો હતો.

૭૭

# વિજયનગર

૧૫ જુલાઈ, ૧૯૩૨

દક્ષિણનાં જે રાજ્યોની આપણે વાત કરી ગયાં તેમાં વિજયનગરની કારકિર્દી સૌથી લાંબી છે. વળી એની બાબતમાં બન્યું પણ એવું કે ઘણા વિદેશી પ્રવાસીઓ ત્યાં આવ્યા હતા અને તેઓ એ રાજ્ય તથા શહેરનો હેવાલ પોતાની પાછળ મૂકતા ગયા છે. નિકોલો કોન્તી નામનો એક ઇટાલિયન ૧૪૨૦ની સાલમાં આવ્યો હતો, ૧૪૪૩ની સાલમાં હેરાતનો અબ્દુર્ રઝાક મધ્ય એશિયાના મહાન ખાનના દરબારમાંથી આવ્યો હતો. તથા પાએઝ નામનો ફિરંગી પ્રવાસી ૧૫૨૨ની સાલમાં એ શહેરમાં આવ્યો હતો. આ ઉપરાંત બીજા ઘણા પ્રવાસીઓએ એ શહેરની મુલાકાત લીધી હતી. વળી એક હિંદુસ્તાનમાં લખાયેલો ઇતિહાસ પણ છે જેમાં દક્ષિણનાં રાજ્યોનો અને ખાસ કરીને બિજાપુરનો હેવાલ છે. જે સમયની આપણે વાત કરી રહ્યાં છીએ તે પછી થોડા જ વખત બાદ અકબરના અમલમાં ફરીસ્તાએ ફારસી ભાષામાં એ પુસ્તક લખ્યું હતું. તત્કાલીન ઇતિહાસ-ગ્રંથો સામાન્ય રીતે એકપક્ષી અને અતિશયોક્તિભર્યા હોય છે. પરંતુ એક રીતે તે બહુ ઉપયોગી છે. કાશ્મીરની રાજતરંગિણીના એક અપવાદ સિવાય મુસ્લિમ કાળ પહેલાંના સમયના આવા કોઈ પણ ગ્રંથો ઉપલબ્ધ નથી. આ રીતે ફરીસ્તાનો ઇતિહાસ એ ભારે નવીનતા ગણાય. એની પછી બીજાઓએ પણ તેનું અનુકરણ કર્યું હતું.

વિજયનગરમાં આવેલા વિદેશી પ્રવાસીઓનાં વર્ણનો આપણી આગળ તે શહેરનો નિષ્પક્ષ અને સારો ચિતાર રજૂ કરે છે. તે સમયે વારંવાર થતાં ગોઝારાં યુદ્ધોનાં વર્ણનો કરતાં એમાંથી આપણને ઘણું વધારે જાણવાનું મળે છે. એથી કરીને એ લોકોએ શું કહ્યું છે તે વિષે જ હું તને થોડું કહીશ.

વિજયનગરની ૧૩૩૬ની સાલના અરસામાં સ્થાપના થઈ હતી. તે દક્ષિણ હિંદના કર્ણાટક નામના પ્રદેશમાં આવેલું હતું. તે હિંદુ રાજ્ય

હોવાને લીધે તેણે ઉત્તરના મુસલમાની રાજ્યોમાંથી આશ્રય શોધવાને નાસી છૂટેલા ઘણા લોકોને દક્ષિણ તરફ આકર્ષ્યા. તેણે બહુ ઝપાટાબંધ પ્રગતિ કરી. થોડાં જ વરસોમાં એ રાજ્યે આખા દક્ષિણ હિંદ ઉપર પ્રભુત્વ જમાવ્યું અને તેની રાજધાનીએ તેની સંપત્તિ તથા સૌંદર્યથી લોકોનું લક્ષ પોતા તરફ ખેંચ્યું. વિજયનગર દક્ષિણમાં સૌથી વધારે પ્રભાવશાળી રાજ્ય બન્યું.

ફરીસ્તા વિજયનગરના રાજ્યની અખૂટ દોલતનું તથા ૧૪૦૬ની સાલમાં ગુલબર્ગાનો એક બ્રાહ્મણી મુસલમાન રાજા ત્યાંની રાજકુંવરી જોડે લગ્ન કરવાને ત્યાં ગયો હતો તે સમયના તેના પાટનગરનું બ્યાન આપણી આગળ રજૂ કરે છે. તે કહે છે કે, એ સમયે વિજયનગરના ૭ માઈલ સુધીના રસ્તા પર કિનખાબ અને મખમલ તથા બીજાં એવાં કીમતી વસ્ત્રો પાથરવામાં આવ્યાં હતાં. સંપત્તિનો આ કેવો ભયંકર અને અઘટિત દુરુપયોગ!

ઇટાલીનો પ્રવાસી નિકોલો કોન્તી ૧૪૨૦ની સાલમાં ત્યાં આવ્યો હતો. તે જણાવે છે કે એ શહેરનો ઘેરાવો ૬૦ માઈલનો હતો. તેનો વિસ્તાર આટલો બધો વિશાળ હતો એનું કારણ એ છે કે, એ શહેરમાં અનેક બાગબગીચાઓ હતા. કોન્તીનો એવો અભિપ્રાય હતો કે વિજયનગરનો રાજા અથવા રાય (તેને રાય તરીકે ઓળખવામાં આવતો હતો.) તે સમયના હિંદના રાજાઓમાં સૌથી વધારે બળવાન હતો.

એના પછી મધ્ય એશિયામાંથી અબ્દુર્ રઝાક આવે છે. વિજયનગર જતાં માર્ગમાં મેંગલોર પાસે ગાળેલા શુદ્ધ પિત્તળનું બનાવેલું એક અદ્ભુત મંદિર તેના જોવામાં આવ્યું. તેની ઊંચાઈ ૧૫ ફૂટ હતી અને તેની લંબાઈ તથા પહોળાઈ ૩૦ ફૂટ હતી. આગળ ઉપર બેલૂરમાં એક બીજું મંદિર જોઈને તો તે આભો જ બની ગયો. સાચે જ, તે એનું વર્ણન આપવાનો પ્રયાસ કરતો જ નથી, કેમકે એમ કરવા જતાં તેના ઉપર 'અતિશયોક્તિનો આરોપ મુકાય' એવો તેને ડર હતો! છેવટે તે વિજયનગર પહોંચે છે. એ શહેરને જોઈને તો તે હર્ષઘેલો થઈ જાય છે. તે જણાવે છે કે, એ શહેર એવું છે કે દુનિયાભરમાં એના સમાન બીજું કોઈ સ્થળ હોવાનું કાને સાંભળ્યું નથી અને એવું આંખે જોયું નથી. તેનાં અનેક બજારોનું પણ તે વર્ણન કરે છે: 'પ્રત્યેક બજારને નાકે એક મોટી મેડી અને ભવ્ય ઝરૂખો હોય છે. પરંતુ રાજાનો મહેલ એ સૌના કરતાં ઊંચો અને ભવ્ય હતો.'

. . . 'બજારો ઘણાં પહોળાં અને લાંબાં છે. . . . તાજાં અને ખુશબોદાર ફૂલો એ શહેરમાં હમેશાં મળતાં અને તેને જીવનની આવશ્યક જરૂરિયાત તરીકે લેખવામાં આવતાં — જાણે કે તેમના વિના લોકોનું જીવન જ અશક્યવત્ થઈ જતું ન હોય! જુદા જુદા પ્રત્યેક ઉદ્યોગો તથા મહાજનોના વેપારીઓ પોતપોતાની દુકાનો પાસપાસે રાખતા. ઝવેરીઓ હીરા, માણેક, મોતી ઇત્યાદિ પોતાનું ઝવેરાત ખુલ્લા બજારમાં વેચતા.' અબ્દુર્ રઝાક આગળ ચાલતાં જણાવે છે કે, 'જ્યાં આગળ રાજા રહેતો હતો તે રમણીય સ્થળે પથ્થરમાંથી કાપી કાઢેલી સુવાંગ નીકોમાંથી નાની નાની અનેક નદીઓ અને વહેળાઓ વહેતા. . . . એ દેશની વસતી એટલી બધી સુવ્યવસ્થિત રીતે વસેલી છે કે અમુક મર્યાદિત જગ્યામાં તેનો ખ્યાલ આપવાનું મુશ્કેલ છે.' અને પંદરમી સદીનો મધ્ય એશિયાનો આ પ્રવાસી વિજયનગરની સમૃદ્ધિનું છટાદાર ભાષામાં આ રીતે બયાન કરતો આગળ ચાલે છે.

અબ્દુર્ રઝાક બીજાં મોટાં શહેરોથી પરિચિત ન હોય અને તેથી કરીને વિજયનગરનું દર્શન કરીને તે અંજાઈ ગયો હોય એ બનવાજોગ છે. પરંતુ એના પછીના આપણા પ્રવાસીએ બીજા દેશોમાં સારી પેઠે મુસાફરી કરી હતી. એ પ્રવાસી પોર્ટુગાલનો વતની પાએઝ હતો. જે સમયે ઇટાલીમાં પુનર્-જાગ્રતિ અથવા નવજીવનના યુગની અસર થવા લાગી હતી અને જ્યારે ઇટાલીનાં નગરોમાં સુંદર ઇમારતો ઊભી થઈ રહી હતી તે અરસામાં ૧૫૨૨ની સાલમાં તે અહીં આવ્યો હતો. પાએઝ ઇટાલીના આ નગરોથી પરિચિત હતો અને તેથી કરીને તેનો પુરાવો બહુ પ્રમાણભૂત અને કીમતી ગણાય. તે જણાવે છે કે, 'વિજયનગર શહેર રોમ જેટલું મોટું છે અને દેખાવે તે બહુ જ રમણીય છે.' શહેરની અજાયબી ભરેલી વસ્તુઓનું તથા તેનાં અસંખ્ય સરોવરો, જળમાર્ગો અને વાડીઓની શોભાનું તે વિસ્તારથી વર્ણન કરે છે. તે જણાવે છે કે, 'એ શહેર જગતમાં સૌથી વધારે ભર્યુંભાદર્યું શહેર છે. . . . જ્યાં આગળ ખાધાખોરાકી અને બીજો સરસામાન ખૂટી પડે છે તેવાં શહેરોના જેવી એ શહેરની દશા નથી. અહીં તો દરેક વસ્તુ પુષ્કળ પ્રમાણમાં મોજૂદ હોય છે.' તેણે જોયેલો એક મહેલનો ઓરડો 'નીચેથી ઉપર સુધી હાથીદાંતનો બનેલો હતો. તેની દીવાલો પણ હાથીદાંતની હતી. વળી ભારોટને ટેકવનારા થાંભલાઓને મથાળે હાથીદાંતમાં ગુલાબ તથા કમળનાં ફૂલો કોતરેલાં હતાં. અને આ બધું એટલી સુંદર રીતે

બનાવવામાં આવ્યું હતું કે એનાથી વધારે સારું થઈ શકે જ નહિ. એ બધું એટલું બધું સમૃદ્ધ અને રમણીય છે કે બીજે કોઈ પણ ઠેકાણે તમને એનો જોટો નહિ જડે.'

પાએઝ તેણે એ શહેરની મુલાકાત લીધી તે સમયના વિજયનગરના રાજાનું પણ વર્ણન કરે છે. દક્ષિણ હિંદના ઇતિહાસના મહાન રાજાઓમાંનો તે એક હતો અને એક વીર યોદ્ધા, સાહિત્યના આશ્રયદાતા, તથા લોકપ્રિય અને ઉદાર રાજા તરીકેની તથા પોતાના શત્રુઓ પ્રત્યેના તેના ઔદાર્ય માટેની તેની કીર્તિ દક્ષિણ હિંદમાં આજે પણ ટકી રહી છે. તેનું નામ કૃષ્ણદેવ રાય હતું. તેણે ૧૫૦૯થી ૧૫૨૯ની સાલ સુધી વીશ વર્ષ રાજ્ય કર્યું હતું. પાએઝ તેની ઊંચાઈ, તેની આકૃતિ અને તેના વર્ણ વિષે પણ બયાન કરે છે. તે કહે છે કે, તે ગૌરવર્ણનો હતો. 'સૌ કોઈ તેનાથી ડરતા રહે છે અને રાજાને માટે શકય હોય એટલો પૂર્ણ રાજા તે છે. તે અતિશય ખુશમિજાજ અને હસમુખો છે. વિદેશીઓનું તે સન્માન કરે છે અને તેમને હેતથી આવકાર આપે છે તથા તેમની હાલત અને વ્યવહાર વિષે પૂછપરછ કરે છે.' તે રાજાના અનેક બિરદોનું વર્ણન કર્યા પછી તે ઉમેરે છે કે, 'પણ સાચે જ, હરેક બાબતમાં તે એટલો નિપુણ અને સંપૂર્ણ છે કે, એની પાસે જે કંઈ છે તે તેના જેવા માણસ માટે કશી વિસાતમાં નથી.'

ખરેખર, આ બહુ ભારે પ્રશંસા છે. એ સમયે વિજયનગરનું સામ્રાજ્ય ઠેઠ દક્ષિણ અને પૂર્વ કિનારા સુધી બધે વિસ્તર્યું હતું. એમાં મૈસૂર, ત્રાવણકોર અને આજના આખા મદ્રાસ ઇલાકાનો સમાવેશ થતો હતો.

આ ઉપરાંત બીજી પણ એક વાત તને કહેવી જોઈએ. ૧૪૦૦ની સાલના અરસામાં શહેરમાં ચોખ્ખું પાણી લાવવા માટે એક મોટી નહેર બાંધવામાં આવી હતી. એક નદીમાં બંધ બાંધીને તેના પાણીનો એક ઠેકાણે સંગ્રહ કરવામાં આવ્યો હતો. એમાંથી પંદર માઇલ લાંબી નહેર વાટે શહેરમાં પાણી જતું હતું. ઘણી જગ્યાએ એ નહેર પથ્થરમાંથી કોતરી કાઢવામાં આવી હતી.

આવું આ વિજયનગર શહેર હતું. તે પોતાની ધનસંપત્તિ અને સૌંદર્ય માટે મગરૂર હતું. વળી પોતાની તાકાત ઉપર તેનો વધારે પડતો મદાર હતો. એ શહેર તથા સામ્રાજ્યનો અંત આટલો નજીક છે એનો કોઈને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. પાએઝની મુલાકાત બાદ માત્ર ૪૩ વરસ પછી તેના ઉપર આફતનાં વાદળ એકાએક ઘેરાયાં.

વિજયનગરની ઈર્ષાથી પ્રેરાઈને દક્ષિણનાં બીજાં રાજ્યો તેની સામે એકત્ર થયાં અને તેનો નાશ કરવાનો તેમણે સંકલ્પ કર્યો. આ કટોકટીને સમયે પણ વિજયનગર પોતાની તાકાત ઉપર મૂર્ખાઈભર્યો વિશ્વાસ રાખીને બેસી રહ્યું. એની અંતઘડી બહુ જલદી આવી અને તેનો નાશ ભીષણ અને સંપૂર્ણ નીવડ્યો.

મેં તને પહેલાં કહ્યું હતું કે આ એકત્ર થયેલાં રાજ્યોએ વિજયનગરને ૧૫૬૫ની સાલમાં હરાવ્યું. ત્યાં આગળ ભારે કતલ થઈ અને પછી એ મહાન શહેરને લૂંટવામાં તેમજ બાળી મૂકવામાં આવ્યું. બધી સુંદર ઇમારતો, મંદિરો અને મહેલોનો નાશ કરવામાં આવ્યો. અતિશય સુંદર કોતરકામ તથા મૂર્તિઓ વગેરેના ચૂરેચૂરા કરી નાખવામાં આવ્યા. અને જે વસ્તુઓ બળી શકે એવી હતી તેને બાળવા માટે મોટી મોટી હોળીઓ સળગાવવામાં આવી. બધું ભાંગીને ભૂકો થઈ ગયું ત્યાં સુધી આ સંહારલીલા ચલાવવામાં આવી. એક અંગ્રેજ ઇતિહાસકાર કહે છે કે, 'ઘણું કરીને દુનિયાના ઇતિહાસમાં આવા સુંદર શહેર ઉપર કદીયે આવો ભયંકર અને આટલો અણધાર્યો અત્યાચાર ગુજારવામાં આવ્યો હોય એવું જાણવામાં નથી. આજે એ શહેર તેની ધનવાન અને ઉદ્યોગી વસ્તીથી તરવરી રહ્યું હતું અને અતિશય સમૃદ્ધ અને ભર્યુંભાદર્યું હતું પણ બીજે જ દિવસે તેનો કબજો લઈને તેને લૂંટી લેવામાં આવ્યું તથા જેનું વર્ણન ન થઈ શકે એવા જંગલી હત્યાકાંડ અને ભીષણ દશ્યો વચ્ચે તેને જમીનદોસ્ત કરવામાં આવ્યું.'

## ૭૮

# મલેશિયાનાં બે સામ્રાજ્યો — મજાપાહિત અને મલાક્કા

૧૭ જાલાઈ, ૧૯૩૨

મલેશિયા અને પૂર્વ તરફના ટાપુઓને આપણે કંઈક વિસારે પાડ્યાં છે અને તેમને વિષે મેં લખ્યાને ઘણો વખત થઈ ગયો. પાછળ જોતાં મને માલૂમ પડ્યું કે ૪૬મા પત્રમાં મેં તેમને વિષે છેલ્લું લખ્યું છે. એ પછી તો બીજા ૩૧ પત્રો લખાયા અને હવે તે સંખ્યા ૭૮ સુધી પહોંચી છે. બધા દેશોને સમયની દૃષ્ટિએ એક જ હરોળમાં રાખવાનું કામ મુશ્કેલ છે.

આજથી બરાબર બે મહિના ઉપર મેં તને લખેલું તેમાંનું થોડું-ઘણું તને યાદ છે ખરું? કંબોડિયા, અંગકાર, સુમાત્રા અને શ્રીવિજય તને યાદ છે ખરાં? સૈકાંઓના વિકાસ પછી હિંદીઓનાની હિંદી વસાહતોમાંથી એક મોટું રાજ્ય ઉદ્ભવ્યું તે કંબોડિયાના સામ્રાજ્યનું તને સ્મરણ છે? અને પછી કુદરત તેના ઉપર રૂઠી અને અચાનક તે સામ્રાજ્ય તથા શહેરનો ક્રૂરતાથી તેણે અંત આણ્યો. આ ઘટના ૧૩૦૦ની સાલના અરસામાં બની હતી.

લગભગ આ કંબોડિયાના સામ્રાજ્યના સમયમાં સમુદ્રની પેલી પાર આવેલા સુમાત્રા ટાપુમાં બીજું એક મહાન રાજ્ય ઉદ્ભવ્યું હતું. પરંતુ શ્રીવિજયની સામ્રાજ્ય તરીકેની કારકિર્દીનો આરંભ કંઈક પાછળથી થયો અને તે કંબોડિયાના નાશ પછી પણ ટકી રહ્યું. એનો અંત પણ કંઈક અચાનક જ આવ્યો પરંતુ તે લાવવામાં કુદરત નહિ પણ માણસ કારણભૂત બન્યો. શ્રીવિજયનું બૌદ્ધ સામ્રાજ્ય સાડીસો વરસ સુધી જાહોજલાલીમાં રહ્યું. પૂર્વના લગભગ બધા જ ટાપુઓ તેના તાબામાં હતા અને થોડા વખત સુધી તો તેણે હિંદુસ્તાન, સિલોન અને ચીનમાં પણ પગદંડો જમાવ્યો હતો. તે વણિક સામ્રાજ્ય હતું અને વેપાર એ તેનો પ્રધાન વ્યવસાય હતો. પરંતુ પછીથી પાસેના જાવા ટાપુના પૂર્વ

તરફના ભાગમાં બીજું એક વણિક રાજ્ય ઊભું થયું. એ હિંદુ રાજ્ય હતું અને તેણે શ્રીવિજયથી દબાઈ જવાનો ઇન્કાર કર્યો.

નવમી સદીના આરંભથી માંડીને લગભગ ૪૦૦ વરસ સુધી પૂર્વ જાવાના આ રાજ્ય ઉપર ઉત્તરોત્તર બળવાન થતા જતા શ્રીવિજયનો ભય ઝઝૂમતો રહ્યો. એમ છતાં પણ તે પોતાની સ્વતંત્રતા ટકાવી રાખવામાં ફતેહમંદ થયું એટલું જ નહિ પણ એ દરમ્યાન તેણે પાષાણનાં અસંખ્ય મંદિરો બંધાવ્યાં. બોરોબુદુરના નામથી ઓળખાતાં એમનાં સૌથી ભવ્ય મંદિરો આજે પણ મોજૂદ છે અને અસંખ્ય પ્રવાસીઓને પોતા તરફ આકર્ષે છે. શ્રીવિજયના આધિપત્યમાંથી ઊગરી ગયા પછી પૂર્વ જાવાનું આ રાજ્ય પણ આક્રમક બન્યું અને હવે તે પોતાના પહેલાંના હરીફ શ્રીવિજય માટે જોખમરૂપ બન્યું. આ બંને વણિક રાજ્યો હતાં અને વેપારને માટે દરિયો ખેડતાં હતાં એટલે તેમની વચ્ચે વારંવાર તકરાર થતી.

જાવા અને સુમાત્રાની આ હરીફાઈ સાથે આધુનિક રાજ્યોની — ઇંગ્લંડ અને જર્મની વચ્ચેની હરીફાઈની સરખામણી કરવાને હું લલચાઉં છું. શ્રીવિજયને અંકુશમાં રાખવા માટે તથા પોતાનો વેપાર વધારવા માટે નૌકાદળ વધારવાની જરૂર જાવાને જણાતાં તેણે તેનું દરિયાઈ બળ ખૂબ વધારી મૂક્યું. હુમલો કરવા ખાતર વારંવાર મોટા મોટા નૌકાકાફલા રવાના કરવામાં આવતા પરંતુ વર્ષો સુધી તેમને દુશ્મનો સાથે ઝપાઝપી કરવાનો મોકો મળતો નહિ. આમ જાવાનું સામર્થ્ય ઉત્તરોત્તર વધતું ગયું અને દિનપ્રતિદિન તે વધારે ને વધારે આક્રમણકારી થતું ગયું. તેરમી સદીના અંતમાં મજ્જાપહિત નામનું એક શહેર વસાવવામાં આવ્યું અને તે વિસ્તરતા જતા જાવા રાજ્યનું પાટનગર બન્યું.

પછીથી તો જાવાનું રાજ્ય એટલું બધું ગુમાની અને ઉદ્ધત બની ગયું કે, મહાન ખાન કુબ્લાઈએ ખંડણી વસૂલ કરવા માટે મોકલેલા તેના એલચીઓનું પણ તેણે અપમાન કર્યું. ખંડણી તો ન જ આપવામાં આવી પણ વધારામાં એક એલચીના કપાળ ઉપર અપમાન-જનક સંદેશો અંકિત કરવામાં આવ્યો! મંગોલ ખાન સાથે આ બેવકૂફીભરી અને જોખમકારક રમત હતી. આવી જ જાતના અપમાનને પરિણામે ચંગીઝ ખાને મધ્ય એશિયાને ખેદાનમેદાન કરી નાખ્યો હતો અને થોડા વખત પછી હુલાગુએ બગદાદનો નાશ કર્યો હતો. એમ

છતાંયે જાવા ટાપુના નાનકડા રાજ્યે આવું સાહસ કરવાની હામ ભીડી. પરંતુ જાવાના નસીબના જોરે મંગોલ લોકો હવે સારી પેઠે શાન્ત પડ્યા હતા અને મુલકો જીતવાની તેમને ઇચ્છા રહી નહોતી. વળી, નૌકાયુદ્ધ પણ તેમને બહુ પસંદ નહોતું. જમીન ઉપર જ તેઓ બળવાન હતા. એમ છતાં પણ અપરાધી રાજાને શિક્ષા કરવા માટે કુબ્લાઈએ પોતાનું સૈન્ય મોકલ્યું. ચીનના લશ્કરે જાવાના લશ્કરને હરાવ્યું અને રાજાને મારી નાંખ્યો. પરંતુ તેમણે બીજું વધારે નુકસાન કર્યું હોય એમ જણાતું નથી. ચીનની અસરને લીધે મંગોલ લોકો કેટલા બધા બદલાઈ ગયા હતા!

પરંતુ ચીનની આ ચડાઈ જાવાના રાજ્યને અથવા તો મજ્જાપહિતના સામ્રાજ્યને — હવે આપણે એને એ જ નામથી ઓળખીશું — વધુ બળવાન બનાવનાર નીવડી હોય એમ જણાય છે. એનું કારણ એ છે કે ચીનાઓએ જાવામાં બંદૂક વગેરે દારુણ હથિયારો દાખલ કર્યાં અને ઘણુંખરું આ દારુણ હથિયારોનો ઉપયોગ કરવાને લીધે જ હવે પછીનાં યુદ્ધોમાં મજ્જાપહિતને જીત મળી.

મજ્જાપહિતનું સામ્રાજ્ય વિસ્તરતું જ ગયું. એ અચાનક રીતે કે ગમે તેમ વધ્યું નહોતું. એ વિસ્તાર રાજ્યસંસ્થાએ સામ્રાજ્યવાદી દૃષ્ટિથી વિચારપૂર્વક યોજ્યો હતો અને તેના સૈન્ય તથા નૌકાકાફલાએ તે પાર પાડ્યો હતો. તેના વિસ્તારના આ યુગના થોડાક સમયમાં સુહિતા નામની એક રાણી ત્યાં રાજ્ય કરતી હતી. તે સમયનું રાજ્યતંત્ર અતિશય કેન્દ્રસ્થ અને કાર્યદક્ષ હોય એમ જણાય છે. પાશ્ચાત્ય ઇતિહાસકારો જણાવે છે કે ત્યાંની કરવેરાની, જકાતની તથા આંતરિક મહેસૂલની પદ્ધતિ ઉત્તમ પ્રકારની હતી. રાજ્યતંત્રમાં સંસ્થાન ખાતું, વેપાર ખાતું, જાહેરસુખાકારી ખાતું, સાર્વજનિક સ્વાસ્થ્ય ખાતું, આંતરિક કાયદો અને વ્યવસ્થાનું ખાતું તથા યુદ્ધ ખાતું એમ જુદાં જુદાં ખાતાંઓ હતાં. સાત ન્યાયાધીશો અને બે અધ્યક્ષોની બનેલી એક વડી અદાલત પણ હતી. બ્રાહ્મણ પુરોહિતોના હાથમાં સારી પેઠે સત્તા હોય એમ જણાય છે. પરંતુ રાજાનો તેમના ઉપર કાબૂ હતો એમ લાગે છે.

આ બધાં ખાતાંઓ અને ખાસ કરીને તેમનામાંનાં કેટલાંકનાં નામો આપણને અર્થશાસ્ત્રનું સ્મરણ કરાવે છે. પરંતુ સંસ્થાનોનું ખાતું એ અહીંનું નવીન ખાતું છે. રાજ્યની અંતર્ગત બાબતોનો વહીવટ કરનાર એટલે કે કાયદો અને વ્યવસ્થાના ખાતાનો પ્રધાન 'મંત્રી' કહેવાતો એ

હકીકત બતાવે છે કે દક્ષિણ હિંદમાંથી પલ્લવોએ ત્યાં આગળ પહેલવહેલી વસાહતો સ્થાપી ત્યાર પછી બારસો વરસ બાદ પણ આ ટાપુઓમાં હિંદી પરંપરા તથા સંસ્કૃતિ ચાલુ રહ્યાં હતાં. હિંદ સાથે એ દરમ્યાન સંસર્ગ ચાલુ રહ્યો હોય તો જ આમ બની શકે. વેપાર દ્વારા આવા પ્રકારનો સંસર્ગ જાળવી રાખવામાં આવ્યો હતો એ નિર્વિવાદ છે.

મજ્જાપહિત એ વણિક સામ્રાજ્ય હતું તેથી કરીને આયાત અને નિકાસનો એટલે કે બીજા દેશોમાંથી દેશમાં આવતા માલનો તથા દેશમાંથી ઇતર દેશોમાં જતા માલનો વેપાર વ્યવસ્થિત રીતે સંગઠિત કરવામાં આવ્યો હતો એ સ્વાભાવિક છે. તેનો આ વેપાર હિંદુસ્તાન, ચીન અને પોતાના સંસ્થાનો જોડે ચાલતો હતો. જ્યાં સુધી તેની અને શ્રીવિજયની વચ્ચે યુદ્ધની પરિસ્થિતિ વર્તતી હતી ત્યાં સુધી તેની સાથે કે તેનાં સંસ્થાનોની સાથે શાંતિથી વેપાર ચાલતો રહે એ સંભવિત નહોતું.

જાવાનું રાજ્ય તો ઘણાંયે સૈકાંઓ સુધી ટક્યું પરંતુ મજ્જાપહિતના સામ્રાજ્યનો મધ્યાહ્ન તો ૧૩૩૫થી ૧૩૮૦ની સાલ સુધી એટલે ૪૫ વરસ સુધી જ રહ્યો. આ સમય દરમ્યાન ૧૩૭૭ની સાલમાં શ્રીવિજયનો છેવટનો કબજો લેવામાં આવ્યો તથા તેનો નાશ કરવામાં આવ્યો. અનામ, સિયામ તથા કંબોડિયા જોડે તેને મૈત્રી હતી.

મજ્જાપહિતનું શહેર અતિશય રમણીય અને સમૃદ્ધ હતું. તેની મધ્યમાં એક ભવ્ય શૈવ મંદિર હતું. બીજાં પણ અનેક સુંદર મકાનો ત્યાં હતાં. સાચે જ, મલેશિયાનાં બધાં જ હિંદી સંસ્થાનોએ રમણીય ઇમારતો બાંધવાની ખાસિયત કેળવી હતી. આ ઉપરાંત જાવામાં બીજાં અનેક મોટાં શહેરો અને બંદરો હતાં.

આ સામ્રાજ્યવાદી રાજ્ય તેના પુરાણા દુશ્મન શ્રીવિજય કરતાં બહુ લાંબો કાળ ન ટક્યું. ત્યાં આગળ આંતરવિગ્રહ થયો તથા ચીન સાથે પણ તકલીફ ઊભી થઈ અને તેને પરિણામે ચીનનો વિશાળ નૌકાકાફલો જાવા આવ્યો. ધીમે ધીમે તેનાં બધાં સંસ્થાનો તેનાથી છૂટાં પડી ગયાં. ૧૪૨૬ની સાલમાં ત્યાં ભારે દુકાળ પડ્યો અને બે વરસ પછી મજ્જાપહિતના સામ્રાજ્યનો અંત આવ્યો. જોકે બીજાં પચાસ વરસ સુધી તે એક સ્વતંત્ર રાજ્ય તરીકે ચાલુ રહ્યું અને ત્યાર પછી મલાક્કાના મુસલમાની રાજ્યે તેનો કબજો લીધો.

મલેશિયામાં હિંદની ત્રણ પ્રાચીન વસાહતોમાંથી ઊભાં થયેલાં સામ્રાજ્યોનું આ ત્રીજું સામ્રાજ્ય આ રીતે નાશ પામ્યું. આ ટૂંકા

પત્રોમાં આપણે લાંબા યુગો વિષે વાતો કરી છે. લગભગ ખ્રિસ્તી યુગના આરંભમાં એટલે કે ઇસવી સનની શરૂઆતમાં હિંદી વસાહતીઓ ત્યાં ગયા હતા અને હાલ આપણે પંદરમી સદીમાં આવી પહોંચ્યાં છીએ. આ રીતે એ બધાં સંસ્થાનોના ૧૪૦૦ વરસના ઇતિહાસનું આપણે નિરીક્ષણ કર્યું. જે ત્રણ સામ્રાજ્યોનું — કંબોડિયા, શ્રીવિજય અને મજ્જાપહિત — આપણે ખાસ કરીને નિરીક્ષણ કર્યું તેમાંનું દરેક સામ્રાજ્ય સદીઓ સુધી ટક્યું હતું. આ લાંબા યુગો લક્ષમાં રાખવા જરૂરી છે કેમકે એના ઉપરથી એ સામ્રાજ્યોની સ્થિરતા અને કાર્યદક્ષતાનો આપણને કંઈક ખ્યાલ આવે છે. સુંદર સ્થાપત્ય એ તેમનો ખાસ પ્રીતિપાત્ર વિષય હતો અને વેપાર એ તેમનો પ્રધાન વ્યવસાય હતો. હિંદી સંસ્કૃતિની પરંપરા તેમણે જાળવી રાખી અને ચીની સંસ્કૃતિનાં કેટલાંક તત્ત્વોનો તેની સાથે સુમેળ સાધ્યો.

જે ત્રણનો મેં ખાસ ઉલ્લેખ કર્યો છે તે ઉપરાંત બીજી પણ ઘણી હિંદી વસાહતો ત્યાં હતી એ તારે યાદ રાખવું જોઈએ. પરંતુ તે પ્રત્યેકની અલગ અલગ વિચારણા આપણે કરી શકીએ એમ નથી. વળી આપણી પડોશમાં આવેલા બે દેશો — બ્રહ્મદેશ અને સિયામ — વિષે પણ હું ઝાઝું કહી શકું એમ નથી. આ બંને દેશોમાં બળવાન રાજ્યો ઊભાં થયાં હતાં અને કળાની પણ ત્યાં સારી પેઠે પ્રગતિ થઈ હતી. એ બંનેમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર થયો હતો. બ્રહ્મદેશ ઉપર મંગોલ લોકોએ એક વાર ચડાઈ કરી હતી પણ સિયામ ઉપર ચીને કદીયે ચડાઈ કરી નથી. એમ છતાં પણ બ્રહ્મદેશ અને સિયામ બંને ઘણી વાર ચીનને ખંડણી ભરતા હતા. એ તો આમન્યા રાખનાર નાના ભાઈની મોટા ભાઈને ભેટ સમાન હતી. આ ખંડણીના બદલામાં ચીનથી નાના ભાઈને માટે કીમતી ભેટો આવતી હતી.

બ્રહ્મદેશ ઉપર મંગોલ લોકોની ચડાઈ થઈ તે પહેલાં ઉત્તર બ્રહ્મદેશમાં આવેલું પાગાન શહેર તેની રાજધાની હતું. ૨૦૦ કરતાંયે વધારે વરસ સુધી આ શહેર બ્રહ્મદેશની રાજધાની રહ્યું, અને એમ કહેવાય છે કે તે બહુ જ રમણીય શહેર હતું. એક માત્ર અંગકોર તેનું હરીફ હતું. આનંદ મંદિર એ તેની સૌથી ઉત્તમ ઇમારત હતી. આખી દુનિયામાં તે બૌદ્ધ સ્થાપત્યનો બહુ સુંદર નમૂનો હતો. ત્યાં આગળ બીજી પણ અનેક ભવ્ય ઇમારતો હતી. અરે, પાગાન શહેરનાં ખંડિયેરો પણ આજે રમણીય લાગે છે. અગિયારમીથી તેરમી સદી સુધીનો સમય એ

પાગાનની મહત્તાનો કાળ હતો. એ પછી બ્રહ્મદેશમાં કંઈક મુશ્કેલી અને અવ્યવસ્થા ઊભી થઈ અને ઉત્તર તથા દક્ષિણ બ્રહ્મદેશ એકબીજાથી અળગા પડી ગયા. ૧૬મી સદીમાં દક્ષિણમાં એક મહાન રાજ્યકર્તા પેદા થયો અને તેણે ફરીથી બ્રહ્મદેશને એકત્ર કર્યો. દક્ષિણમાં આવેલું પેગુ શહેર તેની રાજધાની હતું.

બ્રહ્મદેશ અને સિયામના આ અણધાર્યા અને ટૂંક ઉલ્લેખથી તું ગૂંચવાઈ ન જાય એવી હું આશા રાખું છું. આપણે મલેશિયા અને ઇન્ડોનેશિયાના ઇતિહાસના એક પ્રકરણને અંતે આવી પહોંચ્યાં છીએ અને મારે આપણું એ મુલકોનું અવલોકન પૂરું કરવું હતું. અત્યાર સુધી આ ભાગોને અસર કરતાં પ્રધાન બળોનું—રાજકીય તેમજ સાંસ્કૃતિક—ઊગમસ્થાન હિંદુસ્તાન તથા ચીનમાં હતું. હું તને આગળ ઉપર કહી ચૂક્યો છું કે એશિયા ખંડના અગ્નિ ખૂણામાં આવેલા બ્રહ્મદેશ, સિયામ અને હિંદી ચીન વગેરે દેશો ઉપર ચીનની વધારે અસર પડી હતી અને બધા ટાપુઓ તથા મલાયા દ્વીપકલ્પ ઉપર હિંદુસ્તાનની વધારે અસર પડી હતી.

હવે ત્યાં આગળ એક નવી જ અસર દેખા દે છે. આરબ લોકો એ અસર ત્યાં લાવ્યા. બ્રહ્મદેશ તથા સિયામ ઉપર એની અસર ન પહોંચી પરંતુ મલાયા અને બીજા ટાપુઓ તેને વશ થયા અને થોડા જ વખતમાં ત્યાં આગળ મુસ્લિમ સામ્રાજ્ય ઊભું થયું.

હજાર કરતાંયે વધારે વરસોથી આરબ વેપારીઓ ત્યાં આવતા-જતા હતા અને એ ટાપુઓમાં તેમણે વસવાટ કર્યો હતો. પરંતુ વેપાર ઉપર જ તેમનું લક્ષ હતું અને ત્યાંના રાજકાજમાં બીજી રીતે તેઓ માથું મારતા નહિ. ચૌદમી સદીમાં અરબસ્તાનથી આરબ ધર્મોપદેશકો ત્યાં આગળ આવ્યા અને તેમને ત્યાં સફળતા મળી — ખાસ કરીને ત્યાંના કેટલાક સ્થાનિક રાજાઓનું ધર્મપરિવર્તન કરાવવામાં તેઓ ફાવ્યા.

દરમ્યાન ત્યાં રાજકીય ફેરફારો થઈ રહ્યા હતા. મજ્જાપહિતની સત્તા ઉત્તરોત્તર વધતી જતી હતી અને તે શ્રીવિજયને દબાવી રહ્યું હતું. શ્રીવિજય પડ્યું ત્યારે સંખ્યાબંધ આશ્રિતો મલાયા દ્વીપકલ્પની દક્ષિણમાં ચાલ્યા ગયા અને ત્યાં આગળ તેમણે મલાક્કા નામના શહેરની સ્થાપના કરી. એ શહેર તથા રાજ્યનો બહુ ઝડપથી વિકાસ થયો અને ૧૪૦૦ની સાલ સુધીમાં તો મલાક્કા એક મોટું શહેર થઈ ગયું હતું. મજ્જાપહિતના નિવાસીઓ પ્રત્યે તેમના તાબાની બીજી પ્રજાઓનો અનુરાગ નહોતો.

બધા જ સામ્રાજ્યવાદી લોકોની બાબતમાં બને છે તેમ તેઓ જુલમી હતા અને મજ્જાપહિતના અમલ નીચે રહેવા કરતાં મલાક્કાના નવા રાજ્યમાં જતા રહેવાનું ઘણા લોકો પસંદ કરતા હતા. એ સમયે સિયામ પણ કંઈક અંશે આક્રમણકારી બન્યું હતું. એથી કરીને મલાક્કા ઘણીયે પ્રજાઓનું આશ્રયસ્થાન થઈ પડ્યું. ત્યાં આગળ બૌદ્ધધર્મીઓ તેમજ ઇસ્લામીઓ વસતા હતા. ત્યાંના રાજકર્તાઓ આરંભમાં બૌદ્ધધર્મી હતા પરંતુ પાછળથી તેઓ મુસલમાન બન્યા.

મલાક્કાના આ ઊગતા રાજ્ય ઉપર એક બાજુથી જાવા તેમજ બીજી બાજુથી સિયામનો ભય ઝઝૂમતો હતો. મલેશિયાના ટાપુઓમાંનાં બીજાં નાનાં નાનાં મુસલમાની રાજ્યોની મૈત્રી અને સહાય પ્રાપ્ત કરવાનો તેણે પ્રયાસ કર્યો. તેણે રક્ષણ માટે ચીનને પણ વિનંતી કરી. તે સમયે ચીન ઉપર મંગોલોને સ્થાને આવેલા મિંગ લોકોનું રાજ્ય હતું. મલેશિયાનાં બધાં જ નાનાં નાનાં મુસલમાની રાજ્યોએ એકી વખતે ચીનનું રક્ષણ માગ્યું એ ખરેખર આશ્ચર્યકારક ઘટના છે. એ વસ્તુ એ દર્શાવે છે કે, તે સમયે તેમના ઉપર કોઈ બળવાન શત્રુનો ભય ઝઝૂમી રહ્યો હોવો જોઈએ.

ચીને મલેશિયાના દેશો પરત્વે મિત્રતાભરી પણ ગૌરવશાળી અળગાપણાની નીતિ અખત્યાર કરી હતી. મુલકો જીતવાની તેને લેશમાત્ર પરવા નહોતી. તેમના તરફથી તેને ઝાઝો લાભ મળી શકે એમ નહોતું એની તેને ખબર હતી, છતાંયે તે તેમને પોતાની સંસ્કૃતિની શિક્ષા આપવાને તૈયાર હતું. આ જૂની નીતિ બદલીને એ દેશોમાં વધારે રસ લેવાનો મિંગ સમ્રાટે નિર્ણય કર્યો. જાવા તથા સિયામનું આક્રમણકારી વલણ તેને પસંદ પડ્યું હોય એમ લાગતું નથી. એથી, આ બંને રાજ્યોને અંકુશમાં રાખવા તથા બીજા દેશોને ચીનની સત્તાની પ્રતીતિ થાય એટલા ખાતર તેણે નૌકાસેનાપતિ ચેંગ-હોની સરદારી નીચે એક પ્રચંડ નૌકાકાફલો રવાના કર્યો. આ કાફલાનાં કેટલાંક વહાણો તો ૪૦૦ ફૂટ લાંબાં હતાં.

ચેંગ-હોએ અનેક સફર કરી અને ફિલિપાઈન ટાપુઓ જાવા, સુમાત્રા વગેરે બધા ટાપુઓની તથા મલાયા દ્વીપકલ્પની મુલાકાત લીધી. તે સિલોન પણ આવ્યો હતો. તેણે એ ટાપુ જીતી લીધો અને ત્યાંના રાજાને પકડીને તે ચીન લઈ ગયો હતો. તેની છેલ્લી સફરમાં તો તે છેક ઈરાનના અખાત સુધી પહોંચ્યો હતો. પંદરમી સદીના આરંભના વરસોમાં ચેંગ-હોએ જે જે

દેશોની મુલાકાત લીધી તેમના ઉપર તેની સફરનો ભારે પ્રભાવ પડ્યો. મજ્જાપહિતના હિંદુ તથા સિયામના બૌદ્ધ રાજ્યને અંકુશમાં રાખવા ખાતર તેણે ઇરાદાપૂર્વક ઇસ્લામને ઉત્તેજન આપ્યું અને તેના વિશાળ નૌકાકાફલાના રક્ષણ નીચે મલાક્કાનું રાજ્ય પગભર થઈ ગયું. અલબત્ત ચેંગ–હોનો હેતુ રાજકીય હતો અને ધર્મ સાથે તેને કશી લેવાદેવા નહોતી. તે પોતે બૌદ્ધધર્મી હતો.

આમ મલાક્કાનું રાજ્ય મજ્જાપહિતના વિરોધીઓનું અગ્રણી બન્યું. તેનું બળ વધી ગયું અને ધીમે ધીમે તેણે જાવાનાં સંસ્થાનો પચાવી પાડ્યાં. ૧૪૭૮ની સાલમાં તેણે ખુદ મજ્જાપહિત શહેર પણ કબજે કર્યું. ત્યાર પછી ઇસ્લામ રાજ્યદરબાર અને શહેરોનો ધર્મ થયો. પણ હિંદુસ્તાનની પેઠે ત્યાંયે દેશના અંદરના ભાગમાં તો પ્રાચીન ધર્મ, પુરાણકથાઓ તથા રૂઢિ અને રીતરિવાજો ચાલુ રહ્યાં.

મલાક્કાનું સામ્રાજ્ય પણ શ્રીવિજય અને મજ્જાપહિતની પેઠે મહાન અને દીર્ઘજીવી થઈ શકત પણ તેને એવી તક સાંપડી નહિ. ત્યાં આગળ ફિરંગીઓની દખલ શરૂ થઈ અને થોડાં જ વરસોમાં એટલે કે ૧૫૧૧ની સાલમાં તે તેમના હાથમાં જઈ પડ્યું. આમ એ પ્રદેશના ચોથા સામ્રાજ્યે પાંચમાને જગ્યા કરી આપી પરંતુ એ સામ્રાજ્ય પણ લાંબો કાળ ટકનાર નહોતું. અને આ પૂર્વ તરફના મુલકોના ઇતિહાસમાં પહેલી જ વાર યુરોપે આક્રમણકારી વલણ ધારણ કર્યું અને ત્યાં પોતાનું પ્રભુત્વ જમાવ્યું.

૭૯

## યુરોપ પૂર્વ એશિયાને ઓહિયાં કરવા માંડે છે

૧૯ જુલાઈ, ૧૯૩૨

આગલા પત્રના છેવટના ભાગમાં આપણે મલેશિયામાં ફિરંગીઓના આગમન સુધી આવી પહોંચ્યાં હતાં. થોડા વખત ઉપર મેં તને દરિયાઈ માર્ગોની શોધ વિષે તથા પૂર્વના દેશોમાં પહેલા પહોંચવા માટે ફિરંગીઓ તથા સ્પેનવાસીઓ વચ્ચે કેવી હરીફાઈ જામી હતી તે વિષે વાત કરી હતી તે તને યાદ હશે. ફિરંગીઓ પૂર્વ તરફ ગયા અને સ્પેનવાસીઓ પશ્ચિમ તરફ ગયા. ફિરંગીઓ આફ્રિકાની ફરતે ફરીને હિંદમાં પહોંચવામાં સફળ થયા. સ્પેનવાસીઓ ભૂલથી અમેરિકા પહોંચી ગયા. પાછળથી દક્ષિણ અમેરિકાની પ્રદક્ષિણા કરીને તેઓ મલેશિયા પહોંચ્યા. હવે આપણે છૂટા પડી ગયેલા તાંતણાઓને સાંધી દઈશું અને મલેશિયાની આપણી વાત આગળ ચલાવીશું.

તને કદાચ ખબર હશે કે વિષુવવૃત્તની આસપાસના ઉષ્ણ દેશોમાં તજ, મરી વગેરે તેજાનાઓ પાકે છે. આ વસ્તુઓ યુરોપમાં બિલકુલ પાકતી નથી. દક્ષિણ હિંદ અને સિલોનમાં તે થોડા પ્રમાણમાં પાકે છે. પરંતુ મોટા ભાગના તેજાનાઓ મલેશિયાના મલાક્કા નામના ટાપુઓ-માંથી આવે છે. ખરી રીતે આ ટાપુઓ તેજાનાના ટાપુઓ તરીકે ઓળખાય છે. છેક પ્રાચીન કાળથી આ તેજાનાઓની યુરોપમાં ભારે માગ રહેતી. અને નિયમિત રીતે તે ત્યાં મોકલવામાં આવતા હતા. યુરોપ પહોંચતાંવેંત તેમની કિંમત એકદમ વધી જતી. રોમનોના સમયમાં તેના વજનના સોના જેટલી મરીની કિંમત મળતી. આ તેજાનાઓ આટલા બધા કીમતી હતા અને પશ્ચિમના દેશોમાં તેની આટલી મોટી માંગ હોવા છતાં પણ યુરોપે પોતે તેની આયાત કરવાનો કશો પણ પ્રયત્ન ન કર્યો. લાંબા કાળ સુધી તેજાનાનો વેપાર હિંદીઓના હાથમાં હતો. પછીથી તે વેપારનો કાબૂ આરબોને હાથ ગયો. આ તેજાનાઓની લાલચથી પ્રેરાઈને સ્પેન તથા પોર્ટુગાલના લોકો દુનિયાની જુદી જુદી દિશાઓમાંથી તેની શોધમાં આગળ ને આગળ ધસતા ગયા. આખરે મલેશિયામાં તેમનો ભેટો થયો. ફિરંગીઓ આ

શોધમાં આગળ નીકળી ગયા કેમકે સ્પેનવાસીઓ પૂર્વ તરફનો માર્ગ શોધતાં રસ્તામાં અમેરિકામાં ધંધે લાગી ગયા, અને એ ધંધો તેમને બહુ નફાકારક થઈ પડ્યો.

કેપ ઑફ ગુડ હોપ થઈને વાસ્કો ડી-ગામા હિંદ પહોંચ્યો ત્યાર પછી થોડા જ વખતમાં ઘણાં ફિરંગી વહાણો એ જ માર્ગે નીકળી પડ્યાં અને પૂર્વ તરફ આગળ વધ્યાં. એ સમયે તેજાનાના તથા ઇતર વસ્તુઓના વેપારનો કાબૂ નવા ઊભા થયેલા મલાક્કાના સામ્રાજ્યના હાથમાં હતો. એથી કરીને ફિરંગીઓ થોડા જ વખતમાં એ સામ્રાજ્ય તથા આરબ લોકો જોડે અથડામણમાં આવ્યા. તેમના હાકેમ અલ્બુકર્કે ૧૫૧૧ની સાલમાં મલાક્કા સર કર્યું અને મુસલમાનોના વેપારનો અંત આણ્યો. હવે યુરોપ સાથેના વેપારનો કાબૂ ફિરંગીઓના હાથમાં આવ્યો અને તેમનું યુરોપનું પાટનગર લિસ્બન તેજાના તથા પૂર્વના દેશોની બીજી ચીજો યુરોપના જુદા જુદા ભાગોમાં પહોંચાડનારું મોટું વેપારી મથક બની ગયું.

અલ્બુકર્ક આરબ લોકોનો કડક અને ક્રૂર શત્રુ હતો, છતાંયે પૂર્વ તરફના બીજા વેપારી લોકો પ્રત્યે તેણે મિત્રતાભર્યું વલણ રાખવા પ્રયાસ કર્યો, એ હકીકત ધ્યાનમાં રાખવાલાયક છે. ખાસ કરીને તેના સંસર્ગમાં આવનારા બધા ચીની લોકો પ્રત્યે તેણે અત્યંત વિનયી વર્તાવ રાખ્યો હતો. એને લીધે ફિરંગીઓ વિષે ચીનમાં બહુ જ સારો અભિપ્રાય પ્રચલિત થયો. પૂર્વ તરફના વેપારમાં આરબોનું પ્રભુત્વ હતું તેથી કરીને કદાચ તેમની સામે દુશ્મનાવટ બંધાઈ હોય એ બનવાજોગ છે.

દરમ્યાન તેજાનાના ટાપુઓની શોધ તો ચાલુ જ રહી હતી અને પાછળથી પ્રશાન્ત મહાસાગર પાર કરીને દુનિયાની પ્રદક્ષિણા કરનાર મેગેલન, મલાક્કા ટાપુઓ શોધી કાઢનાર કાફલાનો એક ખલાસી હતો. ૬૦ કરતાં પણ વધારે વરસો સુધી યુરોપ સાથેના તેમના તેજાનાના વેપારમાં ફિરંગીઓનો કોઈ પણ હરીફ નહોતો. ત્યાર પછી ૧૫૬૫ની સાલમાં સ્પેને ફિલિપાઈન ટાપુઓનો કબજો લીધો અને એ રીતે પૂર્વ તરફના મહાસાગરમાં યુરોપની બીજી સત્તાએ પ્રવેશ કર્યો. પરંતુ સ્પેન-વાસીઓને કારણે ફિરંગીઓના વેપારમાં ઝાઝો ફેર ન પડ્યો કેમકે તેઓ વેપારી પ્રજા નહોતા. તેમણે તો પૂર્વના દેશોમાં સૈનિકો તથા ધર્મોપદેશકો મોકલ્યા. આ સમયે તેજાનાના વેપારનો ઇજારો પોર્ટુગાલના હાથમાં એટલી હદ સુધી આવી ગયો હતો કે વેનિસ તથા મીસરને પણ

ફિરંગીઓની મારફતે જ તેજાના મેળવવા પડતા હતા. તેઓ તેજાનાના ટાપુઓ સાથે બીજા કોઈને સીધો વેપાર પણ કરવા દેતા નહોતા. એથી પોર્ટુગાલ તવંગર બન્યું પણ તેણે પોતાની વસાહતો ખીલવવાનો કશો પ્રયત્ન ન કર્યો. તું જાણે છે કે તે બહુ નાનકડો દેશ છે અને તેની પાસે બહાર મોકલવા જેટલાં માણસો ફાજલ નહોતાં. એ નાનકડા દેશે ૧૦૦ વરસ સુધી એટલે કે આખી સોળમી સદી દરમ્યાન પૂર્વના દેશોમાં જે કરી બતાવ્યું તે જોતાં આપણને ભારે આશ્ચર્ય થાય છે.

એ સમય દરમ્યાન સ્પેનવાસીઓ તો ફિલિપાઈન ટાપુઓને જ ચોંટી રહ્યા અને તે ટાપુઓમાંથી બની શકે એટલું નિચોવવાનો તેમણે પ્રયાસ કર્યો. ખંડણી વસૂલ કરવા સિવાય બીજું કશુંયે તેમણે કર્યું નહિ. પૂર્વના મહાસાગરમાં ઝઘડો ટાળવા ખાતર તેમણે ફિરંગી લોકો સાથે સમજૂતી કરી હતી. સ્પેનની સરકાર ફિલિપાઈન ટાપુઓના લોકોને સ્પેનિશ અમેરિકા સાથે વેપાર કરવાની છૂટ આપતી નહોતી. કેમકે, એમ કરવાથી પેરુ તથા મેક્સિકોનું સોનું તથા રૂપું પૂર્વ તરફ ઘસડાઈ જાય એવો તેને ડર હતો. આખા વરસ દરમ્યાન ફક્ત એક જ વહાણ અમેરિકાથી ત્યાં આવતું અને ત્યાંથી પાછું ફરતું. આને તેઓ 'મનિલા ગેલિયન' કહેતા. ફિલિપાઈન ટાપુઓમાં વસતા સ્પેનવાસીઓ પ્રતિવર્ષ આવતા આ વહાણની કેટલી આતુરતાપૂર્વક રાહ જોતા હશે તેની તું કલ્પના કરી શકશે. ૨૪૦ વરસ સુધી લાગલાગટ 'મનિલા ગેલિયને' અમેરિકા અને ફિલિપાઈન ટાપુઓ વચ્ચેનો પ્રશાન્ત મહાસાગર પ્રતિવર્ષ ઓળંગ્યો હતો.

સ્પેન અને પોર્ટુગાલને મળેલી આ સફળતાથી યુરોપની બીજી પ્રજાઓ ઈર્ષાથી બળવા લાગી. આગળ ઉપર આપણે જોઈશું કે એ સમયે આખા યુરોપ ઉપર સ્પેને પ્રભુત્વ જમાવ્યું હતું. ઇંગ્લંડ ત્યારે પ્રથમ પંક્તિનું રાજ્ય નહોતું. નેધરલૅન્ડ્ઝ — એટલે કે હૉલૅંડ અને બેલ્જિયમના થોડા ભાગ — માં સ્પેનના શાસન સામે બળવો થયો હતો. અંગ્રેજ લોકોને સ્પેન પ્રત્યે ઈર્ષ્યા હતી અને નેધરલૅન્ડ્ઝ પ્રત્યે સહાનુભૂતિ હતી એટલે તેમણે ડચ લોકોને એટલે કે નેધરલૅન્ડ્ઝના લોકોને ખાનગી રીતે મદદ કરી. કેટલાક ખલાસીઓએ જેને ચાંચિયાગીરી કહી શકાય એવાં કાર્યો કરવા માંડ્યાં. તેમણે ભરદરિયે અમેરિકાથી ખજાનો ભરીને આવતાં સ્પેનમાં વહાણો લૂટયાં. આ જોખમભરેલા પણ નફાકારક સાહસનો આગેવાન સર ફ્રાંસિસ ડ્રેક હતો. તે આ ચાંચિયાગીરીને સ્પેનના રાજાની દાઢીને આંચ લગાડવાની રમત કહેતો હતો.

૧૫૭૭ની સાલમાં ડ્રેઇક પાંચ વહાણો લઈને સ્પેનનાં સંસ્થાનો લૂંટવાને નીકળી પડ્યો. તેની આ ધાડમાં તે સફળ થયો પણ તેમાં તેણે પોતાનાં ચાર વહાણો ગુમાવ્યાં. પાંચમાંનું 'ગોલ્ડન હાઇન્ડ' નામનું એક જ વહાણ પ્રશાન્ત મહાસાગરમાં પહોંચ્યું અને એ વહાણમાં બેસીને ડ્રેઇક કેપ ઑફ ગુડ હોપ થઈને ઇંગ્લંડ પાછો ફર્યો. આ રીતે તે આખી પૃથ્વીની ફરતે ફરી વળ્યો અને 'ગોલ્ડન હાઇન્ડ' આવી પ્રદક્ષિણા કરનાર બીજું વહાણ હતું. પૃથ્વીની પહેલવહેલી પ્રદક્ષિણા કરનાર વહાણ મૅગેલનનું 'વિક્ટોરિયા' હતું. 'ગોલ્ડન હાઇન્ડ'ને પૃથ્વીની પ્રદક્ષિણા કરતાં ત્રણ વરસ લાગ્યાં હતાં.

સ્પેનના રાજાની દાઢીને આંચ લગાડવાની રમતે થોડા જ વખતમાં ઇંગ્લંડને આફતમાં ઉતાર્યું અને ઇંગ્લંડ તથા સ્પેન વચ્ચે લડાઈ જાગી. ડચ લોકો તો ક્યારનાયે સ્પેન સામે લડતા જ હતા. એ યુદ્ધમાં પોર્ટુગાલ પણ સંડોવાયું હતું કેમકે કેટલાંક વરસોથી સ્પેન તથા પોર્ટુગાલ એ બંને દેશો ઉપર એક જ રાજા રાજ્ય કરતો હતો. પોતાની ચીવટ અને ખાસ કરીને તો પોતાના નસીબને બળે ઇંગ્લંડ આ યુદ્ધમાંથી યશસ્વી રીતે પાર ઊતર્યું. અને તેથી આખું યુરોપ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયું. તને યાદ હશે કે ઇંગ્લંડને જીતી લેવા માટે સ્પેને રવાના કરેલો પોતાનો 'અજેય નૌકા કાફલો' છિન્નભિન્ન થઈ ગયો. પણ અત્યારે તો આપણે પૂર્વના પ્રદેશો પૂરતી જ વાત કરવી છે.

અંગ્રેજ તથા ડચ એ બંને લોકોએ દૂર પૂર્વના મુલકો ઉપર ચડાઈ કરી અને સ્પેનવાસીઓ તથા ફિરંગીઓ ઉપર હુમલો કર્યો. સ્પેનવાસીઓ તો બધા ફિલિપાઈન ટાપુઓમાં એકત્ર થયા હતા એટલે તેઓ તેનો સહેલાઈથી બચાવ કરી શક્યા. પરંતુ ફિરંગીઓને ભારે ફટકો લાગ્યો. રાતા સમુદ્રથી માંડીને છેક મલાક્કાના તેર્નાતાના ટાપુ સુધી તેમનું પૂર્વનું સામ્રાજ્ય ૬૦૦૦ માઈલના વિસ્તારમાં ફેલાયેલું હતું. ઈરાનના અખાતમાં એડન પાસે, સિલોનમાં, હિંદના કિનારા ઉપર અનેક ઠેકાણે તેમનાં થાણાંઓ હતાં. અને પૂર્વના બધા ટાપુઓ તથા મલાયા ઉપર તો અલબત ઠેકઠેકાણે તેમનાં થાણાંઓ હતાં જ. પણ ધીમે ધીમે તેઓ પોતાનું પૂર્વનું સામ્રાજ્ય ખોઈ બેઠા. શહેરો તથા તેમની વસાહતો એક પછી એક અંગ્રેજો અથવા તો ડચ લોકોના હાથમાં ગઈ. ૧૬૪૧ની સાલમાં મલાક્કા સુધ્ધાં પડ્યું. હિંદમાં તેમજ અન્યત્ર જૂજજાજ મથકો માત્ર તેમના હાથમાં રહ્યાં. પશ્ચિમ

હિંદમાં આવેલું ગોવા એ બધામાં મુખ્ય હતું અને ફિરંગી લોકો હજી પણ ત્યાં છે; અને થોડાં વરસો ઉપર સ્થાપવામાં આવેલા પોર્ટુગાલના પ્રજાતંત્રનો તે એક ભાગ છે. અકબરે ફિરંગીઓ પાસેથી ગોવા પડાવી લેવાનો પ્રયત્ન કર્યો હતો પરંતુ તેના જેવો સમર્થ બાદશાહ પણ એ કાર્યમાં ફાવ્યો નહોતો.

આ રીતે પૂર્વના દેશોના ઇતિહાસમાંથી ફિરંગીઓ વિદાય થાય છે. એ નાનકડા દેશે બહુ મોટો કોળિયો ઉપાડ્યો હતો. એને ગળી જઈને તે હજમ કરી શકે એમ નહોતું અને એમ કરવાના પ્રયત્નમાં જ તે થાકીને લોથપોથ થઈ ગયું. સ્પેન ફિલિપાઈન ટાપુઓમાં ચોંટી રહે છે ખરું પરંતુ પૂર્વના મુલકોની બાબતમાં તે કશું માથું મારતું નથી. પૂર્વના નફાકારક વેપારનો કાબૂ હવે ઇંગ્લંડ કે હોલેંડના હાથમાં જાય છે. એ બંને દેશો વેપારી કંપનીઓ સ્થાપીને ક્યારનાયે એને માટે બહાર પડ્યા હતા. ઇંગ્લંડમાં ઇલિઝાબેથ રાણીએ ૧૬૦૦ની સાલમાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીને વેપારનો પરવાનો આપ્યો. બે વરસ પછી ડચ લોકોની ઈસ્ટ ઇન્ડિયા કંપની સ્થપાઈ. આ બંને કંપનીઓ કેવળ વેપારને અર્થે જ સ્થપાઈ હતી. એ ખાનગી કંપનીઓ હતી પરંતુ ઘણી વાર તેમને રાજ્ય તરફથી મદદ મળતી. તેમને ખાસ કરીને મલેશિયાના તેજાનાના વેપારમાં રસ હતો. એ સમયે હિંદુસ્તાન મોગલ સમ્રાટોના અમલ નીચે એક બળવાન દેશ હતો અને તેનો રોષ વહોરવામાં કોઈની સલામતી નહોતી.

ડચ અને અંગ્રેજો વચ્ચે માંહોમાંહે ઘણી વાર તકરારો થતી. અંગ્રેજો આખરે પૂર્વના ટાપુઓમાંથી ખસી ગયા અને હિંદ ઉપર તેમણે વધારે લક્ષ આપવા માંડ્યું. એ સમયે મહાન મોગલ સામ્રાજ્ય નબળું પડતું જતું હતું એટલે વિદેશી સાહસિકોને સારો મોકો મળી ગયો. ઇંગ્લંડ અને ફ્રાંસમાંથી આવા સાહસિકો કેવી રીતે અહીં આવ્યા અને કૂડકપટ તથા લડાઈથી આ છિન્નભિન્ન થઈ જતા સામ્રાજ્યના ટુકડા પચાવી પાડવા પ્રયાસ કરવા લાગ્યા એ આપણે આગળ ઉપર જોઈશું.

## ૮૦

# ચીનમાં શાંતિ અને સમૃદ્ધિનો યુગ

૨૨ જુલાઈ, ૧૯૩૨

મને ખબર થઈ કે બેટી, તું માંદી થઈ ગઈ છે અને મારા ધારવા પ્રમાણે હજી પણ પથારીવશ હશે. જેલની અંદર ખબર પહોંચતાં પણ વખત લાગે છે. અહીં બેઠાં હું તને કશી રાહત આપી શકું એમ નથી, અને તારે પોતે જ તારી સંભાળ રાખવી રહી. પરંતુ હું તારું જ સ્મરણ કરતો રહીશ. સાચે જ, આપણે કેટલાં વિખૂટાં પડી ગયાં છીએ — તું દૂર દૂર પૂનામાં છે, તારી મા અલ્લાહાબાદમાં બીમાર થઈને પડી છે અને આપણામાંનાં બીજાં બધાં એક યા બીજી જેલમાં જઈને બેઠાં છે!

થોડાક દિવસોથી તારા ઉપર આ પત્રો લખવાનું મારે માટે મુશ્કેલ થઈ ગયું છે. તારી સાથે વાત કરી રહ્યો છું એવી કલ્પના નભાવી રાખવાનું સહેલું નથી રહ્યું. તું પૂનામાં બીમાર થઈને પડી છે તેના જ વિચારો મને આવ્યા કરે છે તથા હું તને ફરી ક્યારે જોવા પામીશ તેમજ કેટલા મહિનાઓ કે વરસો પછી આપણે મળીશું એ હું કલ્પી શકતો નથી. અને એ સમય દરમ્યાન તું કેવડી મોટી થઈ જશે!

પરંતુ આવા પ્રકારના વિચારવમળે ચડી જવું — ખાસ કરીને જેલમાં — એ ઠીક નથી, એટલે મારે સ્વસ્થ થઈ જવું જોઈએ અને આજની પરિસ્થિતિ ભૂલી જઈને ગતકાળનો વિચાર જ કરવો જોઈએ.

આપણે મલેશિયામાં હતાં નહિ વારુ? અને ત્યાં આગળ આપણે એક વિચિત્ર પ્રકારની ઘટના નિહાળી. યુરોપે એશિયા ઉપર આક્રમણ કરવા માંડ્યું હતું અને ત્યાં આગળ પ્રથમ ફિરંગી લોકો આવ્યા, પછી સ્પેનના લોકો આવ્યા અને તેમના પછી અંગ્રેજ અને ડચ અથવા વલંદાઓ આવ્યા. પરંતુ યુરોપની આ પ્રજાઓની પ્રવૃત્તિ મલેશિયા અને તેની આસપાસના ટાપુઓમાં જ પરિમિત હતી. આ ટાપુઓની પશ્ચિમે આવેલું હિંદુસ્તાન મોગલ સમ્રાટોના અમલ નીચે બળવાન હતું. એમની ઉત્તરે આવેલું ચીન પણ સારી રીતે પોતાનું

રક્ષણ કરવાની સ્થિતિમાં હતું. એથી કરીને હિંદુસ્તાન તથા ચીનમાં આ યુરોપિયનોએ ઝાઝી દખલ ન કરી.

મલેશિયાથી ચીન માત્ર એક ડગલા જેટલું દૂર છે. હવે આપણે ત્યાં આગળ જઈશું. મંગોલ કુબ્લાઈ ખાને ચલાવેલો યુઆન વંશ ખતમ થઈ ગયો હતો. ૧૩૬૮ની સાલમાં ચીનમાં પ્રજાકીય બળવો ફાટી નીકળ્યો અને રહ્યાસહ્યા મંગોલોને ચીનની મહાન દીવાલની પેલી પાર હાંકી કાઢવામાં આવ્યા. હુંગ-વુ એ બળવાનો આગેવાન હતો. તેણે એક ગરીબ મજૂરના પુત્ર તરીકે પોતાના જીવનનો આરંભ કર્યો હતો અને તેને ઝાઝું શાળાનું શિક્ષણ પણ નહોતું મળ્યું. પરંતુ જીવનની વિશાળ શાળામાં તેણે સારું શિક્ષણ મેળવ્યું હતું અને તે એક સફળ લોકનાયક અને પાછળથી ડાહ્યો શાસક નીવડ્યો. સમ્રાટ બનવાથી તે અહંકાર કે ગર્વથી ફુલાઈ ગયો નહોતો એટલું જ નહિ પણ પોતે આમજનતામાંથી ઊતરી આવ્યો હતો એ હકીકત તે જીવનપર્યંત કદી ભૂલ્યો નહોતો. તેણે ત્રીસ વરસ સુધી રાજ્ય કર્યું અને જે આમ જનતામાંથી પોતે પાક્યો હતો તેની દશા સુધારવાને તેણે કરેલા અવિરત પ્રયત્ન માટે તેને ચીનમાં આજે પણ સંભારવામાં આવે છે. તેના જીવનની આરંભની સાદાઈ તેણે છેવટ સુધી ટકાવી રાખી હતી.

હુંગ-વુ નવા મિંગ રાજવંશનો પ્રથમ સમ્રાટ હતો. તેનો પુત્ર યુંગ-લો પણ મહાન રાજકર્તા હતો. તેણે ૧૪૦૨થી ૧૪૨૪ની સાલ સુધી સમ્રાટ તરીકે રાજ્ય કર્યું. પરંતુ આ ચીની નામોથી હવે હું તને વધારે મૂંઝવીશ નહિ. એના પછી ઘણા સારા રાજકર્તાઓ થયા પરંતુ પછીથી, હમેશાં બને છે તેમ તેમનામાં પણ સડો પેઠો. પરંતુ સમ્રાટોને છોડી દઈને ચીનની પ્રજાના ઇતિહાસના આ યુગનો આપણે વિચાર કરીશું. એ ચીનનો બહુ ઉજ્જવળ યુગ છે અને તેને વિષે કંઈક અવનવી મોહકતા છે. 'મિંગ' શબ્દનો અર્થ પણ 'ઉજ્જવળ' થાય છે. મિંગ વંશ ૧૩૬૮થી ૧૬૪૪ની સાલ સુધી એટલે કે ૨૭૬ વરસ ચાલ્યો. બધા ચીની રાજવંશોમાં આ રાજવંશને ખાસ કરીને વધારે ચીની કહી શકાય, અને તેના અમલ દરમ્યાન ચીની લોકોની પ્રતિભા સંપૂર્ણપણે ખીલી ઊઠી. એ અંતર્ગત તેમજ બહારની શાંતિનો યુગ હતો. એ કાળની પરદેશનીતિ આક્રમણકારી નહોતી તથા એ દરમ્યાન કોઈ પણ પ્રકારનું સામ્રાજ્યવાદી સાહસ પણ ખેડવામાં આવ્યું નહોતું. બધા પાડોશી દેશો સાથે ચીનને મૈત્રી હતી. એક માત્ર ઉત્તરમાં

તાર્તારોની ગોપ જાતિઓનો કંઈક ભય હતો. બાકીના પૂર્વના મુલકો પ્રત્યે ચીનનું વલણ એક વધારે કુશળ, સંપન્ન અને સંસ્કારી વડીલ ભાઈ જેવું હતું. પોતાની સરસાઈ વિષે તેને પૂરેપૂરું ભાન હતું, પરંતુ નાના ભાઈઓનું હિત તેને હૈયે હતું અને તેમને કેળવવાની તથા પોતાની સંસ્કૃતિ અને સુધારાના તેમને ભાગીદાર બનાવવાની તેને ચાહના હતી. અને એ બધા દેશો પણ ચીન તરફ આદરના ભાવથી જોતા હતા. થોડા વખત માટે તો જાપાને પણ ચીનનું આધિપત્ય સ્વીકાર્યું હતું અને જાપાનનો શાસક શોગુન પોતાને મિંગ સમ્રાટના ખંડિયા તરીકે ઓળખાવતો હતો. કોરિયા તથા જાવાસુમાત્રા વગેરે પૂર્વના ટાપુઓ અને હિંદીચીન તરફથી પણ ચીનને ખંડણી મળતી હતી.

યુંગ-લોના અમલ દરમ્યાન નૌકાસેનાપતિ ચેંગ-હોની સરદારી નીચે એક મોટો નૌકાકાફલો મલેશિયા તરફ મોકલવામાં આવ્યો હતો. પૂર્વ તરફના સમુદ્રોમાં છેક ઇરાનના અખાત સુધી ચેંગ-હોએ લગભગ ત્રીસ વરસ ઘૂમ્યા કર્યું. ટાપુઓનાં રાજ્યોને ડરાવી મારવાના સામ્રાજ્યવાદી પ્રયાસ જેવું કંઈક આ દેખાય છે, પરંતુ એમાં મુલકો જીતવાનો કે બીજા લાભો મેળવવાનો ઇરાદો નહોતો એ સ્પષ્ટ છે. સિયામ તથા મજ્જાપહિતની વધતી જતી સત્તાને લીધે યુંગ-લો કદાચ આ કાફલો મોકલવાને પ્રેરાયો હોય એ બનવાજોગ છે. એનું કારણ ચાહે તે હો પણ એ કાફલાની સફરનાં ભારે પરિણામો આવ્યાં. એણે સિયામ તથા મજ્જાપહિતનાં રાજ્યોને અંકુશમાં રાખ્યાં અને મલાક્કાના નવા મુસલમાની રાજ્યને ઉત્તેજન આપ્યું તથા પૂર્વ તરફના બધા ટાપુઓ અને દેશોમાં ચીની સંસ્કૃતિ ફેલાવી.

ચીન અને તેના પડોશીઓ વચ્ચે મૈત્રી અને સુલેહશાંતિ હોવાને કારણે દેશના આંતરિક પ્રશ્નો ઉપર વધારે લક્ષ આપી શકાયું. ત્યાં આગળ સુરાજ્ય પ્રવર્તતું હતું અને કરનું ધોરણ ઓછું કરીને ખેડૂતો ઉપરનો બોજો હળવો કરવામાં આવ્યો હતો. રસ્તાઓ, જળમાર્ગો, નહેરો અને જળાગારો ઇત્યાદિ સુધારવામાં આવ્યાં હતાં. દુકાળ પડે કે પાક નિષ્ફળ જાય તેને પહોંચી વળવા માટે ધાન્યના જાહેર કોઠારોનો પ્રબંધ કરવામાં આવ્યો હતો. સરકારે ચલણી નોટો બહાર પાડી હતી અને એ રીતે શાખનો વહેવાર વધારીને વેપાર તથા માલની લેવડદેવડની સુગમતા કરી આપી હતી. આ ચલણી નોટોનો બહુ વ્યાપક ઉપયોગ થતો અને કરનો ૭૦ ટકા જેટલો ભાગ નોટોમાં ભરી શકાતો હતો.

પરંતુ આ યુગનો સાંસ્કૃતિક ઇતિહાસ એ બધાથી વધારે નોંધપાત્ર છે. ચીની પ્રજા તેની સંસ્કારિતા અને કળારસિકતા માટે પ્રાચીન કાળથી જાણીતી છે. મિંગ યુગના સુશાસન અને મિંગ શાસકોએ કળાને આપેલા ઉત્તેજનને કારણે ચીની પ્રજાની પ્રતિભા ખીલી ઊઠી. એ જમાનામાં મનોહર ઇમારતો ઊભી થઈ અને ભવ્ય ચિત્રો નિર્માણ થયાં; અને મિંગ યુગના ચીનાઈ માટીકામના નમૂનાઓ તેની આકૃતિઓના લાલિત્ય અને સુંદર કારીગરી માટે મશહૂર છે. આ યુગનાં ચિત્રો તે જ કાળમાં પુનર્જાગ્રતિ (રેનેસાંસ)ની પ્રેરણાથી ઇટાલીએ નિર્માણ કરેલાં ચિત્રોની હરીફાઈમાં ઊતરી શકે તેવાં હતાં.

પંદરમા સદીની આખરમાં સમૃદ્ધિ, હુન્નર ઉદ્યોગો તથા સંસ્કૃતિમાં ચીન યુરોપ કરતાં ઘણું આગળ હતું. આખા મિંગ યુગ દરમ્યાન તેની પ્રજાની સુખાકારી તથા તેની કળાવિષયક પ્રવૃત્તિની બાબતમાં ચીન સાથે યુરોપની કે બીજા કોઈ પણ દેશની સરખામણી થઈ શકે એમ નથી. આ સાથે એટલું યાદ રાખવું જરૂરી છે કે, એ સમયે યુરોપમાં પુનર્જાગ્રતિ (રેનેસાંસ)નો મહાન યુગ પ્રવર્તતો હતો.

કળાની દૃષ્ટિએ મિંગ યુગ આટલો બધો સુવિખ્યાત છે એનું એક કારણ એ પણ છે કે એ સમયના કળાના અનેક નમૂનાઓ આજે પણ મળી આવે છે. એ યુગનાં મોટાં મોટાં સ્મારકો, હાથીદાંત, પથ્થર તથા લાકડાંનું સુંદર કોતરકામ, ધાતુના કળશો અને ચીનાઈ માટીની બનાવટના નમૂનાઓ આજે પણ મોજૂદ છે. મિંગ યુગના છેવટના ભાગમાં આકૃતિઓ વધારે પડતી જટિલ બની જાય છે અને એને કારણે ચિત્રો તથા કોતરકામની શોભા ઘટે છે.

આ જ યુગમાં પહેલવહેલાં ફિરંગી વહાણો ચીનને બંદરે આવ્યાં. ૧૫૧૬ની સાલમાં તે કેન્ટોન પહોંચ્યાં. અલ્બુકર્કે પોતાના સંસર્ગમાં આવેલા ચીનવાસીઓ પ્રત્યે વિનયી વર્તન રાખવાની કાળજી લીધી હતી એટલે ફિરંગીઓ વિષે ચીનમાં સારી છાપ પડી હતી. આથી કરીને તેઓ ચીન પહોંચ્યા ત્યારે ત્યાં તેમનું સારું સ્વાગત થયું. પરંતુ થોડા જ વખતમાં તેમણે પોત પ્રકાશ્યું તથા અનેક રીતે ગેરવર્તન ચલાવવા માંડયું અને તેમણે અનેક સ્થળોએ કિલ્લાઓ બાંધ્યા. તેમની આવી અસભ્યતા જોઈને ચીની સરકારને આશ્ચર્ય થયું. જોકે તેણે ઉતાવળાં પગલાં ન લીધાં પણ આખરે બધા ફિરંગીઓને તેણે દેશમાંથી હાંકી કાઢ્યા. ત્યાર પછી જ ફિરંગીઓને સમજાયું કે તેમની હમેશની રીત

ચીનમાં સફળ નહિ થાય. આખરે તેઓ વધારે શાન્ત અને નમ્ર બન્યા અને ૧૫૫૭ની સાલમાં કૅન્ટોન નજીક વસવાની તેમણે પરવાનગી મેળવી. ત્યાર પછી તેમણે મકાઓ વસાવ્યું.

ફિરંગીઓની સાથે ખ્રિસ્તી મિશનરી પાદરીઓ પણ ચીનમાં આવ્યા. સંત ફ્રાંસિસ ઝેવિયર એ સૌમાં વધારે મશહૂર હતો. તેણે પોતાનો ઘણો કાળ હિંદમાં ગાળ્યો હતો અને તેના નામથી ચાલતી ઘણી મિશનરી કૉલેજો અહીં છે. તે જાપાન પણ ગયો હતો. તેને ઊતરવાની પરવાનગી મળી તે પહેલાં જ તે ચીનના એક બંદરમાં મરણ પામ્યો. ચીની લોકોએ ખ્રિસ્તી મિશનરીઓને ઉત્તેજન ન આપ્યું. આમ છતાં પણ બે જેસ્યૂઇટ પાદરીઓ ચોરીછૂપીથી બૌદ્ધ વિદ્યાર્થીઓના વેશમાં ચીન આવ્યા અને ઘણાં વરસો સુધી તેમણે ચીની ભાષાનો અભ્યાસ કર્યો. તેઓ કૉન્ફ્યુશિયસના તત્ત્વજ્ઞાનના ભારે વિદ્વાન બન્યા. વિજ્ઞાનશાસ્ત્રી તરીકે પણ તેમણે ભારે નામના મેળવી. એમાંના એકનું નામ મેટ્ટીઓ રિક્કી હતું. તે ભારે કુશળ અને પ્રખર વિદ્વાન હતો. વળી તે ભારે કુનેહવાળો પણ હતો અને તેણે સમ્રાટની કૃપા પણ મેળવી હતી. પછીથી તેણે પોતાનો વેશ પણ તજી દીધો અને તેની લાગવગને કારણે ચીનમાં પહેલાં કરતાં ખ્રિસ્તી ધર્મની હાલત સુધરવા પામી.

૧૭મી સદીના આરંભમાં ડચ લોકો પણ મકાઓ આવ્યા. તેમણે વેપાર કરવાની પરવાનગી માગી. પરંતુ ફિરંગીઓ અને તેમની વચ્ચે અણબનાવ હતો એટલે તેમણે ચીની લોકોમાં ડચ અથવા વલંદાઓની વિરુદ્ધ લાગણી પેદા કરવાના બધા ઇલાજ અજમાવ્યા. વલંદાઓ તો ભયંકર ચાંચિયા પ્રજા છે એવું તેમણે ચીના લોકોને ઠસાવ્યું. આથી કરીને ચીની લોકોએ તેમને પરવાનગી ન આપી. થોડાંક વરસ પછી જાવામાં આવેલા બાતાવિયા નામના તેમના શહેરમાંથી વલંદાઓએ મકાઓ ઉપર એક મોટો કાફલો રવાના કર્યો. બહુ જ બેવકૂફીભરી રીતે તેમણે બળજબરીથી મકાઓ સર કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ ચીનાઓ તથા ફિરંગીઓ તેમના કરતાં ઘણા બળવાન હતા.

વલંદાઓ પછી અંગ્રેજો ચીનમાં આવ્યા. પરંતુ તેમનેયે ત્યાં આગળ સફળતા મળી નહિ. મિંગ યુગ પૂરો થયા પછી તેમને ચીનના વેપારમાં હિસ્સો મળ્યો.

બધી જ સારી યા નરસી વસ્તુઓની બાબતમાં બને છે તેમ મિંગ યુગનો પણ સત્તરમી સદીના મધ્યમાં અંત આવ્યો. ઉત્તર દિશા

તરફનું નાનકડું તાર્તાર વાદળું ઉત્તરોત્તર મોટું થતું જ ગયું અને આખરે સમગ્ર ચીન ઉપર તેણે પોતાની છાયા પાથરી દીધી. કીન અથવા તો સુવર્ણ તાર્તારો વિષે તને સ્મરણ હશે. સુંગ લોકોને તેમણે દક્ષિણ ચીનમાં હાંકી કાઢ્યા હતા અને પછી મંગોલ લોકોએ તેમને પણ ચીન બહાર હાંકી કાઢ્યા હતા. ચીનની ઉત્તરે હાલ જ્યાં મંચૂરિયા આવેલું છે ત્યાં આગળ આ સુવર્ણ તાર્તારોના જ કુળની એક નવી શાખા બળવાન બની હતી. એ જાતિ પોતાને મંચૂ નામથી ઓળખાવતી હતી. આ મંચૂ જાતિએ છેવટે મિંગો પાસેથી ચીનની હકૂમત છીનવી લીધી.

પરંતુ ચીનમાં ફાટફૂટ અને પક્ષાપક્ષી ન હોત તો મંચૂઓ માટે ચીન જીતવું વસમું થઈ પડત. હિંદુસ્તાન, ચીન વગેરે લગભગ બધા જ દેશોમાં તે તે દેશની આંતરિક નબળાઈ તથા પ્રજાના માંહોમાંહેના કલહોને લીધે જ વિદેશી ચડાઈઓ સફળ થઈ છે. એ જ રીતે ચીનમાં પણ ઠેર ઠેર હુલ્લડો થવા લાગ્યાં હતાં. કાં તો પાછળના મિંગ સમ્રાટો ભ્રષ્ટ અને આવડત વિનાના બની ગયા હોવા જોઈએ અથવા ચીનની આર્થિક હાલત સામાજિક ક્રાંતિ નોતરે એવી થઈ ગઈ હોવી જોઈએ. મંચૂઓ સામેનું યુદ્ધ પણ બહુ મોંઘું પડ્યું અને દેશ ઉપર એનો ભારે આર્થિક બોજો પડ્યો. ઠેકઠેકાણે ધાડપાડુ સરદારો ઊભા થયા અને એમાંનો સૌથી મોટો સરદાર તો થોડા સમય માટે સમ્રાટ પણ બની બેઠો હતો. મંચૂઓની સામે લડનાર મિંગોનો સેનાપતિ વુ-સાન-ક્વી હતો. લૂંટારુ સમ્રાટ અને મંચૂઓ એ બેમાં કોની સાથે લડવું અને શું કરવું એની વિચારણામાં તે પડી ગયો. મૂર્ખાઈથી કે પછી દેશદ્રોહી બનીને તેણે આ લૂંટારુ સમ્રાટની સામે લડવામાં મંચૂઓની સહાય માગી. મંચૂઓએ બહુ રાજી થઈને તેને મદદ આપી. અને પછી અલબત તેઓ પેકિંગમાં ઠસી પડ્યા! મિંગ પક્ષની અસહાયતાની ખાતરી થતાં વુ-સાન-ક્વીએ તેનો ત્યાગ કર્યો અને પરદેશી વિજેતા મંચૂઓ સાથે તે મળી ગયો.

આથી, વુ-સાન-ક્વીને ચીનમાં આજે પણ ધિક્કારવામાં આવે છે તથા તેને ચીનના ઇતિહાસના એક મોટામાં મોટા દેશદ્રોહી તરીકે લેખવામાં આવે છે એમાં કંઈ આશ્ચર્ય નથી. તેના હાથમાં દેશની રક્ષાનું કામ સોંપવામાં આવ્યું હતું. પરંતુ તે દુશ્મનો સાથે મળી ગયો. દક્ષિણના પ્રાંતો જીતવામાં તેણે તેમને સક્રિય મદદ કરી. તેમને માટે

તેણે જે પ્રાંતો જીત્યા હતા તેનો તેને સૂબો બનાવીને મંચૂઓએ તેની મદદનો બદલો આપ્યો.

૧૬૫૦ની સાલમાં મંચૂઓએ કૅન્ટોન સર કર્યું અને એ રીતે આખા ચીનની જીત પૂરી કરી. ચીનાઓ કરતાં તેઓ વધારે સારા લડવૈયા હતા તેથી કરીને તેઓ જીત્યા. લાંબા વખત સુધીની સુલેહશાંતિ તથા આબાદીને લીધે ચીનાઓ લશ્કરી દૃષ્ટિએ નબળા પડ્યા હોય એ બનવાજોગ છે. પરંતુ જે ઝડપથી મંચૂઓએ ચીન જીતી લીધું તેનાં બીજા કારણો પણ છે. ચીની લોકોનાં દિલ જીતી લેવાને તેમણે લીધેલી કાળજી એ તેમાંનું મુખ્ય કારણ છે. પહેલાંના સમયની તાર્તાર ચડાઈઓમાં ભારે ક્રૂરતા દાખવવામાં આવતી તથા કતલ કરવામાં આવતી પરંતુ આ પ્રસંગે તો ચીની અમલદારોનાં મન મનાવી લેવાના હરેક પ્રયત્ન કરવામાં આવ્યા. તેના તે જ અમલદારોને ફરીથી તે તે હોદ્દાઓ ઉપર નીમવામાં આવ્યા. આમ મોટામાં મોટા હોદ્દાઓ ઉપર ચીની અમલદારો જ રહ્યા. મિંગ લોકોની જૂની શાસનપદ્ધતિમાં પણ ફેરફાર કરવામાં આવ્યો નહિ. દેખાવમાં તો શાસનપદ્ધતિ તેની તે જ લાગતી હતી પરંતુ ટોચ ઉપરની નિયામક સત્તા બદલાઈ ગઈ હતી.

પરંતુ ચીના લોકો પરદેશી ધૂંસરી નીચે હતા એ હકીકત બે મહત્ત્વની વસ્તુઓ પ્રદર્શિત કરતી હતી. એક તો એ કે અગત્યનાં મથકોએ મંચૂ લશ્કર રાખવામાં આવ્યું અને પરાધીનતાની નિશાની તરીકે માથે મોટી ચોટલી રાખવાની મંચૂઓની પ્રથા ચીનાઓ ઉપર લાદવામાં આવી. આપણામાંના ઘણાખરા લોકો તો એને ચીનાઓનું એક વિશિષ્ટ લક્ષણ ગણે છે. પણ વસ્તુતઃ એ અસલ ચીની રૂઢિ નથી. કશી લાજ શરમ કે હીનતાની લાગણી અનુભવ્યા વિના જેમ કેટલાક હિંદીઓ આજે એવાં ગુલામીસૂચક ચિહ્નો ધારણ કરે છે તે જ પ્રમાણે એ ચોટલી પણ ગુલામીના ચિહ્નરૂપ હતી. ચીના લોકોએ હવે ચોટલી રાખવાનો રિવાજ છોડી દીધો છે.

આ રીતે ચીનના યશસ્વી મિંગ યુગનો અંત આવ્યો. લગભગ ત્રણ સદી જેટલા સમયના સુશાસન પછી એનો આટલો જલદી અંત કેમ આવ્યો એની આપણને નવાઈ લાગે છે. એ સમયનો રાજવહીવટ ધારવામાં આવે છે એટલો સારો હોય તો પછી દેશમાં બળવાઓ અને આંતરિક મુસીબતો શાથી ઉપસ્થિત થઈ? મંચૂરિયાના વિદેશી હુમલાખોરોને કેમ ન ખાળી શકાયા? છેવટના ભાગમાં રાજ્ય જુલમી બન્યું

હોય એ સંભવિત છે. રાજ્યના વધારે પડતા રખોપાને કારણે પણ પ્રજા નિર્વીર્ય બની ગઈ હોય એ પણ બનવાજોગ છે. વધારે પડતું લાલનપાલન બાળકો તેમજ પ્રજાઓ માટે હિતાવહ નથી.

વળી એ યુગમાં ચીન ભારે સંસ્કારી બન્યું હોવા છતાંયે વિજ્ઞાન, શોધખોળ વગેરે ઇતર દિશાઓમાં તે કેમ પ્રગતિ ન કરી શક્યું એ પણ આશ્ચર્યકારક છે. યુરોપની પ્રજાઓ તો એનાથી ક્યાંયે પછાત હતી પરંતુ પુનર્જાગ્રતિ (રેનેસાંસ)ના કાળમાં તેઓ આપણને સાહસ, જિજ્ઞાસા અને શક્તિથી ભરપૂર જણાય છે. આ બંનેને તું એક શાંતિ-પ્રિય, સાહિત્ય અને કળાના વ્યવસાયમાં મગ્ન રહેતા, સાહસ તથા રોજિંદા કાર્યક્રમમાં આવતી દખલથી રાંક એવા આધેડ વયના માણસ સાથે તથા બીજા કંઈક અણઘડ પણ શક્તિ અને જિજ્ઞાસાથી ઊભરાતા તથા જ્યાં ને ત્યાં સાહસ માટે ઝંખતા એક ઊગતા જુવાન સાથે સરખાવી શકે. ચીનમાં ભારે સૌંદર્ય દૃષ્ટિગોચર થાય છે પરંતુ તે પાછલા પહોર કે સમીસાંજનું શાન્ત સૌંદર્ય છે.

## ૮૧

# જાપાન પોતાનાં દ્વાર ભીડી દે છે

૨૩ જુલાઈ, ૧૯૩૨

ચીનમાંથી આપણે સાથે સાથે જાપાન પણ જઈ આવીએ. ત્યાં જતાં માર્ગમાં આપણે થોડી વાર કોરિયામાં થોભીશું. મંગોલોએ કોરિયા ઉપર પણ પોતાનું આધિપત્ય જમાવ્યું હતું. જાપાન ઉપર ચડાઈ કરવાની પણ તેમણે કોશિશ કરી હતી પરંતુ તેમાં તેઓ ફાવ્યા નહિ. જાપાન ઉપર કુબ્લાઈ ખાને અનેક વાર પોતાનું નૌકાસૈન્ય મોકલ્યું હતું પણ જાપાનીઓએ તેને હાંકી કાઢ્યું હતું. દરિયા ઉપર કદીયે મંગોલોને ફાવ્યું હોય એમ જણાતું નથી. કુદરતી રીતે જ તેઓ ખુશ્કી પ્રજા હતી. જાપાન ટાપુ હોવાને કારણે તેમનાથી ઊગરી ગયું.

મંગોલોને ચીનમાંથી હાંકી કાઢવામાં આવ્યા પછી તરત જ કોરિયામાં ક્રાંતિ થઈ અને મંગોલોને તાબે થયેલા શાસકોને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા. એ ક્રાંતિનો આગેવાન ઈ–તાઈજો નામનો એક દેશભક્ત કોરિયન હતો. તે કોરિયાનો નવો રાજા થયો. તેણે સ્થાપેલો રાજવંશ પાંચસો વરસથીયે વધારે સમય સુધી એટલે કે ૧૩૯૨ની સાલથી છેક આધુનિક કાળ સુધી ચાલ્યો. થોડાંક વરસો ઉપર જાપાને કોરિયાને જીતી લીધું. સિયોલને કોરિયાની રાજધાની બનાવવામાં આવી અને આજે પણ તે તેની રાજધાની જ છે. આ પાંચસો વરસના કોરિયાના ઇતિહાસમાં આપણે ન ઊતરી શકીએ. કોરિયા અથવા ચોસેન — ફરીથી તે પોતાના એ નામથી ઓળખાવા લાગ્યું હતું — એક લગભગ સ્વતંત્ર રાજ્ય તરીકે ચાલુ રહ્યું. જો કે તે ચીનના પ્રભુત્વ નીચે હતું અને ઘણી વાર તે તેને ખંડણી પણ ભરતું. જાપાન સાથે તેને અનેક વાર લડાઈઓ થઈ હતી અને કેટલીક વાર તેણે જીત પણ મેળવી હતી. પરંતુ આજે તો એ એની કોઈ પણ રીતે તુલના થઈ શકે એમ નથી. જાપાન એક વિશાળ અને બળવાન સામ્રાજ્ય છે તથા સામ્રાજ્યવાદી રાજ્યોના બધા જ દોષોથી ભરેલું છે. જ્યારે ગરીબ બિચારું કોરિયા એ સામ્રાજ્યનો એક ભાગ છે. તેના ઉપર જાપાનીઓનો અમલ છે અને તેઓ તેનું શોષણ કરી રહ્યા છે તથા નિરાધાર હોવા

છતાં પોતાની સ્વતંત્રતા હાંસલ કરવા માટે કોરિયા બહાદુરીપૂર્વક લડી રહ્યું છે.

તને યાદ હશે કે ૧૨મી સદીના છેવટના ભાગમાં જાપાનમાં શોગુન ખરેખરો શાસક બની બેઠો હતો. સમ્રાટ તો નામનો જ અને પૂતળા સમાન હતો. 'કામાકુરા' નામથી ઓળખાતી શોગુનશાહી લગભગ ૧૫૦ વરસ સુધી ચાલી અને તેણે દેશને કાર્યદક્ષ રાજતંત્ર અને સુલેહશાંતિ અર્પ્યાં. પછીથી હમેશના નિયમ મુજબ શાસક વંશની પડતી થઈ અને તેની સાથે સાથે બિનઆવડત અને વિલાસિતા આવ્યાં તથા આંતરવિગ્રહ જાગ્યો. પોતાની સત્તા સ્થાપિત કરવા ચહાતા સમ્રાટ અને શોગુન વચ્ચે ઝઘડો પેદા થયો. એ ઝઘડામાં સમ્રાટ કે જૂની શોગુનશાહી એ બેમાંથી એકે ફાવ્યાં નહિ. સને ૧૩૩૮ની સાલમાં શોગુનનો નવો જ વંશ સત્તા ઉપર આવ્યો. એ 'અશીકાગા' શોગુનશાહી તરીકે ઓળખાય છે. એનો અમલ ૨૩૫ વરસ સુધી ચાલ્યો. પણ એ લડાઈ-ટંટાનો યુગ હતો. આ ચીનના મિંગ યુગનો લગભગ સમકાલીન યુગ હતો. એ વંશનો એક શોગુન તો મિંગોની કૃપા મેળવવા માટે ઉત્સુક હતો અને તે મિંગ સમ્રાટનું આધિપત્ય કબૂલ રાખવાની હદ સુધી ગયો હતો. જાપાની ઇતિહાસકારો જાપાનની આ હિણપત માટે બહુ જ ચિડાય છે અને પ્રસ્તુત શોગુનને તેઓ અતિશય ધિક્કારે છે.

ચીન સાથેનો તેનો સંબંધ સ્વાભાવિક રીતે જ મિત્રાચારીભર્યો હતો અને મિંગકાળમાં ફાલેલી ચીની સંસ્કૃતિ માટે ત્યાં નવો જ રસ પેદા થયો. ચિત્રકળા, માટીકામ, સ્થાપત્ય અને તત્ત્વજ્ઞાન ઇત્યાદિ હરેક ચીની વસ્તુ માટે ત્યાં ભારે આદર હતો. ચીનના યુદ્ધશાસ્ત્રની બાબતમાં પણ એમ જ હતું. એ અરસામાં કિનકાકુજી (સુવર્ણ મંડપ) અને જિનકાકુજી (ચાંદીનો મંડપ) નામની બે મશહૂર ઇમારત ચણાઈ.

વૈભવવિલાસ અને કળાવિષયક પ્રગતિની સાથે સાથે જ ખેડૂત વર્ગ ત્યાં ભારે હાડમારી વેઠી રહ્યો હતો. તેમના ઉપર કરનો બોજો અતિશય ભારે હતો અને આંતરવિગ્રહનો ઘણોખરો બોજો પણ તેમના ઉપર જ પડ્યો હતો. પરિસ્થિતિ દિનપ્રતિદિન બગડતી જ ગઈ. આખરે તે એટલી હદે પહોંચી કે રાજધાનીની બહાર મધ્યસ્થ સરકારનો ઝાઝો અમલ રહ્યો નહિ.

આ આંતરવિગ્રહોના સમયમાં ૧૫૪૨ની સાલમાં ફિરંગીઓ ત્યાં આવ્યા. એ જાણવા જેવું છે કે જાપાનમાં દારુણ હથિયારો (ફાયર

આર્મ્સ) તેઓ પહેલવહેલાં લાવ્યા હતા. એ વસ્તુ બહુ નવાઈ પમાડે તેવી છે કેમકે, ચીન તો એ અસ્ત્રોથી કેટલાયે સમયથી પરિચિત હતું અને યુરોપ તો તેનો ઉપયોગ ચીન પાસેથી મંગોલો મારફત શીખ્યું હતું.

આખરે સો વરસના આંતરવિગ્રહમાંથી ત્રણ માણસોએ જાપાનને ઉગાર્યું. તેમાંનો એક નોરબુનાગા 'દાઇમ્યો' અથવા તો અમીર હતો. બીજો હિદેયોશી ખેડૂત હતો અને ત્રીજો તોકુગાવા આયેયાસુ એક મોટો ઉમરાવ હતો. સોળમી સદીના અંત સુધીમાં આખું જાપાન ફરીથી એકત્ર થઈ ગયું. હિદેયોશી એ જાપાનના સૌથી કુશળ મુત્સદ્દીઓમાંનો એક છે. પરંતુ તે બહુ જ કદરૂપો હતો એમ કહેવાય છે. તે ઠીંગણો હતો અને તેનો ચહેરો ગોરીલાના જેવો હતો.

તેમણે જાપાનને એક તો કર્યું પરંતુ પછીથી તેમનાં મોટાં લશ્કરોનું શું કરવું એની તેમને સમજ પડી નહિ. આથી બીજા કોઈ વ્યવસાયને અભાવે તેમણે કોરિયા ઉપર ચડાઈ કરી. પરંતુ થોડા જ વખતમાં તેમને પસ્તાવું પડ્યું. કોરિયાવાસીઓએ જાપાનના નૌકાસૈન્યને હરાવ્યું અને કોરિયા અને જાપાન વચ્ચેના સમુદ્ર ઉપર તેમણે કાબૂ જમાવ્યો. કાચબાની પીઠ જેવી તથા લોઢાના પતરાંથી મઢેલી છતવાળાં નવીન પ્રકારનાં વહાણોની મદદથી તેઓ આ કાર્ય કરી શક્યા. એથી કરીને એ 'કચ્છપ વહાણો'ના નામથી ઓળખાતાં હતાં. મરજી મુજબ એમને આગળ કે પાછળ સહેલાઈથી હંકારી શકાતાં હતાં અને એ વહાણોએ જાપાનનાં લડાયક જહાજોનો નાશ કર્યો.

ઉપર ગણાવવામાં આવ્યા છે તેમાંના તોકુગાવા આયેયાસુ નામના ત્રીજાએ આંતરવિગ્રહમાંથી ભારે લાભ ઉઠાવ્યો હતો. અઢળક દોલત અને લગભગ સાતમા ભાગનું જાપાન તેના હાથમાં આવી પડ્યું. પોતાના તાબાના આ મુલકની મધ્યમાં તેણે યેદો નામનું શહેર વસાવ્યું. એ જ શહેર પછીથી ટોકિયો થયું. ૧૬૦૩ની સાલમાં આયેયાસુ શોગુન બન્યો અને એ રીતે જાપાનના છેલ્લા શોગુનવંશ અથવા શોગુનશાહીની શરૂઆત થઈ. એ તોકુગાવા શોગુનશાહી તરીકે ઓળખાય છે. ૨૫૦થીયે વધારે વરસ સુધી તેનો અમલ ચાલુ રહ્યો.

દરમ્યાન ફિરંગીઓ જાપાનમાં પોતાનો વેપાર નાના પાયા ઉપર ચલાવ્યે જતા હતા. ત્યાં આગળ પચાસ વરસ સુધી તેમનો કોઈ પણ યુરોપિયન હરીફ નહોતો. સ્પેનના લોકો ૧૫૯૨ની સાલમાં જાપાન આવ્યા અને વલંદા તથા અંગ્રેજો તો તેમના પછી આવ્યા. સંત

ફ્રાંસિસ ઝેવિયરે ૧૫૪૯ની સાલમાં ત્યાં આગળ ખ્રિસ્તી ધર્મનો આરંભ કર્યો હોય એમ જણાય છે. જેસ્યૂઈટ પાદરીઓને ઉપદેશ કરવાની ત્યાં છૂટ આપવામાં આવી હતી એટલું જ નહિ પણ તેમને ઉત્તેજન પણ આપવામાં આવતું હતું. એનાં કારણો રાજકીય હતાં. કેમકે બૌદ્ધ મઠોને રાજકીય કાવાદાવા અને કાવતરાંઓના અડ્ડા તરીકે લેખવામાં આવતા હતા. એથી કરીને બૌદ્ધ સાધુઓને દબાવી દેવામાં આવ્યા અને ખ્રિસ્તી મિશનરીઓ પ્રત્યે અનુકૂળ વલણ દાખવવામાં આવ્યું. પરંતુ ખ્રિસ્તી મિશનરીઓ જોખમકારક છે એ જાપાનના લોકોને થોડા જ વખતમાં સમજાયું અને પરિણામે તેમણે પોતાની નીતિ બદલી તથા તેમને દેશમાંથી હાંકી કાઢવાના પ્રયાસો તેમણે આદર્યા. ૧૫૮૭ની સાલમાં રાજ્ય તરફથી ખ્રિસ્તી-વિરોધી ફરમાન બહાર પાડવામાં આવ્યું અને તેમાં બધા જ મિશનરીઓને ૨૦ દિવસની અંદર જાપાન છોડી જવાનો અને તેમ કરવામાં ચૂકે તો દેહાંતદંડની શિક્ષાનો હુકમ ફરમાવવામાં આવ્યો. આ હુકમ વેપારીઓને ઉદ્દેશીને નહોતો. એમાં એવું જણાવવામાં આવ્યું હતું કે વેપારીઓ ત્યાં રહીને વેપાર કરી શકશે પરંતુ જો તેઓ પોતાનાં વહાણો ઉપર મિશનરી લાવશે તો તેમાંનો માલ તથા તે વહાણ બંને જપ્ત કરવામાં આવશે. કેવળ રાજકીય કારણોને લીધે જ આ હુકમ કાઢવામાં આવ્યો હતો. હિદેયોશીને ભયની ગંધ આવી હતી. તેને લાગ્યું કે મિશનરીઓ તથા તેમણે ખ્રિસ્તી કરેલા તેમના અનુયાયીઓ કોઈક દિવસ રાજકીય દૃષ્ટિએ જોખમકારક થઈ પડવાનો સંભવ છે. અને તેનો આ ભય સાવ ખોટો નહોતો.

આ પછી તરત જ એક બનાવ બન્યો તેથી તો હિદેયોશીને પાકી ખાતરી થઈ કે તેનો ભય સકારણ હતો. એથી તે બહુ જ ગુસ્સે થઈ ગયો. તને યાદ હશે કે 'મનિલા ગૅલિયન' વહાણ સ્પેનિશ અમેરિકા અને ફિલિપાઈન ટાપુઓ વચ્ચે વરસમાં એક વાર આવજા કરતું હતું. તોફાનને લીધે તે જાપાનના કાંઠા આગળ ખેંચાઈ આવ્યું. જાપાનીઓને દુનિયાનો નકશો અને ખાસ કરીને સ્પેનના રાજાના તાબાના વિશાળ મુલકો બતાવીને વહાણના સ્પેનિશ કપ્તાને ત્યાંના સ્થાનિક જાપાનવાસીઓને ભડકાવવાનો પ્રયત્ન કર્યો. સ્પેને આવડું મોટું સામ્રાજ્ય કેવી રીતે મેળવ્યું એ પૂછવામાં આવ્યું તો કપ્તાને જવાબ આપ્યો કે, અરે, એ તો બહુ સહેલાઈથી મેળવવામાં આવ્યું છે. પહેલા મિશનરીઓ ત્યાં ગયા, અને તે મુલકમાં લોકો સારી સંખ્યામાં ખ્રિસ્તી

થયા પછી એ ખ્રિસ્તીઓ સાથે મળીને ત્યાંની સરકારને ઉથલાવી પાડવા માટે સૈનિકો રવાના કરવામાં આવ્યા હતા. હિદેયોશીને આ વાતની જાણ થઈ ત્યારે એથી તે ખુશ થાય એમ તો હતું જ નહિ. ઊલટો મિશનરીઓ પ્રત્યે તે વધારે કડક થયો. 'મનિલા ગૅલિયન'ને તો તેણે જવા દીધું પણ કેટલાક મિશનરીઓને તથા તેમણે ખ્રિસ્તી બનાવેલા જાપાનીઓને તેણે મારી નંખાવ્યા.

આયેયાસુ શોગુન થયો ત્યારે વિદેશીઓ પ્રત્યે તેણે મિત્રતાભર્યું વલણ દાખવ્યું. પરદેશ સાથેનો વેપાર ખીલવવાની અને ખાસ કરીને પોતાના યેદો બંદરનો પરદેશ સાથેનો વેપાર વધારવાની તેને હોંશ હતી. પરંતુ આયેયાસુના મરણ પછી ખ્રિસ્તીઓનું દમન ફરી પાછું શરૂ થયું. મિશનરીઓને બળજબરીથી હાંકી કાઢવામાં આવ્યા અને જે જાપાનીઓ ખ્રિસ્તી થયા હતા તેમને તે ધર્મ તજી દેવાની ફરજ પાડવામાં આવી. પરદેશીઓના કાવાદાવાના ભયથી જાપાનીઓ એવા તો ડરી ગયા હતા કે વેપારની નીતિ પણ તેમણે બદલી નાખી. તેઓ ગમે તે ભોગે પણ પરદેશીઓને દૂર કરવા ચહાતા હતા.

જાપાનીઓ ઉપર થયેલી આ અસર આપણે સમજી શકીએ છીએ. આપણને આશ્ચર્ય તો એ વાતનું થાય છે કે યુરોપિયનો જોડે તેમનો સંસર્ગ બહુ જ ઓછો હોવા છતાં ધર્મરૂપી મેંઢાનો સ્વાંગ સજીને આવેલા સામ્રાજ્યવાદના વરુને ઓળખી કાઢવા જેટલા તેઓ કુશાગ્રબુદ્ધિ હતા. એ પછીના વરસોમાં અને બીજા દેશોમાં પોતાની સત્તા વધારવા માટે યુરોપનાં રાજ્યોએ ધર્મનો કેવો દુરુપયોગ કર્યો છે તે આપણે સારી રીતે જાણીએ છીએ.

અને હવે જાપાનના ઇતિહાસમાં એક અદ્વિતીય ઘટના બની. જાપાને પોતાનાં દ્વાર સદંતર બંધ કરી દીધાં. બીજાઓથી અલગ અને અળગા રહેવાની નીતિ ઇરાદાપૂર્વક અખત્યાર કરવામાં આવી અને એક વખત એ નીતિ અખત્યાર કર્યા પછી આપણને દિંગ કરી મૂકે એટલી સંપૂર્ણતાથી તેનો અમલ કરવામાં આવ્યો. હવે ત્યાં આગળ પોતાનું સ્થાન નથી એમ માનીને અંગ્રેજોએ ૧૬૨૩ની સાલથી જાપાન જવાનું માંડી વાળ્યું. બીજે વરસે સ્પેનવાસીઓને ત્યાંથી દેશપાર કરવામાં આવ્યા. જાપાનમાં તેમનો ધાક સૌથી વધારે હતો. વળી, માત્ર અખ્રિસ્તીઓ જ વેપાર કાજે પરદેશ જઈ શકે અને તેઓ પણ ફિલિપાઇન ટાપુઓમાં તો ન જ જઈ શકે, એવો નિયમ કરવામાં આવ્યો. છેવટે બાર વરસ

પછી ૧૬૩૬ની સાલમાં જાપાનનાં દ્વાર બિલકુલ ભીડી દેવામાં આવ્યાં. ફિરંગીઓને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા અને ખ્રિસ્તી કે અખ્રિસ્તી કોઈ પણ જાપાનીને કોઈ પણ કારણસર જાપાન બહાર જવાની મના કરવામાં આવી. આ કાનૂન અનુસાર પરદેશમાં વસતા કોઈ પણ જાપાનીને સ્વદેશ પાછા ફરવાની મના કરવામાં આવી અને જો તે જાપાન આવે તો તેને ફાંસીની શિક્ષા કરવાનું જાહેર કરવામાં આવ્યું! માત્ર ગણ્યાગાંઠ્યા વલંદાઓ ત્યાં રહ્યા અને તેમને પણ બંદરો છોડવાની તેમજ દેશના અંદરના ભાગમાં જવાની મના કરવામાં આવી હતી. ૧૬૪૧ની સાલમાં આ વલંદાઓને પણ નાગાસાકી બંદરના એક નાનકડા ટાપુમાં ખસેડવામાં આવ્યા અને ત્યાં તેમને લગભગ કેદીના જેવી સ્થિતિમાં રાખવામાં આવ્યા. આમ પહેલવહેલા ફિરંગી લોકો ત્યાં આવ્યા ત્યાર પછી નવ્વાણું વરસ બાદ જાપાને પરદેશો સાથેનો બધો વ્યવહાર તોડી નાખ્યો અને પોતાનાં દ્વાર વાસી દીધાં. ૧૬૪૦ની સાલમાં વેપાર ફરીથી શરૂ કરવાની માગણી કરવાને માટે એક પ્રતિનિધિમંડળ લઈને પોર્ટુગાલનું વહાણ જાપાન આવ્યું. પરંતુ તેનું પરિણામ શૂન્ય આવ્યું. જાપાની-ઓએ એલચીઓ તેમજ ઘણાખરા ખલાસીઓની કતલ કરી. પાછા જઈને ખબર કહે એટલા ખાતર થોડાક ખલાસીઓને જીવતા જવા દેવામાં આવ્યા.

૨૦૦ વરસથીયે વધારે સમય સુધી જાપાન આખી દુનિયાથી અને પોતાના પડોશી ચીન તથા કોરિયાથી પણ અલગ રહ્યું. ગણ્યા-ગાંઠ્યા વલંદાઓ અને કડક તકેદારી નીચે આવતો કોઈ રડ્યોખડ્યો ચીનવાસી — બસ એ જ જાપાનને બહારની દુનિયા સાથે જોડનારી કડી હતી. આ રીતે દુનિયાથી બિલકુલ અલગ થઈ જવાનો દાખલો વિરલ છે. નોંધાયેલા ઇતિહાસના કોઈ પણ યુગમાં અને બીજા કોઈ પણ દેશમાં આવો દાખલો મળતો નથી. ગૂઢતાથી વ્યાપ્ત તિબેટ કે મધ્ય આફ્રિકા પણ પોતાના પડોશીઓ સાથે તો અવારનવાર વ્યવહાર રાખતાં હતાં. બીજાઓથી અળગા થઈ જવું એ વ્યક્તિ તેમ જ પ્રજા એ બંને માટે હાનિકારક છે. પરંતુ જાપાન એ વિષમતામાંથી પણ પાર ઊતર્યું. તેણે આંતરિક સુલેહશાંતિ પ્રાપ્ત કરી અને લાંબા વિગ્રહના થાકમાંથી તે સાજુંતાજું થઈ ગયું તથા ૧૮૫૩ની સાલમાં છેવટે જ્યારે તેણે પોતાનાં દ્વાર ફરીથી ખોલ્યાં ત્યારે તેણે બીજું એક આપણને ચકિત કરી મૂકે એવું કાર્ય કરી બતાવ્યું. તે અતિશય ત્વરાથી

આગળ વધ્યું અને ગુમાવેલા વખતની ખોટ તેણે પૂરી દીધી. યુરોપની પ્રજાઓને પકડી પાડીને તે તેમની હરોળમાં આવી ગયું તથા તેમની જ રમતમાં તેણે તેમને શિકસ્ત આપી.

ઇતિહાસની શુષ્ક રૂપરેખા કેટલી બધી નીરસ અને એમાં આવતાં પાત્રો કેટલાં ક્ષીણ અને નિર્જીવ લાગે છે! પરંતુ પ્રાચીન સમયમાં લખાયેલું પુસ્તક આપણે કોઈક વાર વાંચીએ છીએ ત્યારે આપણને મૃત ભૂતકાળ સજીવ થતો લાગે છે, રંગમંચ આપણી બહુ નજીક આવેલો જણાય છે અને જીવતાંજાગતાં તથા પ્રેમ અને ઈર્ષ્યાભર્યાં મનુષ્યો તેના ઉપર હરવા ફરવા માંડે છે. પ્રાચીન જાપાનની એક લાવણ્યવતી સ્ત્રી વિષેની ચોપડી મેં વાંચી છે. એ સ્ત્રીનું નામ મુરાસાકી હતું અને આ પત્રમાં મેં જે આંતરવિગ્રહ વિષે લખ્યું છે તે પહેલાં સેંકડો વરસ ઉપર તે થઈ ગઈ છે. તેણે જાપાનના સમ્રાટના દરબારના પોતાના જીવનનો લાંબો હેવાલ લખ્યો છે. દરબારની ક્ષુલ્લક વાતો તથા તેના પ્રેમપ્રસંગોના તાદૃશ ચિતાર આપતા તેના કેટલાક ઉતારા મેં વાંચ્યા ત્યારે એ મુરાસાકી મારી સમક્ષ જીવતીજાગતી સ્ત્રી બની ગઈ અને જાપાનના રાજદરબારની કલાપૂર્ણ પણ મર્યાદિત દુનિયાનું તાદૃશ ચિત્ર મારી નજર આગળ ખડું થયું.

## ૮૨

# યુરોપમાં સંક્ષોભ

૪ ઑગસ્ટ, ૧૯૩૨

ઘણા દિવસ થયાં મેં તને આ પત્રો લખ્યા નથી; મને લાગે છે કે, મેં તને છેલ્લો પત્ર લખ્યો તેને લગભગ બે અઠવાડિયાં થઈ ગયાં. જેમ બહારની દુનિયામાં માણસ ઘણી વાર ગમગીન બની જાય છે તેમ જેલમાં પણ તે કદી કદી ગમગીની અનુભવે છે. જેમને મારા વિના બીજું કોઈ વાંચતું નથી એવા આ પત્રો લખવાનો કેટલાક દિવસથી મને જરાયે ઉત્સાહ થતો નથી. તું તે જુએ એવો મોકો આવે ત્યાં સુધી ટાંકણી ભરાવીને હું એ પત્રોને રાખી મૂકું છું. કદાચ મહિનાઓ કે વરસો પછી એ મોકો આવશે અને ત્યારે તું તેમને વાંચી શકશે. મહિનાઓ કે વરસો પછી ! આપણે ફરીથી એકઠાં થઈ શું અને એકબીજાને ધરાઈ ધરાઈને મળીશું તે પહેલાં એટલો બધો સમય વીતી જશે ? અને એ દરમ્યાન તું કેટલી મોટી થઈ ગઈ હશે અને બદલાઈ ગઈ હશે ! ત્યારે આપણે અનેક વાતો કરવાની હશે અને હું નથી ધારતો કે આ પત્ર તરફ તું લેશમાત્ર પણ ધ્યાન આપશે. ત્યાં સુધીમાં તો આ પત્રોનો એક મોટો ડુંગર ખડકાશે, અને મારા જેલજીવનના સેંકડો કલાકો એમાં ખરચાઈ ગયા હશે.

એમ છતાં પણ હું આ પત્રમાળા ચાલુ રાખીશ અને લખાયેલા પત્રોના ઢગલામાં ઉમેરો કરતો રહીશ. તને તો તેમાં રસ પડે કે નયે પડે; પરંતુ હું તો એ લખવામાં ખરેખર અતિશય આનંદ અનુભવું છું.

થોડોક વખત આપણે એશિયામાં રોકાયાં અને હિંદુસ્તાન, મલેશિયા, ચીન તથા જાપાન વગેરે તેના દેશોના ઇતિહાસનો આપણે પરિચય કર્યો. યુરોપ જ્યારે જાગવા લાગ્યું હતું અને તેનો ઇતિહાસ કંઈક રસપ્રદ થવા માંડ્યો હતો તે અરસામાં આપણે તેને ઓચિંતુ છોડી દીધું હતું. ત્યાં આગળ, પ્રજાઓની પુનર્જાગ્રતિ યા તો પુનર્જન્મ થઈ રહ્યો હતો. અથવા તેનો એ નવો જન્મ હતો એમ કહેવું કદાચ વધારે ઉચિત થશે કેમકે ૧૬મી સદીમાં યુરોપને આપણે જે પ્રગતિ કરતો નિહાળીએ છીએ તે કોઈ પ્રાચીન યુગની નકલ કે અનુકરણ નહોતું.

તે બિલકુલ નવીન ચીજ હતી. અગર જો એને જૂની ચીજ કહીએ તો કમમાં કમ એટલું સ્વીકારવું પડશે કે, તેનો સ્વાંગ તદ્દન નવો હતો.

યુરોપમાં સર્વત્ર સંક્ષોભ અને અસ્વસ્થતા જણાય છે તથા વસ્તુઓને ઘેરી રાખતા વાડાઓ તૂટવા માંડે છે. કેટલાંક સૈકાંઓથી ફ્યૂડલ વ્યવસ્થાના પાયા ઉપર રચાયેલી સામાજિક તથા આર્થિક વ્યવસ્થા આખા યુરોપ ઉપર પ્રવર્તતી હતી અને તેણે તેને પોતાના પંજામાં જકડી રાખ્યું હતું. થોડા સમય સુધી આ કવચે પ્રગતિ રૂંધી રાખી પરંતુ હવે એમાં અનેક તડો પડવા લાગી હતી. કોલંબસ વાસ્કો-ડી-ગામા તથા દરિયાઈ માર્ગોના આરંભના શોધકો આ કવચ ભેદીને બહાર નીકળ્યા હતા તથા અમેરિકા અને પૂર્વના દેશોમાંથી સ્પેન અને પોર્ટુગાલને લાધેલી અઢળક દોલતથી યુરોપના લોકો છક થઈ ગયા હતા. આને લીધે પરિવર્તનની ગતિ ત્વરિત બની. યુરોપ પોતાના મર્યાદિત સમુદ્રોની બહાર જોવા તથા આખી દુનિયાને લક્ષમાં રાખીને વિચાર કરવા લાગ્યું. જગદ્વ્યાપી વેપાર અને જગદ્વ્યાપી આધિપત્યની મહાન શક્યતાઓ હવે દૃષ્ટિગોચર થવા લાગી. બુર્ઝવા અથવા મધ્યમ વર્ગ દિનપ્રતિદિન બળવાન થતો ગયો અને ફ્યૂડલ વ્યવસ્થા પશ્ચિમ યુરોપના આ વિકાસને વધારે ને વધારે વિઘ્નરૂપ થવા લાગી.

ફ્યૂડલ વ્યવસ્થાના દિવસો ક્યારનાયે ભરાઈ ચૂક્યા હતા. ખેડૂતોનું બેશરમ શોષણ એ આ પ્રથાનું પ્રધાન તત્ત્વ હતું. ખેડૂતો પાસે પરાણે વેઠ કરાવવામાં આવતી; કશું દામ આપ્યા વિના મજૂરી કરાવવામાં આવતી તથા લૉર્ડ અથવા જાગીરદાર ઉમરાવને તરેહતરેહના લાગાઓ આપવા પડતા. વળી,આ લૉર્ડ પોતે જ ન્યાય પણ ચૂકવતો. ખેડૂતવર્ગની હાડમારી બહુ ભારે હતી અને એને લીધે ખેડૂતોનાં બંડો અને યુદ્ધો વારંવાર ફાટી નીકળતાં હતાં એ આપણે જોઈ ગયાં છીએ. ખેડૂતોનાં આ યુદ્ધો ફેલાતાં ગયાં અને ઉત્તરોત્તર વધતાં ગયાં. યુરોપના ઘણા ભાગોમાં આર્થિક ક્રાંતિ થઈ તથા ફ્યૂડલ ઉપલા વર્ગને ઠેકાણે બુર્ઝવા અથવા મધ્યમવર્ગ સત્તા ઉપર આવ્યો તે આ ખેડૂતોના બળવા પછી બનવા પામ્યું અને મોટે ભાગે તેને જ આભારી હતું.

પરંતુ આ બધા ફેરફારો ઝડપથી થઈ ગયા એમ માની લઈશ નહિ. એ ફેરફારો થતાં બહુ વખત લાગ્યો અને દશકાઓ સુધી યુરોપમાં આંતરયુદ્ધો ચાલ્યાં કર્યાં. યુરોપનો ઘણોખરો ભાગ તો સાચે જ આ યુદ્ધોથી ખેદાનમેદાન થઈ ગયો. આ યુદ્ધો કેવળ ખેડૂતયુદ્ધો જ

નહોતાં. પણ આપણે આગળ ઉપર જોઈશું કે તે પ્રૉટેસ્ટંટ અને કૅથલિક વચ્ચેનાં ધાર્મિક તેમજ નેધરલૅંડના જેવાં સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટેનાં રાષ્ટ્રીય યુદ્ધો તથા રાજાની નિરંકુશ અને આપખુદ સત્તા સામેનાં બુર્ઝવા અથવા મધ્યમ વર્ગનાં બંડો હતાં. આ બધી વસ્તુઓ તને મૂંઝવનારી લાગતી હશે, ખરું ? બેશક, એ મૂંઝવનારી અને ગૂંચવણભરી છે ખરી. પરંતુ મોટી મોટી ઘટનાઓ અને આંદોલનોને નજરમાં રાખીશું તો જ આપણને તેમાં કંઈક સમજ પડશે.

ખેડૂતવર્ગ સંકટોમાં ડૂબ્યો હતો તથા ભારે હાડમારી વેઠી રહ્યો હતો અને તેને પરિણામે ખેડૂતોનાં યુદ્ધો થયાં એ વસ્તુ પ્રથમ લક્ષમાં રાખવી જોઈએ. બુર્ઝવા અથવા મધ્યમ વર્ગનો ઉદય થયો તથા ઉત્પાદનનાં સાધનો વિકસવા લાગ્યાં એ બીજી વસ્તુ આપણે ધ્યાનમાં રાખવી જોઈએ. વસ્તુઓ ઉત્પન્ન કરવાના કાર્યમાં વધારે મજૂરો રોકાવા લાગ્યા તથા વેપાર પણ વધતો ગયો. ત્રીજી યાદ રાખવાની વસ્તુ એ છે કે ચર્ચ એ સૌથી મોટામાં મોટો જમીનદાર હતો. જમીનદારીમાં તેનું સૌથી વધારે હિત સમાયેલું હતું અને તેથી કરીને ફ્યૂડલ વ્યવસ્થા ચાલુ રહે તેમાં તેનો સ્વાર્થ રહેલો હતો. જેનાથી ઘણીખરી ધનદોલત તથા માલમિલકત પોતાના હાથમાંથી જતી રહે એવો આર્થિક ફેરફાર તેને મંજૂર નહોતો. આ રીતે રોમમાંથી શરૂ થયેલા ધાર્મિક બળવાએ આર્થિક ક્રાંતિને પણ સાથ આપ્યો.

આ મહાન આર્થિક ક્રાંતિની સાથે સાથે અથવા તેની પછી રાજકીય, ધાર્મિક તથા સામાજિક એમ અનેક દિશાઓમાં ભારે ફેરફારો થયા. ૧૬મી અને ૧૭મી સદીના યુરોપને દૂરથી અને વ્યાપક દૃષ્ટિથી નિહાળતાં તને માલૂમ પડશે કે આ બધી પ્રવૃત્તિઓ, ચળવળો અને ફેરફારો એકબીજા સાથે સંકળાયેલાં હતાં અને એકબીજા સાથે તેમને ગાઢ સંબંધ હતો. પરંતુ સામાન્ય રીતે એ જમાનાની ત્રણ ચળવળો ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે. તે ચળવળો આ છે: ‘રેનેસાંસ’ અથવા પુનર્જાગ્રતિ, ‘રિફૉર્મેશન’ અથવા ધર્મસુધારણા અને ‘રેવોલ્યુશન’ અથવા ક્રાંતિ. પરંતુ યાદ રાખજે કે, આ બધાના મૂળમાં આર્થિક સંકટ અને સંક્ષોભ હતાં. એમાંથી આર્થિક ક્રાંતિ ઉદ્‌ભવી અને બધા ફેરફારોમાં એ સૌથી મહત્ત્વનો ફેરફાર હતો.

‘રેનેસાંસ’ અથવા પુનર્જાગ્રતિના યુગમાં વિદ્યાનો પુનર્જન્મ થયો તથા કળા, વિજ્ઞાન, સાહિત્ય અને યુરોપના દેશોની ભાષાઓનો વિકાસ

થયો. 'રેફર્મેશન' એટલે કે ધર્મસુધારણાની ચળવળ એ રોમન ચર્ચ સામેનો બળવો હતો. 'રેફર્મેશન' એ એક પક્ષે ચર્ચમાં પેસી ગયેલા સડાની સામેનો જનસમુદાયનો બળવો હતો; બીજે પક્ષે તેમના ઉપર દોર ચલાવવાના પોપના દાવા સામે યુરોપના રાજાઓનું તેની સામેનું એ બંડ હતું અને ત્રીજું, ચર્ચનો આંતરિક સડો સાફ કરવાનો એ પ્રયત્ન પણ હતો. 'રેવોલ્યુશન' અથવા ક્રાંતિ એ રાજાઓને અંકુશમાં રાખવા તથા તેમની સત્તાને મર્યાદિત કરવા માટેની બુર્ઝવા યા મધ્યમ વર્ગના લોકોની રાજકીય લડત હતી.

આ બધી ચળવળોની પાછળ જે એક બીજું બળ પણ કાર્ય કરી રહ્યું હતું તે મુદ્રણકળા હતી. તને યાદ હશે કે ચીના લોકો પાસેથી આરબો કાગળ બનાવવાની કળા શીખ્યા હતા. અને યુરોપ એ કળા તેમની પાસેથી શીખ્યું. પરંતુ કાગળો સોંઘા અને પૂરતા પ્રમાણમાં બહુ લાંબા વખત પછી પેદા થવા લાગ્યા. ૧૫મી સદીના છેવટના ભાગમાં હોલેંડ, ઇટાલી, ઇંગ્લંડ, હંગરી વગેરે યુરોપના જુદા જુદા દેશોમાં ચોપડીઓ છપાવા લાગી. કાગળ અને છાપવાનું કામ સાર્વત્રિક થયું તે પહેલાંની દુનિયા કેવી હશે તેની કલ્પના જરા કરી જો. પુસ્તકો, કાગળો અને છાપકામથી આજે આપણે એટલાં બધાં ટેવાઈ ગયાં છીએ કે તે સિવાયની દુનિયાની કલ્પના સરખી કરવી પણ મુશ્કેલ થઈ પડે છે. છાપેલી ચોપડીઓ વિના ઘણા લોકોને વાંચતાં લખતાં શીખવવું પણ લગભગ અશક્ય છે. એ પરિસ્થિતિમાં અતિશય શ્રમ ઉઠાવીને પુસ્તકોની હાથે લખીને નકલ કરવી પડે અને બહુ જ ઓછા લોકો તેનો લાભ લઈ શકે. ભણાવવાનું કામ મોટે ભાગે મોઢેથી જ થાય અને વિદ્યાર્થીઓને બધું ભણતર જિહ્વાગ્રે જ રાખવું પડે. અસલી ઢબે ચાલતા મકતબો તથા પાઠશાળાઓમાં આજે પણ એ રીતે શિક્ષણ અપાતું તું જોઈ શકે છે.

કાગળ અને મુદ્રણકળાના ઉદ્ભવથી ભારે પરિવર્તન થાય છે. શાળાનાં પાઠ્યપુસ્તકો તથા ઇતર પુસ્તકો છાપેલાં બહાર પડે છે. અને થોડા જ વખતમાં લખીવાંચી જાણનારાઓની સંખ્યા વધી જાય છે. અને લોકો જેમ જેમ વધારે વાંચતા થાય છે તેમ તેમ તેઓ વધારે વિચાર કરતા પણ થાય છે. (પણ આ વિધાન વિચારપ્રેરક પુસ્તકોને જ લાગુ પડે છે; આજકાલ થોકબંધ બહાર પડતાં રદ્દી પુસ્તકોને નહિ.) અને માણસ વધારે વિચાર કરતો થાય છે તેમ તેમ તે ઉપસ્થિત પરિસ્થિતિનું વધારે ઝીણવટપૂર્વક નિરીક્ષણ કરવા માંડે છે તથા તેના

ગુણદોષોની સમીક્ષા કરતો થાય છે. આ વસ્તુ ઘણી વાર પ્રચલિત વ્યવસ્થા સામે પડકારમાં પરિણમે છે. અજ્ઞાન પરિવર્તનથી હમેશાં ડરતું રહે છે. અજ્ઞાતનો એને ભારે ડર હોય છે એટલે ગમે તેવી ખરાબ હોય તોયે જૂની ગરડને તે ચોંટી રહે છે. પોતાના અંધાપામાં જ તે ગમે તેમ અથડાતું રહે છે. પરંતુ સારા વાચનથી અમુક અંશે જ્ઞાનપ્રાપ્તિ થાય છે તથા આંખનાં અંધારાં કંઈક દૂર થાય છે. કાગળ તેમજ મુદ્રણકળાને લીધે લોકોની આંખો ખૂલી તેથી કરીને આપણે જેની વાતો કરી રહ્યા છીએ તે મહાન ચળવળોને ભારે વેગ મળ્યો. પહેલવહેલાં બાઈબલ છાપવામાં આવ્યું અને એથી જે અસંખ્ય લોકો કશું સમજ્યા વિના લૅટિન ભાષામાં તેનું શ્રવણ કરીને જ સંતોષ માનતા તેઓ હવે પોતપોતાની ભાષામાં તે પુસ્તક વાંચવા લાગ્યા. આ વાચને તેમનામાં સમીક્ષાવૃત્તિ પેદા કરી અને પાદરીઓથી તેમને કંઈક સ્વતંત્ર બનાવ્યા. શાળાનાં પાઠ્યપુસ્તકો પણ સંખ્યાબંધ બહાર પડ્યાં. આ સમય પછી યુરોપની ભાષાઓ બહુ ઝડપથી વિકસતી આપણા જોવામાં આવે છે. આજ સુધી તો એ બધી લૅટિનની છાયા નીચે દબાયેલી હતી.

આ કાળમાં યુરોપમાં ઘણાયે મહાપુરુષો થઈ ગયા. એમાંના કેટલાકનો પરિચય આપણે હવે પછી કરીશું. જ્યારે કોઈ દેશ કે ખંડ પોતાના વિકાસને રૂંધતું કવચ તોડી બહાર નીકળે છે ત્યારે તે અનેક દિશાઓમાં ભારે પ્રગતિ સાધે છે. યુરોપમાં આપણને એ વસ્તુની પ્રતીતિ થાય છે અને ત્યાં થયેલાં આર્થિક તેમજ બીજાં મહાન પરિવર્તનોને કારણે યુરોપનો એ કાળનો ઇતિહાસ અતિશય રસિક અને બોધપ્રદ છે. એ સમયના હિંદુસ્તાનના અથવા તો ચીનના ઇતિહાસ સાથે એની તુલના કરી જો. હું તને આગળ ઉપર કહી ગયો છું કે એ કાળે એ બંને દેશો ઘણી બાબતોમાં યુરોપથી આગળ હતા. અને છતાં યુરોપના એ સમયના પ્રગતિશીલ ઇતિહાસની તુલનામાં એ બંને દેશોના ઇતિહાસમાં અકર્મણ્યતા માલૂમ પડે છે. હિંદુસ્તાન તથા ચીનમાં એ કાળમાં મોટા મોટા રાજાઓ અને મહાપુરુષો થયા તથા ઉચ્ચ કોટિની સંસ્કૃતિ પણ ત્યાં પ્રવર્તતી હતી. પરંતુ ત્યાંનો—ખાસ કરીને હિંદનો, જનસમૂહ ચેતનાહીન અને અકર્મણ્ય થઈ ગયેલો જણાય છે. રાજાઓની ફેરબદલીને તેઓ ઝાઝા વિરોધ વિના નભાવી લે છે. તેઓ થાકી ગયેલા જણાય છે અને સત્તાને વશ વર્તવાની વૃત્તિ તેમનામાં એવી તો ઘર કરીને બેઠી હતી કે તેનો સામનો કરવાને માટે તેઓ બિલકુલ

અસમર્થ બની ગયા હતા. આમ, તેમનો ઇતિહાસ પ્રસંગોપાત્ત રસપ્રદ બને છે એ ખરું પરંતુ તે ઘટનાઓ અને રાજકર્તાઓની નોંધરૂપ બની જાય છે અને પ્રજાકીય ચળવળોનું ધ્યાન તેમાં ઝાઝું મળતું નથી. ચીનની બાબતમાં આ કેટલું ખરું છે તેની મને ખબર નથી, પણ હિંદુસ્તાનની બાબતમાં તો કેટલાંયે સૈકાંઓથી આ સ્થિતિ વર્તતી હતી એ નિર્વિવાદ છે. અને આપણા લોકોની આજ સુધી ઊતરી આવેલી દુર્દશા હિંદમાં તે સમયે પેદા થયેલાં બધાં અનિષ્ટોને આભારી છે.

વળી હિંદમાં બીજી એક એ વૃત્તિ જોવામાં આવે છે કે લોકો પાછળ જોવા ચહાતા હતા, આગળ નહિ. ભૂતકાળમાં તેમણે જે ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી હતી તેના તરફ તેમની નજર હતી, ભાવિમાં તેમણે પ્રાપ્ત કરવાની ઉચ્ચ સ્થિતિ તરફ નહિ. આમ આપણા દેશબંધુઓ વીતી વાતને માટે આંસુ સારતા હતા અને આગળ વધવાને બદલે કોઈ પણ હુકમ કરતો આવે તેને વશ વર્તતા હતા. સામ્રાજ્યો, આખરે તો જેમના ઉપર તેમનો દોર હોય તે લોકોની પરવશતા ઉપર જેટલા પ્રમાણમાં નભે છે તેટલાં પોતાની તાકાત ઉપર નભતાં નથી.

## ૮૩

# 'રેનેસાંસ' અથવા નવજીવનનો યુગ

૫ ઑગસ્ટ, ૧૯૩૨

યુરોપભરમાં ફેલાતી જતી યાતનાઓ અને ગડમથલમાંથી 'રેનેસાંસ' અથવા તો નવજીવનના યુગનું સુંદર ફૂલ ખીલ્યું. આરંભમાં તો તે ઇટાલીની ભૂમિમાં ઊગ્યું પરંતુ સદીઓની પાર પુરાણા ગ્રીસમાંથી તેણે પોષણ અને પ્રેરણા મેળવ્યાં હતાં. ગ્રીસ પાસેથી તેણે સૌંદર્યભક્તિ મેળવી અને મન તથા આત્મામાંથી પેદા થતું એવું કંઈક ગહન તત્ત્વ તેણે પુરાણી શારીરિક સૌંદર્યની ભાવનામાં ઉમેર્યું. આ નવજીવન એ નગરની પેદાશ હતી અને ઉત્તર ઇટાલીનાં શહેરોએ તેને આશ્રય આપ્યો. ખાસ કરીને ફ્લૉરેન્સ નગરની ભૂમિમાં 'રેનેસાંસ' અથવા નવજીવનના યુગનો પહેલવહેલો ઉદય થયો.

તેરમી તથા ચૌદમી સદીમાં ફ્લૉરેન્સે દાન્તે તથા પેટ્રાર્ક નામના ઇટાલિયન ભાષાના બે મહાકવિઓ પેદા કર્યા હતા. મધ્યયુગના સમય દરમ્યાન તે આખા યુરોપનું આર્થિક કેન્દ્ર હતું અને ત્યાં આગળ મોટા મોટા શરાફો એકઠા થતા હતા. ફ્લૉરેન્સ ધનિકોનું નાનકડું પ્રજાતંત્ર હતું. એ બહુ સારા લોકો તો નહોતા જ અને પોતાના જ મહાપુરુષો તરફ તેમણે ઘણી વાર ગેરવર્તાવ રાખ્યો હતો. એથી તેનું નામ 'ચંચળ ફ્લૉરેન્સ' પડ્યું હતું. પરંતુ, શરાફો તથા આપખુદ અને જુલમી રાજકર્તાઓ ઉપરાંત ૧૫મી સદીનાં પાછલાં ૫૦ વરસોમાં તેણે ત્રણ વિચક્ષણ પુરુષો પેદા કર્યા: લિયોનાર્દો દ વિન્ચી, મિકેલાંજેલો અને રૅફેઇલ. આ ત્રણે બહુ સમર્થ કળાકાર અને ચિત્રકારો હતા. લિયોનાર્દો તથા મિકેલાંજેલો તો બીજી બાબતોમાં પણ મહાન હતા. મિકેલાંજેલો અદ્ભુત મૂર્તિકાર હતો અને આરસના પથ્થરમાંથી તે પ્રચંડ મૂર્તિઓ કોતરી કાઢતો હતો. વળી તે મોટો સ્થપતિ પણ હતો. રોમનું સેંટ પીટરનું ભવ્ય દેવળ મોટે ભાગે તેની જ કૃતિ છે. લગભગ નેવું વરસ જેટલું સારી પેઠે લાંબુ આયુષ્ય તેણે ભોગવ્યું અને પોતાના જીવનના છેક છેલ્લા દિવસ સુધી સેંટ પીટરનું દેવળ બાંધવાના કાર્યમાં

તે મંડ્યો રહ્યો. તે દુઃખી માણસ હતો અને વસ્તુઓની ભીતરમાં રહેલા રહસ્યની શોધમાં નિરંતર મગ્ન રહેતો હતો. તે હમેશાં વિચારમગ્ન રહેતો તથા માણસને દિંગ કરી નાખે એવાં મહાન કાર્યો પાર પાડવાના પ્રયત્નમાં મંડ્યો રહેતો. એક વખતે તેણે કહ્યું હતું કે, 'ચિતારો પોતાના મગજથી ચિત્ર ચીતરે છે હાથથી નહિ.'

આ ત્રણમાં લિયોનાર્દો ઉંમરમાં બધાથી વડો હતો. તેમજ ઘણી રીતે તે સૌથી વધારે વિચક્ષણ હતો. સાચે જ, પોતાના જમાનાનો તે સૌથી વધારે અદ્ભુત પુરુષ હતો. અને યાદ રાખજે કે એ યુગમાં ઘણા મહાપુરુષો થઈ ગયા છે. તે એક મહાન ચિત્રકાર અને મૂર્તિકાર હતો તેમજ ભારે વિચારક અને વૈજ્ઞાનિક પણ હતો. તે નિરંતર પ્રયોગો તથા બારીક નિરીક્ષણ કર્યા કરતો અને વસ્તુઓનું આદિ કારણ શોધવાને મથ્યા કરતો. આધુનિક વિજ્ઞાનનો પાયો નાંખનાર મહાન વૈજ્ઞાનિકોમાં તે પ્રથમ હતો. તે કહેતો કે, 'દુનિયામાં સર્વત્ર તમને કંઈ ને કંઈ જાણવાનું મળી રહે એવી ગોઠવણ કૃપાળુ પ્રકૃતિએ કરી રાખી છે.' તેણે આપમેળે શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. ૩૦ વરસની ઉંમરે તેણે આપમેળે લૅટિન તથા ગણિતનો અભ્યાસ શરૂ કર્યો. તે એક મહાન ઇજનેર પણ થયો તથા માણસના શરીરમાં લોહી ફરતું રહે છે એ શોધ પણ પહેલવહેલી તેણે જ કરી હતી. શરીરની રચના નિહાળીને તે છક થઈ ગયો હતો. તે કહેતો કે, 'કુટેવમાં પડેલા અને ટૂંકી સમજવાળા અણઘડ માણસો મનુષ્યશરીર જેવા ઝીણવટભરી બનાવટના સુંદર યંત્રના અધિકારી નથી. તેમને તો ખોરાક લેવા તથા તેને બહાર કાઢવા માટે એક કોથળો જ મળવો જોઈએ; કેમકે તેઓ ખોરાકનળીઓ નહિ તો બીજું શું છે!' તે પોતે શાકાહારી હતો અને પ્રાણીઓ ઉપર તેને ખૂબ પ્રેમ હતો. બજારનાં પાંજરામાં પૂરવામાં આવેલાં પક્ષીઓને ખરીદી તેમને તરત જ છોડી મૂકવાનો તેને શોખ હતો.

સૌથી વધારે આશ્ચર્યકારક તો હવામાં ઊડવાનો તેનો પ્રયાસ હતો. એમાં તે સફળ ન થયો એ ખરું, પરંતુ એ દિશામાં તેણે ઠીક ઠીક પ્રગતિ કરી હતી. તેના પ્રયોગો તથા સિદ્ધાન્તોની પાછળ પડનાર તેના પછી બીજો કોઈ ન નીકળ્યો. એના પછી એના જેવા બે ત્રણ લિયોનાર્દો થયા હોત તો આજનાં ઍરોપ્લેનો કદાચ બસો ત્રણસો વરસ પહેલાં શોધાયાં હોત. એમ કહેવાય છે કે, 'તેનું જીવન પ્રકૃતિ સાથેના સુસંવાદરૂપ હતું.' તે હમેશાં સવાલો ઊભા કરતો અને પ્રયોગો વડે તેમના

જવાબો શોધવાનો પ્રયત્ન કરતો. તે નિરંતર આગળ વધ્યે જતો હતો અને ભવિષ્યને પોતાની પકડમાં લેવા પ્રયત્ન કરતો હતો. મેં ફ્લૉરેન્સના આ ત્રણ મહાપુરુષો વિષે, અને ખાસ કરીને લિયોનાર્દો વિષે વિસ્તારથી લખ્યું છે કેમકે, તેના ઉપર હું ફિદા છું. કાવાદાવાઓ તથા તેના આપખુદ અને દુષ્ટ શાસકોના વૃત્તાન્તથી ભરેલો ફ્લૉરેન્સના પ્રજાતંત્રનો ઇતિહાસ બહુ રસિક કે બોધપ્રદ નથી. પરંતુ તેણે જે મહાપુરુષો પેદા કર્યા તેથી કરીને ફ્લૉરેન્સનાં ઘણાં દૂષણો — તેના વ્યાજખાઉ શરાફોને પણ! — દરગુજર કરી શકાય. તેના આ મહાન પુત્રોની છાયા ફ્લૉરેન્સમાં આજે પણ મોજૂદ છે અને જ્યારે આપણે આ રમણીય શહેરમાંથી અથવા તો તેના મધ્યકાલીન પુલોની નીચેથી વહેતી રમ્ય આર્નો નદીને કાંઠે કાંઠે પસાર થઈએ છીએ ત્યારે આપણા મન ઉપર જાણે જાદુઈ અસર થાય છે અને ભૂતકાળ જીવતોજાગતો આપણી નજર આગળ ખડો થાય છે. દાન્તે તથા તેની પ્રિયતમા બિયેટ્રીસ આપણી આગળથી પસાર થાય છે અને પોતાની મંદ ખુશબો પાછળ મૂકતાં જાય છે. અને વિચારમાં ગરકાવ થઈ ગયેલો તથા જીવન અને પ્રકૃતિની ગહનતાનું ચિંતન કરતો લિયોનાર્દો તેની સાંકડી શેરીઓમાંથી જાણે પસાર થતો હોય એવો આપણને ભાસ થાય છે.

આમ, 'રેનેસાંસ' અથવા નવજીવનનો યુગ પંદરમી સદીમાં ઇટાલીમાં ફૂલીફાલીને ત્યાંથી ધીમે ધીમે પશ્ચિમના દેશોમાં પ્રસર્યો. મહાન કળાકારોએ એ કાળમાં પથ્થર તથા પટમાં પ્રાણ પૂરવાનો પ્રયત્ન કર્યો અને યુરોપનાં ચિત્રાલયો તથા સંગ્રહસ્થાનો તેમનાં ચિત્રો તથા મૂર્તિઓથી ભરાઈ ગયાં. સોળમી સદીના અંત સુધીમાં ઇટાલીમાં કળાના ક્ષેત્રની આ ચેતના ઓસરવા લાગી. સત્તરમી સદીમાં હૉલેંડે મહાન ચિત્રકારો પેદા કર્યા. એમાં રેમબ્રાન્ટ સૌથી વધારે પ્રખ્યાત છે. એ અરસામાં સ્પેનમાં વેલાસ્કેઝ નામનો ચિત્રકાર થયો. પણ હવે હું વધારે નામો નહિ ગણાવું. કેમકે ગણાવી શકાય એવાં તો કેટલાંયે નામો છે. જો તને મહાન ચિત્રકારોમાં રસ હોય તો ચિત્રાલયોમાં જઈને તારે તેમનાં ચિત્રો જોવાં જોઈએ. કેવળ ચિત્રકારોનાં નામો જાણવાનો ઝાઝો અર્થ નથી. તેમની કળા તથા તેમણે સરજેલું સૌંદર્ય એ જ આપણને પ્રેરણાદાયી હોય છે.

આ કાળ દરમ્યાન, એટલે કે પંદરમીથી સત્તરમી સદી સુધીના સમયમાં વિજ્ઞાન પણ ધીમે ધીમે પ્રગતિ સાધે છે અને પોતાનું સ્થાન

નિશ્ચિત કરે છે. ચર્ચ સાથે તેને તીવ્ર ઝઘડો થયો કેમકે લોકો વિચાર કરતા તથા પ્રયોગ કરતા થાય તે તેને મંજૂર નહોતું. તેની દૃષ્ટિએ તો પૃથ્વી એ આખા વિશ્વનું કેન્દ્ર હતું અને સૂર્ય તેની પ્રદક્ષિણા કરતો હતો તથા તારાઓ એ તો આકાશમાં જડાયેલા અચળ તેજોબિંદુ સમાન હતા. આનાથી ભિન્ન મત ધરાવનાર ધર્મભ્રષ્ટ લેખાતો અને ઇન્કિવઝીશનની અદાલત ધારે તો તેના ઉપર કામ ચલાવી શકતી. આમ છતાં પણ કોપરનિકસ નામના એક પોલૅંડવાસીએ આ માન્યતા સામે વિરોધ ઉઠાવ્યો અને પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ હકીકત પુરવાર કરી બતાવી. આ રીતે તેણે વિશ્વ વિષેની આધુનિક કલ્પનાનો પાયો નાખ્યો. તે ૧૪૭૩થી ૧૫૪૩ની સાલ સુધી જીવ્યો હતો અને આવા ધર્મવિમુખ તથા ક્રાંતિકારક અભિપ્રાયો ધરાવતો છતાં કોઈક રીતે ચર્ચના કોપમાંથી ઊગરી ગયો. એના પછી થયેલા એના જેવા બીજાઓ એટલા નસીબદાર નહોતા. પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે તથા તારાઓ તો સૂર્ય જેવા જ બીજા તેજઃપુંજો છે એવી માન્યતાને દૃઢતાપૂર્વક વળગી રહેવા માટે ૧૬૦૦ની સાલમાં જ્યૉર્દાનો બ્રુનો નામના એક ઇટાલિયનને ચર્ચે રોમમાં જીવતો બાળી મૂક્યો. પહેલવહેલું દૂરબીન બનાવનાર તેના સમકાલીન ગૅલિલિયોને પણ ચર્ચે ધમકી આપી. પરંતુ બ્રુનો કરતાં તે પોચો હતો અને પોતાનો મત ખેંચી લેવાનું જ તેણે સલાહભર્યું માન્યું. આથી ચર્ચ સમક્ષ તેણે કબૂલાત આપી કે પોતે ઊંધે રસ્તે દોરવાઈ ગયો હતો અને પૃથ્વી જ વિશ્વની મધ્યમાં હતી તથા સૂર્ય તેની આસપાસ ફરતો હતો. આમ છતાં પણ થોડો વખત જેલમાં પુરાઈને તેને તપશ્ચર્યા કરવી પડી.

૧૬મી સદીના આગળ પડતા વૈજ્ઞાનિકોમાં હાર્વે પણ હતો. લોહી શરીરમાં ફરતું રહે છે એ તેણે સંપૂર્ણપણે પુરવાર કરી બતાવ્યું. સત્તરમી સદીમાં આઈઝેક ન્યૂટન પેદા થયો. વિજ્ઞાનના સૌથી મહાન દ્રષ્ટાઓમાંના એક તરીકે તેની ગણતરી થાય છે. તે મોટો ગણિતશાસ્ત્રી પણ હતો. તેણે ગુરુત્વાકર્ષણનો નિયમ શોધી કાઢ્યો અને વસ્તુઓ નીચે શાથી પડે છે તેની સમજૂતી આપી. આ રીતે તેણે પ્રકૃતિના બીજા એક રહસ્યનો સ્ફોટ કર્યો.

આટલું, અથવા કહો કે આટલું ઓછું વિજ્ઞાન વિષે. આ યુગમાં સાહિત્યે પણ સારી પ્રગતિ કરી. જે નવું ચેતન સર્વત્ર પ્રસર્યું હતું તેણે યુરોપની ઊગતી ભાષાઓ ઉપર પણ પ્રબળ અસર કરી. થોડાક

સમયથી એ ભાષાઓ પ્રચારમાં આવી હતી અને ઇટાલીએ તો પોતાની ભાષાના મહાકવિઓ પણ પેદા કર્યા હતા એ આપણે આગળ જોઈ ગયાં. ઇંગ્લંડમાં ચોસર કવિ થઈ ગયો. પરંતુ યુરોપભરના વિદ્વાનો તથા પાદરીઓની ભાષા લૅટિનનો એ બધી ભાષાઓ ઉપર ભારે પ્રભાવ હતો. બીજી બધી ભાષાઓ ગ્રામ્ય, પ્રાકૃત અથવા તો વર્નાક્યૂલર કહેવાતી. આશ્ચર્યની વાત તો એ છે કે ઘણા લોકો હજીયે હિંદની ભાષાઓ માટે એ શબ્દનો ઉપયોગ કરે છે. એ ભાષાઓમાં લખવું એ હિણપતભર્યું લેખાતું. પરંતુ પ્રસરતા જતા નવા ચેતને તથા કાગળો અને મુદ્રણકળાએ આ ભાષાઓને આગળ પાડી. ઇટાલિયન ભાષા પહેલવહેલી આગળ આવી; પછી ફ્રેંચ, અંગ્રેજી અને સ્પેનિશ. જર્મન ભાષા સૌથી છેલ્લી આગળ આવી. ફ્રાંસમાં સોળમી સદીના કેટલાક નવલોહિયા લેખકોએ લૅટિનમાં નહિ પણ સ્વભાષામાં લખવાનો તથા ઉત્તમ કોટિના સાહિત્યસર્જન માટેનું તે યોગ્ય વાહન બની શકે ત્યાં સુધી પોતાની 'ગ્રામ્ય ભાષા'ને સુધારવાનો સંકલ્પ કર્યો.

આ રીતે યુરોપની ભાષાઓની પ્રગતિ થઈ, તેમની તાકાત તથા સમૃદ્ધિ વધી અને અંતે તે આજે જેવી છે તેવી સુંદર બની. બધા પ્રખ્યાત લેખકોનાં નામ તો હું નહિ ગણાવું પણ થોડાકનો ઉલ્લેખ કરીશ. ૧૫૬૪થી ૧૬૧૬ની સાલ દરમ્યાન ઇંગ્લંડમાં નામીચો કવિ શેક્સપિયર થઈ ગયો અને સત્તરમી સદીમાં તેની પછી તરત જ 'પૅરેડાઇઝ લૉસ્ટ'નો લેખક અંધ કવિ મિલ્ટન થયો. ફ્રાંસમાં ડેકાર્ટ નામનો ફિલસૂફ તથા મોલિયર નામનો નાટકકાર થઈ ગયો. શેક્સપિયરના સમયમાં સ્પેનમાં ડૉન કિવકઝોટનો લેખક સર્વેન્ટીસ થઈ ગયો.

બીજા એક પુરુષનો પણ અહીં હું ઉલ્લેખ કરીશ. તે મહાપુરુષ હતો એટલા ખાતર નહિ પણ તે ઠીકઠીક નામીચો છે એટલા માટે. એનું નામ મૅકિયાવેલી. તે ફ્લૉરેન્સનો વતની હતો. પંદરમી-સોળમી સદીનો તે એક સામાન્ય મુત્સદ્દી હતો. પણ 'પ્રિન્સ' નામનું તેનું એક પુસ્તક ઘણું વિખ્યાત થયું. આ પુસ્તક આપણને તે સમયના રાજાઓ તથા મુત્સદ્દીઓના માનસની કંઈક ઝાંખી કરાવે છે. મૅકિયાવેલી કહે છે કે રાજ્ય ચલાવવા માટે ધર્મ આવશ્યક છે. પણ યાદ રાખજે કે લોકોને સદ્‌ગુણી બનાવવા નહિ પણ તેમના ઉપર શાસન કરવા તથા તેમને દબાયેલા રાખવા માટે ધર્મને આવશ્યક ગણવામાં આવ્યો હતો. તેમાં એવું જણાવવામાં આવ્યું છે કે રાજા પોતે જેને પાખંડ માનતો

હોય તેવા ધર્મને પણ ટેકો આપવાની તેની ફરજ છે! મૅકિયાવેલી કહે છે કે, 'મનુષ્યનો તેમજ હેવાનનો તથા સિંહ અને શિયાળનો ભાગ એકી વખતે ભજવતાં રાજાને આવડવું જાઈએ. વળી, તેનું અહિત થતું હોય તો તેણે પોતાનું વચન પાળવું જોઈએ નહિ . . . . હું તો આગળ જઈને એ પણ કહેવા માગું છું કે હમેશાં પ્રમાણિકતા રાખવી એ અત્યંત નુકસાનકર્તા છે તથા પવિત્ર, વિશ્વાસુ, સદાચારી અને દયાળુ હોવાનો ડોળ હમેશાં રાખ્યા કરવો એ ફાયદાકારક છે. સદ્ગુણોનો ડોળ રાખ્યા કરવો એના જેવી ફાયદાકારક બીજી કોઈ ચીજ નથી.'

આ કેટલું ખરાબ છે, નહિ વારુ ? એનો અર્થ તો એ કે રાજા જેટલો વધારે બદમાશ હોય તેટલો તે વધારે સારો ગણાય! યુરોપના તે સમયના સામાન્ય રાજાઓનું માનસ આવું હોય તો પછી ત્યાં આગળ નિરંતર લડાઈટંટા થયા કર્યા એમાં કશું નવાઈ પામવા જેવું નથી. પણ એને માટે એટલા બધા દૂર જવાની શી જરૂર છે? સામ્રાજ્યવાદી રાજ્યો આજે પણ મૅકિયાવેલીના પુસ્તકના આદર્શ રાજાની જેમ જ વર્તે છે. સદ્ગુણના આવરણ નીચે તેમનામાં લોભ, ઘાતકીપણું અને બદમાશી જ હોય છે — સભ્યતાના સુંવાળા મોજા નીચે હિંસક પશુઓનો લોહિયાળો પંજો જ છુપાયેલો હોય છે.

## ૮૪

# પ્રૉટેસ્ટંટ બંડ અને ખેડૂતોનું યુદ્ધ

૮ ઑગસ્ટ, ૧૯૩૨

૧૫મીથી સત્તરમી સદીના યુરોપના સંબંધમાં હું તને ઘણા પત્રો લખી ચૂક્યો છું. મધ્ય યુગની સમાપ્તિ, ખેડૂતવર્ગની ભારે હાડમારી, બૂર્ઝવા અથવા મધ્યમ વર્ગનો ઉદય, અમેરિકા તથા પૂર્વના દેશોમાં જવા માટેના દરિયાઈ માર્ગોની શોધ, અને યુરોપની ભાષાઓ, વિજ્ઞાન તથા કળાની પ્રગતિ વગેરે બાબતો વિષે મેં તને થોડી વાતો કરી છે. પરંતુ ચિત્રની રૂપરેખા પૂરી કરવા માટે આ યુગ વિષે હજી ઘણું કહેવાનું બાકી રહે છે. મારા આગલા બે પત્રો તેમજ દરિયાઈ માર્ગોની શોધ વિષેનો એક પત્ર તથા હું લખી રહ્યો છું તે અને એ પછીના એક બે પત્રો એ બધા યુરોપના એક જ યુગને લગતા છે. ભિન્ન ભિન્ન હિલચાલો અને પ્રવૃત્તિઓ વિષે હું અલગ અલગ લખું છું, પરંતુ એ બધી હિલચાલો તથા પ્રવૃત્તિઓ લગભગ એક જ કાળે થઈ હતી અને દરેકે પરસ્પર એકબીજીની ઉપર પોતાની અસર પાડી હતી.

'રેનેસાંસ' અથવા નવજીવનના યુગ પહેલાં પણ રોમન ચર્ચમાં ઘેરા કડાકાભડાકા સંભળાવા લાગ્યા હતા. યુરોપની પ્રજાઓ તથા રાજાઓને ચર્ચ એટલે કે રોમના ધર્મતંત્રનો ભારે બોજો કઠવા લાગ્યો હતો અને તેઓ કાંઈક અંશે અસંતુષ્ટ અને સંશયશીલ બન્યા હતા. સમ્રાટ ફ્રેડરિક બીજો તો પોપ સાથે વાદવિવાદમાં પણ ઊતર્યો હતો તથા ધર્મ બહાર મુકાવાની બાબતમાં પણ તે બેપરવા બન્યો હતો એ તને યાદ હશે. સંશય તથા અવજ્ઞાનાં આ ચિહ્નોથી રોમ ક્રોધે ભરાયું અને આ નવી ઉદ્ભવેલી ધર્મભ્રષ્ટતાને ચગદી નાખવાનો તેણે નિશ્ચય કર્યો. આ હેતુ પાર પાડવા ઇન્કિવઝીશનની સ્થાપના કરવામાં આવી. અને બીચારા પુરુષો ઉપર ધર્મભ્રષ્ટતાનો તથા સ્ત્રીઓ ઉપર ડાકણ હોવાનો આરોપ મૂકીને યુરોપભરમાં તેમને જીવતાં બાળી મૂકવામાં આવ્યાં. પ્રાગના જૉન હસને છળથી બાળી મૂકવામાં આવ્યો. પરિણામે બોહેમિયાના તેના અનુયાયીઓએ બળવાનો ઝંડો ઉઠાવ્યો. રોમન ચર્ચ સામે પેદા

થયેલી આ નવી ભાવનાને ઇન્કિવઝીશનના તરેહતરેહના ભીષણ ત્રાસો પણ દબાવી શકે એમ નહોતું. એ ભાવના તો ફેલાતી જ ગઈ અને એક મોટા જમીનદાર તરીકે ચર્ચ સામેના ખેડૂતોના રોષનો તેમાં ઉમેરો થયો અને સ્વાર્થી કારણોથી પ્રેરાઈને ઘણે ઠેકાણે રાજાઓએ કિસાનોની આ ભાવનાને ઉત્તેજન આપ્યું. ચર્ચની અઢળક મિલકત ઉપર તેમની ઈર્ષાળુ અને લોભી આંખ હતી. બાઇબલ તથા ઇતર પુસ્તકોની છપાઈએ આ ધુમાતા અગ્નિમાં ઘી રેડ્યું.

સોળમી સદીના આરંભમાં જર્મનીમાં માર્ટિન લ્યૂથર નામનો પુરુષ પેદા થયો, આગળ ઉપર તે ચર્ચ સામેના બળવાનો મહાન નાયક થવાનો હતો. તે એક ખ્રિસ્તી પાદરી હતો, પરંતુ રોમની યાત્રા પછી તે ત્યાંનાં વૈભવવિલાસ તથા ભ્રષ્ટાચાર નિહાળીને ત્રાસી ઊઠ્યો. વાદવિવાદનો આ ઝઘડો ઉત્તરોત્તર વધતો જ ગયો. તે એટલે સુધી કે એથી રોમન ચર્ચમાં બે ભાગલા પડી ગયા તથા પશ્ચિમ યુરોપ પણ ધાર્મિક તેમજ રાજકીય એ બંને બાબતોમાં બે ભાગમાં વહેંચાઈ ગયું. રશિયાનું પુરાણું ઑર્થોડૉક્સ ગ્રીક ચર્ચ આ ઝઘડાથી અળગું રહ્યું. એની દૃષ્ટિએ તો ખુદ રોમ પણ સાચા ધર્મથી બહુ વેગળું હતું.

આ રીતે 'પ્રૉટેસ્ટંટ' બંડનો આરંભ થયો. રોમન ચર્ચ યા ધર્મતંત્રની ઘણીખરી માન્યતાઓ સામે તેણે 'પ્રોટેસ્ટ' એટલે કે વિરોધ ઉઠાવ્યો તેથી કરીને એ 'પ્રૉટેસ્ટંટ' બંડ તરીકે ઓળખાયું હતું. એ સમયથી પશ્ચિમ યુરોપમાં ખ્રિસ્તી ધર્મના બે મુખ્ય ભાગો પડ્યા છે— રોમન કૅથલિક તથા પ્રૉટેસ્ટંટ. પરંતુ પ્રૉટેસ્ટંટો પણ ભિન્ન ભિન્ન અનેક સંપ્રદાયોમાં વહેંચાઈ ગયા છે.

ચર્ચ સામેની આ ચળવળ અથવા આંદોલનને 'રેફૉર્મેશન' કહેવામાં આવે છે. મુખ્યત્વે કરીને ચર્ચની આપખુદી તથા ભ્રષ્ટાચારની સામે એ જનતાનો બળવો હતો. એની સાથે સાથે ઘણા રાજાઓ પોપના તેમના ઉપર દોર ચલાવવાના બધા પ્રયાસોનો અંત આણવા ચહાતા હતા. પોતાની રાજકીય બાબતોમાં પોપની દખલગીરી સામે તેમને ભારે અણગમો હતો. આ ઉપરાંત રોમના ચર્ચ યા ધર્મતંત્રને વફાદાર રહેનાર પાદરી વર્ગે તેનો આંતરિક સડો દૂર કરવાનો પ્રયાસ કર્યો એ 'રેફૉર્મેશન'નું ત્રીજું અંગ હતું.

ચર્ચના બે સાધુસંઘો—ફ્રાંસિસ્કન સંઘ તથા ડોમિનિકન સંઘ —વિષે તને સ્મરણ હશે એમ હું માનું છું. ૧૬ મી સદીમાં, જે અરસામાં

માર્ટિન લ્યૂથર બળવાન થતો જતો હતો તે જ સમયે ઇગ્નેશિયસ લૉયોલા નામના એક સ્પેનવાસીએ ચર્ચનો એક નવો જ સંઘ શરૂ કર્યો. તેણે એ સંઘને 'જીસસનો સંઘ'* એવું નામ આપ્યું અને તેના સભ્યો જેસ્યૂઇટ કહેવાતા. ચીન તથા પૂર્વના દેશોમાં આવેલા જેસ્યૂઇટો વિષે હું આગળ ઉપર ઉલ્લેખ કરી ચૂક્યો છું. 'જીસસનો સંઘ' એ એક અદ્વિતીય મંડળ હતું. રોમના ચર્ચ તથા પોપની આખો સમય દક્ષતાપૂર્વક સેવા કરનારા માણસોને તાલીમ આપવી એ એનું ધ્યેય હતું. એની તાલીમ બહુ કડક હતી. પરંતુ એમાં એને ભારે સફળતા મળી અને તેણે ચર્ચના અતિશય કુશળ અને નિષ્ઠાવાન સેવકો પેદા કર્યા. ચર્ચ ઉપર તેમને એવી અડગ શ્રદ્ધા હતી કે, કશો પ્રશ્ન ઉઠાવ્યા વિના તેઓ આંખ મીંચીને તેની આજ્ઞાનું પાલન કરતા અને પોતાનું સર્વસ્વ તેને અર્પણ કરતા. ચર્ચને લાભ થાય છે એમ જણાય તો તેઓ તેને માટે સહર્ષ પોતાની જાતનું બલિદાન આપતા. એટલું જ નહિ પણ ચર્ચની સેવા કરવામાં તેમને કશી નીતિ-અનીતિની બાધા પણ નડતી નહિ એવી તેમની ખ્યાતિ હતી. ચર્ચનું હિત સાધવામાં બધું ઉચિત અને ક્ષમ્ય ગણાતું.

આ અદ્વિતીય સંઘના માણસોએ રોમન ચર્ચને ભારે સહાય કરી. તેમણે ચર્ચનું નામ તથા તેનો સંદેશ દૂર દૂરના દેશોમાં પહોંચાડ્યો એટલું જ નહિ, પણ યુરોપમાં તેમણે ચર્ચનું ધોરણ પણ ઊંચું કર્યું. વળી, કંઈક અંશે, સુધારો કરવાની આંતરિક ચળવળને લીધે, પણ મોટે ભાગે તો પ્રૉટેસ્ટંટ બળવાના ધાકથી હવે રોમમાં સડો ઓછો થયો હતો. આ રીતે 'રેફર્મેશન'ની ચળવળે ચર્ચમાં ખ્રિસ્તી ધર્મસંઘને બે ભાગમાં વહેંચી નાખ્યો અને સાથે સાથે તેમાં થોડે અંશે આંતરિક સુધારો પણ કર્યો.

પ્રૉટેસ્ટંટ બળવો ફેલાતો ગયો તેમ તેમ યુરોપના રાજા મહારાજાઓ એક યા બીજા પક્ષની તરફેણ કરવા લાગ્યા. એમ કરવામાં તેઓ કોઈ ધાર્મિક આશયથી પ્રેરાયા નહોતા. તેમને મન એ તો રાજનૈતિક અને લાભ મેળવવાની કામનાનો સવાલ હતો. એ સમયે હેપ્સબર્ગ વંશનો ચાર્લ્સ પાંચમો પવિત્ર રોમન સામ્રાજ્યનો સમ્રાટ હતો. એના પિતા તથા પિતામહના લગ્નસંબંધોને કારણે તેને એક વિશાળ સામ્રાજ્ય વારસામાં મળ્યું હતું. તેમાં, ઑસ્ટ્રિયા, જર્મની (પણ તે નામનું જ), સ્પેન, નેપલ્સ, સિસિલી, નેધરલૅન્ડ્સ તથા સ્પૅનિશ અમેરિકા વગેરે પ્રદેશોનો સમાવેશ થતો હતો. એ સમયે આ રીતે લગ્નસંબંધથી રાજ્ય વધારવાનો

ચાલ બહુ માનીતો થઈ પડ્યો હતો. આમ ચાર્લ્સ, પોતાની કશીયે લાયકાત વિના લગભગ અડધા યુરોપનો શાસક બન્યો અને થોડા સમય માટે તો તે એક મહાપુરુષ છે એવો ભાસ પણ પેદા થયો હતો. તેણે પ્રૉટેસ્ટંટોની વિરુદ્ધ પોપનો પક્ષ કરવાનો નિર્ધાર કર્યો. કેમકે, 'રેફૉર્મેશન'ની કલ્પનાની સાથે સામ્રાજ્યની કલ્પનાનો મેળ ખાય એમ નહોતું. પરંતુ જર્મનીના ઘણાખરા નાના રાજાઓ પ્રૉટેસ્ટંટોના પક્ષમાં ભળ્યા. આમ, આખા જર્મનીમાં બે પક્ષો ઊભા થયા — રોમન અથવા પોપના પક્ષકારો અને લ્યૂથરના પક્ષકારો. એને પરિણામે જર્મનીમાં સ્વાભાવિક રીતે જ આંતરવિગ્રહ ફાટી નીકળ્યો.

ઇંગ્લંડમાં ઘણાં લગ્નો કરનારો આઠમો હેન્રી પોપની વિરુદ્ધ પડ્યો અને તેણે પ્રૉટેસ્ટંટોની તરફેણ કરી — અથવા કહો કે પોતાની જ તરફેણ કરી. ચર્ચની મિલકત ઉપર એની લોભી નજર હતી અને રોમ સાથેનો સંબંધ તોડી નાખ્યા પછી તેણે દેવળો તથા મઠોની કીમતી જમીનો જપ્ત કરી. પોપની સાથેનો સંબંધ તોડી નાખવાનું તેનું અંગત કારણ તો એ હતું કે પોતાની પત્ની સાથે છૂટાછેડા કરી તેને કોઈ બીજી બાઈ સાથે લગ્ન કરવું હતું.

ફ્રાંસની સ્થિતિ કંઈક વિચિત્ર પ્રકારની હતી. એ સમયે રાજાનો વડો પ્રધાન કાર્ડિનલ રિશેલિયો હતો. ફ્રાંસના ઇતિહાસમાં એનું નામ મશહૂર છે. રાજ્યની લગામ લગભગ તેના જ હાથમાં હતી. રિશેલિયોએ ફ્રાંસને રોમ તથા પોપને પક્ષે રાખ્યું અને ત્યાંના પ્રૉટેસ્ટંટોને તેણે કચરી નાખ્યા. પણ રાજનીતિના કાવાદાવાઓની બલિહારી છે કે એ જ રિશેલિયોએ જર્મનીમાં પ્રૉટેસ્ટંટ સંપ્રદાયને ઉત્તેજન આપ્યું કે જેથી ત્યાં આગળ આંતરવિગ્રહ સળગે અને પરિણામે જર્મની નબળું પડે તથા ત્યાં એકતા થવા ન પામે! ફ્રાંસ તથા જર્મની વચ્ચેની પરસ્પર દુશ્મનાવટ યુરોપના ઇતિહાસમાં સળંગસૂત્ર માલૂમ પડે છે.

લ્યૂથર મહાન પ્રૉટેસ્ટંટ હતો અને રોમની સત્તાનો તેણે સામનો કર્યો હતો. પરંતુ એથી કરીને તે ધાર્મિક બાબતોમાં સહિષ્ણુ હતો એમ માની લઈશ નહિ. જેની સામે તે લડી રહ્યો હતો તે પોપના જેટલો જ તે પણ અસહિષ્ણુ હતો. એટલે 'રેફૉર્મેશન'ને કારણે યુરોપમાં ધાર્મિક સ્વાતંત્ર્ય ન આવ્યું. તેણે 'પ્યૂરીટન' અને 'કાલ્વિનિસ્ટ' યા કાલ્વિન નામના ધર્મોપદેશકના અનુયાયીઓ જેવા નવીન પ્રકારના ધર્માંધ લોકો પેદા કર્યા. કાલ્વિન એ પ્રૉટેસ્ટંટ હિલચાલના પાછળના

ભાગના નેતાઓમાંનો એક હતો. તેનામાં સંગઠન કરવાની શક્તિ બહુ સારા પ્રમાણમાં હતી અને થોડા વખત સુધી જીનીવા શહેર ઉપર તેણે પોતાની સત્તા જમાવી હતી. જીનીવાના બગીચામાંનું 'રેફર્મેશન'નું ભવ્ય સ્મારક તને યાદ છે? તેની વિશાળ દીવાલો તથા કાલ્વિન અને બીજાઓનાં પૂતળાંઓ પણ તને યાદ છે ખરાં? કાલ્વિન તો ભારે અસહિષ્ણુ હતો અને જેઓ તેની સાથે સંમત નહોતા થતા તથા સ્વતંત્રપણે વિચાર કરનારા હતા તેવા ઘણાઓને કેવળ એટલા જ ગુના ખાતર તેણે જીવતા બાળી મૂક્યા હતા.

લ્યૂથર તેમ જ પ્રૉટેસ્ટંટોને સામાન્ય જનસમૂહની ભારે મદદ મળી કેમકે જનતામાં રોમન ચર્ચની વિરુદ્ધ તીવ્ર રોષની લાગણી પ્રગટી હતી. હું આગળ જણાવી ચૂક્યો છું કે ખેડૂત વર્ગ ભારે હાડમારી વેઠી રહ્યો હતો અને તેઓ વારંવાર હુલ્લડ કરતા હતા. ખેડૂતોનાં આ હુલ્લડોમાંથી જર્મનીમાં ખેડૂતોનો વ્યવસ્થિત વિગ્રહ ઉદ્દ્ભવ્યો. ખેડૂતો તેમને પીસી રહેલી ભૂંડી પ્રથાની સામે ઊઠ્યા હતા અને તેમની માગણીઓ બહુજ સામાન્ય હતી. સર્ફ એટલે દાસ યા આસામી પદ્ધતિનો નાશ અને માછલાં પકડવાનો તથા શિકાર કરવાનો હક તેઓ માગતા હતા. આમ તેમની કેવળ પ્રાથમિક હકોની માગણી હતી. પરંતુ આ હકો પણ તેમને નકારવામાં આવ્યા અને જર્મનીના રાજાઓએ હરેક પ્રકારના હેવાનિયતભર્યા જુલમો ગુજારીને તેમને કચરી નાખવાના પ્રયાસો આદર્યા. અને આ બાબતમાં પેલા મહાન સુધારક લ્યૂથરનું વલણ કેવું હતું? આ રાંક ખેડૂતોની તરફેણ કરીને તેમની ન્યાયી માગણીઓને તેણે ટેકો આપ્યો ખરો? ના ના! સર્ફ યા આસામી પદ્ધતિ બંધ થવી જોઈએ એવી ખેડૂતોની માગણીના સંબંધમાં લ્યૂથરે જણાવ્યું કે, "આ સિદ્ધાંત પ્રમાણે તો બધા જ મનુષ્યો સરખાં બની જાય અને એથી કરીને પરિણામે તે ઈશુની આધ્યાત્મિક વ્યવસ્થા તેના બહારના સ્વરૂપમાં દુન્યવી વ્યવસ્થામાં પલટી નાખે. અશક્ય! મનુષ્યની અસમાનતા વિના દુન્યવી વ્યવસ્થા સંભવી શકે જ નહિ. એમાં કેટલાક માણસો સ્વતંત્ર, કેટલાક આસામીઓ યા દાસ, કેટલાક શાસકો અને કેટલાક શાસિત હોવા જોઈએ." તેણે ખેડૂતોને વખોડી કાઢ્યા અને રાજાઓને તેમનું કાસળ કાઢી નાખવાની સલાહ આપી. 'એટલે, જેમનામાં તાકાત હોય તેમણે તેમને રેંસી નાંખવા, તેમની છડેચોક કતલ કરવી અથવા ગુપ્ત રીતે તેમનો ઘાત કરવો. અને યાદ રાખો કે બળવાખોરના જેવી

ઝેરીલી, ઘૃણિત કે નરદમ શેતાનિયતભરી બીજી કોઈ વસ્તુ નથી. એક હડકાયેલા કૂતરાની જેમ તમારે તેને રેંસી નાખવો જોઈએ. જો તમે એના ઉપર તૂટી ન પડો તો પછી તે તમારા તેમ જ આખા દેશ ઉપર તૂટી પડશે.' એક સુધારક અને ખાસ કરીને ધાર્મિક આગેવાનના મોંમાંથી નીકળતાં આ કેવાં સુંદર વચનો છે!

આ ઉપરથી આપણને જણાય છે કે સ્વતંત્રતા અને મુક્તિની બધી વાતો કેવળ ઉપલા વર્ગોને માટે જ હતી. આમજનતાને તેમાં સ્થાન નહોતું. આમજનતા તો બિચારી બધા જ યુગોમાં લગભગ પશુના જેવું જ જીવન ગાળતી આવી છે. અને લ્યૂથરની માન્યતા મુજબ તેમણે એ જ રીતે જીવવું ચાલુ રાખવું જોઈએ, કેમકે વિધિએ તેમને માટે એ જ ઠરાવ્યું હતું. લોકોની તીવ્ર આર્થિક સંકડામણમાંથી મોટે ભાગે રોમ સામેનો પ્રૉટેસ્ટંટ બળવો ઉદ્ભવ્યો હતો. એને એ પરિસ્થિતિ અનુકૂળ આવી અને તેણે તેનો લાભ ઉઠાવ્યો. પણ પ્રૉટેસ્ટંટ બળવાના આગેવાનોને લાગ્યું કે સર્ફ અથવા દાસ વર્ગ વધારે પડતો આગળ જવા અને દાસવૃત્તિમાંથી પોતાની સ્વતંત્રતા હાંસલ કરવા માગે છે — અને આ વસ્તુ એ આગેવાનો માટે પૂરતી હતી — ત્યારે દાસ વર્ગને કચરી નાખવાને તેઓ રાજાઓ સાથે મળી ગયા. આમજનતાનો ઉદય હજી બહુ દૂર હતો. જે નવા જમાનાનો ઉદય થઈ રહ્યો હતો તે બૂર્ઝવા અથવા મધ્યમ વર્ગ અથવા તો ભદ્ર લોકોનો જમાનો હતો. ૧૬મી તથા ૧૭મી સદીના વિગ્રહો અને સંઘર્ષોમાંથી ધીમે ધીમે પણ અનિવાર્ય રીતે આ વર્ગનો ઉદય થતો આપણે જોઈએ છીએ.

જ્યાં જ્યાં આ ઊગતો મધ્યમ વર્ગ ઠીકઠીક બળવાન હતો ત્યાં ત્યાં પ્રૉટેસ્ટંટ સંપ્રદાય પ્રસર્યો. એ સંપ્રદાયમાં પણ ભિન્ન ભિન્ન અનેક ઉપસંપ્રદાયો તથા પ્રકારો હતા. ઇંગ્લંડમાં તો ત્યાંનો રાજા જ ચર્ચનો વડો — અથવા 'ધર્મરક્ષક' — બની બેઠો અને ચર્ચ ચર્ચ મટીને રાજ્યનું એક ખાતું બની ગયું. એ સમયથી માંડીને આજ સુધી ઇંગ્લંડનાં ચર્ચ યા ધર્મતંત્રની એ જ દશા રહી છે.

બીજા દેશોમાં અને ખાસ કરીને જર્મની, સ્વિટ્ઝરલૅન્ડ તથા નેધરલૅન્ડ્ઝમાં બીજા સંપ્રદાયોએ મહત્ત્વ પ્રાપ્ત કર્યું. કાલ્વિનનો સંપ્રદાય વધારે પ્રસર્યો એનું કારણ એ છે કે મધ્યમ વર્ગના વિકાસને તે વધારે અનુકૂળ હતો. ધાર્મિક બાબતમાં કાલ્વિન અતિશય અસહિષ્ણુ હતો. ધર્મભ્રષ્ટ ગણાતા લોકોનું અતિશય દમન કરવામાં આવતું તથા તેમને

જીવતા બાળી મૂકવામાં આવતા અને પોતાના સંપ્રદાયના અનુયાયીઓની પાસે કડક શિસ્તપાલન કરાવવામાં આવતું હતું. પરંતુ વાણિજ્યની બાબતમાં તેનું શિક્ષણ વધતા જતા વેપાર તથા ઉદ્યોગોને વધારે અનુકૂળ હતું, જ્યારે રોમન કૅથલિક શિક્ષણની બાબતમાં તેમ નહોતું. નફાને ધાર્મિક માન્યતા મળી અને જરૂરી શાખથી ચાલતા વહેવારને ઉત્તેજન અપાયું. આથી કરીને જૂના ધર્મના આ નવા સંસ્કરણનો મધ્યમ વર્ગે અંગીકાર કર્યો અને એ રીતે પૂર્ણ ધર્મપાલનનું સમાધાન અનુભવતો તે પૈસા જોડવામાં ગૂંથાયો. ફ્યૂડલ ઉમરાવોની સામે લડવામાં આમ વર્ગનો તેમણે ઉપયોગ કર્યો હતો. પણ ઉમરાવો ઉપર વિજય મેળવ્યા પછી હવે તેમણે તેની અવગણના કરી અને તેમની ખાંધ ઉપર સવારી કરી.

પણ મધ્યમ વર્ગને હજી ઘણી મુસીબતોનો સામનો કરવાનો હતો. તેમના માર્ગમાં રાજા પણ વિઘ્નરૂપ હતો. ફ્યૂડલ ઉમરાવો સામે લડવામાં રાજાએ નગરવાસીઓ સાથે સંપ કર્યો હતો. ઉમરાવો શક્તિહીન થઈ ગયા પછી હવે રાજા બહુ બળવાન બન્યો. હવે પરિસ્થિતિ ઉપર તેણે સંપૂર્ણ કાબૂ જમાવ્યો હતો. તેની અને મધ્યમ વર્ગની વચ્ચેનો સંઘર્ષ હજી હવે પછી શરૂ થવાનો હતો.

## ૮૫

# સોળમી તથા સત્તરમી સદીમાં યુરોપમાં આપખુદી

૨૬ ઑગસ્ટ, ૧૯૩૨

વળી પાછો હું અતિશય બેદરકાર થઈ ગયો. આ પત્રો લખ્યાને ઘણો સમય થઈ ગયો. મને અહીં કોઈ પૂછનાર નથી કે નથી કોઈ મારા કામમાં મને મંડ્યો રાખનાર એટલે પ્રસંગોપાત્ત હું શિથિલ થઈ જાઉં છું અને બીજી બાબતોમાં પડી જાઉં છું. જો આપણે સાથે હોત તો વળી વસ્તુસ્થિતિ જુદી જ હોત નહિ વારુ? પણ આપણે બંને એક-બીજાની સાથે વાત કરી શકવાની પરિસ્થિતિમાં હોત તો પછી હું લખત જ શું કામ?

મારા છેવટના પત્રો યુરોપમાં જ્યારે ભારે ગડમથલ અને પરિવર્તન થઈ રહ્યાં હતાં તે સમયને અંગે હતા. એ પત્રોમાં ૧૬મી તથા ૧૭મી સદીમાં યુરોપમાં ભારે પરિવર્તનો થઈ રહ્યાં હતાં તેનું બયાન કરવામાં આવ્યું હતું. એ પરિવર્તનો મધ્યયુગનો અંત આણીને મધ્યમવર્ગનો ઉદય કરનાર આર્થિક ક્રાંતિની સાથે સાથે અથવા એને પરિણામે ઉદ્ભવ્યાં હતાં. આપણે આપણા છેલ્લા પત્રમાં જોઈ ગયાં કે પશ્ચિમ યુરોપમાં ખ્રિસ્તીઓ કૅથલિક અને પ્રૉટેસ્ટંટ એવાં બે દળોમાં વહેંચાઈ ગયા. જર્મની આ બે દળો વચ્ચેનાં ધાર્મિક યુદ્ધોનું ખાસ રણક્ષેત્ર બન્યું, કેમકે ત્યાં આગળ એ બંને પક્ષ લગભગ સમતોલ હતા. આ યુદ્ધોમાં પશ્ચિમ યુરોપના બીજા દેશો પણ થોડેઘણે અંશે સંડોવાયા હતા. પરંતુ ઇંગ્લંડ યુરોપ ખંડની આ ધાર્મિક લડાઈઓમાંથી અળગું રહ્યું હતું. તેના રાજા ૮મા હેન્રીના અમલ નીચે તે ઝાઝા આંતરિક ખળભળાટ વિના રોમથી છૂટું પડી ગયું હતું અને પોતાનું અલગ ચર્ચ યા ધર્મતંત્ર તેણે સ્થાપ્યું હતું. તેની સ્થિતિ કૅથલિક તેમજ પ્રૉટેસ્ટંટો એ બંનેની વચ્ચે હતી. હેન્રીને ધર્મની ઝાઝી પરવા નહોતી. તેને તો ચર્ચની જમીનજાગીર જોઈતી હતી અને તે તેને મળી. વળી તેને ફરીથી પરણવું હતું અને તેની એ મુરાદ પણ તેણે પાર પાડી. આ રીતે 'રેફર્મેશન'ને પરિણામે રાજાઓ તથા ઉમરાવો પોપના દોરમાંથી છૂટ્યા.

જ્યારે આ 'રેનેસાંસ' અથવા નવજીવન અને 'રેફર્મેશન'ની હિલચાલો તથા આર્થિક ઊથલપાથલ યુરોપની શિકલ બદલી રહી હતી ત્યારે તેની રાજકીય ભૂમિકા કેવી હતી? ૧૬મી તથા ૧૭મી સદીમાં યુરોપનો નકશો કેવો હતો? આ ૨૦૦ વર્ષના ગાળામાં અલબત્ત યુરોપનો નકશો બદલાતો રહ્યો હતો. એટલે ૧૬મી સદીના આરંભમાં તે નકશો કેવો હતો તે આપણે જોઈશું.

યુરોપની દક્ષિણ-પૂર્વમાં કૉન્સ્ટાન્ટિનોપલ તુર્કોના હાથમાં આવ્યું છે અને તેમનું સામ્રાજ્ય છેક હંગરીની સીમા સુધી વિસ્તર્યું છે. દક્ષિણ-પશ્ચિમ ખૂણામાં આરબ વિજેતાઓના સેરેસન વંશજોને ગ્રેનેડામાંથી હાંકી કાઢવામાં આવ્યા છે અને સ્પેન ફર્ડિનાન્ડ તથા ઇઝાબેલાના સંયુક્ત શાસન નીચે ખ્રિસ્તી રાજ્ય તરીકે ફરીથી ઊભું થયું છે. સ્પેનમાં ખ્રિસ્તીઓ અને મુસલમાનો વચ્ચે સદીઓ સુધી ચાલેલા ઝઘડાઓને કારણે સ્પેન વાસીઓ પોતાના કૅથલિક ધર્મને અતિશય દઢતા અને આવેશપૂર્વક વળગી રહ્યા. સ્પેનમાં જ ભીષણ ઇન્કિવઝીશનની સ્થાપના થઈ હતી. અમેરિકાની શોધની જાદુઈ અસર તથા ત્યાંથી આવતી દોલતને કારણે સ્પેન યુરોપના રાજકારણમાં આગળ પડતો ભાગ લેવા માંડે છે.

યુરોપના નકશા તરફ ફરીથી નજર કર. ફ્રાંસ તથા ઇંગ્લંડ આજે છે તેવાં જ હવે આપણને દેખાય છે. યુરોપના નકશાની મધ્યમાં સામ્રાજ્ય આવેલું છે. તે ઘણાં જર્મન રાજ્યોમાં વહેંચાયેલું છે અને એ બધાં લગભગ સ્વતંત્ર છે. રાજાઓ, ડ્યૂકો, બિશપો તથા ઇલેક્ટરો એટલે કે સમ્રાટની ચૂંટણી કરવાના હકદાર રાજાઓ વગેરેના અમલ નીચેનાં નાનાં નાનાં રાજ્યોનો એ અજબ પ્રકારનો શંભુમેળો છે. ત્યાં આગળ ખાસ પ્રકારના અધિકારો ભોગવતાં શહેરો પણ છે તથા ઉત્તરનાં શહેરોએ તો એકત્ર થઈને પોતાનું સમવાયતંત્ર પણ ઊભું કર્યું હતું. વળી ત્યાં આગળ સ્વિટ્ઝર્લૅંડનું પ્રજાતંત્ર પણ છે. તે વસ્તુતઃ સ્વતંત્ર છે પણ તેને હજી એવી વિધિપુરઃસરની માન્યતા મળી નથી. વળી આ ઉપરાંત વેનિસનું પ્રજાતંત્ર, ઉત્તર ઇટાલીના નગર-પ્રજાતંત્રો; રોમની આસપાસનો પોપનાં રાજ્યો તરીકે ઓળખાતો પ્રદેશ તથા તેમની દક્ષિણે આવેલાં નેપલ્સ તથા સિસિલીનાં રાજ્યો છે. પૂર્વમાં સામ્રાજ્ય અને રશિયા વચ્ચે પોલૅંડ તથા હંગરી છે અને ઉસ્માની તુર્કો તેના ઉપર પોતાનો પંજો ઉગામી રહ્યા છે. એથી આગળ પૂર્વમાં સુવર્ણ જાતિના મંગોલોની ધૂંસરી ફગાવી દઈને નવું વિકસતું અને બળવાન થતું જતું

રશિયાનું રાજ્ય છે. અને એની ઉત્તર તથા પશ્ચિમ તરફ બીજા દેશો આવેલા છે.

૧૬મી સદીના આરંભમાં યુરોપનો નકશો આવો હતો. ૧૫૨૦ની સાલમાં ચાર્લ્સ પાંચમો સમ્રાટ થયો. તે હૅપ્સબર્ગ વંશનો હતો અને આપણે આગળ ઉપર જોઈ ગયાં છીએ કે સ્પેન, નેપલ્સ, સિસિલી તથા નેધરલૅન્ડ્ઝનાં રાજ્યો તેને વારસામાં મળ્યાં હતાં. અમુક રાજાઓના લગ્નસંબંધોને કારણે યુરોપમાં આખા દેશના તથા પ્રજાના સ્વામીઓ કેવી રીતે બદલાઈ જતા હશે એ ખરેખર વિચિત્ર ઘટના છે. કરોડો પ્રજાજનો તથા મોટા મોટા દેશો માત્ર વારસાહકને કારણે મળી જતા. કેટલીક વખત તેઓ પહેરામણીમાં પણ અપાતા હતા. મુંબઈનો બેટ આ રીતે ઇંગ્લંડના રાજા બીજા ચાર્લ્સને તેની પત્ની બ્રેગાન્ઝા (પોર્ટુગાલ)ની કૅથેરાઇનની પહેરામણીમાં મળ્યો હતો. આમ યોજનાપૂર્વકના લગ્નસંબંધથી હૅપ્સબર્ગ વંશે એક મોટું સામ્રાજ્ય ઊભું કર્યું હતું અને પાંચમો ચાર્લ્સ એ સામ્રાજ્યનો મુખી બન્યો હતો. તે બહુ જ સામાન્ય માણસ હતો. સારી પેઠે ખાવું એ એક એની ખાસિયત હતી. પરંતુ એના તાબાના વિશાળ પ્રદેશોને કારણે યુરોપમાં થોડા વખત માટે તો તે એક જબરદસ્ત પુરુષ છે એવો તેને વિષે ભાસ પડ્યો હતો.

ચાર્લ્સ સમ્રાટ થયો તે જ વરસે સુલેમાન ઉસ્માની સામ્રાજ્યનો વડો બન્યો. તેના અમલ દરમ્યાન એ સામ્રાજ્ય બધી દિશાઓમાં અને ખાસ કરીને પૂર્વ યુરોપમાં વિસ્તર્યું. તુર્ક લોકો ઠેઠ વિયેનાના દરવાજા સુધી આવી પહોંચ્યા હતા, પરંતુ એ પ્રાચીન અને રમણીય શહેર તેમના હાથમાં જતું જતું રહી ગયું. પરંતુ હૅપ્સબર્ગ સમ્રાટને તેમણે થરકાંપ કરી મૂક્યો અને સુલેમાનને ખંડણી આપીને તેને પોતાનો કરી લેવાનું તેણે સલાહભરેલું માન્યું. પવિત્ર રોમન સામ્રાજ્યનો મહાન સમ્રાટ તુર્કીના સુલતાનને ખંડણી ભરે એની જરા કલ્પના તો કરી જો. સુલેમાન 'ભવ્ય સુલેમાન'ના નામથી ઓળખાય છે. તેણે પોતે પણ સીઝર અથવા સમ્રાટનો ખિતાબ ધારણ કર્યો અને તે પોતાને પૂર્વના બાઇઝેન્ટાઇન સમ્રાટોના પ્રતિનિધિ તરીકે માનતો હતો.

સુલેમાનના અમલ દરમ્યાન કૉન્સ્ટાન્ટિનોપલમાં ઇમારતો બાંધવાની પ્રવૃત્તિ બહુ જોરમાં ચાલી અને સંખ્યાબંધ મનોહર મસ્જિદો બંધાઈ. ઇટાલીમાં કળાનો પુનરુદ્ધાર થઈ રહ્યો હતો. તેવી જ પરિસ્થિતિ પૂર્વમાં પણ માલૂમ પડે છે. એ પ્રવૃત્તિ કેવળ કૉન્સ્ટાન્ટિનોપલમાં જ

મર્યાદિત નહોતી. ઇરાન તેમ જ મધ્ય એશિયામાં આવેલા ખોરાસાનમાં પણ સુંદર ચિત્રો નિર્માણ થઈ રહ્યાં હતાં.

આપણે આગળ જોઈ ગયા કે વાયવ્ય ખૂણામાંથી આવીને બાબરે હિંદમાં નવો રાજવંશ સ્થાપ્યો હતો. જ્યારે યુરોપમાં સમ્રાટ પાંચમો ચાર્લ્સ અને કૉન્સ્ટાન્ટિનોપલમાં સુલેમાન રાજ્ય કરતો હતો ત્યારે ૧૫૨૬ની સાલમાં એ બનાવ બન્યો હતો. બાબર તેમજ તેના તેજસ્વી વંશજો વિષે આગળ ઉપર ઘણું કહેવાનું થશે. અહીં એ વસ્તુ લક્ષમાં રાખવા જેવી છે કે ખુદ બાબર પણ ‘રેનેસાંસ’ અથવા તો નવજીવનના યુગના રાજાઓની પદ્ધતિનો જ રાજકર્તા હતો. જો કે યુરોપના તે કાળના રાજાઓ કરતાં તે ચડિયાતો હતો. તે સાહસિક અને નસીબ સાથે જુગાર ખેલનાર હતો એ ખરું. પરંતુ સાથે સાથે તે સાહિત્ય તથા કળાનો શોખીન શૂરો સરદાર પણ હતો. એ કાળના ઇટાલીના રાજાઓ પણ સાહસિક તેમજ સાહિત્ય અને કળાના શોખીન હતા તથા તેમના નાનકડા દરબારો બહારની ભભકથી ઝળહળતા હતા. તે સમયે ફ્લૉરેન્સમાં મેદિચી તથા બોર્જિયા કુળો બહુ મશહૂર હતાં. પરંતુ એ સમયના ઇટાલીના બધા તથા યુરોપના ઘણાખરા રાજાઓ મૅકિયાવેલીના સાચા અનુયાયીઓ હતા. તેઓ કાવતરાખોર, કાવાદાવામાં રચ્યાપચ્યા રહેનારા તથા આપખુદ હતા અને પોતાના દુશ્મનોનું કાસળ કાઢવા ઝેર તથા મારાઓનો ઉપયોગ પણ કરતા હતા. જેમ તેમના નાના નાના દરબારોની અકબર, જહાંગીર તથા અન્ય મોગલ બાદશાહોના દિલ્હી કે આગ્રાના દરબારની સાથે સરખામણી કરી શકાય નહિ, તે જ રીતે બાબર જેવા ઉમદા યોદ્ધાની આ ટોળા સાથે તુલના કરવી ભાગ્યે જ ઉચિત ગણાય. એવું કહેવાય છે કે આ મોગલ બાદશાહના દરબારો ભવ્ય હતા અને સમૃદ્ધિ તથા ભભકામાં કદાચ તે પહેલાંના કોઈ પણ દરબારને આંટી જાય એવા હતા.

આપણે બિલકુલ અજાણપણે યુરોપથી હિંદુસ્તાનની વાત ઉપર આવી પડ્યાં. પરંતુ યુરોપના ‘રેનેસાંસ’ યા નવજીવનના યુગ દરમ્યાન હિંદમાં તથા અન્યત્ર શું બની રહ્યું હતું તેની મારે તને જાણ કરવી હતી. એ કાળમાં તુર્કી, ઇરાન, મધ્ય એશિયા તથા હિંદમાં પણ પ્રવૃત્તિ ચાલુ હતી. ચીનમાં આ મિંગ વંશના અમલ નીચે શાંતિ તથા સમૃદ્ધિનો કાળ હતો. એ સમયે કળાએ ત્યાં બહુ ભારે પ્રગતિ સાધી હતી. પરંતુ નવજીવનના યુગની આ બધી કળા — કદાચ ચીનની

કળાને એમાં અપવાદરૂપ ગણી શકાય — મોટે ભાગે રાજદરબારની કળા હતી, એ જનતાની અથવા તો આમ પ્રજાની કળા નહોતી. ઇટાલીના મહાન કળાકારો — જેમાંના કેટલાકનાં નામોનો મેં આગળ ઉપર ઉલ્લેખ કર્યો છે — પછી નવજીવનના યુગના પાછળના ભાગમાં ત્યાંની કળા નજીવી અને ક્ષુલ્લક બની ગઈ.

આમ સોળમી સદીમાં યુરોપ કૅથલિક તથા પ્રૉટેસ્ટંટ એવા બે સંપ્રદાયના રાજાઓમાં વહેંચાઈ ગયું. એ સમયે તો રાજાઓની જ ગણના થતી. તેમની પ્રજાઓ કશી વિસાતમાં નહોતી. ઇટાલી, જર્મની ઑસ્ટ્રિયા, ફ્રાંસ અને સ્પેન વગેરે દેશો અડધા પ્રૉટેસ્ટંટ અને અડધા કૅથલિક હતા. લગભગ આખું ઇંગ્લંડ પ્રૉટેસ્ટંટ હતું કેમકે ત્યાંના રાજાને એ ફાવતું આવ્યું હતું. વળી ઇંગ્લંડ પ્રૉટેસ્ટંટ હતું એ આયર્લૅન્ડને કૅથલિક સંપ્રદાયને વળગી રહેવા માટે પૂરતું કારણ હતું કેમકે ઇંગ્લંડ તેને જીતી લેવા તથા તેનું દમન કરવા મથતું હતું. પરંતુ પ્રજાનો ધર્મ એ બહુ મહત્ત્વની વસ્તુ નથી એમ કહેવું એ બરાબર નથી. આખરે તો તે અવશ્ય અસરકારક નીવડે છે અને એને કારણે અનેક વિગ્રહો તથા ક્રાંતિઓ થવા પામ્યાં છે. પરંતુ ધાર્મિક બાજુને રાજકીય તેમજ આર્થિક બાજુઓથી જુદી પાડવી મુશ્કેલ છે. જ્યાં આગળ નવો વેપારી વર્ગ બળવાન થતો જતો હતો ત્યાં, ખાસ કરીને રોમ સામેનો પ્રૉટેસ્ટંટ બળવો જાગ્યો એ વસ્તુ મને લાગે છે કે, તને આગળ ઉપર કહી ચૂક્યો છું. આમ આપણે જોઈ શકીએ છીએ કે ધર્મને વેપાર સાથે પણ સંબંધ છે. વળી, કેટલાક રાજાઓ ધાર્મિક સુધારણાની હિલચાલથી ડરતા હતા કેમકે તેમને એમ લાગતું હતું કે ધાર્મિક સુધારણાના ઓઠા નીચે સામાજિક ક્રાંતિ થાય અને પરિણામે કદાચ તેમની સત્તા પણ ઉથલાવી પાડવામાં આવે. એક આદમી જો પોપની ધાર્મિક સત્તાનો સામનો કરે તો પછી તે રાજા કે ઉમરાવની રાજકીય સત્તાને પડકાર કેમ ન કરે? આ સિદ્ધાંત રાજાઓ માટે બહુ જોખમકારક હતો. તેઓ તો હજી રાજ્ય કરવાના તેમના દૈવી હક ઉપર જ મુસ્તાક હતા. પ્રૉટેસ્ટંટ પંથના રાજાઓ પણ તેમનો એ હક જતો કરવા તૈયાર નહોતા.

અને આમ 'રેફૉર્મેશન'ની હિલચાલ ચાલતી હોવા છતાં પણ યુરોપના રાજાઓના હાથમાં નિરંકુશ સત્તા હતી. પૂર્વે કોઈ પણ સમયે તેઓ એટલા પ્રમાણમાં આપખુદ નહોતા. પહેલાં તો ફ્યૂડલ ઉમરાવો

તેમના ઉપર અંકુશ હતો અને ઘણી વાર તો તેઓ તેની સત્તાને પડકારતા પણ ખરા. વેપારીઓ તથા મધ્યમ વર્ગના ભદ્રલોકોને આ ઉમરાવો પસંદ નહોતા. રાજાને પણ તેઓ ગમતા નહોતા. એટલે વેપારી વર્ગ તથા ખેડૂતોની સહાયથી રાજાએ ઉમરાવોને જેર કર્યા અને તે પોતે સર્વસત્તાધીશ બન્યો. મધ્યમ વર્ગનું બળ તથા મહત્ત્વ જોકે હવે વધ્યું હતું પરંતુ રાજાની સત્તાને અંકુશમાં રાખવા જેટલું બળ તેનામાં નહોતું. પરંતુ થોડા જ વખતમાં મધ્યમ વર્ગ રાજાએ કરેલી કેટલીક બાબતો સામે વાંધો ઉઠાવવા લાગ્યો. ખાસ કરીને વારંવાર ઉઘરાવવામાં આવતા તથા ભારે કર સામે અને ધર્મની બાબતમાં તેની દખલગીરી સામે તેણે વાંધો ઉઠાવ્યો. રાજાને એ વસ્તુ જરાયે પસંદ નહોતી. પોતે જે કંઈ કરે તેની સામે વાંધો ઉઠાવવાની તેમની ધૃષ્ટતાની તેને ભારે ચીડ હતી. આથી તે તેમને જેલમાં પૂરતો કે બીજી રીતે શિક્ષા કરતો. જેમ બ્રિટિશ સરકારને વશ થવાની ના પાડવા માટે હિંદમાં આજે આપણને કેદમાં પૂરવામાં આવે છે તે જ પ્રમાણે તે સમયે તેમને મનસ્વીપણે કેદમાં પૂરવામાં આવતા. રાજા વેપારરોજગારમાં પણ દખલ કરતો. આ બધાને કારણે વાત બગડી અને રાજાની સામે વિરોધની લાગણી વધવા લાગી. રાજાની આપખુદી સામે સત્તા મેળવવાની મધ્યમ વર્ગની લડત ઘણી સદીઓ સુધી, કહો કે છેક આજ સુધી ચાલી અને રાજાઓના રાજ્ય કરવાના દૈવી અધિકારને છેવટનો દફનાવવામાં આવ્યો તથા તેમને તેમના વાસ્તવિક સ્થાને મૂકવામાં આવ્યા તે પહેલાં ઘણા રાજાઓને પોતાનાં શિર ગુમાવવાં પડ્યાં હતાં. કેટલાક દેશોમાં એ લડતમાં જલદી વિજય મળ્યો અને કેટલાકમાં મોડો મળ્યો. હવે પછીના પત્રોમાં આપણે એ લડતની ચડતીપડતી વિષે વાતો કરીશું.

પરંતુ સોળમી સદીમાં યુરોપના ઘણાખરા દેશોમાં રાજા લગભગ સર્વસત્તાધીશ હતો. પરંતુ તે લગભગ સર્વસત્તાધીશ હતો સર્વાંશે નહિ. તને યાદ હશે કે સ્વિટ્ઝરલૅંડના ડુંગરાળ મુલકમાં વસતા ગરીબ ખેડૂતોએ હૅપ્સબર્ગ વંશના મહાન સમ્રાટની સામે થવાની હામ ભીડી હતી અને તેમણે પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરી હતી. આમ યુરોપના આપખુદી અને નિરંકુશ સત્તાના મહાસાગરમાં સ્વિટ્ઝરલૅન્ડનું ખેડૂતોનું પ્રજાતંત્ર એક બેટ સમાન હતું. ત્યાં રાજાને કશું સ્થાન નહોતું.

થોડા જ વખતમાં બીજી જગ્યાએ — નેધરલૅન્ડ્ઝમાં — પણ પરિસ્થિતિ કટોકટીએ પહોંચી અને ત્યાં આગળ પ્રજાના ધાર્મિક અને

નાગરિક સ્વાતંત્ર્ય માટેનું યુદ્ધ લડાયું તથા જિતાયું. એ દેશ તો બહુ નાનો હતો પરંતુ તેનું યુદ્ધ તો મહાન હતું, કેમકે તે સમયના યુરોપના સૌથી બળવાન રાજ્ય સ્પેન સામેનું એ યુદ્ધ હતું. આમ નેધરલૅન્ડ્ઝે આગેવાની લીધી અને યુરોપને તેણે માર્ગ બતાવ્યો. એ પછી ઇંગ્લંડમાં પ્રજાના સ્વાતંત્ર્ય માટેની લડાઈ જન્મી. એ લડતે ત્યાંના એક રાજાના માથાનો ભોગ લીધો અને તે સમયની પાર્લમેન્ટને વિજય આપ્યો. આપખુદી સામેની મધ્યમ વર્ગની લડતમાં આમ નેધરલૅન્ડ્ઝ તથા ઇંગ્લંડે આગળ પડતો ભાગ ભજવ્યો. અને એ દેશોમાં મધ્યમ વર્ગ વિજયી થયો તેથી કરીને નવી પરિસ્થિતિનો તે લાભ ઉઠાવી શક્યો તથા બીજા દેશોથી તે આગળ નીકળી ગયો. એ બંને દેશોએ પછીથી બળવાન નૌકાકાફલા બાંધ્યા, બંનેએ દૂરદૂરના દેશો સાથે વેપાર ખીલવ્યો અને એ બંનેએ એશિયામાં પોતાના સામ્રાજ્યનો પાયો નાખ્યો.

આ પત્રોમાં હજી સુધી આપણે ઇંગ્લંડ વિષે ઝાઝી વાત નથી કરી. એને વિષે ઝાઝું કહેવા જેવું હતું જ નહિ; કેમકે યુરોપમાં ઇંગ્લંડ એ બહુ મહત્ત્વનો દેશ નહોતો. પણ હવે પરિસ્થિતિ બદલાય છે અને આપણે આગળ ઉપર જોઈશું કે ઇંગ્લંડ બીજા દેશોની આગળ નીકળી જાય છે. મૅગ્નાકાર્ટા, પાર્લમેન્ટનો આરંભ તથા ખેડૂત વર્ગની હાડમારી અને જુદા જુદા રાજવંશો વચ્ચેના આંતરવિગ્રહ વિષે આપણે આગળ વાત કરી ગયા છીએ. આ યુદ્ધો દરમ્યાન રાજાએ અનેક લોકોનાં ખૂન કરાવ્યાં તથા અનેકોની કતલ કરી. આ લડાઈમાં સંખ્યાબંધ ફ્યૂડલ ઉમરાવો મરાયા અને એ રીતે એ વર્ગ નબળો પડ્યો. પછીથી નવો રાજવંશ — ટ્યૂડર વંશ — ગાદી ઉપર આવ્યો. એ વંશના રાજાઓએ સારી પેઠે આપખુદીનો અમલ કર્યો. આઠમો હેન્રી તથા તેની પુત્રી ઇલીઝાબેથ ટ્યૂડર વંશનાં હતાં.

સમ્રાટ પાંચમા ચાર્લ્સના મરણ પછી તેના સામ્રાજ્યના ભાગલા પડી ગયા. સ્પેન તથા નેધરલૅન્ડ્ઝ તેના પુત્ર બીજા ફિલિપના હાથમાં આવ્યાં. સ્પેનનું રાજ્ય એ સમયે યુરોપમાં સર્વોપરી મનાતું હતું અને તેના રાજાઓ સૌથી બળવાન લેખાતા હતા. તને યાદ હશે કે પેરુ અને મેકિસકો તેના તાબામાં હતાં તથા અમેરિકામાંથી ત્યાં સોનાનો પ્રવાહ વહેતો હતો. પરંતુ કોલંબસ, કોર્ટે તથા પિઝેરો જેવા પુરુષો ત્યાં પાક્યા હોવા છતાંયે સ્પેન નવીન પરિસ્થિતિનો લાભ ન ઉઠાવી શક્યું. વેપારરોજગારમાં તેને રસ નહોતો. તેને તો કેવળ અતિશય

ક્રૂર તથા સંકુચિત પ્રકારના ધર્મની પરવા હતી. આખા દેશમાં ઇન્કિવઝીશનનો દોર ચાલતો હતો અને 'ધર્મભ્રષ્ટ' કહેવાતાં સ્ત્રી પુરુષો ઉપર અતિશય ભીષણ અને કમકમાટીભર્યા અત્યાચારો ગુજારવામાં આવતા હતા. ત્યાં આગળ વખતોવખત જાહેર ઉત્સવો યોજવામાં આવતા અને રાજા, રાજકુટુંબ દેશાવરના એલચીઓ તથા હજારો લોકોની મેદની સમક્ષ આ 'ધર્મભ્રષ્ટ' ગણાતાં સ્ત્રીપુરુષોના ટોળાને મોટી ચિતા ખડકી જીવતાં બાળી મૂકવામાં આવતાં. આ રીતે 'ધર્મભ્રષ્ટ' યા નાસ્તિકોને જાહેરમાં બાળી મૂકવા એ ધાર્મિક કાર્ય કહેવાતું હતું. આ બધું આપણને આજે અતિશય ભયાનક અને હેવાનિયતભર્યું લાગે છે. પરંતુ યુરોપનો એ કાળનો ઇતિહાસ આપણે માની ન શકીએ એટલી હિંસા, ભયંકર અને હેવાનિયતભરી ક્રૂરતા તથા ધર્માંધતાથી ભરેલો છે.

સ્પેનનું સામ્રાજ્ય લાંબો કાળ ન ટક્યું. નાનકડા હૉલેંડની વીરત્વભરી લડતે તેને હચમચાવી મૂક્યું. થોડા વખત પછી ૧૫૮૮ની સાલમાં ઇંગ્લંડ જીતી લેવાનો પ્રયાસ કરવામાં આવ્યો, પરંતુ તેમાં ભારે નિષ્ફળતા મળી અને સ્પેનના લશ્કરને લઈ જનાર 'અજેય નૌકા કાફલો' ઇંગ્લંડના કિનારા સુધી પણ પહોંચી શક્યો નહિ. એ કાફલો ભરદરિયે તોફાનને લીધે છિન્નભિન્ન થઈ ગયો. પણ એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી, કેમકે એ નૌકા કાફલાના સેનાપતિને વહાણો કે સમુદ્ર વિશે લેશમાત્ર પણ ગતાગમ નહોતી. સાચે જ તેણે શહેનશાહ ફિલિપ પાસે જઈને સેનાપતિની પદવી ઉપરથી પોતાને છૂટો કરવાની નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી હતી અને જણાવ્યું કે દરિયાઈ યુદ્ધની વ્યૂહરચનાની બાબતમાં હું સાવ અજાણ છું તથા હું સારો ખલાસી પણ નથી. પણ આના જવાબમાં રાજાએ જણાવ્યું કે 'ખુદ ઈશ્વર એ કાફલાની દોરવણી કરશે'!

આમ ધીમે ધીમે સ્પેનનાં સામ્રાજ્યનો લય થયો. પાંચમા ચાર્લ્સના અમલ દરમ્યાન કહેવાતું હતું કે તેના સામ્રાજ્યમાં સૂર્ય કદી આથમતો નથી. આ જ વચન આજના પણ એક ગર્વિષ્ઠ અને ઘમંડી સામ્રાજ્યની બાબતમાં ઘણી વાર ઉચ્ચારવામાં આવે છે.

## ૮૬

# નેધરલૅન્ડ્ઝનું સ્વાતંત્ર્ય યુદ્ધ

૨૭ ઑગસ્ટ, ૧૯૩૨

સોળમી સદીમાં લગભગ આખા યુરોપમાં રાજાઓ કેવી રીતે સર્વ-સત્તાધીશ થઈ પડ્યા હતા તે હું આગલા પત્રમાં કહી ચૂક્યો છું. ઇંગ્લંડમાં ટ્યૂડર અને સ્પેન તથા ઑસ્ટ્રિયામાં હૅપ્સબર્ગ વંશના રાજાઓ હતા. રશિયા તેમજ જર્મનીના ઘણાખરા ભાગો તથા ઇટાલીમાં આપખુદ રાજાઓ હતા. આમ સ્વૈરપણે રાજ્ય કરનારાઓમાં ફ્રાંસનો રાજા ખાસ કરીને નમૂના રૂપ હતો. ત્યાં તો લગભગ આખું રાજ્ય રાજાની ખાનગી મિલકત ગણાતું હતું. ફ્રાંસ તેમજ તેની રાજાશાહીને મજબૂત બનાવવામાં કાર્ડિનલ રિશેલિયો નામના એક અતિશય કુશળ પ્રધાને ભારે સહાય કરી. જર્મનીની નિર્બળતામાં પોતાની સલામતી તથા સામર્થ્ય રહેલાં છે એમ ફ્રાંસ હમેશાં માનતું આવ્યું છે. એથી કરીને રિશેલિયોએ — જર્મનીના પ્રૉટેસ્ટંટોને ખરેખાત ઉત્તેજન આપ્યું. આ રિશેલિયો એક સમર્થ કૅથલિક ધર્માધિકારી હતો અને ફ્રાંસના પ્રૉટેસ્ટંટોને તેણે નિર્દયતાથી કચરી નાખ્યા હતા. જર્મનીમાં આંતરિક સંઘર્ષ તથા અવ્યવસ્થા પેદા કરી એ રીતે તેને દુર્બળ બનાવવાનો તેનો હેતુ હતો. તેની એ નીતિને પૂરેપૂરી સફળતા મળી. આપણે આગળ જોઈશું કે જર્મનીમાં બૂરામાં બૂરો આંતરવિગ્રહ સળગ્યો અને તેને લીધે દેશનું સત્યાનાશ વળ્યું.

સત્તરમી સદીના મધ્ય ભાગમાં ફ્રાંસમાં પણ આંતરવિગ્રહ થયો હતો. એ ફ્રૉંદના વિગ્રહ તરીકે ઓળખાય છે. પરંતુ એમાં રાજાએ ઉમરાવો તથા વેપારીઓ બંનેને કચરી નાખ્યા. ઉમરાવોના હાથમાં હવે સાચી સત્તા રહી નહોતી પણ તેમને પોતાને પક્ષે રાખવાને માટે રાજાએ તેમને અનેક પ્રકારની છૂટછાટો આપી. તેમને લગભગ કશો જ કર ભરવાનો નહોતો. ઉમરાવવર્ગ તથા પાદરીઓ કોઈ પણ પ્રકારના કરમાંથી સાવ મુક્ત હતા. કરવેરાનો સઘળો બોજો આમપ્રજા ઉપર અને ખાસ કરીને ખેડૂતવર્ગ ઉપર પડતો હતો. આ ગરીબ અને કંગાળ લોકો પાસેથી ખૂંચવી લીધેલા પૈસામાંથી ભવ્ય અને આલેશાન મહેલાતો ઊભી થઈ અને રાજાની આસપાસ ભારે ઠાઠમાઠવાળો દરબાર ઊભો થયો.

પૅરિસ પાસે આવેલા વર્સાઈ નગરની તેં મુલાકાત લીધી હતી તે તને યાદ છે ખરી? ત્યાં આગળની આલેશાન મહેલાતો આજે આપણે જોવા જઈએ છીએ તે સત્તરમી સદીમાં ફ્રાંસના ખેડૂતોના રુધિરમાંથી ઊભી થઈ હતી. વર્સાઈ એ તો આપખુદ અને બેજવાબદાર રાજાશાહીનું પ્રતીક હતું; વળી બધી રાજાશાહીનો અંત આણનાર ફ્રેંચ ક્રાંતિનું એ પુરોગામી બન્યું એમાં જરાયે તાજુબ થવા જેવું નથી. પરંતુ એ સમયે તો હજી ક્રાંતિ બહુ દૂર હતી. એ સમયે ૧૪મો લુઈ રાજ્ય કરતો હતો. તે પોતાને 'મહાન રાજા' કહેવડાવતો હતો અને પોતે રાજસૂર્ય છે તથા પોતાની આસપાસ દરબારના દરબારીઓ ગ્રહોની માફક ફરે છે એવું તેનું વર્ણન તેને ગમતું. ૧૬૪૩થી ૧૭૧૫ સુધી એટલે કે ૭૨ વરસ જેટલા દીર્ઘકાળ સુધી તેણે રાજ્ય કર્યું અને મૅઝેરીન નામનો બીજો એક મહાન કાર્ડિનલ તેનો વડો પ્રધાન હતો. ટોચ ઉપર તો ભારે દબદબો અને વૈભવવિલાસ જણાતાં હતાં અને રાજા તરફથી સાહિત્ય, વિજ્ઞાન તથા કળાને આશ્રય આપવામાં આવતો હતો, પરંતુ દબદબા અને ભપકાના એ આછા આવરણ નીચે અતિશય દુઃખ અને હાડમારી પ્રવર્તતાં હતાં. એ જમાનો 'વિગ' એટલે કે, માથે પહેરવાની જુલફાંવાળી ટોપીઓ તથા શરીર ઉપર પહેરવાનાં સુંદર સુંદર વસ્ત્રાભૂષણોનો હતો. પરંતુ એ સુંદર વસ્ત્રો કે વિગો ભાગ્યે જ ધોવામાં આવતાં અને તે મેલ અને ગંદકીથી ભરપૂર હતાં.

આપણા બધા ઉપર ડોળદમાક તથા દબદબાની બહુ અસર પડે છે. એટલે તેના લાંબા રાજકાળ દરમ્યાન ૧૪મા લુઈએ આખા યુરોપ ઉપર ભારે અસર પાડી તેમાં જરાયે તાજુબ થવા જેવું નથી. એ નમૂનેદાર રાજા લેખાતો હતો અને બીજા રાજાઓ તેની નકલ કરવાનો પ્રયાસ કરતા. પણ વાસ્તવમાં આ 'મહાન' રાજા આખરે કેવો હતો? કાર્લાઈલ નામનો એક નામાંકિત અંગ્રેજ લેખક એને વિષે કહે છે કે, 'તમારા રાજા ૧૪મા લૂઈ ઉપરથી બાદશાહનો વેશ ઉતારી લો પછી વિચિત્ર રીતે કોતરી કાઢેલું માથું તથા બે પાંખિયાં વાળા ગાજર સિવાય તેનામાં બીજું શું બાકી રહે છે વારુ?' આ બહુ કઠોર વર્ણન છે અને તે ઘણા ખરા રાજાઓ તથા સામાન્ય લોકોને પણ લાગુ પડે છે.

૧૪મા લુઈનો ઇતિહાસ આપણને ૧૭૧૫ની સાલ એટલે કે ૧૮મી સદીના આરંભ સુધી લઈ જાય છે. એ કાળ દરમ્યાન યુરોપના બીજા દેશોમાં ઘણા બનાવો બની ગયા અને એમાંના કેટલાક બનાવો

આપણું લક્ષ ખેંચે છે. નેધરલૅન્ડ્ઝના સ્પેન સામેના બળવાની વાત હું તને કહી ગયો છું. તેમની બહાદુરીભરી લડતનો ઇતિહાસ ઝીણવટ પૂર્વક અભ્યાસ કરવા યોગ્ય છે. જે. એલ. મોટ્લે નામના એક અમેરિકને આ સ્વાતંત્ર્યયુદ્ધનો મશહૂર ઇતિહાસ લખ્યો છે. તે અતિશય રોચક છે અને વાંચતાં આપણને મુગ્ધ કરી દે એવો છે. સાડા ત્રણસો વરસ પૂર્વે યુરોપના આ એક નાનકડા ખૂણામાં જે ઘટના બની હતી તેના આ બયાન કરતાં વધારે હૃદયસ્પર્શી અને તન્મય કરનારી કોઈ નવલકથા પણ હશે કે કેમ એ વિષે મને શંકા છે. એ પુસ્તકનું નામ 'ડચ પ્રજાતંત્રનો ઉદય'—'ધી રાઇઝ ઑફ ધિ ડચ રિપબ્લિક' છે. નેધરલૅન્ડઝમાં હૉલૅંડ તથા બેલ્જિયમ એ બંને દેશોનો સમાવેશ થાય છે. એ બંનેનાં નામ ઉપરથી જ આપણને ખબર પડે છે કે તે નીચાણના પ્રદેશો છે. હોલૅંડ નામ પણ 'હોલો લૅંડ' એટલે કે, પોકળ જમીન એ ઉપરથી પડ્યું છે. એ દેશોનો મોટા ભાગનો પ્રદેશ દરિયાની સપાટીથી નીચો છે અને ઉત્તર સમુદ્રનાં પાણી રોકવા માટે ત્યાં મોટા મોટા બંધો તથા દીવાલો બાંધવામાં આવી છે. એ બંધોને 'ડાઇક' કહેવામાં આવે છે. દરિયા સાથે નિરંતર ઝઘડતા આવા દેશમાં દરિયો ખેડનારા ખડતલ લોકો પાકે છે અને વારંવાર દરિયો ઓળંગનારા લોકો સામાન્ય રીતે વેપારરોજગારમાં પડે છે. એટલે નેધરલૅન્ડઝના લોકો વેપારીઓ બન્યા. તે લોકો ગરમ કાપડ તથા બીજી વસ્તુઓ ઉત્પન્ન કરવા લાગ્યા તથા પૂર્વના દેશોના તેજાનાઓ પણ લાવવા લાગ્યા. પરિણામે ત્યાં આગળ બ્રુગેસ, ઘેન્ટ, અને ખાસ કરીને આન્ટવર્પ જેવાં સમૃદ્ધ અને ધંધારોજગારથી ધીકતાં શહેરો ઊભાં થયાં. પૂર્વના દેશો સાથેનો વેપાર જેમ જેમ વધતો ગયો તેમ તેમ આ શહેરોની સંપત્તિ વધતી ગઈ અને ૧૬મી સદીમાં આન્ટવર્પ તો આખા યુરોપનું વેપારી પાટનગર અથવા કેન્દ્ર બન્યું. એમ કહેવાય છે કે, એક-બીજા સાથે માલનો સોદો કરવાને ખાતર એના બજારમાં દરરોજ ૫૦૦૦ વેપારીઓ એકઠા થતા તથા તેના બારામાં એકી વખતે ૨૫૦૦ જેટલાં વહાણો લાંગરેલાં રહેતાં. તેના બંદરે પરદેશથી દરરોજ ૫૦૦ વહાણો આવતાં તથા એટલાં જ વહાણો દરરોજ ત્યાંથી સફરે ઊપડતાં. શહેરના રાજતંત્ર ઉપર આ વેપારી વર્ગનો કાબૂ હતો.

રેફર્મેશનના ધાર્મિક વિચારો તરફ આકર્ષાય એ જ પ્રકારની આ વેપારી પ્રજા હતી. ત્યાં આગળ અને ખાસ કરીને ઉત્તરના પ્રદેશમાં

પ્રૉટેસ્ટંટ સંપ્રદાય પ્રસર્યો. વારસાના અકસ્માતથી હૅપ્સબર્ગ વંશનો ચાર્લ્સ પાંચમો તથા તેનો પુત્ર બીજો ફિલિપ નેધરલૅન્ડ્ઝના શાસકો બન્યા. એ બેમાંથી એકે કોઈ પણ પ્રકારની સ્વતંત્રતા — રાજકીય કે ધાર્મિક — સાંખી શકે એમ નહોતું. ફિલિપે શહેરોના અધિકારો તથા નવા સંપ્રદાયને કચરી નાખવાનો પ્રયત્ન કર્યો. તેણે ડ્યુક ઑફ આલ્વાને ત્યાં આગળ પોતાના વાઈસરૉય તરીકે મોકલ્યો. તે જુલમ તથા અત્યાચારો ગુજારવા માટે મશહૂર થઈ ગયો છે. ત્યાં આગળ ઇન્કિવઝીશનની તેમજ એક રુધિરસમિતિ (બ્લડ કાઉન્સિલ)ની સ્થાપના કરવામાં આવી. તેણે હજારો લોકોને જીવતા બાળી મૂક્યા કે ફાંસીએ લટકાવ્યા હતા.

એ વાત બહુ લાંબી છે અને એ આખી હું તને અહીં આગળ કહી શકું એમ નથી. જેમ જેમ સ્પેનનો જુલમ વધતો ગયો તેમ તેમ તેનો સામનો કરવાનું પ્રજાનું બળ પણ વધતું ગયું. પ્રિન્સ વિલિયમ ઑફ ઑરેંજ નામનો એક મહાન અને ડાહ્યો નેતા તેમનામાંથી પેદા થયો. તે વિલિયમ ધ સાઇલિન્ટ 'મૂક વિલિયમ' ને નામે ઓળખાય છે. તેના સામર્થ્ય આગળ ડ્યૂક ઑફ આલ્વાના હાથ હેઠા પડ્યા. ૧૫૬૮ની સાલમાં ગણ્યાગાંઠ્યા નિર્દિષ્ટ માણસો સિવાય નેધરલૅન્ડઝના સઘળા ધર્મવિમુખ વતનીઓને ઇન્કિવઝીશને મોતની સજા ફરમાવી. આ સજાનો જોટો ઇતિહાસમાં બીજે મળે એમ નથી – ત્રણ કે ચાર લીટીમાં લખાયેલા આ ચુકાદાથી લગભગ ત્રીસ લાખ માણસોને આવી આકરી મોતની સજા ફરમાવવામાં આવી!

શરૂઆતમાં તો એમ જણાતું હતું કે એ નેધરલૅન્ડ્ઝના ઉમરાવો અને સ્પેનના રાજા વચ્ચેની લડાઈ છે. બીજા દેશોની રાજા અને ઉમરાવો વચ્ચેની લડાઈઓના જેવી જ એ લડાઈ હતી. આલ્વાએ એ ઉમરાવોને ચગદી નાખવાનો પ્રયાસ કર્યો અને મોટા મોટા અનેક ઉમરાવોને બ્રસેલ્સમાં ફાંસીએ લટકવું પડ્યું. કાઉન્ટ ઍગ્મોન્ટ નામના એક મશહૂર અને લોકપ્રિય ઉમરાવને પણ ફાંસી દેવામાં આવી હતી. પછીથી આલ્વાને નાણાંની અતિશય ભીડ પડતાં તેણે નવા અને ભારે કરો નાખવાનું અજમાવી જોયું. આની અસર વેપારીઓની કોથળીઓ ઉપર થઈ એટલે તેમણે પણ બળવો કર્યો. વળી એમાં કૅથલિક તથા પ્રૉટેસ્ટંટોના ઝઘડાનો ઉમેરો થયો.

સ્પેન અતિશય બળવાન રાજ્ય હતું અને પોતાની મહત્તાને વિષે તેને ભારે ઘમંડ હતો. જ્યારે નેધરલૅન્ડ્ઝ એ તો વેપારીઓ અને ઉડાઉ

તથા નમાલા ઉમરાવોનાં થોડાં પરગણાંઓ હતાં. એ એની કોઈ પણ રીતે સરખામણી થઈ શકે એમ નહોતું. એમ છતાં પણ તેમને ચગદી નાખતાં સ્પેનને બહુ વસમું પડ્યું. ત્યાં આગળ વારંવાર કતલો ચલાવવામાં આવી અને આખી ને આખી વસ્તીનું નિકંદન કાઢવામાં આવ્યું. માણસોને રેંસી નાખવામાં આવ્યા તથા તેના સેનાપતિઓ ચંગીઝ ખાન તથા તૈમુરને પણ ટપી ગયા. મંગોલો કરતાં પણ તેઓ એ બાબતમાં આગળ વધ્યા. આલ્વાએ એક પછી એક શહેરને ઘેરો ઘાલ્યો અને તે શહેરોના લશ્કરી તાલીમ પામ્યા વિનાના શહેરીઓ ભૂખમરાને કારણે લડવું અશક્ય થઈ પડે ત્યાં સુધી આલ્વાના લશ્કરી તાલીમ પામેલા સૈનિકો જોડે જમીન તેમજ સમુદ્ર ઉપર લડ્યા. સ્પેનિશ ધૂંસરી કરતાં તો પોતે જેને કીમતી ગણતા હતા તે બધાનો સમૂળગો નાશ તેમણે પસંદ કર્યો અને સ્પેનના સૈન્યને ડુબાડી દેવા કે પોતાની ભૂમિ ઉપરથી હાંકી કાઢવાને પોતાના બંધો તોડી નાખીને હોલૅન્ડવાસીઓએ સમુદ્રનાં પાણી દેશના અંદરના ભાગમાં આવવા દીધાં. લડત જેમ જેમ આગળ ચાલતી ગઈ તેમ તેમ તે વધારે ને વધારે કઠોર બનતી ગઈ અને બંને પક્ષો અતિશય ઘાતકી બન્યા. રમણીય હાર્લેમ શહેરને ઘેરો ઘાલવામાં આવ્યો. તેના વતનીઓએ છેવટ સુધી તેનું રક્ષણ કર્યું, પણ આખરે તો હમેશની જેમ સ્પેનના લશ્કરે તે લૂટ્યું અને તેના શહેરીઓની કતલ કરી. એ જ રીતે અલ્કમાર શહેરને પણ ઘેરો ઘાલવામાં આવ્યો પરંતુ બંધ તૂટી જવાથી તે બચી જવા પામ્યું. અને જ્યારે લીડનને દુશ્મનોએ ઘેરો ઘાલ્યો ત્યારે ભૂખમરો અને રોગચાળાથી ત્યાંના હજારો શહેરીઓ મરણ પામ્યા. લીડનનાં ઝાડો ઉપર એક લીલું પાંદડું બાકી રહ્યું નહોતું. એ બધાં પાંદડાં પણ શહેરીઓને ખાવાના કામમાં આવ્યાં. ત્યાંનાં સ્ત્રીપુરુષો ઉકરડા ઉપર નાખી દેવામાં આવેલા ખોરાકના ટુકડાઓ માટે ભૂખે મરતા કૂતરાઓ સાથે લડતાં હતાં. આમ છતાંયે તેમણે લડત ચાલુ રાખી અને શહેરની દીવાલ ઉપર ઊભા રહીને ભૂખથી અધમૂઆ થઈ ગયેલા આ લોકોએ દુશ્મનને પડકાર આપ્યા કર્યો. તેમણે સ્પેનના લશ્કરને જણાવ્યું કે અમે ઉંદર કે કૂતરા ઉપર અથવા તો બીજા કશા ઉપર જીવીશું પણ શરણે કદી નહિ થઈએ. 'અને અમારા સિવાય બીજું બધું ખલાસ થઈ જશે ત્યારે અમારામાંનો દરેક જણ પોતાના ડાબા હાથનો આહાર કરીને જમણા હાથથી અમારી સ્ત્રીઓ, અમારી સ્વતંત્રતા તથા ધર્મનું પરદેશી જુલમગારની સામે રક્ષણ કરશે, એની

ખાતરી રાખજો. ક્રોધે ભરાઈને ઈશ્વર પણ અમારો વિનાશ વાંછે અને અમને આશરો ન આપે તોયે તમને અંદર આવતા રોકવાને અમે હમેશાં ખડા રહીશું. અને છેવટની ઘડી આવે ત્યારે અમારે હાથે અમે શહેરને આગ લગાડીશું અને અમારાં ઘરબારને અપવિત્ર થવા દેવા અને અમારી સ્વતંત્રતા હરાવા દેવા કરતાં અમે બધાં સ્ત્રી પુરુષ અને બાળકો એક સાથે એ આગની જ્વાળામાં હોમાઈ જઈશું.'

લીડન શહેરના લોકોની આવી ઉત્કટ ભાવના હતી. પરંતુ તેમને બહારથી કશી સહાય મળી નહિ અને દિવસો વીતતા ગયા તેમ તેમ ત્યાં નિરાશાનું સામ્રાજ્ય વ્યાપવા માંડ્યું. આખરે હોલૅંડની જાગીરોમાંના તેમના મિત્રોને તેમણે સંદેશો મોકલ્યો. જાગીરોએ આ પ્રસંગે, લીડન શહેર દુશ્મનોના હાથમાં જાય તેના કરતાં પોતાની વહાલી ભૂમિને પાણીમાં ડુબાવી દેવાનો ભારે નિર્ણય કર્યો. 'દેશ ગુમાવવા કરતાં ડુબાવવો સારો.' અને ભારે સંકટમાં સપડાયેલા પોતાના સાથી શહેરને તેમણે આ જવાબ મોકલ્યો: 'લીડન! તને છેહ દેવા કરતાં તો અમારો બધો પ્રદેશ તથા સર્વ માલમિલકત સમુદ્રના મોજામાં ગરકી જાય એ બહેતર છે.'

આખરે, એક પછી એક બંધો તોડવામાં આવ્યા અને અનુકૂળ પવનની મદદથી સમુદ્રનાં પાણી અંદર ધસી આવ્યાં અને તેની સાથે હોલૅંડનાં વહાણો ખાધાખોરાકી તથા સહાયની બીજી સામગ્રી લઈને આવી પહોંચ્યાં. સમુદ્રરૂપી આ નવા દુશ્મનથી ડરી જઈને સ્પેનનું લશ્કર ત્વરાથી ભાગી ગયું. આ રીતે લીડન ઊગરી ગયું અને તેના શહેરીઓના શૌર્યની યાદગીરીમાં ૧૫૭૫ની સાલમાં લીડનની વિદ્યાપીઠની સ્થાપના કરવામાં આવી. એ વિદ્યાપીઠ ત્યારથી મશહૂર થઈ છે.

શૌર્યની તેમજ ભીષણ હત્યાની આવી તો કેટલીયે વાતો છે. મનોહર આન્ટવર્પ શહેરમાં ભયંકર લૂંટફાટ અને ખૂનરેજી ચલાવવામાં આવી એમાં ૮૦૦૦ માણસોના જાન ગયા. એ ઘટના 'સ્પેનના કોપ' તરીકે જાણીતી છે.

પરંતુ આ મહાન લડતમાં હોલૅંડે આગળ પડતો ભાગ લીધો હતો. નેધરલૅંડનાં દક્ષિણનાં પરગણાંઓએ તેમાં ઝાઝો ભાગ લીધો નહોતો. લાંચ રુશવત અને ધાકધમકીથી નેધરલૅંડ્ઝના ઘણાખરા ઉમરાવોને પોતાના પક્ષમાં લેવામાં તથા તેમની પાસે પોતાના જ દેશબંધુઓને કચરાવી નંખાવવામાં સ્પેનના શાસકો સફળ થયા હતા. દક્ષિણના પ્રદેશમાં પ્રૉટેસ્ટંટ કરતાં કૅથલિકોની સંખ્યા ઘણી વધારે હતી

એથી પણ તેમને ત્યાં વધારે મદદ મળી. કૅથલિકોને મનાવી લેવાનો તેમણે પ્રયાસ કર્યો અને તેમાં પણ તેઓ થોડે અંશે સફળ થયા. અને પોતાને માટે ધનદોલત તથા સ્પેનના રાજાની કૃપા સંપાદન કરવા ખાતર સ્વદેશનું સત્યાનાશ વળે તેની લેશમાત્ર પણ પરવા કર્યા વિના ઘણાખરા ઉમરાવો દેશદ્રોહ અને કાવાદાવા કરવાની હદ સુધી હેઠા પડ્યા એ ખરેખર શરમજનક છે.

નેધરલૅન્ડ્ઝની પ્રજાકીય સભાને ઉદ્દેશીને વિલિયમ ઑફ ઑરેંજે જણાવ્યું હતું કે, 'નેધરલૅન્ડ્ઝને કચરી નાખનાર કેવળ નેધરલૅન્ડ્ઝના લોકો જ છે. જેની તે બડાશ હાંકે છે તે બળ આપણા સિવાય, નેધરલૅન્ડ્ઝનાં શહેરો સિવાય આલ્વા બીજે ક્યાંથી લાવ્યો ? તેનાં વહાણો, સાધનસામગ્રી, નાણાં હથિયારો અને સૈનિકો વગેરે બધું બીજે ક્યાંથી આવ્યું છે ? નેધરલૅન્ડ્ઝના લોકો પાસેથી જ એ બધું તેને મળ્યું છે.'

આમ, નેધરલૅન્ડ્ઝના જે ભાગને આજે આપણે બેલ્જિયમ તરીકે ઓળખીએ છીએ તે પ્રદેશને પોતાના પક્ષમાં લેવામાં સ્પેનવાળાઓ સફળ થયા. પરંતુ ભારે પ્રયાસ કરવા છતાંયે હોલૅંડને તેઓ નમાવી શક્યા નહિ. સાચે જ એ આશ્ચર્યકારક ઘટના છે કે, લડતના છેક અંત સુધી સ્પેનના બીજા ફિલિપ પ્રત્યેની વફાદારીનો હોલૅંડે ઇન્કાર નહોતો કર્યો. પોતાની સ્વતંત્રતા કબૂલ રાખે તો ત્યાંના લોકો તેને પોતાના રાજા તરીકે માન્ય રાખવા તૈયાર હતા. પરંતુ છેવટે તેની સાથેનો સંબંધ તોડી નાખવાની તેમને ફરજ પડી. પોતાના મહાન નાયક વિલિયમને રાજમુકુટ પહેરાવવાની તેમણે ઇચ્છા દર્શાવી, પણ તેણે તે સ્વીકારવાની સાફ ના પાડી. એટલે, સંજોગોવશાત્ પોતાની મરજી વિરુદ્ધ પ્રજાતંત્ર સ્થાપવાની તેમને ફરજ પડી. એ કાળે રાજાશાહીની પરંપરા આટલી બધી બળવાન હતી.

હોલૅંડની લડત ઘણાં વરસો સુધી ચાલી. હોલૅંડ સ્વતંત્ર તો છેક ૧૬૦૯ની સાલમાં થયું. પણ નેધરલૅન્ડ્ઝમાં ખરેખરી લડત તો ૧૫૬૭થી ૧૫૮૪ની સાલ દરમ્યાન જામી હતી. વિલિયમ ઑફ ઑરેંજને હરાવી ન શકવાથી બીજા ફિલિપે મારાઓની મારફતે તેનું ખૂન કરાવ્યું. તેનું ખૂન કરવા માટે તેણે છડેચોક ઇનામ જાહેર કર્યું. એ સમયે યુરોપની નીતિમત્તા આવી હતી. વિલિયમને મારી નાંખવાના ઘણા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા. આખરે છઠ્ઠો પ્રયત્ન સફળ થયો અને ૧૫૮૪ની સાલમાં આ મહાપુરુષ જેને હોલૅંડના લોકો 'પિતા વિલિયમ' કહેતા હતા તે

મરણ પામ્યો. પણ તેણે પોતાનું કાર્ય સમાપ્ત કર્યું હતું. યાતના અને બલિદાનથી હૉલૅંડના પ્રજાતંત્રનું ઘડતર પૂરું થયું હતું. જુલમગાર અને આપખુદ શાસકોનો સામનો કરવાથી દેશ તેમજ પ્રજાને લાભ જ થાય છે. એથી પ્રજાને તાલીમ મળે છે તથા તે બળવાન બને છે. અને આ રીતે બળવાન અને સ્વાશ્રયી બનેલું હૉલૅંડ થોડા જ વખતમાં ભારે દરિયાઈ સત્તા બન્યું અને છેક દૂર પૂર્વના દેશો સુધી તેનું સામ્રાજ્ય ફેલાયું. બેલ્જિયમ હૉલૅંડથી જુદું પડી ગયું અને તે સ્પેનના તાબામાં રહ્યું.

યુરોપનું ચિત્ર પૂર્ણ કરવા માટે હવે આપણે જર્મની તરફ નજર કરીએ. ત્યાં આગળ ૧૬૧૮થી ૧૬૪૮ની સાલ સુધી ભીષણ આંતર વિગ્રહ ચાલ્યો. એ ૩૦ વરસના વિગ્રહને નામે ઓળખાય છે. એ પ્રૉટેસ્ટંટ અને કૅથલિક વચ્ચેનો વિગ્રહ હતો અને એમાં જર્મનીના નાના નાના રાજાઓ તથા 'ઇલેક્ટરો' માંહોમાંહે તથા સમ્રાટ સામે લડ્યા હતા. અને એ અંધાધૂંધીમાં વધારો કરવા ખાતર ફ્રાંસના કૅથલિક રાજાએ પ્રૉટેસ્ટંટોનો પક્ષ કર્યો. આખરે સ્વીડનમાં 'ઉત્તરના સિંહ'ના ઉપનામથી ઓળખાતો રાજા ગુસ્ટેવસ ઍડોલ્ફસ એ યુદ્ધમાં પડ્યો. તેણે સમ્રાટને હરાવ્યો અને એ રીતે પ્રૉટેસ્ટંટોને ઉગારી લીધા. પરંતુ એ યુદ્ધથી જર્મની તો ખેદાન-મેદાન થઈ ગયું. એ વિગ્રહના ભાડૂતી સૈનિકો તો ધાડપાડુઓના જેવા જ હતા. તેમણે જ્યાં ને ત્યાં લૂંટફાટ ચલાવી. સિપાઈઓનો પગાર ચૂકવવાનાં તથા તેમની ખોરાકી માટેનાં પણ નાણાં ન મળવાથી લશ્કરના સેનાપતિઓએ પણ લૂંટફાટનો આશરો લીધો. અને જરા વિચાર તો કર! — આવું ને આવું ૩૦ વરસ સુધી ચાલ્યું. વરસોનાં વરસો સુધી સંહાર, હત્યાકાંડ તથા લૂંટફાટ ચાલ્યાં જ કર્યાં. વેપારરોજગાર પણ લગભગ બંધ થઈ ગયો અને ખેતીવાડીની તો વાત જ શી કરવી? એથી કરીને દિનપ્રતિદિન ખોરાક ઘટતો ગયો અને ભૂખમરો વધતો ગયો. અને એને પરિણામે લૂંટફાટ તથા ધાડપાડુઓ વધી પડ્યા. જર્મની ભાડૂતી અને ધંધાદારી સિપાઈઓને ઉછેરવાના એક ધામ સમું બની ગયું.

આખરે લૂંટવાનું કશું બાકી ન રહ્યું ત્યારે એ વિગ્રહનો અંત આવ્યો. પરંતુ આ દશામાંથી નીકળી પોતાની અસલ સ્થિતિ પ્રાપ્ત કરતાં જર્મનીને ઘણો વખત લાગ્યો. ૧૬૪૮ની સાલમાં વેસ્ટફેલિયાની સંધિથી જર્મનીના આ આંતરવિગ્રહનો અંત આવ્યો. સંધિથી પવિત્ર રોમન સામ્રાજ્યનો સમ્રાટ છાયા રૂપ બની ગયો. હવે તેના હાથમાં કશી સત્તા રહી નહિ. ફ્રાંસે આલ્સાસનો ટુકડો પડાવ્યો. ૨૦૦ વરસ સુધી એ

પ્રદેશ તેના હાથમાં રહ્યો પરંતુ ત્યાર પછી પુનર્જાગ્રત જર્મનીએ તેની પાસેથી તે છીનવી લીધો. ૧૯૧૪–૧૮ના યુદ્ધને પરિણામે ફરી પાછો તે ફ્રાંસના કબજામાં આવ્યો. આ રીતે એ સંધિથી ફ્રાંસને લાભ થયો. પરંતુ હવે જર્મનીમાં એક બીજા રાજ્યનો ઉદય થયો જે આગળ જતાં ફ્રાંસના પડખામાં એક નવું શલ્ય નીવડવાનું હતું. એ પ્રશિયાનું રાજ્ય હતું. તેના ઉપર હોહેનઝોલર્ન રાજકુળનો અમલ હતો.

વેસ્ટફેલિયાની સંધિએ છેવટે સ્વિટ્ઝરલેંડ તથા હોલેંડનાં પ્રજાતંત્રોને પણ માન્ય રાખ્યાં.

યુદ્ધ, હત્યાકાંડ, લૂંટફાટ અને ધર્માંધતાની કેવી કેવી વાતો હું તને કહી રહ્યો છું? પરંતુ જ્યારે કળા અને સાહિત્યનો ભારે ઉત્કર્ષ થઈ રહ્યો હતો તે 'રેનેસાંસ' અથવા નવજીવનના કાળ પછી યુરોપની આ હાલત હતી. મેં યુરોપની એશિયાના દેશો સાથે તુલના કરી છે તથા યુરોપમાં નવચેતનનો સંચાર થઈ રહ્યો હતો તેનો પણ ઉલ્લેખ કર્યો છે. આ નવી ચેતનાને અનેક મુસ્કેલીઓમાંથી પોતાનો આવિષ્કાર કરવાને મથતી આપણે જોઈ શકીએ છીએ. નવા બાળક કે નવી વ્યવસ્થાના જન્મની સાથે ભારે વેદના અને દુઃખ સંકળાયેલાં હોય જ છે. જ્યારે સમાજવ્યવસ્થાના પાયામાં આર્થિક અસ્થિરતા આવી જાય છે ત્યારે સમાજ તથા રાજ્યની ટોચ કંપી ઊઠે છે. યુરોપમાં નવી ચેતના તરવરી રહી હતી એ તો દીવા જેવું સ્પષ્ટ છે. પરંતુ એ સમયે સર્વત્ર કેવું હેવાનિયતભર્યું આચરણ જોવામાં આવે છે! 'રાજ-વિદ્યા એ તો જૂઠું બોલવાની વિદ્યા છે,' એ વિધાન તે સમયે કહેવતરૂપ થઈ ગયું હતું. આખું વાતાવરણ જૂઠાણાં અને કાવાદાવા, તથા હિંસા અને ક્રૂરતાથી ખદબદી રહ્યું હતું. લોકો એને કેમ સાંખી રહ્યા હશે એનું જ આપણને આશ્ચર્ય થાય છે!

## ૮૭

# ઇંગ્લંડ પોતાના રાજાનો શિરચ્છેદ કરે છે

૨૯ ઑગસ્ટ, ૧૯૩૨

હવે આપણે થોડો સમય ઇંગ્લંડના ઇતિહાસને આપીશું. અત્યાર સુધી તો મોટે ભાગે આપણે એની અવગણના જ કરી છે; કેમકે, મધ્યયુગ દરમ્યાન ત્યાં આગળ કશું જાણવા જેવું બન્યું નહોતું. ફ્રાંસ અને ઇટાલી કરતાં એ દેશ ઘણો પછાત હતો. જો કે, ઑકસફર્ડ વિદ્યાપીઠ એ ઘણા લાંબા સમયથી વિદ્યાનું મશહૂર કેન્દ્ર હતું, અને થોડા વખત પછી કેમ્બ્રિજ વિદ્યાપીઠે પણ એ સ્થાન પ્રાપ્ત કર્યું. વિકિલફને પેદા કરનાર ઑકસફર્ડ વિદ્યાપીઠ હતી. એને વિષે હું પહેલાં તને લખી ચૂક્યો છું.

ઇંગ્લંડના આરંભના ઇતિહાસની નોંધપાત્ર બીના પાર્લમેન્ટનો વિકાસ છે. આરંભથી જ ત્યાંના ઉમરાવો રાજાની સત્તા મર્યાદિત કરવાનો પ્રયાસ કરતા રહ્યા હતા. ૧૨૧૫ની સાલમાં તેમણે મૅગ્નાકાર્ટા પ્રાપ્ત કર્યો. એ પછી થોડા જ સમયમાં પાર્લમેન્ટનો આરંભ દૃષ્ટિગોચર થાય છે. પણ હજી એ તો કાચી શરૂઆત હતી. ત્યાંના મોટા મોટા ઉમરાવો અને બિશપોની ઉમરાવોની સભા બની. પરંતુ આખરે તો નાના નાના જમીનદારો તથા શહેરોના પ્રતિનિધિઓની ચૂંટણીથી રચાયેલી સભાએ વધારે મહત્ત્વ પ્રાપ્ત કર્યું. આ ચૂંટણીથી રચાયેલી સભામાંથી આમની સભાનો વિકાસ થયો. આ બંને સભાઓ જમીનદારો અને તવંગર લોકોની બનેલી હતી. આમની સભાના સભ્યો પણ માત્ર થોડા શ્રીમંત જમીનદારો અને વેપારીઓના જ પ્રતિનિધિઓ હતા.

શરૂઆતમાં આમની સભા પાસે તો નામની જ સત્તા હતી. તેઓ રાજાને અરજ કરતા તથા તેની સમક્ષ પ્રજાની ફરિયાદો રજૂ કરતા. પરંતુ ધીમે ધીમે તેમણે કરવેરાની બાબતમાં માથું મારવા માંડયું. તેમની સંમતિ વિના નવા કરો નાંખવા કે ઉઘરાવવાનું કામ મુશ્કેલ હતું એથી કરીને એવા કરોને માટે તેમની સંમતિ માગવાની પ્રથા શરૂ થઈ. નાણાં ઉપરના કાબૂથી હમેશાં ભારે સત્તા પ્રાપ્ત થાય

છે. અને જેમ જેમ તેનો એ કાબૂ વધતો ગયો તેમ તેમ પાર્લમેન્ટની અને ખાસ કરીને આમની સભાની પ્રતિષ્ઠા અને સામર્થ્ય વધતાં ગયાં. રાજા તથા આમની સભા વચ્ચે ઘણી વાર ખટરાગ થતો. એમ છતાં પણ પાર્લમેન્ટ હજી ઘણી જ દુર્બળ હતી અને હું આગળ જણાવી ગયો છું તેમ ટયૂડર વંશના રાજાઓ આપખુદ શાસકો હતા પણ તેઓ ચતુર હતા અને તેમણે પાર્લમેન્ટ સાથે સીધી લડાઈ વહોરવાનું ટાળ્યું.

ઇંગ્લંડ યુરોપ ખંડની બીજી ધાર્મિક લડાઈઓમાંથી પણ ઊગરી ગયું. ધાર્મિક ઘર્ષણ, હુલ્લડો, ધર્માંધતા વગેરે તો ત્યાં પણ સારા પ્રમાણમાં હતાં, તેમજ ડાકણ ગણીને સંખ્યાબંધ સ્ત્રીઓને ત્યાં જીવતી બાળી મૂકવામાં પણ આવી હતી. પણ યુરોપખંડની તુલનામાં ઇંગ્લંડમાં શાંતિ હતી. હેન્રી ૮માના સમયથી એ દેશ પ્રૉટેસ્ટંટ થઈ ગયો એમ ધારવામાં આવે છે. બેશક, દેશમાં સંખ્યાબંધ કૅથલિકો તેમજ કટ્ટર પ્રૉટેસ્ટંટો પણ હતા. પરંતુ ઇંગ્લંડનું નવું ચર્ચ યા ધર્મતંત્ર તો એ બંનેની વચગાળાનું હતું. તે પોતાને પ્રૉટેસ્ટંટ કહેવડાવતું હતું એ ખરું પણ કદાચ તે પ્રૉટેસ્ટંટ કરતાં કૅથલિક વધારે હતું. પણ વાસ્તવમાં તો તે રાજ્યનું એક ખાતું જ હતું અને રાજા તેનો અધ્યક્ષ હતો. આમ છતાં પણ રોમ તથા પોપ સાથેનો તેનો સંબંધ તો સંપૂર્ણપણે તૂટી ગયો હતો તથા ત્યાં આગળ 'પોપ વિરોધી' હુલ્લડો પણ બહુ થયાં હતાં. હેન્રી આઠમાની પુત્રી રાણી ઇલિઝાબેથના સમયમાં પૂર્વના દેશો તથા અમેરિકા જવાના દરિયાઈ માર્ગો ખૂલવાને કારણે તથા વેપારરોજગારની નવી તકો સાંપડવાને લીધે ઘણા લોકો એ તરફ ખેંચાયા. સ્પેન તથા પોર્ટુગાલના ખલાસીઓની સફળતાથી આશ્ચર્યચકિત થઈને તથા ધનદોલત હાંસલ કરવાની લાલસાથી ઇંગ્લંડે પણ સમુદ્રનો આશરો લીધો. સર ફ્રાંસિસ ડ્રેક તથા તેના જેવા બીજાઓએ આરંભમાં તો દરિયામાં ચાંચિયાગીરી કરવા માંડી અને અમેરિકાથી આવતાં સ્પેનનાં વહાણો લૂંટયાં. ત્યાર પછી ડ્રેક પૃથ્વીની પ્રદક્ષિણા કરવાની જબરદસ્ત સફરે ઊપડ્યો. સર વૉલ્ટર રૅલેએ આટ્લાંટિક મહાસાગર ઓળંગ્યો અને જેને આજે આપણે યુનાઇટેડ સ્ટેટ્સ કહીએ છીએ તેના પૂર્વ કિનારા ઉપર એક વસાહત સ્થાપવા કોશિશ કરી. વર્જિન એટલે અવિવાહિત રાણી ઇલિઝાબેથનું સન્માન કરવા તે વસાહતનું નામ વર્જિનિયા પાડવામાં આવ્યું. તંબાકુ પીવાની ટેવ વૉલ્ટર રૅલેએ અમેરિકાથી લાવીને પહેલવહેલી યુરોપમાં દાખલ કરી. પછી તો સ્પેનિશ આર્મેડાની ચડાઈ આવી. અને સ્પેનનું

આ ભારે સાહસ સંપૂર્ણપણે નિષ્ફળ નીવડ્યું તેથી ઇંગ્લંડને ભારે પ્રોત્સાહન મળ્યું. લોકોનું લક્ષ આ બાબતોમાં પરોવાયું તથા તેમનું મન પરદેશો તરફ વળ્યું એ સિવાય આ બધી વસ્તુઓને રાજા અને પાર્લમેન્ટ વચ્ચેના ઝઘડા સાથે ઝાઝો લેવાદેવા નથી. પરંતુ ટ્યૂડર કાળમાં પણ અંદરખાને તો તકલીફ પેદા થઈ રહી હતી.

ઇલિઝાબેથના અમલનો સમય એ ઇંગ્લન્ડનો સૌથી જ્વલંત યુગ છે. ઇલિઝાબેથ મહાન રાણી હતી અને તેના સમયમાં ઇંગ્લંડમાં ઘણા મહાપુરુષો અને કર્મવીરો પાક્યા. પરંતુ એ રાણી અને તેના સાહસિક સરદારો (નાઇટ્સ) કરતાં એ પેઢીના કવિઓ તથા નાટકકારો વધારે મહાન હતા. અમર વિલિયમ શેક્સપિયર એ સૌને મોખરે છે. એનાં નાટકો તો આજે દુનિયાભરમાં પરિચિત છે પરંતુ એના જીવન વિષે આપણને નહિ જેવી જ માહિતી છે. આપણને આનંદથી છલકાવનાર અને અંગ્રેજી ભાષાને સમૃદ્ધ કરનાર અનેક રત્નોના કેટલાક તેજસ્વી સર્જકોમાંનો તે એક છે. ઇલિઝાબેથના યુગનાં નાનાં નાનાં ઊર્મિકાવ્યોમાં જે વિશિષ્ટ પ્રકારનું માધુર્ય છે તે બીજાં કાવ્યોમાં મળતું નથી. સાદી અને સુમધુર વાણીમાં પોતાની વિશિષ્ટ રીતથી રોજની ઘટનાઓ વર્ણવતાં પ્રસન્નતાપૂર્વક તેઓ આગળ વધે છે. લીટન સ્ટ્રેચી નામના એક અંગ્રેજ વિવેચકે આ યુગ વિષે કહ્યું છે કે, 'ઇલિઝાબેથના જમાનાના એ ગૌરવવંતા પુરુષોની ઉદાત્ત અને પ્રબળ ભાવનાએ એક જ ચમત્કારી પેઢીમાં દુનિયામાં આજ સુધી અજોડ એવો નાટકોનો વારસો ઇંગ્લંડને આપ્યો છે.'

ઇલિઝાબેથ ૧૬૦૩ની સાલમાં એટલે કે, મહાન અકબરના મૃત્યુ પહેલાં બે વરસ આગળ મરણ પામી. તેની પછી સ્કૉટલૅન્ડનો રાજા ઇંગ્લંડની ગાદી ઉપર આવ્યો. કેમકે તે સૌથી નજીકનો ગાદીનો હકદાર મનાતો હતો. જેમ્સ ૧લા તરીકે તે ઇંગ્લંડની ગાદીએ બેઠો અને આમ ઇંગ્લંડ તથા સ્કૉટલૅંડનું એકત્ર રાજ્ય બન્યું. જે કાર્ય હિંસાથી સધાયું નહોતું તે આમ શાંતિથી પાર પડ્યું. જેમ્સ ૧લો રાજાના દૈવી હકના સિદ્ધાંતમાં માનનારો હતો અને પાર્લમેન્ટ પ્રત્યે તેને અણગમો હતો. ઇલિઝાબેથ જેટલો તે ચતુર નહોતો અને થોડા જ વખતમાં પાર્લમેન્ટ અને તેની વચ્ચે ઝઘડો ઊભો થયો. એના રાજ્ય-અમલ દરમ્યાન ૧૬૨૦ની સાલમાં ઇંગ્લંડના કેટલાક અણનમ પ્રૉટેસ્ટંટો પોતાના વતનનો હંમેશને માટે ત્યાગ કરીને 'મેફ્લાવર' વહાણમાં બેસીને

અમેરિકામાં વસવાટ કરવાને ચાલ્યા ગયા. જેમ્સ ૧લાના આપખુદ વર્તન સામે તેમનો વિરોધ હતો. વળી ઇંગ્લંડનું ચર્ચ યા ધર્મતંત્ર પણ તેમને પસંદ નહોતું. એ ચર્ચને તેઓ પૂરેપૂરું પ્રૉટેસ્ટંટ નહોતા માનતા. આથી તેમણે પોતાનું વતન તથા ઘરબાર ત્યજ્યાં અને આટલાંટિક મહાસાગરની પેલી પાર આવેલા નવા અને જંગલોથી છવાયેલા મુલકમાં જવાને તેઓ નીકળી પડ્યા. ઉત્તર કિનારાના એક સ્થાન આગળ તેઓ ઊતર્યાં. એ સ્થળને તેમણે ન્યૂ પ્લીમથ નામ આપ્યું. એમના પછી તો વધારે ને વધારે વસાહતીઓ ત્યાં આવવા લાગ્યા અને ધીમે ધીમે તેમની વસાહતોની સંખ્યા વધતી ગઈ. આ રીતે થોડા જ વખતમાં પૂર્વ કિનારા ઉપર આવી તેર વસાહતો કે સંસ્થાનો ઊભાં થયાં. આ સંસ્થાનોમાંથી આખરે યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા બન્યું. પણ એ તો હજી બહુ આગળની વાત છે.

જેમ્સ ૧લાનો પુત્ર ચાર્લ્સ ૧લો હતો. ૧૬૨૫ની સાલમાં તે ગાદીએ આવ્યો ત્યાર પછી તો થોડા જ વખતમાં મામલો ગંભીર બન્યો. એથી કરીને ૧૬૨૮ની સાલમાં પાર્લમેંટે તેની આગળ 'પિટીશન ઑફ રાઇટ' એટલે કે હકો માટેની અરજી રજૂ કરી. ઇંગ્લંડના ઇતિહાસનો એ બહુ મશહૂર દસ્તાવેજ છે. એ અરજીમાં રાજાને જણાવવામાં આવ્યું કે તે નિરંકુશ શાસક નથી અને ઘણી વસ્તુઓ કરવાનો તેને અધિકાર નથી. લોકો ઉપર તે ગેરકાયદે કર ન નાખી શકે તેમજ મરજી ફાવે તેમ તેમને કેદખાનામાં પણ ન પૂરી શકે. હિંદનો અંગ્રેજ વાઇસરૉય જે વસ્તુ ૨૦મી સદીમાં કરે છે તે ૧૭મી સદીમાં પણ ઇંગ્લંડનો રાજા કરી શકતો નહોતો — એટલે કે, તે ન તો ઑર્ડિનન્સો કાઢી શકતો કે ન તો પોતાની રૈયતને પોતાની મરજી મુજબ કેદખાનામાં નાખી શકતો.

અમુક વસ્તુ તે કરી શકે અને અમુક ન કરી શકે એમ તેને જણાવવામાં આવ્યું તેથી ચિડાઈને તેણે પાર્લમેન્ટ બરખાસ્ત કરી અને તેના વિના જ રાજવહીવટ ચલાવવા માંડ્યો. થોડાં વરસો પછી તેને નાણાંની એટલી તો ભીડ પડી કે તેને બીજી પાર્લમેન્ટ બોલાવવાની ફરજ પડી. પાર્લમેન્ટ વિના ચાર્લ્સે જે કંઈ કાર્યો કર્યાં તેથી પ્રજા અતિશય કોપાયમાન થઈ હતી અને નવી પાર્લમેન્ટ તેની સામે લડવાને બાનું જ શોધતી હતી. બે જ વરસની અંદર એટલે કે ૧૬૪૨ની સાલમાં રાજા અને પાર્લમેન્ટ વચ્ચે આંતરવિગ્રહ શરૂ થયો. ઘણાખરા ઉમરાવો તથા મોટા ભાગનું

લશ્કર રાજાના પક્ષમાં હતું અને ધનિક વેપારીઓ તથા લંડન શહેર પાર્લમેન્ટના પક્ષમાં હતાં. આ વિગ્રહ ઘણાં વરસો સુધી ચાલ્યાં કર્યો. આખરે પાર્લમેન્ટને પક્ષે ઓલીવર ક્રોમવેલ નામનો મહાન નેતા પેદા થયો. તે સમર્થ વ્યવસ્થાકાર, અને કડક શિસ્તપાલનનો પુરસ્કર્તા હતો. વળી પોતાનું ધ્યેય સિદ્ધ કરવા માટે તેનામાં ધાર્મિક ધગશ હતી. કાર્લાઇલ તેને વિષે કહે છે કે, "યુદ્ધનાં કારમાં જોખમોમાં, અને રણક્ષેત્રની વિષમ પરિસ્થિતિમાં જ્યારે સૌ કોઈ હતાશ થઈ ગયા હતા ત્યારે આશા તેનામાં અગ્નિની શિખાની પેઠે ઝળકી રહી હતી." ક્રોમવેલે નવું સૈન્ય તૈયાર કર્યું. એના સૈનિકો 'આયર્ન સાઇડ્ઝ' એટલે કે વજ્રકાય કહેવાતા હતા. તેણે એ સૈનિકોમાં પોતાની ધગશ અને શિસ્તનો સંચાર કર્યો. પાર્લમેન્ટના સૈન્યના 'પ્યુરીટનો'એ ચાર્લ્સના કૅવેલિયરોનો — ચાર્લ્સના સૈનિકો કૅવેલિયર્સ કહેવાતા હતા — સામનો કર્યો. છેવટે ક્રોમવેલનો વિજય થયો અને રાજા ચાર્લ્સ પાર્લમેન્ટનો કેદી બન્યો.

પાર્લમેન્ટના કેટલાક સભ્યો હજી પણ રાજા સાથે સમાધાન કરવા ચહાતા હતા. પરંતુ ક્રોમવેલના નવા સૈન્યે એ વાત કાને ધરી નહિ અને એ સૈન્યના કર્નલ પ્રાઇડ નામના એક અમલદારે હિંમતપૂર્વક પાર્લમેન્ટમાં ઘૂસી જઈને આવા બધા સભ્યોને હાંકી કાઢ્યા. તેનું આ કૃત્ય 'પ્રાઇડના જુલાબ' તરીકે ઓળખાય છે. આ બહુ આકરો ઇલાજ હતો અને પાર્લમેન્ટ માટે તે બહુ શોભારૂપ નહોતો. પાર્લમેન્ટે રાજાની આપખુદી સામે વિરોધ ઉઠાવ્યો હતો પણ હવે પાર્લમેન્ટના પોતાના જ સૈન્યનું પરિબળ વધી ગયું અને તેના કાયદાઓના શબ્દોની ઝીણવટની તેને લેશમાત્ર પણ પરવા નહોતી. ક્રાંતિનો રાહ આવો જ હોય છે.

આમની સભાના બાકીના સભ્યો — એ રમ્પ પાર્લમેન્ટના નામથી ઓળખાય છે — એ ઉમરાવની સભાના વિરોધને ગણકાર્યા વિના ચાર્લ્સ ઉપર મુકદ્દમો ચલાવવાનો નિર્ણય કર્યો. અને 'જુલમગાર, દેશદ્રોહી, ખૂની અને દેશના દુશ્મન' તરીકે તેને મોતની શિક્ષા ફરમાવી. તથા એક સમયના રાજા તથા રાજ્ય કરવાના પોતાના દૈવી હકની વાત કરનાર આ પુરુષનો લંડનમાં વ્હાઇટહૉલ આગળ શિરચ્છેદ કરવામાં આવ્યો.

રાજાઓ પણ ઇતર લોકની જેમ જ મરે છે. પણ ઇતિહાસ ઉપરથી જણાય છે કે એમાંના કેટલાક કમોતે મૂઆ હતા. આપખુદ રાજાશાહીમાં ગુપ્ત રીતે ખૂનો સારી પેઠે થાય છે. અંગ્રેજ રાજકર્તાઓએ ભૂતકાળમાં એ ઉપાય ઠીક ઠીક અજમાવ્યો હતો. પરંતુ એક ચૂંટણીથી

રચાયેલી સભા ન્યાયની અદાલત બની જઈ રાજા ઉપર કામ ચલાવે તથા તેને શિક્ષા ફરમાવીને તેઓ શિરચ્છેદ કરે એ તો અવનવી અને દિંગ કરી મૂકે એવી ઘટના હતી. અતિશય સ્થિતિચુસ્ત અને ઝડપી સુધારો કરવા પ્રત્યે અણગમો સેવનારી અંગ્રેજ પ્રજા જાલિમ અને દેશદ્રોહી રાજાની સાથે કેવી રીતે કામ લેવું એનો દાખલો બેસાડે એ વસ્તુ ખરેખર વિચિત્ર લાગે છે. પણ એમ કહી શકાય કે એ કૃત્યમાં સમગ્ર અંગ્રેજ પ્રજા કરતાં ક્રોમવેલના અનુયાયી 'વજ્રકાય' સૈનિકોએ વધારે આગળ પડતો ભાગ લીધો હતો.

એથી કરીને યુરોપના રાજાઓ, સમ્રાટો તથા નાનાં નાનાં રજવાડાં અતિશય ચોંકી ઊઠયાં. સામાન્ય જનસમૂહ એવો ધૃષ્ટ બને અને ઇંગ્લંડનું અનુકરણ કરે તો તેમની શી વલે થાય? તેમનામાંના ઘણાઓએ તો ઇંગ્લંડ ઉપર ચડાઈ કરી તેને ચગદી નાખ્યું હોત પરંતુ એ સમયે ઇંગ્લંડનું રાજ્યસૂત્ર નમાલા રાજાના હાથમાં નહોતું. ઇંગ્લંડ તેના ઇતિહાસમાં પહેલ-વહેલું પ્રજાતંત્ર બન્યું હતું. ક્રોમવેલ તથા તેનું સૈન્ય તેની રક્ષા કરવા માટે ખડાં હતાં. વાસ્તવમાં ક્રોમવેલ સરમુખત્યાર જ હતો. તે 'લૉર્ડ પ્રોટેક્ટર' એટલે કે પાલકના નામથી ઓળખાતો હતો. તેના કડક અને દક્ષ અમલ દરમ્યાન ઇંગ્લંડનું સામર્થ્ય વધ્યું અને તેના નૌકાકાફલાએ હોલેંડ, ફ્રાંસ તથા સ્પેનના કાફલાઓને હાંકી કાઢ્યા. આ સમયે ઇંગ્લંડ પહેલી જ વાર સમુદ્ર ઉપર પ્રભુત્વ જમાવનાર યુરોપનું અગ્રગણ્ય રાજ્ય બન્યું.

પણ ઇંગ્લંડનું પ્રજાતંત્ર લાંબો કાળ ટક્યું નહિ. ચાર્લ્સના મરણ પછી પૂરાં અગિયાર વરસ પણ તે ન ટક્યું. ૧૬૫૮ની સાલમાં ક્રોમવેલ મરણ પામ્યો અને તે પછી બે વરસ બાદ પ્રજાતંત્રનો અંત આવ્યો. ૧લા ચાર્લ્સના પુત્રે ભાગી જઈને પરદેશમાં શરણ શોધ્યું હતું તે ઇંગ્લંડ પાછો આવ્યો. ઇંગ્લંડમાં તેને વધાવી લેવામાં આવ્યો. અને રજો ચાર્લ્સ એ નામથી તેનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. આ બીજો ચાર્લ્સ અધમ અને ચારિત્રહીન પુરુષ હતો. અને રાજ્યપદને તે કેવળ મોજમજા કરવાનું એક સાધન સમજતો હતો. પણ પાર્લમેન્ટનો વધારે પડતો વિરોધ ન કરવા જેટલો તે ચતુર હતો. ફ્રાંસના રાજા તરફથી એને છૂપી રીતે પૈસા પણ મળતા હતા. ક્રોમવેલના અમલ દરમ્યાન ઇંગ્લંડે યુરોપમાં મેળવેલી પ્રતિષ્ઠા તેણે ગુમાવી અને ડચ લોકોએ છેક ટેમ્સ નદીના બારા સુધી આવીને અંગ્રેજ કાફલાને બાળી મૂક્યો.

ચાર્લ્સની પછી તેનો ભાઈ રજો જેમ્સ ગાદીએ આવ્યો. અને

તરત જ પાર્લમેન્ટ સાથેનો વિખવાદ શરૂ થયો. જેમ્સ ભાવિક કૅથલિક હતો અને તે ઇંગ્લંડ ઉપર પોપનું પ્રભુત્વ ફરીથી સ્થાપવા ચહાતો હતો. ધર્મ વિષે અંગ્રેજ પ્રજાના વિચારો ગમે તે હો, અને એ બાબતમાં તેમના નિશ્ચિત વિચારો નહોતા — પણ મોટા ભાગના લોકો પોપ તથા 'પોપની લીલા'ના કટ્ટર વિરોધી હતા. આ પ્રચલિત ભાવનાની સામે જેમ્સ કશું ન કરી શક્યો. તેણે પાર્લમેન્ટનો રોષ વહોર્યો અને આખરે તેને આશરા માટે ફ્રાંસ ભાગી જવું પડ્યું.

પાર્લમેન્ટે ફરીથી રાજા ઉપર વિજય મેળવ્યો. પણ આ વખતે તો આંતરવિગ્રહ વિના અને બિલકુલ શાંતિપૂર્વક તે ફતેહમંદ નીવડી. હવે દેશમાં કોઈ રાજા રહ્યો નહિ. પણ ઇંગ્લંડ ફરીથી પ્રજાતંત્ર થનાર નહોતું. કહેવાય છે કે, એક અંગ્રેજને લૉર્ડ અથવા ઉમરાવ ગમે છે, રાજાઓનો ભભકો અને ડોળદમાક તેને એથીયે વધારે પ્રિય છે. એથી કરીને પાર્લમેન્ટે નવા રાજાની તલાશ કરી અને હોલૅંડના ઑરેંજ કુળમાંથી તેમને તે મળી આવ્યો. ૧૦૦ વરસ પૂર્વે હોલેન્ડની સ્પેન સામેની મહાન લડતનો નેતા મૂક વિલિયમ ( વિલિયમ ધ સાઇલન્ટ ) એ કુળે નેધરલૅન્ડ્ઝને આપ્યો હતો. આ વખતે પણ એ જ ઑરેંજ કુળમાં બીજો એક વિલિયમ થયો હતો અને તે ઇંગ્લંડની રાજકુંવરી મેરી જોડે પરણ્યો હતો. એટલે ૧૬૮૮ની સાલમાં આ વિલિયમ તથા મેરીને ઇંગ્લંડનાં સંયુક્ત શાસક બનાવવામાં આવ્યાં. પાર્લમેંટના હાથમાં હવે સર્વોપરી સત્તા આવી હતી અને પાર્લમેન્ટમાં જે લોકોનું પ્રતિનિધિત્વ હતું તેમના હાથમાં સત્તાનાં સૂત્રો સોંપી ઇંગ્લંડની ક્રાંતિની પૂર્ણાહુતિ થઈ. એ સમયથી ઇંગ્લંડના કોઈ પણ રાજા કે રાણીએ પાર્લમેન્ટની સત્તાનો સામનો કરવાની હામ ભીડી નથી. બેશક, સીધો સામનો કે પડકાર કર્યા વિના પણ કાવાદાવા કે દબાણ કરવાની બીજી અનેક રીતો છે અને ઘણા અંગ્રેજ રાજકર્તાઓએ એ પછી એનો આશરો લીધો હતો.

પાર્લમેન્ટ હવે સર્વોપરી બની એ ખરું. પરંતુ એ પાર્લમેન્ટ કેવી હતી ? ઇંગ્લંડની સમગ્ર આમજનતાનું પ્રતિનિધિત્વ એ ધરાવતી હતી એમ માની લઈશ નહિ. અંગ્રેજ પ્રજાના બહુ નાના ભાગનું પ્રતિનિધિત્વ એ ધરાવતી હતી. એના નામ ઉપરથી સૂચિત થાય છે તેમ ઉમરાવોની સભા મોટા મોટા ઉમરાવો ( લૉર્ડ ) અથવા જમીનદારો અને બિશપોનું પ્રતિનિધિત્વ ધરાવતી હતી. આમની સભા પણ જમીન-જાગીર ધરાવનાર ધનિકો તથા તવંગર વેપારીઓની સભા હતી. બહુ

ઓછા લોકોને મતાધિકાર હતો. આજથી સો વરસ ઉપરના સમય સુધી ત્યાં આગળ કેટલાક મતવિભાગો તો અમુક વ્યક્તિઓના ગજવામાં હતા. એથી કરીને એવા મતવિભાગો 'ખિસ્સા મતવિભાગો' (પૉકેટ બરોઝ) તરીકે ઓળખાતા. આખા મત વિભાગમાં એક યા બે મતદારો હતા અને તે પોતાનો એક પ્રતિનિધિ પાર્લમેન્ટમાં મોકલતા! કહેવાય છે કે, ૧૭૯૩ની સાલમાં આમની સભાના ૩૦૬ સભ્યોને એકંદરે માત્ર ૧૬૦ મતદારોએ ચૂંટ્યા હતા. ઓલ્ડ સેરૂમ નામનું એક નાનકડું ગામડું પાર્લમેન્ટમાં બે સભ્યો મોકલતું. આ ઉપરથી તને જણાશે કે, પ્રજાનો મોટો ભાગ મતાધિકારથી વંચિત હતો અને પાર્લમેન્ટમાં તેમનું પ્રતિનિધિત્વ નહોતું. આમની સભા સમગ્ર જનતાની સંસ્થા નહોતી. શહેરોમાં આગળ આવતા નવા મધ્યમ વર્ગનું પણ તેમાં પ્રતિનિધિત્વ નહોતું. કેવળ જમીનદારવર્ગ અને ગણ્યાગાંઠ્યા ધનિક વેપારીઓનું તેમાં પ્રતિનિધિત્વ હતું. પાર્લમેન્ટની જગ્યાઓનું લિલામ થતું અને એ બાબતમાં ભારે રુશવતખોરી ચાલતી. આ બધું છેક ૧૮૩૨ની સાલ સુધી એટલે કે આજથી ૧૦૦ વરસ પહેલાંના સમય સુધી ચાલતું હતું. આખરે ભારે ચળવળને પરિણામે ૧૮૩૨ના સાલમાં 'રિફૉર્મ બિલ' પસાર કરવામાં આવ્યું અને એથી થોડા વધારે લોકોને મતાધિકાર મળ્યો.

આ ઉપરથી જણાશે કે પાર્લમેન્ટનો રાજા ઉપરનો વિજય એ વાસ્તવિક રીતે ગણ્યાગાંઠ્યા તવંગર લોકોનો વિજય હતો. આ મૂઠીભર જમીનદારો અને મૂઠીભર વેપારીઓ ઇંગ્લંડનો રાજવહીવટ ચલાવતા હતા. બાકીના બધા વર્ગોનો એટલે કે લગભગ આખી પ્રજાનો એમાં લેશમાત્ર પણ અવાજ નહોતો.

એ જ રીતે, સ્પેન સાથેની મહાન લડત પછી ઊભું થયેલું હૉલેંડનું પ્રજાતંત્ર પણ ધનિકોનું જ પ્રજાતંત્ર હતું એ હકીકત તારે ધ્યાનમાં રાખવી જોઈએ.

વિલિયમ તથા મેરી પછી મેરીની બહેન ઍન ઇંગ્લંડની રાણી બની. ૧૭૧૪માં એના મરણ પછી બીજો રાજા કોને બનાવવો એ વિષે વળી પાછી મુશ્કેલી ઊભી થઈ. પાર્લમેન્ટે રાજાની શોધ માટે જર્મની સુધી નજર દોડાવી. તેણે એક જર્મનને પસંદ કર્યો અને જ્યૉર્જ ૧લો એ નામથી તેને ઇંગ્લંડની ગાદી ઉપર બેસાડ્યો. એ તે સમયે હૅનોવરનો ઇલેક્ટર હતો. ઘણું કરીને તે કમઅક્કલ હતો અને ચતુરાઈનું તેનામાં નામ પણ ન હતું એટલા ખાતર પાર્લમેન્ટે તેને

પસંદ કર્યો હતો. ચતુર રાજા કરતાં બેવકૂફ રાજા વધારે સારો; કેમકે રાજા ચતુર હોય તો તે કદાચ પાર્લમેન્ટના કાર્યમાં દખલ પણ કરે. ૧લો જ્યૉર્જ અંગ્રેજી ભાષા પણ બોલી શકતો નહોતો. ખુદ અંગ્રેજોનો રાજા અંગ્રેજી ભાષાથી અજાણ્યું હતો. તેના પુત્ર રજા જ્યૉર્જને પણ નહિ જેવું જ અંગ્રેજી આવડતું. આ રીતે ઇંગ્લંડની ગાદી ઉપર હૅનોવર વંશની સ્થાપના થઈ. આજે પણ ઇંગ્લંડની ગાદી ઉપર એ જ વંશ ચાલુ છે. તે રાજ્ય કરે છે એમ તો ભાગ્યે જ કહી શકાય કેમકે શાસન અને બધો રાજવહીવટ તો પાર્લમેન્ટ જ કરે છે.

૧૬મી તથા ૧૭મી સદી દરમ્યાન ઇંગ્લંડ અને આયર્લૅન્ડ વચ્ચે ભારે વિદ્વેષ અને સંઘર્ષ ચાલ્યા કર્યા. ઇલિઝાબેથ તથા ૧લા જેમ્સના અમલમાં આયર્લૅન્ડ જીતી લેવાના પ્રયત્નો કરવામાં આવ્યા અને એ સમય દરમ્યાન ત્યાં આગળ વારંવાર બંડો અને કતલો થતાં રહ્યાં. ૧લા જેમ્સે આયર્લૅન્ડની ઉત્તરમાં આવેલા અલ્સ્ટર પરગણાના મોટા ભાગની જમીનજાગીરો જપ્ત કરી લીધી અને તેમાં સ્કૉટલૅંડના પ્રૉટેસ્ટન્ટોને લાવીને વસાવ્યા. એ સમયથી આજ સુધી એ વસાહતીઓ ત્યાં રહ્યા છે અને એને લીધે આયર્લૅન્ડની પ્રજાના બે ભાગલા પડી ગયા — આયર્લૅન્ડવાસીઓ અને સ્કૉટલૅન્ડના વસાહતીઓ, એક કૅથલિક અને બીજા પ્રૉટેસ્ટંટ. ઉભય વચ્ચે પરસ્પર ભારે તિરસ્કાર છે; અને આ ફાટફૂટથી બેશક ઇંગ્લંડને તો લાભ જ થયો છે. શાસકો હમેશાં ફૂટ પાડીને રાજ્ય કરવાની નીતિમાં જ માનતા આવ્યા છે. આજે પણ અલ્સ્ટર એ આયર્લૅન્ડનો સૌથી જટિલ કોયડો છે.

ઇંગ્લંડના આંતરવિગ્રહ દરમ્યાન આયર્લૅન્ડમાં અંગ્રેજોની કતલ કરવામાં આવી હતી. ક્રૉમવેલે આયરિશ લોકોની ક્રૂરપણે કતલ કરીને તેનું વેર લીધું. આયર્લૅન્ડના લોકો આજે પણ એ કડવું સ્મરણ તાજું રાખી રહ્યા છે. એ પછી લડાઈ થઈ અને અનેક વાર સમજૂતી પણ થઈ. પણ ઇંગ્લંડે એ સમજૂતીઓનો વારંવાર ભંગ કર્યો. આયર્લૅન્ડની યાતનાઓનો ઇતિહાસ અતિશય લાંબો અને દુઃખદ છે.

તને એ જાણીને આનંદ થશે કે 'ગુલિવર્સ ટ્રાવેલ્સ' એટલે 'ગુલિવરની સફરો'નો લેખક જોનાથન સ્વિફ્ટ આ અરસામાં એટલે કે ૧૬૬૭થી ૧૭૪૫ની સાલના ગાળામાં થઈ ગયો. બાલસાહિત્યનું એ સુપ્રસિદ્ધ પુસ્તક છે. પણ વસ્તુતાએ તો એ તેના જમાનાના ઇંગ્લંડ વિષે કટાક્ષનો ગ્રંથ છે. 'રૉબિન્સન ક્રૂઝો'નો લેખક ડૅનિયલ ડીફો સ્વિફ્ટનો સમકાલીન હતો.

# ૮૮

## બાબર

૩ સપ્ટેમ્બર, ૧૯૩૨

હવે આપણે પાછાં હિંદુસ્તાન આવીશું. આપણે થોડો સમય યુરોપને આપ્યો, તેની ગડમથલો, ઝઘડાઓ અને યુદ્ધો નિહાળ્યાં અને ૧૬મી તથા ૧૭મી સદી દરમ્યાન ત્યાં શું બની રહ્યું હતું તે સમજવા પ્રયત્ન કર્યો. યુરોપના એ સમય વિષે તારા ઉપર કેવી છાપ પડી હશે એની તો મને ખબર નથી. એ વિષે તને ચાહે તે છાપ પડી હો, પણ મને ખાતરી છે કે એ છાપ સાવ નિર્મળ અને સ્પષ્ટ તો ન જ હોય. અને એમાં તાજુબ થવા જેવું જરાયે નથી; કેમકે એ સમયનું યુરોપ અનેક પ્રકારની વિષમતાઓ અને વિચિત્રતાઓથી ભરેલું હતું. સતત અને હેવાનિયતભરી લડાઈઓ, ઇતિહાસમાં જેનો જોટો જડવો મુશ્કેલ છે એવી ધર્માંધતા અને ક્રૂરતા, રાજાઓની આપખુદી અને રાજ્ય કરવાનો તેમનો દૈવી અધિકાર, નમાલો બની ગયેલો ઉમરાવ વર્ગ અને આમપ્રજાનું નિર્લજ્જ શોષણ આ બધું યુરોપમાં તે સમયે હતું. એ બધાની તુલનામાં ચીન તો યુરોપ કરતાં આપણને યુગોના યુગો જેટલું આગળ લાગે છે. તે તો સંસ્કારી, કળાપ્રિય, સહિષ્ણુ, અને પ્રમાણમાં શાંત દેશ હતો. છિન્નભિન્ન થઈ ગયેલું અને અધોગતિને પંથે વળેલું હિંદુસ્તાન પણ ઘણી બાબતોમાં યુરોપ કરતાં ચડિયાતું હતું.

પણ યુરોપની એક બીજી અને વધારે ઉજ્જવળ બાજુ પણ આપણી નજરે પડે છે. ત્યાં આગળ એ સમયે અર્વાચીન વિજ્ઞાનનો આરંભ થતો જણાય છે તથા જનતાનો સ્વાતંત્ર્યનો ખ્યાલ પણ વિકસતો અને રાજાઓનાં રાજ્યાસનોને કંપાવતો માલૂમ પડે છે. આ બધાના મૂળમાં અને આ તેમજ બીજી બધી પ્રવૃત્તિઓના કારણરૂપે પશ્ચિમ તથા વાયવ્ય યુરોપના દેશોના વાણિજ્ય તથા ઉદ્યોગોનો વિકાસ હતો. દૂર દૂરના દેશો સાથે વેપાર ખેડતા વેપારીઓથી ભરેલાં અને કારીગરોની ઔદ્યોગિક પ્રવૃત્તિઓથી ગાજતાં મોટાં મોટાં શહેરો ઠેર ઠેર ઊભાં થયાં. પશ્ચિમ યુરોપના બધા દેશોમાં શિલ્પીઓ

તથા કારીગરોનાં મંડળો સ્થપાયાં. આ વેપારીઓ તથા હુન્નર ઉદ્યોગમાં પડેલા લોકોનો ભદ્ર સમાજ,—બૂર્ઝવા—અથવ ો મધ્યમવર્ગ બન્યો. આ વર્ગ આગળ પ્રગતિ કરતો ગયો તો ખરો પણ માર્ગમાં તેને રાજકીય, સામાજિક તેમજ ધાર્મિક વગેરે અનેક નડતરોનો સામનો કરવો પડ્યો. રાજ્યવ્યવસ્થા તેમજ સમાજવ્યવસ્થામાં હજીયે ફ્યૂડલ વ્યવસ્થાના અવશેષો ટકી રહ્યા હતા. આ સામાજિક પ્રથાના દિવસો વીતી ગયા હતા એટલે નવી પરિસ્થિતિ સાથે તેનો મેળ ખાય એમ નહોતું. વળી વેપારરોજગાર તથા હુન્નરઉદ્યોગોમાં તે નડતરરૂપ હતી. ફ્યૂડલ ઉમરાવો અનેક પ્રકારના કર તથા જકાતો ને લાગાઓ લેતા હતા. એથી વેપારીઓની ભારે સતામણી થતી. એથી કરીને એ બૂર્ઝવા એટલે મધ્યમ વર્ગે એ વર્ગને સત્તા ઉપરથી ખસેડવાની કોશિશ કરવા માંડી. રાજાને પણ ફ્યૂડલ ઉમરાવો ગમતા નહોતા, કેમકે તેઓ તેની સત્તા ઉપર તરાપ મારવા ચહાતા હતા. એટલે રાજા અને મધ્યમ વર્ગ એકબીજાના મળતિયા થઈ ગયા અને ફ્યૂડલ ઉમરાવોની ખરી સત્તા તેમણે છીનવી લીધી. પરંતુ એને પરિણામે રાજા વધારે બળવાન અને આપખુદ બન્યો.

એ જ રીતે પશ્ચિમ યુરોપનું તે સમયનું ધર્મતંત્ર તથા પ્રચલિત ધાર્મિક વિચારો અને વેપારવણજ વિષેના ખ્યાલો વેપાર અને ઉદ્યોગોના વિકાસમાં અંતરાયરૂપ હતા એમ નવા વર્ગોને લાગતું હતું. ખુદ ધર્મ પણ ફ્યૂડલ પ્રથા સાથે અનેક રીતે સંકળાયેલો હતો અને આગળ હું તને કહી ગયો છું કે ચર્ચ તો સૌથી મોટો ફ્યૂડલ જમીનદાર હતું. ઘણાં વરસોથી રોમન ચર્ચ યા ધર્મતંત્રની ટીકા તથા તેનો વિરોધ કરનાર વ્યક્તિઓ અને મંડળો અવારનવાર પેદા થતાં હતાં. પણ એમને લીધે પરિસ્થિતિમાં ઝાઝો ફેર ન પડ્યો. પણ હવે તો આગળ વધતા જતા આખા બૂર્ઝવા અથવા મધ્યમ વર્ગને ફેરફાર જોઈતો હતો એટલે સુધારા માટેની હિલચાલ પ્રચંડ બની.

આ બધા ફેરફારો તથા જેનો આપણે આગળ વિચાર કરી ગયાં છીએ તે બધી હિલચાલો મધ્યમ વર્ગને મોખરે લાવનાર ક્રાંતિનાં ભિન્ન ભિન્ન પાસાંઓ અથવા તો ભૂમિકાઓ હતી. પશ્ચિમ યુરોપના બધા દેશોમાં પ્રગતિનો ક્રમ તો લગભગ આ જ હતો એમ જણાય છે; જો કે જુદા જુદા દેશોમાં તે જુદે જુદે કાળે થઈ હતી. એ કાળ દરમ્યાન અને એ પછી પણ ઘણા લાંબા સમય સુધી પૂર્વ યુરોપ

ઔદ્યોગિક વિકાસમાં બહુ પછાત રહ્યો એટલે ત્યાં આગળ એવો કશો ફેરફાર થયો નહિ.

ચીન તેમજ હિંદુસ્તાનમાં પણ એ સમયે સંખ્યાબંધ કારીગરો તથા શિલ્પીઓ હતા તેમજ તેમનાં મંડળો પણ હતાં. ઉન્નરઉદ્યોગો પણ પશ્ચિમ યુરોપ જેટલા જ અથવા વધારે વિકસેલા હતા. પરંતુ એ બંને દેશોમાં એ કાળે યુરોપની પેઠે વિજ્ઞાનનો વિકાસ તથા તેના જેવી પ્રજાકીય સ્વતંત્રતાની ધગશ આપણા જોવામાં આવતાં નથી. ઉભય દેશોમાં ધાર્મિક સ્વાતંત્ર્ય તેમજ ગામ, શહેર કે મંડળોમાં સ્થાનિક સ્વાતંત્ર્યની પરંપરા ચાલુ હતી. પોતાની સ્થાનિક બાબતોમાં કશી દખલ ન થાય ત્યાં સુધી લોકોને રાજાની સત્તા તથા તેની આપખુદીની ઝાઝી પરવા નહોતી. એ બંને દેશોની સમાજવ્યવસ્થા યુરોપની કોઈ પણ વસ્તુ કરતાં વધારે સ્થિર હતી અને તે ઘણા લાંબા કાળ સુધી ટકી હતી. પરંતુ એ વ્યવસ્થાની સ્થિરતા અને અચળતાએ જ વિકાસને રૂંધ્યો હોય એ બનવાજોગ છે. હિંદની ફાટફૂટ તથા અધોગતિને કારણે મોગલ બાબરે ઉત્તર હિંદુસ્તાન જીતી લીધું હતું એ આપણે આગળ જોઈ ગયાં છીએ. પ્રજા સ્વાતંત્ર્યના પ્રાચીન આર્ય ખ્યાલો સંપૂર્ણપણે ભૂલી ગઈ હોય અને ગમે તેવા શાસકને ચલાવી લેવા જેટલી પરવશ અને કંગાળ બની ગઈ હોય એમ જણાય છે. દેશને નવચેતન અર્પનાર મુસલમાનો પણ બીજાઓની જેમ નમાલા અને પરવશ બની ગયા હોય એમ લાગે છે.

પૂર્વની પુરાણી સંસ્કૃતિમાં જેનો અભાવ દીસતો હતો તે ચેતન અને શક્તિથી તરવરતું યુરોપ ધીમે ધીમે તેમની આગળ નીકળી ગયું. તેના પુત્રો દુનિયાના દૂર દૂરના ખૂણાઓ સુધી પહોંચે છે. સંપત્તિ અને વેપારની લાલસાથી તેના વહાણવટીઓ અમેરિકા તથા એશિયા તરફ આકર્ષાયા. અગ્નિ એશિયામાં ફિરંગી લોકોએ મલાક્કાના આરબ સામ્રાજ્યનો અંત આણ્યો એ આપણે આગળ જોઈ ગયાં. હિંદના દરિયા કિનારા ઉપર તેમજ પૂર્વ તરફના સમુદ્રોમાં બધે તેમણે પોતાનાં થાણાં નાખ્યાં હતાં. પરંતુ થોડા જ વખતમાં તેમનાના વેપારના તેમના ઇજારા ઉપર હોલેંડ અને ઇંગ્લંડે તરાપ મારી. એ બંને દરિયા ઉપર સત્તા જમાવનાર નવાં રાજ્યો હતાં. પોર્ટુગાલને પૂર્વના દેશોમાંથી હાંકી કાઢવામાં આવ્યું અને તેમના પૂર્વના વેપાર તથા સામ્રાજ્યનો અંત આવે છે. પોર્ટુગાલનું સ્થાન કંઈક અંશે ડચ અથવા વલંદાઓએ લીધું અને પૂર્વના ઘણાખરા ટાપુઓનો તેમણે કબજો લીધો. ૧૬૦૦ની

સાલમાં રાણી ઇલિઝાબેથે લંડનના વેપારીઓની ઇસ્ટ ઇન્ડિયા કંપનીને હિંદમાં વેપાર કરવાનો પરવાનો આપ્યો. બે વરસ પછી ડચ ઇસ્ટ ઇન્ડિયા કંપની સ્થપાઈ. આમ, યુરોપના એશિયાને ઓહિયાં કરવાના યુગનો આરંભ થાય છે. લાંબા સમય સુધી આ વસ્તુ મલાયા તેમજ પૂર્વના ટાપુઓ પૂરતી જ મર્યાદિત હતી. મિંગ વંશના અને સત્તરમી સદીના મધ્ય ભાગમાં સત્તા ઉપર આવેલા આરંભના મંચૂ રાજાઓના અમલ દરમ્યાન યુરોપ કરતાં ચીન અતિશય બળવાન હતું. જાપાન તો ૧૬૪૧ની સાલમાં એકેએક પરદેશીને હાંકી કાઢી પોતાનાં દ્વાર સદંતર બંધ કરી દેવાની હદ સુધી ગયું. અને એ સમય દરમ્યાન હિંદની શી સ્થિતિ હતી? હિંદની આપણી વાત ઘણી પાછળ રહી ગઈ છે એટલે આપણે એ ગાળો પૂરો કરીશું. આગળ ઉપર આપણે જોઈશું કે નવા મોગલ વંશના અમલમાં હિંદ એક બળવાન રાજ્ય બને છે અને તેના ઉપર યુરોપના હુમલાનો સંભવ નહોતો. પરંતુ યુરોપે ક્યારનુંયે સમુદ્ર ઉપર પ્રભુત્વ જમાવ્યું હતું.

એટલે આપણે હિંદુસ્તાન પાછાં ફરીએ. યુરોપ, ચીન, જાપાન અને મલેશિયામાં આપણે સત્તરમી સદીના અંત અને અઢારમીના આરંભ સુધી પહોંચ્યાં છીએ. પણ હિંદમાં તો આપણે હજી ૧૬મી સદીના આરંભમાં છીએ. એ સમયે બાબર હિંદમાં આવ્યો હતો.

૧૫૨૬ની સાલમાં દિલ્હીના દુર્બળ અને નમાલા સુલતાન ઉપર બાબરે મેળવેલા વિજય પછી હિંદમાં નવા યુગ અને નવા મોગલ સામ્રાજ્યનો આરંભ થાય છે. એક ટૂંકા ગાળા સિવાય તે ૧૫૨૬થી ૧૭૦૭ની સાલ સુધી એટલે કે ૧૮૧ વરસ સુધી ટક્યું. એ તેમના સામર્થ્ય અને કીર્તિનો યુગ હતો અને હિંદના મહાન મોગલની નામના એશિયા અને યુરોપમાં સર્વત્ર પ્રસરી હતી. એ વંશમાં ૬ મહાન રાજકર્તાઓ પાક્યા. પણ તેમના પછી સામ્રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું અને મરાઠા, શીખ તથા બીજાઓએ તે સામ્રાજ્યના પ્રદેશોમાંથી પોતપોતાનાં અલગ રાજ્યો સ્થાપ્યાં. અને તેમના પછી અંગ્રેજો અહીં આવ્યા. તેમણે મધ્યસ્થ સત્તાની પડતી અને દેશમાં વ્યાપેલા અંધેરનો લાભ ઉઠાવી ધીમે ધીમે અહીં પોતાની સત્તા જમાવી.

આગળ બાબર વિષે કંઈક તો હું કહી ચૂક્યો છું. તે ચંગીઝ અને તૈમુરના વંશમાંથી ઊતરી આવ્યો હતો અને તેમની મહત્તા

તથા યુદ્ધકૌશલ્ય પણ કેટલેક અંશે તેનામાં ઊતર્યાં હતાં. પરંતુ ચંગીઝના કાળ કરતાં મંગોલો હવે ઘણા સુધર્યા હતા અને બાબરના જેવો લાયક અને સંસ્કારી પુરુષ તે કાળે મળવો દુર્લભ હતો. સાંપ્રદાયિકતા કે ધર્માંધતા તેનામાં નહોતાં તથા તેના વડવાઓની જેમ તેણે સંહાર પણ નહોતો કર્યો. કળા અને સાહિત્ય ઉપર તેને અપાર પ્રેમ હતો અને તે પોતે પણ ફારસી કવિ હતો. ફૂલો અને બગીચાઓનો તે શોખીન હતો અને હિંદુસ્તાનની ગરમીમાં તે વારંવાર મધ્ય એશિયાના પોતાના વતનને યાદ કરતો. પોતાનાં સંસ્મરણોમાં તે કહે છે કે, 'ફરગાનાનાં 'વાયોલેટ' ફૂલો અતિશય સુંદર છે; અને લાલા તથા ગુલાબનાં ફૂલોનો તો તે ગંજ છે.'

તેનો બાપ મરણ પામ્યો અને તે સમરકંદનો રાજા બન્યો ત્યારે બાબર માત્ર અગિયાર વરસનો બાળક હતો. એનું કામ અતિશય કપરું હતું. અનેક દુશ્મનોની વચ્ચે તે ઘેરાયેલો હતો. આમ, જે વયે બાળક બાળાઓ શાળામાં ભણતાં હોય છે ત્યારે તરવાર ધારણ કરીને રણક્ષેત્રમાં તેને ઝૂઝવું પડયું હતું. તેણે પોતાની રાજગાદી ગુમાવી અને તે પાછી મેળવી તથા પોતાની સાહસિક કારકિર્દી દરમ્યાન તેને ભારે જોખમો ખેડવાં પડયાં: આમ છતાં પણ સાહિત્ય, કવિતા તથા કળા ઇત્યાદિ સાથે તેણે નિકટનો સંપર્ક સાધ્યો. મહત્ત્વાકાંક્ષા તેને આગળ ને આગળ પ્રેરતી રહી. કાબુલ જીત્યા પછી સિંધુ નદી ઓળંગીને તે હિંદમાં આવ્યો. તેનું સૈન્ય તો નાનકડું હતું પરંતુ યુરોપ અને પશ્ચિમ એશિયામાં તે સમયે વપરાતી નવીન પ્રકારની તોપો તેની પાસે હતી. તેની સામે લડવા આવેલું અફઘાનોનું મોટું દળ આ તાલીમ પામેલા નાનકડા સૈન્ય તથા તોપો આગળ છિન્નભિન્ન થઈ ગયું અને બાબરનો વિજય થયો. પરંતુ તેની મુસીબતોનો હજી અંત આવ્યો નહોતો અને તેનું ભાવિ અનેક વાર જોખમમાં આવી પડયું હતું. એક સમયે જ્યારે કટોકટીની ઘડી આવી પહોંચી ત્યારે તેના સેનાપતિઓએ તેને ઉત્તર તરફ પાછા ફરવાની સલાહ આપી. પરંતુ બાબર ગાંજ્યો જાય એવો ન હતો. તેણે જવાબ આપ્યો કે પાછા હઠવા કરતાં તો મારે મન મરવું બહેતર છે. મદિરાનો તેને શોખ હતો. તેના જીવનની આ કટોકટીની પળે મદિરાનો ત્યાગ કરવાનો તેણે સંકલ્પ કર્યો. અને મદિરાપાનના બધા પ્યાલાઓ તેણે ફોડી નાખ્યા. નસીબજોગે તે જીત્યો અને મદિરાત્યાગની પોતાની પ્રતિજ્ઞાનું તેણે પાલન કર્યું.

હિંદમાં આવ્યાને માંડ ચાર વરસ થયાં એટલામાં બાબર મરણ પામ્યો. આ ચારે વરસો લડાઈઝઘડામાં વીત્યાં અને એ દરમ્યાન તેને જરાયે આરામ મળ્યો નહિ. હિંદમાં તો તે પરાયા સમાન જ રહ્યો અને તેને વિષે તે સાવ અજાણ રહ્યો. આગ્રામાં તેણે સુંદર રાજધાનીનો પાયો નાખ્યો અને તેના બાંધકામ માટે કૉન્સ્ટાન્ટિનોપલના એક મશહૂર શિલ્પીને બોલાવ્યો. એ સમયે 'ભવ્ય' સુલેમાન કૉન્સ્ટાન્ટિનોપલમાં રોનકદાર ઇમારતો ચણાવી રહ્યો હતો. સિનાન નામનો એક મશહૂર ઉસ્માની શિલ્પી હતો તેણે યુસુફ નામના પોતાના એક પ્રિય શિષ્યને હિંદમાં મોકલ્યો હતો.

બાબરે પોતાનાં સંસ્મરણો લખ્યાં છે અને એ આનંદપ્રદ પુસ્તકમાંથી આપણને એ પુરુષનો નિકટનો પરિચય મળી રહે છે. એમાં તેણે હિંદુસ્તાન તથા તેનાં પ્રાણીઓ, ઝાડો તથા ફળફૂલોનું બયાન કર્યું છે —દેડકાને સુધ્ધાં તે ભૂલ્યો નથી. પોતાનાં વતનનાં તરબૂચો, ફૂલો તથા દ્રાક્ષ માટે તે અનેક વાર નિશ્વાસ નાખે છે અને આ દેશના લોકો માટે તે અતિશય નિરાશાભર્યા ઉદ્ગારો કાઢે છે. એના અભિપ્રાય મુજબ તો તેમનામાં એકે સારું લક્ષણ નહોતું. ચાર વરસ સુધી યુદ્ધમાં ગૂંથાયેલા રહેવાને કારણે હિંદુસ્તાનના લોકોનો તેને પરિચય થયો ન હોય એ બનવા જોગ છે. વળી વધારે સભ્ય વર્ગો તો આ નવા વિજેતાથી અળગા જ રહ્યા હશે. નવો આવનાર પરાયા લોકોના જીવન તથા તેમની સંસ્કૃતિને સહેલાઈથી નથી સમજી શકતો. એ ગમે તેમ હો, પણ કેટલાક સમયથી અહીં શાસન કરી રહેલા અફઘાન લોકો કે દેશના મોટા ભાગના બીજા લોકોમાં તેને કોઈ પણ આવકારલાયક વસ્તુ જડી નથી. પરંતુ તે સારો નિરીક્ષક હતો, અને નવા આવનારનું પક્ષપાતી વલણ બાદ કરતાં, એના હેવાલ ઉપરથી આપણને માલૂમ પડે છે કે તે કાળે ઉત્તર હિંદુસ્તાનના બૂરા હાલ હતા. દક્ષિણ હિંદમાં તો તે ગયો જ નહોતો.

બાબર આપણને જણાવે છે કે 'હિંદનું સામ્રાજ્ય વિશાળ, ગીચ વસ્તીવાળું અને આબાદ છે. એની પૂર્વ, દક્ષિણ તેમજ પશ્ચિમ સરહદે મહાસાગર આવેલો છે અને એની ઉત્તરે કાબુલ, ગઝની અને કંદહાર છે. સમગ્ર હિંદુસ્તાનની રાજધાની દિલ્હી છે.' તે અહીં આવ્યો ત્યારે હિંદ અનેક રાજ્યોમાં વહેંચાઈ ગયેલું હોવા છતાં બાબર તેના તરફ એક સમગ્ર ઘટક તરીકે જુએ છે એ વાત લક્ષમાં રાખવા જેવી છે. હિંદુસ્તાનની એકતાનો આ ખ્યાલ ઇતિહાસનાં આરંભથી ચાલ્યો આવે છે

આગળ ઉપર હિંદુસ્તાનનું વર્ણન કરતાં બાબર લખે છે કે:

'એ એક અતિશય રમણીય દેશ છે. બીજા દેશોની તુલનામાં તો એ એક નિરાળી જ દુનિયા છે. એના ડુંગરાઓ અને નદીઓ, એનાં જંગલો અને મેદાનો, એનાં પ્રાણીઓ અને વનસ્પતિઓ, એના વતનીઓ અને તેમની ભાષા, એની હવા તથા વરસાદ એ બધાં સાવ નિરાળાં છે. . . . સિંધ વટાવ્યા પછી જે દેશ, ઝાડો, શિલાઓ, રખડુ જાતિઓ, લોકોની રૂઢિ તથા રીતરિવાજો નજરે પડે છે તે સંપૂર્ણપણે હિંદનાં છે. અરે, એના સાપો પણ ભિન્ન પ્રકારના છે. . . . હિંદુસ્તાનના દેડકાઓ પણ જોવા જેવા છે. એ આપણા દેશના દેડકાઓની જાતના છે એ ખરું, છતાં તેઓ પાણીની સપાટી ઉપર છ સાત ગજ જેટલું દોડી શકે છે.'

આ પછી તે હિંદનાં પ્રાણીઓ, ઝાડો તથા ફૂલફળોની યાદી આપે છે.

પછી તે અહીંના રહેવાસીઓનું બયાન કરે છે.

'હિંદુસ્તાન દેશમાં જેનાં વખાણ કરી શકાય એવી મોજમજાની એક પણ વસ્તુ નથી. અહીંના રહેવાસીઓ ખૂબસૂરત નથી. સહકારી સમાજની ખૂબીઓનો, આપસમાં છૂટથી ભળવાનો અથવા તો પરસ્પર એકબીજાના નિકટના પરિચયમાં આવવાનો તેમને ખ્યાલ સરખો પણ નથી. એમનામાં પ્રતિભા નથી, મગજની સૂઝ નથી, વિનયી શિષ્ટાચાર નથી, દયા કે સમભાવ નથી, પોતાના હુન્નરો ખીલવવા માટેની જરૂરી યોજનાશક્તિ કે શોધક બુદ્ધિ નથી, આકૃતિઓ રચવાની કે ઇમારતો બાંધવાની કુશળતા તેમજ જ્ઞાન નથી. તેમની પાસે સારા ઘોડાઓ નથી, સારું માંસ નથી, સારી દ્રાક્ષ કે સારાં તરબૂચો નથી, સારાં ફળો નથી, બરફ કે ઠંડું પાણી નથી, બજારોમાં સારો ખોરાક કે રોટી મળતી નથી, સ્નાનાગારો કે કૉલેજો નથી, મીણબત્તી કે મશાલ નથી.'

આ ઉપરથી એમ પૂછવાનું મન થઈ જાય છે કે, પણ એમની પાસે છે શું? પરંતુ એ ઉપરથી આપણને માલૂમ પડે છે કે આ લખ્યું ત્યારે બાબર તેમનાથી કંટાળ્યો હોવો જોઈએ. તે કહે છે:

'હિંદુસ્તાનની મુખ્ય વિશિષ્ટતા એ છે કે તે અતિશય વિશાળ દેશ છે અને ત્યાં આગળ અઢળક સોનું રૂપું છે. . . . હિંદની બીજી સગવડ એ છે કે ત્યાં આગળ પ્રત્યેક હુન્નરના પાર વગરના કારીગરો છે. કોઈ પણ કામ કે ધંધા માટે જેમના કુળમાં એ કામ ધંધો જમાનાઓથી વંશપરંપરાગત ઊતરી આવ્યો છે એવા જોઈએ તેટલા માણસો મળી રહે છે.'

બાબરનાં સંસ્મરણોમાંથી મેં સારી પેઠે ઉતારાઓ આપ્યા છે. કોઈ પણ માણસનાં વર્ણનો કરતાં આવાં પુસ્તકો તેને વિષે આપણને વધારે સારો ખ્યાલ આપે છે.

૧૫૩૦ની સાલમાં બાબર ઓગણપચાસ વરસની ઉંમરે મરણ પામ્યો. એના મૃત્યુ વિષે એક વાત બહુ પ્રચલિત છે. એમ કહેવાય છે કે, તેનો પુત્ર હુમાયુ બીમાર પડ્યો ત્યારે પુત્ર તરફના સ્નેહથી પ્રેરાઈને જો તે સારો થાય તો પોતાનું જીવન અર્પવાને તે તૈયાર થયો. કહે છે કે, એ પછી હુમાયુ સાજો થયો અને થોડા દિવસોમાં બાબર મરણ પામ્યો.

બાબરના દેહને કાબુલ લઈ જવામાં આવ્યો અને ત્યાં આગળ તેના પ્રિય બગીચામાં તેને દફનાવવામાં આવ્યો. જેની એ સતત ઝંખના કર્યા કરતો હતો તે ફૂલોની પાસે આખરે તે પાછો ચાલ્યો ગયો.

## ૮૯

# અકબર

૪ સપ્ટેમ્બર, ૧૯૩૨

પોતાની સેનાપતિ તરીકેની કુનેહ અને લશ્કરી કાર્યદક્ષતાથી બાબરે ઉત્તર હિંદનો ઘણોખરો ભાગ જીતી લીધો હતો, દિલ્હીના અફઘાન સુલતાનને તેણે હરાવ્યો હતો અને પછી રજપૂત ઇતિહાસમાં વીર યોદ્ધા તરીકે પંકાયેલા ચિતોડના બહાદુર રાણા સંગની આગેવાની નીચે એકત્ર થયેલા રજપૂતોને હરાવ્યા. આ કાર્ય તેને માટે વધારે કપરું નીવડ્યું. પણ તે તેના પુત્ર હુમાયુ માટે એથીયે વિશેષ કઠણ કાર્ય મૂકતો ગયો. હુમાયુ વિદ્વાન અને સંસ્કારી પુરુષ હતો પણ તેના બાપ જેવો સૈનિક નહોતો. તેના નવા સામ્રાજ્યમાં બધે જ તેને માટે મુશ્કેલીઓ ઊભી થઈ; અને છેવટે બાબરના મરણ પછી દસ વરસ બાદ ૧૫૪૦ની સાલમાં શેર ખાન નામના બિહારના એક અફઘાન સરદારે તેને હરાવ્યો અને હિંદ બહાર હાંકી કાઢ્યો. આમ મહાન મોગલ બાદશાહોમાંનો બીજો જ બાદશાહ છુપાતો રહીને અહીંતહીં રખડવાની દશામાં આવી પડ્યો અને તેને અનેક વિટંબણાઓ સહેવી પડી. રજપૂતાનાના રણમાં તેના આ રઝળપાટ દરમ્યાન તેની બેગમે ૧૫૪૨ની સાલના નવેમ્બર માસમાં એક પુત્રને જન્મ આપ્યો. રણપ્રદેશમાં જન્મેલો આ પુત્ર આગળ ઉપર અકબર નામથી મશહૂર થવાનો હતો.

પછી હુમાયુ ઈરાનમાં નાસી છૂટ્યો અને ત્યાંના રાજા શાહ તમસ્પે તેને આશરો આપ્યો. દરમ્યાન શેર ખાન ઉત્તર હિંદમાં સર્વોપરી બની બેઠો અને શેર શાહ નામથી તેણે પાંચ વર્ષ સુધી રાજ્ય કર્યું. આ ટૂંકા ગાળામાં પણ તેણે તેની ભારે રાજકુશળતાની સાબિતી આપી. તે એક બહુ જ કાબેલ વ્યવસ્થાપક હતો અને તેનો રાજ્યવહીવટ સચોટ અને અસરકારક હતો. યુદ્ધનાં અનેક રોકાણોમાંથી પણ સમય કાઢીને તેણે ખેડૂતો પાસેથી ઉઘરાવવાની મહેસૂલ નક્કી કરવા માટે નવી અને વધારે સારી જમીનમહેસૂલ પદ્ધતિનો અમલ કર્યો. તે અતિશય આકરો અને સખત માણસ હતો પરંતુ હિંદના બધા અફઘાન તેમજ બીજા

રાજ્યકર્તાઓમાં તે ખરેખર સૌથી વધારે કુશળ અને ઉત્તમ શાસક હતો. પરંતુ કુશળ આપખુદ શાસકોની બાબતમાં હમેશ બને છે તેમ રાજ્યવહીવટમાં તે એકલો જ કર્તાહર્તા હતો એટલે તેના મરણ બાદ તેના રાજ્યની આખી ઇમારત પડી ભાગી અને તેના ટુકડેટુકડા થઈ ગયા.

હુમાયુએ આ અવ્યવસ્થાનો લાભ ઉઠાવ્યો અને ૧૫૫૬ની સાલમાં લશ્કર લઈને તે ઈરાનથી અહીં પાછો આવ્યો. તે જીત્યો અને સોળ વરસના ગાળા પછી ફરી પાછો દિલ્હીની ગાદી ઉપર આવ્યો. પરંતુ તે લાંબો વખત ગાદી ઉપર રહી શક્યો નહિ. છ માસ પછી તે નિસરણી ઉપરથી પડી જવાથી મરણ પામ્યો.

હુમાયુ અને શેરશાહ એ બંનેની કબરોનો મુકાબલો કરવા જેવો છે. અફઘાન શેરશાહની કબર બિહારમાં સહસરામમાં છે. તેમાં દફન થયેલા પુરુષ જેવી જ તે કઠોર, મજબૂત અને દમામદાર ઇમારત છે. હુમાયુની કબર દિલ્હીમાં છે. તે સુશોભિત અને રમણીય ઇમારત છે. અને પાષાણની આ બે ઇમારતો ઉપરથી સોળમી સદીના સામ્રાજ્યના આ બે હરીફો વિષે આપણે ઠીકઠીક અંદાજ કાઢી શકીએ છીએ.

એ સમયે અકબર માત્ર ૧૩ વરસની ઉંમરનો હતો. તેના દાદાની પેઠે તે પણ કુમળી વયે ગાદી ઉપર આવ્યો. બહેરામ ખાન તેનો વાલી અને રક્ષક હતો. તેને લોકો ખાન બાબા કહેતા. પરંતુ ચાર વરસમાં જ અકબર ખાન બાબાના વાલીપણાથી અને બીજા લોકોની દોરવણીથી થાક્યો અને રાજ્યની લગામ તેણે પોતાના હાથમાં લીધી.

૧૫૫૬ની સાલના આરંભથી માંડીને ૧૬૦૫ની સાલના અંત સુધી એમ લગભગ પચાસ વરસ અકબરે હિંદ ઉપર રાજ્ય કર્યું. યુરોપમાં નેધરલૅન્ડ્ઝના બળવાનો અને ઇંગ્લંડમાં શેક્સપિયરનો એ જમાનો હતો. હિંદુસ્તાનના ઇતિહાસમાં અકબરનું નામ આગળ તરી આવે છે અને કેટલીક વખત અને કેટલીક રીતે તે આપણને અશોકનું સ્મરણ કરાવે છે. ઈસુ પહેલાંની ત્રીજી સદીનો હિંદનો બૌદ્ધ સમ્રાટ અને ઈસુ પછીની સોળમી સદીનો હિંદનો મુસલમાન સમ્રાટ લગભગ સરખી જ રીતે અને સરખા જ સાદથી બોલે છે એ ખરેખર આપણને અજાયબ કરે એવું છે. પોતાના બે મહાન પુત્રોને મુખે ખુદ ભારતમાતા જ ન બોલતી હોય એમ આશ્ચર્યની સાથે આપણને લાગે છે. અશોક પોતાની પાછળ પાષાણ ઉપર અંકિત કરીને જે કંઈ મૂકી ગયો છે તે સિવાય આપણે તેને વિષે ઝાઝું જાણતા નથી.

પરંતુ અકબર વિષે તો આપણે સારી પેઠે જાણીએ છીએ. તેના દરબારના બે સમકાલીન ઇતિહાસકારો આપણે માટે લાંબા હેવાલો મૂકતા ગયા છે તથા તેની મુલાકાત લેનાર વિદેશીઓ અને ખાસ કરીને તેની પાસે ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરાવવાને ભારે જહેમત ઉઠાવનાર જેસ્યૂઇટોએ પણ તેને વિષે લાંબા લાંબા હેવાલો લખ્યા છે.

બાબરના વંશમાં અકબર ત્રીજો હતો. પરંતુ મોગલ લોકો હજીયે આ દેશ માટે નવા હતા. તેમને વિદેશી તરીકે લેખવામાં આવતા હતા અને દેશ ઉપર તેમનો કેવળ લશ્કરી કાબૂ હતો. અકબરના રાજ્યઅમલે મોગલ વંશને અહીં સ્થિર કર્યો, તેને આ દેશનો બનાવ્યો તથા તેની દૃષ્ટિ સંપૂર્ણપણે હિંદી બનાવી. એના શાસનકાળ દરમ્યાન જ યુરોપમાં હિંદના બાદશાહો માટેની ‘મહાન મોગલ'ની પદવી પ્રચારમાં આવી. બેશક અકબર આપખુદ હતો અને તેની પાસે અનિયંત્રિત સત્તા હતી. હિંદુસ્તાનમાં એ સમયે રાજાની સત્તા ઉપર અંકુશ મૂકવાની વાત સરખી સંભળાતી નથી. પરંતુ સદ્ભાગ્યે અકબર શાણો આપખુદ રાજા હતો અને હિંદની પ્રજાનું હિત સાધવા માટે તેણે અથાક પરિશ્રમ કર્યો. એક રીતે તેને આપણે હિંદુસ્તાનની આધુનિક રાષ્ટ્રીયતાનો જનક કહી શકીએ. જે સમયે આ દેશમાં નહિ જેવી જ રાષ્ટ્રીયતા હતી અને ધર્મ એ એકબીજાને અળગા પાડી રહ્યો હતો ત્યારે પ્રજાના સમૂહોને એકએકથી અળગા રાખનાર ધર્મોના દાવાઓને અવગણીને અકબરે ઇરાદાપૂર્વક હિંદની રાષ્ટ્રીયતાના ધ્યેયને પ્રાધાન્ય આપ્યું. તે પોતાના એ પ્રયાસમાં પૂરેપૂરો સફળ થયો નહિ એ સાચું. પરંતુ તે કેટલો બધો આગળ વધ્યો હતો તથા તેને એમાં એકંદરે કેટલી ભારે સફળતા મળી એ ખરેખર આશ્ચર્યકારક છે.

પરંતુ અકબરને મળેલી સફળતા તેને બીજાઓની મદદ વિના મળી નહોતી. યોગ્ય ઘડી આવ્યા વિના તથા અનુકૂળ વાતાવરણ થયા વિના મહાન કાર્યોમાં કોઈ પણ માણસ સફળ થઈ શકતો નથી. મહાપુરુષ ઘણી વાર પોતાની પ્રતિભાથી પ્રગતિની ગતિ ત્વરિત કરે છે અને પોતાને અનુકૂળ વાતાવરણ પેદા કરે છે એ ખરું. પરંતુ એમ છતાંયે મહાપુરુષ પોતે પણ પ્રચલિત વાતાવરણ અને જમાનાનું જ ફળ હોય છે. એટલે અકબર પણ હિંદના તે જમાનાના ફળરૂપ જ હતો.

આગલા પત્રમાં આ દેશમાં એકઠી થયેલી બે ભિન્ન સંસ્કૃતિઓ તથા ધર્મોનો સમન્વય કરનાર મૂક બળો કાર્ય કરી રહ્યાં હતાં એ વિષે

મેં વાત કહી હતી. સ્થાપત્યની નવી શૈલી તથા હિંદની નવી ભાષાઓ અને ખાસ કરીને ઉર્દૂ અથવા હિંદુસ્તાનીના વિકાસ વિષે મેં તને કહ્યું હતું. વળી તેમનાં સામાન્ય લક્ષણો ઉપર ભાર મૂકીને તથા તેમની વિધિઓ અને ક્રિયાકાંડો ઉપર પ્રહાર કરીને હિંદુ તથા ઇસ્લામ ધર્મને એક બીજાની નજીક લાવવાનો પ્રયાસ કરનાર રામાનંદ, કબીર અને ગુરુ નાનક જેવા ધાર્મિક સુધારકો અને આગેવાનો વિષે પણ મેં તને કહ્યું છે. આ સમન્વયની ભાવના તે સમયે વ્યાપક બની હતી. અને અકબરના સંવેદનશીલ અને ગ્રાહક મને તેને ઝીલી લીધી હશે તથા તેના ઉપર પોતાની પ્રતિભાની સારી પેઠે છાપ પાડી હશે. સાચે જ તે આ સમન્વયનો પ્રધાન પુરસ્કર્તા બન્યો.

એક રાજનીતિજ્ઞ તરીકે પણ તે એવા અનુમાન ઉપર આવ્યો હશે કે, તેનું પોતાનું તથા રાષ્ટ્રનું બળ પણ એ સમન્વયમાં જ રહેલું છે. તે બહાદુર લડવૈયો તથા કુશળ સેનાપતિ પણ હતો. અશોકની જેમ તેને યુદ્ધનો લેશમાત્ર અણગમો નહોતો. પરંતુ તરવારના વિજય કરતાં પ્રેમનો વિજય તેને વધારે પસંદ હતો કેમકે તે જાણતો હતો કે પ્રેમનો વિજય એ વધારે ટકે છે. એથી કરીને તેણે હિંદુ ઉમરાવો તથા જનતાનો સદ્ભાવ પ્રાપ્ત કરવાનો ઇરાદાપૂર્વક પ્રયાસ આદર્યો. તેણે બિનમુસલમાનો ઉપરનો જજિયા વેરો તથા હિંદુ યાત્રાળુઓ ઉપરનો કર રદ કર્યો. તેણે પોતે એક રજપૂત ઉમરાવ કુટુંબની કન્યા સાથે લગ્ન કર્યું. પાછળથી તેણે પોતાના પુત્રને પણ રજપૂત કન્યા સાથે પરણાવ્યો તથા આવાં મિશ્ર લગ્નોને તેણે ઉત્તેજન આપ્યું. પોતાના સામ્રાજ્યના સૌથી ઊંચા હોદ્દાઓ ઉપર તેણે રજપૂત ઉમરાવોને નીમ્યા. તેના સૌથી બહાદુર સેનાપતિઓ, કુશળ પ્રધાનો અને સૂબાઓ પૈકી મોટા ભાગના હિંદુઓ હતા. રાજા માનસિંહને તો થોડા વખત માટે કાબુલના સૂબા તરીકે પણ મોકલવામાં આવ્યો હતો. ખરેખર, રજપૂતો અને હિંદુ પ્રજાનું સમાધાન કરવા ખાતર તે કેટલીક વાર પોતાની મુસલમાન પ્રજા તરફ અન્યાયી થવાની હદ સુધી પણ ગયો હતો. હિંદુઓનો સદ્ભાવ પ્રાપ્ત કરવાના પ્રયાસમાં આખરે તે સફળ થયો અને મેવાડના અણનમ રાણા પ્રતાપના એકમાત્ર અપવાદ સિવાય બધા રજપૂતો તેની સેવામાં ખડા થયા અને તેમણે તેનું સન્માન કર્યું. રાણા પ્રતાપે અકબરનું નામનું આધિપત્ય સ્વીકારવાની પણ ના પાડી. યુદ્ધમાં હારી જતાં અકબરના ખંડિયા બનીને એશઆરામ માણવા કરતાં વનવાસનાં કષ્ટો વેઠવાનું તેણે વધાવી

લીધું. આ સ્વાભિમાની રજપૂત આખી જિંદગી દિલ્હીના મહાન બાદશાહ સામે લડ્યો પણ તેની આગળ શિર ઝુકાવવાનો તેણે ઇન્કાર કર્યો. એના જીવનના છેવટના ભાગમાં એને કંઈક સફળતા પણ લાધી. આ શૂરવીર રજપૂતનું સ્મરણ રજપૂતાનામાં પ્રેમપૂર્વક સંઘરી રાખવામાં આવ્યું છે અને તેને વિષે અનેક લોકકથાઓ પ્રચલિત થઈ છે.

આમ અકબરે રજપૂતોને મનાવી લીધા તથા પ્રજામાં તે અતિશય લોકપ્રિય થઈ પડ્યો. પારસીઓ તથા તેના દરબારમાં આવનારા જેસ્યૂઇટ પાદરીઓ પ્રત્યે પણ તેણે ભારે ઔદાર્ય દાખવ્યું. પરંતુ આ ઔદાર્ય અને અમુક મુસ્લિમ વ્રત–નિયમો પ્રત્યેની તેની ઉપેક્ષાવૃત્તિને કારણે મુસલમાન ઉમરાવોમાં તે અપ્રિય થયો અને પરિણામે તેની સામે અનેક બંડો થયાં.

મેં તેને અશોક સાથે સરખાવ્યો છે પરંતુ એ સરખામણીને કારણે તું વધારેપડતી દોરવાઈ જઈશ નહિ. ઘણી બાબતોમાં તે અશોકથી જુદો પડતો હતો. તે અતિશય મહત્ત્વાકાંક્ષી હતો અને જીવનના અંત સુધી તે મુલકો જીતીને પોતાનું સામ્રાજ્ય વધારવા તત્પર હતો. જેસ્યૂઇટો એને વિષે કહે છે કે,

> 'તેનું મગજ ચપળ અને વિવેકપૂર્ણ હતું. તે બહુ ડાહ્યો, સમજુ અને વ્યવહારકુશળ હતો. તથા વિશેષે કરીને દયાળુ, મિલનસાર અને ઉદાર હતો. આ ગુણો ઉપરાંત તેનામાં મોટાં મોટાં કાર્યો ઉપાડનાર અને તેને પાર પાડનાર લોકોના જેવી હિંમત પણ હતી. . . . . . . ઘણા વિષયોમાં તેને રસ હતો અને તેમને વિષે જ્ઞાન મેળવવાની તેને ઉત્સુકતા હતી. વળી તેને લશ્કરી અને રાજકીય બાબતો વિષે ઊંડું જ્ઞાન હતું એટલું જ નહિ, પણ કેટલીક યાંત્રિક કળાઓ વિષે પણ જ્ઞાન હતું. . . . . . . ખુદ પોતાની જાત ઉપર હુમલો કરનારાઓ ઉપર પણ આ રાજા દયા અને રહેમનજર રાખતો. તે ભાગ્યે જ પોતાનો મિજાજ ગુમાવતો. પણ કદી એમ બનતું તો તે કોપથી અભિભૂત થઈ જતો. પરંતુ તેનો ક્રોધ લાંબો વખત ટકતો નહિ.'

એ યાદ રાખજે કે આ કોઈ દરબારીએ નહિ પણ અકબરને નિહાળવાની ઘણી તક જેને મળી હતી તેવા અજાણ્યા વિદેશીએ કરેલું વર્ણન છે.

શારીરિક દૃષ્ટિએ અકબર સશક્ત અને ચપળ હતો. અને જંગલી તથા ભયંકર પ્રાણીઓનો શિકાર કરવાનો તેને ભારે શોખ હતો. સૈનિક તરીકેની તેની બહાદુરી અવિચારી સાહસ કરવાની હદ સુધી પહોંચી જતી. તેણે આગ્રાથી અમદાવાદ સુધી નવ દિવસની અંદર

કરેલી મશહૂર કૂચ ઉપરથી તેની અજબ જેવી શક્તિનું માપ આપણને મળી શકે છે. ગુજરાતમાં બળવો ફાટી નીકળ્યો હતો અને એક નાનકડું સૈન્ય લઈને અકબર રજપૂતાનાના રણમાં થઈને નવ દિવસમાં ૪૫૦ માઇલનું અંતર કાપી ત્યાં ધસી ગયો હતો. તેનું આ કાર્ય અપૂર્વ હતું. તે સમયે રેલવે કે મોટરગાડીઓ નહોતી એની તને યાદ દેવડાવવાની ભાગ્યે જ જરૂર હોય.

પરંતુ મહાપુરુષોમાં આ બધા ગુણો ઉપરાંત બીજી પણ કંઈક વિશેષતા હોય છે એમ કહેવાય છે. તેમનામાં બીજાઓને પોતા તરફ આકર્ષવાની શક્તિ હોય છે. અકબરનામાં પણ આવી જાદુઈ આકર્ષક શક્તિ બહુ ભારે પ્રમાણમાં હતી. જેસ્યૂઇટ લોકોના અદ્દભુત વર્ણન અનુસાર તેની પ્રભાવશાળી આંખો, 'સૂર્યના પ્રકાશમાં હિલોળા ખાતા સમુદ્ર જેવી ચેતનવંતી' હતી. તો પછી આ મહાપુરુષ આજે પણ આપણને મુગ્ધ કરે અને તેનું ગૌરવ અને પ્રભાવશાળી વ્યક્તિત્વ જેઓ કેવળ નામથી જ રાજાઓ હતા તેમના ટોળામાં દીપી નીકળે એમાં શું આશ્ચર્ય?

અકબરે આખા ઉત્તર હિંદ તથા દક્ષિણમાં પણ વિજયો મેળવ્યા. તેણે ગુજરાત, બંગાળ, ઓરિસ્સા, સિંધ અને કાશ્મીર વગેરે પ્રદેશો પોતાના સામ્રાજ્યમાં ઉમેર્યા. મધ્ય તથા દક્ષિણ હિંદમાં પણ તેણે વિજયો મેળવ્યા અને જીતેલા મુલકો પાસેથી ખંડણી વસૂલ કરી. મધ્યહિંદની રાણી દુર્ગાવતીનો તેણે કરેલો પરાજય તેની નામનાને ઝાંખપ લગાડે છે. તે બહાદુર અને ભલી રાણી હતી અને તેણે અકબરનું કશું બગાડ્યું નહોતું. પરંતુ મહત્ત્વાકાંક્ષી અને સામ્રાજ્ય વિસ્તારવા ચહાતા લોકોને આવી વસ્તુઓની ઝાઝી પરવા હોતી નથી. દક્ષિણ હિંદમાં તેના સૈન્યે અહમદનગરની રાણી મશહૂર ચાંદબીબી જોડે પણ યુદ્ધ કર્યું. વાસ્તવમાં ચાંદબીબી રાણી નહોતી પણ રાજાના પાલક તરીકે રાજ્યકારભાર ચલાવતી હતી. એ બહુ હિંમતવાળી અને કુશળ સ્ત્રી હતી અને તેણે કરેલા સામનાથી મોગલ સૈન્ય ઉપર એટલી ભારે અસર થઈ કે તેમણે તેની જોડે બહુ જ ઉદાર સંધિ કરી. દુર્ભાગ્યે, થોડા વખત પછી તેના જ કેટલાક અસંતુષ્ટ સૈનિકોએ તેને મારી નાંખી.

અકબરના સૈન્યે ચિતોડને પણ ઘેરો ઘાલ્યો હતો. પરંતુ એ બનાવ રાણા પ્રતાપના સમય પહેલાં બન્યો હતો. રાણા જયમલે ચિતોડનો બહુ જ બહાદુરીપૂર્વક બચાવ કર્યો હતો. તેના મરણ પછી જોહરની કારમી રૂઢિનો આશરો લેવામાં આવ્યો અને ચિતોડ પડ્યું.

અકબરે પોતાની આસપાસ ઘણા કુશળ સહાયકો એકઠા કર્યાં હતા, અને તે બધા તેના પ્રત્યે પૂરેપૂરા વફાદાર હતા. તેમાં ફૈઝી અને અબુલ ફઝલ એ બે ભાઈઓ તથા જેને વિષે આજે પણ અનેક વાતો પ્રચલિત છે તે બિરબલ મુખ્ય હતા. ટોડરમલ તેનો નાણાપ્રધાન હતો. તેણે જમાબંધીની આખી પદ્ધતિ બદલી નાખી. તને જાણીને નવાઈ લાગશે કે તે સમયે જમીનદારી પદ્ધતિ નહોતી અને જમીનદારો કે તાલુકદારો પણ નહોતા. રાજ્ય ખેડૂત અથવા તો રૈયત સાથે વ્યક્તિગત રીતે મહેસૂલ નક્કી કરતું. આજે એ રૈયતવારી મહેસૂલ પદ્ધતિ તરીકે ઓળખાય છે. આજકાલના જમીનદારો એ તો અંગ્રેજોની કૃતિ છે.

જયપુરનો રાજા માનસિંહ એ અકબરનો સૌથી શ્રેષ્ઠ સેનાપતિ હતો. અકબરના દરબારનો બીજો એક વિખ્યાત પુરુષ મહાન ગાયક તાનસેન હતો. તે આજે હિંદના બધાયે ગવૈયાઓનો ઉપાસ્ય દેવ થઈ પડ્યો છે.

શરૂઆતમાં અકબરની રાજધાની આગ્રામાં હતી. ત્યાં આગળ તેણે એક કિલ્લો પણ બાંધ્યો. ત્યાર પછી તેણે ફત્તેહપુર-સિક્રી આગળ એક નવું શહેર વસાવ્યું. તે આગ્રાથી લગભગ પંદર માઈલ દૂર છે. શેખ સલીમ ચિસ્તી નામનો એક સાધુ પુરુષ ત્યાં આગળ રહેતો હતો તેથી કરીને અકબરે એ સ્થાન પસંદ કર્યું. અહીં તેણે એક રમણીય શહેર બાંધ્યું અને તે સમયના એક અંગ્રેજ પ્રવાસીના કહેવા મુજબ તે 'લંડન કરતાં ઘણું મોટું હતું.' પંદર વરસ કરતાં પણ વધારે સમય સુધી તે અકબરના સામ્રાજ્યનું પાટનગર રહ્યું. પાછળથી લાહોરને તેણે પોતાની રાજધાની બનાવી. અકબરનો એક પ્રધાન અને મિત્ર અબુલ ફજલ કહે છે કે, 'બાદશાહ સલામત રમણીય ઇમારતોની યોજના કરે છે અને તેના મન તથા હૃદયની એ કૃતિને તે માટી તથા પથ્થરોમાં મૂર્ત સ્વરૂપ આપે છે.' ફત્તેહપુર સિક્રી તેની સુંદર મસ્જિદ, તેના જબરદસ્ત 'બુલંદ દરવાજા' અને બીજી અનેક સુંદર ઇમારત સહિત આજે પણ મોજૂદ છે. આજે તો તે નિર્જીવ અને ત્યજાયેલું શહેર છે પરંતુ તેના મહોલ્લાઓ અને તેના વિશાળ ચોકોમાં એ મૃત સામ્રાજ્યનો પ્રેતાત્મા આજે પણ ફરતો હોય એમ લાગે છે.

આપણું હાલનું અલ્લાહાબાદ શહેર પણ અકબરે વસાવ્યું હતું. પરંતુ એ સ્થાન તો બહુ જ પ્રાચીન છે અને ત્યાં આગળ છેક

રામાયણના કાળથી પ્રયાગની હસ્તી છે. અલ્લાહાબાદ આગળનો કિલ્લો અકબરે બંધાવ્યો હતો.

મુલકો જીતવામાં અને પોતાના વિશાળ સામ્રાજ્યને મજબૂત બનાવવામાં અકબરે બહુ જ વ્યવસાયી જીવન ગાળ્યું હોવું જોઈએ. પણ એના એ સમગ્ર જીવન દરમ્યાન અકબરની એક અદ્વિતીય ખાસિયત આપણને દેખાઈ આવે છે. એ તેની અસીમ જિજ્ઞાસાવૃત્તિ અને સત્ય માટેની તેની ખોજ હતી. જે કોઈ, કોઈ પણ વિષય ઉપર કંઈક પ્રકાશ ફેંકી શકે એમ હોય તેને તે બોલાવતો અને તેની પાસેથી માહિતી મેળવી લેતો. ભિન્ન ભિન્ન ધર્મના લોકો ઇબાદત-ખાનામાં એની આસપાસ એકત્ર થતા હતા અને તેમાંનો દરેક જણ આ મહાન સમ્રાટને પોતાના ધર્મમાં આણવાની આશા રાખતો હતો. તેઓ બધા અરસપરસ એક બીજા સાથે ઝઘડતા. અકબર તેમના વાદવિવાદ અને દલીલો સાંભળતો તથા તેમને અનેક પ્રશ્નો પૂછતો. સત્ય એ કોઈ પણ ધર્મ કે સંપ્રદાયનો ઇજારો નથી એવી તેને પ્રતીતિ થઈ હોય એમ લાગે છે અને તેણે જાહેર કર્યું હતું કે સર્વ ધર્મો પ્રત્યે સમભાવ એ મારો દૃઢ સિદ્ધાંત છે.

તેના રાજ્યકાળનો ઇતિહાસકાર બદાઉની — જેણે આવી અનેક ચર્ચા પરિષદોમાં ભાગ લીધો હશે — અકબર વિષે બહુ મજાનું બયાન આપે છે. તે હું અહીંયાં ટાંકીશ. બદાઉની પોતે ચુસ્ત મુસલમાન હતો અને અકબરની આ ધર્મસમભાવની પ્રવૃત્તિ તેને બિલકુલ નાપસંદ હતી. તે કહે છે કે :

"બાદશાહ સલામત સૌના, ખાસ કરીને જેઓ મુસલમાન નથી તેમના, અભિપ્રાય એકત્ર કરતા. અને તેમાંથી જે તેમને વાજબી લાગતા તે તે સ્વીકારતા અને જે પોતાના વલણથી ઊલટા અને પોતાની માન્યતાની વિરુદ્ધ હોય તેનો ત્યાગ કરતા. છેક બચપણથી જુવાની સુધી અને જુવાનીથી ઘડપણ સુધી બાદશાહ સલામત ભિન્ન ભિન્ન અનેક અવસ્થાઓમાંથી તથા અનેક પ્રકારનાં ધાર્મિક અનુષ્ઠાનો અને સાંપ્રદાયિક માન્યતાઓમાંથી પસાર થયા છે; અને પસંદગી કરવાની પોતાની વિશિષ્ટ પ્રકારની શક્તિથી બીજા લોકો જે સામાન્ય રીતે પુસ્તકોમાંથી મેળવે છે તે બધું તેમણે મુસ્લિમ શરિયતથી બિલકુલ વિરુદ્ધ એવી જિજ્ઞાસાની ભાવનાથી પ્રાપ્ત કર્યું છે. આમ કેટલાક મૌલિક સિદ્ધાંતો ઉપર રચાયેલી શ્રદ્ધા તેમના હૃદયરૂપી આયના ઉપર અંકિત થઈ અને બાદશાહ સલામત ઉપર પડેલી બધી અસરોને પરિણામે પથ્થર ઉપર રેખાઓ અંકિત થાય છે તે પ્રમાણે તેમના અંતરમાં એવી માન્યતા દૃઢ થઈ કે દરેક ધર્મમાં સમજુ માણસો તથા સંયમી વિચારકો હોય છે. તથા દરેક રાષ્ટ્ર કે પ્રજામાં

અદ્ભુત શક્તિ ધરાવનારા પુરુષો હોય છે. અગર જો સત્ય જ્ઞાન આ રીતે હર જગ્યાએ મળી આવતું હોય તો પછી સત્ય કોઈ એક જ ધર્મમાં રહ્યું છે એમ કેમ બની શકે?" . . . .

તને યાદ હશે કે આ અરસામાં યુરોપમાં ધાર્મિક બાબતોમાં બહુ ભારે અસહિષ્ણુતા પ્રવર્તતી હતી. સ્પેન, નેધરલૅન્ડ્ઝ તથા અન્યત્ર ઇન્કિવઝીશન મારફતે ધાર્મિક દમનનો દોર ચાલતો હતો અને કૅથલિક તથા કાલ્વિનના અનુયાયીઓ એકબીજા પ્રત્યેની સહિષ્ણુતાને પાપ માનતા હતા.

વર્ષો સુધી અકબરે બધા ધર્મોના પંડિતો સાથે પોતાની ધર્મચર્ચાઓ ચાલુ રાખી. આખરે એ બધા પંડિતો એ વાદવિવાદથી થાક્યા અને દરેકે પોતાના વિશિષ્ટ ધર્મમાં અકબરને લાવવાની આશા છોડી દીધી. જો દરેક ધર્મમાં સત્યાંશ હોય તો પછી અમુક એક જ ધર્મ તે કેવી રીતે ગ્રહણ કરી શકે? જેસ્યૂઈટો, તેણે એવું કહ્યાનું જણાવે છે કે, 'હિંદુઓ પોતાના ધર્મને વધારે સારો ગણે છે, મુસલમાનો અને ખ્રિસ્તીઓ પણ એમ જ કહે છે. તો પછી મારે કયા ધર્મને અપનાવવો?' અકબરનો પ્રશ્ન બિલકુલ ઉચિત હતો, પરંતુ જેસ્યૂઈટો એ સવાલથી ચિડાયા. તેઓ પોતાના લખાણમાં જણાવે છે કે, 'બધા જ નાસ્તિકોમાં જે સામાન્ય હોય છે તે દોષ આ રીતે આ રાજામાં પણ અમને જણાયો. તે બુદ્ધિને શ્રદ્ધાની દાસી બનાવવાનો ઇનકાર કરે છે અને તેની દુર્બળ બુદ્ધિ જેનો પાર પામી શકતી નથી તેનો તે સત્ય તરીકે સ્વીકાર કરતો નથી. વળી જે બાબતો માનવીની ઉચ્ચ સમજશક્તિથી પણ પર છે તેને કેવળ પોતાની અપૂર્ણ નિર્ણયશક્તિથી કસીને તે સંતોષ માને છે.' જો નાસ્તિકની આ જ વ્યાખ્યા હોય તો એવા આપણામાં જેટલા વધારે હોય તેટલું સારું.

એમાં અકબરનો શો હેતુ સમાયેલો હતો તે સ્પષ્ટ જણાતું નથી. એ પ્રશ્નને તે કેવળ રાજકીય દૃષ્ટિથી જ નિહાળતો હતો? કે પછી ભિન્ન ભિન્ન જાતિઓની એકતા સાધી એક પ્રજા સર્જવાના તેના મનોરથને કારણે બધા ધર્મોને તે બળજબરીથી એક જ દિશામાં વાળવા માગતો હતો? અથવા તો તેની એ ખોજમાં તે ધાર્મિક હેતુથી પ્રેરાયો હતો? મને એની કશી ખબર નથી. પરંતુ મને લાગે છે કે તે ધર્મસુધારક કરતાં રાજપુરુષ વધારે પ્રમાણમાં હતો. એનો હેતુ ચાહે તે હો, પણ તેણે એક નવીન ધર્મ — દીને ઇલાહી — ની ઘોષણા કરી અને પોતે જ તેનો વડો બન્યો. બીજી બધી બાબતોની જેમ ધર્મની બાબતમાં પણ

તેણે પોતાની નિરપવાદ આપખુદી ચલાવી અને પરિણામે સાષ્ટાંગ પ્રણામ, પાદસ્પર્શ ઇત્યાદિ બેહૂદી વિધિઓ પ્રચારમાં આવી. એ નવા ધર્મનું ગાડું ચાલ્યું નહિ. માત્ર મુસલમાનોને ચીડવવામાં તે ફળીભૂત થયો.

આપખુદી તો અકબરનામાં મૂર્તિમંત રૂપે વિરાજતી હતી. પરંતુ ઉદાર રાજકીય વિચારોએ તેના માનસ ઉપર કેવી અસર કરી હોત એ વિચારવા જેવું છે. જો લોકોને ધાર્મિક સ્વતંત્રતા આપવામાં આવે તો પછી તેમને રાજકીય સ્વતંત્રતા વધુ પ્રમાણમાં કેમ ન આપવી? વિજ્ઞાન તરફ પણ તે સારી પેઠે આકર્ષાયો હોત. પરંતુ તે સમયે જે વિચારોએ યુરોપના લોકોનાં મન ક્ષુભિત કરવા માંડ્યાં હતાં તે દુર્ભાગ્યે અહીં ત્યારે પ્રચલિત નહોતા. વળી છાપખાનાંઓ પણ ત્યારે અહીં ઉપયોગમાં આવ્યાં હોય એમ લાગતું નથી. અને આમ કેળવણી બહુ જ મર્યાદિત હતી. ખરેખર તું એ જાણીને નવાઈ પામશે કે અકબર સાવ નિરક્ષર હતો; એટલે કે તે લખીવાંચી જાણતો નહોતો! આમ છતાં પણ તે ભારે કેળવાયેલો હતો અને પોતાની આગળ બીજાઓ પાસે પુસ્તકો વંચાવવાનો તેને બહુ શોખ હતો. તેની આજ્ઞાથી ઘણા સંસ્કૃત ગ્રંથોનો ફારસી ભાષામાં અનુવાદ કરવામાં આવ્યો હતો.

વળી એ જાણીને પણ તને આનંદ થશે કે, હિંદુ વિધવાઓનો સતી થવાનો ચાલ બંધ કરવાનો પણ તેણે હુકમ ફરમાવ્યો હતો તથા યુદ્ધમાં પકડાયેલા કેદીઓને ગુલામ બનાવવાની પણ તેણે મનાઈ કરી હતી.

લગભગ પચાસ વરસ સુધી રાજ્ય કર્યા પછી ૧૬૦૫ની સાલના ઑકટોબર માસમાં ૬૪ વરસની ઉંમરે અકબર મરણ પામ્યો. આગ્રા પાસે આવેલા સિકંદ્રામાં એક સુંદર મકબરામાં તેને દફનાવવામાં આવ્યો.

અકબરના રાજ્યઅમલ દરમ્યાન ઉત્તર હિંદુસ્તાનમાં, વિશેષ કરીને બનારસમાં રહેતો એક પુરુષ થઈ ગયો જેનું નામ યુક્તપ્રાંતોને ગામડે ગામડે લોકોમાં પરિચિત છે. ત્યાં તો તે અકબર યા તો બીજા કોઈ પણ રાજા કરતાં વધારે લોકપ્રિય અને જાણીતો છે. આ પુરુષ તે રામચરિતમાનસ અથવા તો હિંદી રામાયણના કર્તા તુલસીદાસ.

## ૯૦

# મોગલ સામ્રાજ્યની પડતી અને નાશ

૯ સપ્ટેમ્બર, ૧

તને અકબર વિષે કંઈક વધારે કહેવાનો મને લોભ થઈ ર
છે પરંતુ મારે એ લોભને રોકવો રહ્યો. એમ છતાં પણ ફ્રિ
પાદરીઓના હેવાલોમાંથી થોડાક ઉતારાઓ તો હું આપું જ છું. બાદશા
દરબારીઓના અભિપ્રાયો કરતાં તેમના અભિપ્રાયો ઘણા વધારે કીમ
છે. વળી સાથેસાથે એ પણ યાદ રાખવું જરૂરનું છે કે અકબર ખ્રિ
ન થયો એ કારણે તેઓ તેનાથી ભારે નિરાશ થયા હતા. છતાંયે તે
કહે છે કે, 'સાચે જ તે એક મહાન રાજકર્તા હતો; કેમકે જે એ
સાથે પ્રજાને પોતાની આજ્ઞાંકિત રાખી શકે, તેનો આદર મેળવી ર
તેનો પ્રેમ સંપાદન કરે તેમ જ તેને પોતાના ધાકમાં રાખી શકે તે
ખરો રાજા છે એમ તે બરાબર સમજતો હતો. તે રાજા સૌ કોઈ
પ્રીતિપાત્ર હતો; મોટાઓ પ્રત્યે તે સખતાઈ રાખતો, ગરીબગુરબાં
પ્રત્યે રહેમનજર રાખતો. વળી તે અમીર તેમ જ ગરીબ, પડોશી
પરાયા, ખ્રિસ્તી, મુસલમાન કે હિંદુ એ સૌ પ્રત્યે ન્યાયી વર્તન રાખ
અને તેથી કરીને પ્રત્યેક માણસને એમ જ લાગતું કે રાજા પોત
પક્ષે છે.' વળી જેસ્યૂઈટો આગળ જણાવે છે કે, 'એક પળે તે રાજક
બાબતોમાં અને પોતાની પ્રજાની દાદ સાંભળવામાં તન્મય બની ગયો હે
તો બીજી જ પળે ઊંટોના વાળ કાતરતો, પથ્થર ફોડતો, લા
ચીરતો કે લોઢાને હથોડાથી ટીપતો નજરે પડતો. અને આ બધું જ
તે પોતાના ખાસ ધંધામાં જ મંડ્યો હોય તેટલી ખંતથી કરતે
પોતે એક બળવાન અને આપખુદ રાજકર્તા હોવા છતાંયે આજ
કેટલાક લોકોની પેઠે શારીરિક મજૂરીથી પોતાનો દરજ્જો હલકો
છે એવું તે માનતો નહોતો. વળી તેઓ કહે છે કે, 'તે બહુ મિતાહ
હતો અને વરસમાં માત્ર ત્રણ કે ચાર માસ જ માંસાહાર કરતો. . .
ઊંઘવા માટે મહામુસીબતે તે રાત્રીના ત્રણ કે ચાર કલાક ક
શકતો. . . . તેની યાદદાસ્ત તો આશ્ચર્યકારક હતી. તેની પાસે હજારો

સંખ્યામાં હાથી, ઘોડા, હરણ અને કબૂતરો હતાં પરંતુ તે બધાંયનાં નામ તે જાણતો અને યાદ રાખતો હતો !' તેની આવી આશ્ચર્યકારક સ્મરણશક્તિ હોય એ તો માન્યામાં આવતું નથી અને એ હેવાલમાં અતિશયોક્તિ હોવાનો સંભવ છે. પરંતુ તેનું મન અદ્ભુત હતું એમાં તો લેશ પણ શંકા નથી. 'જો કે તે લખીવાંચી શકતો નહોતો પણ તેના રાજ્યમાં જે કંઈ બનતું તે બધાથી તે પરિચિત હતો.' વળી 'તેની જ્ઞાન માટેની પિપાસા એટલી બધી તીવ્ર હતી કે, એક ભુખાળવો પોતાનો બધો જ ખોરાક એક કોળિયે ગળે ઉતારવા મથે છે તે જ પ્રમાણે બધી વસ્તુઓ તે એકી વખતે શોખી લેવા પ્રયાસ કરતો.'

અકબર આવો પુરુષ હતો. પરંતુ તે પૂરેપૂરો આપખુદ હતો; અને પ્રજાને તેણે સલામતી બક્ષી તથા ખેડૂતો ઉપરનો કરનો બોજો હળવો કર્યો એ ખરું, પણ પ્રજાને કેળવણી અને તાલીમ આપીને તેનું જીવનનું સામાન્ય ધોરણ ઊંચું કરવા તરફ તેનું મન વળ્યું નહોતું. પરંતુ તે સર્વત્ર આપખુદીનો યુગ હતો અને બીજા આપખુદ રાજાઓની તુલનામાં એક મનુષ્ય અને રાજા તરીકે તે એક તેજસ્વી તારક જેવો ઝળહળે છે.

બાબરના વંશમાં તે ત્રીજો રાજા હતો એ ખરું, પરંતુ હિંદુસ્તાનમાં મોગલવંશનો ખરેખરો સ્થાપક અકબર જ હતો. ચીનમાં કુબ્લાઈ ખાનના યુઆન વંશની પેઠે અકબર પછીના મોગલ રાજકર્તાઓ ખરેખર હિંદી રાજવંશના રાજકર્તા બન્યા. અને પોતાના સામ્રાજ્યને મજબૂત બનાવવાનું મહાકાર્ય અકબરે પાર પાડ્યું તેથી જ તેના પછી લગભગ ૧૦૦ વરસ સુધી તેનો રાજવંશ ટક્યો.

અકબર પછી તેના વંશમાં ત્રણ કુશળ રાજાઓ થયા પરંતુ તેમનામાં કોઈ પ્રકારની વિશિષ્ટતા નથી. સમ્રાટના મરણ બાદ રાજગાદી માટે તેના પુત્રોમાં હમેશાં બેહૂદી તકરાર જાગતી. મહેલમાં અનેક પ્રકારનાં કાવતરાં થતાં અને ગાદી મેળવવા માટે લડાઈઓ થતી. આમ પુત્ર પિતાની સામે અને ભાઈઓ ભાઈઓ સામે ઊઠતા અને પરિણામે કુટુંબીઓનાં ખૂન થતાં કે તેમની આંખો ફોડી નાખવામાં આવતી. નિરંકુશ અને આપખુદ શાસનનાં આ બધાં ગોઝારાં લક્ષણો છે. તેમનો ભપકો અને ઠાઠમાઠ તો એવાં હતાં કે બીજે ક્યાંય તેનો જોટો જડે એમ નહોતું. તને યાદ હશે કે આ કાળમાં જ ફ્રાંસમાં પોતાને રાજસૂર્ય કહેવડાવતો ચૌદમો લૂઈ રાજ્ય કરતો હતો. તેણે વર્સાઈ શહેર બાંધ્યું

હતું અને ત્યાં તે પોતાનો ભવ્ય દરબાર ભરતો હતો. પરંતુ મહાન મોગલના ઐશ્વર્ય આગળ એ રાજસૂર્યનો ભપકો નિસ્તેજ થઈ જતો. ઘણું કરીને આ મોગલ સમ્રાટો દુનિયાના તે સમયના બધા રાજાઓમાં સૌથી વધારે શ્રીમંત હતા. આમ છતાંયે દેશમાં કોઈ કોઈ વાર દુકાળ પડતા, રોગચાળો અને મહામારી ફાટી નીકળતાં અને તેને લીધે અસંખ્ય માણસોના પ્રાણ જતા. પરંતુ સમ્રાટના દરબાર ઉપર એની કશી અસર નહોતી થતી; તેના વૈભવવિલાસો તો એમ છતાં પણ ચાલુ જ રહેતા.

અકબરના અમલની ધાર્મિક સહિષ્ણુતા તેના પુત્ર જહાંગીરના શાસન દરમ્યાન પણ ચાલુ રહી. પરંતુ હવે તે શિથિલ થતી જતી હતી અને ખ્રિસ્તી તથા હિંદુઓનું કંઈક અંશે દમન શરૂ થયું હતું. એ પછી ઔરંગઝેબના અમલમાં તો તેમનાં મંદિરોનો નાશ કરીને તથા તેમના ઉપર તિરસ્કૃત જજિયાવેરો ફરીથી નાખીને હિંદુઓનું દમન કરવાનો ઇરાદાપૂર્વક પ્રયાસ કરવામાં આવ્યો. આમ અકબરે ભારે જહેમત ઉઠાવીને રોપેલા સામ્રાજ્યના પાયાના સ્તંભો એક પછી એક ઉખેડી નાખવામાં આવ્યા. પરિણામે સામ્રાજ્યની ઇમારત એકાએક ડામાડોળ થવા લાગી અને આખરે તે જમીનદોસ્ત થઈ ગઈ.

અકબર પછી તેની રજપૂત પત્નીથી થયેલો પુત્ર જહાંગીર ગાદીએ આવ્યો. તેણે કંઈક અંશે પોતાના પિતાની પ્રણાલી ચાલુ રાખી પરંતુ રાજ્યવહીવટ કરતાં તેને કળા, ચિત્રો, બાગબગીચા અને ફૂલો ઇત્યાદિનો વધારે રસ હતો. તેની પાસે સુંદર ચિત્રસંગ્રહ હતો. તે દર વરસે કાશ્મીર જતો અને મને લાગે છે કે શાલામાર અને નિશાત નામના ત્યાંના વિખ્યાત બગીચાઓની યોજના તેણે કરી હતી. ખૂબસૂરત નૂરજહાન તેની પત્ની હતી અથવા ખરી રીતે તેની અનેક પત્નીઓમાંની એક હતી. રાજ્યની સાચી સત્તા તેના હાથમાં હતી. ઇતમદ-ઉદ-દૌલાની કબર જેમાં છે તે રમણીય ઇમારત જહાંગીરના અમલ દરમ્યાન બંધાઈ હતી. હું જ્યારે જ્યારે આગ્રા જાઉં છું ત્યારે ત્યારે સ્થાપત્યના રત્ન રૂપ આ ઇમારતની મુલાકાત લઉં છું અને તેના સૌંદર્યથી મારી આંખોને તૃપ્ત કરું છું.

જહાંગીર પછી તેનો પુત્ર શાહજહાન ગાદીએ આવ્યો. તેણે ૧૬૨૮ની સાલથી ૧૬૫૮ સુધી એમ ૩૦ વરસ રાજ્ય કર્યું. તેના અમલ દરમ્યાન — તે ફ્રાંસના ૧૪મા લૂઈનો સમકાલીન હતો — મોગલોની

ભવ્યતા તેની પરાકાષ્ઠાએ પહોંચી. પરંતુ તેના જ અમલમાં મોગલ સામ્રાજ્યમાં પડેલા સડાનાં બીજ પણ સ્પષ્ટપણે દૃષ્ટિગોચર થાય છે. સમ્રાટને બેસવા માટે એના વખતમાં અમૂલ્ય રત્નજડિત મયૂરાસન બનાવવામાં આવ્યું હતું. સૌન્દર્યના સ્વપ્ન સમાન તાજમહાલ પણ એના જ સમયમાં જમના નદીને કાંઠે બાંધવામાં આવ્યો. કદાચ તને ખબર હશે કે એ તેની પ્રિયતમા મુમતાજ મહાલની કબર છે. તેની કીર્તિ તેમ જ પ્રતિષ્ઠાને ઝાંખ લાગે એવું પણ શાહજહાને ઘણું કર્યું છે. ધર્મની બાબતમાં તે અસહિષ્ણુ હતો અને ગુજરાત તથા દક્ષિણમાં ભારે દુકાળ પડ્યો ત્યારે ત્યાંના લોકોને રાહત આપવાને તેણે કશું જ ન કર્યું. તેની પ્રજાની ગરીબાઈ તથા યાતનાઓનો વિચાર કરતાં તેની સમૃદ્ધિ તથા ઐશ્વર્ય અતિશય બેહૂદાં લાગે છે. આમ છતાં પણ પથ્થર તથા આરસની અદ્ભુત સૌંદર્યવાળી રચનાઓ તે પોતાની પાછળ મૂકતો ગયો છે એટલા ખાતર કદાચ તેના દોષો કંઈક અંશે દરગુજર કરી શકાય. એના સમય દરમ્યાન મોગલ સ્થાપત્ય તેની પરાકાષ્ઠાએ પહોંચ્યું. તાજમહાલ ઉપરાંત તેણે આગ્રાની મોતી મસ્જિદ તથા દિલ્હીની ભવ્ય જુમ્મામસ્જિદ બંધાવી અને દિલ્હીના રાજમહેલમાં દીવાને આમ તથા દીવાને ખાસ બંધાવ્યા. આ બધી ઇમારતો ઉત્કૃષ્ટ સાદાઈના નમૂનાઓ છે. તેમાંની કેટલીક અતિશય વિશાળ હોવા છતાં સુડોળ અને મનોહર છે તથા અપ્સરાઓની દુનિયા જેવી ખૂબસૂરત છે.

પરંતુ અપ્સરાના જેવા એ સૌંદર્યની પાછળ ગરીબાઈમાં સબડતી પ્રજા પડેલી હતી. તેમનામાંનાં ઘણાંઓ પાસે તો રહેવાને માટીની ઝૂંપડી સરખી પણ ન હતી, છતાંયે તેમને આ મહેલાતોનો ખરચ પૂરો પાડવો પડતો હતો. સર્વત્ર નિરંકુશ આપખુદી પ્રવર્તતી હતી અને સમ્રાટના પ્રતિનિધિઓ કે હાકેમોને નારાજ કરનારાઓને ઘાતકી સજા કરવામાં આવતી હતી. રાજદરબારના કાવાદાવાઓમાં મૅકિયાવેલીની કુટિલ નીતિનો આશરો લેવામાં આવતો હતો. અકબરની રહેમનજર, સહિષ્ણુતા, અને સુશાસન એ ભૂતકાળની વસ્તુઓ થઈ ગઈ હતી. પરિસ્થિતિ દિવસે દિવસે વિકટ બનતી જતી હતી.

શાહજહાન પછી ઔરંગઝેબ ગાદીએ આવ્યો. મોગલવંશનો એ છેલ્લો મહાન બાદશાહ હતો. પોતાના પિતાને કેદમાં પૂરીને તેણે રાજ્યનો શરૂઆત કરી. ૧૬૫૯થી ૧૭૦૭ની સાલ સુધી એમ તેણે ૪૮ વરસ રાજ્ય કર્યું. તેના દાદા જહાંગીરની પેઠે તે કળા કે સાહિત્યનો રસિયો

નહોતો અને તેના પિતા શાહજહાનની પેઠે તેને સ્થાપત્યનો શોખ નહોતો. તે કડક સંયમી અને ધર્માંધ હતો તથા પોતાના સિવાયના બીજા કોઈ પણ ધર્મને તે સહન કરવા તૈયાર નહોતો. એના સમયમાં પણ રાજદરબારનો ભપકો તો ચાલુ રહ્યો, પણ ઔરંગઝેબનું વ્યક્તિગત જીવન કઠોર સંયમયુક્ત અને લગભગ તપસ્વી જેવું હતું. હિંદુ ધર્મીઓનું દમન કરવાની નીતિ તેણે ઇરાદાપૂર્વક અખત્યાર કરી. અકબરની સમાધાન તથા સમન્વયની નીતિ તેણે ઇરાદાપૂર્વક પલટી નાંખી અને એ રીતે, આજ સુધી સામ્રાજ્ય જે પાયા ઉપર ટકી રહ્યું હતું તેને દૂર કર્યો. તેણે હિંદુઓ ઉપર ફરીથી જજિયા વેરો નાખ્યો, નોકરીમાંથી શકય એટલા હિંદુઓને બાદ રાખ્યા, અકબરના સમયથી જેઓ એ વંશને ટેકો આપતા આવ્યા હતા તે રજપૂત ઉમરાવોને નારાજ કર્યા અને રજપૂતો સાથે લડાઈ વહોરી. વળી તેણે હજારો હિંદુ મંદિરોનો નાશ કરાવ્યો અને એ રીતે ભૂતકાળની અનેક રમણીય ઇમારતો ધૂળ ભેગી થઈ ગઈ. અને જો કે દક્ષિણમાં તેનું સામ્રાજ્ય વિસ્તર્યું, બિજાપુર તથા ગોલકોંડા તેના કબજામાં આવ્યાં અને છેક દક્ષિણમાંથી પણ તેને ખંડણી મળવા લાગી, છતાં તેના સામ્રાજ્યનો પાયો મૂળમાંથી ખવાવા લાગ્યો હતો. તે ઉત્તરોત્તર નબળું પડતું જતું હતું તથા બધી બાજુએથી તેના દુશ્મનો ઊભા થયા. જજિયા વેરાની વિરુદ્ધ હિંદુઓએ તેની આગળ અરજી કરી હતી તેમાં જણાવવામાં આવ્યું હતું કે, ‘એ વેરો ન્યાયથી વિરુદ્ધ છે. સુનીતિથી પણ એ એટલો જ વિરુદ્ધ છે કેમ કે એથી કરીને દેશ ખચીત ગરીબ થતો જાય છે; વળી ઉપરાંત એ તદ્દન નવો જ ફેરફાર છે અને એમાં હિંદના કાયદાઓનો ભંગ રહેલો છે.’ સામ્રાજ્યમાં વર્તતી પરિસ્થિતિનું વર્ણન કરતાં તેમાં જણાવવામાં આવ્યું છે કે, ‘આપ નામદારના અમલ દરમ્યાન ઘણા લોકો સામ્રાજ્યની વિરુદ્ધ થઈ ગયા છે જેને લીધે બીજા વધારે પ્રદેશો પણ અવશ્ય છૂટા પડી જશે; કેમ કે આજે તો મારફાડ અને પાયમાલી સર્વત્ર નિરંકુશપણે પ્રવર્તી રહ્યાં છે. આપની રૈયતને પગ નીચે ચગદવામાં આવે છે, આપના સામ્રાજ્યનો દરેક પ્રાંત કંગાળ થઈ ગયો છે, સર્વત્ર વસતી ઘટતી જાય છે અને મુશ્કેલીઓ ખડકાતી જાય છે.’

સર્વત્ર પ્રવર્તી રહેલી આ ગરીબી અને હાડમારી હવે પછીનાં પચાસ વરસોમાં જે ભારે ફેરફારો થવાના હતા તેની આગાહી રૂપ હતી. ઔરંગઝેબના મૃત્યુ બાદ મહાન મોગલ સામ્રાજ્ય એકાએક અને

સંપૂર્ણપણે પડી ભાગ્યું, એ આ બધા ફેરફારોમાંનો એક છે. મહાન પરિવર્તનો અને આંદોલનોની પાછળ આર્થિક બળો કાર્ય કરી રહેલાં હોય છે. આપણે આગળ જોઈ ગયાં કે યુરોપ તથા ચીનનાં મોટાં મોટાં સામ્રાજ્યના પતનના આરંભમાં અને સાથે સાથે અર્થવ્યવસ્થા પડી ભાગી હતી અને પછીથી ક્રાંતિ થઈ હતી. હિંદુસ્તાનમાં પણ એમ જ થયું છે.

બીજાં બધાં સામ્રાજ્યોની જેમ મોગલ સામ્રાજ્ય પણ તેની આંતરિક નબળાઈને કારણે જ પડી ભાગ્યું. સાચે જ, તેના ટુકડે ટુકડા થઈ ગયા. પરંતુ પતનની આ ક્રિયાને, હિંદુઓમાં પેદા થઈ રહેલી તથા ઔરંગઝેબની નીતિને કારણે પ્રજ્વલિત થયેલી વિરોધની ભાવનાની ભારે સહાય મળી. પરંતુ એક પ્રકારની હિંદુઓની આ ધાર્મિક રાષ્ટ્રીયતાએ ઔરંગઝેબના રાજ્યકાળ પહેલાંના સમયમાં મૂળ નાખ્યાં હતાં, અને ઔરંગઝેબ એટલો બધો અસહિષ્ણુ અને કડક થયો તે એને કારણે હોય એમ પણ બનવા જોગ છે. મરાઠા અને શીખો આ હિંદુ પુનર્જાગ્રતિના અગ્રણી હતા અને હવે પછીના પત્રમાં આપણે જોઈશું કે આખરે મોગલ સામ્રાજ્યને તેમણે જ ઉથલાવી નાખ્યું, પરંતુ આ સમૃદ્ધ અને ઉમદા વારસાનો તેઓ કશો ફાયદો ઉઠાવી શક્યા નહિ. જ્યારે આ બધા લોકો એ મેળવવા માટે માંહોમાંહે એકબીજા સાથે લડી રહ્યા હતા ત્યારે ચૂપચાપ અને ચાલાકીથી અંગ્રેજોએ પગપેસારો કર્યો અને લૂંટના માલનો કબજો લઈ લીધો.

જ્યારે મોગલ સામ્રાટો લશ્કર સાથે કૂચ કરતા હતા ત્યારે તેમની શાહી છાવણી કેવી હતી તે જાણવાની તને મજા પડશે. એ એક જબરદસ્ત વસ્તુ હતી. ૩૦ માઈલ જેટલો તો તેનો ઘેરાવો હતો અને તેની વસ્તી પાંચ લાખની હતી. એમાં સમ્રાટની સાથે રહેતા લશ્કરનો પણ સમાવેશ થતો હતો, પરંતુ છાવણીમાં મોટી સંખ્યા તો ઇતર લોકોની હતી. આ કૂચ કરતા વિશાળ શહેરમાં સેંકડો બજારો પણ હતાં. આ હરફર કરતી છાવણીમાં ઉર્દૂ — ‘ છાવણી ’ની ભાષા — નો વિકાસ થયો.

મોગલ સમયના સ્ત્રીપુરુષોનાં અનેક ચિત્રો આજે પણ મોજૂદ છે. તે બહુ કુમાશભર્યાં અને સુંદર છે. સમ્રાટોના ચિત્રોનો તો એક ચિત્રસંગ્રહ પણ મળી આવે છે. તે બાબરથી ઔરંગઝેબ સુધીના બધા સમ્રાટોનું વ્યક્તિત્વ અદ્ભુત રીતે વ્યક્ત કરે છે.

મોગલ સમ્રાટો કમમાં કમ દિવસમાં બે વાર ઝરૂખામાં બેસીને રૈયતને મળતા અને તેમની દાદફરિયાદ સાંભળતા. ૧૯૧૧ની સાલમાં અંગ્રેજ રાજા પાંચમા જ્યૉર્જ રાજ્યાભિષેકનો દરબાર ભરવા દિલ્હી આવ્યા હતા ત્યારે એ જ રીતે રૈયતને તેનાં પણ દર્શન કરાવવામાં આવ્યાં હતાં. અંગ્રેજો એમ માને છે કે હિંદનું રાજ્ય તેમને મોગલો પછી વારસામાં મળ્યું છે. અને તેથી તેઓ મોગલોના ભપકા અને ગ્રામ્ય દાદમાદની વાનરનકલ કરવા પ્રયત્ન કરે છે. હું તને આગળ કહી ગયો છું કે, અંગેજ રાજાને મોગલ સમ્રાટોની કૈસરે હિંદની પદવી પણ આપવામાં આવી છે. આજે પણ હિંદના વાઇસરૉયની આસપાસ જે ભપકો, દમામ અને દાદમાદ રાખવામાં આવે છે તે દુનિયામાં કદાચ બીજે ક્યાંયે જોવા નહિ મળે.

પાછળના મોગલ સમ્રાટોના વિદેશી લોકો જોડેના સંબંધ વિષે મેં હજી તને નથી કહ્યું. અકબરના દરબારમાં ફિરંગી પાદરીઓ બહુ કૃપાપાત્ર હતા અને યુરોપની દુનિયાનો પરિચય તેણે મુખ્યત્વે કરીને તેમની મારફતે મેળવ્યો હતો. અકબરની નજરે ફિરંગીઓ યુરોપની બધી પ્રજાઓમાં સૌથી બળવાન હતા કેમકે સમુદ્ર ઉપર તેમનો કાબૂ હતો. અંગ્રેજો તે સમયે જણાતા નથી. અકબરને ગોવા જીતી લેવાની તીવ્ર ઇચ્છા હતી અને તેણે તેના ઉપર હુમલો પણ કર્યો હતો, પરંતુ તેમાં તે ફાવ્યો નહિ. સામુદ્રિક વ્યવસાયોમાં મોગલોને ઝાઝો રસ નહોતો અને દરિયાઈ સત્તા આગળ તેઓ લાચાર હતા. આ એક વિચિત્ર ઘટના છે કેમકે એ સમયે પૂર્વ બંગાળમાં વહાણો બાંધવાનો ઉદ્યોગ ધીકતો ચાલતો હતો. પરંતુ એ બધાં મોટે ભાગે માલ વહી જવા માટેનાં વેપારી વહાણો હતાં. મોગલ સામ્રાજ્યની પડતીનું એક કારણ દરિયા ઉપરની તેમની લાચારી પણ ગણાય છે. હવે દરિયાઈ સત્તાનો યુગ શરૂ થયો હતો.

ફિરંગીઓને અંગ્રેજો પ્રત્યે ઈર્ષ્યા હતી અને જ્યારે તેઓએ મોગલ દરબારમાં પ્રવેશ કરવાની કોશિશ કરવા માંડી ત્યારે અંગ્રેજો સામે જહાંગીરના કાન ભંભેરવા તેમણે પોતાનાથી બનતું બધું કર્યું. પરંતુ ઇંગ્લંડના રાજા જેમ્સ ૧લાનો એલચી સર ટૉમસ રો ૧૬૧૫ની સાલમાં જહાંગીરના દરબારમાં પહોંચવામાં સફળ થયો. જહાંગીર પાસેથી તેણે થોડી છૂટછાટો મેળવી અને એ રીતે તેણે ઈસ્ટ ઇન્ડિયા કંપનીના વેપારનો પાયો નાખ્યો. વળી એ જ અરસામાં અંગ્રેજ કાફલાએ હિંદી

સમુદ્રમાં ફિરંગી વહાણોનો પરાજય કર્યો. ઇંગ્લંડનો સિતારો હવે પૂર્વમાં ધીમે ધીમે ક્ષિતિજની ઉપર આવવા લાગ્યો હતો અને પશ્ચિમમાં ફિરંગીઓનો આથમતો જતો હતો. ધીમે ધીમે અંગ્રેજો અને વલંદાઓ એ બન્નેએ મળીને પૂર્વના સમુદ્રમાંથી ફિરંગીઓને હાંકી કાઢ્યા. અને તને યાદ હશે કે ૧૬૪૧ની સાલમાં મલાક્કાનું તેમનું મોટું બંદર પણ વલંદાઓને હાથ ગયું. ૧૬૨૯ની સાલમાં હુગલીમાં શાહજહાન અને ફિરંગીઓ વચ્ચે યુદ્ધ થયું. ફિરંગીઓ રીતસર ગુલામોનો વેપાર ચલાવતા હતા અને લોકોને બળજબરીથી ખ્રિસ્તી બનાવતા હતા. બહાદુરીભર્યા સામના પછી મોગલોએ હુગલી જીતી લીધું. આવાં ઉપરાછાપરી યુદ્ધોથી નાનકડો પોર્ટુગાલ દેશ પાયમાલ થઈ ગયો. આથી સામ્રાજ્ય માટેની સ્પર્ધામાંથી તે ખસી ગયો. પરંતુ ગોવા તથા બીજાં કેટલાંક સ્થળો ઉપર તેણે પોતાનો કાબૂ જાળવી રાખ્યો અને આજે પણ તે તેના જ તાબામાં છે.

દરમ્યાન અંગ્રેજોએ હિંદના કિનારા ઉપરનાં શહેરોમાં તથા મદ્રાસ અને સુરત નજીક પોતાની કોઠીઓ નાખી. ૧૬૩૯ની સાલમાં તેમણે ખુદ મદ્રાસ શહેરનો પાયો નાંખ્યો. ૧૬૬૨ની સાલમાં ઇંગ્લંડનો રાજા બીજો ચાર્લ્સ પોર્ટુગાલની બ્રેગાન્ઝાની રાજકુંવરી કેથેરાઈન વેરે પરણ્યો અને મુંબઈનો ટાપુ તેને પહેરામણીમાં મળ્યો. થોડા વખત પછી તેણે એ ટાપુ નજીવી કિંમતે ઇસ્ટ ઇંડિયા કંપનીને આપી દીધો. આ બનાવ ઔરંગઝેબના અમલ દરમ્યાન બન્યો. ફિરંગીઓને હાંકી કાઢવાથી ગર્વિષ્ઠ બનેલી ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ મોગલ સામ્રાજ્ય નબળું પડતું જાય છે એવું ધારીને ૧૬૮૫ની સાલમાં હિંદુસ્તાનમાં બળજબરીથી પોતાનો મુલક વધારવાની કોશિશ કરી. પરંતુ એમાં તેમને થપ્પડ પડી. છેક ઇંગ્લંડથી લડાયક જહાજો આવ્યાં અને તેમણે પૂર્વમાં બંગાળ ઉપર તેમ જ પશ્ચિમે સુરત ઉપર એમ ઔરંગઝેબના મુલક ઉપર બંને બાજુએથી હુમલો કર્યો. પરંતુ હજી પણ તેમને સારી પેઠે હરાવવાની મોગલોમાં તાકાત હતી. આ અનુભવથી અંગ્રેજો સારો પાઠ શીખ્યા અને ભવિષ્યમાં તેઓ વધુ સાવચેત બન્યા. ઔરંગઝેબના મૃત્યુ પછી જ્યારે મોગલ સામ્રાજ્ય દેખીતી રીતે જ છિન્નભિન્ન થઈ રહ્યું હતું ત્યારે પણ મોટાં સાહસો ખેડતાં તેઓ ઘણાં વરસો સુધી અચકાયા. ૧૬૯૦ની સાલમાં જોબ કારનોક નામના એક અંગ્રેજે કલકત્તા શહેરનો પાયો નાંખ્યો. આ રીતે મદ્રાસ, મુંબઈ અને કલકત્તા એ ત્રણ શહેરો

અંગ્રેજોએ વસાવ્યાં હતાં અને આરંભકાળમાં તો તેઓ મુખ્યત્વે કરીને અંગ્રેજોનાં સાહસોને લીધે જ ખીલ્યાં.

હવે ફ્રાંસ પણ હિંદમાં પગપેસારો કરે છે. એક ફ્રેંચ વેપારી કંપની સ્થાપવામાં આવી અને ૧૬૬૮ની સાલમાં સુરત આગળ તેમ જ બીજાં કેટલાંક સ્થળોએ તેમણે પોતાની કોઠીઓ નાખી. થોડાંક વરસો પછી તેમણે પોંડીચેરી શહેર ખરીદ્યું. હિંદને પૂર્વ કિનારે એ શહેર મોટું વેપારનું મથક બન્યું.

૧૭૦૭ની સાલમાં લગભગ ૯૦ વરસની પાકી વયે ઔરંગઝેબ મરણ પામ્યો. પોતાની પાછળ તે જે ભવ્ય વારસો — હિંદુસ્તાન — મૂકતો ગયો તેનો કબજો મેળવવા માટેનાં યુદ્ધોનાં હવે મંડાણ મંડાયાં. કશીયે આવડત વિનાના તેના વંશજો અને તેના કેટલાક મોટા મોટા સુબાઓ, મરાઠાઓ અને શીખો, હિંદ ઉપર મીટ માંડીને બેઠેલા તેની વાયવ્ય સરહદની પેલી પારના લોકો તથા દરિયા પારની બે વિદેશી પ્રજાઓ — અંગ્રેજ અને ફ્રેંચ — આટલા આ ઝઘડાના પક્ષકારો હતા. પણ એ બધાઓ વચ્ચે ગરીબ બિચારા હિન્દના લોકોના શા હાલ હતા?

# ૯૧

## શીખ અને મરાઠા

૧૨ સપ્ટેમ્બર, ૧૯૩૨

ઔરંગઝેબના મૃત્યુ બાદ સો વરસ સુધી હિંદુસ્તાનની સ્થિતિ વિવિધરંગી ટુકડાઓને વિચિત્ર રીતે થાગડથીગડ કરી દેવામાં આવ્યા હોય તેવી હતી. એના રંગો અવારનવાર બદલાતા રહેતા હતા. પરંતુ મેઘધનુષ્યના રંગપલટાની જેમ તે મનોહર લાગતા નહોતા. ગમે તેવા ઉપાયો લેવાનો કે સાધનો અખત્યાર કરવાનો લેશ માત્ર પણ વસવસો રાખ્યા વિના જેઓ તક ઝડપી લેવા જેટલા ધીટ અને હરામખોર હોય છે તેવા તોફાની યા સાહસખોરો માટે આવો કાળ આદર્શ મોકા સમાન હોય છે. આમ આખા હિંદમાં ઠેરઠેર આવા સાહસખોરો પેદા થયા. એમાંના કેટલાક હિંદના જ વતનીઓ હતા, કેટલાક હિંદની વાયવ્ય સરહદ તરફથી આવ્યા હતા અને અંગ્રેજ અને ફ્રેંચ વગેરે દરિયા પારથી આવ્યા હતા. એમાંનો પ્રત્યેક માણસ અથવા તો સમૂહ પોતપોતાનો હાથ મારી લેવાને અને બાકીના બીજાઓનું નિકંદન કાઢવાને તત્પર હતો. કેટલીક વાર ત્રીજાને કચડી નાખવાને બે મળી જતા અને પછીથી તેઓ આપસમાં લડી મરતા. રાજ્ય મેળવવા માટે, જલદીથી તાલેવંત થઈ જવા માટે તથા લૂંટફાટ કરવા માટે તનતોડ પ્રયાસ થઈ રહ્યા હતા. સામાન્ય રીતે આ બધું છડેચોક અને બેશરમ રીતે ચાલતું હતું અને કેટલીક વાર વેપારના લૂલા બહાના નીચે ચાલતું. અને આ બધાની પાછળ મોગલ સામ્રાજ્ય ધીમે ધીમે લુપ્ત થતું જતું હતું અને નામશેષ થયેલો મોગલ સમ્રાટ રંક પેન્શનર યા તો બીજાઓના હાથમાં કેદી બની ગયો હતો.

પરંતુ આ બધી ઊથલપાથલ ખળભળાટ અને વમળો ભીતરમાં ચાલી રહેલી ક્રાંતિનાં છતાં થયેલાં ચિહ્નો હતાં. જૂનું આર્થિક તંત્ર પડી ભાંગ્યું હતું અને ફ્યૂડલ પ્રથાના દહાડા હવે ભરાઈ ચૂકયા હતા તથા તે નાશ પામતી જતી હતી. દેશમાં ઊભી થયેલી નવી પરિસ્થિતિને તે અનુકૂળ નહોતી. આપણે યુરોપમાં પણ આ ક્રિયા જોઈ ગયાં છીએ. ત્યાં આગળ વેપારી વર્ગ પ્રગતિ કરી રહ્યો હતો અને છેવટે નિરંકુશ

થઈ ગયેલા રાજાઓ તેને અંકુશમાં રાખે છે. માત્ર ઇંગ્લંડ અને કંઈક અંશે હૉલેંડમાં આપખુદ રાજાઓને જેર કરવામાં આવ્યા હતા. ઔરંગઝેબ ગાદીએ આવ્યો તે વખતે ઇંગ્લંડમાં અલ્પજીવી પ્રજાતંત્ર ચાલતું હતું. ત્યાંના રાજા ૧લા ચાર્લ્સનો શિરચ્છેદ કર્યા પછી એ પ્રજાતંત્ર હસ્તીમાં આવ્યું હતું. અને ઔરંગઝેબના જ રાજ્યઅમલ દરમ્યાન રજો જેમ્સ ભાગી જવાથી તથા ૧૬૬૮ની સાલમાં પાર્લમેન્ટની જીત થતાં ઇંગ્લંડની ક્રાંતિ પૂરી થઈ. ઇંગ્લંડમાં પાર્લમેન્ટ જેવી અર્ધ-પ્રજાકીય સંસ્થા હતી તેથી કરીને પ્રજાકીય લડતને ભારે મદદ મળી. પહેલાં ફ્યૂડલ ઉમરાવોની સામે અને પછીથી રાજાની સામે ખડું કરી શકાય એવું સંગઠિત કંઈક તે દેશમાં હતું.

પરંતુ યુરોપના બધા દેશોમાં પરિસ્થિતિ એથી ઊલટી જ હતી. ફ્રાંસમાં હજી પણ ઔરંગઝેબનો સમકાલીન મહાન સમ્રાટ ૧૪મો લૂઈ રાજ્ય કરતો હતો. ઔરંગઝેબના લાંબા રાજ્યકાળ દરમ્યાન તેનો અમલ ચાલુ હતો અને તેના મરણ બાદ પણ આઠ વરસ સુધી તે જીવ્યો હતો. લગભગ અઢારમી સદીની આખર સુધી ફ્રાંસમાં આપખુદ શાસન ચાલુ રહ્યું અને પછી ત્યાં આગળ ફ્રાંસની ક્રાંતિનો જગજાહેર અને પ્રચંડ ઉત્પાત ફાટી નીકળ્યો. આપણે જોઈ ગયા કે, સત્તરમી સદી એ જર્મની માટે બહુ કઠણ અને વિષમ કાળ હતો. એ કાળ દરમ્યાન ‘૩૦ વરસનો વિગ્રહ’ થયો. એ વિગ્રહે જર્મનીને છિન્નભિન્ન કરી નાંખ્યું અને તેનું સત્યાનાશ વાળ્યું.

અઢારમી સદી દરમ્યાન હિંદની પરિસ્થિતિ પણ કંઈક અંશે ૩૦ વરસના વિગ્રહના કાળની જર્મનીની પરિસ્થિતિ જેવી જ હતી. પરંતુ બન્ને વચ્ચે તદ્દન સામ્ય છે એમ ન કહી શકાય. બંને દેશોમાં ત્યાંની આર્થિક વ્યવસ્થા પડી ભાંગી હતી અને જૂના ફ્યૂડલ વર્ગોનું મહત્ત્વ ઘટી ગયું હતું. હિંદુસ્તાનમાં પણ એ જ જાતની ફ્યૂડલ વ્યવસ્થા તૂટતી જતી હતી. પરંતુ અહીંયાં લાંબા વખત સુધી તેનો લોપ થયો નહિ. અને જ્યારે તે લગભગ નાશ પામી ત્યારે પણ તેનું બાહ્ય સ્વરૂપ ચાલુ રહ્યું. સાચે જ, હિંદુસ્તાનમાં તેમ જ યુરોપના કેટલાક ભાગોમાં ફ્યૂડલ પ્રથાના ઘણા અવશેષો આજે પણ મોજૂદ છે.

આ બધા આર્થિક ફેરફારોને કારણે મોગલ સામ્રાજ્ય તૂટી ગયું પરંતુ આ તકનો લાભ લઈને સત્તા હાથ કરે તેવો બૂર્ઝવા મધ્યમ

વર્ગ ઊભો થયો નહોતો. વળી ઇંગ્લંડની પેઠે આ વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવતી કાઉન્સિલ કે એવી બીજી કોઈ સંસ્થા પણ અહીં નહોતી. અતિશય આપખુદ શાસનને કારણે પ્રજાની મનોદશા સામાન્ય રીતે પરવશ બની ગઈ હતી અને સ્વતંત્રતાના જે કંઈ પ્રાચીન ખ્યાલો હતા તે ભુલાઈ ગયા હતા. આપણે આ જ પત્રમાં જોઈશું કે, આમ છતાં પણ સત્તા હાથ કરવાને માટે પ્રયાસો કરવામાં આવ્યા હતા. આ પ્રયાસો કંઈક અંશે જાગીરદાર વર્ગે, ફ્યૂડલ વર્ગે, કંઈક અંશે મધ્યમ વર્ગે અને કંઈક અંશે ખેડૂત વર્ગે કર્યાં હતા અને એમાંના કેટલાક પ્રયાસો તો સફળ થતા થતા રહી ગયા. પરંતુ ફ્યૂડલ પ્રથાનું પતન અને સત્તા હાથ કરવાને સમર્થ હોય એવા મધ્યમ વર્ગના ઉદય વચ્ચે અંતર પડી ગયું હોય એમ લાગે છે. આ હકીકત ખાસ કરીને લક્ષમાં રાખવા જેવી છે. જ્યારે જ્યારે પડી ભાંગતી વ્યવસ્થા અને તેનો કબજો લેનાર વર્ગના ઉદય વચ્ચે આવું અંતર પડી જાય છે ત્યારે જર્મનીમાં થઈ હતી તેવી ઊથલપાથલ અને સંકટ પેદા થાય છે. હિંદુસ્તાનમાં પણ એમ જ બન્યું. નાના નાના રાજાઓ અને રજવાડાંઓ દેશ ઉપર આધિપત્ય મેળવવા માટે લડવા લાગ્યા, પરંતુ તેઓ સડવા લાગેલી સમાજવ્યવસ્થાના પ્રતિનિધિઓ હતા એટલે તેમનો પાયો જ સલામત નહોતો. તેમને એક નવા જ વર્ગના લોકોનો સામનો કરવો પડ્યો. તાજેતરમાં જે વર્ગ પોતાના દેશમાં વિજયી થયો હતો તે ઇંગ્લંડના મધ્યમ વર્ગના એ નવા લોકો પ્રતિનિધિ હતા. આ બ્રિટિશ મધ્યમ વર્ગ ફ્યૂડલ સમાજવ્યવસ્થા કરતાં વધારે સારી સમાજવ્યવસ્થા રજૂ કરતો હતો. એ વર્ગ દુનિયામાં પેદા થતી જતી નવી પરિસ્થિતિને વધારે અનુરૂપ હતો. તે વધારે સંગઠિત અને વધારે કાર્યદક્ષ હતો, તેની પાસે વધારે સારી જાતનાં ઓજારો તથા હથિયારો હતાં અને એથી કરીને તે વધારે અસરકારક રીતે યુદ્ધ કરવાને શક્તિમાન હતો. વળી તેણે સમુદ્ર ઉપર પણ કાબૂ મેળવ્યો હતો. આ નવી સત્તાનો હિંદના ફ્યૂડલ રજવાડાંઓ મુકાબલો કરી શકે એમ નહોતું અને તેઓ એક પછી એક તેનાથી હારતા ગયા.

આ પત્રની આ સારી પેઠે લાંબી પ્રસ્તાવના થઈ. હવે આપણે જરા પાછળ જઈશું. ઔરંગઝેબના રાજ્યના પાછળના ભાગમાં આમજનતામાં બંડો થયાં તથા હિંદુઓમાં ધાર્મિક રાષ્ટ્રીયતા ફરીથી જાગ્રત થઈ, તેને વિષે મેં મારા આગળના તેમ જ આ પત્રમાં ઉલ્લેખ કર્યો છે. હવે હું એ ધર્મ અને રાષ્ટ્રીયતાની ભાવનાથી રંગાયેલી હિલચાલ વિષે

કંઈક વધારે કહીશ. મોગલ સામ્રાજ્યના જુદા જુદા ભાગોમાં એ સમયે જેને અર્ધ-ધાર્મિક કહી શકાય એવા પ્રકારનાં કેટલાંયે પ્રજાકીય આંદોલનો પ્રગતિ કરતાં આપણા જોવામાં આવે છે. આ બધાં આંદોલનો અથવા ચળવળો આરંભમાં તો શાંત હતી કેમ કે તેમને રાજકારણ સાથે ઝાઝી લેવાદેવા નહોતી. આ અરસામાં હિંદી, મરાઠી, પંજાબી વગેરે લોકભાષાઓમાં ગીતો અને ભજનો લખાયાં અને લોકપ્રિય થયાં. આ ગીતો અને ભજનો જનતાને જાગ્રત કરે છે. લોકપ્રિય ધર્મોપદેશકોની પાછળ ધાર્મિક સંપ્રદાયો સ્થપાય છે. આર્થિક સંકટ અને હાડમારી ધીમે ધીમે આ સંપ્રદાયોને રાજકીય પ્રશ્નો તરફ વાળે છે. આખરે રાજ્યસત્તા— મોગલ સામ્રાજ્ય — સાથે અથડામણ પેદા થાય છે અને પરિણામે તે સંપ્રદાય ઉપર દમન ગુજારવામાં આવે છે. આ દમન શાંતિપ્રિય ધાર્મિક સંપ્રદાયને એક લડાયક સંઘ યા દળમાં ફેરવી નાખે છે. શીખોની તેમ જ બીજા કેટલાક સંપ્રદાયોની બાબતમાં એમ જ બન્યું હતું. મરાઠાઓનો ઇતિહાસ એથી કંઈક વિશેષ ગૂંચવણભર્યો છે. પરંતુ ત્યાંયે ધર્મ અને રાષ્ટ્રીયતાનો સંયોગ મોગલોની સામે હથિયાર ઉગામતો આપણી નજરે પડે છે. મોગલ સામ્રાજ્યને અંગ્રેજોએ ઉથલાવી પાડયું નહોતું. આ બધી ધાર્મિક-રાજકીય ચળવળોએ અને ખાસ કરીને તો મરાઠાઓએ તેને ઉથલાવી પાડયું હતું. ઔરંગઝેબની અસહિષ્ણુ રાજનીતિને કારણે આ ચળવળો બળવાન બની. તેના શાસન વિરુદ્ધ વધતી જતી આ ધાર્મિક જાગ્રતિને લીધે પણ ઔરંગઝેબ વધારે કડક અને અસહિષ્ણુ બન્યો હોય એવો પણ સંભવ છે.

છેક ૧૬૬૯ની સાલમાં પણ મથુરાના જાટ ખેડૂતોએ ઔરંગઝેબની સામે બંડ કર્યું હતું. તેમને વારંવાર દબાવી દેવામાં આવ્યા પરંતુ ત્રીસ કરતાં પણ વધારે વરસ સુધી એટલે કે ઔરંગઝેબના મરણ પર્યંત તેમણે ફરી ફરીને બંડ કર્યાં જ કર્યું. મથુરા આગ્રાની બિલકુલ નજીક આવેલું છે એ લક્ષમાં રાખજે. આમ સામ્રાજ્યની રાજધાનીની પાસે જ આવાં બંડો થવા લાગ્યાં હતાં. બીજો બળવો સતનામીઓએ કર્યો. આ બહુ સાધારણ સ્થિતિના લોકોનો હિંદુ સંપ્રદાય છે. આમ એ પણ ગરીબ વર્ગના લોકોનું બંડ હતું અને ઉમરાવો, સૂબાઓ કે એમના જેવા બીજાઓનાં બંડોથી તે ભિન્ન હતું. એ સમયનો એક મોગલ અમીર તિરસ્કારપૂર્વક તેનું વર્ણન કરતાં જણાવે છે કે, 'સોની, સુથાર, ભંગી, ખાલપા અને બીજી નીચ જાતિઓના હીન અને લોહીતરસ્યા બંડખોરોનું

એ ટોળું હતું.' 'નીચ જાતિઓના' લોકો તેમનાથી ચડિયાતા લોકોની સામે ઊઠે એ આ ઉમરાવને મન તો અતિશય અઘટિત વસ્તુ હશે.

હવે આપણે શીખોની વાત ઉપર આવીએ અને તેમનો આગળનો ઇતિહાસ પણ જોઈ જઈએ. મેં તને ગુરુ નાનક વિષે વાત કરી હતી તે તને યાદ હશે. બાબર હિંદમાં આવ્યો ત્યાર પછી થોડા જ વખતમાં તે મરણ પામ્યા. હિંદુધર્મ અને ઇસ્લામ એ બંનેનાં સામાન્ય તત્ત્વો તારવીને તેમાંથી એક સામાન્ય સંપ્રદાયની ભૂમિકા રચવાનો પ્રયત્ન કરનારાઓમાંના તે એક હતા. એમના પછી થયેલા બીજા ત્રણ ગુરુઓ તેમના જેવા જ પૂરેપૂરા શાંતિપ્રિય હતા અને કેવળ ધાર્મિક બાબતોમાં જ તેમને રસ હતો. અકબરે ચોથા ગુરુને અમૃતસર આગળ તળાવ તેમ જ સુવર્ણમંદિર માટે જગ્યા આપી હતી. એ સમયથી અમૃતસર શીખધર્મનું મુખ્ય ધામ બન્યું છે.

પછીથી અર્જુનસિંહ પાંચમા ગુરુ થયા. તેમણે ગ્રંથ સાહેબનો સંગ્રહ કર્યો. ગ્રંથ સાહેબ એ વચનામૃતો અને ભજનોનો સંગ્રહ છે અને તે શીખોનો ધર્મગ્રંથ છે. રાજકીય ગુનાને ખાતર જહાંગીરે અર્જુનસિંહને રિબાવીને મારી નંખાવ્યા. શીખોના ઇતિહાસમાં આ ઘટના યુગપ્રવર્તક નીવડી. તેણે શીખોની કારકિર્દી પલટી નાંખી. પોતાના ગુરુ પ્રત્યેના અન્યાયી અને ક્રૂર વર્તનથી શીખોમાં રોષ અને વિરોધની લાગણી વ્યાપી ગઈ અને તેમનાં મન હથિયારો તરફ ઢળ્યાં. તેમના છઠ્ઠા ગુરુ હરગોવિંદની આગેવાની નીચે તેઓ લશ્કરી દળ યા સંઘમાં ફેરવાઈ ગયા. અને એ સમય પછી તેઓ વારંવાર રાજ્યસત્તા સાથે અથડામણમાં આવતા રહ્યા. ખુદ ગુરુ હરગોવિંદને પણ જહાંગીરે દશ વરસ સુધી કેદખાનામાં પૂરી રાખ્યા હતા. નવમા ગુરુ તેગ બહાદુર ઔરંગઝેબના રાજ્ય અમલ દરમ્યાન થઈ ગયા. ઔરંગઝેબે તેને ઇસ્લામનો સ્વીકાર કરવાનો હુકમ કર્યો અને તેમ કરવાની ના પાડતાં તેણે તેમને ફાંસીએ ચડાવ્યા. દશમા અને છેલ્લા ગુરુ ગોવિંદસિંહ હતા. તેમણે, ખાસ કરીને દિલ્લીના બાદશાહનો સામનો કરવાને ખાતર, શીખોને એક બળવાન લડાયક કોમમાં ફેરવી નાંખ્યા. ઔરંગઝેબના મરણ બાદ એક વરસ પછી તેમનું અવસાન થયું. ત્યાર પછી બીજો ગુરુ થયો નથી. એવું કહેવાય છે કે સમગ્ર શીખ કોમ અથવા જેને 'ખાલસા' કહેવામાં આવે છે તેમાં ગુરુની બધી સત્તા અને શક્તિ વાસ કરી રહી છે.

ઔરંગઝેબના મૃત્યુ પછી તરત જ શીખોએ બળવો કર્યો. એ

બળવો તો શમાવી દેવામાં આવ્યો પરંતુ દિનપ્રતિદિન શીખોનું બળ વધતું જ ગયું અને પંજાબમાં તેઓ વધારે ને વધારે સંગઠિત થતા ગયા પછીથી, એ સદીના છેવટના ભાગમાં રણજિતસિંહની આગેવાની નીચે પંજાબમાં શીખ રાજ્ય ઊભું થવાનું હતું.

આ બધાં બંડો ભારે તકલીફ દેનારાં હતાં એ ખરું, પરંતુ મોગલ સામ્રાજ્ય માટે ખરો ભય તો દક્ષિણમાં મરાઠાઓની વધતી જતી સત્તા તરફથી આવ્યો. શાહજહાંના અમલ દરમ્યાન પણ શાહજી ભોંસલે નામનો એક મરાઠા સરદાર સારી પેઠે તકલીફ આપી રહ્યો હતો. તે અહમદ નગરના રાજ્યનો એક અમલદાર હતો, અને પાછળથી બિજાપુરની નોકરીમાં રહ્યો હતો. પરંતુ મરાઠાઓના ગૌરવરૂપ તેના પુત્ર શિવાજીએ મોગલ સામ્રાજ્યને ખરેખરું ભયભીત કરી મૂક્યું. તેનો જન્મ ૧૬૨૭ની સાલમાં થયો હતો. તે ૧૯ વરસનો થયો ત્યાં તો તેણે પોતાની લૂંટફાટની કારકિર્દી શરૂ કરી. અને પૂના પાસેનો કિલ્લો પહેલવહેલો સર કર્યો તે શૂરવીર સરદાર, ગેરીલા યુદ્ધનીતિનો કુશળ નેતા અને ભારે હિંમતવાળો હતો. તેણે પોતાની આસપાસ બહાદુર અને કસાયેલા ઘાટીઓનું એક જૂથ ઊભું કર્યું હતું. તેના આ પહાડી અનુયાયીઓની તેના ઉપર અનન્ય નિષ્ઠા હતી. તેમની સહાયથી તેણે ઔરંગઝેબના ઘણા કિલ્લાઓ જીતી લીધા અને તેના સેનાપતિઓને હેરાન હેરાન કરી મૂક્યા. ૧૬૬૫ની સાલમાં તે અચાનક સુરત ઉપર ચડી આવ્યો અને તે શહેર લૂંટી લીધું. ત્યાં આગળ અંગ્રેજોએ આ દરમ્યાન પોતાની કોઠી નાખી હતી. એક વખત તેને સમજાવીને ઔરંગઝેબના દરબારમાં આગ્રા બોલાવવામાં આવ્યો હતો. પરંતુ તેની સાથે સ્વતંત્ર રાજાને છાજતો વર્તાવ કરવામાં ન આવ્યો તેથી તેને અતિશય માઠું લાગ્યું. આગ્રામાં તેને કેદ કરવામાં આવ્યો પરંતુ ત્યાંથી તે છટકી ગયો. આ પછી પણ રાજાનો ખિતાબ આપીને ઔરંગઝેબે તેને મનાવી લેવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ થોડા જ વખતમાં શિવાજીએ ફરીથી લડાઈ આરંભી. દક્ષિણના મોગલ અમલદારો એનાથી એટલા તો ડરી ગયા હતા કે પોતાના રક્ષણ માટે તેઓ શિવાજીને પૈસા આપવા લાગ્યા. મરાઠાઓ જ્યાં જ્યાં જતા ત્યાંથી વસૂલ કરતા તે ઇતિહાસ પ્રસિદ્ધ 'ચોથ'— એટલે કે મહેસૂલનો ચોથો ભાગ — આ જ હતી. આમ મરાઠાઓની સત્તા દિનપ્રતિદિન વધતી ગઈ અને મોગલ સામ્રાજ્ય નબળું પડતું ગયું. ૧૬૭૪ની સાલમાં રાયગઢ આગળ શિવાજીએ પોતાનો રાજા તરીકે વિધિપુરઃસર

અભિષેક કરાવ્યો. ૧૬૮૦ની સાલમાં તે મરણ પામ્યો ત્યાંસુધી તેની જીતો તો ચાલુ જ રહી. મરાઠાઓના પ્રદેશના કેન્દ્રસમા પૂનામાં તું હાલ થોડા સમયથી રહે છે. એટલે ત્યાંના લોકોનો શિવાજી ઉપર કેવો પ્રેમ અને ભક્તિભાવ છે તેનાથી તારે વાકેફ થવું જોઈએ. અમુક પ્રકારની ધાર્મિક તેમ જ રાષ્ટ્રીય જાગ્રતિનો મેં આગળ ઉલ્લેખ કર્યો હતો તેનો એ પ્રતિનિધિ હતો. આર્થિક સંકટ અને પ્રજાવ્યાપી દુઃખ તથા હાડમારીએ એને માટે ભૂમિ તૈયાર કરી હતી અને રામદાસ તથા તુકારામ નામના બે મરાઠી કવિઓએ કવિતા અને ભજનો દ્વારા તેમાં ખાતર પૂર્યું હતું. મરાઠાઓમાં આ રીતે જાગ્રતિ આવી અને તેમનામાં એકતાની ભાવના પેદા થઈ. અને એ જ ટાંકણે તેમને દોરીને વિજય અપાવનાર એક તેજસ્વી આગેવાન પણ પેદા થયો.

શિવાજીના પુત્ર સંભાજીને મોગલોએ રિબાવીને મારી નાંખ્યો. પરંતુ થોડીક પીછેહઠ બાદ મરાઠાઓનું બળ વધતું જ ગયું. ઔરંગઝેબના મૃત્યુ પછી તેનું સામ્રાજ્ય અદશ્ય થવા લાગ્યું. ઘણા સૂબાઓ સામ્રાજ્યથી સ્વતંત્ર થઈ ગયા. આ રીતે બંગાળ, અયોધ્યા અને રોહિલખંડ વગેરે પ્રાંતો છૂટા થઈ ગયા. દક્ષિણમાં વજીર અસફઝાએ પોતાનું રાજ્ય સ્થાપ્યું. તે આજનું હૈદરાબાદ રાજ્ય છે. આજનો નિઝામ અસફઝાનો વંશ જ છે. ઔરંગઝેબના મરણ પછી સત્તર વરસમાં તો તેનું સામ્રાજ્ય લગભગ નષ્ટ થઈ ગયું. પરંતુ દિલ્હી અથવા તો આગ્રામાં સામ્રાજ્ય વિનાના કેવળ નામના બાદશાહોની પરંપરા ચાલુ રહી હતી.

મોગલ સામ્રાજ્ય નબળું પડતું ગયું તેમ તેમ મરાઠાઓ વધારે ને વધારે બળવાન થતા ગયા. પેશવા નામથી ઓળખાતા તેમના વડાપ્રધાને રાજાને દાબીને રાજ્યની ખરી સત્તા હાથ કરી, જાપાનના શોગુનની પેઠે પેશવાનું પદ વંશપરંપરાગત બન્યું અને રાજાનું મહત્વ નામનું જ રહ્યું. દિલ્હીનો બાદશાહ તો દુર્બળ બની ગયો હતો અને તેણે દક્ષિણના આખા પ્રદેશ ઉપર ચોથ ઉઘરાવવાનો મરાઠાઓનો હક મંજૂર રાખ્યો. આટલાથી ન સંતોષાતાં પેશવાએ ગુજરાત, માળવા અને મધ્યહિંદ જીતી લીધાં. ૧૭૩૭ની સાલમાં તો તેનું સૈન્ય ઠેઠ દિલ્હીના દરવાજા સુધી આવી પહોંચ્યું. હિંદની સર્વોપરી સત્તા મરાઠાઓને હાથ જશે એમ જણાતું હતું. આખા દેશ ઉપર તેમનું પ્રભુત્વ હતું. પરંતુ ૧૭૩૯ની સાલમાં હિંદની વાયવ્ય સરહદ તરફથી અચાનક હુમલો આવ્યો. તેણે સત્તાની તુલા ઉથલાવી પાડી અને ઉત્તર હિંદુસ્તાનની સૂરત ફેરવી નાખી.

## ૯૨

# હિંદમાં અંગ્રેજોનો પોતાના હરીફો ઉપરનો વિજય

૧૩ સપ્ટેમ્બર, ૧૯૩૨

મોગલ સામ્રાજ્યની હાલત અતિશય ખરાબ થઈ ગઈ હતી એ આપણે જોઈ ગયાં. સાચે જ, એમ કહી શકાય કે, સામ્રાજ્ય તરીકેનું તેનું કોઈ પણ ચિહ્ન હવે બાકી રહ્યું નહોતું. આમ છતાં દિલ્હી તેમ જ ઉત્તર હિંદની એથીયે વધારે બૂરી દશા થવાની હતી. હું તને આગળ કહી ગયો છું કે, હિંદમાં હવે નસીબ અજમાવવા સાહસિક લોકો માટે અનુકૂળ દિવસો આવ્યા હતા. આવા સાહસિકોનો એક સરદાર હિંદની વાયવ્ય સરહદ ઉપરથી આવીને ઉત્તર હિંદ ઉપર તૂટી પડ્યો અને ભારે ખુનામરકી તથા લૂંટફાટ કરીને અઢળક દ્રવ્ય લઈ ચાલતો થયો. આ ઈરાનનો રાજા થઈ બેઠેલો નાદીરશાહ હતો. શાહજહાંએ બનાવરાવેલું સુપ્રસિદ્ધ મયૂરાસન તે પોતાની સાથે લેતો ગયો. આ ભયાનક હુમલો ૧૭૩૯ની સાલમાં થયો હતો અને એને લીધે આખો ઉત્તર હિંદ ધૂળધાણી થઈ ગયો. નાદીરશાહે પોતાના રાજ્યની સરહદ છેક સિંધુ નદી સુધી વધારી દીધી. આ રીતે અફઘાનિસ્તાન હિંદુસ્તાનથી અલગ પડી ગયું. મહાભારત અને ગંધારના કાળથી માંડીને આ સમય સુધી અફઘાનિસ્તાનનો હિંદ સાથે હમેશાં નિકટનો સંબંધ રહ્યો હતો. હવે તે હિંદુસ્તાનથી અલગ પડી ગયું.

સત્તર વરસની અંદર દિલ્હી ઉપર બીજો એક લૂંટારો ચડી આવ્યો. આ નાદીરશાહ પછી અફઘાનિસ્તાનની ગાદી ઉપર આવનાર અહમદશાહ દુરાની હતો. પણ આ બધા હુમલાઓ છતાંયે હિંદમાં મરાઠાઓની સત્તા વધતી જતી હતી અને ૧૭૫૮ની સાલમાં પંજાબ તેમના તાબામાં આવ્યો. આ બધા મુલક ઉપર તેમણે પોતાનું વ્યવસ્થિત રાજ્યતંત્ર સ્થાપવાનો પ્રયાસ ન કર્યો. તેઓ તો તેમની જગજાહેર 'ચોથ' ઉઘરાવતા અને રાજવહીવટ તો ત્યાંના સ્થાનિક લોકોના હાથમાં જ રહેવા દેતા. આ રીતે તેઓ દિલ્હીના સામ્રાજ્યના લગભગ વારસ બન્યા હતા. પરંતુ આ પછી તેમના ઉપર એક ભારે ફટકો પડ્યો. વાયવ્ય

સરહદ તરફથી દુરાની ફરીથી ચડી આવ્યો અને બીજા કેટલાકોની સહાયથી ૧૭૬૧ની સાલમાં પાણીપતના પુરાણા રણક્ષેત્ર ઉપર મરાઠાઓના એક મોટા સૈન્યને તેણે સંપૂર્ણપણે હરાવ્યું. હવે દુરાની ઉત્તર હિંદના પ્રદેશનો માલિક બની બેઠો અને તેને ખાળનાર બીજી કોઈ પણ સત્તા રહી નહોતી. પરંતુ તેના વિજયના આ અવસરે તેના પોતાના જ લોકોના બળવાનો તેને સામનો કરવો પડ્યો અને તે સ્વદેશ પાછો ફર્યો.

થોડા વખત સુધી તો એમ જ લાગતું હતું કે મરાઠાઓના પ્રભુત્વનો દિવસો ભરાઈ ચૂક્યા અને તેમની ઝાઝી ગણતરી રહી નહોતી. જે મોટી વસ્તુ — હિંદનું સામ્રાજ્ય — પ્રાપ્ત કરવા તેઓ ચહાતા હતા તે તેમણે ગુમાવી હતી. પરંતુ તેઓ ફરી પાછા બેઠા થયા અને ધીમે ધીમે હિંદની અંદરની સૌથી બળવાન સત્તા બન્યા. દરમ્યાન હિંદમાં એથી પણ વધારે બળવાન બળો કાર્ય કરી રહ્યાં હતાં અને આપણે આગળ ઉપર જોઈશું કે થોડીક પેઢીઓ માટે હિંદનું ભાવિ નક્કી થઈ રહ્યું હતું. વળી આ જ સમયે કેટલાક મરાઠા સરદારો પણ ઊભા થયા. તેઓ પેશવાઓના આધિપત્ય નીચે હતા એમ મનાતું હતું. ગ્વાલિયરનો શિંદે એમાં સૌથી મુખ્ય હતો. એ ઉપરાંત વડોદરાનો ગાયકવાડ અને ઇન્દોરનો હોલ્કર હતો.

હવે આપણે ઉપર મેં જે બનાવો વિષે ઉલ્લેખ કર્યો છે તેનો વિચાર કરીશું. ફ્રેંચ અને અંગ્રેજો વચ્ચેની લડાઈ એ આ સમયની દક્ષિણ હિંદની સૌથી વધારે મહત્ત્વની બીના છે. અઢારમી સદી દરમ્યાન યુરોપમાં અંગ્રેજો તથા ફ્રેંચો વચ્ચે વારંવાર યુદ્ધો થતાં અને તેમના પ્રતિનિધિઓ અહીં હિંદમાં પણ એકબીજા સાથે લડતા. પરંતુ કેટલીક વાર તો તેમના દેશો વચ્ચે સુલેહ હોય એ સમયે પણ એ બન્ને હિંદમાં એક બીજા સાથે લડતા. ઉભય પક્ષે સત્તા અને ધનદોલત પ્રાપ્ત કરવા માટે અતિશય ચતુર એવા તોફાની અને કાવતરાખોર માણસો હતા અને સ્વાભાવિક રીતે જ તેમની વચ્ચે તીવ્ર હરીફાઈ ચાલતી હતી. ફ્રેંચોને પક્ષે સૌથી આગળ પડતો માણસ દુપ્લે હતો અને અંગ્રેજોને પક્ષે ક્લાઈવ હતો. દુપ્લેએ બે રાજ્યો વચ્ચેના ઝઘડામાં વચ્ચે પડવાની ફાયદાકારક રમત શરૂ કરી. પહેલાં તે પોતાના કેળવાયેલા સૈનિકો તેમને ભાડે આપતો અને પછી તેમનો મુલક પચાવી પડતો. આમ ફ્રેંચોની લાગવગ તથા પ્રભાવ વધ્યાં. પરંતુ થોડા જ વખતમાં અંગ્રેજોએ પણ તેની એ રીત અજમાવવા માંડી અને એ રમતમાં તેઓ તેનાથી પણ આગળ વધી ગયા. બંને પક્ષો ભૂખ્યાં ગીધોની પેઠે નિરંતર આવી

ગડબડની શોધમાં જ રહેતા અને હિંદમાં એ સમયે તેની નવાઈ નહોતી. દક્ષિણમાં ગાદીના વારસાની બાબતમાં કંઈ તકરાર ઊઠે તો એક ઉમેદવારનો પક્ષ અંગ્રેજોએ અને બીજાનો પક્ષ ફ્રેંચોએ લીધો જ જાણો. પંદર વરસના (૧૭૪૬ થી ૧૭૬૧ સુધીના) આ લડાઈટંટા પછી અંગ્રેજોએ ફ્રેંચો ઉપર વિજય મેળવ્યો. ગમે તે ભોગે હિંદમાં સત્તા જમાવવા ઇચ્છતા અંગ્રેજ સાહસખોરોને પોતાના દેશ તરફથી પૂરેપૂરી સહાય મળતી રહી જ્યારે દુપ્લે તથા તેના સાથીઓને ફ્રાંસથી એવી સહાય મળી નહિ. આમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. હિંદના અંગ્રેજોની પાછળ ઇગ્લંડનો વેપારી વર્ગ તથા ઇસ્ટ ઇન્ડિયા કંપનીના શૅર ધરાવનારાઓ હતા. અને તેઓ બ્રિટિશ પાર્લમેન્ટ તથા બ્રિટિશ સરકાર ઉપર દબાણ લાવી શકતા. પરંતુ હિંદના ફ્રેંચોની ઉપર તો એ સમયે પંદરમા લૂઈની (મહાન સમ્રાટ ૧૪મા લૂઈના પૌત્ર અને વારસની) સત્તા હતી. અને તે તો મજાથી સત્યાનાશ તરફ વધ્યો જતો હતો. અંગ્રેજોએ દરિયા ઉપર પ્રભુત્વ મેળવ્યું હતું તેની પણ તેમને ભારે સહાય મળી. અંગ્રેજ તથા ફ્રેંચ એ બંને હિંદી સૈનિકોને લશ્કરી તાલીમ આપતા. તેમને સિપાઈ કહેવામાં આવતા. અને બીજા દેશી સૈનિકો કરતાં તેઓ વધારે શિસ્તવાળા હતા તેમ જ તેમની પાસે વધારે સારાં હથિયારો હતાં તેથી તેમની બહુ ભારે માંગ રહેતી હતી.

એટલે અંગ્રેજોએ હિંદમાં ફ્રેંચોને હરાવ્યા અને ચંદ્રનગર તથા પોંડીચેરી વગેરે ફ્રેંચ શહેરોનો સંપૂર્ણ નાશ કર્યો. એ શહેરોનો એવી રીતે નાશ કર્યો કહેવાય છે કે, એમાંથી એક શહેરમાં મકાનનું એકાદ છાપરું સરખું બાકી રહ્યું નહિ. આ પછી હિંદમાંથી ફ્રેંચોની સત્તાનો લોપ થાય છે પણ તેમણે પોંડીચેરી તથા ચંદ્રનગરનો ફરીથી કબજો મેળવ્યો તથા એ બંને શહેરો અદ્યાપિ તેમના તાબામાં છે, પરંતુ હિંદમાં હવે તેમનું મહત્ત્વ રહેતું નથી.

આ સમયે અંગ્રેજ તથા ફ્રેંચોની હરીફાઈનું કેવળ હિંદ જ રણક્ષેત્ર નહોતું. યુરોપ ઉપરાંત કૅનેડા તથા બીજાં સ્થળોએ પણ તેઓ એકબીજા સાથે લડતા હતા. કૅનેડામાં પણ અંગ્રેજો જીત્યા. પરંતુ થોડા જ વખતમાં અંગ્રેજોએ અમેરિકાનાં પોતાનાં સંસ્થાનો ગુમાવ્યાં અને અંગ્રેજો વિરુદ્ધ આ સંસ્થાનોને સહાય કરીને ફ્રેંચોએ પોતાનું વેર વાળ્યું. પરંતુ આ બધી બાબતો વિષે તો આ પછીના પત્રમાં આપણે વિગતે વાતો કરીશું.

ફ્રેંચોનો કાંટો કાઢી નાંખ્યા પછી હવે અંગ્રેજોના માર્ગમાં શી નડતર રહી હતી? પૂર્વ તથા મધ્ય હિંદ તેમ જ થોડે અંશે ઉત્તર હિંદમાં પણ મરાઠાઓ હતા. વળી હૈદરાબાદનો નવાબ પણ હતો; પરંતુ તેની તો ઝાઝી ગણના નહોતી. પણ દક્ષિણમાં હૈદરઅલી નવો અને બળવાન વિરોધી પેદા થયો હતો. જૂના વિજયનગરના સામ્રાજ્યના અવશેષો ઉપર તેણે પોતાની સત્તા જમાવી હતી. આજે મૈસૂરનું રાજ્ય છે તે જ એ પ્રદેશ. ઉત્તરમાં બંગાળમાં સિરાજઉદ્દૌલાનો અમલ હતો. તે સાવ દુર્બળ અને આવડત વિનાનો હતો. અને આપણે જોઈ ગયાં કે દિલ્હીનું સામ્રાજ્ય તો હવે કેવળ કલ્પનામાં જ રહ્યું હતું. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે છેક ૧૭૫૬ની સાલ સુધી એટલે કે નાદીરશાહે ચડાઈ કરીને મધ્યસ્થ રાજ્યતંત્રના પડછાયાનો પણ અંત આણ્યો ત્યાર પછી પણ લાંબા સમય સુધી અંગ્રેજો દિલ્હીના બાદશાહને પોતાની તાબેદારીની નિશાની તરીકે નજરાણાં મોકલ્યા કરતા હતા. ઔરંગઝેબના સમયમાં અંગ્રેજોએ બંગાળમાં હથિયારો ઉગામવાનું સાહસ કર્યું હતું તે તને યાદ હશે. પરંતુ એ વખતે તેમની સખત હાર થઈ અને એ પરાજયથી તેઓ એવા તો નરમ થઈ ગયા કે, ઉત્તર હિંદની પરિસ્થિતિ કોઈ પણ હિંમતવાળા અને નિશ્ચયી માણસને આકર્ષે એવી થઈ ગઈ હોવા છતાંયે ફરીથી હથિયારો ઉગામવાનું સાહસ કરતાં તેઓ લાંબા વખત સુધી સંકલ્પવિકલ્પ કરતા રહ્યા.

ક્લાઇવ કે જેની અંગ્રેજો એક મોટા સામ્રાજ્યના ઘડવૈયા તરીકે ભારે પ્રશંસા કરે છે તે આવો હિંમતબાજ અને નિશ્ચયી પુરુષ હતો. એનું વ્યક્તિત્વ તથા એનાં કાર્યો, સામ્રાજ્યો કેવી રીતે ઘડાય છે તેનું ઉદાહરણ આપણને પૂરું પાડે છે. તે ભારે છાતીવાળો, સાહસિક અને અતિશય ધનલોભી હતો. છળકપટ અને દગોફટકો કરવામાં પણ તે પાછો પડતો નહિ. ખોટા દસ્તાવેજો બનાવવા કે જૂઠાણાં ચલાવવાં પડે તોયે તેનો નિશ્ચય ડગતો નહોતો. બંગાળનો નવાબ સિરાજુદ્દૌલા અંગ્રેજોનાં કરતૂકોથી અતિશય ચિડાયો હતો. આથી, પોતાની રાજધાની મુર્શિદાબાદથી આવીને તેણે કલકત્તાનો કબજો લીધો. એ પ્રસંગે 'કાળી કોટડી'નો કરુણ બનાવ બન્યો હતો એવું કહેવાય છે. એ વિષે એવી વાત ચાલે છે કે નવાબના અમલદારોએ હવાઅજવાળા વિનાની એક નાનકડી કોટડીમાં સંખ્યાબંધ અંગ્રેજોને આખી રાત પૂરી રાખ્યા અને તેમાંના ઘણાખરા ગૂંગળાઈને મરણ પામ્યા. આવું કાર્ય જંગલી અને ભયંકર

છે એમાં શંકા નથી. પરંતુ જેના ઉપર ઝાઝો વિશ્વાસ ન રાખી શકાય એવા એક માણસે આપેલા પુરાવા ઉપર આ આખી વાતનો આધાર છે. એથી ઘણા લોકો માને છે કે મોટે ભાગે તો એ વાત ખોટી છે અને એમાં કંઈક તથ્ય હોય તો પણ તેના ઉપરથી ભારે અતિશયોક્તિ કરવામાં આવી છે.

કલકત્તા જીતી લેવામાં નવાબને મળેલી સફળતાનું કલાઈવે વેર લીધું. પરંતુ સામ્રાજ્યના આ ઘડવૈયાએ તો પોતાનો અસલ માર્ગ અખત્યાર કર્યો. નવાબના પ્રધાન મીર જાફરને લાંચ આપી તેણે ફોડ્યો અને તેની પાસે દેશદ્રોહીનું કાળું કામ કરાવ્યું. વળી તેણે એક જૂઠો દસ્તાવેજ પણ તૈયાર કર્યો જેની આખી વાત બહુ લાંબી છે. દેશદ્રોહ તથા છળકપટથી બાજી તૈયાર કરીને કલાઈવે ૧૭૫૭ની સાલમાં નવાબને પ્લાસી આગળ હરાવ્યો. બીજી લડાઈઓની તુલનામાં તો એ નાનકડી લડાઈ હતી એટલું જ નહિ પણ છળકપટ અને જૂઠા દસ્તાવેજો પર જૂઠી સહીઓ કરીને યુદ્ધ શરૂ થાય તે પહેલાં જ કલાઈવે તેમાં વિજય મેળવ્યો હતો. પરંતુ પ્લાસીની આ નાનકડી લડાઈનાં પરિણામો બહુ ભારે આવ્યાં. એણે બંગાળનું ભાવિ નક્કી કર્યું અને પ્લાસીની લડાઈના સમયથી હિંદમાં અંગ્રેજોની સત્તાની શરૂઆત થઈ એમ સામાન્યપણે કહેવાય છે. દગો, છળકપટ અને જૂઠા દસ્તાવેજો તથા જૂઠી સહીઓના આવા ભૂંડા પાયા ઉપર હિંદના બ્રિટિશ સામ્રાજ્યનું મંડાણ મંડાયું. પરંતુ સામ્રાજ્યો તથા સામ્રાજ્યના ઘડવૈયાઓની રીતરસમો ઘણુંખરું આવી જ હોય છે.

આમ ભાગ્યચક્ર એકાએક ફર્યું અને તે બંગાળના અંગ્રેજોના ધનલોલુપ તથા દુર્દાંત આગેવાનોને વર્યું. તેઓ હવે બંગાળના સ્વામી બન્યા અને તેમનો હાથ રોકનાર હવે કોઈ રહ્યું નહોતું. એટલે કલાઈવની આગેવાની નીચે તેમણે બંગાળના ખજાના ઉપર હાથ મારવાનું શરૂ કર્યું અને તેને તળિયાઝાટક કરી મૂક્યો. કલાઈવે પોતે જ ૨૫ લાખ રૂપિયાની નગદ ભેટ લીધી અને એટલાથીયે ન સંતોષાતાં વાર્ષિક લાખો રૂપિયાની આવકવાળી કીમતી જાગીર પણ લીધી! બીજા બધા અંગ્રેજોએ પણ એ જ રીતે પોતપોતાનો ‘ અવેજ ’ લીધો! ધનદોલત હાથ કરી લેવા માટે નિર્લજ્જ પડાપડી મચી રહી અને ઇસ્ટ ઇન્ડિયા કંપનીના નોકરોની ધનલોલુપતા તથા બદમાશીએ માઝા મૂકી. હવે અંગ્રેજો બંગાળમાં નવાબ બનાવનારાઓ બન્યા અને પોતાની મરજી મુજબ

તેઓ એક પછી એક નવા નવા નવાબો બનાવવા લાગ્યા. દરેક નવાબ બદલતી વખતે તેમને લાંચ તથા અઢળક ભેટો મળતી. વળી, રાજ્યતંત્ર ચલાવવાની તેમની જવાબદારી નહોતી. તે તો અવારનવાર બદલાતા રહેતા બિચારા નવાબનું કામ હતું; તેમનું કામ તો બની શકે એટલી ત્વરાથી તાલેવંત બનવાનું હતું.

થોડાં વરસો પછી ૧૭૬૪ની સાલમાં અંગ્રેજોને બકસર આગળ બીજી એક લડાઈમાં ભારે વિજય મળ્યો. એને પરિણામે દિલ્હીનો નામનો સમ્રાટ તેમને વશ થયો. તેમણે તેને પોતાનો પેન્શનર બનાવી દીધો. હવે બંગાળ તથા બિહાર ઉપર અંગ્રેજોએ સંપૂર્ણ આધિપત્ય જમાવ્યું અને ત્યાં આગળ તેમનો કોઈ વિરોધી ન રહ્યો. દેશમાંથી જે અઢળક ધન તેઓ લૂંટી રહ્યા હતા તેનાથી તેમને સંતોષ ન થયો અને પૈસા મેળવવાના નવા નવા કિસ્સાઓ તેમણે શોધવા માંડ્યા. દેશના આંતરિક વેપાર સાથે તેમને કશી લેવાદેવા નહોતી. પરંતુ હવે તેમણે માલની અવરજવર અંગેની જકાત ભર્યા વિના જ એ વેપાર કરવાનો પણ આગ્રહ રાખ્યો. દેશની બનાવટોના વેપારમાં પડેલા બીજા બધા જ વેપારીઓને તો આ જકાત ભરવી પડતી. હિંદના ઉદ્યોગો તથા વેપાર ઉપર અંગ્રેજોએ લગાવેલો આ પહેલો ફટકો હતો.

હવે ઉત્તર હિંદમાં સ્થિતિ એવી થઈ કે અંગ્રેજો ત્યાં આગળ તવંગર અને સત્તાધારી તો બન્યા પરંતુ તેમને શિરે જવાબદારી કશી નહોતી. ઈસ્ટ ઇન્ડિયા કંપનીના લૂંટારુ વેપારીઓને ન્યાયસરનો વેપાર તથા અન્યાયી વેપાર અને ઉઘાડી લૂંટ એ બધાંનો ભેદ પાડવાની લેશમાત્ર પરવા નહોતી. આ એ જમાનો હતો કે જ્યારે અંગ્રેજો હિંદમાંથી અઢળક દોલત લઈને ઇંગ્લંડ પાછા ફરતા અને પોતાને 'નવાબ' કહેવડાવતા હતા. જો તેં થેકરેની 'વૅનિટી ફૅર' નામની નવલકથા વાંચી હશે તો ત્યાંના આવા એક ઘમંડી અને ફૂલણજી 'નવાબ'નો તને પરિચય થયો હશે.

રાજકીય અંધેર અને અનિશ્ચિતતા, વરસાદનો અભાવ તથા અંગ્રેજોની બધું ઓહિયાં કરી જવાની નીતિ આ બધાંને કારણે ૧૭૭૦ની સાલમાં બિહાર તથા બંગાળમાં અતિશય ભીષણ દુકાળ પડ્યો. એમ કહેવાય છે કે એ પ્રદેશોની ત્રીજા ભાગ કરતાંયે વધારે વસ્તી એ દુકાળથી નાશ પામી. આ ભયંકર મરણસંખ્યાનો તું જરા ખ્યાલ તો કરી જો! કેટલાં લાખ માણસો ભૂખમરાથી રિબાઈ રિબાઈને આ

રીતે મરણુશરણુ થયાં હશે! આખા પ્રદેશોના પ્રદેશો નિર્જન બની ગયા અને ખેતરો તથા ગામોને ઠેકાણે જંગલો ઊગી નીકળ્યાં. ભૂખે મરતા લોકોનેય કોઈએ કશીયે સહાય ન કરી. નવાબની સહાય કરવાની શક્તિ કે સત્તા નહોતી; અથવા કહો કે એમ કરવાની તેની વૃત્તિ નહોતી. ઈસ્ટ ઇન્ડિયા કંપની પાસે શક્તિ અને સત્તા હતાં પરંતુ તેને એની સહાય આપવાની પોતાની જવાબદારી ન લાગી અને તેની એવી વૃત્તિયે નહોતી. તેમનો તો ધન તેમ જ મહેસૂલ એકઠું કરવાનો જ ધંધો હતો. અને પોતાનાં ગજવાં તર કરવાની આ ફરજ તેઓ એવી દક્ષતાથી તથા સંતોષકારક રીતે બજાવતા હતા કે જ્યારે એ પ્રદેશોની ત્રીજા ભાગ કરતાંયે વધારે વસતી નાશ પામી હતી એવા ભીષણ દુકાળના કાળમાં પણ જીવતા રહેલાઓ પાસે તેમણે પૂરેપૂરું મહેસૂલ વસૂલ કર્યું! એટલું જ નહિ પણ, તેમણે મહેસૂલ કરતાંયે વધારે રકમ વસૂલ કરી અને સરકારી રિપોર્ટ પ્રમાણે તેમણે 'જબરદસ્તીથી' એ કામ કર્યું હતું. આ વસ્તુ સાચે જ, હેરત ઉપજાવે એવી છે. આ ભયાનક આપત્તિના મુખમાંથી ઊગરેલા એ કંગાળ અને ભૂખે મરતા લોકો પાસેથી અત્યાચાર અને જબરદસ્તીથી મહેસૂલ વસૂલ કરવાના એ કાર્યમાં રહેલી હેવાનિયત તથા નિષ્ઠુરતાનો પૂરેપૂરો ખ્યાલ આવવો મુશ્કેલ છે.

બંગાળ તથા ફ્રેંચ લોકો ઉપર વિજય પ્રાપ્ત કરવા છતાંયે અંગ્રેજોને દક્ષિણમાં ભારે મુસીબતોનો સામનો કરવો પડ્યો. અંતિમ વિજય પ્રાપ્ત કરતા પહેલાં તેમને પરાજયો તથા નામોશી વેઠવાં પડ્યાં. મૈસૂરનો હૈદરઅલી તેમનો કટ્ટો દુશ્મન હતો. તે અતિશય કાબેલ તથા ઝનૂની સરદાર હતો, અને તેણે અંગ્રેજોને અનેક વાર હરાવ્યા હતા. ૧૭૬૯ની સાલમાં તેણે છેક મદ્રાસના કિલ્લાની દીવાલની નજીક પોતાને અનુકૂળ સુલેહની શરતો કરાવી લીધી હતી. દશ વરસ પછી એને અંગ્રેજોની સામે ફરીથી સારી પેઠે સફળતા મળી હતી અને તેના મરણ પછી તેનો પુત્ર ટીપુ સુલતાન અંગ્રેજોના પડખામાં શલ્યની જેમ ખૂંચવા લાગ્યો. ટીપુને પૂરેપૂરો હરાવતાં ઘણાં વરસો લાગ્યાં અને બે મૈસૂર વિગ્રહો લડવા પડ્યા. એ પછી મૈસૂરના હાલના રાજકર્તાના પૂર્વજને અંગ્રેજોના રક્ષણ નીચે ત્યાંનો રાજા બનાવવામાં આવ્યો.

૧૭૮૨ની સાલમાં મરાઠાઓએ પણ દક્ષિણમાં અંગ્રેજોને હરાવ્યા હતા. ઉત્તરમાં ગ્વાલિયરનો શિંદે સત્તાધારી હતો અને દિલ્હીનો રંક તથા હતભાગી બાદશાહ તેની એડી નીચે હતો.

એ અરસામાં ઇંગ્લંડથી વૉરન હેસ્ટિંગ્સને અહીં મોકલવામાં આવ્યો અને તે હિંદનો પહેલવહેલો ગવર્નર જનરલ થયો. બ્રિટિશ પાર્લમેન્ટે હવે હિંદની બાબતમાં રસ લેવા માંડ્યો. હેસ્ટિંગ્સ હિંદના બધા અંગ્રેજ શાસકોમાં સૌથી મોટો ગણાય છે. પરંતુ એના સમયમાંયે રાજ્યતંત્ર સડેલું અને ગેરરીતિઓથી ભરેલું હતું, એ સુવિદિત છે. હેસ્ટિંગ્સે પોતે પણ બળજબરીથી મોટી રકમો પડાવી લીધાના દાખલા જગજાહેર છે. તે ઇંગ્લંડ પાછો ફર્યો ત્યારે હિંદના તેના ગેરવહીવટ માટે પાર્લમેન્ટ સમક્ષ એની સામે મુકદ્દમો ચલાવવામાં આવ્યો હતો, અને લંબાણુ સુનાવણી પછી તેને નિર્દોષ ઠરાવી છોડી મૂકવામાં આવ્યો હતો. આ પહેલાં પાર્લમેન્ટે ક્લાઇવ સામે પણ પોતાનો અણગમો જાહેર કર્યો હતો અને એને કારણે તેણે આપઘાત કર્યો હતો. આમ આવા પુરુષો સામે અણગમો જાહેર કરીને અથવા તેમની સામે કામ ચલાવીને ઇંગ્લંડે પોતાના ડંખતા અંતરનું સમાધાન ભલે કર્યું, પણ તેના હૃદયમાં તો તેમની પ્રશંસા ભરેલી હતી. અને તેમની નીતિથી ઉદ્‌ભવતો ફાયદો ઉઠાવવાને તે તત્પર હતું. ક્લાઇવ તથા હેસ્ટિંગ્સની નિંદા ભલે કરવામાં આવી હોય, પરંતુ તેઓ સામ્રાજ્યના નમૂનેદાર ઘડવૈયાઓ હતા અને પરાધીન પ્રજા ઉપર બળજબરીથી સામ્રાજ્ય લાદવાની તથા તેમને ચૂસવાની નેમ મોજૂદ હોય ત્યાં સુધી આવા માણસો આગળ આવવાના અને પ્રશંસાપાત્ર બનવાના જ. જમાને જમાને શોષણની રીતો ભલે બદલાતી રહે પણ એની પાછળની ભાવના તો એક જ હોય છે. ક્લાઇવને બ્રિટિશ પાર્લમેન્ટે ભલે વખોડી કાઢ્યો પરંતુ અંગ્રેજોએ લંડનના વ્હાઈટ હૉલમાં ઇન્ડિયા ઑફિસની સામે તેનું પૂતળું ઊભું કર્યું છે અને એ ઇન્ડિયા ઑફિસની અંદર હજીયે તેની જ ભાવના પ્રવર્તે છે અને હજીયે તે ભાવના પ્રમાણે જ બ્રિટિશ રાજનીતિ ઘડાય છે.

હેસ્ટિંગ્સે અંગ્રેજોના આધિપત્ય નીચે સત્તા રહિત અને તેના નચાવ્યા નાચે એવા દેશી રાજાઓ રાખવાની નીતિ આરંભી. આમ હિંદની ભૂમિ ઉપર સોને રૂપે મઢેલા તથા બેવકૂફ રાજા મહારાજાઓ અને નવાબોનું દમામથી કૂકડાઓની પેઠે દસ્સાભેર આંટા મારતું અને જોતાં આપણને ચીતરી ચઢે એવું ટોળું દેખાય છે તેને માટે આપણે હેસ્ટિંગ્સ સાહેબના ઋણી છીએ. હિંદનું બ્રિટિશ સામ્રાજ્ય વધતું ગયું તેમ તેમ તેને મરાઠા, અફઘાન, શીખ તથા બર્મીઓ વગેરે લોકો સાથે અનેક

યુદ્ધો થયાં. પણ આ બધાં યુદ્ધોની વિશિષ્ટતા એ છે કે, ઇંગ્લંડના હિતને ખાતર એ લડાયાં હોવા છતાં તેમનો બધો ખરચ હિંદુસ્તાનને માથે પડચો. ઇંગ્લંડ કે અંગ્રેજ લોકો ઉપર એનો કશોયે બોજો પડચો નહિ. તેમણે તો એનો મફતનો ફાયદો જ ઉઠાવ્યો.

ઇસ્ટ ઇન્ડિયા કંપની — એક વેપારી કંપની — હિંદનો રાજ-કારભાર ચલાવતી હતી એ લક્ષમાં રાખજે. તેના ઉપર બ્રિટિશ પાર્લમેન્ટનો અંકુશ વધતો જતો હતો એ ખરું, પરંતુ હિંદનું ભાવી પ્રધાનપણે તો અમુક વિશિષ્ટ પ્રકારના સાહસખોર વેપારીઓના હાથમાં હતું. રાજ્યવહીવટ અધિકાંશે વેપાર હતો અને વેપાર એ અધિકાંશે લૂંટ હતી. એ રાજવહીવટ, એ વેપાર અને એ લૂંટ વચ્ચે નહિ જેવો જ ભેદ હતો. કંપની પોતાના શૅર હોલ્ડરોને ૧૦૦, ૧૫૦ કે ૨૦૦ ટકા જેટલું ભારે ડિવિડંડ પ્રતિવર્ષ વહેંચતી. અને એ ઉપરાંત ક્લાઇવની બાબતમાં આપણે જોઈ ગયાં તેમ તેના એજંટો સારી સરખી દોલત પોતાને માટે એકઠી કરતા હતા. વળી કંપનીના અધિકારીઓ પણ વેપારના ઇજારાઓ રાખતા હતા અને એ રીતે તેઓ થોડા જ સમયમાં અઢળક દોલત એકઠી કરતા હતા. હિંદમાં કંપનીનો જે અમલ કહેવાય છે તે આવો હતો !

## ૯૩

# ચીનનો મહાન મંચૂ રાજા

૧૫ સપ્ટેમ્બર, ૧૯૩૨

હું અતિશય વ્યાકુળ બની ગયો છું અને શું કરવું એની મને સમજ પડતી નથી. બાપુએ પ્રાયોપવેશન કરવાનો સંકલ્પ કર્યો છે એવી ભયંકર ખબર આવી છે. જેની અંદર એમણે ભારે મહત્ત્વનું સ્થાન જમાવ્યું હતું તે મારી નાનકડી દુનિયા હચમચી ઊઠીને ડોલવા લાગી છે. અને સર્વત્ર અંધકાર અને શૂન્યતા જણાઈ ગયાં છે. વરસેક કરતાં કંઈક વધારે સમય ઉપર તેમને હિંદથી પશ્ચિમ તરફ લઈ જનારા વહાણના તૂતક ઉપર મેં તેમનું છેલવેલ્લું દર્શન કર્યું હતું તે ચિત્ર મારી નજર સામે વારંવાર આવ્યાં કરે છે. હવે ફરી પાછો મને એમના દર્શનનો લાભ નહિ મળે? અને જ્યારે હું શંકા કે સંશયમાં પડું અને મને સાચી સલાહની જરૂર પડે ત્યારે, અથવા જ્યારે હું દુઃખ કે સંતાપમાં પડું અને પ્રેમાળ આશ્વાસનની જરૂર પડે ત્યારે હવે હું કોની પાસે જઈશ? આપણને પ્રેરણા આપી આગળ દોરનાર આપણો પ્રિય નાયક ચાલ્યો જશે પછી આપણે બધાં શું કરીશું? હિંદુસ્તાન એક હતભાગી દેશ છે કે જે પોતાના મહાપુરુષોને આમ મરવા દે છે તથા ખુદ સ્વાતંત્ર્ય જેવી મહત્ત્વની વસ્તુને ભૂલી જઈને નજીવી વસ્તુઓ માટે લડાઈટંટો કરનારા તેના લોકો પણ ગુલામ છે તથા તેમનાં માનસો પણ ગુલામી વૃત્તિથી જકડાયેલાં છે.

મને લખવાની જરાયે હોંશ થતી નથી અને આ પત્રમાળા બંધ કરવાનો પણ મને વિચાર આવ્યો હતો. પરંતુ એમ કરવું એ તો મૂર્ખાઈભર્યું ગણાય. લખવા વાંચવા કે વિચાર કરવા સિવાય મારી આ કોટડીમાં હું બીજું શું કરી શકું? અને જ્યારે હું હતાશ થાઉં કે દુઃખમાં ડૂબ્યો હોઉં ત્યારે તારા સ્મરણ કે તને લખવાના કાર્ય કરતાં બીજી કઈ વસ્તુ મને વધારે આશ્વાસન આપી શકે એમ છે? શોક અને આંસુ એ આ જગતમાં બહુ સારા સાથીઓ નથી. બુદ્ધે કહ્યું છે કે, 'નિરવધિ મહાસાગરમાં જેટલું પાણી છે તેના કરતાંયે વધારે

આંસુ વહી ચૂક્યાં છે;' અને આ દુઃખી દુનિયા ઠેકાણે આવશે ત્યાં સુધીમાં કોને ખબર કે હજીયે કેટલાં આંસુ વહેશે. આપણું કર્તવ્ય આપણી સામે ખડું છે અને આપણી સામે પડેલું મહાકાર્ય હજી આપણને બોલાવી રહ્યું છે. એટલે એ કાર્ય પાર પડે ત્યાં સુધી આપણને કે આપણી પાછળ આવનારાઓને માટે આરામ કે સુખચેન ન હોઈ શકે. એથી કરીને મારા રોજિંદા કાર્યક્રમને વળગી રહેવાનો મેં નિર્ણય કર્યો છે અને હું પહેલેની જેમ તને પત્રો લખતો રહીશ.

મારા છેવટના પત્રો હિંદુસ્તાનને લગતા હતા અને મારા એ લખાણનો પાછળનો ભાગ ચિત્તને બહુ પ્રસન્ન કરે એવો નથી. હિંદ પૂરેપૂરું બેહાલ થઈને પડ્યું હતું અને તે હરેક ધાડપાડુ તથા સાહસ ખેડનારનો શિકાર બન્યું હતું. પૂર્વના એના મહાન સહોદર સમા ચીનની હાલત એના કરતાં ઘણી સારી હતી અને હવે આપણે ચીન તરફ વળીશું.

મિંગ યુગના સમૃદ્ધિના કાળ વિષે અને પછીથી ત્યાં સડો અને ફાટફૂટ દાખલ થયાં તથા ચીનના ઉત્તર તરફ પડોશી મંચૂઓ ચડી આવ્યા અને તેમણે ચીનને કેવી રીતે જીતી લીધું વગેરે બાબતો વિષે મેં તને કહ્યું હતું (૮૦મા પત્રમાં) તે તને યાદ હશે. ૧૬૫૦ની સાલ પછી મંચૂઓએ સમગ્ર ચીન ઉપર પોતાનો પાકો કાબૂ જમાવ્યો. આ અર્ધ–વિદેશી રાજવંશના અમલ દરમ્યાન ચીન બળવાન બન્યું અને કંઈક અંશે તેણે આક્રમણકારી વલણ ધારણ કર્યું. મંચૂઓ પોતાની સાથે નવીન શક્તિ લેતા આવ્યા હતા. જો કે, ચીનની આંતરિક વ્યવસ્થામાં તેમણે ઓછામાં ઓછી દખલ કરી પરંતુ ઉત્તર, દક્ષિણ અને પૂર્વ તરફ પોતાનું સામ્રાજ્ય વિસ્તારવામાં પોતાની ઊભરાતી શક્તિનો તેમણે ઉપયોગ કર્યો.

સામાન્ય રીતે નવો રાજવંશ આરંભમાં થોડા કાબેલ રાજકર્તાઓ પેદા કરે છે અને છેવટે નમાલા રાજાઓથી એનો અંત આવે છે. એ જ રીતે મંચૂઓએ પણ કેટલાક અસાધારણ શક્તિશાળી અને નિપુણ રાજાઓ તથા રાજનીતિજ્ઞો પેદા કર્યા. એ વંશનો બીજો રાજા કાંગ–હી હતો. ગાદીએ આવ્યો ત્યારે તેની ઉંમર માત્ર આઠ વરસની હતી. તે સમયના દુનિયાના બીજા કોઈ પણ સામ્રાજ્યના કરતાં વિશાળ અને આબાદ સામ્રાજ્યનો તે ૬૧ વરસ સુધી સમ્રાટ રહ્યો. પરંતુ એને લીધે અથવા તો તેનાં લશ્કરી પરાક્રમોને કારણે એને ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન નથી મળ્યું. એની રાજનીતિ અને તેની અદ્વિતીય

સાહિત્યવિષયક પ્રવૃત્તિઓને લીધે તે ઇતિહાસમાં અમર થઈ ગયો છે. ૧૬૬૧થી ૧૭૨૨ની સાલ સુધી તે સમ્રાટપદે રહ્યો હતો. આમ તે ૫૪ વરસ સુધી ફ્રાંસના રાજા ૧૪મા લૂઈનો સમકાલીન હતો. બંનેએ બહુ લાંબા સમય સુધી રાજ્ય કર્યું પરંતુ ૭૨ વરસ જેટલા લાંબા કાળ સુધી રાજ્ય કરીને લૂઈ એ હરીફાઈમાં આગળ ગયો. એ બંનેની તુલના કરવા જેવી છે પરંતુ એ સરખામણીમાં લૂઈ સાવ ઝાંખો જણાય છે. તેણે પોતાના દેશનું સત્યાનાશ વાળ્યું અને તેને ભારે દેવામાં ઉતારીને સાવ કમજોર કરી મૂક્યો. ધર્મની બાબતમાં તે સાવ અસહિષ્ણુ હતો. કાંગ–હી કૉન્ફ્યુશિયસનો ચુસ્ત અનુયાયી હતો પરંતુ બીજા બધા ધર્મો પ્રત્યે તેનું વલણ ઉદારતાભર્યું હતું. એના અમલ દરમ્યાન અથવા કહો કે પહેલા ચાર મંચૂ સમ્રાટોના અમલ દરમ્યાન મિંગ યુગની સંસ્કૃતિને જેમની તેમ રહેવા દેવામાં આવી,— તેમાં કશી દખલ કરવામાં ન આવી. — તેણે તેનું ઊંચું ધોરણ જાળવી રાખ્યું અને કેટલીક બાબતોમાં તો કંઈક અંશે સુધારો પણ કર્યો. હુન્નર ઉદ્યોગો, કળા, સાહિત્ય અને કેળવણી વગેરે ક્ષેત્રોમાં મિંગ યુગના જેટલી જ પ્રગતિ ચાલુ રહી. ચીની માટીના અદ્ભુત નમૂનાઓ પણ બનતા રહ્યા. રંગીન છાપકામની શોધ થઈ અને જેસ્યૂઇટ પાદરીઓ પાસેથી તાંબા ઉપર કોતરકામ કરવાની કળા શીખી લેવામાં આવી.

ચીની સંસ્કૃતિ સાથે તેઓ સંપૂર્ણપણે ઓતપ્રોત થઈ ગયા એ બીનામાં મંચૂ રાજકર્તાઓની દીર્ઘદર્શી રાજનીતિ અને તેમને મળેલી સફળતાનું રહસ્ય સમાયેલું છે. ચીની વિચારો અને સંસ્કૃતિ અપનાવ્યા છતાં ઓછા સંસ્કારી મંચૂઓની તાકાત અને ક્રિયાશીલતા તેમણે ગુમાવ્યાં નહિ. અને એ રીતે કાંગ–હી અસાધારણ અને અજબ પ્રકારના મિશ્રણનો નમૂનો હતો. સાહિત્ય તેમ જ તત્ત્વજ્ઞાનનો તે અઠંગ અભ્યાસી હતો અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં રચ્યોપચ્યો રહેતો હતો તથા કાબેલ અને કંઈક અંશે મુલકો જીતવાનો શોખીન સેનાપતિ પણ હતો. કળા તથા સાહિત્ય ઉપરનો તેનો અનુરાગ કેવળ ઉપરચોટિયો નહોતો. તેની સાહિત્યિક પ્રવૃત્તિમાં તેની સૂચના અને સામાન્યપણે તેની દેખરેખ નીચે તૈયાર કરવામાં આવેલા નીચે જણાવેલા ત્રણ ગ્રંથો ઉપરથી તેની વિદ્વત્તા અને સાહિત્ય ઉપરના તેના અગાધ પ્રેમ વિષે તને કંઈક ખ્યાલ આવશે.

તને યાદ હશે કે ચીની ભાષા શબ્દોની નહિ પણ સંજ્ઞાઓની બનેલી છે. કાંગ–હીએ ચીની ભાષાનો એક કોષ તૈયાર કરાવ્યો. એ એક

મહાભારત ગ્રંથ છે. એમાં ચાલીસ હજાર કરતાંયે વધારે શબ્દ-સંજ્ઞાઓ એકઠી કરવામાં આવી છે તથા તેમની સમજૂતી આપનારાં અસંખ્ય ઉદાહરણો પણ તેમાં આપવામાં આવ્યાં છે. એમ કહેવાય છે કે આજે પણ એ ગ્રંથનો જોટો મળે એમ નથી.

કાંગ–હીના ઉત્સાહના પરિણામે એક મોટો સચિત્ર જ્ઞાનકોષ પણ આપણને પ્રાપ્ત થયો છે. આ અદ્ભુત પુસ્તક સેંકડો ગ્રંથોનું બનેલું છે. એ પુસ્તક એક સંપૂર્ણ પુસ્તકાલયની ગરજ સારે છે. હરેક વસ્તુ અને પ્રત્યેક વિષયનું એમાં નિરૂપણ કરવામાં આવ્યું છે. કાંગ–હીના મરણ પછી એ પુસ્તક તાંબાના પતરાનાં બીબાંઓથી છાપવામાં આવ્યું હતું.

એની ત્રીજી મહત્ત્વની કૃતિ એ સમગ્ર ચીની સાહિત્યની સૂચિ છે. એ એક પ્રકારનો કોષ છે અને તેમાં શબ્દો તથા સાહિત્યના ફકરાઓ એકત્ર કરવામાં આવ્યા છે તથા તેમની તુલના કરવામાં આવી છે. આ પણ એક અસાધારણ કાર્ય હતું, કેમ કે એમાં સમગ્ર સાહિત્યના ઊંડા અભ્યાસની આવશ્યકતા હતી. કવિઓ, ઇતિહાસકારો તથા નિબંધલેખકોની કૃતિઓનાં આખાંને આખાં અવતરણો એમાં આપવામાં આવ્યાં છે.

કાંગ-હીએ આ ઉપરાંત બીજી પણ કેટલીયે સાહિત્યિક પ્રવૃત્તિઓ કરી છે પરંતુ આ ત્રણ કોઈને પણ આશ્ચર્યચકિત કરવા માટે પૂરતી છે. જે હમણાં થોડાં જ વરસો ઉપર પૂરી થઈ છે અને જેને તૈયાર કરવા માટે કેટલાયે વિદ્વાનોએ પચાસ વરસ સુધી મહેનત કરી છે તે મહાભારત 'ઑક્સફર્ડ ઇંગ્લિશ ડિક્ષનરી' સિવાય બીજો કોઈ પણ એવા આધુનિક ગ્રંથની એ ત્રણમાંના એકેની સાથે સરખામણી થઈ શકે એમ નથી.

ખ્રિસ્તી ધર્મ તેમ જ ખ્રિસ્તી મિશનરીઓ પ્રત્યે કાંગ-હીની સંપૂર્ણ સહાનુભૂતિ હતી. વિદેશો સાથેના વેપારને પણ તેણે ઉત્તેજન આપ્યું અને ચીનનાં બધાં બંદરો એને માટે ખુલ્લાં કર્યાં. પરંતુ થોડા જ વખતમાં તેને માલૂમ પડ્યું કે યુરોપિયન લોકો એનો લાભ લઈ બદમાશી કરે છે અને તેમના ઉપર અંકુશ મૂકવાની જરૂર છે. તેને શંકા પડી, અને તે સકારણ હતી, કે મિશનરીઓ પોતપોતાના દેશની સામ્રાજ્યવાદી સરકારો સાથે મુલકો જીતવાનો માર્ગ સુગમ થાય એવા કાવાદાવા કરી રહ્યા છે. આને લીધે ખ્રિસ્તી ધર્મ પ્રત્યેનું પોતાનું ઉદારતાભર્યું વલણ છોડી દેવાની તેને ફરજ પડી. તેની આ શંકાને કૅન્ટોનના ચીની લશ્કરી અમલદાર તરફથી મળેલા હેવાલથી સમર્થન મળ્યું. ફિલિપાઇન્સ તથા જાપાનના યુરોપિયન વેપારીઓ અને મિશનરીઓને પોતપોતાની સરકારો

સાથે કેવો ગાઢ સંબંધ હતો તે એ હેવાલમાં દર્શાવવામાં આવ્યું હતું. એથી કરીને સામ્રાજ્યને પરદેશી હુમલા તથા કાવતરાંઓથી બચાવવા માટે વિદેશી વેપારને મર્યાદિત કરવો જોઈએ તથા ખ્રિસ્તીધર્મના ફેલાવાને અટકાવવો જોઈએ એવી તે અમલદારે ભલામણ કરી હતી.

૧૭૧૭ની સાલમાં આ હેવાલ રજૂ કરવામાં આવ્યો હતો. એ હેવાલ પૂર્વના દેશોમાં પરદેશીઓના કાવાદાવા તથા પૂર્વના કેટલાક દેશો વિદેશી વેપાર તથા ખ્રિસ્તી ધર્મના ફેલાવાને મર્યાદિત કરવા શાથી પ્રેરાયા એના ઉપર સારી પેઠે પ્રકાશ નાખે છે. તને યાદ હશે કે આવા જ પ્રકારનું કંઈક જાપાનમાં પણ બન્યું હતું અને એને પરિણામે દેશનાં દ્વાર સદંતર ભીડી દેવામાં આવ્યાં હતાં. ચીની અને બીજી પ્રજાઓ બહુ અજ્ઞાન અને પછાત છે તથા તેઓ વિદેશીઓને ધિક્કારે છે અને વેપારરોજગારના માર્ગમાં અંતરાયો નાખે છે એવું વારંવાર કહેવામાં આવે છે, પરંતુ ઇતિહાસના આપણા અવલોકને તો આપણને સ્પષ્ટપણે દર્શાવ્યું છે કે છેક પ્રાચીન કાળથી હિંદ અને ચીન તેમ જ બીજા દેશો વચ્ચે ગાઢ સંપર્ક હતો. એ દેશોમાં વિદેશીઓને કે વિદેશ સાથેના વેપારને ધિક્કારવાનો તો પ્રશ્ન જ નહોતો. લાંબા વખત સુધી પરદેશનાં ઘણાં બજારો હિંદના કાબૂમાં હતાં. પશ્ચિમ યુરોપનાં રાજ્યોએ પરદેશમાં વેપાર કરતી પેઢીઓ મારફતે પોતાનું સામ્રાજ્ય વધારવાની રીત અખત્યાર કરી ત્યાર પછી જ પૂર્વના દેશોમાં તેઓ શંકાને પાત્ર બન્યા.

કૅન્ટોનના અમલદારના હેવાલ ઉપર ચીનની વડી રાજસભા (ગ્રાંડ કાઉન્સિલ ઑફ સ્ટેટ)એ વિચારણા કરી અને તેને મંજૂર રાખ્યો. એ પછી સમ્રાટ કાંગ-હીએ તે અનુસાર પગલાં લીધાં અને વિદેશી વેપાર તથા મિશનરી પ્રવૃત્તિને કડકપણે મર્યાદિત કરવાનાં ફરમાનો કાઢ્યાં.

હવે હું થોડા વખત માટે ચીન છોડીને તને ઉત્તર એશિયાના પ્રદેશમાં — સાઇબેરિયા — લઈ જઈશ અને ત્યાં આગળ શું બની રહ્યું હતું તેની વાત કરીશ. સાઇબેરિયાનો વિશાળ પટ દૂર પૂર્વના ચીન તથા પશ્ચિમે આવેલા રશિયાને જોડે છે. મેં તને જણાવ્યું છે કે ચીનનું મંચૂ સામ્રાજ્ય આક્રમણકારી હતું. મંચૂરિયાનો તો અલબત્ત એમાં સમાવેશ થતો જ હતો, પરંતુ મંગોલિયા અને તેની પારના પ્રદેશ સુધી પણ તે વિસ્તર્યું હતું. સુવર્ણ જાતિના મંગોલોને હાંકી કાઢ્યા પછી રશિયા પણ બળવાન અને કેન્દ્રિત રાજ્ય બન્યું હતું. તથા

પૂર્વમાં સાઇબેરિયાના વિસ્તૃત મેદાનો તરફ તે ફેલાતું જતું હતું. હવે એ બંને સામ્રાજ્યો સાઇબેરિયામાં એકઠાં થાય છે.

એશિયામાં મંગોલ લોકોનું ઝડપથી કમજોર બની જવું અને નાશ પામવું એ ઇતિહાસની એક અસાધારણ ઘટના છે. જેઓ એશિયા તેમ જ યુરોપને ખૂંદી વળ્યા હતા તથા ચંગીઝ અને તેના વંશજોની આગેવાની નીચે જાણીતી દુનિયાનો ઘણોખરો ભાગ જેમણે જીતી લીધો હતો તે મંગોલ લોકો અજ્ઞાતમાં અલોપ થઈ ગયા. તૈમુરના વખતમાં વળી પાછા તેઓ બેઠા થયા પરંતુ તૈમુરના સામ્રાજ્યનો તેના મરણની સાથે જ અંત આવ્યો. એના પછી તૈમુરિયા નામથી ઓળખાતા એના કેટલાક વંશજો મધ્ય એશિયામાં રાજ્ય કરતા હતા. અને આપણે જાણીએ છીએ કે તેમના દરબારમાં ચિત્રકળાની એક બહુ મશહૂર પદ્ધતિ ખીલી હતી. હિંદમાં આવનાર બાબર પણ તૈમુરનો વંશજ હતો. પરંતુ તૈમુરિયા રાજાઓ રાજ્ય કરતા હોવા છતાં રશિયાથી માંડીને પોતાના વતન મંગોલિયા સુધીના એશિયાના સમગ્ર પ્રદેશમાં મંગોલ જાતિ ક્ષીણ થઈ ગઈ અને પોતાનું મહત્ત્વ ખોઈ બેઠી. આમ કેમ બન્યું એનું કારણ કોઈ આપી શકતું નથી. કેટલાક કહે છે કે આબોહવાનો ફેરફાર કંઈક અંશે એને માટે જવાબદાર છે; બીજા કેટલાકોનો વળી એથી ભિન્ન અભિપ્રાય છે. એ ગમે તેમ હો, પણ પહેલાંના આ વિજેતાઓ અને હુમલાખોરો ઉપર હવે ચારે તરફથી હુમલા થવા લાગ્યા.

મંગોલ સામ્રાજ્ય પડી ભાગ્યા પછી લગભગ ૨૦૦ વરસ સુધી એશિયામાંથી પસાર થતા ધોરી રાજમાર્ગો બંધ રહ્યા. પણ સોળમી સદીના પાછળના ભાગમાં રશિયાએ જમીનમાર્ગ વાટે પોતાનું એલચી મંડળ ચીન મોકલ્યું. તેમણે મિંગ રાજાઓ સાથે રાજદ્વારી સંબંધ બાંધવાનો પ્રયાસ કર્યો પણ તેમાં તેમને સફળતા ન મળી. એ પછી થોડા જ વખત બાદ 'યરમક' નામના એક રશિયન ધાડપાડુએ કોઝાક લોકોની એક ટોળીની સરદારી લઈને યુરલ પર્વત ઓળંગ્યો અને સિબીર નામનું એક નાનકડું રાજ્ય જીતી લીધું. આ રાજ્યના નામ ઉપરથી સાઇબેરિયા નામ પડ્યું છે.

આ બનાવ ૧૫૮૧ની સાલમાં બન્યો અને એ સમય પછી રશિયનો પૂર્વ દિશામાં આગળ ને આગળ વધતા જ ગયા. અને લગભગ ૫૦ વરસમાં તો તેઓ છેક પ્રશાન્ત મહાસાગરને કિનારે પહોંચી ગયા. થોડા જ વખતમાં આમુરની ખીણમાં તેઓ ચીના લોકો જોડે અથડામણમાં

આવ્યા. એ બન્નેની વચ્ચે યુદ્ધ થયું અને તેમાં પરિણામે રશિયનો હાર્યા. ૧૬૮૯ની સાલમાં એ બંને દેશો વચ્ચે સંધિ થઈ. એ નરચિન્સ્કની સંધિને નામે ઓળખાય છે. એમાં બંને દેશો વચ્ચેની સરહદ નક્કી કરવામાં આવી તથા વેપારરોજગાર માટે પણ વ્યવસ્થા કરવામાં આવી. યુરોપના એક દેશ જોડે ચીનની આ પ્રથમ સંધિ હતી. આ સંધિને પરિણામે રશિયાની આગેકૂચ અટકી અને વણજારો મારફતે વેપાર સારા પ્રમાણમાં ખીલ્યો. એ વખતે મહાન પીટર રશિયાનો ઝાર હતો અને તે ચીન સાથે ગાઢ સંબંધ બાંધવાને આતુર હતો. તેણે સમ્રાટ કાંગ-હીના દરબારમાં એ વખત પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા હતા અને પછી ત્યાં આગળ પોતાનો કાયમી એલચી રાખવાનો તેણે પ્રબંધ કર્યો.

ચીનમાં તો બહુ પ્રાચીન કાળથી પરદેશના એલચીઓ આવતા રહેતા હતા. હું ધારું છું કે રોમન સમ્રાટ માર્કસ ઑરેલિયસ ઍન્ટોનિયસે ઈસુની બીજી સદીમાં પોતાનું પ્રતિનિધિમંડળ ચીન મોકલ્યું હતું એનો મેં મારા એકાદ પત્રમાં ઉલ્લેખ કર્યો છે. ૧૬૫૬ની સાલમાં ડચ તથા રશિયન એલચી મંડળો ચીનના દરબારમાં ગયાં ત્યારે ત્યાં આગળ મહાન મોગલ બાદશાહના પ્રતિનિધિઓ પણ તેમના જોવામાં આવ્યા હતા. એ પ્રતિનિધિઓ શાહજહાને મોકલ્યા હોવા જોઈએ.

## ૯૪

# ચીનના સમ્રાટનો ઇંગ્લંડના રાજા ઉપર પત્ર

૧૪ સપ્ટેમ્બર, ૧૯૩૨

મંચૂ સમ્રાટોએ બહુ લાંબાં આયુષ્ય ભોગવ્યાં હોય એમ જણાય છે. કાંગ–હીનો પૌત્ર ચિયેન–લુંગ ચોથો મંચૂ સમ્રાટ થયો. તેણે પણ ૧૭૩૬થી ૧૭૯૬ સુધી એટલે કે ૬૦ વરસ જેટલા લાંબા સમય સુધી રાજ્ય કર્યું. તેની અને તેના પિતામહની વચ્ચે બીજી બાબતોમાં પણ સામ્ય હતું. સાહિત્યિક પ્રવૃત્તિ અને સામ્રાજ્યની વૃદ્ધિ આ બે બાબતોમાં તેને ખાસ રસ હતો. તેણે સંઘરી રાખવા યોગ્ય સાહિત્યની બધી કૃતિઓની સારી પેઠે ખોજ કરાવી. આ બધી કૃતિઓ એકત્ર કરવામાં આવી અને તેમની વિગતવાર યાદી કરવામાં આવી. પરંતુ એને કેવળ યાદી ભાગ્યે જ કહી શકાય કેમ કે, તેમાં પ્રત્યેક કૃતિ અંગેની જાણવા મળેલી બધી હકીકતો નોંધવામાં આવી હતી અને સાથે સાથે તેનું વિવેચન પણ આપવામાં આવ્યું હતું. શાહી પુસ્તકાલયની આ મહાભારત વિવરણાત્મક યાદીમાં પુસ્તકોના ચાર વિભાગો પાડવામાં આવ્યા હતા — કૉન્ફ્યુશિયસની સ્મૃતિઓ, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન અને સામાન્ય સાહિત્ય. દુનિયામાં ક્યાંયે આનો જોટો નથી એમ કહેવાય છે.

આ સમયમાં ચીની નવલકથાઓ, લઘુકથાઓ અને નાટકો ઇત્યાદિ પણ ખીલ્યાં તથા તેમણે ઊંચું ધોરણ પ્રાપ્ત કર્યું. એ જ અરસામાં ઇંગ્લંડમાં પણ નવલકથાઓનો વિકાસ થઈ રહ્યો હતો એ હકીકત જાણવા જેવી છે. ચીનાઈ માટીનાં વાસણો તથા કળાની ઇતર કૃતિઓની યુરોપમાં ભારે માગ હતી અને યુરોપ તથા ચીન વચ્ચે એ વસ્તુઓનો વેપાર નિરંતર ચાલુ હતો. એથી વધારે મજાની હકીકત તો ચાના વેપારની છે. પહેલા મંચૂ સમ્રાટના અમલ દરમ્યાન એના વેપારનો આરંભ થયો. ઘણું કરીને બીજા ચાર્લ્સના અમલ દરમ્યાન ચા ઇંગ્લંડમાં દાખલ થઈ. ઇંગ્લંડના મશહૂર રોજનિશી લેખક સેમ્યુઅલ પેપીઝે ૧૬૬૦ની સાલમાં પોતાની રોજનિશીમાં પહેલવહેલી 'ટી (ચીની પીણું)' પીવા વિષેની નોંધ કરેલી છે. ચાનો વેપાર બહુ મોટા

પ્રમાણમાં ખીલ્યો અને ૨૦૦ વરસ પછી ૧૮૬૦ની સાલમાં ચીનના એક જ બંદર ફૂચૂથી એક જ મોસમમાં ૧૦ કરોડ રતલ ચાની નિકાસ થઈ. પછીથી તો બીજા પ્રદેશોમાં પણ ચાની ખેતી થવા લાગી અને તું જાણે છે કે આજે તો સિલોન તથા હિંદમાં બહુ મોટા પ્રમાણમાં એની પેદાશ થાય છે.

મધ્ય એશિયામાં તુર્કસ્તાન જીતી લઈને તથા તિબેટનો કબજો કરીને ચિયેન-લુંગે પોતાના સામ્રાજ્યનો વિસ્તાર કર્યો. થોડાં વરસો પછી ૧૭૭૦ની સાલમાં નેપાલના ગુરખાઓએ તિબેટ ઉપર ચડાઈ કરી. ચિયેન-લુંગે ગુરખાઓને તિબેટમાંથી હાંકી કાઢ્યા એટલું જ નહિ પણ હિમાલય ઓળંગીને નેપાળ સુધી તેમનો પીછો પકડ્યો અને નેપાળને ચીની સામ્રાજ્યનું ખંડિયું રાજ્ય બનવાની ફરજ પાડી. નેપાળની જીત એ એક ભગીરથ કાર્ય હતું. કેમ કે, તિબેટ ઓળંગીને હિમાલય પાર કર્યા પછી ગુરખા જેવી લડાયક પ્રજાનો તેમના પોતાના જ વતનમાં પરાજય કરવો એ ચીની ફોજ માટે બહુ મોટું કામ હતું. આ પછી ૨૨ વરસ પછી સંજોગવશાત્ ૧૮૧૪ની સાલમાં હિંદના અંગ્રેજોને નેપાળ સાથે ઝઘડો થયો. તેમણે નેપાળ ઉપર પોતાની ફોજ રવાના કરી અને હિમાલય ઓળંગવાનો નહોતો છતાંયે તેને ભારે મુસીબતો વેઠવી પડી.

ચિયેન-લુંગના અમલના છેવટના વરસમાં એટલે કે ૧૭૯૬ની સાલમાં એના સીધા અમલ નીચેના સામ્રાજ્યમાં મંચૂરિયા, તિબેટ, મંગોલિયા તથા તુર્કસ્તાનનો સમાવેશ થતો હતો. કોરિયા, અનામ, સિયામ અને બ્રહ્મદેશ વગેરે ખંડિયાં રાજ્યો તેની આણ સ્વીકારતાં હતાં. પરંતુ પ્રદેશો જીતવા તથા લશ્કરી નામનાની કામના એ ભારે ખરચાળ રમતો છે. એમાં બહુ ભારે ખરચ થાય છે અને પરિણામે કરોનો બોજો વધે છે. મોટે ભાગે આ બોજો ગરીબોના ઉપર પડે છે. આર્થિક વ્યવસ્થા પણ બદલાતી જતી હતી અને તેને લીધે અસંતોષ વધારે તીવ્ર થયો. દેશભરમાં છૂપાં મંડળો સ્થપાયાં. ઇટાલીની પેઠે ચીન પણ છૂપાં મંડળો માટે પ્રાચીન સમયથી નામીચું છે. એમાંનાં કેટલાંક મંડળોનાં નામો બહુ મજાનાં છે; જેવાં કે, 'વ્હાઇટ લીલી સોસાયટી' (શ્વેતકમળ મંડળ), 'સોસાયટી ઑફ ડિવાઇન જસ્ટીસ' (દૈવી ન્યાયમંડળ); 'વ્હાઇટ ફેધર સોસાયટી' (શ્વેત પીછાં મંડળ); 'હેવન ઍન્ડ અર્થ સોસાયટી' (સ્વર્ગ અને પૃથ્વી મંડળ).

દરમ્યાન અનેક પ્રકારનાં નિયમનો હોવા છતાં પણ પરદેશો સાથેનો વેપાર વધતો જતો હતો. પરદેશી વેપારીઓમાં આ નિયમનો પરત્વે ભારે કચવાટ હતો. મોટા ભાગનો વેપાર ઇસ્ટ ઇન્ડિયા કંપનીના હાથમાં હતો. અને તેથી કરીને એને એ બંધનો સૌથી વધારે કઠતાં હતાં. છેક કૅન્ટોન સુધી એ કંપની ફેલાયેલી હતી. આપણે હવે પછીના પત્રોમાં જોઈશું કે જેને ઔદ્યોગિક ક્રાંતિના નામથી ઓળખવામાં આવે છે તેના આરંભનો આ સમય હતો. અને ઇંગ્લંડ ઔદ્યોગિક વિકાસમાં સૌથી આગળ પડતો ભાગ લઈ રહ્યું હતું. વરાળયંત્રની શોધ થઈ હતી અને ઉત્પાદનની નવી રીતો તથા યંત્રોના ઉપયોગને પરિણામે કામ વધારે સુગમ થયું હતું અને માલનું—ખાસ કરીને સુતરાઉ કાપડનું—ઉત્પાદન વધતું જતું હતું. આ વધારાનો માલ વેચવાની અને તેને માટે નવાં બજારો શોધવાની જરૂર હતી. ઇંગ્લંડને સદ્ભાગ્યે હિંદુસ્તાન એ સમયે તેના તાબામાં હતું એટલે પોતાનો માલ ત્યાં આગળ જબરદસ્તીથી વેચવાનાં પગલાં તે લઈ શકે એમ હતું અને સાચે જ તેણે એવાં પગલાં લીધાં પણ ખરાં. પરંતુ એ ઉપરાંત ચીનનો વેપાર પણ તેને હાથ કરવો હતો.

એથી કરીને ૧૭૯૨ની સાલમાં લૉર્ડ મૅકાર્ટનીની આગેવાની નીચે બ્રિટિશ સરકારે એક પ્રતિનિધિ મંડળ પેકિંગ મોકલ્યું. એ સમયે ત્રીજો જ્યૉર્જ ઇંગ્લંડનો રાજા હતો. ચિયેન-લુંગે એ પ્રતિનિધિ મંડળને મુલાકાત આપી અને ત્યાં આગળ પરસ્પર ભેટ સોગાતોની આપ લે થઈ. પરંતુ સમ્રાટે પરદેશી વેપાર અંગેનાં જૂનાં બંધનોમાં સહેજ પણ ફેરફાર કરવાની સાફ ના પાડી. ત્રીજા જ્યૉર્જને ચિયેન-લુંગે મોકલેલો ઉત્તર બહુ મજાનો દસ્તાવેજ છે અને તેમાંથી હું તને લાંબો ઉતારો આપીશ. તે આ પ્રમાણે છે :

'. . . દરિયા પારના પ્રદેશમાં રહેતો હોવા છતાં અમારી સંસ્કૃતિનો લાભ લેવાની નમ્ર ઇચ્છાથી પ્રેરાઈને હે રાજા, તેં તારી અરજી લઈને એક પ્રતિનિધિમંડળ મોકલ્યું છે. . . . અમારા પ્રત્યેની તારી ભક્તિના પુરાવા તરીકે તારા દેશની કેટલીક વસ્તુઓની તેં ભેટ પણ મોકલી છે. તારી અરજી મેં વાંચી છે; જે વિવેકભર્યા શબ્દોમાં એ લખવામાં આવી છે તે ઉપરથી મારા પ્રત્યેની તારી અદબભરી નમ્રતાની પ્રતીતિ થાય છે અને તે અત્યંત પ્રશંસાને પાત્ર છે. . . .

'સારી દુનિયા ઉપર આધિપત્ય ધરાવનાર હું કેવળ એક જ નેમ રાખું છું; અને તે આ છે: આદર્શ શાસન ચલાવવું અને રાજ્ય પ્રત્યેની બધી ફરજો

અદા કરવી. અજાયબીભરી અને કીમતી વસ્તુઓમાં મને રસ નથી. તારા . . . દેશમાં બનેલી ચીજોનો મને કશો ઉપયોગ નથી. હે રાજન, તારે મારી આ ભાવનાઓનું સન્માન કરવું ઘટે તથા ભવિષ્યમાં તારે મારા પ્રત્યે વધારે ભક્તિ અને નિષ્ઠા દાખવવાં જોઈએ કે જેથી મારા સિંહાસનની આણ નીચે રહીને હવે પછી તારો દેશ સુલેહશાંતિ અને આબાદી પ્રાપ્ત કરી શકે. . . .

'મારાથી ડરતો રહીને મારી આજ્ઞાનું પાલન કર અને એમાં લેશમાત્ર બેદરકારી રાખ નહિ!'

આ ઉત્તર વાંચીને ત્રીજો જ્યૉર્જ તથા તેના પ્રધાનો સ્તબ્ધ તો થઈ ગયા હશે, નહિ? પરંતુ એ ઉત્તરમાં દર્શાવવામાં આવેલા ચડિયાતી સંસ્કૃતિ પરત્વેના આત્મવિશ્વાસ તથા ગૌરવશાળી સામર્થ્યનો પાયો પોકળ હતો. ચિયેન-લુંગના અમલ દરમ્યાન મંચૂ સરકાર બળવાન ભાસતી હતી અને વસ્તુતાએ બળવાન હતી પણ ખરી; પરંતુ બદલાતી જતી અર્થ-વ્યવસ્થાને કારણે તેનો પાયો ખવાતો જતો હતો. જેનો મેં આ પૂર્વે ઉલ્લેખ કર્યો છે તે છૂપાં મંડળો પ્રચલિત અસંતોષનાં ચિહ્નો હતાં. પણ ખરી મુશ્કેલી તો એ હતી કે નવી ઉપસ્થિત થયેલી આર્થિક પરિસ્થિતિ સાથે દેશનો મેળ સાધવાનો કશો પ્રયાસ કરવામાં આવ્યો નહોતો. પશ્ચિમના દેશોએ આ નવી અર્થવ્યવસ્થામાં આગેવાની લીધી. અને તેઓ બહુ જ ઝડપથી આગળ નીકળી ગયા તથા દિનપ્રતિદિન વધારે ને વધારે બળવાન થતા ગયા. સમ્રાટ ચિયેન-લુંગે ઇંગ્લંડના રાજા ત્રીજા જ્યૉર્જ ઉપર રુઆબભર્યો પત્ર લખ્યો ત્યાર પછી ૭૦ વરસ કરતાં પણ ઓછા સમયમાં ઇંગ્લંડ તથા ફ્રાંસે ચીનને નમાવીને તેનો ગર્વ ધૂળમાં રગદોળી નાખ્યો.

એ વાત હવે હું ચીન ઉપરના મારા બીજા પત્ર માટે રાખી મૂકીશ. ૧૭૯૬ની સાલમાં ચિયેન-લુંગનું મૃત્યુ થયું ત્યારે ૧૮મી સદી લગભગ પૂરી થાય છે. પરંતુ એ સદી પૂરી થાય તે પહેલાં અમેરિકા તથા યુરોપમાં અનેક અવનવી ઘટનાઓ બની ગઈ. ખરેખર, યુરોપમાં એ દરમ્યાન યુદ્ધ તથા બીજી મુશ્કેલીઓ ઊભી થવાને કારણે જ પશ્ચિમના દેશોનું ચીન ઉપરનું દબાણ પા સદી સુધી હળવું બન્યું. એટલે બીજા પત્રમાં આપણે યુરોપ પહોંચીશું અને ૧૮મી સદીનાં આરંભથી એની વાત આગળ ચલાવી હિંદુસ્તાન અને ચીનની ઘટનાઓ સાથે તેનો મેળ ખવડાવીશું.

પરંતુ આ પત્ર પૂરો કરતાં પહેલાં રશિયાએ પૂર્વ તરફ કરેલી પ્રગતિ વિષે તને થોડું કહીશ. ૧૬૮૯ની સાલમાં રશિયા અને ચીન

વચ્ચે થયેલી નરચિન્સ્કની સંધિ પછી રશિયાનું પ્રભુત્વ પૂર્વ તરફ વધતું જ ગયું. ૧૭૨૮ની સાલમાં વાઇટસ બેરિંગ નામના ડેનમાર્કના વતની અને રશિયાની નોકરીમાં રહેલા કપ્તાને એશિયા અને અમેરિકા વચ્ચેની સામુદ્રધુની શોધી કાઢી. કદાચ તને ખબર હશે કે એના નામ ઉપરથી આજે પણ એ બેરિંગની સામુદ્રધુનીના નામથી ઓળખાય છે. એ સામુદ્રધુની ઓળંગીને બેરિંગ અલાસ્કા પહોંચ્યો અને તેને રશિયાના તાબાના મુલક તરીકે તેણે જાહેર કર્યો. અલાસ્કામાં ઊંચા પ્રકારની મુલાયમ રુવાંટીવાળાં ચામડાં (ફર) મોટા પ્રમાણમાં મળે છે; અને ચીનમાં એની પુષ્કળ માગ હોવાથી રશિયા અને ચીન વચ્ચે એનો ખાસ વેપાર ખીલ્યો. અઢારમી સદીના છેવટના ભાગમાં રુવાંટીવાળાં ચર્મોની માગ ચીનમાં એટલી બધી વધી પડી હતી કે રશિયા કૅનેડાના હડસનના અખાતમાં થઈને ઇંગ્લંડને માર્ગે તે મંગાવતું અને પછી સાઇબેરિયાના બૈકલ સરોવર પાસે આવેલા કિયાખ્તાના રુવાંટીવાળાં ચર્મોના મોટા બજારમાં તે વેચતું. આ ચર્મોને કેટલો લાંબો પ્રવાસ ખેડવો પડતો હતો!

જરા ફેરફાર અનુભવવા ખાતર તારા ઉપરના પત્રોની આ માળાના ઘણાખરા પત્રો કરતાં આ પત્ર સહેજ ટૂંકો કર્યો છે. હું આશા રાખું છું કે તને એ ફેરફાર ગમશે.

## ૯૫

# અઢારમી સદીના યુરોપમાં નવા અને જૂના વિચારોનું યુદ્ધ

૧૯ સપ્ટેમ્બર, ૧૯૩૨

હવે આપણે યુરોપ તરફ વળીશું અને તેના બદલાતા જતા ભાગ્યચક્રનું અવલોકન કરીશું. જગતના ઇતિહાસ ઉપર સચોટ અસર કરનાર પરિવર્તનો થવાની અણી ઉપર તે આવીને ઊભું છે. આ પરિવર્તનો સમજવાને ખાતર આપણે ઘટનાઓના ભીતરમાં નજર કરવી પડશે તથા જનતાના માનસમાં શા વ્યાપારો ચાલી રહ્યા હતા તે જાણવાની કોશિશ કરવી પડશે. કેમ કે આપણી નજરે પડતી કોઈ પણ ક્રિયા એ સરવાળે વિચારો અને ભાવનાઓ, તથા પ્રબળ આવેગો, પૂર્વગ્રહો અને વહેમો તથા કામનાઓ અને ભયોના એકંદર પરિણામરૂપ હોય છે; અને જેને લઈને ક્રિયા ઉદ્ભવી તે કારણોની આપણે તપાસ ન કરીએ તો કેવળ ક્રિયાને સમજવી મુશ્કેલ થઈ પડે છે. પરંતુ આ કારણોની ખોજ કરવી સહેલ વાત નથી. અને ઇતિહાસની એ મહત્ત્વપૂર્ણ ઘટનાઓ ઘડનાર કારણો અને બળો વિષે લખવાને હું સમર્થ હોત તો પણ આ પત્રો છે તેના કરતાં વધારે નીરસ અને ભારે બનાવવાનું હું ઉચિત ન માનત. કેટલીક વાર કોઈ એકાદ વિષય પરત્વેના મારા ઉત્સાહને કારણે અથવા તો અમુક દૃષ્ટિ રજૂ કરવાને ખાતર હું જોઈએ તેના કરતાં વધારે ઊંડો ઊતરી જાઉં છું. પણ મને લાગે છે કે તારે એ ચલાવી લેવું પડશે. એથી કરીને આ ઘટનાઓના કારણોની બાબતમાં આપણે બહુ ઊંડાં તો ન ઊતરી શકીએ. પરંતુ એની સંપૂર્ણપણે અવગણના કરવી એ પણ ભારે મૂર્ખાઈ ગણાય અને ખરેખર જો આપણે એમ જ કરીએ તો તો ઇતિહાસનું આકર્ષણ તથા તેનું રહસ્ય આપણે ખોઈ બેસીએ.

સોળમી સદી તથા સત્તરમી સદીના પહેલા અડધા ભાગ દરમ્યાન યુરોપમાં જે ઊથલપાથલ થઈ તથા અવ્યવસ્થા વ્યાપી હતી તે આપણે

જોઈ ગયાં. સત્તરમી સદીના મધ્ય ભાગમાં (૧૬૪૮ની સાલમાં) વેસ્ટફેલિયાની સંધિ થઈ જેને પરિણામે ૩૦ વરસના ભીષણ વિગ્રહનો અંત આવ્યો તથા એક વરસ બાદ ઇંગ્લંડના આંતરવિગ્રહનો અંત આવ્યો અને પહેલા ચાર્લ્સે પોતાનું માથું ગુમાવ્યું. એ પછી યુરોપમાં કંઈક સુલેહશાંતિનો યુગ શરૂ થયો. યુરોપ ખંડ હવે થાકીને લોથ થઈ ગયો હતો. અમેરિકામાંનાં તથા એવાં બીજાં સંસ્થાનો સાથેના વેપારને લીધે યુરોપમાં પુષ્કળ ધન ઘસડાઈ આવ્યું. એને લીધે લોકોને રાહત મળી તથા ભિન્ન ભિન્ન વર્ગો વચ્ચેની તંગદિલી પણ કંઈક ઓછી થઈ.

૧૬૮૮ની સાલમાં ઇંગ્લંડમાં શાંત ક્રાંતિ થઈ જેને પરિણામે રાજા જેમ્સને હાંકી કાઢવામાં આવ્યો અને પાર્લમેન્ટનો વિજય થયો. પાર્લમેન્ટે ખરી જીત તો ૧લા ચાર્લ્સ સાથેના આંતરવિગ્રહમાં મેળવી હતી. આ શાંત ક્રાંતિએ તો ૪૦ વરસ પૂર્વે તરવારને બળે જે નિર્ણય હાંસલ કરવામાં આવ્યો હતો તેને માત્ર સબળ બનાવ્યો.

આમ ઇંગ્લંડમાં તો રાજાનું મહત્ત્વ ઘટી ગયું પરંતુ હોલૅંડ તથા સ્વિટ્ઝરલૅંડ જેવા થોડા નાના પ્રદેશો બાદ કરતાં યુરોપ ખંડમાં તો પરિસ્થિતિ સાવ ઊલટી હતી. ત્યાં આગળ તો હજી આપખુદ અને બેજવાબદાર રાજાઓનો જમાનો ચાલતો હતો અને ફ્રાંસનો રાજા ૧૪મો લૂઈ આદર્શરૂપ તથા રાજાઓને માટે અનુકરણ કરવા યોગ્ય સર્વગુણસંપન્ન લેખાતો હતો. યુરોપ ખંડમાં સત્તરમી સદી એ ૧૪મા લૂઈની સદી ગણી શકાય. પોતાના વર્ગ ઉપર જે આફત તોળાઈ રહી હતી તેની લેશમાત્ર પણ દરકાર કર્યા વિના તથા ઇંગ્લંડના રાજાની જે બૂરી દશા થઈ તે ઉપરથી પણ ધડો ન લેતાં યુરોપના રાજાઓ પૂરેપૂરા દંભદમા અને બેવકૂફીથી આપખુદ શાસકો અને જુલમગારોનો ભાગ ભજવી રહ્યા હતા. દેશની સારી દોલત તથા સત્તાના તેઓ ધણી છે એવો તેમનો દાવો હતો અને સમગ્ર દેશને તેઓ પોતાની ખાનગી માલકીની જાગીર સમાન લેખતા હતા. લગભગ ૪૦૦ વરસ પૂર્વે ઇરૅસ્મસ નામના એક પ્રખ્યાત ડચ વિદ્વાને લખ્યું હતું કે:

'સમજુ પુરુષોને બધાં પક્ષીઓમાં માત્ર ગરુડ પક્ષી જ રાજત્વના નમૂનારૂપ લાગ્યું છે; કે જે દેખાવે સુંદર નથી, સુરીલું નથી, તેમ જ ખાવાને યોગ્ય પણ નથી, પરંતુ જે માંસાહારી, ખાઉધરું, સૌની ઘૃણાને પાત્ર અને સૌથી બૂરું છે તથા નુકસાન કરવાની ભારે શક્તિ ધરાવે છે અને એમ કરવામાં તે બધાં પક્ષીઓને ટપી જાય છે.'

આજે તો રાજાઓ લગભગ અદૃશ્ય થઈ ગયા છે અને જે થોડા રહ્યા છે તે કશી સત્તા વિનાના અને ભૂતકાળના અવશેષ રૂપ છે. આજે તો આપણે સહેજે તેમની અવગણના કરી શકીએ. પણ તેમના કરતાં વધારે જોખમકારક એવા બીજા લોકોએ આજે તેમની જગ્યા લીધી છે, તથા નવા જમાનાના આ સામ્રાજ્યવાદીઓ અને તેલ, લોઢું, ચાંદી અને સોનું વગેરે વસ્તુઓના આજના રાજાઓને માટે ગરુડની સંજ્ઞા હજી પણ બંધ બેસતી આવે છે.

આ કાળના રાજાઓના અમલ દરમ્યાન યુરોપનાં રાજ્યો એકકેન્દ્રી તથા બળવાન બન્યાં. ફ્યૂડલ વ્યવસ્થાના લૉર્ડ અને વૅસલના જૂના ખ્યાલો નષ્ટ થયા હતા અથવા તો નષ્ટ થવાની તૈયારીમાં હતા. એને ઠેકાણે દેશ એ એક અને અવિભાજ્ય ઘટક છે એવો ખ્યાલ ઉદ્ભવ્યો. રિશેલિયો તથા મૅઝેરીન નામના બે અત્યંત નિપુણ પ્રધાનોના અમલમાં ફ્રાંસ આ બાબતમાં અગ્રણી બન્યું. આમ રાષ્ટ્રીયતા અને કંઈક અંશે દેશભક્તિની ભાવનાનો ઉદય થયો. આજ સુધી મનુષ્યના જીવનમાં ધર્મ મહત્ત્વને સ્થાને હતો, પરંતુ તેનું મહત્ત્વ હવે ઘટી ગયું અને આ નવા ખ્યાલોએ તેનું સ્થાન લીધું. એ વિષે હું તને આ પત્રમાં કંઈક કહેવા ધારું છું.

સત્તરમી સદીનું મહત્ત્વ વળી એથી પણ વિશેષ છે; કેમ કે એ સમય દરમ્યાન અર્વાચીન વિજ્ઞાનનો પાયો નંખાયો અને વેપાર તથા માલનું બજાર જગદ્વ્યાપી બની ગયું. આ નવા અસ્તિત્વમાં આવેલા વ્યાપક બજારે સ્વાભાવિક રીતે જ યુરોપની અર્થવ્યવસ્થા ઉથલાવી નાખી અને આ નવા બજારને લક્ષમાં રાખીએ તો જ પછી યુરોપ, એશિયા તથા અમેરિકામાં જે બનવા પામ્યું તે આપણે સમજી શકીએ. જરા પાછળથી વિજ્ઞાનના વિકાસે આ જગદ્વ્યાપી બજારની માંગ પૂરી પાડવા માટેનાં સાધનો પૂરાં પાડ્યાં.

૧૮મી સદીમાં, ખાસ કરીને ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચેની સંસ્થાનો તથા સામ્રાજ્ય માટેની હરીફાઈને કારણે યુરોપ જ નહિ પણ કૅનેડા અને હિંદુસ્તાનમાં પણ વિગ્રહ જાગ્યો એ આપણે જોઈ ગયાં. આ વિગ્રહ પછી એ સદીના વચગાળામાં વળી પાછો કંઈક શાંતિનો કાળ આવ્યો. ઉપર ઉપરથી તો યુરોપમાં સંપૂર્ણ શાંતિ અને સ્વસ્થતા માલૂમ પડતાં હતાં. યુરોપના બધા રાજદરબારો વિનીત અને સભ્ય સ્ત્રીપુરુષોથી ઊભરાતા હતા. પરંતુ આ કેવળ ઉપર ઉપરની જ શાંતિ

હતી. ભીતરમાં તો ત્યાં સંક્ષોભ વ્યાપી રહ્યો હતો અને નવીન વિચારો તથા ખ્યાલો માણસોનાં મનને વલોવી રહ્યાં હતાં. વૈભવવિલાસમાં ગુલતાન બનેલાં દરબારી મંડળો તથા ઉપલા વર્ગના કેટલાક લોકો સિવાયનો જનસમૂહ ઉત્તરોત્તર વધતી જતી ગરીબાઈને લીધે ભારે હાડમારી વેઠી રહ્યો હતો. આમ ૧૮મા સદીના ઉત્તરાર્ધમાં યુરોપમાં જોવામાં આવતી શાંતિ એ ભ્રામક શાંતિ હતી — આવી રહેલા તોફાનની તે પુરોગામી હતી. ૧૭૮૯ની સાલમાં ૧૪મી જુલાઈએ યુરોપની સૌથી ગૌરવશાળી સલ્તનતના પાટનગર પેરિસમાં એ તોફાન ફાટી નીકળ્યું. એ તોફાને રાજાશાહી તેમ જ સેંકડો પુરાણા અને જર્જરિત થઈ ગયેલા અધિકારો તથા રૂઢિઓને નિર્મૂળ કર્યાં.

નવીન વિચારોને પરિણામે ફ્રાંસ તેમ જ કંઈક અંશે યુરોપના બીજા દેશોમાં પણ આ તોફાન અને તે પછી થયેલા પરિવર્તનની ભૂમિકા લાંબા સમયથી તૈયાર થઈ રહી હતી. છેક મધ્યયુગના આરંભ-કાળથી યુરોપમાં ધર્મ એ સૌથી બળવાન સામાજિક બળ હતું. એ પછી એટલે કે ધર્મસુધારણા (રેફૉર્મેશન)ના યુગ દરમ્યાન પણ પરિસ્થિતિ એની એ જ રહી. પ્રત્યેક પ્રશ્નનો — પછી ભલેને તે રાજકીય કે આર્થિક હોય — ધર્મની દૃષ્ટિથી વિચાર કરવામાં આવતો. ધર્મને તંત્રબદ્ધ કરી દેવામાં આવ્યો હતો; અને પોપ તથા ચર્ચના ઉપલા દરજ્જાના અધિકારીઓનો મત અથવા અભિપ્રાય એ જ ધર્મ એમ મનાતું હતું. સમાજનું બંધારણ એ લગભગ હિંદુસ્તાનની ન્યાતોના બંધારણ જેવું હતું. જ્ઞાતિના મૂળમાં તો ધંધા કે કર્મની ભિન્નતા અનુસાર વિભાગોનો ખ્યાલ હતો. ગુણકર્મ અનુસાર સામાજિક વિભાગો પાડવાનો આ જ ખ્યાલ મધ્યયુગના સામાજિક વિચારોના મૂળમાં પણ રહેલો છે. હિંદુસ્તાનમાં ન્યાતની અંદર જેમ હોય છે તેમ યુરોપમાં પણ દરેક વર્ગની અંદર સમાનતા વર્તતી હતી. પરંતુ બે કે વધારે વર્ગોની વચ્ચે અસમાનતા હતી. આ અસમાનતા સમાજના બંધારણનો મૂળ પાયો હતો અને એની સામે કોઈ પણ વિરોધ ઉઠાવી શકતું નહોતું. આ સમાજવ્યવસ્થામાં જેમને સોસવું પડતું હતું તેમને ‘એનો બદલો સ્વર્ગમાં મળવાની આશા રાખવાનું’ કહેવામાં આવતું. આમ ધર્મ અન્યાયી સમાજવ્યવસ્થાનું સમર્થન કરવા તથા પરલોકની વાતો કરીને લોકોનું ધ્યાન એ વસ્તુ ઉપરથી ખેંચી લઈ તેને બીજી બાબતોમાં પરોવવા પ્રયાસ કરતો હતો. વળી જેને ટ્રસ્ટીપણાનો સિદ્ધાંત કહેવામાં

આવે છે તેનો પણ તે પ્રચાર કરતો — એટલે કે, ધનિક માણસ ગરીબનો એક પ્રકારનો ટ્રસ્ટી છે અને જમીનદાર પોતાની જમીન તેના સાંથિયા માટે ટ્રસ્ટ તરીકે રાખે છે એમ તે જણાવતો. ચર્ચ આ રીતે અતિશય બેહૂદી પરિસ્થિતિનું સમર્થન કરતું હતું. એથી ધનિકોનું કશું બગડતું નહોતું અને ગરીબોને કશી રાહત પણ મળતી નહોતી. ચતુરાઈભર્યા ખુલાસાઓ કંઈ ભૂખ્યા પેટમાં ખોરાકની ગરજ સારતા નથી.

કૅથલિક અને પ્રૉટેસ્ટંટો વચ્ચેની ભીષણ ધાર્મિક લડાઈઓ, કૅથલિક તેમ જ કાલ્વિનના સંપ્રદાયના લોકો એ બંનેની આકરી અસહિષ્ણુતા તથા ઇન્કિવઝીશન એ બધું અતિશય તીવ્ર અને સંકુચિત ધર્મદૃષ્ટિ તથા કોમી વલણને પરિણામે નીપજ્યું હતું. એનો જરા વિચાર તો કર ! એવું કહેવાય છે કે પ્યૂરિટન સંપ્રદાયના લોકોએ યુરોપમાં ડાકણ ગણીને લાખો સ્ત્રીઓને જીવતી બાળી મૂકી હતી. વિજ્ઞાનના નવા વિચારોને દબાવી દેવામાં આવતા હતા કેમ કે દુનિયા વિષેના ચર્ચના ખ્યાલોથી તે વિરુદ્ધ હતા. જીવન વિષેની એ જડ અને કુંઠિત દૃષ્ટિ હતી; પ્રગતિને તો એમાં કશું સ્થાન જ નહોતું.

પરંતુ ૧૬મી સદી અને એ પછી આ વિચારો ધીમે ધીમે બદલાતા જતા આપણને માલૂમ પડે છે. વિજ્ઞાનનો ઉદય થાય છે અને ધર્મની સર્વગ્રાહી પકડ શિથિલ થાય છે; રાજકારણ અને અર્થશાસ્ત્રનો ધર્મથી સ્વતંત્રપણે વિચાર થવા લાગે છે. ૧૭મી તથા ૧૮મી સદીમાં જેને આપણે બુદ્ધિવાદ કહીએ છીએ તેનો અથવા અંધશ્રદ્ધાથી દોરવાવાને બદલે વસ્તુઓને બુદ્ધિની કસોટીથી નિહાળવાના વલણનો ઉદય થયો. ૧૮મી સદીમાં સહિષ્ણુતાનો વિજય થયો એમ માનવામાં આવે છે. પણ આ અમુક અંશે જ સાચું છે. પરંતુ આ વિજયનું ખરું રહસ્ય એ છે કે, પહેલાં લોકો પોતાની ધાર્મિક માન્યતાઓને જેટલું મહત્ત્વ આપતા હતા તેટલું મહત્ત્વ આપતા હવે તેઓ બંધ થયા. તેમની સહિષ્ણુતા એ તો ખરી રીતે ઉદાસીનતા હતી. જ્યારે લોકો કોઈ પણ બાબત વિષે અત્યંત આતુર હોય છે ત્યારે તેઓ ભાગ્યે જ સહિષ્ણુ હોય છે; એ વસ્તુની એમને ઝાઝી પરવા નથી હોતી ત્યારે જ ભારે ઉદારતાપૂર્વક તેઓ સહિષ્ણુતાની ઘોષણા કરે છે. ઉદ્યોગવાદ તથા પ્રચંડ યંત્રોના આગમન પછી ધર્મ પરત્વેની ઉદાસીનતા વધવા પામી. યુરોપમાં વિજ્ઞાને પુરાણી માન્યતાઓનાં મૂળિયાં ઉખેડવા માંડયાં. નવા ઉદ્યોગો અને નવી અર્થવ્યવસ્થામાંથી ઉત્પન્ન થતા નવીન પ્રશ્નોએ લોકોનાં મન

આવરી લીધાં. એટલે ધાર્મિક માન્યતાઓની બાબતમાં એકબીજાનાં માથાં ફોડવાની આદત યુરોપના લોકોએ હવે છોડી દીધી (જો કે સંપૂર્ણપણે તો નહિ જ) અને તેને બદલે આર્થિક અને સામાજિક પ્રશ્નો ઉપર એકબીજાનાં માથાં ફોડવાનું શરૂ કર્યું.

યુરોપના એ ધાર્મિક જમાના સાથે આજના હિંદુસ્તાનની તુલના રસપ્રદ અને બોધપ્રદ થઈ પડશે. કેટલીક વાર પ્રશંસા અને કેટલીક વાર ઉપહાસ કરવા માટે હિંદને ધાર્મિક તથા આધ્યાત્મિક દેશ કહેવામાં આવે છે. એનો યુરોપ સાથે મુકાબલો કરવામાં આવે છે અને તેને અધાર્મિક તથા જીવનની મોજમજાની વસ્તુઓનો શોખીન લેખવામાં આવે છે. પરંતુ વાસ્તવમાં આ 'ધાર્મિક' હિંદુસ્તાન — હિંદીઓની દૃષ્ટિને ધર્મ કુંઠિત કરે છે તેટલા પ્રમાણમાં તો — અને ૧૬મી સદીના યુરોપ વચ્ચે આશ્ચર્યજનક સામ્ય છે. અલબત, આ તુલના બહુ આગળ સુધી લઈ જવાય એમ નથી. ધાર્મિક શ્રદ્ધા અને માન્યતાની બાબતોને આપણે વધારે પડતું મહત્ત્વ આપીએ છીએ તથા રાજકીય તથા આર્થિક સવાલોને આપણે ધાર્મિક મંડળોનાં હિતો સાથે સંડોવીએ છીએ તેનો, તેમ જ આપણા કોમી ઝઘડાઓ અને એવા બીજા સવાલોનો વિચાર કરતાં મધ્યકાલીન યુરોપના જેવી પરિસ્થિતિ આજે આપણે ત્યાં પ્રવર્તે છે એમ સ્પષ્ટપણે કહી શકાય. વ્યવહારદક્ષ અને જડવાદી યુરોપ તથા આધ્યાત્મિક અને પરલોકપરાયણ પૂર્વના દેશો એવો કોઈ ભેદ જ નથી. ઉભય વચ્ચે સાચો ભેદ આ છે: એક બાજુ ઔદ્યોગિક અને સંપૂર્ણપણે યંત્રીકરણ કરનારા તથા તેમાંથી નીપજતી સારી નરસી વસ્તુઓ સહિતના પશ્ચિમના દેશો છે અને બીજી બાજુએ ઉદ્યોગીકરણની પૂર્વની અવસ્થા જ્યાં વર્તે છે એવા ખેતીપ્રધાન પૂર્વના દેશો છે.

યુરોપમાં આ સહિષ્ણુતા અને બુદ્ધિવાદના વિકાસની પ્રગતિ બહુ ધીમેધીમે થઈ. આરંભમાં તો એને પુસ્તકોની ઝાઝી મદદ ન મળી કેમ કે ખ્રિસ્તી ધર્મની જાહેર રીતે ટીકા કરતાં લોકો ડરતા હતા: એમ કરવું એટલે કે કેદ અથવા તો એવી બીજી કોઈ શિક્ષા વહોરી લેવી. એક જર્મન ફિલસૂફને કૉન્ફ્યુશિયસની વધારે પડતી પ્રશંસા કરવાના ગુના માટે પ્રશિયામાંથી દેશપાર કરવામાં આવ્યો હતો. એથી ખ્રિસ્તી ધર્મની નાલેશી થાય છે એવો અર્થ તેની એ પ્રશંસાનો કરવામાં આવ્યો હતો. આમ છતાં પણ ૧૮મી સદીમાં આ નવા વિચારો જેમ જેમ વધારે ને વધારે સ્પષ્ટ તથા સાર્વત્રિક થતા ગયા તેમ તેમ એને અંગેનાં પુસ્તકો

પણ બહાર પડવા લાગ્યાં. બુદ્ધિવાદ અને એવા બીજા વિષયો ઉપર લખનાર એ જમાનાનો સૌથી મશહૂર લેખક વૉલ્તેયર હતો. તે ફ્રાંસવાસી હતો અને તેને કેદમાં પૂરવામાં આવ્યો હતો તથા દેશપાર કરવામાં આવ્યો હતો. આખરે તે જિનીવા પાસે ફર્નીમાં રહ્યો હતો. જેલમાં એને લખવા માટે કાગળ કે શાહી આપવામાં આવ્યાં નહોતાં એટલે તેણે સીસાના ટુકડાથી પુસ્તકના લખાણની વચ્ચેની જગ્યામાં કવિતાઓ લખી હતી. યુવાવસ્થામાં જ તે જગમશહૂર થઈ ગયો હતો. ખરેખર, એની અસાધારણ શક્તિને લીધે છેક દશ વરસની ઉંમરે તેણે લોકોનું ધ્યાન ખેંચ્યું હતું. અન્યાય તથા ધર્માંધતાને વૉલ્તેયર ધિક્કારતો અને એની સામે તે જીવન પર્યંત ઝૂઝ્યો. 'એ ઘૃણિત ચીજ (અંધશ્રદ્ધા)નો નાશ કરો' એ એની પ્રસિદ્ધ ઘોષણા હતી. તેણે બહુ લાંબું આયુષ્ય (૧૬૯૪ થી ૧૭૭૮) ભોગવ્યું અને પોતાના જીવન દરમ્યાન ઘણાં પુસ્તકો લખ્યાં. ખ્રિસ્તી ધર્મની એ ટીકા કરતો તેથી ધર્માંધ ખ્રિસ્તીઓ તેને અતિશય ધિક્કારતા. તે પોતાના એક ગ્રંથમાં કહે છે કે, 'પૂરેપૂરી તપાસ કર્યા વિના જે માણસ પોતાનો ધર્મ સ્વીકારે છે તે સ્વેચ્છાએ ધૂંસરીએ જોડાનાર બળદિયા જેવો છે.' લોકોને નવા વિચારો તથા બુદ્ધિવાદ તરફ વાળવામાં વૉલ્તેયરનાં લખાણોએ મોટો ફાળો આપ્યો. ફર્નીનું તેનું પુરાણું ઘર એ ઘણાઓને માટે તીર્થસ્થાન સમાન છે.

એ જમાનાનો બીજો એક લેખક રૂસો હતો. તે વૉલ્તેયરનો સમકાલીન હતો પરંતુ ઉંમરે તેનાથી ઘણો નાનો હતો. તે જિનીવામાં જન્મ્યો હતો અને જિનીવા તેને માટે અતિશય મગરૂર છે. ત્યાં આગળના તેના પૂતળાનું તને સ્મરણ છે ખરું? ધર્મ અને રાજકારણ ઉપરનાં રૂસોનાં લખાણોએ ભારે ઊહાપોહ મચાવ્યો. એમ છતાં પણ તેના વિલક્ષણ તથા કંઈક સાહસપૂર્ણ સામાજિક તેમ જ રાજકીય સિદ્ધાંતોએ ઘણાઓનાં માનસને નવા વિચારો તથા સંકલ્પોથી પ્રજ્વલિત કર્યાં. તેના રાજકીય સિદ્ધાંતો આજે તો જૂના થઈ ગયા છે પણ ફ્રાંસના લોકોને મહાન ક્રાંતિ માટે તૈયાર કરવામાં તેમણે મહત્ત્વનો ફાળો આપ્યો. રૂસોએ ક્રાંતિનો પ્રચાર નહોતો કર્યો. ક્રાંતિ તેને જોઈતી ન હોય એમ પણ બનવા જોગ છે. પોતાનાં લખાણોથી ક્રાંતિ થશે એવી તેની ધારણા પણ નહોતી. પરંતુ તેનાં પુસ્તકો તથા વિચારોએ જનતાના માનસમાં એવાં બીજ વાવ્યાં કે જે ક્રાંતિના રૂપમાં ફળ્યાં. તેનું સૌથી પ્રસિદ્ધ પુસ્તક 'કૉન્ટ્રૅક્ટ સોશિયલ' અથવા 'સામાજિક કરાર' છે. એનો આરંભ આ સુપ્રસિદ્ધ

વાક્યથી થાય છે (સ્મરણમાંથી તે હું અહીં ઉતારું છું): 'મનુષ્ય જન્મે છે તો સ્વતંત્ર પણ તે સર્વત્ર બંધનમાં જણાય છે.'

રૂસો સમર્થ કેળવણીકાર પણ હતો અને શિક્ષણની જે નવી રીતો તેણે સૂચવી હતી તેમાંની ઘણીખરીનો આજે શાળાઓમાં અમલ થાય છે.

વૉલ્તેયર અને રૂસો ઉપરાંત બીજા ઘણા જાણીતા વિચારકો અને લેખકો ફ્રાંસમાં અઢારમી સદીમાં થઈ ગયા. અહીં હું 'સ્પિરિટ ઑફ ધી લૉઝ' (કાયદાનું હાર્દ) નામના પુસ્તકના લેખકનો જ ઉલ્લેખ કરીશ. તેનું નામ મૉન્તેસ્કિયો હતું અને તેણે આ ઉપરાંત બીજાં પણ કેટલાંક પુસ્તકો લખ્યાં હતાં. આ અરસામાં પેરીસમાં વિશ્વકોશ (એનસાયક્લોપીડિયા) પણ બહાર પડ્યો. એ કોષ દિદેરો તથા અન્ય સમર્થ લેખકોના રાજકીય તેમ જ સામાજિક વિષયો ઉપરના લેખોથી ભરપૂર હતો. સાચે જ, એ કાળમાં ફ્રાંસમાં સંખ્યાબંધ ફિલસૂફો તથા વિચારકો પાક્યા. પણ એથીયે વધારે મહત્ત્વની વસ્તુ તો એ છે કે, તેમનાં લખાણો બહોળા પ્રમાણમાં વંચાતાં હતાં અને સંખ્યાબંધ સામાન્ય લોકોને પણ તેમના વિચારો ઉપર મનન કરતા તથા તેમના સિદ્ધાંતોની ચર્ચા કરતા કરવામાં તેઓ ફતેહમંદ થયા હતા. આ રીતે ફ્રાંસમાં ધાર્મિક અસહિષ્ણુતા તથા રાજકીય તેમ જ સામાજિક વિશિષ્ટ અધિકારોનો વિરોધી બળવાન લોકમત પેદા થયો. સ્વતંત્રતા માટેની કંઈક અસ્પષ્ટ કામનાએ લોકોના માનસમાં ઘર કર્યું. આમ છતાંયે નવાઈની વાત તો એ છે કે, ફિલસૂફો યા તો જનતા બેમાંથી એકે રાજાનો ત્યાગ કરવા ચહાતા નહોતા. પ્રજાતંત્રનો ખ્યાલ હજી પ્રચલિત થયો નહોતો અને કંઈક પ્લેટોના ફિલસૂફ રાજાના જેવો આદર્શ રાજા તેમને મળી જાય અને તે તેમનો બોજો દૂર કરી તેમને ન્યાય તથા અમુક પ્રમાણમાં સ્વાતંત્ર્ય બક્ષે એવું જનતા હજી પણ ઇચ્છતી હતી. કંઈ નહિ તોયે ફિલસૂફોનાં લખાણો તો આ મતલબનાં હતાં જ. દુઃખમાં ડૂબેલી પીડિત જનતાનો રાજા માટે પ્રેમ હતો કે કેમ એ તો શંકાસ્પદ છે.

ફ્રાંસની પેઠે ઇંગ્લંડમાં રાજકીય વિચારોનો આવો વિકાસ થયો નહોતો. એમ કહેવામાં આવે છે કે, અંગ્રેજ એ રાજકીય પ્રાણી નથી જ્યારે ફ્રાંસવાસી છે. એ ગમે તેમ હો, પણ ૧૬૮૮ની ઇંગ્લંડની ક્રાંતિથી ત્યાંની તંગદિલી કંઈક ઓછી થઈ હતી. જો કે, ત્યાં પણ હજીયે કેટલાક વર્ગો સારી પેઠે વિશેષ અધિકારો ભોગવતા હતા. જેને વિષે હું હવે

પછીના પત્રમાં કહેવાનો છું તે નવીન આર્થિક પરિસ્થિતિ તથા અમેરિકા અને હિંદમાં ઉપસ્થિત થયેલી ગૂંચવણોમાં અંગ્રેજોનાં મન પરોવાયેલાં હતાં. અને જ્યારે સામાજિક બાબતોમાં વધારે તંગદિલી થઈ જતી ત્યારે તાત્પૂરતું સમાધાન કરીને ભંગાણનું જોખમ ટાળવામાં આવતું. ફ્રાંસમાં આવા પ્રકારના સમાધાન કે સમજૂતીને સ્થાન નહોતું એટલે જ ત્યાં ઊથલપાથલ થઈ.

પરંતુ ૧૮મી સદીના વચગાળામાં ઇંગ્લંડમાં આધુનિક નવલકથાઓનો વિકાસ થયો એ હકીકત નોંધપાત્ર છે. હું આગળ જણાવી ગયો છું કે, 'ગુલિવર્સ ટ્રાવેલ્સ' તથા 'રૉબિન્સન ક્રૂઝો' તો અઢારમી સદીના આરંભમાં બહાર પડ્યાં હતાં. એ પછી જેને આપણે યથાર્થપણે નવલકથા કહી શકીએ એવી નવલકથાઓ બહાર પડવા લાગી. એ સમયે ઇંગ્લંડમાં નવો જ વાચકવર્ગ ઊભો થયેલો જોવામાં આવે છે.

૧૮મી સદીમાં જ ગીબન નામના એક અંગ્રેજે 'ડિક્લાઇન ઍન્ડ ફૉલ ઑફ ધ રોમન ઍમ્પાયર' (રોમન સામ્રાજ્યની પડતી અને નાશ) એ નામનું સુપ્રસિદ્ધ પુસ્તક લખ્યું હતું. આગળના મારા એક પત્રમાં રોમન સામ્રાજ્યની વાત કરતાં મેં એને વિષે તથા એના પુસ્તક વિષે ઉલ્લેખ કર્યો હતો.

# ૯૬

# મહાન પરિવર્તનોને આરે ઊભેલું યુરોપ

૨૪ સપ્ટેમ્બર, ૧૯૩

આપણે ૧૮મી સદીના યુરોપનાં અને ખાસ કરીને ફ્રાંસના માનવીઓનાં માનસમાં ડોકિયું કરવાનો પ્રયાસ કર્યો. એમાં આપણને કેટલાક નવા વિકસતા તથા જૂનાની સાથે ઝઘડતા વિચારોનું ઝાંખું દર્શન થયું. અત્યાર સુધી આપણે પડદા પાછળ રહીને જોતાં હતાં પણ હવે આપણે યુરોપની રંગભૂમિ ઉપર પોતાનો ભાગ ભજવતાં પાત્રોને નિહાળીશું.

ફ્રાંસમાં ૧૭૧૫ની સાલમાં વૃદ્ધ ૧૪મો લૂઈ આખરે મરણશરણ થઈ શક્યો. તે ઘણી પેઢીઓ સુધી જીવી રહ્યો હતો અને તેની પછી તેનો પ્રપૌત્ર ૧૫મો લૂઈ ગાદીએ આવ્યો. અને ફ્રાંસમાં ૫૯ વરસ જેટલો બીજો લાંબો રાજ્યઅમલ શરૂ થયો. આ રીતે ફ્રાંસમાં એક પછી એક આવતા બે રાજાઓ, ૧૪મા લૂઈ તથા ૧૫મા લૂઈએ મળીને એકંદરે ૧૩૧ વરસ સુધી રાજ્ય કર્યું ! સાચે જ, દુનિયાભરમાં એક પછી એક એમ આવતા બે રાજાઓના આટલા લાંબા રાજ્યઅમલનો જોટો મળવો મુશ્કેલ છે. ચીનમાં કાંગ–હી તથા ચિયેન–લુંગ એ બંને મંચૂ સમ્રાટોએ દરેકે ૬૦ વરસ કરતાં પણ વધારે વરસો સુધી રાજ્ય કર્યું હતું. પણ એ બે સમ્રાટોમાં એક પછી બીજો થયો નહોતો. એ બંનેની વચ્ચે એક ત્રીજો સમ્રાટ થઈ ગયો હતો.

૧૫મા લૂઈના અસાધારણ લાંબા રાજ્યઅમલની વાત જવા દઈએ તો પણ તેનું શાસન ખાસ કરીને ઘૃણાત્મક સડા તથા ભ્રષ્ટાચાર અને કાવાદાવાઓને માટે મશહૂર છે. રાજ્યનાં બધાં સાધનો તથા આયપતનો રાજાના મોજશોખ અને રંગરાગ માટે ઉપયોગ કરવામાં આવતો. રાજદરબારમાં લખલૂટ ખર્ચ થતો હતો અને તેનો મોટો ભાગ દરબારીઓના લાગતાવળગતાઓનાં ગજવાં તર કરવામાં વપરાતો હતો. રાજાને ખુશ કરનાર દરબારી સ્ત્રી–પુરુષોને મોટી મોટી જાગીરો તથા પ્રતિષ્ઠાના હોદ્દાની બક્ષિસ મળતી એટલે કે કશું કામ કર્યા વિના જ તેમને ભારે કમાણી થતી. અને આ બધાનો બોજો વધુ ને વધુ પ્રમાણમાં આમજનતા ઉપર જ પડવા લાગ્યો. આપખુદી, નમાલાપણું અને સડો તથા ભ્રષ્ટતા તો પરસ્પર હાથ મિલાવીને મોજથી આગળ વધતાં જ

જતાં હતાં. તો પછી સદી પૂરી થાય તે પહેલાં જ એ બધાં અગાધ ખાઈની કોર પર આવી પહોંચ્યાં અને તેમાં ગબડી પડ્યાં એમાં કશું નવાઈ પામવા જેવું છે ખરું ? તેમનો માર્ગ આટલો બધો લંબાયો અને ખાઈમાં ગબડી પડતાં તેમને આટલો બધો સમય વીત્યો એનું જ આપણને તો આશ્ચર્ય થાય છે. જનતાના ઇન્સાફ અને વેરમાંથી ૧૫મો લૂઈ ઊગરી ગયો; એના વારસ ૧૬મા લૂઈને ૧૭૭૪ની સાલમાં એનો ભેટો કરવો પડ્યો.

કશી આવડત વિનાનો, નમાલો અને ભ્રષ્ટ હોવા છતાંયે રાજ્ય ઉપર પોતાની નિરંકુશ સત્તા હોવા વિષે લૂઈ ૧૫માને લેશ પણ શંકા નહોતી. તે જ સર્વસ્વ અને સર્વોપરી હતો અને તેની મરજીમાં આવે તે કરવાના તેના અધિકારનો કોઈ પણ વિરોધ કરી શકે એમ નહોતું. ૧૭૬૬ની સાલમાં પેરીસમાં એક સભા સમક્ષ ભાષણ કરતાં તેણે શું કહ્યું હતું તે સાંભળ:

"ઐશ્વર્ય (સોવરેનટી) કેવળ મારામાં જ રહેલું છે. કોઈની પણ સહાય કે સલાહ લીધા વિના કાનૂન બનાવવાનો કેવળ મને જ સંપૂર્ણ અધિકાર છે. પ્રજાની શાંતિનો હું જ એક માત્ર સ્રોત છું. હું જ તેનો સૌથી મોટો રક્ષક છું. મારાથી અતિરિક્ત મારી પ્રજાની હસ્તી નથી. કેટલાક લોકો એવો દાવો કરે છે કે, રાષ્ટ્રના અધિકારો તથા હિત શાસકથી નિરાળાં છે પરંતુ નિઃશંકપણે એ મારા જ અધિકારો અને મારું જ હિત છે તેમ જ તે મારી જ મૂઠીમાં રહેલાં છે."

૧૮મી સદીના મોટા ભાગ દરમિયાન ફ્રાંસનો રાજા આવા પ્રકારનો હતો. થોડા સમય સુધી તો સારા યુરોપ ઉપર તેનું પ્રભુત્વ હોય એમ લાગતું હતું. પણ પછીથી તે યુરોપના બીજા રાજાઓ તથા પ્રજાઓની મહત્ત્વાકાંક્ષા સાથે અથડામણમાં આવ્યો અને તેને હાર કબૂલવી પડી. ફ્રાંસના કેટલાક જૂના હરીફો હવે યુરોપની રંગભૂમિ ઉપર મહત્ત્વનો ભાગ ભજવતા નહોતા. હવે તેમની જગ્યા લેનાર તથા ફ્રાંસને પડકાર કરનારા બીજા રાજાઓ ઊભા થયા હતા. થોડા દિવસ સામ્રાજ્યની જાહોજલાલી અને નામના ભોગવ્યા પછી મગરૂર સ્પેન હવે યુરોપમાં તથા અન્યત્ર પાછળ પડ્યું હતું. પરંતુ અમેરિકા તથા ફિલિપાઈન ટાપુઓમાં તેની પાસે હજીયે વિશાળ સંસ્થાનો હતાં. ઑસ્ટ્રિયાનો હૅપ્સબર્ગ રાજવંશ કે જેણે લાંબા કાળથી સામ્રાજ્યના આધિપત્યનો અને તે દ્વારા યુરોપની આગેવાનીનો ઇજારો રાખ્યો હતો તેનું પણ હવે પહેલાંના જેવું મહત્ત્વ રહ્યું નહોતું. સામ્રાજ્યમાં પણ હવે ઑસ્ટ્રિયાના રાજ્યનું ઝાઝું મહત્ત્વ રહ્યું નહોતું. તેમાં હવે બીજું એક પ્રશિયાનું રાજ્ય ઊભું

થયું હતું અને તેણે પણ ઑસ્ટ્રિયા જેટલું જ મહત્ત્વ પ્રાપ્ત કર્યું હતું. ઑસ્ટ્રિયાની રાજગાદીના વારસા માટે યુદ્ધો થયાં હતાં અને લાંબા સમય સુધી મારિયા થેરેસા નામની એક સ્ત્રી એ ગાદી ઉપર રહી હતી.

તને યાદ હશે કે ૧૬૪૮ની વેસ્ટફેલિયાની સંધિને પરિણામે પ્રશિયા યુરોપનું એક મહત્ત્વનું રાજ્ય બન્યું હતું. ત્યાં આગળ હોહેનઝોલર્ન રાજવંશ શાસન કરતો હતો અને તે બીજા જર્મન રાજવંશ — ઑસ્ટ્રિયાના હૅપ્સબર્ગ વંશ — ની સરસાઈ સામે વાંધો ઉઠાવતો હતો. છેતાળીસ વરસ સુધી (૧૭૪૦થી ૧૭૮૬) ફ્રેડરિક નામના રાજાએ પ્રશિયા ઉપર રાજ્ય કર્યું હતું. તેણે મેળવેલા લશ્કરી વિજયોને કારણે તે મહાન ફ્રેડરિક તરીકે ઓળખાય છે. યુરોપના બીજા બધા રાજાઓની જેમ તે પણ નિરંકુશ અને આપખુદ શાસક હતો, પરંતુ તે ફિલસૂફ હોવાનો ડોળ કરતો હતો તથા વૉલ્તેયરની મૈત્રી સંપાદન કરવાનો પ્રયાસ કરતો હતો. તેણે બળવાન સૈન્ય તૈયાર કર્યું હતું અને તે પોતે કુશળ અને સફળ સેનાપતિ હતો. તે પોતાને બુદ્ધિવાદી તરીકે ઓળખાવતો હતો, અને તેણે એમ કહ્યું હોવાનું કહેવાય છે કે, 'પ્રત્યેક વ્યક્તિને તેને ઠીક લાગે તે માર્ગે સ્વર્ગ પ્રાપ્ત કરવાની છૂટ હોવી જોઈએ.'

૧૭મી સદીથી માંડીને ત્યાર પછીના કાળમાં ફ્રાંસની સંસ્કૃતિએ યુરોપભરમાં પોતાનું પ્રભુત્વ જમાવ્યું. ૧૮મી સદીના વચગાળાનાં વરસો દરમ્યાન એની અસર એથીયે વિશેષ પ્રમાણમાં જણાવા લાગી અને વૉલ્તેયરે આખા યુરોપમાં ભારે નામના મેળવી. ખરે જ, કેટલાક લોકો તો એ સદીને 'વૉલ્તેયરની સદી' તરીકે ઓળખાવે છે. યુરોપના બધા રાજદરબારોમાં, પશ્ચાત પીટર્સબર્ગમાં પણ ફ્રેંચ સાહિત્ય વંચાતું હતું તથા સંસ્કારી અને શિક્ષિત વર્ગના લોકો ફ્રેંચ ભાષામાં જ લખવાનું તેમ જ બોલવાનું પસંદ કરતા. આમ, પ્રશિયાનો રાજા મહાન ફ્રેડરિક પણ મોટે ભાગે ફ્રેંચ ભાષામાં જ લખતો તથા બોલતો. તેણે તો ફ્રેંચ ભાષામાં કવિતાઓ લખવાનો પણ પ્રયાસ કર્યો હતો. એ કવિતાઓ તે વૉલ્તેયર પાસે સુધરાવવા તથા મઠારાવવા ચહાતો હતો.

પ્રશિયાની પૂર્વમાં રશિયા હતું. પછીનાં વરસોમાં તેણે જે વિરાટ સ્વરૂપ ધારણ કર્યું તેનો હવે આરંભ થઈ ચૂક્યો હતો. ચીનના ઇતિહાસ વિષે વાતો કરતાં હતાં ત્યારે રશિયા, સાઇબેરિયા વટાવી છેક પ્રશાન્ત મહાસાગર સુધી કેવી રીતે વિસ્તર્યું તથા તેની પાર અલાસ્કા સુધી પહોંચ્યું તે આપણે જોઈ ગયાં છીએ. સત્તરમી સદીના

છેવટના ભાગમાં રશિયામાં મહાન પીટર નામનો સમર્થ રાજા થયો. રશિયાને મંગોલો તરફથી વારસામાં મળેલા પુરાણા રીતરિવાજો અને રૂઢિઓ તથા મંગોલ દૃષ્ટિને પીટર દૂર કરવા ચહાતો હતો. પીટર રશિયાનું 'પશ્ચિમીકરણ' કરવા એટલે કે તેને પશ્ચિમ યુરોપના દેશોની હરોળમાં લાવવા ઇચ્છતો હતો. એટલા ખાતર તેણે પોતાનું જૂનું પાટનગર મોસ્કો છોડી દીધું; કેમ કે ત્યાં આગળ તો પુરાણી પરંપરા પ્રચલિત હતી અને તેણે પોતાને માટે એક નવું શહેર તથા પાટનગર વસાવ્યું. આ નવું શહેર તે સેન્ટ પીટર્સબર્ગ. તે ઉત્તરમાં નેવા નદીને કાંઠે ફિનલૅન્ડના અખાતની અણી ઉપર આવેલું છે. એ શહેર સોનેરી ઘુમ્મટોવાળા મોસ્કો કરતાં સાવ નિરાળું હતું. પશ્ચિમ યુરોપનાં મોટાં મોટાં શહેરોને તે વધારે મળતું હતું. પીટર્સબર્ગ 'પશ્ચિમીકરણ'ના એક પ્રતીકરૂપ બની ગયું અને રશિયા હવે યુરોપના રાજકારણમાં વધારે ને વધારે ભાગ લેવા લાગ્યું. કદાચ તું જાણતી હશે કે પીટર્સબર્ગ નામ આજે રહ્યું નથી. છેલ્લાં વીશ વરસ દરમ્યાન એ શહેરનું નામ બે વખત બદલાયું છે. પહેલી વાર એનું નામ પેટ્રોગ્રાદ રાખવામાં આવ્યું અને ત્યાર પછી બીજી વાર એનું નામ લેનિનગ્રાદ પાડવામાં આવ્યું. આજે એનું એ જ નામ પ્રચલિત છે.

મહાન પીટરે રશિયામાં ઘણા ફેરફારો કર્યા. એમાંનો તને રસ પડે એવો એક જ ફેરફાર હું તને જણાવીશ. તે સમયે રશિયામાં સ્ત્રીઓને ઘરમાં પૂરી રાખવાનો 'ટેરમ' નામનો પ્રચલિત રિવાજ તેણે બંધ કરાવ્યો. પીટરની નજર હિંદુસ્તાન તરફ પણ હતી અને આંતરરાષ્ટ્રીય રાજકારણમાં તે હિંદનું મહત્ત્વ પિછાનતો હતો. પોતાના વસિયતનામામાં તેણે લખ્યું છે કે, 'એ લક્ષમાં રાખવું કે હિંદનો વેપાર એ આખી દુનિયાનો વેપાર છે; અને તેનો એકહથ્થુ કાબૂ જેના હાથમાં હોય તે યુરોપનો સરમુખત્યાર છે.' હિંદ ઉપર પ્રભુત્વ મેળવ્યા પછી ઇંગ્લંડનું સામર્થ્ય અતિશય ત્વરાથી વધી ગયું એ જોતાં પીટરના છેવટના શબ્દો સાચા ઠર્યા. હિંદુસ્તાનના શોષણથી ઇંગ્લંડને પ્રતિષ્ઠા તથા સંપત્તિ સાંપડ્યાં અને એને પરિણામે તે દુનિયાનું આગેવાન રાજ્ય બન્યું.

એક બાજુ પ્રશિયા અને ઑસ્ટ્રિયા તથા બીજી બાજુ રશિયા વચ્ચે પોલૅંડ હતું. પોલૅંડ બહુ પછાત દેશ હતો અને તેમાં ગરીબ ખેડૂતોની વસ્તી હતી. ત્યાં આગળ વેપાર કે હુન્નરઉદ્યોગોનું નામ સરખું પણ નહોતું, તેમ જ મોટાં શહેરો પણ નહોતાં. એનું રાજબંધારણ બહુ

વિચિત્ર પ્રકારનું હતું. ત્યાં આગળ રાજા ચૂંટણીથી નિમાતો અને બધી સત્તા ફ્યૂડલ ઉમરાવોને હસ્તક હતી. તેની આસપાસના દેશો બળવાન બનતા ગયા તેમ તેમ પોલૅંડ નબળું પડતું ગયું. પ્રશિયા, રશિયા તથા ઑસ્ટ્રિયા વગેરે રાજ્યોની તેના ઉપર લોભી નજર હતી.

આમ છતાંયે ૧૬૮૩ની સાલમાં વિયેના ઉપરના તુર્કોના હલ્લા વખતે પોલૅંડના રાજાએ જ તેમને મારી હઠાવ્યા હતા. એ પછી ઉસ્માની તુર્કોએ ફરીથી આક્રમણાત્મક વલણ દાખવ્યું નહોતું. તેમનું જોમ હવે ઓસરી ગયું હતું અને તેમનાં હવે વળતાં પાણી થયાં હતાં. હવે તો તેમણે બચાવની નીતિ અખત્યાર કરી હતી અને તુર્કોનું યુરોપનું સામ્રાજ્ય ધીમે ધીમે ક્ષીણ થતું ગયું. પરંતુ જે સમયની આપણે વાત કરીએ છીએ તે ૧૮મી સદીના પૂર્વાર્ધમાં તુર્કી એ યુરોપના અગ્નિ ખૂણામાં આવેલો બળવાન દેશ હતો. અને તેનું સામ્રાજ્ય બાલ્કન દ્વીપકલ્પ તથા હંગરીની પેલી તરફ છેક પોલૅંડની સરહદ સુધી વિસ્તરેલું હતું.

દક્ષિણમાં ઇટાલી જુદા જુદા રાજ્યોમાં વહેંચાઈ ગયું હતું અને યુરોપના રાજકારણમાં તેની ઝાઝી ગણના નહોતી. હવે પોપની પહેલેની સત્તા રહી નહોતી અને રાજાઓ તથા રજવાડાઓ તેની સાથે આદરથી વર્તતા હતા ખરા, પરંતુ રાજકીય બાબતોમાં તો તેઓ તેની અવગણના કરતા હતા. ધીમે ધીમે યુરોપમાં નવીન વ્યવસ્થા ઊભી થઈ રહી હતી. એ વ્યવસ્થા તે બળવાન 'સત્તાઓની' વ્યવસ્થા. હું આગળ ઉપર કહી ગયો છું તેમ, બળવાન અને એકકેન્દ્રી રાજાશાહીએ રાષ્ટ્રીયતાની ભાવના વિકસાવવામાં ફાળો આપ્યો. લોકો પોતાના દેશ વિષે વિશિષ્ટ રીતે વિચાર કરવા લાગ્યા. એ વસ્તુ આજે તો સામાન્ય બની ગઈ છે પરંતુ તે જમાનામાં તો તે બિલકુલ અસામાન્ય હતી. ફ્રાંસ, ઇગ્લંડ અથવા બ્રિટાનિયા, ઇટાલિયા તથા એવા બીજા દેશો પોતાનું નિરાળું વ્યક્તિત્વ ધારણ કરવા માંડે છે. એ સૌ એક એક નિરાળા રાષ્ટ્ર કે પ્રજાના પ્રતીકરૂપ હતાં. એ પછી, ૧૯મી સદીમાં આ દેશો પોતપોતાની જનતાના માનસમાં ચોક્કસ મૂર્તિઓને રૂપે બિરાજતા થાય છે અને તેમનાં દિલને તેઓ અજબ રીતે હલાવે છે.તેઓ નવા દેવ કે દેવીઓ બની જાય છે અને તેમની વેદી ઉપર દરેક દેશભક્ત પાસે પૂજાની અપેક્ષા રખાય છે; તથા તેમને નામે અને તેમને ખાતર દેશભક્તો એકબીજા સાથે લડે છે તથા એકબીજાનાં ગળાં રેંસે છે. ભારતમાતાની કલ્પના આપણને સૌને કેવી પ્રેરણા આપે છે તથા એ પૌરાણિક અને કાલ્પનિક પ્રતીકને ખાતર

લોકો કેટલા આનંદથી યાતનાઓ સહન કરે છે અને પોતાના પ્રાણોની પણ આહુતિ આપે છે એની તને ખબર છે. એ જ રીતે, બીજા દેશોના લોકો પણ પોતપોતાની માતૃભૂમિની કલ્પના ખાતર એવી જ ભાવના અનુભવતા હતા. પરંતુ એ વસ્તુ તો પાછળથી ઉદ્ભવી હતી. અત્યારે તો હું તને માત્ર એટલું જ કહેવા માગું છું કે ૧૮મી સદી દરમ્યાન રાષ્ટ્રીયતા અને રાષ્ટ્રભક્તિની ભાવના અંકુરિત થઈ. ફ્રાંસના ફિલસૂફોએ એના વિકાસમાં ફાળો આપ્યો અને ફ્રાંસની મહાન ક્રાંતિએ એ ભાવનાને દૃઢમૂલ કરી — એના ઉપર મહોર મારી દીધી.

આ બધાં રાષ્ટ્રોને 'સત્તાઓ' તરીકે ઓળખવામાં આવતાં. રાજાઓ તો આવતા અને જતા પણ રાષ્ટ્ર તો કાયમ રહેતું. આ બધી 'સત્તાઓ'માં કેટલીક બીજી સત્તાઓ કરતાં આગળ વધી અને વધારે મહત્ત્વની બની. આમ ૧૮મી સદીના આરંભકાળમાં ફ્રાંસ, ઇંગ્લંડ, ઑસ્ટ્રિયા, પ્રશિયા તથા રશિયા વગેરે રાષ્ટ્રોની 'મહાન સત્તાઓ' તરીકે ગણના થતી. સ્પેન જેવાં બીજાં કેટલાંક રાષ્ટ્રોની પણ સિદ્ધાંતની દૃષ્ટિએ 'મહાન સત્તાઓ'માં ગણના થતી, પરંતુ તેમનાં હવે વળતાં પાણી થયાં હતાં.

ઇંગ્લંડની સમૃદ્ધિ તથા મહત્ત્વ બહુ જ ત્વરાથી વધતાં જતાં હતાં. ઇલિઝાબેથના સમય સુધી તો તેની ગણના દુનિયાના તો શું પણ યુરોપના મહત્ત્વના દેશોમાં પણ થતી નહોતી. તેની વસતી બહુ ઓછી હતી. ઘણું કરીને તેની વસતી ૬૦ લાખથી વધારે નહોતી એટલે કે એ સમયે તેની વસતી આજની લંડનની વસતી કરતાં પણ ઘણી ઓછી હતી. પરંતુ પ્યૂરિટન ક્રાંતિ અને રાજા ઉપરના પાર્લમેન્ટના વિજય પછી નવી ઉપસ્થિત થયેલી પરિસ્થિતિ સાથે મેળ સાધીને ઇંગ્લંડ આગળ વધવા લાગ્યું. સ્પેનની ધૂંસરી ફગાવી દીધા પછી હૉલેંડે પણ એમ જ કર્યું.

૧૮મી સદીમાં અમેરિકા તથા એશિયામાં સંસ્થાનો મેળવવા માટે પડાપડી ચાલી. એ ઝૂંટાઝૂંટીમાં યુરોપની ઘણી સત્તાઓએ ભાગ લીધો પરંતુ આખરે એ ઝઘડો મુખ્યત્વે કરીને ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચેનો બની ગયો. આ હરીફાઈમાં અમેરિકા તથા હિંદમાં ઇંગ્લંડ ઘણું આગળ વધ્યું હતું. ૧૫મા લૂઈના આવડત વિનાના શાસન ઉપરાંત, ફ્રાંસ યુરોપના રાજકારણમાં વધારે પડતું ગૂંચવાયેલું હતું. ૧૭૫૬થી ૧૭૬૩ની સાલ દરમ્યાન બધાંનો સ્વામી કોણ બને એ ઠરાવવા ખાતર એ બે રાજ્યો તેમ જ બીજાં પણ કેટલાંક રાજ્યો વચ્ચે યુરોપ, કૅનેડા અને હિંદમાં વિગ્રહ ચાલ્યો. એ સાત વરસના વિગ્રહ તરીકે ઓળખાય છે. હિંદમાં

એ વિગ્રહમાં ફ્રાંસ હારી ગયું એ આપણે આગળ જોઈ ગયાં છીએ. કૅનેડામાં પણ ઇંગ્લંડનો વિજય થયો. યુરોપમાં ઇંગ્લંડે પોતાને ખાતર લડવાને બીજાઓને પૈસા આપવાની નીતિ અખત્યાર કરી. એ નીતિ માટે ઇંગ્લંડ નામીચું થયું છે. મહાન ફ્રેડરિક ઇંગ્લંડનો મિત્ર હતો.

સાત વરસના વિગ્રહનું પરિણામ ઇંગ્લંડ માટે બહુ લાભકારક નીવડ્યું. હિંદુસ્તાન તેમ જ કૅનેડામાં તેનો કોઈ યુરોપિયન હરીફ રહ્યો નહિ. સમુદ્ર ઉપર પણ તેના નૌકાકાફલાની સરસાઈ સ્થાપિત થઈ. આમ, ઇંગ્લંડ પોતાનું સામ્રાજ્ય વિસ્તારીને દુનિયાની પ્રધાન સત્તા બનવાની સ્થિતિમાં આવ્યું. પ્રશિયાનું મહત્ત્વ પણ વધી ગયું.

આ વિગ્રહથી યુરોપ ફરી પાછું લોથ થઈ ગયું અને આખા ખંડ ઉપર ફરી પાછી શાંતિ પથરાઈ હોય એમ ભાસવા લાગ્યું. પરંતુ આ શાંતિ પ્રશિયા, ઑસ્ટ્રિયા તથા રશિયાને પોલૅંડનું રાજ્ય ઓહિયાં કરી જતાં ન રોકી શકી. પોલૅંડ આ સત્તાઓની સામે લડી શકવાની સ્થિતિમાં નહોતું અને આ ત્રણ વરુઓ તેના ઉપર તૂટી પડ્યાં અને અનેક વખત તેના ભાગલા પાડીને એક સ્વતંત્ર દેશ તરીકેની પોલૅંડની હસ્તીનો તેમણે અંત આણ્યો. આ રીતે ૧૭૭૨, ૧૭૯૩ અને ૧૭૯૫ની સાલમાં એમ ત્રણ વખત પોલૅંડના ભાગલા પાડવામાં આવ્યા. પહેલી વખતના ભાગલા પછી પોલ લોકોએ પોતાના દેશમાં સુધારા કરવાનો તથા તેને બળવાન બનાવવાનો ભારે પ્રયાસ કર્યો. તેમણે પાર્લમેન્ટની સ્થાપના કરી તથા કળા અને સાહિત્યની પણ ત્યાં પુનર્જાગ્રતિ થઈ. પરંતુ પોલૅંડની આસપાસના નિરંકુશ રાજાઓ ચાખેલ થઈ ગયા હતા એટલે હવે તેઓ પાછા હઠે એમ નહોતું. વળી, પાર્લમેન્ટ માટે તો તેમનો પ્રેમ ઊભરાતો નહોતો જ. એટલે, પોલ લોકો જ્વલંત રાષ્ટ્રભક્તિથી પોતાના મહાન યોદ્ધા કૉસિયસ્કોની આગેવાની નીચે ભારે બહાદુરીથી લડ્યા છતાંયે ૧૭૯૫ની સાલમાં પોલૅંડ યુરોપના નકશામાંથી અદૃશ્ય થઈ ગયું. 'પોલૅંડ નકશા ઉપરથી તો અદૃશ્ય થઈ ગયું, પરંતુ પોલ લોકોએ પોતાની રાષ્ટ્રભાવના જાગ્રત રાખી તથા સ્વતંત્રતાની ઝંખના કાયમ રાખી. આખરે ૧૨૩ વરસો પછી સ્વાતંત્ર્ય માટેનું તેમનું સ્વપ્નું ફળ્યું. મહા-યુદ્ધ પછી પોલૅંડ એક સ્વતંત્ર દેશ તરીકે ફરીથી આગળ આવ્યું.

હું ઉપર કહી ગયો કે ૧૮મી સદીના ઉત્તરાર્ધમાં યુરોપમાં પ્રમાણમાં શાંતિ પ્રવર્તતી હતી. પણ એ શાંતિ લાંબો કાળ ટકી નહિ. એ તો કેવળ ઉપર ઉપરની શાંતિ હતી. ૧૮મી સદીમાં બનેલા કેટલાક

બનાવો વિષે પણ મેં તને કહ્યું છે. પરંતુ ખરી રીતે તો ૧૮મી સદી ત્રણ બનાવો માટે — એમાં થયેલી ત્રણ ક્રાંતિઓ માટે મશહૂર છે. એ ૧૦૦ વરસો દરમ્યાન બનેલા બીજા બનાવો તો આ ત્રણ ક્રાંતિઓની આગળ સાવ ઝાંખા પડી જાય છે અને ક્ષુલ્લક જેવા ભાસે છે. આ ક્રાંતિઓ એ સદીનાં છેવટનાં ૨૫ વરસોમાં થઈ. આ ત્રણે ક્રાંતિઓ એક બીજીથી સાવ નિરાળી હતી — એક રાજકીય, બીજી ઔદ્યોગિક અને ત્રીજી સામાજિક હતી. રાજકીય ક્રાંતિ અમેરિકામાં થઈ. એ ત્યાંના બ્રિટિશ સંસ્થાનોનો બળવો હતો. એને પરિણામે અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોનું સ્વતંત્ર પ્રજાતંત્ર સ્થપાયું. એ પ્રજાતંત્ર આપણા જમાનામાં એક બળવાન રાજ્ય બનવાનું હતું. ઔદ્યોગિક ક્રાંતિનો આરંભ ઇંગ્લંડમાં થયો. ત્યાંથી તે પશ્ચિમ યુરોપના દેશોમાં અને પછી અન્યત્ર પ્રસરી. એ શાંત ક્રાંતિ હતી પરંતુ તેનાં પરિણામો બહુ જ દૂરગામી આવ્યાં. તથા માનવીના ઇતિહાસકાળની બીજી કોઈ પણ વસ્તુ કરતાં દુનિયાભરના લોકોના જીવન ઉપર એણે વધારે અસર કરી. એને લીધે વરાળથી ચાલતાં પ્રચંડ યંત્રો વપરાશમાં આવ્યાં તથા આખરે ઉદ્યોગવાદને પરિણામે નીપજતી જે અસંખ્ય વસ્તુઓ આજે આપણે આપણી આસપાસ જોઈએ છીએ તે પણ પ્રચારમાં આવવા લાગી. સામાજિક ક્રાંતિ તે ફ્રાંસની મહાન ક્રાંતિ. એણે ફ્રાંસમાંથી રાજાશાહીનો અંત આણ્યો એટલું જ નહિ પણ અસંખ્ય વિશિષ્ટ અધિકારોનો પણ અંત આણ્યો અને પ્રજાના નવા જ વર્ગોને આગળ કર્યા. આ ત્રણે ક્રાંતિઓનો આપણે અલગ અલગ અને કંઈક વિગતે અભ્યાસ કરીશું.

આપણે જોયું કે આ મહાન પરિવર્તનો થવાની તૈયારીમાં હતાં તે ટાંકણે યુરોપમાં રાજાશાહીની પૂર્ણ કળા હતી. ઇંગ્લંડ તથા હોલેંડમાં પાર્લમેન્ટો હતી ખરી, પરંતુ તેના ઉપર ઉમરાવો તથા ધનિક વર્ગનો કાબૂ હતો. કાયદાઓ તવંગરોને અર્થે તથા તેમની મિલકત, હક્કો તથા વિશિષ્ટ અધિકારોનું રક્ષણ કરવાને માટે ઘડવામાં આવતા. કેળવણી પણ કેવળ ધનિક તથા અમીર વર્ગને માટે જ હતી. સાચું પૂછો તો ખુદ આખું રાજ્યતંત્ર જ તેમને ખાતર હતું. એ જમાનાનો એક સૌથી મહાન પ્રશ્ન એ ગરીબોનો પ્રશ્ન હતો. ઉપલા વર્ગોની સ્થિતિમાં કંઈક સુધારો થયો ખરો પરંતુ ગરીબ વર્ગની હાડમારી અને યાતનાઓ તો જેમની તેમ જ રહી અને દિનપ્રતિદિન વધારે ઉગ્ર થતી ગઈ.

આખી અઢારમી સદી દરમ્યાન યુરોપની પ્રજાઓ ગુલામોનો

નિર્દય અને હૈયાસૂનો વેપાર ચલાવી રહી હતી. એમ તો જેને ખરેખાત ગુલામ કહી શકાય એવી વસતી યુરોપમાં રહી નહોતી, પરંતુ ખેતી કરનાર કિસાન લોકો જેમને સર્ફ અથવા વિલન કહેવામાં આવતા તેમની હાલતમાં ગુલામો કરતાં ઝાઝો તફાવત નહોતો. પરંતુ અમેરિકાની શોધ થતાંની સાથે પુરાણો ગુલામોનો વેપાર તેના અતિશય કારમા સ્વરૂપમાં ફરીથી ચાલુ થયો. સ્પેન અને પોર્ટુગાલના લોકોએ એ ફરીથી શરૂ કર્યો. આફ્રિકાના કિનારાના પ્રદેશોમાંથી તેઓ હબસીઓને પકડતા અને અમેરિકાનાં ખેતરોમાં કામ કરવાને માટે લઈ જતા. આ ઘૃણાજનક વેપારમાં અંગ્રેજોનો પણ પૂરો હિસ્સો હતો. જે રીતે આ આફ્રિકાવાસીઓને જંગલી જનાવરોની માફક પકડી બધાને એક સાથે સાંકળથી જકડીને અમેરિકા લઈ જવામાં આવતા તેનો તથા તેમની યાતનાઓનો પૂરેપૂરો ખ્યાલ તો આપણને આવી શકે એમ નથી. ઘણાઓ તો આ રીતે પોતાને નિયત સ્થાને પહોંચવા અગાઉ રસ્તામાં જ મરણશરણ થતા. આ જગતમાં અનેક લોકોને યાતનાઓ તથા હાડમારીઓ તો વેઠવી પડી છે, પરંતુ હબસીઓને કદાચ સૌથી વિશેષ પ્રમાણમાં વેઠવું પડયું છે. ૧૯મી સદીમાં કાયદાથી ગુલામીની પ્રથા રદ કરવામાં આવી. અને ઇંગ્લંડે એ બાબતમાં પહેલ કરી. યુનાઇટેડ સ્ટેટ્સને એ પ્રશ્નનો નિવેડો લાવવા માટે આંતરવિગ્રહ લડવો પડ્યો હતો. અમેરિકાના આજના કરોડો હબસીઓ આ ગુલામોના વંશજો છે.

હવે એક મજાની વાત કહીને હું આ પત્ર પૂરો કરીશ. આ સદીમાં જર્મની તથા ઑસ્ટ્રિયામાં સંગીતની ભારે પ્રગતિ થઈ હતી. જર્મન લોકો યુરોપના સંગીતમાં મોખરે છે એ તો તું જાણે છે. તેમના કેટલાક સમર્થ સંગીતકારો તો ૧૭મી સદીમાં પણ થયા હતા. બીજી જગ્યાની પેઠે યુરોપમાં પણ સંગીત એ ધાર્મિક વિધિઓનું જ એક અંગ હતું. પરંતુ ધીરે ધીરે તે અલગ થતું જાય છે અને ધર્મથી સ્વતંત્ર એક નિરાળી કળા બને છે. ૧૮મી સદીમાં મોઝાર્ટ અને બેટોફન એ બે મહાન સંગીતકારો થઈ ગયા. એ બંને જન્મથી જ વિચક્ષણ હતા તથા બંને ભારે પ્રતિભાશાળી સંગીતકાર હતા. આશ્ચર્યની વાત તો એ છે કે જેને યુરોપનો સર્વોપરી સંગીતકાર ગણી શકાય તે બેટોફન તદ્દન બહેરો હતો એટલે એણે બીજાઓને અર્થે જે અદ્દભુત સંગીત સર્જ્યું તે સાંભળવાનો લહાવો તેને ન મળ્યો. પરંતુ એનો આવિષ્કાર કરતા પહેલાં તેના અંતરમાં એ સંગીત સ્ફુર્યું હશે.

## ૯૭

# પ્રચંડ યંત્રોનો ઉદય

૨૬ સપ્ટેમ્બર, ૧૯૩૨

હવે આપણે જેને 'ઔદ્યોગિક ક્રાંતિ' તરીકે ઓળખવામાં આવે છે તેની વાત કરીશું. એનો આરંભ ઇંગ્લંડમાં થયો હતો એટલે ઇંગ્લંડમાં જ આપણે એનો ટૂંક પરિચય કરીશું. એના આરંભની હું કોઈ ચોક્કસ તારીખ તને આપી શકું એમ નથી. કેમ કે, એ પરિવર્તન કોઈક પ્રકારના જાદુથી અમુક એક ચોક્કસ તારીખે થયું નહોતું. પરંતુ એ પરિવર્તન બહુ ઝડપથી થયું અને ૧૮મી સદીના ઉત્તરાર્ધથી માંડીને ૧૦૦ વરસ દરમ્યાન એણે લોકોના જીવનની સૂરત બદલી નાખી. આપણે બંનેએ આ પત્રોમાં છેક પ્રાચીન કાળથી માંડીને હજારો વરસોના ઇતિહાસનું અવલોકન કર્યું છે તથા એ દરમ્યાન ઘણાં પરિવર્તનો પણ નિહાળ્યાં છે. પરંતુ આ બધાં પરિવર્તનોએ — જેમાંનાં કેટલાંક તો બહુ ભારે હતાં — લોકોની જીવનપ્રણાલીમાં ઝાઝો ફેરફાર કર્યો નહોતો. જો સૉક્રેટીસ, અશોક અથવા તો જુલિયસ સીઝર અકબરના અમલ દરમ્યાન હિંદુસ્તાનમાં અથવા તો ૧૮મી સદીના આરંભનાં વરસોમાં ઇંગ્લંડ કે ફ્રાંસમાં અચાનક આવી પહોંચત તો અનેક ફેરફારો તેમના જોવામાં આવત. કેટલાક ફેરફારોને એમણે પસંદ કર્યા હોત અને કેટલાક નાપસંદ પણ કર્યા હોત. પરંતુ એકંદરે, કંઈ નહિ તો તેના બાહ્ય સ્વરૂપમાં તો દુનિયાને તેઓ ઓળખી શક્યા હોત; કેમ કે પ્યાલોમાં ઝાઝો ફેરફાર થયો નહિ હોત. વળી, બહારના દેખાવના સંબંધમાં પણ તેમને આ દુનિયામાં સાવ અડવું ન લાગત. તેમને પ્રવાસ કરવો હોત તો તેમના જ જમાનાની માફક ઘોડા ઉપર કે ઘોડાગાડીમાં બેસીને તેઓ તેમ કરી શકત. એ પ્રવાસ કરવામાં સમય પણ તેમને લગભગ પહેલાંના જેટલો જ લાગત.

પરંતુ આ ત્રણમાંનો એકાદ પુરુષ જો આપણી આજની દુનિયામાં આવ્યો હોત તો આશ્ચર્યમાં ગરકાવ થઈ જાત અને સંભવ છે કે કેટલીક બાબતો વિષે તો તેને આશ્ચર્યની સાથે દુઃખ પણ થાત. તે જોત

કે આજે તો લોકો એક ઝડપીમાં ઝડપી ઘોડા કરતાં પણ વધારે ત્વરાથી અરે, તીરના કરતાં પણ વધારે ત્વરિત ગતિથી પ્રવાસ કરી રહ્યા છે. આગગાડી, આગબોટ, મોટર અને વિમાનો દ્વારા લોકો દુનિયામાં સર્વત્ર ભીષણ ગતિથી ફરતા થયા છે. વળી ટેલિગ્રાફ, ટેલિફોન, વાયરલેસ અને આધુનિક છાપખાનાંઓમાંથી બહાર પડતાં થોકબંધ પુસ્તકો અને ઢગલાબંધ છાપાંઓ તથા અઢારમી સદી અને તે પછીના સમયમાં ઔદ્યોગિક ક્રાંતિને પરિણામે દાખલ થયેલી નવી ઔદ્યોગિક પદ્ધતિનાં ફળ રૂપ બીજી એવી અનેક વસ્તુઓમાં તેને ભારે રસ પડત. સૉક્રેટીસ, અશોક અથવા જુલિયસ સીઝર આ પદ્ધતિને પસંદ કરત કે નાપસંદ કરત તે તો હું કહી શકું એમ નથી, પરંતુ એક વસ્તુ તો નિર્વિવાદ છે કે તેમના જમાનાની પદ્ધતિ કરતાં આજની પદ્ધતિ તેમને બિલકુલ ભિન્ન લાગત.

ઔદ્યોગિક ક્રાંતિએ દુનિયામાં પ્રચંડ યંત્રો દાખલ કર્યાં. તેણે જગતમાં 'યંત્રયુગ' અથવા તો 'યાંત્રિક યુગ'ની શરૂઆત કરી. બેશક, યંત્રો તો પહેલાંના સમયમાં પણ હતાં પણ તેમાંનું એકે આ નવીન યંત્રો જેવડું નહોતું. યંત્ર એ આખરે શું છે? માણસને પોતાના કામમાં મદદ કરનાર એ એક મોટું ઓજાર છે. માણસને ઓજારો બનાવનારું પ્રાણી કહેવામાં આવે છે; અને છેક પ્રાચીન કાળથી તે ઓજારો બનાવતો અને તેને વધારે સારાં કરવાનો પ્રયાસ કરતો આવ્યો છે. ઇતર પ્રાણીઓ ઉપર — જેમાંનાં ઘણાં તો એનાં કરતાં વિશેષ બળવાન છે — તેણે આ ઓજારો વડે જ પોતાનું પ્રભુત્વ જમાવ્યું. ઓજારો એ તેનો લાંબો થયેલો હાથ જ હતો — અથવા કહો કે તેનો ત્રીજો હાથ હતો. યંત્ર એ વળી ઓજારોના વિસ્તારરૂપ હતાં. ઓજારો અને યંત્રો એ બંનેએ મળીને મનુષ્યને પશુસૃષ્ટિથી ઉપર આણ્યો. તેમણે મનુષ્યસમાજને પ્રકૃતિની પરાધીનતામાંથી મુક્ત કર્યો. ઓજારો તથા યંત્રોને કારણે માણસને માટે ઉત્પાદનનું કાર્ય સુગમ થઈ ગયું. તે ઉત્તરોત્તર વધારે ને વધારે ઉત્પાદન કરતો ગયો અને છતાંયે તેને વધારે નવરાશ મળવા લાગી, એને પરિણામે સભ્યતાની કળાઓ, ચિંતન અને વિજ્ઞાન ખીલ્યાં અને વિકસ્યાં.

પરંતુ આ પ્રચંડ યંત્રો તથા તેમની આનુષંગિક બીજી વસ્તુઓ પૂરેપૂરાં ઉપકારક નથી નીવડ્યાં. તેમણે સભ્યતાના વિકાસને ઉત્તેજન આપ્યું એ ખરું, પરંતુ સાથે સાથે યુદ્ધ તથા સંહારનાં ભીષણ શસ્ત્રો સરજીને તેમણે હેવાનિયતને પણ ઉત્તેજન આપ્યું છે. તેમણે

વસ્તુઓની વિપુલતા કરી મૂકી છે એ ખરું, પરંતુ પ્રધાનપણે એ વિપુલતા આમસમુદાયને માટે નહિ પણ મુખ્યત્વે કરીને ગણ્યાગાંઠ્યા માણસોને માટે જ છે. તેમણે ધનાઢ્યોના વૈભવ અને ગરીબોની કંગાલિયત વચ્ચેનો ભેદ પહેલાં કરતાંયે વધારે તીવ્ર બનાવ્યો છે. માણસનાં વાપરવાનાં ઓજાર તથા સેવક બનવાને બદલે યંત્રો તેનાં સ્વામી બનવાનો દાવો કરે છે. સહકાર, સંગઠન અને નિયમિતતા વગેરે કેટલાક ગુણો એમણે કેળવ્યા છે, પરંતુ સાથે સાથે એમણે કરોડો માનવીઓનાં જીવન નીરસ અને જડ ઘટમાળ તુલ્ય બનાવી મૂકયાં છે. એને કારણે તેમનાં જીવન યંત્રવત્ અને ભારરૂપ બની ગયાં છે તથા તેમનામાં આનંદ કે સ્વાતંત્ર્યનો છાંટો સરખો પણ રહ્યો નથી.

પરંતુ નિર્જીવ યંત્રોમાંથી નીપજતાં અનિષ્ટો માટે આપણે તેમના ઉપર દોષ શાને ઢોળવો જોઈએ? દોષ તો તેનો દુરુપયોગ કરનાર માણસનો તથા તેનો પૂરેપૂરો લાભ ન ઉઠાવનાર સમાજનો છે. આખી દુનિયા યા તો તેનો એકાદ દેશ ઔદ્યોગિક ક્રાંતિ પહેલાંના પુરાણા જમાનામાં પાછો જઈ શકે એ તો કલ્પી શકાતું નથી. વળી, કેટલાંક અનિષ્ટોમાંથી મુક્ત થવા ખાતર ઉદ્યોગીકરણ અથવા તો ઉદ્યોગવાદમાંથી આપણને પ્રાપ્ત થતી અસંખ્ય સારી વસ્તુઓને આપણે ફેંકી દેવી એ ઇચ્છવાજોગ કે ડહાપણભર્યું છે એમ ભાગ્યે જ કહી શકાય. એ ગમે તેમ હો, પણ યંત્રો દાખલ થઈ ગયાં છે અને કાયમ રહેવાનાં છે. એટલે સવાલ એ છે કે, ઉદ્યોગીકરણની સારી વસ્તુઓનો આપણે સંગ્રહ કરવો અને એને લગતાં અનિષ્ટોમાંથી મુક્ત થવું. એમાંથી ઉત્પન્ન થતી સંપત્તિનો આપણે ફાયદો ઉઠાવવો જોઈએ તથા એ સંપત્તિની એના ઉત્પાદકોમાં સમાન વહેંચણી થાય એવી ગોઠવણ કરવી જોઈએ.

આ પત્રમાં ઇંગ્લંડમાં થયેલી ઔદ્યોગિક ક્રાંતિ વિષે તને કંઈક કહેવાનો આશય હતો. પરંતુ મારી હમેશની ટેવ મુજબ હું આડો ઊતરી ગયો અને ઉદ્યોગીકરણ અથવા તો ઉદ્યોગવાદની અસરોની ચર્ચામાં ઊતરી પડ્યો. જે પ્રશ્ન આજે લોકોનાં માનસને કહી રહ્યો છે તે પ્રશ્ન મેં તારી આગળ રજૂ કર્યો છે. પરંતુ આજની વાત કરતાં પહેલાં આપણે ગઈ કાલ વિષે વિચાર કરવો જોઈએ; ઉદ્યોગીકરણનાં પરિણામોનો વિચાર કરતાં પહેલાં એ વસ્તુ ક્યારે અને કેવી રીતે ઉદ્ભવી તેનો આપણે અભ્યાસ કરવો જોઈએ. આ ક્રાંતિનું મહત્ત્વ

તારા મગજ ઉપર ઠસાવવા ખાતર મેં આ ભૂમિકા આટલી લાંબી કરી છે. સમાજ કે દેશની ટોચ ઉપરના રાજા કે શાસકોને બદલનારી એ કેવળ રાજકીય ક્રાંતિ નહોતી. એ ક્રાંતિએ તો સમાજના દરેક વર્ગને, કહો કે પ્રત્યેક વ્યક્તિને અસર કરી છે. યંત્ર અને ઉદ્યોગવાદનો વિજય એટલે કે યંત્રનો કાબૂ જેમના હાથમાં હોય તે વર્ગોનો વિજય. મેં તને ઘણા વખત ઉપર કહ્યું છે તેમ જે વર્ગના હાથમાં ઉત્પાદનનાં સાધનોનો કાબૂ હોય તે જ વર્ગના હાથમાં રાજસત્તા પણ રહેવાની. પ્રાચીન સમયમાં જમીન એ ઉત્પાદનનું એક માત્ર સાધન હતું. એટલે જેમની પાસે જમીન હતી તેઓ — જમીનદારો સત્તાધીશ હતા. ફ્યૂડલ સમાજવ્યવસ્થાના કાળમાં આ સ્થિતિ હતી. એ પછી જમીન સિવાયની બીજી સંપત્તિ પણ ઉદ્ભવે છે એટલે જમીનદારવર્ગ ઉત્પાદનનાં નવાં સાધનોના માલિકોને પોતાની સત્તાના ભાગીદાર બનાવે છે. અને હવે આ પ્રચંડ યંત્રો આવે છે એટલે સ્વાભાવિક રીતે જ યંત્રો ઉપર કાબૂ ધરાવનાર વર્ગ આગળ આવે છે અને તે સત્તાધીશ બને છે.

નગરવાસી બૂર્ઝવા અથવા મધ્યમ વર્ગે કેવી રીતે મહત્ત્વ પ્રાપ્ત કર્યું તથા ફ્યૂડલ ઉમરાવો સાથે લડીને કેટલેક સ્થાને તેણે કેવી રીતે અમુક અંશે જીત મેળવી એ હું આ પત્રોમાં તને ઘણી વાર કહી ગયો છું. ફ્યૂડલ વ્યવસ્થાના પતન વિષે હું તને કહી ગયો છું અને મને લાગે છે કે મેં તારા મનમાં કંઈક એવો ખ્યાલ પેદા કર્યો છે કે નવા ઊભા થયેલા બૂર્ઝવા અથવા મધ્યમ વર્ગે તેની જગ્યા લીધી. જો એમ હોય તો મારે મારી ભૂલ સુધારવી જોઈએ; કેમ કે મધ્યમવર્ગ બહુ ધીમે ધીમે સત્તા ઉપર આવ્યો અને જે સમયની આપણે વાત કરી રહ્યાં છીએ ત્યારે તે સત્તા ઉપર આવ્યો નહોતો.

આમ એ સમયે રાજસત્તા જમીનના માલિકોના હાથમાં હતી. ઇંગ્લંડમાં આમ હતું અને બીજે ઠેકાણે તો વિશેષે કરીને એ સ્થિતિ હતી. જમીનની માલકી પિતા પાસેથી પુત્રને એમ પરંપરાગત વારસામાં ઊતરી આવતી હતી. આમ રાજસત્તાનો અધિકાર પણ વારસામાં મળતો. હું તને ઇંગ્લંડનાં 'પૉકેટ બરો' એટલે કે, પાર્લમેન્ટમાં પોતાનો પ્રતિનિધિ મોકલનાર આંગળીને વેઢે ગણાય એટલા મતદારોના બનેલા મતદાર વિભાગો વિષે આગળ ઉપર કહી ગયો છું. આ ગણ્યાગાંઠ્યા મતદારો સામાન્ય રીતે કોઈકના કાબૂ નીચે હતા. એટલે એવા મતદાર વિભાગો 'પૉકેટ બરો' અથવા તો તેના ગજવામાંના મતદાર વિભાગો

કહેવાતા. આ સ્થિતિમાં ચૂંટણી એ ફારસરૂપ હતી અને તેમાં ભારે લાંચરુશવતો અપાતી તથા મતોનું અને પાર્લમેન્ટની જગ્યાઓનું લિલામ થતું હતું. આગળ આવતા જતા મધ્યમવર્ગનો કોઈ ધનવાન માણસ આ રીતે પાર્લમેન્ટની જગ્યા ખરીદી શકતો. પરંતુ આમજનતાને માટે તો એકે માર્ગ ખુલ્લો નહોતો. તેમને કોઈ પણ વિશિષ્ટ અધિકાર કે સત્તા વારસામાં મળતાં નહોતાં અને સત્તા ખરીદી લેવાનો તો તેમને માટે સવાલ જ નહોતો. એટલે, ધનિકો તથા પરંપરાગત વિશિષ્ટ અધિકારો ભોગવનારા લોકો એમના ઉપર સવારી કરે તથા તેમનું શોષણ કરે એ વખતે તેઓ શું કરી શકે? પાર્લમેન્ટની અંદર તેમનો કશો અવાજ નહોતો; તેમ જ પાર્લમેન્ટના સભ્યની ચૂંટણીમાં પણ તેમનું કશું ચાલતું નહિ. તેઓ કદી બહાર દેખાવો કરે તેની સામે પણ સત્તાવાળાઓ ઘુરકિયાં કરતા અને તેમને બળજબરીથી દાબી દેવામાં આવતા. તેમનામાં કશુંયે સંગઠન નહોતું તથા તેઓ નિર્બળ અને અસહાય હતા. પરંતુ જ્યારે તેમની યાતનાઓ તથા મુસીબતો હદ વટાવી જતી ત્યારે કાયદો અને વ્યવસ્થાને ઊંચે મૂકી તેઓ તોફાને ચડી રમખાણો કરતા. આમ ૧૮મી સદીમાં ઇંગ્લંડમાં ઠીક ઠીક ગેરવ્યવસ્થા વર્તતી હતી. જનસમુદાયની આર્થિક સ્થિતિ ખરાબ હતી. નાના ખેડૂતોને ભોગે તથા તેમને ચૂસીને પોતાની જમીનદારી વધારવાના મોટા મોટા જમીનદારોના પ્રયાસોને કારણે પરિસ્થિતિ એથીયે વિશેષ બગડી. ગામેગામનાં ગૌચરો હડપ કરી જવામાં આવ્યાં. આ બધાંને પરિણામે જનતાનાં દુઃખ તથા હાડમારી વધતાં ગયાં. રાજ્યશાસનમાં પોતાનો કશોયે અવાજ નહોતો એ વસ્તુ પ્રત્યે પણ લોકોમાં અણગમો પેદા થયો ને વધારે સ્વતંત્રતા માટે પણ કંઈક અસ્પષ્ટપણે માગણી થવા લાગી.

ફ્રાંસમાં તો પરિસ્થિતિ એથીયે ખરાબ હતી અને એને પરિણામે ત્યાં ક્રાંતિ ફાટી નીકળી. ઇંગ્લંડમાં રાજાનું ઝાઝું મહત્ત્વ નહોતું રહ્યું અને રાજસત્તા પ્રમાણમાં વધારે લોકોના હાથમાં આવી હતી. વળી ફ્રાંસની પેઠે ઇંગ્લંડમાં રાજકીય વિચારોનો વિકાસ થવા પામ્યો નહોતો. એટલે ઇંગ્લંડ ઉગ્ર તોફાનમાંથી બચી ગયું અને ત્યાં આગળ પરિવર્તન ધીમી ગતિથી થયું. એ દરમ્યાન, ઉદ્યોગીકરણને કારણે થયેલા ઝડપી ફેરફારોએ તથા નવી આર્થિક અવસ્થાએ એ ગતિને વધારે ત્વરિત કરી.

૧૮મી સદીમાં ઇંગ્લંડની રાજકીય પૂર્વપીઠિકા આવી હતી. ખાસ કરીને વિદેશી કારીગરો આવીને વસવાને કારણે ગૃહઉદ્યોગોમાં ઇંગ્લંડ

બહુ આગળ વધી ગયું હતું. યુરોપમાં થયેલાં ધાર્મિક યુદ્ધોને લીધે ઘણા પ્રૉટેસ્ટંટોને પોતાનો દેશ તથા ઘરબાર તજીને ઇંગ્લંડનો આશરો લેવાની ફરજ પડી. જે સમયે સ્પેનના લોકો નેધરલૅન્ડ્ઝનો બળવો કચરી નાખવાને મથી રહ્યા હતા ત્યારે સંખ્યાબંધ કારીગરો ત્યાંથી નાસીને ઇંગ્લંડમાં જઈ વસ્યા. એમ કહેવામાં આવે છે કે એમાંના લગભગ ૩૦,૦૦૦ જેટલા કારીગરો પૂર્વ ઇંગ્લંડમાં વસ્યા અને દરેક કારીગરના ઘરમાં એકેક અંગ્રેજ શિખાઉ ઉમેદવારને રાખવાની શરતે રાણી ઇલિઝાબેથે તેમને ત્યાં વસવાની પરવાનગી આપી. આ વસ્તુએ ઇંગ્લંડને પોતાનો સુતરાઉ કાપડનો ઉદ્યોગ ખીલવવામાં મદદ કરી. જ્યારે એ ઉદ્યોગ બરાબર જામી ગયો ત્યારે ઇંગ્લંડના લોકોએ નેધરલૅન્ડ્ઝનું કાપડ પોતાના દેશમાં આવતું બંધ કર્યું. દરમ્યાન નેધરલૅન્ડ્ઝ તો હજી પોતાની આઝાદીની જીવસટોસટની લડાઈમાં ગૂંચવાયેલું હતું એટલે તેના ઉદ્યોગો ઉપર ફટકો પડ્યો હતો. આથી હવે એવું બનવા પામ્યું કે, પહેલાં નેધરલૅન્ડ્ઝનું કાપડ ભરીને સંખ્યાબંધ વહાણો ઇંગ્લંડ જતાં હતાં તે અટકી ગયાં એટલું જ નહિ, પણ હવે એ પ્રવાહ ઊલટી દિશામાં વહેવા લાગ્યો અને હવે ઇંગ્લંડનું કાપડ નેધરલૅન્ડ્ઝ જવા લાગ્યું અને દિનપ્રતિદિન તેનું પ્રમાણ વધતું ગયું.

આમ બેલ્જિયમના વાલૂન લોકોએ અંગ્રેજોને કાપડ વણવાનો હુન્નર શીખવ્યો. પછીથી ત્યાં હ્યુગેનોટ લોકો — ફ્રાંસના પ્રૉટેસ્ટંટ સંપ્રદાયના આશ્રિતો — આવ્યા. તેમણે અંગ્રેજોને રેશમ વણવાનો હુન્નર શીખવ્યો. ૧૭મી સદીના ઉત્તરાર્ધમાં યુરોપમાંથી સંખ્યાબંધ નિપુણ કારીગરો ઇંગ્લંડ આવી વસ્યા અને તેમની પાસેથી અંગ્રેજો કાગળ, કાચ, જાતજાતનાં યાંત્રિક રમકડાં તથા નાનાં મોટાં ઘડિયાળો વગેરે બનાવવાના અનેક ઉદ્યોગો શીખ્યા.

આ રીતે યુરોપના આજ સુધી પછાત ગણાતા દેશ ઇંગ્લંડનું મહત્ત્વ હવે વધ્યું તથા તેની સમૃદ્ધિ પણ વધી. લંડનની પણ ઉન્નતિ થઈ અને માતબર બનતા જતા વેપારીઓ તથા સોદાગરોવાળું તે એક ઠીક ઠીક મહત્ત્વનું બંદર બન્યું. એક મજાની વાત ઉપરથી આપણને જણાય છે કે ૧૭મી સદીના આરંભમાં જ લંડન મહત્ત્વનું બંદર તથા વેપારનું મથક બની ગયું હતું. ઇંગ્લંડનો રાજા જેમ્સ ૧લો પોતાનું માથું ગુમાવનાર ૧લા ચાર્લ્સનો પિતા હતો. તે રાજાઓના 'દૈવી અધિકાર' તથા આપખુદીનો ભારે પુરસ્કર્તા હતો. પાર્લમેન્ટ તથા

લંડનના લોભાગુ વેપારીઓ પ્રત્યે તેને ભારે અણગમો હતો. એક વખતે ગુસ્સામાં આવી જઈને પોતાની રાજધાની ઑકસફર્ડ લઈ જવાની તેણે લંડનવાસીઓને ધમકી આપી. લંડનનો લૉર્ડ મેયર (ત્યાંની મ્યુનિસિપાલિટીનો પ્રમુખ) એ ધમકીથી જરાયે ડર્યો નહિ અને તેણે જણાવ્યું કે, 'આપ નામદાર કૃપા કરીને અમારે માટે ટેમ્સ નદી તો મૂકતા જશો એવી હું આશા રાખું છું!'

લંડનના આ ધનિક વેપારી વર્ગનું પાર્લમેન્ટને ભારે પીઠબળ હતું અને ૧લા ચાર્લ્સ સાથેની લડાઈ દરમ્યાન તેણે તેને મોટા ભાગના પૈસા આપ્યા હતા.

ઇંગ્લંડમાં જે આ બધા હુન્નર ઉદ્યોગો વિકસ્યા તે ગૃહઉદ્યોગો કહેવાય છે. કહેવાની મતલબ એ છે કે કારીગરો અથવા શિલ્પીઓ સામાન્ય રીતે પોતાના ઘરમાં અથવા નાના નાના સમૂહોમાં કામ કરતા. હિંદુસ્તાનની કેટલીક ન્યાતોને મળતાં દરેક ધંધાના કારીગરોનાં મંડળો હતાં. એ મંડળો 'ગીલ્ડ' કહેવાતાં. પરંતુ એ મંડળોમાં હિંદુસ્તાનની ન્યાતોમાં રહેલું ધર્મનું તત્ત્વ નહોતું. પ્રવીણ કારીગરો શિખાઉ ઉમેદવારો રાખતા અને તેમને પોતાનો હુન્નર શીખવતા. વણકરો પાસે પોતાની સાળો હતી અને કાંતનારાઓ પાસે પોતપોતાના રેંટિયા હતા. કાંતવાનું તો લગભગ સાર્વત્રિક હતું અને સ્ત્રીઓ તથા છોકરીઓનો એ ફાલતુ વખતનો ઉદ્યોગ હતો. કોઈ કોઈ જગ્યાએ નાનાં નાનાં કારખાનાંઓ પણ હતાં. ત્યાં આગળ થોડી સાળો એકત્ર કરીને બધા વણકરો એક સાથે કામ કરતા. પરંતુ પ્રત્યેક વણકર પોતાની સાળ ઉપર અલગ કામ કરતો અને તે પોતાની સાળ ઉપર ઘર આગળ કામ કરે અથવા કોઈક ઠેકાણે બીજા વણકરોની સાથે બેસીને કામ કરે એમાં કશો જ તફાવત નહોતો. આવું નાનું કારખાનું પ્રચંડ યંત્રોવાળા આજના કારખાનાથી બિલકુલ ભિન્ન હતું.

આવા ગૃહઉદ્યોગો એ સમયે કેવળ ઇંગ્લંડમાં જ વિકસ્યા એમ નથી પણ સારી દુનિયામાં — જ્યાં જ્યાં ઉદ્યોગોનું પ્રાધાન્ય હતું તે દરેક દેશમાં તેનો વિકાસ થવા પામ્યો હતો. આમ હિંદુસ્તાનમાં આ ગૃહઉદ્યોગોએ ભારે પ્રગતિ કરી હતી. ઇંગ્લંડમાં તો આજે ગૃહઉદ્યોગો લગભગ નામશેષ થઈ ગયા છે, પણ હિંદુસ્તાનમાં તો એમાંના ઘણાખરા હજી કાયમ છે. હિંદુસ્તાનમાં તો પ્રચંડ યંત્ર તથા નાની ઘરસાળ હજી એક સાથે ચાલુ છે અને તું એ બન્નેની તુલના કરી શકે એમ

છે. તું જાણે છે કે આપણે પહેરીએ છીએ તે કાપડ ખાદી છે. તે હાથથી કાંતેલી અને હાથથી વણેલી છે અને એ રીતે તે સંપૂર્ણપણે હિંદનાં માટીનાં ઝૂંપડાંઓની પેદાશ છે.

પરંતુ ઇંગ્લંડમાં તો નવી યાંત્રિક શોધોએ ત્યાંના ગૃહઉદ્યોગો ઉપર ભારે અસર કરી છે. યંત્રો, માણસે કરવાનું કામ વધુ ને વધુ કરવા લાગ્યાં અને ઓછે પ્રયત્ને વધારે પ્રમાણમાં ઉત્પન્ન કરવાનું તેમણે સુગમ બનાવી મૂક્યું. આ શોધો ૧૮મી સદીના વચગાળામાં શરૂ થઈ અને આપણા હવે પછીના પત્રમાં આપણે તેમનો વિચાર કરીશું.

મેં આપણી ખાદીની ચળવળ વિષે સહેજ ઉલ્લેખ કર્યો છે. અહીં આગળ હું એ વિષે વધારે કહેવા માગતો નથી. પરંતુ મારે તને એ જણાવી દેવું જોઈએ કે, ખાદીની ચળવળ તથા રેંટિયાનો આશય પ્રચંડ યંત્રો સાથે સ્પર્ધા કરવાનો નથી. ઘણા લોકો આવી ભૂલ કરે છે અને માની લે છે કે રેંટિયો એટલે યંત્રો તથા ઉદ્યોગીકરણને લીધે પ્રાપ્ત થતી બધી વસ્તુઓનો ત્યાગ અને મધ્યયુગ તરફ પુનર્ગમન. એ બધું ખોટું છે. આપણી ચળવળ ઉદ્યોગીકરણ કે યંત્રો તથા કારખાનાંઓની વિરુદ્ધ બિલકુલ નથી. આપણે તો હિંદ પાસે બધી ઉત્તમ વસ્તુઓ હોય અને તે પણ બની શકે એટલી ત્વરાથી તેને પ્રાપ્ત થાય એમ ચાહીએ છીએ. પરંતુ હિંદની આજની દશા અને ખાસ કરીને આપણા ખેડૂતવર્ગની ભયંકર ગરીબાઈ જોતાં આપણે તેમને તેમના ફાજલ વખતમાં કાંતવાનું સૂચવ્યું છે. આ રીતે તેઓ કંઈક અંશે તેમની સ્થિતિ સુધારે છે એટલું જ નહિ પણ આપણા દેશમાંથી અઢળક દોલત ઘસડી જનાર વિદેશી કાપડ ઉપરની આપણી પરવશતા ઓછી કરવામાં પણ મદદગાર થાય છે.

## ૯૮

# ઇંગ્લંડમાં ઔદ્યોગિક ક્રાંતિનો આરંભ

૨૭ સપ્ટેમ્બર, ૧૯૩૨

હવે મારે તને ઉત્પાદનની પદ્ધતિમાં ભારે પરિવર્તન કરનાર કેટલીક યાંત્રિક શોધો વિષે કહેવું જોઈએ. આજે આપણે મિલોમાં જોઈએ છીએ ત્યારે તો તે યંત્રો સાવ સાદાં લાગે છે. પરંતુ તેમની પહેલવહેલી કલ્પના કરવી અને તેમની શોધ કરવી એ મહામુશ્કેલ વાત હતી. આમાંની પહેલવહેલી શોધ ૧૭૩૮ની સાલમાં થઈ. એ સાલમાં 'કે 'નામના માણસે કપડું વણવા માટે ફટકાથી ચાલતા કાંઠલાની શોધ કરી. આ શોધ પહેલાં વણકરના કાંઠલામાં રહેલા દોરાને તાણાના તારોમાંથી ધીરેથી પસાર કરવો પડતો. ફટકાથી ચાલતા કાંઠલાએ આ ક્રિયાને ઝડપી બનાવી અને એ રીતે વણકરનું ઉત્પન્ન બેવડું થઈ ગયું. એને પરિણામે વણકર સૂતરનો વધારે પ્રમાણમાં ઉપયોગ કરવા લાગ્યો. આ વધારાની માગને પહોંચી વળવું કાંતનારાઓ માટે વસમું થઈ પડ્યું. અને તેમણે પોતાનું ઉત્પન્ન વધારવાનો કંઈક ઉપાય શોધવા માંડ્યો. ૧૭૬૪ની સાલમાં હારગ્રીવ્ઝે 'સ્પિનિંગ જેની' એટલે કે કાંતવાનું યંત્ર શોધી કાઢ્યું એટલે એ મુશ્કેલીનો કંઈક અંશે નિવેડો આવ્યો. એ પછી રીચર્ડ આર્કરાઈટ અને બીજાઓએ નવી નવી શોધો કરી. હવે જળ-શક્તિ અને પછીથી બાષ્પ-શક્તિનો ઉપયોગ થવા લાગ્યો. આ બધી શોધોનો ઉપયોગ પહેલવહેલો સુતરાઉ કાપડના ઉદ્યોગમાં કરવામાં આવ્યો અને પરિણામે ઠેકઠેકાણે કારખાનાંઓ અથવા તો કાપડની મિલો ઊભી થવા લાગી. ઉત્પાદનની આ નવી પદ્ધતિનો લાભ ઉઠાવનાર બીજો ઉદ્યોગ ગરમ કાપડનો ઉદ્યોગ હતો.

દરમ્યાન ૧૭૬૫ની સાલમાં જેમ્સ વૉટે પોતાનું વરાળથી ચાલતું એંજિન બનાવ્યું. આ ભારે મહત્ત્વનો બનાવ હતો અને એને પરિણામે કારખાનાંઓમાં વરાળયંત્રોનો ઉપયોગ થવા લાગ્યો. એને લીધે નવાં ઊભાં થયેલાં કારખાનાંઓમાં હવે કોલસાની જરૂર પડવા લાગી. એટલે હવે કોલસાનો ઉદ્યોગ ખીલવા લાગ્યો. કોલસાના વપરાશને કારણે લોઢું ગાળવાની એટલે કે કાચા લોઢાને ગાળીને તેમાંથી શુદ્ધ ધાતુ જુદી

પાડવાની નવી પ્રક્રિયા અસ્તિત્વમાં આવી. એથી કરીને લોઢાનો ઉદ્યોગ ઝડપથી ખીલ્યો. કોલસાની ખાણોની પાસે કોલસો સસ્તો મળતો હોવાથી ત્યાં આગળ નવાં કારખાનાંઓ ઊભાં થયાં.

આ રીતે ઇંગ્લંડમાં કાપડનો, લોઢાનો અને કોલસાનો એમ ત્રણ મોટા ઉદ્યોગો ખીલ્યા. અને કોલસાની ખાણોની પાસે તથા બીજી અનુકૂળ જગ્યાઓએ મોટાં મોટાં કારખાનાંઓ ઊભાં થયાં. હવે ઇંગ્લંડની સૂરત બદલાઈ ગઈ. હરિયાળા અને આહ્‌લાદક ગ્રામપ્રદેશને બદલે ત્યાં આગળ ઘણેખરે ઠેકાણે હવે નવાં નવાં કારખાનાંઓ ઊભાં થયાં અને ધુમાડાના ગોટેગોટા કાઢતાં તેમનાં ઊંચાં ઊંચાં ભૂંગળાંઓ આસપાસના પ્રદેશને કાળો બનાવવા લાગ્યાં. કોલસાના ડુંગરો અને કચરાના ઢગલાઓની વચ્ચે આવેલાં આ કારખાનાંઓ આંખને જોવાં ગમે એવાં સુંદર નહોતાં. આવાં કારખાનાંઓની બાજુમાં ઊભાં થયેલાં ઔદ્યોગિક નગરો પણ જોવાં ગમે એવાં નહોતાં. એ તો કોઈ પણ પ્રકારની યોજના વિના ગમે તેમ અવ્યવસ્થિત રીતે ઊભાં થયાં હતાં, કેમ કે કારખાનાંઓના માલિકોનો તો વધારે ને વધારે પૈસા કેમ કમાવા એ જ એક માત્ર હેતુ હતો. આવાં નગરો વિશાળ, કદરૂપાં અને ગંદાં હતાં, પરંતુ ભૂખમરો વેઠતા મજૂરોને તો આ બધું તેમ જ કારખાનાંઓની નુકસાનકારક પરિસ્થિતિ ચલાવી લીધા સિવાય છૂટકો નહોતો.

મોટા જમીનદારોએ નાના નાના ખેડૂતોને નિચોવીને તેમની જમીન પચાવી પાડી તેથી ઇંગ્લંડમાં બેકારી વધી ગઈ અને પરિણામે ત્યાં આગળ રમખાણો થયાં અને ગેરવ્યવસ્થા વધવા પામી, એ વિષે મેં તને આગળ કહ્યું હતું તે તને યાદ હશે. આરંભકાળમાં તો આ નવા ઉદ્યોગોએ પરિસ્થિતિ ઊલટી વધારે બગાડી. ખેતીના ધંધાને ભારે ધક્કો લાગ્યો અને તેથી કરીને બેકારી વધવા પામી. વળી નવી નવી શોધો થતી ગઈ તેને પરિણામે મજૂરોનું સ્થાન યંત્રોએ લીધું. એથી કરીને મજૂરોને કામ પરથી ફારેગ કરવામાં આવ્યા અને પરિણામે મજૂરોમાં રોષની લાગણી પેદા થઈ. મોટા ભાગના મજૂરો નવાં યંત્રોને ધિક્કારવા લાગ્યા અને તેની ભાંગફોડ કરવાની હદ સુધી પણ તેઓ ગયા. આ લોકો ' યંત્ર ભાંગનારાઓ ' કહેવાતા.

યુરોપમાં આવી રીતે યંત્ર ભાંગવાનો ઇતિહાસ બહુ લાંબો છે અને તે છેક સોળમી સદીથી — જ્યારે જર્મનીમાં સાદી યાંત્રિક સાળની શોધ થઈ હતી ત્યારથી — શરૂ થાય છે. ૧૫૭૯ની સાલમાં એક ઇટાલિયન

પાદરીએ લખેલા જૂના પુસ્તકમાં આ સાળ વિષે લખવામાં આવ્યું છે કે ડેન્ઝિગની નગર સભાએ ( ટાઉન કાઉન્સિલ ) એ શોધને લીધે સંખ્યાબંધ માણસો બેકાર બનશે એવા ભયથી યાંત્રિક સાળનો નાશ કરાવ્યો અને તેના શોધકને ચૂપચાપ ગળું દબાવીને કે ડુબાડીને મારી નાંખવામાં આવ્યો'! એના શોધકના મનસ્વીપણે આવા હાલ કરવામાં આવ્યા છતાંયે ૧૭મી સદીમાં એ યંત્ર ફરી પાછું વપરાશમાં આવ્યું. એને કારણે યુરોપભરમાં રમખાણો થયાં. ઘણાં સ્થળોએ એનો ઉપયોગ થતો અટકાવવા માટે કાયદા કરવામાં આવ્યા અને કેટલેક ઠેકાણે તો તેને ભર બજારમાં જાહેર રીતે બાળી મૂકવામાં પણ આવ્યું. એની પહેલ-વહેલી શોધ થઈ ત્યારથી એ યંત્ર પ્રચારમાં આવ્યું હોત તો સંભવ છે કે એના પછી બીજી શોધો પણ થાત અને યંત્રયુગનો આરંભ થયો તેના કરતાં વહેલો થાત. પરંતુ એનો વપરાશ ન થયો. કેવળ એ જ હકીકત દર્શાવે છે કે તે સમયે એના પ્રચાર માટે સંજોગો અનુકૂળ નહોતા. પરંતુ જ્યારે એ સંજોગો અનુકૂળ થયા ત્યારે ઇંગ્લંડમાં અનેક રમખાણો થવા છતાંયે યંત્રોએ પોતાની જડ ઘાલી. યંત્રો પ્રત્યે મજૂરો રોષે ભરાય એ બહુ જ સ્વાભાવિક હતું. પરંતુ તેઓ ધીમે ધીમે સમજ્યા કે એમાં દોષ યંત્રોનો નહોતો પણ ગણ્યાગાંઠ્યા માણસોના લાભને અર્થે જે રીતે એનો ઉપયોગ થતો હતો તે પદ્ધતિનો દોષ હતો. પરંતુ હવે આપણે ઇંગ્લંડમાં થયેલી યંત્રો તથા કારખાનાંઓની પ્રગતિની વાત ઉપર આવીશું.

ગણ્યાંગાંઠ્યાં કારખાનાંઓ અનેક ગૃહઉદ્યોગો તથા ઘર આગળ કામ કરનારા અસંખ્ય કારીગરોને હજમ કરી ગયાં. ઘર આગળ કામ કરનારા કારીગરો યંત્રો સાથે સ્પર્ધા કરી શકે એમ નહોતું. એટલે પોતાના જૂના ઉદ્યોગધંધા છોડીને જેમને તેઓ ધિક્કારતા હતા તે જ કારખાનાંઓમાં મજૂર તરીકે કામગીરી શોધવાની અથવા તો બેકારોના સમૂહમાં ભળી જવાની તેમને ફરજ પડી. ગૃહઉદ્યોગો એકે સપાટે પડી ભાગ્યા એમ ન કહી શકાય, પરંતુ ઠીકઠીક ત્વરાથી તે નિર્મૂળ થયા. એ સદીના અંતમાં એટલે કે ૧૮૦૦ની સાલના અરસામાં ઠેકઠેકાણે મોટાં મોટાં કારખાનાંઓ દેખાવા લાગ્યાં. ૩૦ વરસ પછી સ્ટેફનસનના 'રૉકેટ' નામના સુપ્રસિદ્ધ એંજિનની સાથે ઇંગ્લંડમાં આગગાડીઓ શરૂ થઈ. અને એ રીતે આખા દેશમાં ઉદ્યોગોનાં લગભગ બધાં ખાતાંઓમાં તથા સમગ્ર જીવનવ્યવહારમાં પણ યંત્રો દિનપ્રતિદિન વધારે ને વધારે પગ-પેસારો કરતાં જ ગયાં.

બધા જ શોધકો, જેમાંના ઘણાખરાનાં નામોનો મેં ઉલ્લેખ પણ નથી કર્યો તેઓ, જાતમહેનત કરનાર મજૂર વર્ગમાં પેદા થયા હતા એ હકીકત નોંધપાત્ર છે. આરંભના સમયના આગેવાન ઉદ્યોગપતિઓ પણ આ જ વર્ગમાંથી પેદા થયા હતા. પરંતુ તેમની શોધોનાં પરિણામો તથા એ શોધોને લીધે ઉદ્ભવેલી કારખાનાંની પદ્ધતિને લીધે શેઠ તથા મજૂરો વચ્ચેનું અંતર હજી વધવાનું હતું. કારખાનાનો મજૂર યંત્રના ચક્કરના એક દાંતા જેવો બની ગયો અને પ્રચંડ આર્થિક બળોના હાથમાં તે અસહાય થઈ ગયો. એ બળો વિષે તેને કશીયે સમજ નહોતી, પછી તેને કાબૂમાં રાખવાની તો વાત જ શી? જ્યારે કારીગરોએ તથા શિલ્પીઓએ નવાં કારખાનાંઓને પોતાની સાથે સ્પર્ધા કરતાં તથા પોતાનાં પુરાણાં અને સાદાં ઓજારોથી ઘરમેળે જે વસ્તુઓ તેઓ માંડ બનાવી શકતા હતા તે કરતાં પણ અતિશય ઓછી કિંમતે એ વસ્તુઓ બનાવીને વેચતાં જોયાં, ત્યારે તેઓને લાગ્યું કે પરિસ્થિતિ કંઈક બગડી છે. પોતાની કશીયે કસૂર ન હોવા છતાં તેમને તેમની નાની નાની દુકાનો બંધ કરવી પડી. જો તેઓ પોતાના જ ધંધામાં પણ ટકી શકે એમ નહોતું તો પછી બીજા નવા ધંધામાં સફળ થવાની આશા ઓછી જ હતી. એટલે તેઓ બેકારોના સંઘમાં ભળ્યા અને ભૂખમરાનો ભોગ બન્યા. ‘ભૂખ એ તો કારખાનાના માલિકનો કવાયત કરાવનાર કપ્તાન છે’ એમ કહેવામાં આવતું. અને સાચે જ ભૂખે તેમને નવાં કારખાનાંઓમાં કામગીરી શોધવાની ફરજ પાડી. કારખાનાના માલિકોએ તેમના તરફ લેશમાત્ર રહેમનજર દાખવી નહિ. બદલામાં માંડ પેટિયું આપીને તેમણે તેમને કામ તો આપ્યું, પણ એ પેટપૂરતી મજૂરીને ખાતર તેમને પોતાનો જીવનરસ — પોતાનું લોહી કારખાનામાં રેડવું પડયું. શ્વાસ રૂંધી નાખે એવી અને ગલીચ તથા સ્વાસ્થ્યને હાનિકારક જગ્યાએ સ્ત્રીઓ તથા બાળકો પણ, તેમનામાંનાં ઘણાંખરાં લગભગ બેશુદ્ધ થઈ જાય અને થાકથી લથડી પડે ત્યાં સુધી, કલાકોના કલાકો કામ કરતાં. પુરુષો કોલસાની ખાણોના ભોંયરામાં સવારથી સાંજ સુધી કામ કરતા અને મહિનાઓ સુધી તેઓ દિવસનું અજવાળું જોવા પામતા નહિ.

પરંતુ આ બધું કેવળ માલિકોની ક્રૂરતાને આભારી હતું એમ તું રખે માની બેસતી. તેઓ ઇરાદાપૂર્વક ક્રૂર હતા એમ ન કહી શકાય; એમાં દોષ પદ્ધતિનો છે. તેઓ તો પોતાનો રોજગાર વધારવા તથા દુનિયાભરનાં દૂર દૂરનાં બજારો બીજા દેશોના હાથમાંથી પડાવી પોતાને

હાથ કરી લેવા ઉત્સુક હતા; અને એને ખાતર તેઓ કોઈ પણ વસ્તુ ચલાવી લેવા તૈયાર હતા. નવાં કારખાનાંઓ બાંધવામાં તથા નવાં યંત્રો ખરીદવામાં પુષ્કળ દ્રવ્યની જરૂર પડતી હતી. અને કારખાનું માલ પેદા કરવા માંડે તથા તે માલનું વેચાણ થાય ત્યાર પછી જ નાણાં પાછાં ફરવા લાગે. એટલે કારખાનાના માલિકો કારખાનું બાંધવા માટે અતિશય કરકસર કરતા અને તેમાંથી પેદા થતા માલના વેચાણમાંથી પૈસા આવવા માંડે ત્યારે તેઓ બીજાં નવાં કારખાનાં બાંધવા લાગતા. તેમણે બીજાઓ કરતાં વહેલું ઉદ્યોગીકરણ કર્યું હતું એટલે દુનિયાના બીજા દેશો કરતાં તેઓ આગળ પડ્યા હતા અને એ પરિસ્થિતિનો તેઓ લાભ લેવા ચહાતા હતા. અને સાચે જ, તેમણે એનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. એટલે પોતાનો રોજગાર વધારવાની અને વધારે ને વધારે પૈસા કમાવાની આંધળી કામનાને વશ થઈને જેમની મહેનત મજૂરી તેમની ધનદોલતની સામગ્રી પેદા કરી રહી હતી તે રાંક મજૂરોને તેમણે કચડી નાખ્યા.

આમ ઉદ્યોગોની આ નવી પદ્ધતિ બળવાન લોકો વડે નિર્બળોના શોષણ માટે ખાસ અનુકૂલ હતી. આપણે જોયું કે સમગ્ર ઇતિહાસકાળ દરમ્યાન બળવાન લોકો નબળાઓને ચૂસતા આવ્યા હતા. કારખાના પદ્ધતિએ એ વસ્તુ વધારે સુગમ બનાવી. કાયદાની દૃષ્ટિએ તો ત્યાં આગળ ગુલામગીરી નહોતી પરંતુ વસ્તુતાએ ભૂખે મરતા મજૂરની કે પરવશ બનેલા કારખાનાના મજૂરની દશા પ્રાચીન સમયના ગુલામો કરતાં ભાગ્યે જ સારી કહી શકાય. કાયદો તો કારખાનાના માલિકની સંપૂર્ણપણે તરફેણ કરતો હતો. અરે, ધર્મ પણ તેની તરફેણમાં હતો અને ગરીબોને આ દુનિયાની દુર્દશા વેઠી લઈને પરલોકમાં તેનું વળતર મેળવવાની અપેક્ષા રાખવાનું સૂચવતો. અને રાજકર્તા વર્ગે તો એવી ફાવતી આવતી ફિલસૂફી ઊભી કરી કે સમાજની ધારણાને અર્થે ગરીબ લોકોની આવશ્યકતા છે એટલે ઓછી મજૂરી આપવી એ સદાચાર છે. જો મજૂરી વધારે આપવામાં આવે તો ગરીબ લોકો મોજમજા કરવાનો પ્રયત્ન કરે અને સખત મજૂરી કરે નહિ. આવી જાતના વિચારો અનુકૂળ અને ફાયદાકારક હતા, કેમ કે કારખાનાના માલિકો તથા બીજા ધનિક લોકોના ઐહિક સ્વાર્થને તે બંધ બેસતા આવતા હતા.

એ સમય વિષે જે પુસ્તકો લખાયાં છે તેમનું વાચન અત્યંત રસપ્રદ અને બોધક છે. તેમાંથી આપણને ઘણું શીખવાનું મળે છે. ઉત્પાદનની યાંત્રિક પ્રક્રિયાએ અર્થકારણું અને સમાજ ઉપર કેવી ભારે અસર કરી

હતી એ વસ્તુ આપણે એમાંથી જોઈ શકીએ છીએ. આખી સમાજ-વ્યવસ્થામાં ઊથલપાથલ થઈ ગઈ; નવા વર્ગો આગળ આવ્યા અને સત્તાધીશ બન્યા અને કારીગર વર્ગ કારખાનાનો મજૂરવર્ગ બની ગયો. આ ઉપરાંત, નવું અર્થકારણ લોકોની ધાર્મિક તેમ જ નૈતિક માન્યતાઓ પર ઘડવા લાગ્યું. જનસમૂહની માન્યતાઓ તેમનાં હિત તથા વર્ગ-ભાવનાને અનુરૂપ રહે છે, અને તેમના હાથમાં સત્તા આવે છે ત્યારે પોતાના વર્ગનાં હિતોનું રક્ષણ કરનારા કાયદાઓ ઘડવાની તેઓ ખાસ કાળજી રાખે છે. બેશક, આ બધું ન્યાયીપણાના પૂરેપૂરા આડંબર સહિત કરવામાં આવે છે અને એ કાયદાની પાછળ મનુષ્યજાતનું હિત સાધવાનો એક માત્ર આશય છે એમ ઠોકી ઠોકીને કહેવામાં આવે છે. હિંદના અંગ્રેજ વાઇસરૉયો તથા બીજા અધિકારીઓની આપણા પ્રત્યેની આવી શુભેચ્છાઓથી આપણે ધરાઈ ગયાં છીએ. હિંદના ભલા માટે તેઓ કેટકેટલું કરી રહ્યા છે એ આપણને વારંવાર સંભળાવવામાં આવે છે. પરંતુ સાથે સાથે ઑર્ડિનન્સો તથા સંગીનના બળથી તેઓ આપણા ઉપર રાજ્ય કરે છે અને આપણી પ્રજાનો જીવન-રસ નિચોવે છે. આપણા જમીનદારો પણ પોતાના ગણોતિયા ઉપરના તેમના અગાધ પ્રેમની વાતો કરે છે, પરંતુ તેમની પાસેથી ગજા ઉપરવટની સાંથ વસૂલ કરતાં અને ભૂખમરાથી તેમનું કેવળ હાડપિંજર જ બાકી રહે ત્યાં સુધી તેમને ચૂસતાં તેઓ લેશમાત્ર પણ અચકાતા નથી. આપણા મૂડીદારો તથા મોટાં મોટાં કારખાનાંના માલિકો પણ પોતાના મજૂરો માટેની તેમની શુભેચ્છાનાં આપણી આગળ બણગાં ફૂંકે છે. પરંતુ તેમની એ શુભેચ્છા મજૂરને વધારે મજૂરી આપવામાં કે તેમની સ્થિતિ સુધારવામાં પરિણમતી નથી. બધો નફો નવી નવી મહેલાતો ચણવામાં વપરાય છે; મજૂરોનાં માટીનાં ઝૂંપડાં સુધારવામાં તેનો ઉપયોગ થતો નથી.

કંઈ પણ કરવામાં જ્યારે લાભ હોય ત્યારે લોકો પોતાની જાતને તેમ જ બીજાઓને કેવી રીતે છેતરે છે એ સાચે જ ભારે આશ્ચર્યકારક છે. એટલે ૧૮મી સદીના તથા તે પછીના અંગ્રેજ માલિકો તેમના મજૂરોની દશા સુધારવાના હરેક પ્રયાસોનો વિરોધ કરતા આપણા જોવામાં આવે છે. કારખાનાંના તથા મજૂરોનાં રહેઠાણોની સુધારણા કરવા માટેના કાયદાઓનો તેમણે વિરોધ કર્યો અને દુઃખ તથા હાડમારીઓનાં કારણો દૂર કરવાની સમાજની ફરજ છે એ વસ્તુ સ્વીકારવાની તેમણે સાફ ના પાડી. માત્ર આળસુ લોકો જ દુઃખ-

ભોગવે છે એવા વિચારથી તેમણે પોતાના મનનું સમાધાન કર્યું. પરંતુ ખરી વાત એ છે કે, મજૂરોને તેઓ પોતાના જેવા મનુષ્ય તરીકે લેખતા જ નહોતા. વ્યક્તિની કોઈ પણ આર્થિક પ્રવૃત્તિમાં રાજ્યે કશી દખલ ન કરવી અને તેને યથેચ્છ રીતે પોતાની પ્રગતિ સાધવાની અનુકૂળતા કરી આપવી એવી પોતાને ફાવતી આવતી ફિલસૂફી તેમણે ઉપજાવી કાઢી. આ મત અથવા ફિલસૂફીને ‘લેઝે-ફેર’ ફિલસૂફી કહેવામાં આવે છે. આમ તેમને પોતાના ધંધા-રોજગારમાં સરકારની કશી દખલગીરી વિના મનમાન્યું કરવું હતું. માલ બનાવવાનાં કારખાનાંઓ તેમણે બીજા દેશોની પહેલાં ઊભાં કર્યાં હતાં એટલે એ બાબતમાં તેઓ તેમનાથી આગળ હતા. આથી હવે કશી નડતર વિના પેટ ભરીને પૈસા કમાવાની તેમની એકમાત્ર નેમ હતી. એટલે ‘લેઝે-ફેર’ એ તો લગભગ દૈવી સિદ્ધાંત બની ગયો. જે માણસ તેનો લાભ ઉઠાવી શકે તો એ સિદ્ધાંત દરેક જણને તક આપે છે એવું એને વિષે માનવામાં આવતું હતું. દરેક સ્ત્રી અને પુરુષે આગળ વધવા માટે આખી દુનિયા સાથે ઝઘડવું જોઈએ અને એ ઝઘડામાં મોટા ભાગના લોકોનો કચ્ચરઘાણ નીકળી જાય તોયે શું?

આ પત્રોમાં મેં તને માણસ માણસ વચ્ચેના પરસ્પર વ્યવહારમાં સહકારની ઉત્તરોત્તર થતી જતી પ્રગતિ વિષે કહ્યું છે, તથા એ વસ્તુ રાજ્યના પાયારૂપ છે એમ પણ જણાવ્યું છે. પરંતુ ‘લેઝે-ફેર’ સિદ્ધાંતે અને નવા મૂડીવાદે તો દુનિયામાં જંગલનો કાયદો પ્રવર્તાવ્યો. કાર્લાઈલે તો એ ‘લેઝે-ફેર’ની ફિલસૂફીને ‘ડુક્કરની ફિલસૂફી’ તરીકે વર્ણવી છે, પરંતુ જીવનવ્યવહાર અને વેપારરોજગારનો આ નવો કાયદો ઘડ્યો કોણે? મજૂરોએ તો એ નથી ઘડ્યો. એમાં એ બિચારા રંક લોકોનો કશોયે અવાજ નહોતો. બેવકૂફીભરી ભાવનાને નામે જેમને પોતાની સફળતામાં કશી દખલ નહોતી જોઈતી એવા ફાવેલા અગ્રગણ્ય ઉદ્યોગપતિઓનું એ કામ હતું. એટલે સ્વતંત્રતાને તથા મિલકતના હક્કોને નામે ખાનગી ઘરોની ફરજિયાત સાફસૂફી તથા માલમાં થતી ભેળસેળની બાબતમાં વચ્ચે પડવાની સામે પણ તેમણે વિરોધ ઉઠાવ્યો.

હમણાં જ હું ‘મૂડીવાદ’ શબ્દનો પ્રયોગ કરી ગયો. દુનિયાના બધા જ દેશોમાં અમુક પ્રકારનો મૂડીવાદ તો લાંબા કાળથી ચાલતો આવ્યો હતો. મતલબ કે એકઠા કરવામાં આવેલા ધનથી ઉદ્યોગ–ધંધા ચાલતા હતા. પરંતુ પ્રચંડ યંત્રો અને ઉદ્યોગવાદના આગમન પછી

કારખાનાંઓમાં માલ પેદા કરવાને માટે એથી અનેક ગણા ધનની જરૂર પડવા લાગી. એ 'ઔદ્યોગિક મૂડી'ના નામથી ઓળખાઈ તથા ઔદ્યોગિક ક્રાંતિને પરિણામે જે અર્થ–વ્યવસ્થા ઉદ્‌ભવી તેને અનુલક્ષીને આજે 'મૂડીવાદ' શબ્દ વાપરવામાં આવે છે. આ અર્થ–વ્યવસ્થામાં મૂડીદારો, એટલે કે મૂડીના માલિકોના હાથમાં કારખાનાંઓનો કાબૂ હતો અને બધો નફો પણ તેમના ગજવામાં જ જતો હતો. ઉદ્યોગીકરણને પરિણામે મૂડીવાદ આખી દુનિયામાં ફેલાયો — રશિયાનું સોવિયેટ પ્રજાતંત્ર અને કદાચ બીજાં એકબે સ્થાનો આજે એમાંથી મુક્ત છે. મૂડીવાદ તેની કારકિર્દીના આરંભથી જ ગરીબ અને તવંગરના ભેદો ઉપર ભાર મૂકતો આવ્યો છે. ઉદ્યોગોના યંત્રીકરણને પરિણામે ઉત્પાદનનું પ્રમાણ બહુ વધી ગયું અને તેથી સંપત્તિ મોટા પ્રમાણમાં પેદા થવા લાગી. પરંતુ આ નવી સંપત્તિ તો ગણ્યાગાંઠ્યા માણસોના એટલે કે નવા ઉદ્યોગોના માલિકોના હાથમાં ગઈ. મજૂરો તો ગરીબના ગરીબ જ રહ્યા. ઘણુંખરું હિંદુસ્તાન તથા બીજા પ્રદેશોના શોષણને પરિણામે ઇંગ્લંડના મજૂરોના જીવનનું ધોરણ ધીરે ધીરે વધવા પામ્યું. પરંતુ ઉદ્યોગોના નફામાં મજૂરવર્ગનો હિસ્સો તો નજીવો હતો. ઔદ્યોગિક ક્રાંતિ અને મૂડીવાદ એ બંનેએ મળીને ઉત્પાદનના પ્રશ્નનો તો ઉકેલ આણ્યો. પરંતુ આ નવી પેદા થયેલી સંપત્તિની વહેંચણીના પ્રશ્નનો તેમણે ઉકેલ ન કર્યો. એટલે સંપન્ન અને અકિંચન વચ્ચેનો ગજગ્રાહ ચાલુ રહ્યો એટલું જ નહિ પરંતુ તે વધારે તીવ્ર બન્યો.

૧૮મી સદીના ઉત્તરાર્ધમાં ઔદ્યોગિક ક્રાંતિ થઈ. અંગ્રેજ લોકો હિંદુસ્તાન તથા કૅનેડામાં યુદ્ધ લડી રહ્યા હતા તે જ આ જમાનો હતો. એ જ અરસામાં સાત વરસનો વિગ્રહ થવા પામ્યો. આ ઘટનાઓની પરસ્પર એક બીજા ઉપર ભારે અસર થઈ. પ્લાસીની લડાઈ બાદ અને ત્યાર પછીના સમયમાં ઇસ્ટ ઇન્ડિયા કંપની તથા તેના નોકરોએ હિંદમાંથી અઢળક પૈસો લૂંટી (ક્લાઇવ તો તને યાદ હશે) ઇંગ્લંડ મોકલ્યો તે ત્યાંના નવા ઉદ્યોગો સ્થાપવામાં ભારે સહાયભૂત નીવડ્યો. હું તને આ પત્રના આરંભમાં કહી ગયો છું કે ઉદ્યોગીકરણમાં શરૂશરૂમાં તો ખૂબ નાણાંની જરૂર પડે છે. તેમાં અઢળક દ્રવ્ય હોમવું પડે છે અને થોડા વખત સુધી તો તેમાંથી કશું વળતર મળતું નથી. લોનથી અથવા તો બીજી રીતે પૂરતાં નાણાં ન મળી રહે તો ઉદ્યોગ ચાલુ થાય અને તેમાંથી નાણાં મળવા લાગે ત્યાં સુધી એને પરિણામે ગરીબાઈ અને

હાડમારી વેઠવાં પડે છે. પોતાના વિકસતા જતા ઉદ્યોગો અને કારખાનાંઓ માટે જ્યારે તેને નાણાંની વધારેમાં વધારે જરૂર હતી તે જ સમયે હિંદમાંથી અઢળક દ્રવ્ય મેળવવામાં ઇંગ્લંડ ભારે નસીબદાર નીવડ્યું.

કારખાનાંઓ બાંધી રહ્યા પછી બીજી જરૂરિયાતો ઊભી થઈ. પાકો માલ તૈયાર કરવા માટે કારખાનાંઓને કાચા માલની જરૂર પડી. આ રીતે કાપડ બનાવવા માટે રૂની જરૂર હતી. પણ, કારખાનામાં પેદા થયેલો નવો માલ ખપાવવા માટે નવાં બજારોની તો એથીયે વિશેષ જરૂર હતી. કારખાનાં પહેલવહેલાં શરૂ કરીને ઇંગ્લંડ એ બાબતમાં બીજા દેશોથી ખૂબ આગળ નીકળી ગયું હતું. પરંતુ તે આટલું બધું આગળ હોવા છતાંયે સહેલાઈથી માલ ખપાવી શકાય એવાં બજારો શોધવામાં તેને ભારે મુશ્કેલી પડી હોત. હિંદુસ્તાન વળી પાછું પોતાની અતિશય નામરજી હોવા છતાં તેની વહારે ધાયું. હિંદના અંગ્રેજોએ અહીંના ઉદ્યોગોનો નાશ કરવા તથા બળજબરીથી ઇંગ્લંડનું કાપડ હિંદમાં ઘુસાડવા જે અનેક કાવાદાવા અને યુક્તિપ્રયુક્તિઓ અજમાવ્યાં, એ વિષે હું તને હવે પછી કહીશ. દરમ્યાન, હિંદનો કબજો અંગ્રેજોના હાથમાં આવવાથી તથા તેમણે તેને પોતાની યોજનાઓને અનુકૂળ થવાની ફરજ પાડી તેથી ઇંગ્લંડની ઔદ્યોગિક ક્રાંતિને કેવી મદદ મળી એ મહત્ત્વની હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે.

૧૯મી સદી દરમ્યાન ઉદ્યોગવાદ આખી દુનિયામાં ફેલાઈ ગયો અને બીજા દેશોમાં પણ ઇંગ્લંડે યોજેલી સામાન્ય પદ્ધતિ મુજબ જ મૂડીવાદી ઉદ્યોગોની પ્રગતિ થઈ. મૂડીવાદમાંથી અનિવાર્યપણે નવા સામ્રાજ્યવાદનો જન્મ થયો; કેમ કે સર્વત્ર પાકો માલ તૈયાર કરવા માટે કાચા માલની તથા તૈયાર થયેલો માલ ખપાવવા માટે બજારોની માગ પેદા થઈ હતી. કોઈક દેશનો કબજો લેવો એ કાચો માલ તથા બજારો મેળવવાનો સહેલામાં સહેલો માર્ગ હતો. એટલે નવા પ્રદેશો મેળવવા માટે વધારે બળવાન દેશો વચ્ચે ઉગ્ર ઝપાઝપી થવા લાગી. હિંદુસ્તાન પોતાના તાબામાં હોવાથી તથા તેના દરિયાઈ બળને કારણે એ બાબતમાં પણ ઇંગ્લંડ બીજાઓના કરતાં વધારે નસીબદાર હતું. પરંતુ સામ્રાજ્યવાદ અને તેનાં પરિણામો વિષે તો હું તને હવે પછી કંઈક કહેવાનો છું.

ઔદ્યોગિક ક્રાંતિના આગમનથી અંગ્રેજી દુનિયા ઉપર લૅંકેશિયરના કાપડના મોટા મોટા ઉત્પાદકો અને લોઢાના ઉદ્યોગોના તથા કોલસાની ખાણોના માલિકોનું પ્રભુત્વ દિનપ્રતિદિન વધતું ગયું.

## ૯૯

# અમેરિકા ઇંગ્લંડથી છૂટું પડી જાય છે

૨ ઑક્ટોબર, ૧૯૩૨

હવે આપણે ૧૮મી સદીની બીજી મહાન ક્રાંતિ — અમેરિકાની વસાહતોએ ઇંગ્લંડ સામે ઉઠાવેલા બળવા વિષે વિચારીશું. એ તો કેવળ રાજકીય ક્રાંતિ હતી અને તે જેનો આપણે હમણાં વિચાર કરી ગયાં તે ઔદ્યોગિક ક્રાંતિ અથવા તો એના પછી થોડા જ વખતમાં થનારી યુરોપની સમાજવ્યવસ્થાના પાયા હચમચાવી નાખનાર ફ્રાંસની ક્રાંતિ જેટલી યુગપ્રવર્તક નહોતી. આમ છતાંયે અમેરિકામાં થયેલું રાજકીય પરિવર્તન મહત્ત્વનું હતું અને તેમાંથી ભારે પરિણામો નીપજવાનાં હતાં. એ કાળે સ્વતંત્ર થયેલાં અમેરિકાનાં સંસ્થાનો વિકસીને આજે દુનિયાનો સૌથી બળવાન, સમૃદ્ધ અને ઔદ્યોગિક રીતે સૌથી આગળ વધેલો દેશ બન્યો છે.

૧૬૨૦ની સાલમાં ઇંગ્લંડના કેટલાક પ્રૉટેસ્ટંટોને અમેરિકા લઈ જનાર ‘મેફ્લાવર’ જહાજનું તને સ્મરણ છે ખરું ? એ પ્રૉટેસ્ટંટોને ૧લા જેમ્સની આપખુદી પસંદ નહોતી; તેનો ધર્મ પણ તેમને પસંદ નહોતો. એથી આ લોકોએ — ત્યાર પછી તેઓ ‘યાત્રી પૂર્વજો’ (પિલગ્રીમ ફાધર્સ) ના નામથી જાણીતા થયા — ઇંગ્લંડમાંથી દેશવટો લીધો અને જ્યાં આગળ તેમને વધારે સ્વતંત્રતા મળી શકે એમ હતું એવા આટ્લાંટિક મહાસાગરની પેલે પાર આવેલા અજાયબીભર્યા નવા દેશમાં જઈ સંસ્થાન વસાવી તેમણે વસવાટ કર્યો. તેઓ દેશના ઉત્તર ભાગમાં ઊતર્યા અને એ સ્થાનને તેમણે ન્યૂ પ્લીમથ નામ આપ્યું. ઉત્તર અમેરિકાના સમુદ્રકાંઠાના બીજા પ્રદેશોમાં એમના પહેલાં પણ વસાહતીઓ ગયા હતા. એમના પછી ત્યાં આગળ બીજા વસાહતીઓ પણ આવતા ગયા અને વખત જતાં ઉત્તર અમેરિકાના આખા પૂર્વ કિનારા ઉપર છેક ઉત્તરથી દક્ષિણ સુધી ઠેકઠેકાણે નાની નાની વસાહતો ઊભી થવા પામી. એમાં કેટલીક કૅથલિક વસાહતો હતી, કેટલીક ઇંગ્લંડના ‘કૅવેલિયર’ ઉમરાવોએ સ્થાપેલી વસાહતો હતી અને કેટલીક

'ક્વેકર' પંથીઓની વસાહતો હતી. પેન્સિલ્વેનિયાનું નામ પેન નામના ક્વેકર ઉપરથી પડ્યું છે. ત્યાં આગળ કેટલાક ડચ, ડેન, જર્મન અને ફ્રેંચ લોકો પણ વસ્યા હતા. આમ ત્યાંની વસતી મિશ્ર હતી, પરંતુ તેમાં અંગ્રેજ વસાહતીઓનું પ્રમાણ સૌથી વિશેષ હતું. ડચ લોકોએ એક શહેર વસાવ્યું અને તેનું નામ ન્યૂ આમસ્ટરડામ પાડ્યું. પછીથી અંગ્રેજ લોકોએ એ શહેર લીધું ત્યારે એ નામ બદલી તેનું નામ ન્યૂયોર્ક પાડ્યું. આજે એ શહેર એ જ નામથી પ્રસિદ્ધ છે.

અંગ્રેજ વસાહતીઓએ ઇંગ્લંડના રાજા તથા પાર્લમેન્ટનું આધિપત્ય સ્વીકારવાનું ચાલુ રાખ્યું હતું. મોટા ભાગના વસાહતીઓ તેમની ત્યાંની દશાથી અસંતુષ્ટ થઈને અને રાજા તથા પાર્લમેન્ટનાં કેટલાંક કૃત્યો પસંદ ન પડવાથી પોતાનાં ઘરબાર છોડીને ચાલી નીકળ્યા હતા. પરંતુ તેમનાથી સાવ છૂટા પડી જવાનો તેમનો ઇરાદો નહોતો. જેમાં રાજાના પક્ષકારો તથા 'કેવેલિયર' લોકોનું પ્રાધાન્ય હતું એવાં દક્ષિણનાં સંસ્થાનો તો ઇંગ્લંડ સાથે વધારે નિકટપણે સંકળાયેલાં હતાં. આ બધી વસાહતો અથવા સંસ્થાનોનું જીવન એક બીજાથી અળગું હતું અને તેમનામાં કોઈ એક સામાન્ય તત્ત્વનો અભાવ જણાતો હતો. ૧૮મી સદી સુધીમાં અમેરિકાના પૂર્વ કિનારા ઉપર આવાં ૧૩ સંસ્થાનો ઊભાં થયાં હતાં. એ બધાં ઉપર ઇંગ્લંડનો કાબૂ હતો. તેમની ઉત્તરે કૅનેડા હતું અને દક્ષિણે સ્પેનના તાબાનો પ્રદેશ હતો. આ પ્રદેશની ડચ, ડેન તથા બીજી વસાહતોને આ ૧૩ સંસ્થાનો હજમ કરી ગયાં. અને એ વસાહતો પણ ઇંગ્લંડના તાબા હેઠળ આવી ગઈ. પણ યાદ રાખજે કે આ સંસ્થાનો પૂર્વના આખા દરિયાકિનારા ઉપર અને તેની સહેજ અંદરના પ્રદેશમાં જ વસ્યાં હતાં. એની પાર પશ્ચિમે છેક પ્રશાન્ત મહાસાગર સુધી વિસ્તરેલો વિશાળ પ્રદેશ પડેલો હતો. એ પ્રદેશ આ ૧૩ સંસ્થાનોના ક્ષેત્રફળ કરતાં લગભગ દશગણો વિશાળ હશે. એ વિસ્તીર્ણ મુલકમાં કોઈ યુરોપિયન વસાહતીઓએ વસવાટ કર્યો નહોતો. એ પ્રદેશમાં રેડ ઇન્ડિયનો વસતા હતા અને તે તેમની જુદી જુદી જાતિ અને ટોળીઓના કબજામાં હતો. ઇરોક્વોઇસ એ રેડ ઇન્ડિયનોની મુખ્ય જાતિ હતી.

તને યાદ હશે કે ૧૮મી સદીના વચગાળામાં ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે દુનિયાભરમાં યુદ્ધ ચાલતું હતું. એ યુદ્ધ સાત વરસના વિગ્રહને નામે જાણીતું થયું છે. એ વિગ્રહ કેવળ યુરોપમાં જ નહિ પણ હિંદુસ્તાન તેમ જ કૅનેડામાં પણ લડાયો હતો. એમાં ઇંગ્લંડ જીત્યું અને ફ્રાંસને

કૅનેડા છોડીને ઇગ્લંડને આપી દેવું પડયું. આ રીતે ફ્રાંસને અમેરિકામાંથી દૂર કરવામાં આવ્યું અને ઉત્તર અમેરિકાનાં બધાં સંસ્થાનો ઇંગ્લંડના કાબૂ નીચે આવ્યાં. માત્ર કૅનેડાના ક્વિબેક પ્રાંતમાં જ ફ્રેંચોની થોડી વસતી હતી.. બાકીની બધી વાસહતો પ્રધાનપણે અંગ્રેજ વસાહતો હતી. એ તાજુબીની વાત છે કે ક્વિબેક હજી પણ ' ઍંગ્લો–સૅકસન ' લોકોના વસતીની વચ્ચે ફ્રેંચ ભાષા તથા ફ્રેંચ સંસ્કૃતિના ટાપુ સમાન રહ્યું છે. હું ધારું છું કે ક્વિબેક પ્રાંતના સૌથી મોટા શહેર મૉંટ્રિયલમાં ( માઉન્ટ રૉયલનું અપભ્રંશ ) પૅરીસ સિવાયના દુનિયાના બીજા કોઈ પણ શહેર કરતાં ફ્રેંચ ભાષા બોલનારાઓની વસતી વધારે છે.

યુરોપના દેશના લોકો આફ્રિકામાંથી હબસીઓને પકડી મજૂરીને માટે અમેરિકા લઈ જઈ ગુલામોનો વેપાર કરતા હતા, એ વિષે આગળના એક પત્રમાં મેં તને વાત કરી છે. આ ભયંકર અને કારમો વેપાર મોટે ભાગે સ્પેન, પોર્ટુગાલ અને ઇંગ્લંડના વેપારીઓના હાથમાં હતો. અમેરિકામાં અને ખાસ કરીને જ્યાં આગળ તમાકુની ખેતી મોટા પાયા ઉપર થવા લાગી હતી તે દક્ષિણનાં સંસ્થાનોમાં મજૂરોની ભારે જરૂર હતી. દેશના આદિવાસીઓ,—જેમને રેડ ઇન્ડિયનો કહેવામાં આવે છે—હજી ગોપજીવન ગાળતા હતા અને એક ઠેકાણે ઠરીઠામ થઈને વસવું તેમને પસંદ નહોતું. વળી તેઓ ગુલામની દશામાં કામ કરવા તૈયાર નહોતા. તેઓ કોઈ પણ સંજોગોમાં નમવા માગતા નહોતા. એના કરતાં તો તેઓ ચૂરેચૂરા થઈ જવાનું પસંદ કરતા હતા. અને સાચે જ થોડાં વરસોમાં તેમની એ જ દશા કરવામાં આવી. તેમનું લગભગ નિકંદન કાઢી નાખવામાં આવ્યું અને ઘણાખરા તો ઊભી થયેલી નવી પરિસ્થિતિમાં મરી પરવાર્યા. એક વખતે આખા ખંડ ઉપર વસતા આ લોકોમાંથી આજે જૂજ જ બાકી રહ્યા છે.

વિશાળ ખેતરો ઉપર આ રેડ ઇન્ડિયનો તો કામ કરે એમ નહોતું અને મજૂરોની તો અતિશય જરૂર હતી, એટલે પ્રાણીઓનો શિકાર કરવામાં આવે તેવી ભયંકર રીતે આફ્રિકાના હતભાગી લોકોને પકડીને, આપણને અરેરાટી છૂટે એવી ઘાતકી રીતે દરિયાપારના દેશમાં રવાના કરવામાં આવતા. આ આફ્રિકાના હબસીઓને વર્જીનિયા, કૅરોલિના અને જ્યૉર્જિયા વગેરે અમેરિકાનાં દક્ષિણનાં સંસ્થાનોમાં લઈ જવામાં આવતા અને મુખ્યત્વે કરીને તમાકુનાં મોટાં મોટાં ખેતરો ઉપર તેમને ટોળાબંધ કામે લગાડવામાં આવતા.

અમેરિકાનાં ઉત્તરનાં સંસ્થાનો કંઈક જુદા પ્રકારનાં હતાં. 'મેફ્લાવર'-ના 'યાત્રી-પૂર્વજો' જે 'પ્યૂરીટન' પરંપરા પોતાની સાથે લાવ્યા હતા તે હજી ત્યાં ચાલુ રહી હતી. ત્યાં આગળ દક્ષિણના જેવાં વિશાળ નહિ પણ નાનાં નાનાં ખેતરો હતાં. આ ખેતરોમાં ગુલામોની કે સંખ્યાબંધ મજૂરોની જરૂર નહોતી. અને ત્યાં આગળ જમીનનો તો તોટો જ નહોતો, એટલે સ્વાભાવિક રીતે જ દરેક વસાહતી પોતાનું અલગ ખેતર તૈયાર કરીને સ્વતંત્ર થવા જ પ્રેરાતો. એટલે ઉત્તરના પ્રદેશના વસાહતીઓમાં સમાનતાની ભાવના પેદા થવા પામી.

આ પ્રમાણે આ સંસ્થાનોમાં બે પ્રકારની અર્થવ્યવસ્થા વિકસતી આપણા જોવામાં આવે છે. ઉત્તરના સંસ્થાનોની અર્થવ્યવસ્થા નાનાં નાનાં ખેતરો અને સમાનતાની ભાવના ઉપર રચાયેલી હતી, જ્યારે દક્ષિણનાં સંસ્થાનોની અર્થવ્યવસ્થા જેને 'પ્લૅન્ટેશન' કહેવામાં આવતાં એવાં વિશાળ ખેતરો અને ગુલામીના પાયા ઉપર રચાયેલી હતી. રેડ ઇન્ડિયનોનું તો આ બેમાંથી એકે વ્યવસ્થામાં સ્થાન નહોતું. એટલે એ ખંડના આ આદિવાસીઓ ઉત્તરોત્તર પશ્ચિમ તરફ ધકેલાતા ગયા. રેડ ઇન્ડિયનોના માંહોમાંહેના ઝઘડા તથા તેમના અનેક વિભાગોને કારણે આ પ્રક્રિયા વધારે સફળ બની.

ઇંગ્લંડના રાજા તથા ત્યાંના મોટા મોટા જમીનદારોનું આ સંસ્થાનોમાં, ખાસ કરીને દક્ષિણનાં સંસ્થાનોમાં ભારે હિત સંકળાયેલું હતું. તેઓ એમાંથી બની શકે એટલો વધારે લાભ લેવાની કોશિશ કરતા હતા. સાત વરસના વિગ્રહ પછી અમેરિકાનાં એ સંસ્થાનો પાસેથી નાણું કઢાવવાનો ખાસ પ્રયાસ કરવામાં આવ્યો. ઇંગ્લંડની પાર્લમેન્ટમાં જમીનદારોનું પ્રભુત્વ હોવાથી તે અમેરિકાનાં સંસ્થાનોનું બની શકે એટલું શોષણ કરવાને ઉત્સુક હતી, એટલે તેણે એ બાબતમાં રાજાને ટેકો આપ્યો. ત્યાં આગળ કર નાખવામાં આવ્યા અને વેપાર ઉપર અંકુશો મૂકવામાં આવ્યા. તને યાદ હશે કે હિંદમાં પણ આ જ અરસામાં અંગ્રેજોએ બંગાળમાં કારમું શોષણ કરવા માંડ્યું હતું. વળી હિંદના વેપારના માર્ગમાં અનેક પ્રકારના અંતરાયો પણ નાંખવામાં આવ્યા હતા.

પરંતુ સંસ્થાનવાસીઓએ આ અંકુશો તથા નવા કરવેરાઓ સામે વિરોધ ઉઠાવ્યો. પણ ઇંગ્લંડની સરકાર સાત વરસના વિગ્રહમાં તેને મળેલા વિજયને કારણે પોતાના બળ ઉપર મુસ્તાક બની હતી, એટલે તેમના વિરોધની તેણે લેશ પણ દરકાર કરી નહિ. સાત વરસના વિગ્રહે સંસ્થાન-

વાસીઓને પણ ઘણી વસ્તુ શીખવી હતી. હવે ભિન્નભિન્ન સંસ્થાનના લોકો એક બીજાને મળતા થયા હતા તથા એક બીજાનો પરિચય કરવા લાગ્યા હતા. તેમનામાંના કેટલાક તો બ્રિટનના વ્યવસ્થિત સૈન્ય જોડે ફ્રેંચ સૈન્યની સામે લડ્યા પણ હતા. અને એ રીતે લડવાની પદ્ધતિ તથા વિગ્રહની ભીષણ ઘટનાથી પરિચિત થયા હતા. એથી કરીને સંસ્થાનવાસીઓ પણ જે વસ્તુને તેઓ પોતાના ઉપર ગુજરતા અન્યાય તરીકે લેખતા હતા તેને વશ થવાને જરાયે તૈયાર નહોતા.

૧૭૭૩ની સાલમાં જ્યારે બ્રિટિશ સરકારે ઇસ્ટ ઇન્ડિયા કંપનીની ચા તેમના ઉપર બળજબરીથી લાદવાનો પ્રયાસ કર્યો ત્યારે પરિસ્થિતિ કટોકટીએ પહોંચી. ઇસ્ટ ઇન્ડિયા કંપનીમાં ઇંગ્લંડના ઘણા ધનિકોના શેરો હતા અને એ રીતે કંપનીની આબાદી સાથે તેમનું હિત સંકળાયેલું હતું. સરકાર ઉપર તેમની લાગવગ હતી અને ઘણું કરીને તો સરકારના સભ્યોનું પણ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના વેપારમાં હિત રહેલું હતું. એથી કરીને, તેને તેની ચા અમેરિકા લઈ જવાનું તથા ત્યાં તે વેચવાનું સુગમ થઈ પડે એવી વ્યવસ્થા કરીને બ્રિટિશ સરકારે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના વેપારને ઉત્તેજન આપવાનો પ્રયાસ કર્યો. પરંતુ એને લીધે સંસ્થાનોના સ્થાનિક ચાના વેપારને ધક્કો લાગ્યો એટલે ત્યાં આગળ એની સામે રોષની લાગણી પેદા થઈ. પરિણામે વિદેશી ચાનો બહિષ્કાર કરવાનું ઠરાવવામાં આવ્યું. ૧૭૭૩ની સાલના ડિસેમ્બરમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીની ચા બોસ્ટનમાં ઉતારવાનો પ્રયાસ કરવામાં આવ્યો ત્યારે એનો સામનો થયો. કેટલાક સંસ્થાનવાસીઓ રેડ ઇન્ડિયનોનો વેશ ધારણ કરીને ગુપ્ત રીતે માલથી લાદેલાં વહાણો ઉપર પહોંચ્યા અને બધી ચા દરિયામાં નાખી દીધી. આ કાર્ય સહાનુભૂતિ ધરાવતા લોકોના મોટા ટોળા સમક્ષ છડેચોક કરવામાં આવ્યું હતું. આ કાર્ય ઇંગ્લંડને એક પડકાર સમું હતું અને એને પરિણામે બંડખોર સંસ્થાનો અને ઇંગ્લંડ વચ્ચે યુદ્ધ ભભૂકી ઊઠ્યું.

ઇતિહાસની ઘટનાઓનું સંપૂર્ણપણે પુનરાવર્તન કદી થતું નથી; અને છતાં કોઈ કોઈ પ્રસંગે અજબ રીતે લગભગ તેમની પુનરાવૃત્તિ જેવું બનવા પામે છે. ૧૭૭૩માં બોસ્ટન આગળ ચા દરિયામાં ફેંકી દેવાનો બનાવ બહુ જગજાહેર થઈ ગયો છે. એને 'બોસ્ટનનો ચાનો મેળાવડો' (બોસ્ટન ટી પાર્ટી) કહેવામાં આવે છે. અઢી વરસ ઉપર જ્યારે બાપુએ દરિયામાંથી મીઠું બનાવવાની ચળવળ ઉપાડી અને દાંડી કૂચ

તથા મીઠા ઉપરની ધાડનો આરંભ કર્યો ત્યારે અમેરિકામાં ઘણા લોકોએ તેના 'બોસ્ટનના ચાના મેળાવડા'નું સ્મરણ કર્યું હતું, અને તેની આ નવા 'મીઠાના મેળાવડા' ( સૉલ્ટ–પાર્ટી ) સાથે સરખામણી કરી હતી. પરંતુ બેશક એ બંને વચ્ચે ઘણો તફાવત હતો.

દોઢ વરસ પછી ૧૭૭૫ની સાલમાં અમેરિકાનાં સંસ્થાનો તથા ઇંગ્લંડ વચ્ચેના યુદ્ધનો આરંભ થયો. આ બધાં સંસ્થાનો શાને માટે લડવા ઊઠયાં હતાં? સ્વતંત્ર થઈ જવા કે ઇંગ્લંડથી જુદાં પડી જવા ખાતર તેઓ લડવા તૈયાર થયાં નહોતાં. યુદ્ધ શરૂ થયું અને ઉભય પક્ષનું લોહી વહ્યું ત્યારે પણ સંસ્થાનોના આગેવાનોએ ઇંગ્લંડના રાજા ૩જા જ્યૉર્જને પોતાના 'મહાકૃપાળુ રાજા' તરીકે સંબોધવાનું અને પોતાને તેની વફાદાર રૈયત ગણવાનું ચાલુ રાખ્યું હતું. આ વસ્તુ તારે લક્ષમાં રાખવા જેવી છે, કેમ કે અનેક વાર આમ બનતું તારા જોવામાં આવશે. હૉલૅંડમાં સ્પેનના રાજાના સૈન્ય જોડે કટ્ટર લડાઈ ચાલી રહી હતી છતાંયે ત્યાંના લોકો ફિલિપને પોતાનો 'રાજા' કહેતા હતા. વરસોનાં વરસો સુધી લડ્યા. પછી જ હૉલૅંડને પોતાના સ્વાતંત્ર્યની જાહેરાત કરવાની ફરજ પડી. હિંદમાં પણ, ઘણાં વરસોના સંકલ્પવિકલ્પ અને 'સાંસ્થાનિક દરજ્જો' અને એવી બીજી વસ્તુઓ સાથે રમત કર્યા પછી ૧૯૩૦ની પહેલી જાન્યુઆરીએ આપણી રાષ્ટ્રીય મહાસભાએ સ્વાતંત્ર્યના ધ્યેયની ઘોષણા કરી. હજી પણ અહીં કેટલાક લોકો એવા છે જેઓ સ્વાતંત્ર્યના ખ્યાલથી ભડકતા જણાય છે, અને હિંદમાં સાંસ્થાનિક શાસનની વાતો કરે છે. પરંતુ ઇતિહાસ આપણને શીખવે છે તથા હૉલૅંડ અને અમેરિકાનાં દૃષ્ટાંતોએ આપણને દીવા જેવું સ્પષ્ટ બતાવી આપ્યું છે કે આવી લડતોનું એક માત્ર પરિણામ સ્વાતંત્ર્ય જ હોઈ શકે.

૧૭૭૪ની સાલમાં, સંસ્થાનો અને ઇંગ્લંડ વચ્ચે યુદ્ધ શરૂ થયું તે પહેલાં થોડા સમય અગાઉ વૉશિંગ્ટને જણાવ્યું હતું કે આખા ઉત્તર અમેરિકામાંનો એક પણ વિચારવાન માણસ સ્વાતંત્ર્ય ચહાતો નથી. અને આમ છતાંયે એ જ વૉશિંગ્ટન આગળ ઉપર અમેરિકાના પ્રજાતંત્રનો પહેલો પ્રમુખ થનાર હતો! યુદ્ધ શરૂ થઈ ચૂક્યા બાદ ૧૭૭૪ની સાલમાં ( કૉલોનિયલ કૉંગ્રેસ ) સંસ્થાનોની મહાસભાના ૪૬ આગેવાન સભ્યોએ તેની વફાદાર રૈયત તરીકે ૩જા જ્યૉર્જ ઉપર એક પ્રાર્થનાપત્ર મોકલ્યો હતો અને તેમાં સુલેહશાંતિની તથા 'લોહીની નીક વહેતી' અટકાવવાની માગણી કરી હતી. ઇંગ્લંડ અને અમેરિકાનાં

તેનાં સંતાનો વચ્ચે મેળ અને શુભેચ્છા પુનઃસ્થાપિત થાય એવી તેમની તીવ્ર ઇચ્છા હતી. તેમની માગણી માત્ર સાંસ્થાનિક સ્વરાજ માટેની હતી અને વૉશિંગ્ટનના શબ્દોમાં તેમણે જાહેર કર્યું હતું કે, કોઈ પણ વિચારવાન માણસ સ્વાતંત્ર્યની માગણી કરતો નથી. આ પ્રાર્થનાપત્ર 'શાંતિના પ્રાર્થનાપત્ર' તરીકે જાણીતું થયું છે.

પરંતુ એ પછી બે વરસ કરતાં પણ ઓછા સમય બાદ એ પ્રાર્થનાપત્ર ઉપર સહી કરનારાઓમાંના ૨૫ જણે બીજા એક દસ્તાવેજ ઉપર – સ્વતંત્રતાની જાહેરાત ઉપર સહી કરી.

આમ, સંસ્થાનોએ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા ખાતર યુદ્ધ શરૂ કર્યું નહોતું. અન્યાયી કરવેરા અને તેમના વેપાર ઉપરના અંકુશો વિરુદ્ધ તેમની ફરિયાદો હતી. પોતાની મરજી વિરુદ્ધ બ્રિટિશ પાર્લમેન્ટના તેમના ઉપર કર નાખવાના અધિકારનો તેમણે ઇનકાર કર્યો. 'પ્રતિનિધિત્વ નહિ તો કર નહિ' એ તેમની મશહૂર ઘોષણા હતી; અને બ્રિટિશ પાર્લમેન્ટમાં તેમનું પ્રતિનિધિત્વ નહોતું.

સંસ્થાનવાસીઓ પાસે સૈન્ય નહોતું. પરંતુ તેમની પાસે એક વિશાળ દેશ હતો અને જરૂર પડે ત્યારે પાછા હઠીને તેઓ તેનો આશ્રય લઈ શકે એમ હતું. પછી તેમણે સૈન્ય પણ ઊભું કર્યું અને છેવટે જ્યૉર્જ વૉશિંગ્ટન તેનો સેનાપતિ થયો. તેમને આરંભમાં જૂજ વિજયો મળ્યા. પરંતુ પોતાના પુરાણા દુશ્મન ઇંગ્લંડ સામે વેર લેવાનો અનુકૂળ લાગ મળ્યો છે એમ માનીને ફ્રાંસ સંસ્થાનોના પક્ષમાં ભળ્યું. સ્પેને પણ ઇંગ્લંડ સામે યુદ્ધ જાહેર કર્યું. ઇંગ્લંડની સ્થિતિ કફોડી બની ગઈ પરંતુ યુદ્ધ તો ઘણાં વરસો સુધી લંબાયું. ૧૭૭૬ની સાલમાં સંસ્થાનોની મશહૂર 'સ્વતંત્રતાની જાહેરાત' બહાર પડી. ૧૭૮૨ની સાલમાં યુદ્ધનો અંત આવ્યો અને ૧૭૮૩ની સાલમાં 'પૅરીસના તહનામા' ઉપર લડનારા બંને પક્ષે સહી કરી.

આમ ૧૩ અમેરિકન સંસ્થાનોનું સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય બન્યું. તે યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા (અમેરિકાનાં સંયુક્ત રાજ્યો)ના નામથી ઓળખાય છે. પરંતુ લાંબા સમય સુધી એ સંયુક્ત રાજ્યો પૈકીનું દરેક રાજ્ય બાકીનાં રાજ્યો પ્રત્યે ઈર્ષાની નજરે જોતું હતું અને તેમનાથી પોતાને લગભગ સ્વતંત્ર ગણતું રહ્યું. રાષ્ટ્રીયતાની અથવા તેઓ બધા એક જ પ્રજા છે એવી ભાવના તો તેમનામાં ધીમે ધીમે પ્રગટી. એ એક વિશાળ રાષ્ટ્ર હતું અને તે પશ્ચિમ તરફ વધારે

ને વધારે વિસ્તરતું જતું હતું. આધુનિક દુનિયાનું એ પહેલવહેલું મહાન પ્રજાતંત્ર હતું. જેને વાસ્તવિક રીતે પ્રજાતંત્ર કહી શકાય એવું તો તે સમયે સ્વિટ્ઝરલૅન્ડનું એકમાત્ર નાનકડું પ્રજાતંત્ર હતું. હૉલૅંડ પણ પ્રજાતંત્ર હતું ખરું, પરંતુ તેના ઉપર ઉમરાવોનો કાબૂ હતો. ઇંગ્લંડ રાજાસત્તાક હતું એટલું જ નહિ પણ તેની પાર્લમેન્ટ ત્યાંના નાનકડા શ્રીમંત જમીનદારવર્ગના હાથમાં હતી. એટલે યુનાઇટેડ સ્ટેટ્સનું પ્રજાતંત્ર નવીન પ્રકારનું રાષ્ટ્ર હતું. યુરોપ અને એશિયાનાં રાષ્ટ્રોની પેઠે એને ભૂતકાળનો વારસો નહોતો. દક્ષિણની ગુલામીની પ્રથા તથા ત્યાંની પ્લૅન્ટેશનોની યા વિશાળ ખેતરોની અર્થવ્યવસ્થા બાદ કરતાં ત્યાં આગળ ફ્યૂડલ વ્યવસ્થાના કશા અવશેષો નહોતા. વંશપરંપરાગત ઉમરાવ વર્ગ પણ ત્યાં નહોતો. આમ બૂર્ઝવા એટલે કે ભદ્રસમાજ અથવા તો મધ્યમ વર્ગના પ્રગતિના માર્ગમાં ઝાઝા અંતરાયો નહોતા. એથી એ વર્ગે બહુ ત્વરાથી પોતાની પ્રગતિ સાધી. સ્વાતંત્ર્યના યુદ્ધ વખતે તેની વસ્તી માંડ ૪૦ લાખની હતી. બે વરસ પૂર્વે ૧૯૩૦ની સાલમાં તેની વસતી લગભગ ૧૨ કરોડ અને ૩૦ લાખ જેટલી થઈ છે.

જ્યૉર્જ વૉશિંગ્ટન યુનાઇટેડ સ્ટેટ્સનો પહેલો પ્રમુખ થયો. તે વર્જીનિયા સંસ્થાનનો મોટો જમીનદાર હતો. ટૉમસ પેઇન, બેંજામિન ફ્રૅંકલિન, પેટ્રિક હેન્રી, ટૉમસ જેફરસન, ઍડમ્સ અને જેમ્સ મેડીસન એ સમયના બીજા મહાપુરુષો છે અને તેઓ પ્રજાતંત્રના સંસ્થાપકો લેખાય છે. એમાં બેન્જામિન ફ્રૅંકલિન વિશેષે કરીને નામીચો હતો. વળી તે મહાન વૈજ્ઞાનિક પણ હતો. બાળકો ચડાવે છે તે પતંગની મદદથી તેણે સાબિત કરી બતાવ્યું કે વાદળાંમાંની વીજળી અને કૃત્રિમ રીતે પેદા કરવામાં આવતી વિદ્યુત એ એક જ વસ્તુ છે.

૧૭૭૬ના સ્વતંત્રતાના જાહેરનામામાં જણાવવામાં આવ્યું છે કે, 'માણસ માત્ર સમાન જન્મે છે'. આ વિધાનને ઝીણવટપૂર્વક તપાસીએ તો જણાશે કે, એને ભાગ્યે જ ખરું કહી શકાય; કેમ કે કેટલાક માણસો સબળ હોય છે અને કેટલાક દુર્બળ, અને કેટલાક બીજાઓ કરતાં વધારે બુદ્ધિશાળી અને કાર્યદક્ષ હોય છે. પરંતુ એ વિધાનની પાછળનો ભાવ સ્પષ્ટ અને પ્રશંસાપાત્ર છે. સંસ્થાનવાસીઓ યુરોપની ફ્યૂડલ વ્યવસ્થાની અસમાનતા દૂર કરવા ચહાતા હતા. કેવળ આટલી વાત પણ ભારે પ્રગતિરૂપ હતી. સ્વતંત્રતાની જાહેરાતના ઘડનારાઓમાંના ઘણા-

ખરાઓ ૧૮મી સદીના વૉલ્તેયર અને રૂસો વગેરે ફ્રાંસના ફિલસૂફો અને તત્ત્વચિંતકોના વિચારોથી પ્રેરાયા હોવાનો સંભવ છે.

'માણસમાત્ર સમાન જન્મે છે'—અને છતાંયે એ ઘોષણા કરનારા નવા રાષ્ટ્રમાં હબસીઓ હતા જેમને કશા હક નહોતા અને જેઓ ગુલામ હતા! એમની શી દશા થઈ? નવા રાજ્ય–બંધારણમાં એમને કેવું સ્થાન મળ્યું? એ વખતે તો એમાં એમને કશું સ્થાન મળ્યું નહિ એટલું જ નહિ, પણ આજે સુધ્ધાં એમને તેમાં સ્થાન મળ્યું નથી. ઘણાં વરસો બાદ ઉત્તરનાં અને દક્ષિણનાં સંસ્થાનો વચ્ચે ભયંકર આંતરવિગ્રહ થયો અને તેને પરિણામે ગુલામીની પ્રથા રદ કરવામાં આવી. પરંતુ હજી પણ અમેરિકામાં હબસીઓના પ્રશ્નનો નિવેડો આવ્યો નથી.

## ૧૦૦

# બાસ્તિયનું પતન

૭ ઑક્ટોબર, ૧૯૩૨

આપણે ૧૮મી સદીની બે ક્રાંતિઓનું સંક્ષેપમાં અવલોકન કરી ચૂક્યાં છીએ. આ પત્રમાં હું એ સદીની ત્રીજી ક્રાંતિ — ફ્રાંસની ક્રાંતિ વિષે તને કંઈક કહીશ. આ ત્રણ ક્રાંતિ પૈકી ફ્રાંસની આ ક્રાંતિએ દુનિયામાં ભારે ખળભળાટ મચાવ્યો. ઇંગ્લંડમાં થયેલી ઔદ્યોગિક ક્રાંતિનું મહત્ત્વ બહુ ભારે હતું, પરંતુ તેણે ધીમે ધીમે પગપેસારો કર્યો અને ઘણાખરા લોકોને તો તેનો વિકાસ અને હસ્તી દેખાયાં પણ નહિ. તે સમયે ગણ્યાગાંઠ્યા લોકો જ એનું ખરું મહત્ત્વ સમજ્યા હતા. પરંતુ ફ્રાંસની ક્રાંતિ તો વીજળીના કડાકાની પેઠે એકાએક ગાજીને ફાટી નીકળી અને તેણે યુરોપના લોકોને આશ્ચર્યમાં ડુબાડી દીધા. હજી સુધી યુરોપ સંખ્યાબંધ રાજાઓ તથા સમ્રાટોની એડી નીચે હતો. પુરાણું પવિત્ર રોમન સામ્રાજ્ય વાસ્તવિક રીતે ક્યારનુંયે મૃતપ્રાય થઈ ચૂક્યું હતું, પરંતુ કાગળ ઉપર તેની હસ્તી હજી કાયમ રહી હતી અને તેના કલેવર વિનાના પ્રેતનો ઓળો આખા યુરોપ ઉપર હજી પથરાઈ રહ્યો હતો. રાજામહારાજાઓ અને દરબાર તથા મહેલાતોની એ દુનિયામાં બહુજનસમાજની ભીતરમાંથી એક વિચિત્ર અને ભીષણ સત્ત્વ પેદા થયું. એ સત્ત્વે જરીપુરાણા વિશિષ્ટ અધિકારો તથા રૂઢિઓની લેશમાત્ર પણ પરવા ન કરી અને ફ્રાંસના રાજાને જડમૂળથી ઉખેડી ફેંકી દીધો અને બીજા રાજાઓની પણ એ જ દશા કરવાની ધમકી આપી. જેમની તેઓ આજ સુધી અવગણના કરતા આવ્યા હતા તથા જેમને તેમણે પોતાની એડી નીચે ચગદી રાખ્યા હતા તે આમસમુદાયના બળવાથી યુરોપના રાજારજવાડાઓ તથા અમીરઉમરાવો કમ્પી ઊઠ્યા એમાં કશું આશ્ચર્ય છે ખરું?

ફ્રાંસની ક્રાંતિ એક જ્વાળામુખીની પેઠે ફાટી નીકળી. આમ છતાં ક્રાંતિ તેમ જ જ્વાળામુખીઓ પોતાનાં કારણો કે લાંબા કાળની પૂર્વ તૈયારી વિના એકાએક ફાટી નીકળતાં નથી. તેમનો અચાનક વિસ્ફોટ

જ આપણા જોવામાં તો આવે છે અને તેથી આપણે આશ્ચર્યમાં ડૂબી જઈએ છીએ. પરંતુ પૃથ્વીના પેટાળમાં તો અનેક યુગોથી ભિન્ન ભિન્ન બળો એકબીજાની સામે કાર્ય કરી રહેલાં હોય છે અને એને લીધે ઉત્તરોત્તર વધારે ને વધારે વહ્નિ એકત્ર થતો રહે છે. એમ થતાં થતાં છેવટે એવી પળ આવી પહોંચે છે કે જ્યારે ધરતી તેને પોતાના ગર્ભમાં સમાવી રાખી શકતી નથી. પરિણામે ધરતીનું ઉપરનું પડ ફાડીને ગગનચુંબી જ્વાળારૂપે તે બહાર ફાટી નીકળે છે અને ધગધગતો લાવારસ પર્વતની બાજુઓમાં વહેવા લાગે છે. એ જ પ્રમાણે જે બળો ક્રાંતિના રૂપમાં ફાટી નીકળે છે તે પણ લાંબા કાળથી સમાજના પેટાળમાં કાર્ય કરી રહેલાં હોય છે. આપણે પાણીને તપાવીએ ત્યારે તે ઊકળવા લાગે છે. પરંતુ તને ખબર છે કે, તે પણ ધીમે ધીમે ગરમ થતાં થતાં આખરે એક ક્ષણે એકદમ ઉકળવા લાગે છે.

વિચારો તથા આર્થિક પરિસ્થિતિ ક્રાંતિ પેદા કરે છે. પોતાના વિચારો સાથે બંધબેસતી ન હોય એવી બધી વસ્તુઓ પ્રત્યે દુર્લક્ષ રાખનાર સત્તાધીશ બેવકૂફ લોકો માને છે કે ચળવળિયા અથવા ફિતૂરી લોકો ક્રાંતિ કરાવે છે. ચળવળ કરનારા તો પ્રવર્તતી પરિસ્થિતિથી અસંતુષ્ટ થયેલા લોકો હોય છે. તેઓ પરિસ્થિતિમાં ફેરફાર કરવા ચાહે છે અને તેને માટે કાર્ય કરે છે. હરેક ક્રાંતિના જમાનામાં આવા અસંખ્ય ચળવળિયાઓ પેદા થાય છે. એ ચળવળિયાઓ પોતે પણ સમાજમાં પ્રવર્તતા તીવ્ર અસંતોષ અને ખળભળાટમાંથી પેદા થાય છે. પરંતુ કરોડો લોકો કંઈ એક ચળવળિયાના કહેવામાત્રથી કાર્ય કરવા પ્રેરાતા નથી. મોટા ભાગના લોકો તો સલામતી ચાહે છે. તેમની પાસે જે કંઈ હોય તે તેઓ ગુમાવવા માગતા નથી હોતા. પરંતુ જેને લીધે તેમની રોજ-બ-રોજની વ્યથા અતિશય વધી જાય અને જીવન લગભગ અશક્ય બોજા સમું થઈ પડે એવી આર્થિક પરિસ્થિતિ થઈ જાય એ વખતે નબળામાં નબળા લોકો પણ જોખમ ખેડવાને તત્પર બની જાય છે. એવે સમયે જ તેઓ ચળવળિયાની વાત કાને ધરે છે કેમ કે તે તેમની યાતનાઓ અને હાડમારીઓમાંથી નીકળવાનો માર્ગ ચીંધતો જણાય છે.

મેં મારા ઘણા પત્રોમાં આમ સમુદાયનાં દુઃખો તથા હાડમારીઓ અને ખેડૂતોનાં રમખાણો વિષે તને કહ્યું છે. એશિયા તેમ જ યુરોપના દરેક દેશમાં ખેડૂતોનાં આવાં રમખાણો થયાં છે અને તેને પરિણામે

અનેક વાર લોહીની નીકો વહી છે તથા ઘાતકી દમન કરવામાં આવ્યું છે. તેમનાં દુઃખ તથા હાડમારીઓએ આ ખેડૂતોને બંડ કરવાનું ક્રાંતિકારક પગલું લેવા પ્રેર્યા હતા. પરંતુ સામાન્ય રીતે તેમને તેમના ધ્યેય વિષે સ્પષ્ટ ખ્યાલો હોતા નથી. તેમના વિચારોની આ અસ્પષ્ટતાથી તથા સૈદ્ધાંતિક વિચારસરણીના અભાવથી ઘણી વાર તેમના પ્રયાસો નિષ્ફળ નીવડતા. ફ્રાંસની ક્રાંતિમાં આપણને એક નવી જ વસ્તુ જોવા મળે છે, અને તે પણ બહુ મોટા પ્રમાણમાં. એ વસ્તુ તે ક્રાંતિકારક પગલા માટેની આર્થિક પરિસ્થિતિની પ્રેરણાની સાથે થયેલો વિચારોનો સંયોગ. આ પ્રકારનો સંયોગ જ્યાં થવા પામે ત્યાં આગળ જ સાચી ક્રાંતિ થાય છે. અને સાચી ક્રાંતિ જીવન તથા સમાજનાં રાજકીય, સામાજિક, આર્થિક અને ધાર્મિક વગેરે બધાં જ અંગો ઉપર અસર કરે છે. ૧૮મી સદીનાં છેવટનાં વરસોમાં ફ્રાંસમાં આ વસ્તુ બનતી આપણા જોવામાં આવે છે.

ફ્રાંસના રાજાઓના વૈભવવિલાસ, તેમનું નમાલાપણું તથા તેમના દુરાચારીપણા વિષે તેમ જ આમજનતાને પીસી રહેલી કારમી ગરીબાઈ વિષે હું તને આગળ કહી ચૂક્યો છું. વળી, ફ્રાંસના લોકોના માનસમાં શરૂ થયેલાં મંથન તથા સંક્ષોભ વિષે તથા વૉલ્તેયર, રૂસો અને મૉન્તેસ્કિયૉ તેમ જ એમના જેવા બીજાઓએ ફેલાવેલા વિચારો વિષે પણ મેં તને વાત કરી છે. આમ ફ્રાંસમાં એકી સાથે બે બળો કાર્ય કરી રહ્યાં હતાં અને બંને એકબીજા ઉપર પરસ્પર અસર પાડી રહ્યાં હતાં. આ બળો તે આર્થિક હાડમારી અને નવીન વિચારસરણીનું સર્જન. જનતાની વિચારસરણી ઘડાઈને તેને ચોક્કસ સ્વરૂપ મળતાં ઘણો વખત લાગે છે; કેમ કે નવા વિચારો ધીમે ધીમે ગળાતા ગળાતા સમુદાયના દિલ સુધી પહોંચે છે. વળી પોતાના જૂના ખ્યાલો અને પૂર્વગ્રહોને તજી દેવાને બહુ જૂજ લોકો તૈયાર હોય છે. ઘણી વખત તો એવું પણ બને છે કે, નવી વિચારપ્રણાલી કાયમ થાય અને આખરે લોકો નવા વિચારોનો સ્વીકાર કરતા થાય ત્યાં તો ખુદ એ વિચારો જ કંઈક અંશે પુરાણા થઈ ગયા હોય છે. એ હકીકત નોંધપાત્ર છે કે ૧૮મી સદીના ફ્રાંસના ફિલસૂફોના વિચારો ઔદ્યોગિક યુગ પહેલાંની યુરોપની સ્થિતિની ભૂમિકા ઉપર રચાયેલા હતા. પરંતુ વાત એમ છે કે, ઇંગ્લંડમાં તો લગભગ એ જ અરસામાં ઔદ્યોગિક ક્રાંતિનો આરંભ થઈ ચૂક્યો હતો. અને એ ક્રાંતિ જીવન તથા ઉદ્યોગોમાં ભારે પરિવર્તન કરી રહી હતી અને એ રીતે ફ્રાંસના આ ફિલસૂફોના ઘણા સિદ્ધાંતોના

મૂળમાં ઘા કરી રહી હતી. ઔદ્યોગિક ક્રાંતિનો ખરેખરો વિકાસ તો પાછળથી થયો અને ફ્રાંસના ફિલસૂફો બેશક આગળ ઉપર શું બનવાનું છે એની આગાહી કરી શકે એમ નહોતું. આમ છતાં, ફ્રાંસની ક્રાંતિએ પ્રધાનપણે જેના ઉપર પોતાની વિચારપ્રણાલી નિર્માણ કરી હતી તે ફ્રાંસના ફિલસૂફોના વિચારો મોટા ઉદ્યોગોનું આગમન થતાંની સાથે અમુક અંશે જરીપુરાણા બની ગયા.

એ ગમે તેમ હો, પણ એટલું ખરું કે, ફ્રાંસના ફિલસૂફોના આ વિચારો તથા સિદ્ધાંતોની ફ્રાંસની ક્રાંતિ ઉપર પ્રબળ અસર થઈ. આમ-જનતાનાં બંડો તેમ જ હુલ્લડોના અનેક દાખલાઓ પહેલાંના સમયમાં પણ મળી આવે છે. પણ હવે તો કાર્ય કરવાને ઊઠેલી જાગ્રત જનતાનો અથવા કહો કે સ્વયંપ્રેરણાથી કાર્ય કરવાને પ્રવૃત્ત થયેલી જનતાનો અપૂર્વ દાખલો આપણને જોવા મળે છે. ફ્રાંસની આ મહાન ક્રાંતિનું મહત્ત્વ એને લીધે જ વિશેષ છે.

મેં તને કહ્યું છે કે, ૧૭૧૫ની સાલમાં ૧૫મો લૂઈ તેના પિતામહ ૧૪મા લૂઈ પછી ફ્રાંસની ગાદીએ આવ્યો અને ૪૯ વરસો સુધી તેણે રાજ્ય કર્યું. તેણે એવું કહ્યાનું કહેવામાં આવે છે કે, ‘આપ મૂએ પિછે ડૂબ ગઈ દુનિયા.’ અને સાચે જ, તેના એ કથન અનુસાર જ તેણે પોતાનું આચરણ રાખ્યું. તેણે પોતાના દેશને લહેરથી આપત્તિના અગાધ સાગરમાં ધકેલી દીધો. ઇંગ્લંડની ક્રાંતિ તથા તેને પરિણામે તેના રાજાના થયેલા શિરચ્છેદ ઉપરથી પણ તેણે કશો બોધ ન લીધો. ૧૭૭૪ની સાલમાં તેનો પૌત્ર ૧૬મો લૂઈ ગાદીએ આવ્યો. તે અતિશય બેવકૂફ અને બુદ્ધિહીન હતો. હૅપ્સબર્ગવંશી ઑસ્ટ્રિયાના સમ્રાટની બહેન મારી આંત્વાનેત જોડે તે પરણ્યો હતો. તે પણ અતિશય મૂર્ખ સ્ત્રી હતી, પરંતુ તેનામાં અમુક પ્રકારની દુરાગ્રહી તાકાત હતી અને ૧૬મો લૂઈ સંપૂર્ણપણે તેના કાબૂ નીચે હતો. ‘રાજાઓના દૈવી અધિકાર’ની બાબતમાં તેના મનમાં લૂઈ કરતાં પણ વધારે ખુમારી હતી. અને આમજનતા પ્રત્યે તેને તિરસ્કાર હતો. આ પતિપત્ની બંનેએ મળીને રાજાશાહીનો ખ્યાલ લોકોની નજરમાં ઘૃણાપાત્ર બને એવાં કાર્યો કરવામાં કશી કસર ન રાખી. ક્રાંતિના આરંભ પછી પણ ફ્રાંસની પ્રજા રાજાશાહીના મુદ્દા ઉપર કશા નિર્ણય ઉપર આવી નહોતી પરંતુ લૂઈ તથા આંત્વાનેત એ બંનેએ પોતાનાં કાર્યો તથા બેવકૂફીથી પ્રજાતંત્રને અનિવાર્ય બનાવી મૂક્યું. આમ છતાંયે તેમના કરતાં વધારે સમજુ અને સુશીલ લોકો પણ એ પરિસ્થિતિમાં બીજું

કશું કરી શક્યાં ન હોત. ૧૯૧૭ની સાલમાં રશિયામાં ક્રાંતિ ફાટી નીકળવાની અણી ઉપર હતી તે સમયે ત્યાંના ઝાર તથા ઝારીનાએ પણ એ જ રીતે હેરત પમાડે એવી મૂર્ખાઈભિર્યું આચરણ કર્યું હતું. વળી એ પણ તાજુબ થવા જેવું છે કે કટોકટી જેમજેમ ઘેરી થતી જાય છે તેમતેમ તેઓ વિશેષ બેવકૂફી કરતાં જાય છે અને એ રીતે પોતાના જ સંહાર માટે સુગમતા કરી આપે છે. 'ઈશ્વર જેનો નાશ કરવા ચાહે છે તેને તે પ્રથમ પાગલ બનાવી દે છે' એ લૅટિનની જાણીતી કહેવત તેમને બરાબર લાગુ પડે છે. સંસ્કૃતમાં પણ એના જેવી જ એક ઉક્તિ છે— विनाशकाले विपरीतबुद्धिः ।

લશ્કરી કીર્તિ એ પણ સામાન્ય રીતે રાજાશાહી તેમ જ સરમુખત્યારીના અનેક આધારોમાંનો એક આધાર છે. જ્યારે જ્યારે દેશમાં કાંઈ તકલીફ ઊભી થાય ત્યારે રાજા અથવા તો રાજ્યતંત્રના સૂત્રધારો લોકોનું લક્ષ બીજી બાજુ વાળવા માટે દેશ બહાર લશ્કરી સાહસ ખેડવા પ્રેરાય છે. પરંતુ ફ્રાંસમાં લશ્કરી સાહસનાં પરિણામ માઠાં આવ્યાં હતાં. સાત વરસના વિગ્રહમાં ફ્રાંસનો પરાજય થયો અને તેને લીધે રાજાશાહીને ભારે ફટકો લાગ્યો. આર્થિક નાદારીની પરિસ્થિતિ વધુ ને વધુ નજીક આવતી ગઈ. અમેરિકાના સ્વાતંત્ર્યયુદ્ધમાં ફ્રાંસ ભળ્યું તેમાં પણ ખરચ થયો. આ બધા પૈસા લાવવા ક્યાંથી? ઉમરાવો તથા પાદરીઓ વિશિષ્ટ હકો ભોગવતા હતા અને તેઓ કરવેરામાંથી મુક્ત હતા. પોતાના વિશિષ્ટ અધિકારો છોડી દેવાની તેમની લેશમાત્ર પણ ઇચ્છા નહોતી. અને આમ છતાંયે, કેવળ દેવું ભરપાઈ કરવા જ નહિ પણ રાજદરબારનો લખલૂટ ખરચ પૂરો પાડવા માટેયે નાણાં એકઠાં કરવાની તો આવશ્યકતા હતી જ. ત્યારે આમજનતાની — સામાન્ય જનસમૂહની દશા શી હતી? ફ્રાંસની ક્રાંતિ વિષે લખનાર કાર્લાઈલ નામના એક અંગ્રેજ લેખકના પુસ્તકમાંથી તેમની દશાનો ચિતાર રજૂ કરતો એક ઉતારો હું આપીશ. તું જોશે કે એની શૈલી વિશિષ્ટ પ્રકારની છે, પરંતુ તે પોતાનાં શબ્દચિત્રો બહુ સચોટતાથી રજૂ કરે છે:—

'શ્રમજીવીઓ ઉપર વળી પાછી આફત ઊતરી રહી છે. ભારે દુર્ભાગ્યની વાત છે! કેમ કે, એમની સંખ્યા બેથી અઢી કરોડ જેટલી છે. તેમને આપણે તો માટીના એક પિંડની પેઠે એક જ ઘટક તરીકે લેખીએ છીએ અને એના અસ્પષ્ટ, દરિદ્રના તથા ભીષણ સ્વરૂપમાં નરાધમ તરીકે અને કંઈક સુજનતાથી 'જનતા' તરીકે ઓળખીએ છીએ. હા, 'જનતા' તો ખરી, પરંતુ આખા ફ્રાંસમાં તેમનાં ઘોલકાંઓમાં, માટીનાં ઝૂંપડાંઓમાં સમજશક્તિ સતેજ કરીને

તેને નિહાળવાનો પ્રયત્ન કરશો તો તમને જણાશે કે, એ જનતા પણ અલગ અલગ ઘટકો અથવા વ્યક્તિઓના સમુદાયની બનેલી છે. જેના પ્રત્યેક ઘટક કે વ્યક્તિને પોતાનું અંતઃકરણ હોય છે, પોતાનાં સુખદુઃખ હોય છે તેમ જ દરેકને પોતાનાં રુધિરમાંસ હોય છે, તથા ચૂંટી ખણો તો તે દરેકને લોહી પણ નીકળે છે.'

આ વર્ણન કેવળ ૧૭૮૭ની સાલના ફ્રાંસને જ નહિ પરંતુ ૧૯૩૨ની સાલના હિંદુસ્તાનને પણ કેટલું બધું લાગુ પડે છે! આપણામાંના ઘણાઓ પણ હિંદની જનતાને — તેના કરોડો કિસાનો તથા લાખો શ્રમજીવીઓને એક સમુદાય તરીકે નથી લેખતા તથા તેને દુઃખી અને બેડોળ એવા એક જ પશુ તરીકે નથી ગણતા? લાંબા સમયથી તેમની દશા ભાર વહેનાર પશુના જેવી જ રહી છે અને આજે પણ તેમની એ જ હાલત છે. આપણે તેમના પ્રત્યે 'હમદર્દી' દાખવીએ છીએ અને તેમના હિતૈષી બનીને તેમનું ભલું કરવાની વાતો કરીએ છીએ. અને આમ છતાં આપણે તેમને આપણા જેવી જ વ્યક્તિઓ કે મનુષ્યો તરીકે ભાગ્યે જ ગણીએ છીએ. આપણે એ યાદ રાખવું ઘટે કે, તેમનાં માટીનાં ઝૂંપડાંમાં તેઓ પોતાનું નિરાળું વ્યક્તિગત જીવન જીવે છે અને આપણી પેઠે જ ભૂખ, ટાઢ અને પીડાની લાગણી અનુભવે છે. આપણા કેટલાક કાયદાના પંડિત રાજદ્વારી પુરુષો રાજ્યબંધારણ તેમ જ એવી બીજી વસ્તુઓની વાતો તથા વિચારો કરે છે. તેમની એ વિચારણામાં જેમને માટે એ રાજ્યબંધારણ કે કાયદાઓ ઘડવામાં આવે છે તે મનુષ્યને તો સ્થાન હોતું જ નથી. માટીનાં ઝૂંપડાંમાં તથા શહેરનાં ઘોલકાંઓમાં વસતા આપણા કરોડો લોકોનું રાજકારણ એટલે કે, ભૂખ્યાંઓને માટે ખોરાક, પહેરવાનાં કપડાં અને રહેવાનાં ઘરો.

૧૬મા લૂઈના અમલમાં ફ્રાંસની આ દશા હતી. એના રાજઅમલના આરંભમાં જ ત્યાં આગળ ભૂખમરાને કારણે રમખાણો થવા લાગ્યાં હતાં. ઘણાં વરસો સુધી એ રમખાણો ચાલુ રહ્યાં, પછી થોડા વખત સુધી શાંતિ રહી અને ત્યાર પછી ફરી પાછાં ખેડૂતોનાં બંડો થવા લાગ્યાં. દીજોંમાં થયેલા ખોરાક માટેના એક હુલ્લડ વખતે ત્યાંના ગવર્નરે ભૂખે મરતા લોકોને ઉદ્દેશીને કહ્યું કે, 'હવે ઘાસ ઊગવા લાગ્યું છે, જાઓ ખેતરોમાં અને ચરી ખાઓ.' સંખ્યાબંધ લોકો ધંધાદારી ભિખારીઓ થઈ ગયા. ૧૭૭૭ની સાલમાં સત્તાવાર જાહેર કરવામાં આવ્યું હતું કે ફ્રાંસમાં એ વખતે ૧૧ લાખ ભિખારીઓ હતા. જ્યારે

આપણે આ કંગાળિયત, ગરીબાઈ, યાતનાઓ તથા હાડમારીઓના વિચાર કરીએ છીએ ત્યારે અનિવાર્ય રીતે આપણી નજર સમક્ષ હિંદનો ચિતાર ખડો થાય છે !

ખેડૂતવર્ગને કેવળ ખોરાકની જ નહિ પણ જમીનનીયે તંગાશ હતી. ફ્યૂડલ વ્યવસ્થાને લઈને ઉમરાવો જમીનના માલિકો હતા અને તેની ઊપજનો ઘણોખરો ભાગ તેમની પાસે જતો. ખેડૂતોમાં કોઈ પણ પ્રકારના સ્પષ્ટ વિચારો કે કંઈ નિશ્ચિત ધ્યેય નહોતું. પરંતુ જેના ઉપર તેઓ મજૂરી કરતા હતા તે જમીનની માલિકી તેમને જોઈતી હતી. વળી તેમને કચરી રહેલી ફ્યૂડલ પ્રથાને તેમ જ અમીરઉમરાવો અને પાદરીઓને તેઓ ધિક્કારતા હતા. તેઓ મીઠા ઉપરના કરને (વળી પાછું હિંદનું સ્મરણ કર !) પણ ધિક્કારતા હતા કેમ કે એથી ખાસ કરીને ગરીબ વર્ગને ખૂબ સોસવું પડતું હતું.

એ સમયે ખેડૂતોની આવી દશા હતી અને છતાંયે રાજા અને રાણી તો નાણાંને માટે બુમરાણ મચાવતાં હતાં. ખુદ સરકાર પાસે ખરચ કરવાનાં નાણાં નહોતાં અને દેવું તો દિનપ્રતિદિન વધ્યે જ જતું હતું. મારી આંત્વાનેતને 'મેડમ ડેફિસીટ' એટલે કે શ્રીમતી ખાધ એવું ઉપનામ આપવામાં આવ્યું. હવે વધારે નાણાં ઊભાં કરવા માટે કોઈ પણ ઉપાય બાકી રહ્યો નહોતો. ૧૬મા લૂઈએ આખરે ૧૭૮૯ની સાલના મે માસમાં નિરુપાયે 'સ્ટેટ્સ જનરલ' (ફ્રાંસની પાર્લમેન્ટ)ની બેઠક બોલાવી. આ રાજસભા ઉમરાવો, પાદરીઓ તથા આમ પ્રજા વગેરે રાજ્યના ત્રણ વર્ગો અથવા જેમને રાષ્ટ્રની ત્રણ 'એસ્ટેટ્સ' એટલે કે 'સમૃદ્ધિ' તરીકે લેખવામાં આવતા હતા, તેમના પ્રતિનિધિઓની બનેલી હતી. આમ એ રાજસભાની રચના, ઉમરાવો અને પાદરીઓની બનેલી 'ઉમરાવોની સભા' તથા 'આમની સભા' એવી બે સભા-વાળી બ્રિટિશ પાર્લમેન્ટ કરતાં બહુ ભિન્ન નહોતી. પરંતુ બીજી રીતે એ બંને રાજસભાઓમાં ભારે તફાવત હતો. બ્રિટિશ પાર્લમેન્ટની બેઠકો તો સદીઓ થયાં લગભગ નિયમિત રીતે મળતી હતી અને તેની પરંપરા, તેનાં ધારાધોરણો તથા કાર્ય કરવાની તેની પદ્ધતિ હવે રૂઢ થઈ ચૂકી હતી. 'સ્ટેટ્સ જનરલ'ની બેઠક તો જવલ્લે જ મળતી હતી અને તેની પોતાની કશી પરંપરા રૂઢ થવા પામી નહોતી. એ બંને રાજસભાઓમાં ઉપલા વર્ગોનું પ્રતિનિધિત્વ હતું. બ્રિટનની આમની સભા તો 'સ્ટેટ્સ જનરલ'ની આમની સભા કરતાંયે વિશેષે કરીને ઉપલા વર્ગની

પ્રતિનિધિ હતી. એમાંથી એકેમાં ખેડૂતોનું પ્રતિનિધિત્વ નહોતું.

૧૭૮૯ના મેની ૪થી તારીખે રાજાએ વર્સાઈ આગળ સ્ટેટ્સ જનરલની બેઠકનું ઉદ્ઘાટન કર્યું. પરંતુ દેશના ત્રણે વર્ગો અથવા 'સમૃદ્ધિ'ઓના આ પ્રતિનિધિઓને એકી સાથે બોલાવવા માટે રાજાને થોડા જ વખતમાં પસ્તાવો થયો. ત્રીજી 'સમૃદ્ધિ' એટલે કે આમવર્ગ અથવા મધ્યમ વર્ગના પ્રતિનિધિઓ રાજાની સામે થવા લાગ્યા અને પોતાની સંમતિ વિના કોઈ પણ કર નાખી ન શકાય એવો આગ્રહ કરવા લાગ્યા. તેમની આગળ ઇંગ્લંડનો દાખલો મોજૂદ હતો. ત્યાં આગળ આમની સભાએ પોતાનો એ હક સ્થાપિત કર્યો હતો. તેમની એવી માન્યતા હતી કે ઇંગ્લંડ સ્વતંત્ર દેશ છે. તેમની એ માન્યતા અતિશય ભૂલભરેલી હતી. સાચું પૂછો તો આ તેમનો ભ્રમ હતો કેમ કે ઇંગ્લંડમાં ઉમરાવવર્ગ તેમ જ જમીનદારવર્ગ સત્તાધીશ હતો અને ત્યાં તેમનું જ શાસન ચાલતું હતું. અતિશય મર્યાદિત મતાધિકારને કારણે ખુદ પાર્લમેન્ટ ઉપર પણ એ જ વર્ગોનો ઇજારો હતો.

પરંતુ આ ત્રીજી સમૃદ્ધિ અથવા તો આમ પ્રજાના પ્રતિનિધિઓએ જે કંઈ સહેજસાજ કરી બતાવ્યું તે લૂઈ રાજાને અતિશય વસમું લાગ્યું અને તેણે તેમને સભાગૃહમાંથી હાંકી કઢાવ્યા. પરંતુ એ ડેપ્યુટીઓ એટલે પ્રતિનિધિઓનો વિખેરાઈ જવાનો લેશમાત્ર પણ ઇરાદો નહોતો તરત જ તેઓ પાસેના ટેનિસ–કોર્ટમાં (ટેનિસ રમવાનું સ્થાન) ભેગા મળ્યા અને નવું રાજ્યબંધારણ સ્થાપિત ન થાય ત્યાં સુધી વિખેરાઈ ન જવાની તેમણે પ્રતિજ્ઞા કરી. આ 'ટેનિસ–કોર્ટની પ્રતિજ્ઞા' તરીકે ઓળખાય છે. પછીથી રાજાએ બળનો ઉપયોગ કરવાનો પ્રયત્ન કર્યો અને ખુદ તેના સૈનિકોએ જ તેની આજ્ઞા માનવાની ના પાડી. તે ઘડીએ ખરેખરી કટોકટી ઊભી થઈ. રાજ્યતંત્રના પ્રધાન આશ્રયરૂપ સૈન્ય ટોળામાં એકત્ર થયેલા પોતાના બિરાદરો ઉપર ગોળીબાર કરવાનો ઇન્કાર કરે છે ત્યારે જ ક્રાંતિમાં હંમેશાં કટોકટીની પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે. લૂઈ હબકી ગયો અને તેણે નમતું આપ્યું અને પછીથી તેની હમેશની બેવકૂફીભરી રીતે પોતાની જ પ્રજા ઉપર ગોળી ચલાવવાને માટે પરદેશી સૈન્ય લાવવાની તેણે પેરવી કરી. પ્રજાથી આ સહ્યું જાય તેમ નહોતું અને ૧૭૮૯ના જુલાઈની ૧૪મી તારીખના સ્મરણીય દિવસે પૅરીસના લોકો ઊઠ્યા, બાસ્તિયની પ્રાચીન જેલનો તેમણે કબજો લીધો અને તેમાંના કેદીઓને છોડી મૂક્યા.

બાસ્તિયનું પતન એ ઇતિહાસની એક મહાન ઘટના છે. એણે ક્રાંતિની શરૂઆત કરી; દેશભરમાં પ્રજા સમસ્તને ક્રાંતિ કરવા માટે કટિબદ્ધ થવાની એ હાકલ હતી. એને લીધે ફ્રાંસમાંથી જૂની વ્યવસ્થા એટલે કે ફ્યૂડલ વ્યવસ્થા, ભવ્ય રાજાશાહી તેમ જ વિશેષ અધિકારોનો અંત આવ્યો; યુરોપના બધા રાજાઓ તથા સમ્રાટો માટે એ ભયંકર અને ભીષણ અશુભની આગાહીરૂપ હતી. જે ફ્રાંસે યુરોપમાં ભવ્ય અને દબદબાવાળા રાજાઓની પ્રણાલી ચાલુ કરી હતી તે જ ફ્રાંસ હવે નવી પ્રણાલી પ્રવર્તાવી રહ્યું હતું. એથી કરીને આખું યુરોપ હેબતાઈ ગયું. કેટલાક લોકો એ ઘટના તરફ ભયથી જોવા લાગ્યા અને એનાથી કંપવા લાગ્યા. પરંતુ મોટા ભાગના લોકોને મન તો એ આશાના એક કિરણ સમાન અને સારા દિવસોની આગાહીરૂપ હતી. ૧૪મી જુલાઈનો દિવસ આજે પણ ફ્રાંસમાં રાષ્ટ્રીય તહેવાર ગણાય છે અને દર વરસે તે આખા દેશમાં ઊજવાય છે.

૧૪મી જુલાઈએ બાસ્તિય જેલ પૅરીસના આમ સમૂહના કબજામાં આવી. પરંતુ સત્તાધીશ લોકો ઘણી વાર આંધળાભીંત બની જાય છે. એને આગલે જ દિવસે એટલે કે ૧૩મી જુલાઈએ સંધ્યા સમયે વર્સાઈમાં એક દરબારી જલસો થયો. તેમાં નાચગાન થયાં અને બંડખોર પૅરીસ ઉપર ભાવિમાં રાજાની ફતેહ ઇચ્છીને રાજા-રાણી સમક્ષ બધા દરબારીઓએ શુભેચ્છાનું મદિરાપાન કર્યું. રાજાશાહીની કલ્પનાએ આખા યુરોપ ઉપર ભારે કાબૂ જમાવ્યો હતો એ ખરેખર આશ્ચર્યકારક છે. આજે તો આપણે પ્રજાતંત્રથી પરિચિત થઈ ગયાં છીએ અને રાજાઓ વિષે ભાગ્યે જ ગંભીરતાપૂર્વક વિચાર કરીએ છીએ. દુનિયામાં જે ગણ્યાગાંઠ્યા રાજાઓ બાકી રહ્યા છે તેઓ રખેને પોતાની એથીયે બૂરી દશા થવા પામે એ બીકે બહુ સાવચેતીપૂર્વક વર્તે છે. એમ છતાં પણ મોટા ભાગના લોકો રાજાશાહીથી વિરુદ્ધ છે, કેમ કે, તે વર્ગભેદોને કાયમ રાખે છે અને અળગાપણા તથા સરસાઈના ઘમંડને ઉત્તેજન આપે છે. પરંતુ અઢારમી સદીમાં એવી સ્થિતિ નહોતી. રાજા વિનાના રાષ્ટ્રની કલ્પના સરખી કરવી એ પણ તે સમયના લોકો માટે મુશ્કેલ હતું. એથી કરીને, લૂઈમાં અનેક દોષો હોવા છતાં અને તે પ્રજાનો વિરોધ કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો તો પણ તેને પદભ્રષ્ટ કરવાની વાત સરખી પણ હજી ઉપસ્થિત થઈ નહોતી. લગભગ બીજાં બે વરસો સુધી પ્રજા તેને તથા તેનાં કાવતરાંઓને સાંખી રહી અને આખરે

જ્યારે તેણે ભાગી જવાનો પ્રયાસ કર્યો અને એમ કરતાં તેને પકડવામાં આવ્યો ત્યારે જ ફ્રાંસે રાજા વિના ચલાવી લેવાનો સંકલ્પ કર્યો.

પરંતુ એ તો પાછળથી થવા પામ્યું. દરમ્યાન સ્ટેટ્સ-જનરલ નેશનલ એસેમ્બલી એટલે કે રાષ્ટ્ર-સભા બની ગઈ અને રાજા હવે બંધારણીય રાજા એટલે કે રાષ્ટ્ર-સભા અથવા પાર્લમેન્ટની સલાહ પ્રમાણે વર્તનારો શાસક થયો છે એમ માનવામાં આવ્યું. પણ એ વસ્તુને રાજા ધિક્કારતો હતો અને રાણી તો એથીયે વિશેષ ધિક્કારતી હતી; અને પૅરીસના લોકોનો પણ તેમને માટે કશો પ્રેમ ઊભરાઈ જતો નહોતો. તેમને તો એવી શંકા હતી કે રાજા અનેક પ્રકારના કાવાદાવા તથા કાવતરાં કરી રહ્યો છે. તે સમયે રાજા તથા રાણી પોતાનો દરબાર ભરતાં હતાં તે વર્સાઈ નગર પૅરીસથી દૂર હતું એટલે રાજધાનીના લોકો તેમના ઉપર દેખરેખ રાખી શકે એમ નહોતું. વર્સાઈના વૈભવવિલાસ તથા મિજબાનીઓની વાતો તથા અફવાઓએ પૅરીસના ભૂખે મરતા લોકોને ઉત્તેજિત કરી મૂક્યા. એથી કરીને પૅરીસના લોકોએ પહેલાં કદી પણ જોવામાં ન આવેલા એવા એક વિચિત્ર પ્રકારના સરઘસમાં રાજા રાણીને પૅરીસ આણી તેમને ત્યાંના ત્યુલરીઝ નામના રાજમહેલમાં રાખ્યાં.

મારા હવે પછીના પત્રમાં હું ફ્રેંચ ક્રાંતિની વાત આગળ ચલાવીશ.

## ૧૦૧

# ફ્રાંસની ક્રાંતિ

૧૦ ઑક્ટોબર, ૧૯૩૨

ફ્રાંસની ક્રાંતિ વિષે તને લખવામાં હું કાંઈક મુશ્કેલી અનુભવું છું. એ માટેની સામગ્રી ઓછી છે તેથી નહિ, પણ તે પુષ્કળ પ્રમાણમાં છે તેને લીધે. એ ક્રાંતિ અનેક અસાધારણ ઘટનાઓથી ભરેલા નિત્ય પલટાતા જતા એક વિરાટ નાટક સમાન હતી. એ ઘટનાઓ આજે પણ આપણને આશ્ચર્યચકિત કરે છે, આપણને થરકાંપ કરે છે તથા આપણાં રોમેરોમ ખડાં કરે છે. રાજાઓ તથા રાજદ્વારી પુરુષોના રાજકારણનો વાસ ઘરના એકાન્ત ખૂણામાં કે ખાનગી ઓરડીમાં હોય છે અને તેની આસપાસ કંઈક ગૂઢતાનું વાતાવરણ હોય છે. સાવધાનીનો પડદો તેમનાં અનેક દૂષણોને અણછતાં રાખે છે અને વિનયભરી વાણી પરસ્પર વિરોધી મહત્ત્વાકાંક્ષા તથા લોભના સંઘર્ષને છુપાવે છે. આ સંઘર્ષને પરિણામે વિગ્રહ ફાટી નીકળે છે અને આ લોભ તથા મહત્ત્વાકાંક્ષાને ખાતર અસંખ્ય યુવાનોને મૃત્યુના મુખમાં હોમવામાં આવે છે, તે પ્રસંગે પણ આ અધમ હેતુઓનો ઉલ્લેખ કરીને આપણા કાનને દૂભણા અનુભવવા દેવામાં આવતી નથી. ઊલટું, એને બદલે એવે વખતે આપણને તો ઉદાત્ત ધ્યેયો અને મહાન સિદ્ધિઓની વાત કહેવામાં આવે છે, અને એને ખાતર ભારેમાં ભારે બલિદાન આપવું જોઈએ એવું સમજાવવામાં આવે છે.

પરંતુ ક્રાંતિ આવાં રાજકારણથી બિલકુલ નિરાળી વસ્તુ છે. ખુલ્લાં ખેતરો, શેરીઓ અને ભરબજારમાં એનો વાસ છે અને તેની પદ્ધતિ પણ કઠોર અને આકરી હોય છે. ક્રાંતિ કરનારા લોકોને રાજાઓ તથા રાજદ્વારી પુરુષોના જેવો કેળવણીનો લાભ મળેલો નથી હોતો. તેમની ભાષા પણ અનેક કાવાદાવા અને હીન પેંતરાઓને ઢાંકે એવી અદબભરી અને દરબારી પદ્ધતિની નથી હોતી. તેમને વિષે કશી ગૂઢતા નથી હોતી, કોઈ પડદો તેમનાં માનસને ઢાંકી નથી રાખતો, અરે, તેમનાં શરીર ઉપર વસ્ત્રોનું પણ પૂરતું આચ્છાદન હોતું નથી. ક્રાંતિના સમયમાં

રાજકારણ એ રાજાઓ તેમ જ રાજદ્વારી પુરુષોની રાજરમત નથી રહેતી. તેમનો વ્યવહાર વાસ્તવિકતા સાથે હોય છે અને તેની પાછળ સંસ્કારરહિત મનુષ્યસ્વભાવ અને ભૂખ્યા લોકોનાં ખાલી પેટ હોય છે.

૧૭૮૯થી ૧૭૯૪ સુધીનાં યુગપ્રવર્તક પાંચ વરસો દરમ્યાન આપણે ફ્રાંસની ભૂખેમરતી જનતાને કાર્ય કરવાને કટિબદ્ધ થયેલી જોઈ એ છીએ. તે જ પોચા મવાળ રાજદ્વારી પુરુષોને સક્રિય પગલું ભરવાની ફરજ પાડે છે અને રાજાશાહી ફ્યૂડલ વ્યવસ્થા તથા ચર્ચના વિશેષ અધિકારો તેમની પાસે નાબૂદ કરાવે છે. તે જ ભીષણ 'ગિલોટીન' (શિરચ્છેદ કરવાનું ભીષણ યંત્ર) દેવીની આરાધના કરે છે અને ભૂતકાળમાં જેમણે તેનું દમન કર્યું હતું તેમના પર તથા તેને હવે લાધેલી નવી સ્વતંત્રતા સામે કાવાદાવા અને કાવતરાં કરવાનો જેમને વિષે તેને શક હતો તેમના પર ક્રૂર વેર લે છે. આ ચીંથરેહાલ લોકો જ ઉઘાડે પગે પોતાની ક્રાંતિનો બચાવ કરવાને સમરાંગણ ઉપર ધસી જાય છે અને તેમની સામે એકત્ર થયેલાં આખા યુરોપનાં તાલીમબદ્ધ સૈન્યોને હાંકી કાઢે છે. ફ્રાંસની એ જનતા આશ્ચર્યકારક સિદ્ધિ પ્રાપ્ત કરે છે, પરંતુ અનેક વરસોની ભયંકર તાણ અને સંઘર્ષને લીધે ક્રાંતિની પોતાની તાકાત ખૂટી જાય છે. પરિણામે તે પોતા તરફ જ વળે છે અને પોતાનાં સંતાનોને જ ખાવા માંડે છે. પછી પ્રતિ-ક્રાંતિ શરૂ થાય છે. તે ક્રાંતિને ગળી જાય છે, તથા જે આમ સમુદાય અથવા જનતાએ ભારે હામ ભીડીને અનેક યાતનાઓની બરદાસ્ત કરી હતી તેને વળી પાછી 'ચડિયાતા' ગણાતા વર્ગોના શાસન નીચે ધકેલે છે. એ જ પ્રતિ-ક્રાંતિમાંથી નેપોલિયન પેદા થાય છે અને તે સરમુખત્યાર તથા સમ્રાટ બને છે. પરંતુ પ્રતિ-ક્રાંતિ કે નેપોલિયન બેમાંથી એકે જનતાને પોતાના પહેલાના સ્થાન ઉપર તો પાછી મોકલી શકે એમ નહોતું. ક્રાંતિએ મેળવેલા પ્રધાન વિજયો તો કોઈથી ભૂંસાય એમ નહોતું. તેમ જ દલિત વર્ગોએ થોડા સમય માટે પણ પોતાની ધૂંસરી ફેંકી દીધી હતી તેનું ઉમળકાભર્યું સ્મરણ પણ ફ્રાંસની પ્રજા પાસેથી અરે, યુરોપની બીજી પ્રજાઓ પાસેથી પણ કોઈ ઝૂંટવી લઈ શકે એમ નહોતું.

ક્રાંતિના આરંભના સમયમાં ત્યાં આગળ અનેક પક્ષો અને જૂથો પોતપોતાનું પ્રભુત્વ જમાવવા માટે લડી રહ્યાં હતાં. રાજાના પક્ષકારો ૧૬મા લૂઈને નિરંકુશ રાજા તરીકે જેમનો તેમ રાખવાની નિષ્ફળ આશા સેવી રહ્યા હતા; નરમ દળના મવાળો નવું રાજ્યબંધારણ ઘડવા

ચહાતા હતા અને તેને બંધારણીય રાજા તરીકે રહેવા દેવા તૈયાર હતા. આ ઉપરાંત ત્યાં મવાળ અને ઉદ્દામ પ્રજાતંત્રવાદીઓના પક્ષો હતા. મવાળ અથવા નરમ દળના પ્રજાતંત્રવાદીઓનો પક્ષ ‘જીરોંદ’ પક્ષ તરીકે ઓળખાતો હતો અને ઉદ્દામ પ્રજાતંત્રવાદીઓનો પક્ષ ‘જેકોબિન’ પક્ષને નામે ઓળખાતો હતો. તેઓ પોતાના પક્ષની સભા ‘જેકોબિન’ મઠના ખંડમાં ભરતા તે ઉપરથી તેમના પક્ષનું નામ ‘જેકોબિન’ પક્ષ પડયું છે. ક્રાંતિમાં આટલા પ્રધાન પક્ષો હતા અને એ બધામાં તેમ જ તેમની બહાર ઘણાયે સાહસિક ખેલાડીઓ અને તકસાધુઓ હતા. આ બધા પક્ષો અને વ્યક્તિઓની પાછળ પોતાના જ વર્ગના અનેક અજ્ઞાત નેતાઓની દોરવણીથી સક્રિય પગલું ભરવાને કટિબદ્ધ થયેલી ફ્રાંસની અને ખાસ કરીને પૅરીસની જનતા હતી. વિદેશોમાં અને ખાસ કરીને ઇંગ્લંડમાં ક્રાંતિને કારણે દેશમાંથી ભાગી આવેલા અને આશ્રિતો તરીકે રહેલા ફ્રાંસના અમીરઉમરાવો હતા. તેઓ ક્રાંતિની સામે નિરંતર અનેક કાવતરાંઓ રચી રહ્યા હતા. યુરોપનાં બધાં રાજ્યો ક્રાંતિકારી ફ્રાંસનાં વિરોધી હતાં. પાર્લમેન્ટના શાસનવાળું પરંતુ અમીરીનું ઉપાસક ઇંગ્લંડ તેમ જ યુરોપ ખંડના બીજા દેશોના રાજાઓ તથા સમ્રાટો આમ-જનતાના આ અજબ ઉત્પાતથી અતિશય ડરી ગયા હતા અને તેને કચરી નાખવાનો પ્રયત્ન કરતા હતા.

રાજા અને તેના પક્ષકારો કાવાદાવા રમવા ગયા, પરંતુ એમ કરીને તેમણે પોતાનો જ વિનાશ નોતર્યો. રાષ્ટ્રસભામાં આરંભમાં નરમદળના વિનીત યા મવાળ પક્ષનું મહત્ત્વ વધારે હતું. એ પક્ષને ઇંગ્લંડ કે અમેરિકાના જેવું રાજ્યબંધારણ જોઈતું હતું. જેના નામનો તને પરિચય છે તે મિરાબો એ પક્ષનો નેતા હતો. એ પક્ષ બે વરસ સુધી રાષ્ટ્રસભામાં સત્તાધીશ રહ્યો અને ક્રાંતિને આરંભમાં મળેલી સફળતાથી ઉત્સાહમાં આવી જઈને તેણે મોટી મોટી જાહેરાતો કરી હતી તથા કેટલાક મહત્ત્વના ફેરફારો પણ કર્યા હતા. બાસ્તિયના પતન પછી ૨૦ દિવસ બાદ ૧૭૮૯ના ઑગસ્ટની ૪થી તારીખે રાષ્ટ્ર-સભામાં એક અસાધારણ દૃશ્ય રજૂ થયું. એ દિવસે રાષ્ટ્ર-સભામાં ફ્યૂડલ વ્યવસ્થાના હક્ક તથા લાગાઓને નાબૂદ કરવા વિષે ચર્ચા ચાલતી હતી. ક્રાંતિના એ દિવસોમાં ફ્રાંસના વાતાવરણમાં કંઈક અવનવી વસ્તુ વ્યાપી રહી હતી અને તેણે લોકોના હૃદય સુધી પ્રવેશ કર્યો હતો. અને થોડા સમય માટે તો સ્વાતંત્ર્યની એ મદિરાએ ફ્રાંસના

ફ્યૂડલ ઉમરાવોના માનસ ઉપર પણ અસર કરી હોય એમ લાગ્યું. રાષ્ટ્ર-સભાના ખંડમાં મોટા મોટા ઉમરાવો તથા ચર્ચના અધિકારીઓએ ઊભા થઈને પોતપોતાના ફ્યૂડલ હક્કો તથા લાગાઓનો ત્યાગ કરવામાં એક બીજાની સ્પર્ધા કરી. આ એક ઉદાર અને પ્રામાણિક પગલું હતું; જો કે કેટલાંક વરસો સુધી એની ઝાઝી અસર ન થવા પામી. કેટલીક વાર, જો કે એવું ક્વચિત જ બને છે, વિશિષ્ટ અધિકારો ભોગવતો વર્ગ આવી ઉદાર ભાવનાથી પ્રેરાય છે; અથવા પોતાના વિશિષ્ટ અધિકારોનો અંત નજીકના ભવિષ્યમાં આવવાનો જ છે એવી પ્રતીતિ થવાથી ખાનદાની અને ઉદારતાભર્યો માર્ગ અખત્યાર કરવો એ જ ઉત્તમ છે એમ તેને લાગે, એ પણ બનવા જોગ છે. થોડા જ દિવસો ઉપર અસ્પૃશ્યતા નાબૂદ કરવા ખાતર બાપુએ ઉપવાસ આદર્યા અને તેની જાદુઈ અસરને પરિણામે વીજળીની ગતિએ આખા દેશમાં હમદર્દીની લાગણીનું મોજું ફરી વળ્યું ત્યારે સવર્ણ હિંદુઓએ ભરેલું આવું જ અદ્‌ભુત પગલું આપણને જોવા મળ્યું હતું. હિંદુઓએ પોતાના જ અસંખ્ય બંધુઓ ઉપર નાખેલાં બંધનો અમુક અંશે છૂટ્યાં અને અસ્પૃશ્યોને માટે અનેક જમાનાઓ થયાં બંધ રહેલાં સેંકડો મંદિરોનાં દ્વાર હવે ખુલ્લાં થયાં.

આમ, ક્રાંતિકારી ફ્રાંસની રાષ્ટ્ર-સભાએ ઉત્સાહના આવેગમાં આવી જઈને સર્ફડમ એટલે કે દાસ યા આસામી પ્રથા, વિશિષ્ટ અધિકારો, ફ્યૂડલ અદાલતો, તથા ઉમરાવો અને પાદરીઓના કરવેરામાંથી મુક્તિ વગેરે કંઈ નહિ તો ઠરાવમાં તો નાબૂદ કર્યાં. એટલું જ નહિ પણ તેણે ઇલકાબો પણ નાબૂદ કર્યા. રાજા હજી કાયમ હોવા છતાં ઉમરાવ વર્ગના ઇલકાબો નાબૂદ કરવામાં આવ્યા એ વસ્તુ કંઈક વિચિત્ર લાગે છે.

એ પછી રાષ્ટ્ર-સભાએ 'મનુષ્યના અધિકારોની જાહેરાત' પસાર કરી. ઘણું કરીને આ મશહૂર જાહેરાતની કલ્પના અમેરિકાની 'સ્વતંત્રતાની જાહેરાત' ઉપરથી કરવામાં આવી હતી. પરંતુ અમેરિકાની જાહેરાત સાદી અને ટૂંકી છે જ્યારે ફ્રાંસની આ જાહેરાત લાંબી અને અટપટી છે. જેનાથી માણસને સમાનતા, સ્વતંત્રતા અને સુખ પ્રાપ્ત થાય એમ માનવામાં આવતું તે અધિકારોને મનુષ્યના અધિકારો તરીકે લેખવામાં આવ્યા હતા. મનુષ્યના અધિકારોની આ જાહેરાતને અતિશય નીડર અને સાહસપૂર્ણ લેખવામાં આવતી હતી અને એ પછી લગભગ સો વરસ સુધી તે યુરોપના વિનીતો અને લોકશાસનવાદીઓના ચાર્ટર એટલે કે, અધિકાર-પત્ર સમાન રહી. પરંતુ આજે

તો એ જાહેરાત જરીપુરાણી થઈ ગઈ છે અને આપણા જમાનાની એક પણ સમસ્યાનો તે ઉકેલ લાવી શકતી નથી. રાજકીય સમાનતા તથા મત આપવાના અધિકારથી સાચી સમાનતા, સ્વતંત્રતા કે સુખ પ્રાપ્ત થતું નથી તેમ જ જેમના હાથમાં સત્તા હોય તેમની પાસે જનતાનું શોષણ કરવાના બીજા અનેક માર્ગો હોય છે, એ વસ્તુની તેને પ્રતીતિ થતાં ઘણો સમય લાગ્યો. ફ્રાંસની ક્રાંતિ પછી રાજકીય વિચારો ઘણા આગળ વધ્યા છે અથવા તેમાં ઘણો ફેરફાર થવા પામ્યો છે અને આજના ઘણાખરા સ્થિતિચુસ્ત લોકો પણ ઘણું કરીને મનુષ્યના અધિકારોની જાહેરાતના બુલંદ સિદ્ધાંતોનો સ્વીકાર કરશે. પરંતુ એ આપણે સહેલાઈથી સમજી શકીએ છીએ કે એ સ્વીકારનો અર્થ એ નથી કે તેઓ સાચી સમાનતા અને સ્વતંત્રતા આપવા તૈયાર હોય છે. વળી આ જાહેરાત ખાનગી મિલકતનું રક્ષણ કરતી હતી. મોટા મોટા ઉમરાવો તથા પાદરીઓની જમીનજાગીરો, તેમના ફ્યૂડલ હક્કો અને વિશિષ્ટ અધિકારોને લગતાં બીજાં કારણોસર જપ્ત કરવામાં આવી હતી. પરંતુ મિલકતની માલકી ધરાવવાના હકને તો પવિત્ર અને ઉલ્લંઘન ન કરી શકાય એવો ગણવામાં આવ્યો હતો. તું કદાચ જાણતી હશે કે, પ્રગતિશીલ રાજકીય વિચારો અનુસાર તો ખાનગી મિલકત એક અનિષ્ટ છે અને બની શકે તેટલા પ્રમાણમાં તે નાબૂદ કરવી જોઈએ.

મનુષ્યના અધિકારોની જાહેરાત એ આજે આપણને બહુ સામાન્ય દસ્તાવેજ લાગે એ સંભવિત છે. ભૂતકાળના વીરતાભર્યા આદર્શો વર્તમાન સમયમાં ઘણી વાર બહુ સામાન્ય વસ્તુ બની જાય છે. પરંતુ જ્યારે એ અધિકારોની જાહેરાત કરવામાં આવી ત્યારે તેણે આખા યુરોપને રોમાંચનો અનુભવ કરાવ્યો તથા યાતનાઓ અને હાડમારી વેઠી રહેલા દલિત વર્ગોના સારા ભાવિની આશાના સંદેશરૂપ તે લાગતી હતી. પરંતુ રાજાને એ જાહેરાત પસંદ ન પડી. આવો અધર્મ જોઈને તે આભો બની ગયો અને તે મંજૂર કરવાની તેણે સાફ ના પાડી. તે હજીયે વર્સાઈમાં રહેતો હતો. આ સમયે પૅરીસની સ્ત્રીઓની આગેવાની નીચે પૅરીસની જનતાનું ટોળું વર્સાઈના રાજમહેલ આગળ આવ્યું અને તેણે રાજાને એ જાહેરાતને મંજૂર કરવાની ફરજ પાડી એટલું જ નહિ પણ તેને પૅરીસ જવાની પણ ફરજ પાડી. મારા આગલા પત્રના અંતમાં મેં જેનો ઉલ્લેખ કર્યો હતો તે વિચિત્ર પ્રકારનું સરઘસ આ જ હતું.

રાષ્ટ્ર-સભાએ બીજા પણ અનેક ઉપયોગી સુધારાઓ કર્યા. ચર્ચની અઢળક મિલકત રાજ્યે જપ્ત કરી. ફ્રાંસને ૮૦ વિભાગોમાં વહેંચી નાખવામાં આવ્યું અને મને લાગે છે કે એ વખતે પાડેલા વિભાગો હજી કાયમ છે. પહેલાંની ફ્યૂડલ અદાલતોની જગ્યાએ વધારે સારી અદાલતો સ્થાપવામાં આવી. આ બધી વસ્તુઓ લાભકર્તા હતી પરંતુ તે જોઈએ તેટલા પ્રમાણમાં ફાયદાકારક ન નીવડી. જમીન માટે તલસતા ખેડૂતવર્ગને તથા ખોરાકને માટે તલસતા શહેરમાં વસતા સામાન્ય લોકોને એથી ઝાઝો ફાયદો ન થયો. ક્રાંતિનો વિકાસ અટકી ગયો હોય એમ લાગતું હતું. હું તને આગળ ઉપર કહી ગયો છું કે, આમ જનતા, ખેડૂતવર્ગ તથા શહેરોમાંના સામાન્ય લોકોનું રાષ્ટ્ર-સભામાં બિલકુલ પ્રતિનિધિત્વ નહોતું. રાષ્ટ્રસભા ઉપર મિરાબોના નેતૃત્વ નીચેના મધ્યમ વર્ગનો કાબૂ હતો, અને પોતાનો હેતુ સિદ્ધ થઈ ગયો છે એમ તેમને લાગ્યું કે તરત જ ક્રાંતિને રોકવાનો દરેક પ્રયત્ન તેણે કર્યો. તેઓ રાજાની સાથે સમજૂતી કરવાની હદ સુધી ગયા તથા પ્રાંતોમાં ખેડૂતો ઉપર તેમણે ગોળીબાર કરવા માંડ્યો. તેમનો આગેવાન મિરાબો રાજાનો ખરેખાત ગુપ્ત સલાહકાર બની ગયો. અને બાસ્તિય ઉપર હલ્લો કરીને તેનો કબજો લેનાર અને એ દ્વારા પોતાનાં બંધનો ફગાવી દીધાં છે એવી માન્યતા સેવતી આમજનતા તો આ બધું જોઈને આભી જ બની ગઈ. તેની આઝાદી તો હજી પહેલાંના જેટલી જ દૂર ભાસતી હતી અને આ નવી રાષ્ટ્ર-સભા પણ લગભગ પહેલાંના શાસકવર્ગની જેમ જ તેને તેની પુરાણી દલિત સ્થિતિમાં રાખી રહી હતી.

રાષ્ટ્ર-સભાથી હતાશ થઈને ક્રાંતિના હૃદયસમી પૅરીસની જનતાએ પોતાની ક્રાંતિકારી શક્તિના ઉપયોગ માટે બીજું એક સાધન ખોળી કાઢ્યું. આ સાધન તે પૅરીસનું 'કૉમ્યૂન' અથવા મ્યુનિસિપાલિટી. કેવળ આ કૉમ્યૂન જ નહિ પણ તેમાં પોતાના પ્રતિનિધિઓ મોકલનાર પૅરીસ શહેરના દરેક વિભાગની પોતપોતાની જીવંત સંસ્થા હતી અને આમ-જનતા સાથે તે નિકટના સંપર્કમાં હતી. આ કૉમ્યૂન અને ખાસ કરીને તેના પેટા વિભાગો ક્રાંતિના અગ્રેસર તથા વિનીત અને મધ્યમ વર્ગના પ્રતિનિધિઓની બનેલી રાષ્ટ્ર-સભાના હરીફ બન્યા.

દરમ્યાન બાસ્તિયના પતનનો દિન આવ્યો અને ૧૪મી જુલાઈએ પૅરીસના લોકોએ ભારે ઉત્સવ કર્યો. એને 'સમગ્ર જનતાનો ઉત્સવ' એ

નામથી ઓળખવામાં આવ્યો અને પૅરીસની જનતાએ એ શહેરને શણગારવામાં ઊલટથી જહેમત ઉઠાવી કેમ કે તેને એ તેનો પોતાનો ઉત્સવ લાગતો હતો.

૧૭૯૦ અને ૧૭૯૧ની સાલમાં ક્રાંતિની આ સ્થિતિ હતી. રાષ્ટ્ર-સભા ક્રાંતિ માટેની પોતાની બધી ધગશ ખોઈ બેઠી હતી અને હવે વધારે ફેરફારો કરવાની તેની ભાવના પણ મોળી પડી ગઈ હતી. પરંતુ પૅરીસની જનતા હજીયે ક્રાંતિની વેગશથી ઊભરાઈ રહી હતી અને દેશનો ખેડૂતવર્ગ હજી પણ જમીન માટે તલસી રહ્યો હતો. આવી ને આવી પરિસ્થિતિ લાંબો કાળ ટકી શકે એમ નહોતું. કાં તો ક્રાંતિએ આગળ વધવું રહ્યું અથવા તો તેણે પોતાનો નાશ વહોરવો રહ્યો. વિનીતોનો નેતા મિરાબો ૧૭૯૧ની સાલમાં મરણ પામ્યો. રાજા સાથે ગુપ્ત મંત્રણામાં ભળ્યો હોવા છતાં પ્રજામાં તે પોતાની લોકપ્રિયતા જાળવી રહ્યો હતો તથા તેને તે અંકુશમાં રાખી રહ્યો હતો. ૧૭૯૧ના જૂન માસની ૨૧ તારીખે બનેલા એક બનાવે ક્રાંતિનું ભાવિ નક્કી કર્યું. એ બનાવ તે રાજા અને રાણી આંત્વાનેતનું છૂપે વેષે ભાગી છૂટવું. આ રીતે ભાગીને તેઓ દેશની છેક સરહદ સુધી પહોંચી ગયાં હતાં. પરંતુ વર્દુન નજીક વેરનીસમાં કેટલાક ખેડૂતોએ તેમને ઓળખી કાઢ્યાં. તેમને ત્યાં અટકાવીને પૅરીસ પાછાં લાવવામાં આવ્યાં.

પૅરીસના લોકોની દૃષ્ટિએ તો રાજારાણીના આ કૃત્યથી તેમનું ભાવિ નિશ્ચિત થઈ ગયું. હવે પ્રજાતંત્રના આદર્શની બહુ ઝડપી પ્રગતિ થઈ. પરંતુ રાષ્ટ્ર-સભા તેમ જ તે સમયનું રાજ્યતંત્ર પ્રજાકીય ભાવનાથી એટલાં બધાં અળગાં પડી ગયાં હતાં તથા વિનીત બની ગયાં હતાં કે લૂઈ રાજાને પદભ્રષ્ટ કરવાની માગણી કરનારા લોકોને ગોળીથી વીંધી નાખવાનું તેમણે ચાલુ રાખ્યું. મૅરટ નામના ક્રાંતિના એક મહાન નાયકે રાજાની નાસભાગ પછી તેને દેશદ્રોહી તરીકે વખોડી કાઢ્યો એટલા માટે સત્તાવાળાઓએ તેનો પાછો પકડ્યો. તેને પૅરીસની ગટરોમાં છુપાઈ રહેવું પડ્યું અને એથી તેને ચામડીનો ભયંકર રોગ લાગુ પડ્યો.

એથીયે વિશેષ આશ્ચર્યકારક તો એ છે કે, કાયદાની દૃષ્ટિએ તો હજીયે એક વરસ કરતાં વધારે સમય સુધી લૂઈ રાજા તરીકે ચાલુ રહ્યો. ૧૭૯૧ના સપ્ટેમ્બરમાં રાષ્ટ્ર-સભાની કારકિર્દીનો અંત આવ્યો

અને લેજિસ્લેટિવ ઍસેમ્બલી એટલે કે ધારાસભાએ તેની જગ્યા લીધી. આ 'ધારાસભા' પણ રાષ્ટ્રસભાના જેટલા જ વિનીત વલણવાળી હતી અને તે કેવળ ઉપલા વર્ગોનું જ પ્રતિનિધિત્વ ધરાવતી હતી. ફ્રાંસમાં પેદા થયેલી અને વધતી જતી નવીન ભાવનાની તે પ્રતિનિધિ નહોતી. આ ક્રાંતિની ભાવના અથવા ધગશ જનતામાં વધારે ને વધારે પ્રસરતી ગઈ અને પરિણામે આમજનતામાંથી આવેલા ઉદ્દામ પ્રજાતંત્રવાદી જેકોબિન લોકોનો પક્ષ બળવાન બન્યો.

દરમ્યાન યુરોપનાં રાજ્યો આ અવનવી ઘટનાઓને ભયભીત બનીને નિહાળી રહ્યાં હતાં. થોડા વખત માટે પ્રશિયા, ઑસ્ટ્રિયા અને રશિયા બીજે ઠેકાણે લૂંટ પાડવામાં પરોવાયાં હતાં. એ રાજ્યો પોલૅંડનાં પ્રાચીન રાજ્યને ખતમ કરવાના કામમાં રોકાયેલાં હતાં. પરંતુ ફ્રાંસના બહુ ત્વરાથી આગળ વધી રહેલા બનાવોએ તેમનું લક્ષ ખેંચ્યું. ૧૭૯૨ની સાલમાં ફ્રાંસને ઑસ્ટ્રિયા અને પ્રશિયા સાથે લડાઈમાં ઊતરવું પડ્યું. તને મારે એ જણાવવું જોઈએ કે નેધરલૅન્ડ્ઝનો બેલ્જિયમવાળો ભાગ હવે ઑસ્ટ્રિયાના તાબામાં આવ્યો હતો અને તેની અને ફ્રાંસની સરહદ એક હતી. વિદેશી સૈન્યો ફ્રાંસની ભૂમિ ઉપર દાખલ થયાં અને તેમણે ફ્રાંસના સૈન્યને હરાવ્યું. પ્રજામાં એવી માન્યતા પ્રવર્તતી હતી, અને તેમાં વજૂદ પણ હતું, કે રાજા દુશ્મનો સાથે મળી ગયો છે તથા રાજાના પક્ષના બધા માણસો પણ કાવતરામાં સામેલ છે એવો તેમના ઉપર શક હતો. તેમની આસપાસ જેમ જેમ જોખમ વધતું ગયું તેમ તેમ ફ્રાંસના લોકો વધારે ને વધારે ઉત્તેજિત થતા ગયા અને ગભરાવા લાગ્યા. તેમને ઠેરઠેર જાસૂસો અને દેશદ્રોહીઓ દેખાવા લાગ્યા. આ કટોકટીની ઘડીએ પૅરીસના ક્રાંતિકારી કૉમ્યૂને આગેવાની લીધી, રાજદરબારે કરેલા બળવા સામે જનતાએ લશ્કરી કાયદો જાહેર કર્યો છે એ દર્શાવવા કૉમ્યૂને લાલ વાવટો ફરકાવ્યો અને ૧૭૯૨ના ઑગસ્ટની ૧૦મી તારીખે રાજાના મહેલ ઉપર હલ્લો કરવાનો તેણે હુકમ કર્યો. આ હલ્લો કરનારાઓને રાજાએ પોતાના સ્વીસ (સ્વિટ્ઝરલૅંડ વાસી) અંગરક્ષકો પાસે ગોળીથી વીંધી નંખાવ્યા. પરંતુ આખરે પ્રજાનો વિજય થયો અને કૉમ્યૂને રાજાને પદભ્રષ્ટ કરી તેને કેદ કરવાની ધારાસભાને ફરજ પાડી.

સૌ કોઈ જાણે છે કે લાલ વાવટો એ આખી દુનિયાના મજૂરોનો તેમ જ સમાજવાદીઓ અને સામ્યવાદીઓનો વાવટો છે. અગાઉના

વખતમાં જનતા સામે લશ્કરી કાયદો જાહેર કરવા માટે સત્તાધીશોનો એ વાવટો હતો. હું ધારું છું કે — જો કે મને એની પૂરેપૂરી ખાતરી નથી — પેરીસ કૉમ્યૂને એનો ઉપયોગ કર્યો એ જનતા તરફથી કરવામાં આવેલો એ વાવટાનો પહેલવહેલો ઉપયોગ હતો; અને એ કારણે જ ધીમે ધીમે તે બધા મજૂરોનો વાવટો બની ગયો.

પરંતુ રાજાને પદભ્રષ્ટ કરી તેને કેદ કરવાથી જ વાત અટકી નહિ. સ્વીસ અંગ રક્ષકોએ કરેલા ગોળીબારથી તથા તેને પરિણામે અસંખ્ય લોકો મરણ પામ્યા હતા તેથી પૅરીસના લોકો અતિશય ઉશ્કેરાઈ ગયા હતા. વળી, જાસૂસો અને દેશદ્રોહીઓનો તેમને ભારે ડર હતો તથા તેમના ઉપર તેઓ અતિશય કોપાયમાન થયા હતા, એટલે તેમનો જે લોકો પર શક હતો તેમને પકડી પકડીને તેમણે જેલો ભરવા માંડી. આ રીતે પકડવામાં આવેલામાંના ઘણા ગુનેગાર હતા એમાં લેશમાત્ર પણ શંકા નથી, પરંતુ સાથે સાથે નિર્દોષ માણસોને પણ પકડીને જેલમાં પૂરવામાં આવ્યા. થોડા દિવસ પછી લોકોમાં ફરીથી ભીષણ આવેગનું મોજું ફરી વળ્યું. તેમણે કેદીઓને જેલમાંથી બહાર કાઢ્યા અને નામના મુકદ્દમો ચલાવીને તેમનામાંના ઘણાખરાને મારી નાખ્યા. આ ' સપ્ટેમ્બરના હત્યાકાંડ 'માં ( એ બનાવ એ નામથી ઓળખાય છે ) હજાર કરતાં પણ વધારે માણસોની કતલ કરવામાં આવી. પૅરીસનાં ટોળાંએ મોટા પાયા ઉપર આ પહેલવહેલી વખત લોહી ચાખ્યું. એમની તરસ છિપાવવા માટે આગળ ઉપર હજી તો ઘણું લોહી વહેવાનું હતું.

આ સપ્ટેમ્બર માસમાં જ ફ્રાંસના સૈન્યે ઑસ્ટ્રિયા અને પ્રશિયાનાં હુમલો કરનાર સૈન્યો ઉપર પહેલવહેલો વિજય મેળવ્યો. આ વિજય વેલ્મીની નાનીશી લડાઈમાં મળ્યો. આ લડાઈ તો નાનીશી હતી પરંતુ તેનાં પરિણામો બહુ ભારે આવ્યાં, કેમ કે એ લડાઈએ ક્રાંતિને બચાવી લીધી.

૧૭૯૨ના સપ્ટેમ્બરની ૨૧મી તારીખે ' રાષ્ટ્રીય સંમેલન ' ( નેશનલ કન્વેન્શન )ની બેઠક મળી. ઍસેમ્બ્લી એટલે કે, ધારાસભાનું સ્થાન લેનાર આ નવી સભા હતી. આગળની બે સભાઓ કરતાં એ વધારે પ્રગતિકારક વલણવાળી હતી. પરંતુ કૉમ્યૂન કરતાં તો તે પાછળ હતી. આ રાષ્ટ્રીય સંમેલને પ્રથમ કાર્ય ફ્રાંસને પ્રજાતંત્ર જાહેર કરવાનું કર્યું. એ પછી તરત જ રાજા લૂઈ ઉપર કામ

ચલાવવામાં આવ્યું, તેને મોતની શિક્ષા ફરમાવવામાં આવી અને ૧૭૯૩ના જાન્યુઆરીની ૨૧મી તારીખે રાજાશાહીના દોષોની કિંમત તેને પોતાના શિરને સાટે ચૂકવવી પડી. તેને 'ગિલોટીન' કરવામાં આવ્યો એટલે કે એ નામના યંત્રથી તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. ફ્રાંસની જનતા હવે પીછેહઠ કરી શકે એમ નહોતું. તેણે આખરી પગલું ભરીને યુરોપના બધા રાજાઓ તથા સમ્રાટોને પડકાર કર્યો હતો. તેને હવે પાછા હઠવાપણું નહોતું અને ડૅન્ટન નામના ક્રાંતિના એક મહાન નેતાએ રાજાના લોહીથી ભીંજાયેલા ગિલોટીનના પગથિયા ઉપરથી તેની આસપાસ એકત્ર થયેલા માનવસમુદાયને ઉદ્દેશીને ભાષણ કરતાં યુરોપના બીજા રાજાઓને પડકાર્યા. તે બોલ્યો, 'યુરોપના રાજાઓ આપણી સામે પડકાર કરશે, તો આપણે એક રાજાનું માથું તેમના એ પડકારના જવાબમાં આજે જ તેમની સામે ફેંકીએ છીએ.'

## ૧૦૨

# ક્રાંતિ અને પ્રતિ-ક્રાંતિ

૧૩ ઑક્ટોબર, ૧૯૩૨

રાજા લૂઈ માર્યો ગયો, પરંતુ તેના મરણ પહેલાં પણ ફ્રાંસમાં આશ્ચર્યકારક પરિવર્તન થઈ ચૂક્યું હતું. તેની પ્રજાનું લોહી ક્રાંતિની ધગશથી ઊકળી રહ્યું હતું, તેમની નસો ધમધમી રહી હતી. જ્વલંત ઉત્સાહે તેમના માનસને આવરી લીધું હતું. પ્રજાતંત્રવાદી ફ્રાંસ જગતને પડકાર કરી રહ્યું હતું અને બાકીનું રાજાશાહી યુરોપ તેની સામે ખડું હતું. સ્વાતંત્ર્યના સૂર્યની હૂંફ પ્રાપ્ત થવાથી દેશભક્તો કેવી રીતે ઝૂઝી શકે છે એ પ્રજાતંત્રવાદી ફ્રાંસ યુરોપના આ નમાલા રાજા-મહારાજાઓને બતાવી આપવાનું હતું. તેઓ કેવળ નવી લાધેલી પોતાની સ્વતંત્રતાને માટે જ નહિ પણ રાજાઓ અને ઉમરાવોના દમનથી પીડાતી બીજી બધી પ્રજાઓને ખાતર રણે ચડ્યા હતા. ફ્રાંસની પ્રજાએ યુરોપની બીજી પ્રજાઓ ઉપર પોતાનો સંદેશો મોકલી તેમને પોતાના રાજાઓની સામે બંડ ઉઠાવવાની હાકલ કરી તથા તેઓ બધા દેશોની જનતાના મિત્ર અને રાજાશાહી રાજતંત્રના દુશ્મન છે, એવી જાહેરાત કરી. તેમની માતૃભૂમિ ફ્રાંસ સ્વતંત્રતાની જનેતા બની અને તેની વેદી ઉપર કુરબાન થઈ જવું એ આનંદની વસ્તુ બની ગઈ. અને તેમના ભીષણ ઉત્સાહની એ ઘડીએ તેમને એક અદ્ભુત ગીત પ્રાપ્ત થયું. એ ગીતનો સૂર તેમના પ્રજ્વલિત માનસને અનુરૂપ હતો. એ ગીતે તેમને અનેક અડચણો ઓળંગીને તથા મુશ્કેલી કે હાડમારીની લેશમાત્ર પણ પરવા કર્યા વિના એ જ ગીત ગાતા ગાતા રણક્ષેત્ર ઉપર ધસી જવાની પ્રેરણા આપી. આ ગીત તે રૂજે દી લાઈલીએ ર્‌હાઈનના સૈન્ય માટે રચેલું રણગીત હતું. ત્યારથી એ 'માર્સેઈયેઝ'ના નામથી ઓળખાય છે અને આજે પણ એ ફ્રાંસનું રાષ્ટ્રગીત છે.

ચલો ચલો સંતાનો માતૃભૂમિનાં,<br>
  આ મહામૂલી પળ આજ હવે આવી છે.<br>
આ અમ સામે જુલમી શત્રુની સેના<br>
  નિજ રક્તટપકતી ધજા હવે લાવી છે.

એ ખુન્નસભર શત્રુનાં લશ્કર ધાડાં
અમ દેશ વિષે ભુમરાણુ મચાવે આજે,
તે વેગભર્યાં અમ દેશે ધસતાં આવે
અમ નરનારીબાળક હણવાને કાજે.
શસ્ત્ર સજો, ઓ નગરજનો હે,
રચી લિયો તમ સેના,
આગેકૂચ બિરાદર, આગેકૂચ સદા અબ આગે,
આ ભૂમિ આપણી લોહી શત્રુનું માગે.

એ લોકો રાજાઓનાં દીર્ઘાયુષ્ય માટેનાં મિથ્યા ગીતો નહોતા ગાતા. એને બદલે તેઓ માતૃભૂમિ તથા સ્વતંત્રતા — પ્યારી સ્વતંત્રતાના દિવ્ય પ્રેમનાં ગીતો ગાતા હતા.

ઓ પુનિત ભક્તિ અમ માતૃભોમની,
અમ શસ્ત્રોને નવબલવંતાં ઘડજે!
ઓ સ્વતંત્રતા, પ્રિય સ્વતંત્રતા,
તવ સૈનિકની પડખે રહીને તું લડજે!

તેમને ભારે તંગી વેઠવી પડતી હતી, તેમની પાસે પૂરતો ખોરાક નહોતો, કપડાં અને પગરખાં પણ પૂરતાં નહોતાં એટલું જ નહિ, પણ તેમની પાસે પૂરતાં હથિયારો પણ નહોતાં, ઘણી જગ્યાઓએ તો સૈન્યને માટે પોતાનાં પગરખાં આપી દેવાનું પ્રજાજનોને કહેવામાં આવ્યું. દેશદાઝવાળા લોકોએ જેની તંગી હતી અને સૈન્યને માટે જે જરૂરી હતી એવી ખાનપાનની અનેક વસ્તુઓનો તયાગ કર્યો. કેટલાક લોકો તો વખતોવખત ઉપવાસ પણ કરતા. ચામડાંનો સામાન, રસોડાનાં સાધનો, પેણીઓ, ડોલો તથા બીજી અનેક ઘરગતુ વસ્તુઓની માગણી કરવામાં આવી. પૅરીસના મહોલ્લાઓ તથા ગલીઓમાં સેંકડો લુહારોની કોઢેમાં હથોડા ચાલી રહ્યા હતા, કેમ કે શહેરનાં સ્ત્રીપુરુષ સહિત બધા જ પ્રજાજનો હથિયારો બનાવવાના કાર્યમાં સુધ્ધાં મદદ કરી રહ્યા હતા. લોકો અતિશય તંગી વેઠી રહ્યા હતા; પરંતુ માતૃભૂમિ ફ્રાંસ, ચીંથરેહાલ પરંતુ પોતાના માથા ઉપર સ્વતંત્રતાના ઝળહળતા મુકુટથી દીપતા ફ્રાંસ ઉપર જોખમનાં વાદળો ઝઝૂમતાં હોય અને દુશ્મનો તેને દ્વારે આવીને ઊભા હોય ત્યારે એ બધી વસ્તુઓની શી પરવા? એથી ફ્રાંસનો યુવકવર્ગ તેની વહારે ધાયો અને ભૂખ કે તરસની લેશ પણ પરવા કર્યા વિના આગેકૂચ કરીને તેણે વિજય પ્રાપ્ત કર્યો. કાર્લાઈલ કહે છે કે, ' આહારની

તેમ જ તેના હમેશના વપરાશની વસ્તુઓ સિવાયની બીજી કોઈ પણ વસ્તુ માટે કોઈ આખી પ્રજા શ્રદ્ધાવાન છે એવું કહી શકાય એવું ભાગ્યે જ બને છે. જ્યારે પણ એને એવી શ્રદ્ધા લાધે છે ત્યારે તેનો ઇતિહાસ હૃદયસ્પર્શી અને જ્વલંત બને છે.' ક્રાંતિનાં સ્ત્રીપુરુષોને મહાન ધ્યેય માટે આવી શ્રદ્ધા સાંપડી હતી અને એ યાદગાર દિવસોમાં તેમણે જે ઇતિહાસ રચ્યો તથા જે બલિદાનો આપ્યાં તેમાં આપણને હલમલાવી મૂકવાની તથા આપણી નાડીને ચેતનવંતી બનાવવાની હજી પણ શક્તિ રહેલી છે.

નવા રંગરૂટોના બનેલા આ ક્રાંતિકારી સૈન્યે, તેને ઝાઝી લશ્કરી તાલીમ મળી નહોતી છતાંયે, ફ્રાંસની ભૂમિ ઉપરથી બધાં વિદેશી સૈન્યોને હાંકી કાઢ્યાં અને પછી દક્ષિણ નેધરલૅન્ડ્ઝને એટલે કે બેલ્જિયમને પણ ઑસ્ટ્રિયાની ધૂંસરીમાંથી મુક્ત કર્યું. આ વખતે હૅપ્સબર્ગ વંશને કાયમને માટે નેધરલૅન્ડ્ઝ છોડવું પડ્યું. આ ક્રાંતિવાદી રંગરૂટો સામે યુરોપનાં વ્યવસ્થિત રીતે તાલીમ પામેલાં ધંધાદારી સૈન્યો ન ટકી શક્યાં. તાલીમ પામેલો સૈનિક તો પગાર ખાતર લડતો હતો. વળી તે બહુ સાવચેતીપૂર્વક અને સમાલી સમાલીને લડતો હતો. પરંતુ ક્રાંતિકારી રંગરૂટ તો ધ્યેયને ખાતર લડતો હતો અને વિજય મેળવવા માટે તે ગમે તેવાં જોખમો ખેડવા તત્પર હતો. ધંધાદારી સૈનિક સાથે તો ઢગલાબંધ સરસામાન રહેતો એટલે એની ગતિ ધીમી રહેતી, પણ ક્રાંતિકારી સૈનિક પાસે તો સાથે લેવાનું ઝાઝું નહોતું એટલે તે ત્વરિત ગતિથી આગળ વધતો. ક્રાંતિકારી સૈન્ય એ યુદ્ધમાં નવીન પ્રકારનું સૈન્ય હતું અને તેની લડવાની પદ્ધતિ પણ બિલકુલ નિરાળી હતી. તેણે લડાઈની જૂની પદ્ધતિ બદલી નાખી અને અમુક અંશે યુરોપનાં સૈન્યો માટે ભવિષ્યનાં ૧૦૦ વરસ સુધી તે નમૂનારૂપ બની ગયું. પરંતુ એ સૈન્યોનું ખરું બળ તો તેમના ઉત્સાહ અને સાહસમાં રહેલું હતું. તેમનો ધ્યાન મંત્ર અથવા ખરું કહીએ તો એ સમયે ખુદ ક્રાંતિનો પણ ધ્યાન મંત્ર ડૅન્ટનનું એક પ્રસિદ્ધ કથન વ્યક્ત કરે છે: 'માતૃભૂમિના દુશ્મનોનો પરાજય કરવા ખાતર, સાહસ, સાહસ અને નિરંતર સાહસની જ જરૂર છે.'

યુદ્ધ વધારે ફેલાયું. ઇંગ્લંડ તેના નૌકાસૈન્યને કારણે બળવાન દુશ્મન નીવડ્યું. પ્રજાતંત્રવાદી ફ્રાન્સે સમર્થ ખુશ્કી ફોજ તો તૈયાર કરી હતી પરંતુ દરિયા ઉપર તે દુર્બળ હતું. ઇંગ્લંડે ફ્રાંસનાં બધાં બંદરોને ઘેરો ઘાલવાનો આરંભ કર્યો. ઇંગ્લંડ નાસી ગયેલા ફ્રેંચ

આશ્રિતોએ પ્રજાતંત્રવાદી ફ્રાંસની બનાવટી ચલણી નોટો કરોડોની સંખ્યામાં ફ્રાંસમાં દાખલ કરી દીધી અને એ રીતે તેમણે ફ્રાંસનું ચલણ તથા નાણાંતંત્ર ખોરવી નાખવાનો પ્રયાસ કર્યો.

વિદેશીઓ સામેના યુદ્ધ ઉપર પ્રજાનું સમગ્ર લક્ષ કેન્દ્રિત થયું હતું અને રાષ્ટ્રનું સઘળું બળ તેમાં રોકાયું હતું. આવાં યુદ્ધ ક્રાંતિને માટે જોખમકારક હોય છે, કેમ કે તેઓ પ્રજાનું ધ્યાન સામાજિક સમસ્યાઓમાંથી ખેંચીને વિદેશી દુશ્મનો સામે લડવા તરફ વાળે છે. આ રીતે ક્રાંતિનો ખરો હેતુ માર્યો જાય છે. યુદ્ધની ધગશ ક્રાંતિની ધગશનું સ્થાન લે છે. ફ્રાંસમાં પણ એમ જ બનવા પામ્યું; અને આપણે આગળ ઉપર જોઈશું કે એને પરિણામે આખરે ફ્રાંસમાં એક પ્રતિભાશાળી સેનાપતિની સરમુખત્યારી કાયમ થઈ.

દેશમાં પણ ઉપદ્રવ પેદા થયો. ફ્રાંસના પશ્ચિમ ભાગમાં આવેલા વેન્ડી પરગણામાં, કંઈક અંશે ત્યાંના ખેડૂતવર્ગે નવા ક્રાંતિકારી સૈન્યમાં જોડાવાની ના પાડી તેથી, અને કંઈક અંશે રાજાના પક્ષકારો તથા પરદેશ ભાગી ગયેલા ફ્રાંસના આશ્રિતોની ઉશ્કેરણીથી, ખેડૂતોનો પ્રચંડ બળવો ફાટી નીકળ્યો. ક્રાંતિનું નિયમન તથા દોરવણી ખરી રીતે તો પૅરીસના શહેરીઓ કરતા હતા. ખેડૂત વર્ગ, રાજધાનીમાં ઉપરાછાપરી થતા ફેરફારો સમજી કે તેની કદર કરી શકે એમ નહોતું. એટલે તે પછાત પડી ગયો હતો. વેન્ડીના બળવાને અતિશય નિર્દયતાથી દબાવી દેવામાં આવ્યો. યુદ્ધ દરમ્યાન અને વિશેષ કરીને આંતર-યુદ્ધ દરમ્યાન મનુષ્યની અધમમાં અધમ વૃત્તિઓ ઉશ્કેરાય છે અને દયા તથા કરુણા નિરાશ્રય થઈ જાય છે. લાયોન્સમાં ક્રાંતિ વિરોધી બળવો ફાટી નીકળ્યો. એ બળવો દાબી દેવામાં આવ્યો અને કોઈકે એવી દરખાસ્ત રજૂ કરી કે તેણે કરેલા ગુનાની શિક્ષા તરીકે લાયોન્સના મોટા શહેરનો નાશ કરવો 'લાયોન્સે સ્વતંત્રતા સામે હથિયાર ઉગામ્યાં છે. હવે લાયોન્સની હસ્તી રહેતી નથી!' સદ્‌ભાગ્યે આ દરખાસ્તનો તો સ્વીકાર ન થયો પરંતુ લાયોન્સને અતિશય સોસવું પડ્યું.

દરમ્યાન પૅરીસમાં શું બની રહ્યું હતું? ત્યાં આગળ કોની સત્તા હતી? હજીયે ત્યાં નવા ચૂંટાયેલા કૉમ્યૂન તથા તેના વિભાગોનું પ્રભુત્વ હતું. રાષ્ટ્રીય સંમેલનમાં જુદા જુદા પક્ષો વચ્ચે સત્તા હાથ કરવા માટે ઝઘડો ચાલતો હતો. એમાં 'જીરોંદી' અથવા નરમ દળના પ્રજાતંત્રવાદીઓ અને 'જેકોબિન' એટલે ઉદ્દામ પ્રજાતંત્રવાદીઓ મુખ્ય

હતા. એમાં જૅકોબિનોનો વિજય થયો અને ૧૭૯૨ના જૂનના આરંભમાં ઘણાખરા ‘ જીરોંદી ’ પ્રતિનિધિઓને રાષ્ટ્રીય સંમેલનમાંથી હાંકી કાઢવામાં આવ્યા. હવે રાષ્ટ્રીય સંમેલને ફ્યૂડલ હક્કો નાબૂદ કરવાનું આખરી પગલું લીધું. અને ફ્યૂડલ ઉમરાવોની માલકીની બધી જમીનો સ્થાનિક ‘ કોમ્યૂન ’ અથવા તો મ્યુનિસિપાલિટીઓને સોંપવામાં આવી — એટલે કે એ જમીનો સામુદાયિક માલકીની બની.

જૅકોબિનોના પ્રભુત્વવાળા રાષ્ટ્રીય સંમેલને હવે બે સમિતિઓ નીમી; એક જાહેર હિત સમિતિ અને બીજી જાહેર સલામતી સમિતિ; અને એ બંને સમિતિઓને બહોળી સત્તાઓ આપી. આ બંને સમિતિઓ અને ખાસ કરીને જાહેર સલામતી સમિતિ અતિશય બળવાન બની ગઈ અને લોકો તેનાથી ડરવા લાગ્યા. રાષ્ટ્રીય સંમેલનને તેમણે પોતાની મરજી મુજબ હાંકવા માંડ્યું અને એ રીતે એક ડગલું આગળ ભરાવીને તેમણે ક્રાંતિને મૃત્યુની અગાધ ખીણમાં ધકેલી દીધી. જનતા ઉપર ભયે પોતાની છાયા પાથરી દીધી. ચોપાસથી તેમને ઘેરી રહેલા વિદેશી દુશ્મનોનો તેમ જ જાસૂસો અને દેશદ્રોહીઓનો તેમને ભય હતો અને એવા બીજા અનેક ભયથી તેઓ ડરતા હતા. ભય માણસને અંધ અને મરણિયો કરી મૂકે છે; અને આ સતતપણે પીડી રહેલા ભયથી પ્રેરાઈને રાષ્ટ્રીય સંમેલને ૧૭૯૩ના સપ્ટેમ્બર માસમાં એક ભીષણ કાયદો — શકદારો માટેનો કાયદો — પસાર કર્યો. જેના ઉપર શક ગયો તેની જિંદગી સલામત નહોતી અને આ શકની ચુંગાલમાંથી કોણ બચી શકે? એક માસ પછી રાષ્ટ્રીય સંમેલનના બાવીશ ‘ જીરોંદી ’ પ્રતિનિધિઓ ઉપર ક્રાંતિકારી અદાલત સમક્ષ કામ ચલાવવામાં આવ્યું અને તત્કાળ તેમને દેહાંતદંડની શિક્ષા ફરમાવવામાં આવી.

આ રીતે ‘કેર’ના અમલનો આરંભ થયો. દરરોજ આ રીતે સજા પામેલા લોકોનું ગિલોટીન તરફ પ્રયાણ થવા લાગ્યું; દરરોજ શકના ભોગ બનેલા આવા લોકોને ભરીને લઈ જતાં ગાડાં પૅરીસના મહોલ્લાઓમાંથી ગડગડાટ કરતાં પસાર થવા લાગ્યાં અને તેમના તરફ ચાળા પાડીને લોકો આ દીન અને હતભાગી લોકોનું સ્વાગત કરવા લાગ્યા. રાષ્ટ્રીય સંમેલનમાં પણ સત્તાધારી ટોળકી વિરુદ્ધ બોલવું એ જોખમકારક હતું; કેમ કે એથી વિરુદ્ધ બોલનારના ઉપર શક પેદા થાય અને શક અદાલત આગળ અને આખરે ગિલોટીન પાસે દોરી જાય. રાષ્ટ્રીય સંમેલન ઉપર

પણ જાહેર હિત સમિતિ અને જાહેર સલામતી સમિતિનો કાબૂ હતો. લોકોના જીવનમરણ ઉપરનો કાબૂ પણ જેના હાથમાં હતો એવી આ સર્વ સત્તાધીશ સમિતિઓ પોતાની સત્તા લેશમાત્ર પણ ઓછી કરવા કે બીજાને આપવા તૈયાર નહોતી. પૅરીસના કૉમ્યૂન ઉપર તેમની ખતરાજી થઈ. સાચી વાત તો એ છે કે, જેઓ તેમની સાથે સંમત થતા નહોતા તે દરેક જણ ઉપર તેમની ખતરાજી હતી. સત્તા પાસે માણસોને ભ્રષ્ટ કરવાની કંઈક અજબ પ્રકારની આવડત છે. તેથી ક્રાંતિના પ્રાણરૂપ આ કૉમ્યૂન તથા તેના વિભાગોને કચરી નાખવાનો એ સમિતિઓએ સંકલ્પ કર્યો. પ્રથમ તેમણે તેના વિભાગોને કચરી નાખ્યા અને કૉમ્યૂનના આધારરૂપ એ વિભાગોને કચરી નાખ્યા. પછી તેમણે ખુદ કૉમ્યૂનને પણ કચરી નાખ્યું. આમ ઘણી વાર ક્રાંતિ પોતે જ પોતાનું ભક્ષણ કરે છે. પૅરીસ શહેરના જુદા જુદા ભાગોનાં આ પેટા કૉમ્યૂનો અથવા કૉમ્યૂનના વિભાગો જનતા અને ટોચે બેઠેલા લોકોની વચ્ચે કડી સમાન હતા. એ વિભાગો અથવા પેટા કૉમ્યૂનો ક્રાંતિમાં પ્રાણ પૂરનાર રુધિરનું વહન કરનારી શિરાઓ હતી. ૧૭૯૪ની સાલના આરંભમાં કૉમ્યૂન તથા તેના વિભાગોને ચગદી નાખવામાં આવ્યા તેથી કરીને ક્રાંતિનું રુધિરાભિસરણ લગભગ બંધ થઈ ગયું. હવે પછી રાષ્ટ્રીય સંમેલન તથા આ સમિતિઓ જનતા સાથેના જીવંત સંપર્ક વિનાનાં રાજતંત્રનાં કેન્દ્રસ્થ અંગો જ બની ગયાં; અને બીજા બધા સત્તાધારીઓની પેઠે તેઓ પણ ત્રાસના બળથી બીજાઓ ઉપર પોતાના નિર્ણયો લાદવા માગતાં હતાં. આ સાચા ક્રાંતિકાળના અંતની આ શરૂઆત હતી. આ ત્રાસનો અમલ તથા ડામાડોળ સ્થિતિમાં ક્રાંતિ પણ હજી છ માસ સુધી ચાલુ રહ્યાં, પરંતુ તેમનો અંત હવે દૃષ્ટિગોચર થવા લાગ્યો હતો.

આ કરુણ અને તોફાનના કાળ દરમ્યાન પૅરીસ તથા ફ્રાંસના નાયકો કોણ હતા? એવા ઘણા નાયકોનાં નામો આગળ તરી આવે છે. કૅમીલ દેસ્મૂલીન ૧૭૮૯ના બાસ્તિય ઉપર હુમલો લઈ જનાર ટોળાનો આગેવાન હતો. બીજા પ્રસંગોએ પણ તેણે આગળ પડતો ભાગ લીધો હતો. ત્રાસના અમલ દરમ્યાન રહેમદિલીની નીતિની હિમાયત કરતાં તે ગિલોટીનનો ભોગ બન્યો. થોડા દિવસ પછી તેની યુવાન પત્ની લ્યૂસીલીએ પતિ વિના જીવવા કરતાં મરણ પસંદ કર્યું અને તેણે પણ પતિનો જ માર્ગ લીધો. કવિ ફેબ્રે દિ ઇગ્લેન્ટાઇન અને જમદૂત સમો સરકારી વકીલ ફૂકિયે તિનવીલી પણ ક્રાંતિના નેતાઓ

હતા. મૅરટને કદાચ ક્રાંતિનો સૌથી મહાન અને સમર્થ નાયક ગણી શકાય. શારલોતી કોરદે નામની એક યુવતીએ છરો મારીને તેનું ખૂન કર્યું હતું. આગળ જેના શબ્દો મેં બે વાર ટાંક્યા છે તે ડૅન્ટન સિંહના જેવો છાતીવાળો હતો. વળી તે સમર્થ અને લોકપ્રિય વક્તા પણ હતો. પરંતુ તે પણ ગિલોટીનનો ભોગ બન્યો હતો. આ બધામાં રોબ્સ્પિયેર સૌથી વિશેષ નામીચો છે. તે જૅકોબિનોનો નેતા હતો. અને કેરના અમલના અરસામાં તો તે રાષ્ટ્રીય સંમેલનનો લગભગ સરમુખત્યાર બની ગયો હતો. તે લોકમાનસમાં કેરના મૂર્તિમંત સ્વરૂપ સમાન બની ગયો છે અને તેનો વિચાર કરતાં ઘણા લોકોને આજે પણ કંપારી છૂટે છે. આમ છતાંયે એની પ્રામાણિકતા અને સ્વદેશભક્તિ અપ્રતિમ હતાં એ વિષે લેશ પણ શંકા નથી. કોઈ પણ ઉપાયે એને ચળાવી શકાય નહિ એવી એની ખ્યાતિ હતી. પરંતુ તેની રહેણીકરણીમાં આટલો સાદો હોવા છતાં તે અતિશય સ્વરત હતો અને જે કોઈ તેનાથી ભિન્ન મત ધરાવે તે પ્રજાતંત્ર તથા ક્રાંતિનો શત્રુ છે એવી તેની માન્યતા હોય એમ જણાય છે. તેના એક સમયના સહકાર્યકર્તા અને ક્રાંતિના મોટા મોટા અનેક નેતાઓને તેની સલાહથી ગિલોટીન ઉપર ચડાવવામાં આવ્યા. પરંતુ છેવટે મૂંગે મોંએ તેને વશ વર્તતું રાષ્ટ્રીય સંમેલન જ તેની સામે થઈ ગયું. જુલમગાર અને આપખુદ જાહેર કરીને તેણે તેનો નિષેધ કર્યો અને તેનો તથા તેની આપખુદીનો અંત આણ્યો.

ક્રાંતિના આ બધા નાયકો યુવાન માણસો હતા; વૃદ્ધોથી ભાગ્યે જ ક્રાંતિ કરી શકાય છે. એમાંના ઘણા નેતાઓનું મહત્ત્વ નથી એમ નથી, પરંતુ ક્રાંતિની મહાન ઘટનામાં તેઓ,—રોબ્સ્પિયર સુધ્ધાં પ્રધાન ભાગ ભજવતા નથી. ક્રાંતિની વિરાટ ઘટનાની સામે એ બધા ક્ષુલ્લક દેખાય છે, કેમ કે, ક્રાંતિ કંઈ તેમણે પેદા કરી નહોતી, તેમ જ તેનું નિયમન પણ તેમના હાથમાં નહોતું. ક્રાંતિ એ તો ઇતિહાસમાં વખતોવખત થતા સામાજિક ભૂકંપમાંનો એક ભૂકંપ છે. લાંબા કાળની યાતનાઓ, આપખુદી અને સામાજિક પરિસ્થિતિ આવા ભૂકંપો માટે ધીમે ધીમે પણ અનિવાર્યપણે ભૂમિકા તૈયાર કરે છે.

પરંતુ તું એમ ન માની બેસીશ કે રાષ્ટ્રીય સંમેલને પરસ્પર ઝઘડવા અને લોકોને ગિલોટીન ઉપર ચડાવવા સિવાય બીજું કશું કર્યું જ નહોતું. સાચી ક્રાંતિમાંથી અપાર શક્તિ પેદા થાય છે. આમાંની

ઘણી શક્તિ પરદેશીઓ સાથેની લડાઈઓમાં વેડફાઈ ગઈ. પણ આમ છતાંયે ઘણી શક્તિ બચવા પામી હતી અને તેને લીધે અનેક રચનાત્મક કાર્યો પણ થવા પામ્યાં. ખાસ કરીને દેશની કેળવણીની પદ્ધતિમાં ધરમૂળથી ફેરફારો કરવામાં આવ્યા. શાળામાં આજે બધાં બાળકો જે 'મેટ્રિક પદ્ધતિ' શીખે છે તે આ અરસામાં દાખલ કરવામાં આવી હતી. એ પદ્ધતિએ લંબાઈ અને વજનનાં માપો બહુ સરળ બનાવી મૂક્યાં છે. સુધરેલી દુનિયાના ઘણાખરા દેશોમાં આ પદ્ધતિનો સ્વીકાર કરવામાં આવ્યો છે. પરંતુ સ્થિતિચુસ્ત ઇંગ્લંડ હજી પણ યાર્ડ, ફર્લોંગ, પાઉંડ અને હંડ્રવેટ તથા એવાં બીજાં તોલ માપની પ્રાચીન તથા જરીપુરાણી થઈ ગયેલી પદ્ધતિને વળગી રહ્યું છે. હિંદુસ્તાનમાં આપણે પણ આ લંબાઈ તથા વજનનાં અટપટાં માપો તથા શેર અને મણ વગેરેને ચલાવી લેવાં પડે છે.

આ 'મેટ્રિક પદ્ધતિ'ની પાછળ પ્રજાતંત્રનું નવું પંચાંગ પણ આવ્યું. પ્રજાતંત્ર જાહેર કરવામાં આવ્યું તે દિવસથી એટલે કે, ૧૭૯૨ની સાલના સપ્ટેમ્બરની ૨૨મી તારીખથી તેની શરૂઆત થતી હતી. એમાં સાત ને બદલે દસ દિવસનું અઠવાડિયું રાખવામાં આવ્યું અને દશમે દિવસે રજા રાખવામાં આવી. એમાં પણ વરસના મહિના તો બાર જ રાખવામાં આવ્યા પણ તેમનાં નામો બદલી નાખવામાં આવ્યાં. કવિ ફેબ્રેએ ઋતુ અનુસાર એ મહિનાઓનાં નવાં અને સુંદર નામો પાડ્યાં. જર્મીનલ, ફ્લોરિયલ અને પ્રેરિયલ આ ત્રણ વસંત ઋતુના, મેસીદોર, થર્મિદોર અને ફ્ક્તિદોર એ ઉનાળાના, વન્દીમિયર, બ્રૂમેયર અને ફ્રીમેયર એ પાનખરના, તથા નિવૂસ, પ્લુવીઉસ અને વેન્તુસ એ શિયાળાના મહિનાઓનાં નામો હતાં. પ્રજાતંત્રના પતન પછી આ પચાંગ ઝાઝો સમય ટક્યું નહિ.

દરમિયાન ત્યાં આગળ ખ્રિસ્તી ધર્મ વિરુદ્ધ પ્રબળ હિલચાલ જાગી અને તેની જગ્યાએ બુદ્ધિની પૂજાની હિમાયત કરવામાં આવી. 'સત્ય'નાં મંદિરો બાંધવામાં આવ્યાં. પ્રાંતોમાં પણ આ હિલચાલ બહુ ઝડપથી પ્રસરી ગઈ. ૧૭૯૩ની સાલના નવેમ્બરમાં પૅરીસના નોત્રદામ દેવળમાં સ્વતંત્રતા અને બુદ્ધિનો ભારે મહોત્સવ કરવામાં આવ્યો અને એક ખૂબસૂરત યુવતીને બુદ્ધિની દેવી તરીકે યોજવામાં આવી. પરંતુ રોબ્સ્પિયેર આવી બાબતોમાં જૂના વિચારનો હતો. તેને આ હિલચાલ બિલકુલ પસંદ નહોતી. ડૅન્ટનને પણ તે પસંદ નહોતી. જેકોબિનોની બનેલી જાહેર

હિત સમિતિ પણ તેની વિરુદ્ધ હતી, એટલે એ હિલચાલના આગેવાનોને પકડીને ગિલોટીન ઉપર ચડાવવામાં આવ્યા. સ્વતંત્રતા અને બુદ્ધિના મહોત્સવના જવાબરૂપે રૉબ્સ્પિયેરે 'સુપ્રિમ બીઇંગ' એટલે કે, 'પરમ સત્ત્વ' નો મહોત્સવ કરવાની યોજના કરી. રાષ્ટ્રીય સંમેલનમાં એ વિષે મત લઈને એવો નિર્ણય કરવામાં આવ્યો કે ફ્રાંસ એક 'પરમ સત્ત્વ'-માં જ શ્રદ્ધા રાખે છે. આમ ધીમે ધીમે રોમન કૅથલિક સંપ્રદાયનો ભાવ વધવા લાગ્યો.

પૅરીસના કૉમ્યૂન તથા તેના વિભાગોને કચરી નાખ્યા પછી સ્થિતિ બહુ ઝપાટાભેર બગડવા લાગી. જૅકોબિનો સંપૂર્ણ સત્તાધારી બન્યા હતા. રાજ્યતંત્ર ઉપર પણ તેમનો કાબૂ હતો. પરંતુ હવે તેઓ માંહોમાંહે લડવા લાગ્યા હતા. સ્વતંત્રતા અને બુદ્ધિનો મહોત્સવ ઊજવવામાં આગળ પડતો ભાગ લેનાર હીબર્ત તથા તેના પક્ષકારોને ગિલોટીન ઉપર ચડાવવામાં આવ્યા તે સમયે જૅકોબિન પક્ષમાં મોટું ભંગાણ પડ્યું. એમના પછી ફ્રેબ્રે દિ ઇગ્લેટાઈનનો વારો આવ્યો. અને ૧૭૯૪ની સાલમાં આટલા બધા લોકોને ગિલોટીન ઉપર ચડાવવા સામે ડૅન્ટન અને કૅમીઈલ દેસ્મૂલીને રૉબ્સ્પિયેર આગળ વિરોધ ઉઠાવ્યો ત્યારે તેમને પણ ગિલોટીન ઉપર વધેરવામાં આવ્યા. ૧૭૯૪ના એપ્રિલમાં ડૅન્ટનની કતલ કરવામાં આવી એ પૅરીસ તેમ જ પ્રાંતોના લોકોને માટે ક્રાંતિનો અંત આવ્યા સમાન હતું. રખેને લોકો વચ્ચે પડે એટલા ખાતર ડૅન્ટનની કતલ ઉતાવળથી કરી નાખવામાં આવી હતી. ક્રાંતિનો નરકેસરી પડ્યો અને હવે એક નાનકડી ટોળકીના હાથમાં સત્તાનાં સૂત્રો આવ્યાં. લોકો સાથેનો તેનો સંપર્ક તૂટી ગયો હતો અને ચોમેર હવે એના શત્રુઓ પેદા થયા હતા, એટલે જ્યાં ત્યાં એ ટોળકીની નજરે દ્રોહ દેખાવા લાગ્યો. એટલે ત્રાસનો અમલ વધારે ઉગ્ર બનાવવા સિવાય પોતાને ઉગારવાનો બીજો ઉપાય તેને જડ્યો નહિ.

આમ ત્રાસનું જોર વધ્યું અને ગુનેગારોને ગિલોટીન આગળ લઈ જનાર ગાડામાં હવે સજા પામેલાઓની ભીડ વધારે થવા લાગી. જૂન માસમાં એક નવો કાયદો કરવામાં આવ્યો જેને '૨૨મી પ્રેરિયલ' (પ્રજાતંત્રના નવા પંચાગનો મહિનો)નો કાયદો કહેવામાં આવે છે. એ કાયદામાં ખોટી ખબરો ફેલાવવી, લોકોમાં ભાગલા પાડવા અથવા તેમનામાં ખળભળાટ પેદા કરવો, નીતિનાં બંધનો શિથિલ કરવાં તથા જનતાના ઈમાનને દૂષિત કરવું વગેરે વસ્તુઓને મોતની સજાપાત્ર ગુનાઓ લેખવામાં

આવ્યા હતા. રૉબ્સ્પિયેર અને તેના બગલિયાઓથી ભિન્ન મત ધરાવનાર દરેક જણને આ કાયદાની વિસ્તૃત જાળમાં ફસાવી શકાય એમ હતું. આવા લોકો ઉપર સમૂહમાં એક સાથે કામ ચલાવવામાં આવતું અને તેમને શિક્ષા ફરમાવવામાં આવતી. એક પ્રસંગે તો લગભગ ૧૫૦ જણાઓ ઉપર કામ ચલાવીને તેમને તકસીરવાર ઠરાવવામાં આવ્યા હતા. એ ટોળામાં સામાન્ય ગુનેગારો, રાજાના પક્ષકારો અને એવા બીજાઓ ઉપર એક જ પ્રસંગે કામ ચલાવવામાં આવ્યું હતું.

આ નવા કેરનો અમલ ૪૬ દિવસ સુધી ચાલ્યો. આખરે ૯મી થર્મિડોર એટલે કે ૧૭૯૪ની ૨૭મી જુલાઈને દિવસે મામલો વીફર્યો. રાષ્ટ્રીય સંમેલન એકાએક રૉબ્સ્પિયેર તથા તેના પક્ષકારોની વિરુદ્ધ થઈ ગયું અને 'જાલિમોનો નાશ કરો' એવા પોકારોની સાથે તેમને ગિરફતાર કરવામાં આવ્યા. રૉબ્સ્પિયેરને બોલવા સુધ્ધાં દેવામાં ન આવ્યો. બીજે દિવસે જેમાં તેણે અનેક લોકોને ગિલોટીન ઉપર રવાના કર્યા હતા તે જ ગાડું તેને ગિલોટીન ઉપર લઈ ગયું. આ રીતે ફ્રાંસની ક્રાંતિનો અંત આવ્યો.

રૉબ્સ્પિયેરના પતન પછી પ્રતિ-ક્રાંતિનો આરંભ થયો. હવે વિનીતો આગળ આવ્યા. તેઓ જેકોબિનો ઉપર તૂટી પડ્યા અને તેમના ઉપર કેર વર્તાવ્યો. 'રાતા કેર' પછી જેને 'ધોળો કેર' કહેવામાં આવે છે તેનો અમલ શરૂ થયો. ૧૫ માસ પછી ૧૭૯૫ના ઑકટોબર માસમાં રાષ્ટ્રીય સંમેલનનું પતન થયું અને પાંચ સભ્યોની 'ડાયરેકટરી' (સમિતિ) સરકાર બની ગઈ. આ સ્પષ્ટપણે મધ્યમવર્ગની સરકાર હતી અને તેણે આમવર્ગને દાબી રાખવા કોશિશ કરી. આ 'ડાયરેકટરી'એ પાંચ વરસ સુધી ફ્રાંસ ઉપર શાસન કર્યું અને પ્રજાતંત્રનું બળ તથા પ્રતિષ્ઠા એટલાં ભારે હતાં કે અનેક આંતરિક ઝઘડાઓ હોવા છતાં પણ પરદેશો ઉપરનાં યુદ્ધોમાં પણ તેણે વિજયો મેળવ્યા. એની સામે બંડો પણ થયાં પરંતુ તે બધાં દબાવી દેવામાં આવ્યાં. આવું એક બંડ પ્રજાતંત્રના સૈન્યના નેપોલિયન બોનાપાર્ટ નામના એક યુવાન સેનાપતિએ દાબી દીધું હતું. તેણે પૅરીસના લોકોનાં ટોળાં ઉપર ગોળીબાર કરવાની ધૃષ્ટતા કરી અને એ રીતે તેમાંના સંખ્યાબંધ માણસો માર્યા ગયા. જ્યારે આમજનતાની કતલ કરવામાં ખુદ પ્રજાતંત્રના પુરાણા સૈન્યનો જ ઉપયોગ કરી શકાવાની પરિસ્થિતિ આવી ત્યારે કહી શકાય કે હવે ક્રાંતિનું નામનિશાન રહ્યું નહોતું.

આ રીતે ક્રાંતિનો અંત આવ્યો અને તેની સાથે જ આદર્શવાદીઓનાં અનેક ઉજ્જ્વળ સ્વપ્નોનો તેમ જ ગરીબ લોકોની આશાનો પણ અંત આવ્યો. એમ છતાંયે તે જે પ્રાપ્ત કરવા ચહાતી હતી તેમાંનું ઘણુંખરું તેણે પ્રાપ્ત કર્યું પણ ખરું. કોઈ પણ પ્રતિ-ક્રાંતિ દાસપ્રથા 'સર્ફડમ' એટલે કે દાસ યા આસામી પ્રથાને ફરીથી દાખલ કરી શકે એમ નહોતું, તેમ જ બુર્બો વંશના રાજાઓ — ફ્રાંસના તે સમયનો રાજવંશ બુર્બો વંશ કહેવાતો હતો — ફરીથી ફ્રાંસના રાજ્યાસન ઉપર આવ્યા ત્યારે તેઓ પણ ખેડૂતોને વહેંચી આપવામાં આવેલી જમીનો તેમની પાસેથી પાછી લઈ શક્યા નહિ. ખેતરમાં કામ કરતા તેમ જ શહેરના સામાન્ય માણસની દશા પહેલાં કરતાં તો ક્યાંયે સુધરી ગઈ હતી. ખરેખર ક્રાંતિ પહેલાંના સમય કરતાં તો કેરના અમલ દરમ્યાન પણ તેમની સ્થિતિ વધારે સારી હતી. કેર તેમની સામે નહિ પણ ઉપલા વર્ગના લોકોની સામે વર્તાવવામાં આવ્યો હતો; જો કે ક્રાંતિના છેવટના સમયમાં તો ગરીબ વર્ગને પણ વેઠવું પડ્યું હતું.

ક્રાંતિનો તો અંત આવ્યો પરંતુ પ્રજાતંત્રના વિચારો આખા યુરોપમાં ફેલાયા અને તેની સાથે 'મનુષ્યના અધિકારોની જાહેરાત'ના સિદ્ધાંતોનો પણ ફેલાવો થયો.

## ૧૦૩

# સરકારના રાહ

૨૭ ઑક્ટોબર, ૧૯૪૩

બે અઠવાડિયાંથી મેં તને પત્ર લખ્યો નથી. મને લાગે છે કે હું કંઈક ઢીલો પડ્યો છું. મારી આ વાર્તાના છેવટના ભાગની પાસે પાસે હું આવી પહોંચ્યો છું એ વિચારથી હું કંઈક પાછો પડું છું. ૧૮મી સદીના અંત સુધી તો આપણે આવી પહોંચ્યાં. ૧૯મી સદીનાં ૧૦૦ વરસોનું અવલોકન હવે આપણે કરવાનું છે અને પછી તો આજની ઘડી સુધી આવી પહોંચવા માટે માત્ર ૩૨ વરસો બાકી રહે છે. પરંતુ આ બાકી રહેલાં ૧૩૨ વરસોને અંગે તો મારે ઘણું કહેવાનું થશે, આપણી બહુ નજદીક હોવાને કારણે એ વરસો આપણને વધારે સ્પષ્ટપણે દેખાય છે અને આપણાં મન ભરી દે છે, તેમજ એમાં બનેલા બનાવો પહેલાંના સમયના બનાવો કરતાં આપણને વધારે મહત્ત્વના લાગે છે. આજે આપણે આપણી આસપાસ જે બધું જોઈએ છીએ તેમાંની ઘણીખરી વસ્તુઓ એ સમય દરમ્યાન ઉદ્ભવેલી છે, અને સાચે જ ગઈ સદી અને તે પછીનાં વરસોની અસંખ્ય ઘટનાઓ અને બનાવોનો તને પરિચય કરાવવો એ મારે માટે સહેલું નથી. સંભવ છે કે એ કારણથી જ હું એ કામ હાથ ધરતાં ખંચકાતો હોઉં ! પરંતુ સાથે સાથે મને એમ પણ થાય છે કે આખરે જ્યારે હું આ માનવીના ઇતિહાસની વાતને ૧૯૩૨ની સાલ સુધી લાવી દઈશ અને ભૂતકાળ વર્તમાનમાં લુપ્ત થઈ ભવિષ્યના અગમ્ય પડદા આગળ આવીને ઊભશે ત્યારે હું શું કરીશ? પ્યારી બેટી, ત્યાર પછી તને હું શું લખીશ વારું ? એ પછી હાથમાં કલમ લઈને તારે વિષે વિચાર કરવા માટે અથવા તો જાણે તું મારી સમીપ બેઠી છે અને મને અનેક પ્રશ્નો પૂછી રહી છે, તથા હું તેના જવાબો આપવાનો પ્રયાસ કરું છું, એવી કલ્પના સેવવા માટે મને શું નિમિત્ત મળી રહેશે?

ફ્રાંસની ક્રાંતિને વિષે મેં તને ત્રણ પત્રો લખ્યા છે — ફ્રાંસના લગભગ પાંચ વરસ જેટલા ટૂંકા સમયના ઇતિહાસ વિષેના એ ત્રણ

પત્રો લાંબા હતા. આ આપણા યુગયુગાન્તરોના પ્રવાસમાં સદીઓની સદીઓ આપણે એક એક પગલે વટાવી ગયાં. આખાને આખા ખંડોના ખંડો ઉપર ઊડતી નજર કરી ગયાં. પરંતુ ફ્રાંસમાં ૧૭૮૯થી ૧૭૯૪ની સાલના કાળ દરમ્યાન આપણે ઠીક ઠીક સમય સુધી રોકાયાં. આમ છતાં પણ તને એ જાણીને આશ્ચર્ય થશે કે એ વસ્તુ ટૂંકમાં પતાવવાને મેં ભારે જહેમત ઉઠાવી છે, કેમ કે, મારું મન એ વિષયથી ઊભરાતું હતું અને મારી કલમ આગળ ને આગળ જવા ચહાતી હતી. ઐતિહાસિક દૃષ્ટિએ ફ્રાંસની ક્રાંતિનું ભારે મહત્ત્વ છે. એનાથી એક યુગ સમાપ્ત થાય છે અને બીજાનો આરંભ થાય છે. એની રોમાંચકતાને કારણે એ વિશેષે કરીને આકર્ષક બને છે અને એ આપણ સૌને અનેક પ્રકારનો બોધ આપે છે. દુનિયા આજે વળી પાછી ખળભળી ઊઠી છે અને મહા પરિવર્તનો થવાને ટાંકણે આપણે ઊભાં છીએ. આપણા દેશમાં પણ આપણે ક્રાંતિકાળમાંથી પસાર થઈએ છીએ — ભલેને એ શાન્ત ક્રાંતિ કેમ ન હોય. એટલે ફ્રાંસની ક્રાંતિ અને આપણા સમયમાં આપણી નજર આગળ થયેલી રશિયાની મહાન ક્રાંતિમાંથી આપણે ઘણું શીખી શકીએ. આ બે ક્રાંતિઓના જેવી સાચી જનતાની ક્રાંતિ જીવનની કારમી વાસ્તવિકતાઓને તેના નગ્ન સ્વરૂપમાં ખુલ્લી કરે છે; વીજના ઝબકારાની પેઠે તેઓ સમગ્ર પ્રદેશને દૃશ્યમાન કરે છે અને ખાસ કરીને અંધકારમય સ્થાનોને આપણી નજર સામે ખુલ્લાં કરે છે. થોડા સમય માટે તો લક્ષ્ય સ્પષ્ટપણે દેખાય છે અને તે અતિશય સમીપ આવેલું લાગે છે. માણસમાં શ્રદ્ધા અને શક્તિ ઊભરાવા લાગે છે. સંશય અને સંકલ્પ-વિકલ્પ નષ્ટ થાય છે. કશી ન્યૂનતા કે લેશમાત્ર ઊણપ સાંખી કે ચલાવી લેવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. ક્રાંતિ કરનાર માણસો આમતેમ જોયા વિના તીરની પેઠે સીધાં આગળ વધે છે; અને તેમની દૃષ્ટિ જેટલા પ્રમાણમાં સીધી અને તીક્ષ્ણ હોય છે તેટલા પ્રમાણમાં ક્રાંતિ પણ આગળ વધે છે. પરંતુ ક્રાંતિની પરાકાષ્ઠાના સમયમાં જ આવું બનવા પામે છે. એ સમયે ક્રાંતિના નાયકો પર્વતની ટોચે ઊભેલા હોય છે અને જનતા તેમના તરફ ઊંચે કૂચ કરી રહી હોય છે. પરંતુ અફસોસ! પછીથી એવો સમય આવે છે કે જ્યારે તેમને પર્વતના શિખર ઉપરથી નીચે અંધકારમય ખીણમાં ઊતરવું પડે છે અને શ્રદ્ધા મંદ પડે છે તથા શક્તિ ક્ષીણ થઈ જાય છે.

લગભગ જિંદગી બધી દેશવટો વેઠનાર વૉલ્તેયર ૧૭૭૮ની સાલમાં પોતાના મરણની આગળ આગળ પૅરીસ પાછો આવ્યો. એ

સમયે તેની ઉંમર ૮૪ વરસની હતી. પૅરીસના યુવાનોને સંબોધીને તેણે કહ્યું કે, 'આજના યુવકો ભાગ્યશાળી છે, કેમ કે તેઓ ભારે બનાવો જોવા પામવાના છે.' સાચે જ, તેમણે ભારે બનાવો જોયા એટલું જ નહિ પણ તેમાં તેમણે ભાગ લીધો, કેમ કે એ પછી ૧૧ વરસ બાદ ક્રાંતિ ફાટી નીકળી. લાંબા કાળ સુધી એને રોકી રાખવામાં આવી હતી. ૧૭મી સદીમાં ભવ્ય રાજા ૧૪મા લૂઈએ કહ્યું હતું કે, 'હું જ રાજ્ય છું.' ૧૮મી સદીમાં તેના વારસ ૧૫મા લૂઈએ કહ્યું હતું કે, 'મારા પછી તો પ્રલય છે.' અને તેના આ આમંત્રણ પછી પ્રલય આવ્યો અને ૧૬મા લૂઈ તથા તેના સાથીદારોને ઘસડી ગયો. તરેહ તરેહના પાઉડરોથી મહેકતી વીગ એટલે વાળની ટોપી તથા રેશમી સુરવાળો પહેરનારા અમીરોને બદલે સુરવાળ વિનાના માણસો આગળ આવ્યા. ફ્રાંસમાં પુખ્ત વયના દરેક પુરુષ તેમ જ સ્ત્રીને નાગરિકતાનો હક પ્રાપ્ત થયો. અને નવા જન્મેલા પ્રજાસત્તાક રાજ્યના ધ્યાન-મંત્ર 'સ્વતંત્રતા, સમાનતા અને બંધુતા'નો ધ્વનિ આખી દુનિયાને બુલંદ અવાજે સંભળાવવામાં આવ્યો.

ક્રાંતિના સમય દરમ્યાન ત્રૅરનો અમલ વર્તતો બહુ જોવામાં આવે છે. સ્પેશિયલ રેવોલ્યૂશનરી ટ્રિબ્યૂનલ એટલે કે, ક્રાંતિની ખાસ અદાલતોની સ્થાપનાથી માંડીને રોબ્સ્પિયેરના પતન સુધીના ૧૬ માસ દરમ્યાન લગભગ ૪૦૦૦ માણસોને ગિલોટીન ઉપર ચડાવવામાં આવ્યાં હતાં. આ બહુ મોટી સંખ્યા કહેવાય અને એમાં કેટલાયે નિર્દોષ માણસોના જાન ગયા હશે, એવો વિચાર જ્યારે આપણને આવે છે, ત્યારે આપણને દુઃખ થાય છે અને કમકમાટી છૂટે છે. પરંતુ એમ છતાંયે કેટલીક હકીકતો આપણે લક્ષમાં લેવી જોઈએ કે જેથી આપણે ફ્રાંસના આ ત્રૅરના અમલને તેના સાચા સ્વરૂપમાં જોઈ શકીએ. પ્રજાસત્તાક રાજ્ય ચોમેરથી દુશ્મનો, દેશદ્રોહીઓ અને જાસૂસોથી ઘેરાયેલું હતું, અને ગિલોટીનની શિક્ષા પામેલાઓમાંના ઘણા તો પ્રજાસત્તાક રાજ્યના કટ્ટા દુશ્મનો હતા અને તેઓ તેનો નાશ કરવાની પ્રવૃત્તિ કરી રહ્યા હતા. ત્રૅરના અમલના છેવટના ભાગમાં ગુનેગારોની સાથે નિર્દોષ લોકોને પણ વેઠવું પડ્યું. ભયની સામે આપણી દૃષ્ટિને પડળ ચઢી જાય છે અને નિર્દોષ તથા ગુનેગાર વચ્ચે વિવેક કરવાનું મુશ્કેલ થઈ જાય છે. ફ્રાંસના પ્રજાસત્તાક રાજ્યને તેની કસોટીની ઘડીએ લાફાયેત જેવા તેના કેટલાક મોટા મોટા સેનાપતિઓના વિરોધ અને દગાનો સામનો પણ કરવો

પડ્યો હતો. આવી પરિસ્થિતિમાં ફ્રેંચ પ્રજાસત્તાક રાજ્યના આગેવાનોની ધૃતિ શિથિલ થઈ ગઈ અને તેમણે કોઈ પણ જાતના વિવેક વગર આંધળિયાં કરીને ચારે બાજુ સપાટો ચલાવ્યો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી.

એચ. જી. વેલ્સ પોતાના ઇતિહાસમાં તે સમયે ઇંગ્લંડ અમેરિકા તેમ જ બીજા દેશોમાં શું બની રહ્યું હતું એ દર્શાવે છે તે લક્ષમાં રાખવા જેવું છે. ફોજદારી કાયદો અને ખાસ કરીને મિલકતના રક્ષણનો કાયદો જંગલી હતો અને નજીવા ગુનાઓ માટે લોકોને ફાંસીએ લટકાવવામાં આવતા. કેટલેક ઠેકાણે તો હજી પણ કાયદેસર રીતે અત્યાચાર પણ ગુજારવામાં આવતો. વેલ્સ જણાવે છે કે, ફ્રાંસમાં કેરના અમલના સમયમાં જેટલા લોકોને ગિલોટીન ઉપર ચડાવવામાં આવ્યા તેના કરતાં અનેકગણા લોકોને એ જ અરસામાં ઇંગ્લંડ તથા અમેરિકામાં આ કાયદાઓનો આશરો લઈને ફાંસીએ લટકાવવામાં આવ્યા હતા.

વળી એ સમયમાં ચાલતા ગુલામોના શિકારનો તથા તેના ઘાતકીપણા અને નિષ્ઠુરતાનો વિચાર કરી જો. યુદ્ધોનો, ખાસ કરીને લાખ્ખો સ્ત્રી પુરુષોનો યુવાવસ્થામાં જ સંહાર કરનારાં આજનાં યુદ્ધોનો વિચાર કરી જો. વળી, સમીપ આવીને તાજેતરમાં આપણા પોતાના દેશમાં બનેલા બનાવોનું અવલોકન કર. ૧૩ વરસ ઉપર એપ્રિલ માસની એક સાંજે હોળીના તહેવારને દિવસે અમૃતસરના જલિયાનવાલા બાગમાં સેંકડો માણસોની કતલ કરવામાં આવી હતી અને હજારોને ઘાયલ કરી મરણતોલ કરવામાં આવ્યા હતા. અને બધા કાવતરા કેસો, ખાસ અદાલતો અને ઑર્ડિનન્સો પ્રજા ઉપર કેર વર્તાવવાના તથા તેનું દમન કરવાના પ્રયાસો નહિ તો બીજું શું છે? દમન તથા કેરની તીવ્રતા સરકાર કેટલા પ્રમાણમાં ભયભીત બનેલી છે એ બતાવી આપે છે. હરેક સરકાર, પછી તે પ્રત્યાઘાતી હો કે ક્રાંતિકારી, વિદેશી કે સ્વદેશી ગમે તે હો, પણ જ્યારે તેની હસ્તી જોખમમાં આવી પડવાનો તેને ભય પેદા થાય છે, ત્યારે દમન અને કેરને રસ્તે ચડે છે. પ્રત્યાઘાતી સરકાર વિશિષ્ટ હકો ભોગવનારા લોકોની વતી જનતાની સામે એ ઉપાયો અજમાવે છે અને ક્રાંતિકારી સરકાર વિશિષ્ટ અધિકારો ભોગવતા મૂઠીભર લોકોની સામે જનતાના નામથી એ રીતે વર્તે છે. ક્રાંતિકારી સરકાર પ્રમાણમાં વધારે નિખાલસ અને પ્રામાણિક હોય છે; ઘણી વાર તે ક્રૂર અને ઘાતકી હોય છે એ ખરું, પરંતુ તેમાં ઝાઝાં

પાખંડ કે છળ નથી હોતાં. પ્રત્યાઘાતી સરકાર તો છળ અને છેતરપિંડીના વાતાવરણમાં જ રહે છે; કેમ કે તેનું સાચું સ્વરૂપ ઉઘાડું પડી જાય તો પોતે ટકી ન શકે એની તેને પૂરેપૂરી ખબર હોય છે. તે સ્વતંત્રતાની વાતો કરે છે અને એના ઓઠા નીચે તે પોતાની મરજીમાં આવે તે કરવાનો ઇરાદો રાખે છે. તે ન્યાયની વાતો કરે છે અને તે દ્વારા જેમાં પોતે ટકતી અને ફૂલતીફાલતી હોય તે સમાજવ્યવસ્થાને કાયમને માટે ટકાવી રાખવા ચાહે છે; પછી ભલેને બીજાઓનું સત્યાનાશ વળી જાય. પરંતુ આ બધા કરતાં વિશેષે કરીને તો તે ‘ કાયદો અને વ્યવસ્થા ’ની વાતો કરે છે અને એ વિધાનનો આશરો લઈને તે લોકોને ગોળીથી વીંધે છે, તેમની કતલ કરે છે, તેમને કેદમાં પૂરે છે તથા એવાં બીજાં બેકાયદા અને ગેરવાજબી કૃત્યો કરે છે. આ ‘ કાયદો અને વ્યવસ્થા ’ના નામથી આપણા સેંકડો દેશબંધુઓ ઉપર ખાસ અદાલત સમક્ષ કામ ચલાવવામાં આવ્યું છે અને તેમને મોતની સજા ફરમાવવામાં આવી છે. એને જ નામે અઢી વરસ ઉપર પેશાવરમાં એપ્રિલ માસમાં આપણા બહાદુર અને નિ:શસ્ત્ર પઠાણ ભાઈઓ ઉપર મશીનગનથી ગોળીબાર કરીને તેમનો સંહાર કરવામાં આવ્યો હતો. અને એ જ ‘ કાયદો અને વ્યવસ્થા ’ને ખાતર બ્રિટિશ હવાઈ દળનાં વિમાનો આપણી સરહદ ઉપરનાં ગામડાંઓ ઉપર તેમ જ ઇરાકમાં બૉંબનો વરસાદ વરસાવે છે અને કશો વિવેક રાખ્યા વિના સ્ત્રી પુરુષ તથા બાળકોના જીવ લે છે અથવા તો તેમને આખી જિંદગી માટે અપંગ કરી મૂકે છે. વિમાન આવતું જોઈ લોકો નાસી છૂટીને રખે બચી જવા પામે એટલા ખાતર પૈશાચિક તદબીર અજમાવીને અમુક સમય પછી જ ફૂટે એવા બૉંબ બનાવવામાં આવે છે. દેખીતી રીતે જ એવા બૉંબો અમુક વખત પછી જ ફૂટે છે અને પડતાંવેંત કશી હાનિ કરતા નથી. ભય જતો રહ્યો છે એમ માનીને ગામના લોકો પોતપોતાને ઘેર પાછા ફરે છે. અને થોડી જ વારમાં બૉંબ ફૂટે છે અને જાનમાલનો સંહાર કરે છે.

કરોડો લોકો ઉપર ઝઝૂમી રહેલા ભૂખમરાના રોજિંદા ત્રાસનો તું વિચાર કરી જો. આપણી આસપાસનાં દુ:ખો નિહાળીને આપણે નઠોર બની જઈએ છીએ. આપણે એમ માનીએ છીએ કે મજૂરો તથા કિસાનો તો આપણા કરતાં વધારે કઠણ હોય છે અને યાતનાની તેમના ઉપર ઝાઝી અસર થતી નથી. આપણા અંતરાત્માનો ડંખ શાંત પાડવા

માટેની એ મિથ્યા દલીલો છે! બિહારમાં આવેલી ઝરિયાની કોલસાની ખાણની મેં લીધેલી મુલાકાત મને યાદ છે. પૃથ્વીના પેટાળમાં કોલસાની ભીંતોવાળી લાંબી, કાળી અને અંધકારમય ગલીઓમાં સ્ત્રી-પુરુષોને કામ કરતાં જોઈને મેં અનુભવેલી કમકમાટી હું કદી ભૂલી શકું એમ નથી. ખાણમાં કામ કરતાં મજૂરો માટે લોકો ૮ કલાકના દિવસની વાતો કરે છે અને કેટલાક તો એનો પણ વિરોધ કરે છે અને માને છે કે તેમની પાસેથી હજી વધારે કામ લેવું જોઈએ. અને જ્યારે જ્યારે હું આવી દલીલો વાંચું કે સાંભળું છું ત્યારે ભૂગર્ભમાંની કાળી કોટડીઓની મારી મુલાકાત મને યાદ આવે છે. ત્યાં આગળ માત્ર આઠ મિનિટ પણ મારે માટે કસોટી સમાન હતી.

ફ્રાંસમાં વર્તેલા કેરનો અમલ ભીષણ વસ્તુ હતી. અને છતાં કાયમી બની બેઠેલી બેકારી અને ગરીબાઈની સરખામણીમાં તો તે માત્ર ચાંચડના ચટકા સમાન હતી. સામાજિક ક્રાંતિનો સંહાર, ગમે એટલો ભારે હોય તોયે, આ અનિષ્ટો કરતાં તેમ જ આજની આપણી રાજકીય તેમ જ સામાજિક વ્યવસ્થાને લીધે વારંવાર ઉદ્ભવતાં યુદ્ધોના સંહાર કરતાં ઓછો છે. ફ્રાંસમાં વર્તેલો કેરનો અમલ આપણને બહુ ભારે લાગે છે કેમ કે, કેટલાક ઇલકાબધારી અને ઉમરાવ લોકો એનો ભોગ બન્યા હતા. અને આવા વિશિષ્ટ અધિકારો ભોગવતા વર્ગોનો આદર કરવાને આપણે એટલા બધા ટેવાઈ ગયેલા છીએ કે તેઓ આફતમાં આવી પડે છે ત્યારે આપણી સહાનુભૂતિ તેમના તરફ ઢળી પડે છે. બીજાઓની જેમ એમના પ્રત્યે પણ સહાનુભૂતિ રાખવી ઘટે, પરંતુ સાથે સાથે આપણે એ પણ ભૂલવું ન જોઈએ કે એ લોકો તો ગણ્યાગાંઠ્યા જ છે. આપણે એમનું પણ ભલું ચિંતીએ, પરંતુ ખરો સવાલ તો આમજનતાનો છે અને મૂઠીભર લોકોને ખાતર આપણે આખા સમુદાયનો ભોગ ન આપી શકીએ. રૂસો કહે છે કે, 'માનવ જાત તો જનતાની બનેલી છે, અને જેમનો આમજનતામાં સમાવેશ નથી થતો તેઓ તો એટલા બધા જૂજ છે કે તેમને લેખામાં લેવાની કશી જરૂર નથી.'

આ પત્રમાં હું તને નેપોલિયન વિષે લખવા ધારતો હતો. પરંતુ મારું મન જુદી જ દિશામાં દોડી ગયું અને મારી કલમ જુદા જ વિષય ઉપર ચડી ગઈ. અને નેપોલિયન વિષે વિચાર કરવાનું તો હજી બાકી જ રહે છે. તેને હવે બીજા પત્ર સુધી થોભવું પડશે.

· ૧૦૪

# નેપોલિયન

૪ નવેમ્બર, ૧૯૩૨

ફ્રાંસની ક્રાંતિમાંથી નેપોલિયન નીપજ્યો. યુરોપના રાજાઓને પડકારી તેમનો સામનો કરનાર ફ્રાંસ — પ્રજાતંત્રવાદી ફ્રાંસ એ નાનકડા કૉર્સિકાવાસીને વશ થયું. એ સમયે ફ્રાંસ કંઈક વિચિત્ર પ્રકારના વન્ય સૌંદર્યથી રાજતું હતું. બાર્બિયર નામના એક ફ્રેંચ કવિએ તેની વન્ય પ્રાણી — ચકચકિત ચામડીવાળી, ઊંચું માથું રાખીને ફરનાર મગરૂર સ્વેચ્છાચારી ઘોડીની સાથે સરખામણી કરી છે, કે જે ખુબસૂરત અને રખડેલ હોય; જીન, લગામ તથા બંધનનો ઝનૂનથી ઇન્કાર કરતી હોય, જમીન ઉપર પોતાના પગના પછાડા મારતી હોય તથા પોતાના હણહણાટથી આખી દુનિયાને ભયભીત કરી મૂકતી હોય. આ ગર્વિષ્ટ ઘોડી કૉર્સિકાના એક યુવકનું વાહન બનવાને સંમત થઈ અને તેણે તેની સહાયથી અસાધારણ કાર્યો કરી બતાવ્યાં. પરંતુ તેણે તેને જેર કરીને નરમ પણ બનાવી તથા એ વન્ય અને સ્વૈર પ્રાણીની નિરંકુશતા અને સ્વેચ્છાચાર સર્વાંશે નિર્મૂળ કર્યાં. તેણે તેને શોષીને નિઃસત્ત્વ બનાવી દીધી. આખરે તેણે તેને ફેંકી દીધો અને પછી તે પોતે પણ પછડાઈ પડી.

ચપટા કેશ શિરે ધરતા હે કૉર્સિકાબેટ નિવાસી !
ફ્રાંસ ભૂમિ તે મધ્યાહ્ને શી હતી રૂપની રાશિ !
ઉદ્દંડ વછેરી જેવી દુર્દમ જોમ ભરેલી,
ના એને મુખ કોઈ સવારે હજી લગામ ધરેલી,
વન્ય પશુશી હતી, એહની કાયા શી તસતસતી,
રાજાઓનાં રક્ત પીધેલી, મદમત્તા લસલસતી.
નિજ જીવનમાં પ્રથમ મુક્તિનો રસ ચાખી હણહણતી,
ધરણીને ઠેશે ઠેકંતી, ગર્વ થકી રણઝણતી.
એની કાયા હજી કોઈના હસ્તે ના અભડાવી,
પરદેશીએ હજી ન કોએ ધુરા મહીં સપડાવી.
વિશાળ એની પીઠે કોનું જીન હજી ન ચડેલું,
એનું અંગ હતું અણઓટયું, મોહક રૂપ મઢેલું.

ઊંચાં નયનો ઊંચી એની કાનતણી ટિશિયારી,
અંગત્વચા કંપવતી જોમે, એ ફૂંક કિકિયારી.
અંગ ઉઠાવી ઝાડ બનીને હેષારવ ગરજંતી,
એ ત્યારે આખી પૃથ્વીને ગભરાવી તરજંતી.

ત્યારે આ નેપોલિયન કેવા પ્રકારનો માણસ હતો? જગતમાં થઈ ગયેલા મહાપુરુષોમાંનો એક હતો? જે રીતે તેને ઓળખવામાં આવતો હતો તેવો ભાવિનું નિર્માણ કરનાર પુરુષ હતો? માનવજાતિને અનેક પ્રકારના બોજાઓમાંથી મુક્ત થવામાં સહાય કરનાર પ્રચંડ વિભૂતિ હતો કે પછી એચ. જી. વેલ્સ અને બીજાઓ જણાવે છે તેવો યુરોપને તથા સભ્યતાને ભારે હાનિ પહોંચાડનાર માત્ર એક સાહસિક જુગારી અને સંહારક હતો? આ બંને અભિપ્રાયો અતિશયોક્તિભર્યા છે અને એ બંને અમુક અંશે સાચા છે. આપણા બધામાં સારા તથા નરસા અને મહાન તથા હીન તત્ત્વોનું અજબ પ્રકારનું મિશ્રણ હોય છે. નેપોલિયનમાં પણ આવું જ સારાનરસાનું, મહાનહીનનું મિશ્રણ થયેલું હતું, પરંતુ આપણ બધા કરતાં કંઈક જુદી જ રીતે તેનામાં અસાધારણ ગુણોનું મિશ્રણ થવા પામ્યું હતું. તેનામાં હિંમત, આત્મ-વિશ્વાસ, કલ્પના, અસાધારણ કાર્યશક્તિ તથા ભારે મહત્ત્વાકાંક્ષા હતાં. તે સમર્થ સેનાપતિ હતો અને યુદ્ધકળામાં ભારે નિપુણ હતો અને એ બાબતમાં પ્રાચીન કાળમાં થઈ ગયેલા સિકંદર અને ચંગીઝ જેવા મહાન સેનાપતિઓ સાથે તેની તુલના કરી શકાય. પરંતુ તેનામાં હીનતા પણ હતી. તે સ્વાર્થી અને સ્વરત હતો તથા તેના જીવનની પ્રધાન ભાવના કોઈ આદર્શની સાધના નહિ પણ અંગત પોતાની સત્તાની ખોજ હતી. એક વખતે તેણે કહ્યું હતું કે, 'મારી રખાત! સત્તા એ મારી રખાત છે! એને મેળવવા માટે મને એટલી ભારે કિંમત બેઠી છે કે હું તેને મારી પાસેથી કોઈને પડાવી લેવા ન દઉં કે ન તો કોઈને તેનો ઉપભોગ કરવા દઉં!' તે ક્રાંતિનું સંતાન હતો અને છતાંયે તે મોટા સામ્રાજ્યનાં સ્વપ્નાં સેવતો હતો. અને સિકંદરે મેળવેલા વિજયોના વિચારોથી તેનું મન ઊભરાતું હતું. આખું યુરોપ પણ તેને નાનું લાગતું હતું. પૂર્વના દેશો અને ખાસ કરીને મીસર અને હિંદ તરફ તેને આકર્ષણ હતું. તેની આરંભની કારકિર્દી દરમ્યાન જ્યારે તેની ઉંમર માત્ર ૨૭ વરસની હતી ત્યારે તેણે કહ્યું હતું કે, 'માત્ર પૂર્વના દેશમાં જ મોટાં મોટાં સામ્રાજ્યો અને મહાન પરિવર્તનો થયાં

છે: પૂર્વના દેશોમાં ૬૦ કરોડ માણસો વસે છે. એની સરખામણીમાં યુરોપ એ તો ખાડીનો નાનકડો રાફડો છે!'

નેપોલિયન બોનાપાર્ટ ફ્રાંસના તાબાના કૉર્સિકા ટાપુમાં ૧૭૬૯ની સાલમાં જન્મ્યો હતો. તેનામાં ફ્રેંચ, કૉર્સિકન તથા ઇટાલિયન લોહીનું મિશ્રણ થયું હતું. તેણે ફ્રાંસની એક લશ્કરી શાળામાં તાલીમ લીધી હતી અને ક્રાંતિ દરમ્યાન તે જેકોબિન ક્લબનો સભ્ય હતો. પરંતુ ઘણું કરીને તે જેકોબિન ક્લબનાં ધ્યેયોને માનતો હતો એટલા ખાતર નહિ, પણ કેવળ પોતાનો અંગત સ્વાર્થ સાધવાને ખાતર જ એ પક્ષમાં ભળ્યો હતો. ૧૭૯૩ની સાલમાં તેણે તુલોં આગળ પોતાનો પ્રથમ વિજય મેળવ્યો. એ શહેરના તવંગર લોકોએ ક્રાંતિના અમલ નીચે પોતાની માલમિલકત જતી રહેશે એવા ભયથી ખરેખાત અંગ્રેજોને બોલાવીને ફ્રેંચ પ્રજાનો બાકી રહેલો નૌકાકાફલો તેમને સોંપી દીધો હતો. આ ઉપરાંત એ સમયે નવા પ્રજાસત્તાક રાજ્ય ઉપર આવી પડેલી બીજી આપત્તિઓને લીધે તેના ઉપર ભારે ફટકા પડ્યા હતા અને મળી શકે તે બધા પુરુષો અને સ્ત્રીઓને પણ લશ્કરમાં જોડાવાનું ફરમાન થયું હતું. નેપોલિયને અસાધારણ કાબેલિયતથી હુમલો કરીને અંગ્રેજોને કચરી નાખ્યા તથા અંગ્રેજ સૈન્યને હરાવ્યું. હવે તેનો સિતારો ચમકવા લાગ્યો અને ૨૪ વરસની ઉંમરે તે સેનાપતિ બન્યો. પરંતુ થોડા જ માસમાં રોબ્સ્પિયેરને ગિલોટીન ઉપર ચડાવવામાં આવ્યો ત્યારે તે આફતમાં આવી પડ્યો અને તે રોબ્સ્પિયેર પક્ષનો માણસ છે એવો તેના ઉપર શક રાખવામાં આવતો હતો. પરંતુ તે ખરેખર જે પક્ષનો હતો તેની સભ્યસંખ્યા માત્ર એક જ હતી, અને તે એક સભ્ય નેપોલિયન પોતે જ હતો! પછી તો ડાયરેક્ટરીનો અમલ શરૂ થયો અને એ સમયે નેપોલિયને બતાવી આપ્યું કે તે જેકોબિયન પક્ષનો તો નહોતો એટલું જ નહિ પણ પ્રતિ-ક્રાંતિનો આગેવાન હતો અને જરાયે ખંચકાયા વિના જનતા ઉપર ગોળીબાર કરીને તેમનો સંહાર કરવાને તેને વાંધો નહોતો. આ જેને વિષે મેં આગલા પત્રમાં કહ્યું હતું તે ૧૭૯૫ની સાલની કતલ હતી. એ દિવસે તેણે પ્રજાસત્તાક રાજ્યને ઘાયલ કર્યું. દશ વરસની અંદર તેણે પ્રજાસત્તાકનો અંત આણ્યો અને પોતે ફ્રાંસનો સમ્રાટ થઈ બેઠો.

૧૭૯૬ની સાલમાં તે ઇટાલી ઉપર ચડાઈ કરનાર સૈન્યનો સેનાપતિ થયો અને ઉત્તર ઇટાલીના રણક્ષેત્રોમાં જ્વલંત ફતેહ મેળવીને

આખા યુરોપને તેણે છક કરી નાખ્યું. ફ્રેંચ સૈન્યમાં હજીયે કંઈક અંશે ક્રાંતિની ભાવના ટકી રહી હતી. પરંતુ એ સૈનિકો ચીંથરેહાલ હતા. તેમની પાસે પૂરતાં વસ્ત્રો નહોતાં, પગમાં પહેરવાને જોડા નહોતા તેમ જ ખોરાક કે પૈસા પણ નહોતા. ઇટાલીનાં ફળદ્રુપ મેદાનોમાં પહોંચે ત્યારે ખોરાક તથા બીજી બધી સારી સારી વસ્તુઓ આપવાનું વચન આપીને એ ચીંથરેહાલ અને ઉઘાડપગા સૈનિકોને તે આલ્પ્સ પર્વત ઓળંગાવીને ઇટાલીમાં લઈ ગયો. બીજી બાજુ ઇટાલીના લોકોને તેણે સ્વતંત્રતા આપવાનું વચન આપ્યું અને જણાવ્યું કે જુલમગારોના ત્રાસમાંથી તેમને મુક્ત કરવાને તે ત્યાં આવે છે. આ ક્રાંતિકારીઓની ભાષા અને લૂંટફાટ કરવાની આશાનું અજબ પ્રકારનું મિશ્રણ હતું! આ રીતે તેણે ફ્રેંચ અને ઇટાલિયનોની ભાવનાનો બહુ ચતુરાઈથી લાભ ઉઠાવ્યો અને પોતે અમુક અંશે ઇટાલિયન હોવાથી ઇટાલીમાં તેના વચનની ભારે અસર થઈ. તેને વિજયો મળતા ગયા તેમ તેમ તેની પ્રતિષ્ઠા વધતી ગઈ અને તેની કીર્તિ ફેલાતી ગઈ. પોતાના સૈન્યમાં તે સામાન્ય સૈનિકને વેઠવાં પડતાં સુખદુઃખમાં તેમ જ જોખમોમાં ભાગ ભરતો; અને હુમલો કરતી વખતે તો તે સામાન્ય રીતે સૌથી વધારે જોખમકારક સ્થળે જ ખડો થતો. તે હમેશાં લાયકાતની તપાસમાં રહેતો અને લાયક માણસ મળી આવે તો તે તેને ત્યાંને ત્યાં જ રણક્ષેત્ર ઉપર તેનું ઇનામ આપતો. સૈનિકોની નજરે તો તે પિતાતુલ્ય હતો — જો કે તે બહુ તરુણ પિતા હતો! તેઓ તેને વહાલથી 'નાના કૉર્પોરલ' તરીકે ઓળખતા અને સામાન્ય રીતે તું કહીને બોલાવતા. પછી આ તરુણ સેનાપતિ વીસથી ત્રીસ વરસની ઉંમર સુધીમાં ફ્રેંચ સૈનિકોનો વહાલસોયો થઈ પડે એમાં જરાયે આશ્ચર્ય છે ખરું?

તેણે ઉત્તર ઇટાલીમાં સર્વત્ર વિજયો મેળવ્યા, ઑસ્ટ્રિયાના સૈન્યને ત્યાં આગળ હરાવ્યું, વેનિસના પ્રાચીન પ્રજાસત્તાક રાજ્યનો અંત આણ્યો તથા સામ્રાજ્યવાદીના જેવી અઘટિત સુલેહ કરી અને પછી તે એક મહાન વિજેતાની પેઠે પૅરીસ પાછો ફર્યો. ફ્રાંસમાં તેની સત્તાનો આરંભ થઈ ચૂક્યો હતો પરંતુ પૂરેપૂરી સત્તા હાથ કરવાનો સમય હજી આવ્યો નથી એમ કદાચ તેને લાગ્યું હોવું જોઈએ; આથી તેણે સૈન્ય લઈને મીસર ઉપર ચડાઈ કરવાની યોજના કરી. તેની યુવાવસ્થાથી જ તેને પૂર્વ તરફના દેશો માટે આકર્ષણ રહ્યા કરતું હતું. હવે તે પોતાનું એ આકર્ષણ સંતોષી શકે

એમ હતું અને વિશાળ સામ્રાજ્યનાં સ્વપ્નાં તેના મનમાં રમી રહ્યાં હોવાં જોઈએ. ભૂમધ્ય સમુદ્રના અંગ્રેજ કાફલાને થાપ આપીને તે ઍલેક્ઝાંડ્રિયા પહોંચ્યો.

એ સમયે મીસર ઉસ્માની તુર્ક સામ્રાજ્યનો એક ભાગ હતું. પરંતુ એ સામ્રાજ્ય નબળું પડ્યું હતું અને ખરી રીતે મીસરમાં હવે મેમેલ્યુક લોકોનો અમલ ચાલતો હતો. તુર્કીના સુલતાનની તેમના ઉપર નામની જ આણ વર્તતી હતી. ક્રાંતિ અને શોધખોળોએ યુરોપને ભલે ખળભળાવી મૂક્યું હોય પરંતુ મેમેલ્યુક લોકો તો હજીયે મધ્યયુગના લોકોના જેવું જીવન જીવતા હતા. એમ કહેવાય છે કે, નેપોલિયન કેરો પહોંચ્યો ત્યારે એક મેમેલ્યુક સરદાર રેશમનો ઝળહળતો પોષાક અને સુવર્ણજડિત બખ્તર પહેરીને ઘોડા ઉપર સવાર થઈને ફ્રેંચ સૈન્ય પાસે આવી પહોંચ્યો અને તેના નાયકને દ્વંદ્વયુદ્ધ માટે આહ્વાન આપવા લાગ્યો. પરંતુ એ આહ્વાનનો એ બીચારાને ગોળીબાર દ્વારા વીર યોદ્ધાને ન છાજે એવો અઘટિત જવાબ વાળવામાં આવ્યો. થોડા જ વખતમાં નેપોલિયને પિરામિડના યુદ્ધમાં વિજય મેળવ્યો. છટાદાર દેખાવો કરવાનો તેને શોખ હતો. ઘોડા ઉપર સવાર થઈને પિરામિડ આગળ પોતાના સૈન્યની સામે આવીને તેમને ઉદ્દેશીને તે બોલ્યો: 'સૈનિકો, ૪૦ સદીઓ તમને નિહાળી રહી છે !'

નેપોલિયન જમીન ઉપરની લડાઈમાં પાવરધો હતો અને એવાં યુદ્ધોમાં તો તે વિજય મેળવતો રહ્યો. પરંતુ સમુદ્ર ઉપર તે લાચાર હતો. દરિયાઈ લડાઈ વિષે એને કશી ગતાગમ નહોતી અને એની પાસે કુશળ નૌકા સેનાપતિઓ હોય એમ જણાતું નથી. એ સમયે ઇંગ્લંડનો ભૂમધ્ય સમુદ્રનો નૌકા-કાફલો એક પ્રતિભાશાળી પુરુષની સરદારી નીચે હતો. એ પુરુષ તે હોરેશિયો નેલ્સન. એક દિવસે મગજ ફેરવીને નેલ્સન છેક બારા સુધી આવી પહોંચ્યો અને ફ્રેંચ નૌકા કાફલાનો તેણે નાશ કર્યો. એ નૌકા યુદ્ધ નાઈલના યુદ્ધ તરીકે ઓળખાય છે. આ રીતે પરદેશમાં નેપોલિયનનો ફ્રાંસ સાથેનો સંબંધ તૂટી ગયો. તે ત્યાંથી છટકીને છૂપી રીતે ફ્રાંસ જઈ પહોંચ્યો પરંતુ એમ કરીને પોતાના સૈન્યનો તેણે ભોગ આપ્યો.

વિજયો અને થોડી લશ્કરી કીર્તિ પ્રાપ્ત થવા છતાં નેપોલિયનની પૂર્વ તરફની ચડાઈ નિષ્ફળ નીવડી. એ જાણવા જેવું છે કે નેપોલિયન મીસરમાં પોતાની સાથે સંખ્યાબંધ પંડિતો, વિદ્વાનો તથા અનેક પ્રકારનાં પુસ્તકો તથા પ્રયોગની સાધનસામગ્રી સાથે અધ્યાપકોને લઈ ગયો હતો.

આ વિદ્વત્ પરિષદમાં રોજેરોજ ચર્ચાઓ થતી અને તેમાં નેપોલિયન પણ ભાગ લેતો, અને એ વિદ્વાનોએ વૈજ્ઞાનિક શોધખોળની દિશામાં સારું કાર્ય કર્યું. ગ્રીક અને મીસરની બે પ્રકારની ચિત્રલિપિમાં લખાયેલા લેખવાળી એક શિલા મળી આવતાં ચિત્રલિપિનો પુરાણો કોયડો ઉકેલવામાં આવ્યો. ગ્રીક લિપિમાં લખાયેલા લખાણની મદદથી બીજી બે લિપિઓ ઉકેલવામાં આવી. સૂએઝ આગળ નહેર ખોદવાની સૂચનામાં પણ નેપોલિયનને ભારે રસ પડ્યો હતો એ વસ્તુ પણ નોંધપાત્ર છે.

તે મીસરમાં હતો તે દરમ્યાન નેપોલિયને ઈરાનના શાહ તથા દક્ષિણ હિંદના ટીપુ સુલતાન જોડે સંદેશા ચલાવ્યા. પરંતુ સમુદ્ર ઉપરની તેની લાચારીને કારણે એ વાટાઘાટોમાંથી કશું પરિણામ નીપજ્યું નહિ. દરિયા ઉપરની સત્તાએ છેવટે નેપોલિયનને પરાસ્ત કર્યો અને દરિયાઈ સત્તાને કારણે જ ૧૯મી સદીમાં ઇંગ્લંડે ભારે મહત્ત્વ પ્રાપ્ત કર્યું.

નેપોલિયન મીસરથી પાછો ફર્યો ત્યારે ફ્રાંસની બહુ બૂરી દશા થઈ ગઈ હતી. ડાયરેક્ટરી બદનામ થઈ હતી અને પ્રજામાં તે અપ્રિય થઈ પડી હતી એટલે સૌની નજર નેપોલિયન તરફ વળી. નેપોલિયન તો સત્તા હાથ કરવા તૈયાર જ હતો. મીસરથી પાછા ફર્યા બાદ એક માસ પછી ૧૭૯૯ના નવેમ્બરમાં પોતાના ભાઈ લ્યૂસિયનની સહાયથી તેણે જબરજસ્તીથી ધારાસભાને વિખેરી નાખી અને એ રીતે તે સમયે જે રાજ્યબંધારણ અનુસાર ડાયરેક્ટરી રાજ્યવહીવટ ચલાવતી હતી તેનો અંત આણ્યો. આ રીતે બળપૂર્વક રાજ્યસત્તા હાથ કરવાના કાર્યને 'કૂપ દે તા' કહેવામાં આવે છે. એ કૂપ દે તાને પરિણામે નેપોલિયન સર્વોપરી થઈ પડ્યો. માત્ર તે જ આમ કરી શક્યો તેનું કારણ એ છે કે તે લોકપ્રિય હતો અને પ્રજાનો તેના ઉપર ભારે વિશ્વાસ હતો. ક્રાંતિ તો ક્યારનીયે મરી પરવારી હતી તથા લોકશાસન પણ લોપાવા લાગ્યું હતું અને હવે તો બાજી લોકપ્રિય સેનાપતિના હાથમાં આવી હતી. નવું રાજ્યબંધારણ ઘડવામાં આવ્યું. એ બંધારણમાં ત્રણ કૉન્સલોની જોગવાઈ કરવામાં આવી હતી. (પ્રાચીન રોમમાં રાજ્યનો સર્વોપરી અધિકારી કૉન્સલ કહેવાતો. તેના નામ ઉપરથી આ નામ અખત્યાર કરવામાં આવ્યું હતું.) પરંતુ નેપોલિયન એ ત્રણમાં મુખ્ય હતો અને તેના હાથમાં સંપૂર્ણ સત્તા હતી. તે પ્રથમ કૉન્સલ તરીકે ઓળખાતો હતો અને તેની નિમણૂક દશ વરસ માટે કરવામાં આવી હતી. રાજ્યબંધારણ અંગેની ચર્ચા દરમ્યાન કોઈકે સૂચના કરી કે પ્રજાતંત્રનો વિધિપૂર્વકનો

પ્રતિનિધિ ગણાય અને જેનું મુખ્ય કામ દસ્તાવેજો ઉપર સહી કરવાનું હોય એવો બંધારણીય રાજા કે ફ્રાંસના આજના પ્રમુખ જેવો કશી સત્તા વિનાનો પ્રમુખ હોવો જોઈએ. પરંતુ નેપોલિયનને તો કેવળ રાજાઓનો ભભકભર્યો પોશાક નહિ પણ સાચી સત્તા જોઈતી હતી. એવા દબદબાભર્યા પણ કશી સત્તા વિનાના પ્રમુખની તેને જરૂર નહોતી. તે બોલી ઊઠ્યો, 'એવા પુષ્ટ કુક્કરની વાત છોડો.'

જેમાં નેપોલિયનને દશ વરસ માટે પ્રથમ કૉન્સલ નીમવામાં આવ્યો હતો તે બંધારણ ઉપર પ્રજાનો મત લેવામાં આવ્યો. પ્રજાએ તેની તરફેણમાં ૩૦ લાખ કરતાંયે વધુ મતો આપીને લગભગ એક મતે તે મંજૂર રાખ્યું. આમ ખુદ ફ્રાંસની પ્રજાએ પોતે જ નેપોલિયન પોતાને માટે સ્વતંત્રતા અને સુખ લાવશે એવી મિથ્યા આશાથી તેના હાથમાં પૂર્ણ સત્તા સોંપી.

પરંતુ આપણે નેપોલિયનના જીવનની વિગતોમાં ઊતરી શકીએ એમ નથી. એનું જીવન ભારે પ્રવૃત્તિ અને વધારેને વધારે સત્તા હાથ કરવાની આકાંક્ષાથી ભરપૂર છે. ધારાસભાને બળજબરીથી વિખેરી નાખીને સત્તા હાથ કરી તે જ રાત્રે નવું બંધારણ ઘડાય અને મંજૂર થાય તે પહેલાં જ કાયદાઓ ઘડીને તેનો વ્યવસ્થિત સંગ્રહ તૈયાર કરવા માટે તેણે બે સમિતિઓ નીમી દીધી' તેની સરમુખત્યારીનું એ પ્રથમ કાર્ય હતું. લાંબી ચર્ચાઓ પછી — જેમાં નેપોલિયને પણ ભાગ લીધો હતો — એ કાયદાના સંગ્રહનો સ્વીકાર કરવામાં આવ્યો અને તે 'કોડ નેપોલિયન'ને નામે ઓળખાયો. ક્રાંતિના વિચારો અથવા તો આજનાં ધોરણોને લક્ષમાં લેતાં એ કાયદાસંગ્રહ બહુ પ્રગતિશીલ નહોતો. પરંતુ તે સમયની પરિસ્થિતિના પ્રમાણમાં તો તે ઘણો પ્રગતિશીલ હતો અને ૧૦૦ વરસ સુધી કેટલીક બાબતોમાં તે યુરોપ માટે નમૂનારૂપ બની રહ્યો. બીજી અનેક રીતે તેણે રાજવહીવટમાં સાદાઈ અને કાર્યદક્ષતા દાખલ કર્યાં. તે દરેક બાબતમાં માથું મારતો. વિગતોની બાબતમાં તેની સ્મરણશક્તિ અદ્ભુત હતી. પોતાની અસાધારણ શક્તિથી તે તેના સાથીઓ અને મંત્રીઓને થકવી નાખતો. તેનો એક સાથી આ સમયમાં તેને વિષે લખે છે કે, 'શાસન કરતાં, રાજવહીવટ ચલાવતાં તથા વાટાઘાટો કરતાં પોતાની સચોટ બુદ્ધિમત્તાથી તે રોજના ૧૮ કલાક કામ કરતો. રાજાઓ એક સદીમાં જેટલું શાસન કરે તેના કરતાં વિશેષ શાસન તેણે ત્રણ વરસોમાં કર્યું છે.' આ હકીકત અતિશયોક્તિભરી છે એમાં

શંકા નથી; પરંતુ અકબરની પેઠે નેપોલિયનમાં પણ અસાધારણ સ્મરણ-શક્તિ અને સંપૂર્ણપણે સુસ્થિત મગજ હતું એ નિર્વિવાદ છે. તે પોતે કહેતો કે, 'જ્યારે કોઈ પણ બાબત હું મારા મગજમાંથી કાઢી નાખવા ઇચ્છું છું ત્યારે હું તેનું ખાનું બંધ કરી દઉં છું અને બીજી બાબતનું ખાનું ઉઘાડું છું. બધાં ખાનાંઓમાંની વસ્તુઓ સેળભેળ થઈ જતી નથી તેમ જ તે મને થકવી શકતી કે ત્રાસ આપી શકતી નથી. જ્યારે ઊંઘવા ચાહું છું ત્યારે હું બધાં ખાનાં બંધ કરી દઉં છું, પછી હું ઊંઘ્યો જ જાણો!' સાચે જ તે લડાઈની મધ્યમાં જમીન પર સૂઈ જઈને ઊંઘી જતો અને અર્ધો કલાક ઊંઘ લીધા પછી વળી પાછો ભારે કામમાં ગરકાવ થઈ જતો.

તેને દશ વરસ માટે પ્રથમ કૉન્સલ બનાવવામાં આવ્યો હતો. સત્તાની સીડીનું બીજું પગથિયું ત્રણ વરસ પછી ૧૮૦૨ની સાલમાં આવ્યું. એ વખતે એણે પોતે જ પોતાને જીવનપર્યંતનો કૉન્સલ બનાવ્યો અને પોતાની સત્તામાં વધારો કર્યો. પ્રજાસત્તાકનો અંત આવ્યો અને નેપોલિયન એક માત્ર નામ સિવાય બધી રીતે રાજા બની ગયો. ૧૮૦૪ની સાલમાં પ્રજાનો મત લઈને તે સમ્રાટ બન્યો. ફ્રાંસમાં તે સર્વસત્તાધીશ હતો અને છતાંયે પહેલાંના સમયના આપખુદ રાજાઓ અને તેની વચ્ચે ભારે તફાવત હતો. તે પોતાની સત્તા જૂની પરંપરા કે રાજાઓના દૈવી અધિકારના સિદ્ધાંતનો આશરો લઈને ટકાવી શકે એમ નહોતું. તેને તો તે પોતાની કાર્યકુશળતા તથા લોકપ્રિયતા ઉપર ટકાવવાની હતી. ખાસ કરીને ખેડૂતવર્ગમાં તે વધારે લોકપ્રિય હતો. તેઓ તેની આખી કારકિર્દી દરમ્યાન તેના વફાદાર પક્ષકારો રહ્યા હતા; કેમ કે તેઓ એમ માનતા હતા કે તેણે તેઓની જમીન તેમના હાથમાં સલામત રાખી હતી. નેપોલિયને એક વખત કહ્યું હતું કે, 'દીવાન-ખાનાઓમાં બેસીને ચર્ચા કરનારાઓ તથા લવરીખોર લોકોના અભિપ્રાયોની મને લવલેશ પરવા નથી. હું તો એક જ અભિપ્રાય પિછાનું છું અને તે ખેડૂતોનો.' પરંતુ આખરે તો ખેડૂતો પણ નિરંતર ચાલ્યા કરતા યુદ્ધમાં પોતાના પુત્રોને મોકલવાની પરિસ્થિતિથી થાકી ગયા. જ્યારે આ મદદ જતી રહી ત્યારે નેપોલિયને ઊભી કરેલી પ્રચંડ ઇમારત ડામાડોળ થઈ ગઈ.

દશ વરસ સુધી એ સમ્રાટ રહ્યો. એ ગાળામાં તે આખા યુરોપ ખંડ ઉપર ઘૂમી વળ્યો, તથા તેણે અસાધારણ લશ્કરી સાહસો કર્યાં

અને યાદગાર વિજયો મેળવ્યા. આખું યુરોપ તેના નામ માત્રથી કંપી ઊઠતું, યુરોપભરમાં તેની આણ વર્તતી હતી, અને એ પહેલાં કે પછી તેના ઉપર બીજા કોઈની એવી આણ વર્તી નથી. મેરેંગો (આ જીત એણે પોતાના સૈન્ય સાથે શિયાળામાં બરફથી છવાયેલો સેન્ટ બર્નાર્ડનો ઘાટ ઓળંગીને ૧૮૦૦ની સાલમાં મેળવી હતી.), ઉલ્મ, ઑસ્ટરલીઝ, જેના, આઇલાઉ, ફ્રીડલાન્ડ અને વેગ્રામ એ તેણે જમીન ઉપર મેળવેલા મશહૂર વિજયોમાંના કેટલાક વિજયોનાં નામો છે. ઑસ્ટ્રિયા, પ્રશિયા તથા રશિયા વગેરે રાજ્યો તેની આગળ જમીનદોસ્ત થઈ ગયાં. સ્પેન, ઇટાલી, નેધરલૅન્ડ્ઝ, હાઈનના સમવાયતંત્રના નામથી ઓળખાતો જર્મનીનો મોટો ભાગ તથા ડચી ઑફ વૉરસૉના નામથી ઓળખાતું પોલૅંડ એ બધાં તેના તાબા નીચેનાં રાજ્યો હતાં. પ્રાચીન પવિત્ર રોમન સામ્રાજ્ય જેની હસ્તી કેટલાયે સમયથી માત્ર નામની જ રહી હતી તેનો પણ આખરે અંત આવ્યો.

યુરોપનાં મોટાં રાજ્યોમાંથી માત્ર ઇંગ્લંડ જ આ આપત્તિમાંથી બચી ગયું. સમુદ્ર કે જે નેપોલિયન માટે હમેશાં અગમ્ય રહ્યો હતો તેણે ઇંગ્લંડને ઉગાર્યું. અને તેની દરિયાઈ સલામતીને કારણે ઇંગ્લંડ તેનો સૌથી મોટો અને કટ્ટો શત્રુ બન્યું. તેની કારકિર્દીના આરંભમાં જ નેપોલિયનના કાફલાનો નાઈલના યુદ્ધમાં નેલ્સને કેવી રીતે નાશ કર્યો હતો એ હું તને કહી ગયો છું. સ્પેનના દક્ષિણ કિનારા ઉપર આવેલી ટ્રફાલ્ગરની ભૂશિર આગળના નૌકાયુદ્ધમાં ફ્રાંસ અને સ્પેનના એકત્રિત કાફલા ઉપર ૧૮૦૫ ની સાલના ઑક્ટોબરની ૨૧મી તારીખે નેલ્સને એથીયે મોટો વિજય મેળવ્યો. આ દરિયાઈ યુદ્ધ પહેલાં જ નેલ્સને પોતાના નૌકા સૈન્યને તેનો મશહૂર થઈ ગયેલો આદેશ આપ્યો કે, 'દરેક જણ પોતપોતાની ફરજ બજાવશે એવી ઇંગ્લંડ આપણી પાસે અપેક્ષા રાખે છે.' નેલ્સન પોતાના વિજયની પળે મરણ પામ્યો. પરંતુ અંગ્રેજ લોકો એ જીતને અભિમાન પૂર્વક અને નેલ્સન પ્રત્યે આભારની લાગણીથી યાદ કરે છે. લંડનમાં ટ્રફાલ્ગર સ્કવેર અને નેલ્સન સ્થંભ ઊભો કરીને તેનું સ્મારક કરવામાં આવ્યું છે. આ જીતે ઇંગ્લંડ ઉપર ચડાઈ કરવાના નેપોલિયનના સ્વપ્નનો નાશ કર્યો.

યુરોપ ખંડનાં બધાં બંદરો ઇંગ્લંડ માટે બંધ કરવાનો હુકમ આપીને નેપોલિયને એનો જવાબ વાળ્યો. તેની સાથે કોઈ પણ પ્રકારનો વ્યવહાર રાખવાની તેણે મના કરી અને ઇંગ્લંડને અથવા

તે તેને વિષે કહેતો તેમ 'બકાલોની પ્રજાને' એ રીતે હરાવવાનું તેણે નક્કી કર્યું. ઇંગ્લંડે એ બધા બંદરોની નાકાબંધી કરી અને એ રીતે નેપોલિયનના સામ્રાજ્ય અને અમેરિકા તથા ઇતર ખંડો વચ્ચેનો વેપાર બંધ કર્યો. યુરોપમાં તેની સામે નિરંતર ખટપટ અને કાવાદાવા કર્યા કરીને તથા તેના દુશ્મનો અને તટસ્થ રહેલાં રાજ્યોમાં છૂટે હાથે સોનું વેરીને પણ ઇંગ્લંડ નેપોલિયન સામે લડતું રહ્યું. ઇંગ્લંડને એમાં યુરોપની મોટી મોટી શરાફી પેઢીઓ અને ખાસ કરીને રોથ્સચાઇલ્ડની પેઢીની ભારે મદદ મળી હતી.

આ ઉપરાંત ઇંગ્લંડે નેપોલિયન સામે પ્રચારની રીત પણ અખત્યાર કરી હતી. તે સમયે તો લડાઈની એ રીત નવીન હતી, પરંતુ એ પછીથી એ બહુ સામાન્ય થઈ ગઈ છે. છાપાંઓમાં ફ્રાંસ અને ખાસ કરીને નેપોલિયન સામે જેહાદ પોકારવામાં આવી. આ નવા સમ્રાટની મજાક ઉડાવનારાં કટાક્ષ ચિત્રો, તરેહ તરેહના લેખો અને ચોપાનિયાંઓ તથા જૂઠાણાંથી ભરેલાં તેનાં બનાવટી જીવનચરિત્રો બહાર પાડવામાં આવ્યાં અને એ બધાં ચોરીછૂપીથી ફ્રાંસમાં સરકાવવામાં આવ્યાં. આજે તો જૂઠાણાંથી ભરેલી છાપાંની જેહાદ એ આધુનિક વિગ્રહનું એક વ્યવસ્થિત અંગ બની ગયું છે. ૧૯૧૪-૧૮ના મહાયુદ્ધ દરમ્યાન તેમાં સંડોવાયેલાં બધાં રાજ્યોની સરકારોએ નફટાઈથી અજબ પ્રકારનાં જૂઠાણાં ફેલાવ્યાં હતાં. અને જૂઠાણાં ઉપજાવી કાઢી તેનો પ્રચાર કરવાની આ કળામાં ઇંગ્લંડની સરકારનો સહેજે પહેલો નંબર હોય એમ જણાય છે. નેપોલિયનના સમયથી માંડીને એને એ કળામાં એક સદી જેટલા લાંબા સમયની તાલીમ મળી છે. આપણા દેશને લગતી સત્ય હકીકતો કેવી રીતે દાબી દેવામાં આવે છે તથા માની ન શકાય એવાં જૂઠાણાંઓનો અહીં તથા ઇંગ્લંડમાં કેવી રીતે પ્રચાર કરવામાં આવે છે એનો આપણને હિંદમાં ઠીક ઠીક અનુભવ છે.

## ૧૦૫

# નેપોલિયન વિષે વિશેષ

૬ નવેમ્બર, ૧૯૩૨

આગલા પત્રમાં આપણે છોડી દીધી હતી ત્યાંથી નેપોલિયનની વાત આપણે આગળ ચલાવવી જોઈએ.

નેપોલિયન જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તે ફ્રેંચ ક્રાંતિનો કંઈક અંશ લેતો ગયો. અને તેથી તેણે જીતેલા દેશોના લોકો તેના આવવાથી સાવ નારાજ નહોતા. તેઓ પોતાના નમાલા અને અર્ધ-ફ્યૂડલ શાસકોથી કંટાળી ગયા હતા. તેઓ તેમના ઉપર ભારે ત્રાસ ગુજારી રહ્યા હતા. આ વસ્તુ નેપોલિયનને અત્યંત મદદરૂપ નીવડી અને તે જ્યાં જ્યાં પહોંચ્યો ત્યાં ત્યાં ફ્યૂડલ પ્રથા તેની આગળ પડી ભાંગી. ખાસ કરીને જર્મનીમાંથી તો ફ્યૂડલ પ્રથા નિર્મૂળ થઈ ગઈ. સ્પેનમાં તેણે ઇન્કિવઝીશન (ધર્મતંત્રની અદાલત)નો અંત આણ્યો. પરંતુ તેણે અજાણપણે પેદા કરેલી રાષ્ટ્રીયતાની ભાવના જ તેની સામે થઈ ગઈ અને તેણે આખરે તેનો પરાજય કર્યો. તે જરીપુરાણા રાજાઓ અને સમ્રાટોને તો સહેલાઈથી જેર કરી શક્યો, પરંતુ જાગ્રત થઈને તેની સામે લડેલી આખી પ્રજાને તે દબાવી શક્યો નહિ. સ્પેનની પ્રજા એ રીતે તેની સામે થઈ અને વરસો સુધી તે તેની સાધન સામગ્રી તથા શક્તિને ખાઈ ગઈ. જર્મન પ્રજા પણ બૅરન ફૉન સ્ટાઇન નામના દેશભક્તની આગેવાની નીચે સંગઠિત થઈ અને ફૉન સ્ટાઇન તેનો કટ્ટો દુશ્મન બન્યો. જર્મનીની મુક્તિ માટે યુદ્ધ પણ લડાયું. આ રીતે નેપોલિયને જાગ્રત કરેલી રાષ્ટ્રીયતાની ભાવનાએ દરિયાઈ સત્તા સાથે મળીને તેનો અંત આણ્યો. પરંતુ કોઈ પણ પરિસ્થિતિમાં એક સરમુખત્યારને નભાવી લેવો એ આખા યુરોપ માટે મુશ્કેલ હતું. અથવા પાછળથી નેપોલિયને પોતાને વિષે કહેલી વાત જ ખરી હતી: 'મારા પતન માટે મારા સિવાય બીજા કોઈને જવાબદાર ગણી શકાય એમ નથી. મારો પોતાનો મોટામાં મોટો શત્રુ અને મારી બીષણ આપત્તિનું કારણ હું પોતે જ છું.'

આ પ્રતિભાશાળી પુરુષમાં બહુ ભારે ખામીઓ હતી. બહુ સામાન્ય સ્થિતિમાંથી ઊંચી પદવી પ્રાપ્ત કરવાને લીધે તેનામાં લેભાગુપણાની કંઈક અસર હતી અને નમાલા તથા જરીપુરાણા રાજાઓ અને સમ્રાટો તેની સાથે સમાનતાથી વર્તે એવી આશા તે સેવતો હતો. તેમનામાં કશીયે લાયકાત ન હોવા છતાં તેણે પોતાનાં ભાઈબહેનોને અઘટિત રીતે આગળ વધાર્યાં. ૧૭૯૯ની સાલમાં નેપોલિયને બળજબરીથી રાજ્યસત્તા હાથ કરી તે વખતની કટોકટીની પળે તેને સહાય કરનાર તેનો ભાઈ લ્યૂસિયન જ એ બધામાં કંઈક ઠીક હતો. પરંતુ પાછળથી તે તેની સાથે લડી પડ્યો અને ઇટાલીમાં જઈ રહ્યો. પોતાના બીજા ગર્વિષ્ઠ અને બેવકૂફ ભાઈઓને નેપોલિયને રાજા બનાવ્યા. પોતાના કુટુંબને આગળ વધારવાની તેનામાં વિચિત્ર અને હીન વૃત્તિ હતી. તે મુશ્કેલીમાં આવી પડ્યો ત્યારે એ બધા તેને બેવફા નીવડ્યા અને તેમણે તેનો ત્યાગ કર્યો. પોતાનો રાજવંશ સ્થાપવાની પણ નેપોલિયનને તીવ્ર ઇચ્છા હતી. તેની આરંભની કારકિર્દીમાં જ — જેને લીધે તે મશહૂર થયો તે ઇટાલીના સંગ્રામ પહેલાં — તે જોસેફાઈન નામની ખૂબસૂરત પરંતુ ચંચળ વૃત્તિની સ્ત્રી સાથે પરણ્યો હતો. તેનાથી કશી સંતતિ ન થવાને કારણે તે અત્યંત નિરાશ થઈ ગયો, કેમ કે તેને તો પોતાનો રાજવંશ સ્થાપવાની લગની લાગી હતી. આથી તે તેને ચહાતો હોવા છતાં જોસેફાઈન જોડે છૂટાછેડા કરવાનું તેણે નક્કી કર્યું. તે રશિયાના રાજવંશની એક કુંવરી સાથે લગ્ન કરવા માગતો હતો પણ ઝાર તેમાં સંમત ન થયો. આમ થાત તો નેપોલિયન લગભગ આખા યુરોપનો ધણી થઈ જાત, પરંતુ ઝારને રશિયાના શાહી કુટુંબમાં પરણવાની નેપોલિયનની ઇચ્છા ધૃષ્ટતાભરી લાગી! એ પછી નેપોલિયને ઑસ્ટ્રિયાના હૅપ્સબર્ગ વંશના સમ્રાટને તેની પુત્રી મેરી લુઇસને પોતાની સાથે પરણાવવાની ફરજ પાડી. એનાથી તેને એક પુત્ર થયો, પરંતુ તે જડ અને મંદબુદ્ધિની હતી અને નેપોલિયન તેને જરાયે ગમતો નહોતો. આથી તે પત્ની તરીકે ભૂંડી નીવડી. જ્યારે તે આફતમાં આવી પડ્યો ત્યારે તે તેને છોડી ગઈ અને તેને સાવ ભૂલી ગઈ.

કેટલીક બાબતોમાં તે પોતાની પેઢીના લોકો કરતાં ઘણો આગળ હોવા છતાં રાજાશાહીના મિથ્યા અને પોગળ તથા જરી-પુરાણા ખ્યાલોની મોહિનીની જાળમાં ફસાયો એ આશ્ચર્યજનક છે. અને એમ છતાંયે તે ક્રાંતિની વાતો કરતો અને નમાલા રાજાઓની ઠઠ્ઠા ઉડાવતો.

ક્રાંતિ તથા નવીન સમાજવ્યવસ્થા તરફ તેણે ઇરાદાપૂર્વક પીઠ ફેરવી હતી; જૂની સમાજવ્યવસ્થા તેને અનુકૂળ નહોતી તેમ જ તે તેનો સ્વીકાર કરવાને પણ તૈયાર નહોતો. એટલે એ બંનેની વચ્ચે તે પછડાઈ પડ્યો.

લશ્કરી કીર્તિની તેની કારકિર્દી ધીમે ધીમે તેના અનિવાર્ય અને કરુણ અંત તરફ વળે છે. તેના કેટલાક પ્રધાનો જ દગાખોર હોય છે અને સામે કાવતરાંમાં ઊતરે છે. તાલેરાં રશિયાના ઝાર સાથે અને ફૂકે ઇંગ્લંડ સાથે કાવતરાં કરવામાં સામેલ થાય છે. નેપોલિયન તેમનાં કાવતરાં પકડી પાડે છે. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે કેવળ ઠપકો આપીને તેમને પોતાના પ્રધાન તરીકે તે ચાલુ રાખે છે. બર્નાડોટ નામનો તેનો એક સેનાપતિ તેની સામો થઈ જાય છે અને તેનો કટ્ટો દુશ્મન બને છે. તેની માતા તથા ભાઈ લ્યુસિયન સિવાય તેનું આખું કુટુંબ તેના પ્રત્યે ગેરવર્તણૂક ચાલુ રાખે છે અને તેની વિરુદ્ધ કામ કરવા માંડે છે. ખુદ ફ્રાંસમાં પણ અસંતોષ વધવા પામે છે અને તેની સરમુખત્યારી કઠોર અને નિર્દય બને છે. અનેક લોકોને તેમના ઉપર કામ ચલાવ્યા વિના કેદમાં પૂરવામાં આવે છે. તેનો સિતારો અચૂકપણે નમવા માંડે છે. અને ઊગતાને પૂજનારા તેના ઘણા પક્ષકારો તેનો અંત સમીપ આવતો જોઈને તેનો ત્યાગ કરે છે. હજીયે ઉંમરે નાનો હોવા છતાં તેનું શરીર તેમ જ મન પણ દૂબળું પડવા લાગે છે. લડાઈની મધ્યમાં તેને આંતરડાનું તીવ્ર દરદ થઈ આવે છે. સત્તા પણ તેને ભ્રષ્ટ કરે છે. તેની પહેલાંની લશ્કરી નિપુણતા તો હજી કાયમ રહે છે પરંતુ તેની ગતિ હવે મંદ પડે છે. હવે તે ઘણી વાર સંશય અને સંકલ્પવિકલ્પમાં પડી જાય છે. તેના સૈન્યની ચપળતા ઘટે છે અને તે મંદ બને છે.

૧૮૧૨ની સાલમાં તે પ્રચંડ સેના લઈને રશિયા ઉપર ચઢાઈ કરવા ઊપડે છે. રશિયનોને તે હરાવે છે અને પછી ઝાઝા સામના વિના આગળ વધે છે. રશિયાનું સૈન્ય પાછળ હઠતું જ જાય છે અને તેનો બિલકુલ સામનો કરતું નથી. નેપોલિયનની પ્રચંડ સેનાને તેનો પત્તો લાગતો નથી અને એમ કરતાં કરતાં તે મૉસ્કો પહોંચે છે. ઝાર નમતું આપવા વિચાર કરે છે, પરંતુ નેપોલિયનનો પહેલાંનો સાથી અને સેનાપતિ બર્નાડોટ તથા જેને તેણે ગુનેગાર ગણીને રાજ્યમાંથી કાઢી મૂક્યો હતો તે જર્મન રાષ્ટ્રીય નેતા બૅરન ફૉન સ્ટાઇન એ બે જણ — એક ફ્રાન્સવાસી અને બીજો જર્મન — ઝારને નમતું ન આપવાને

સમજાવે છે. રશિયન લોકો પોતાના વહાલા શહેર મોસ્કોને દુશ્મનો
નિકંદન કાઢવાને ખાતર સળગાવી મૂકે છે. મોસ્કો બાળી મૂકવાની વા
સેંટ પીટર્સબર્ગ પહોંચે છે ત્યારે સ્ટાઈન પોતાના મેજ આગળ બે
બેઠાં એ બનાવને ઉદ્દેશીને પોતાના હાથમાંનો પ્યાલો ઊંચો કરીને બોલ
ઊઠે છે: 'આ પહેલાં ત્રણ ચાર વાર મેં મારો સરંજામ ગુમાવ્યો
આવી વસ્તુઓ ગુમાવવાને આપણે ટેવાઈ જવું જોઈએ. આપ
મરવાનું જ છે તો પછી આપણે શૂરા બનવું જોઈએ!'

શિયાળો શરૂ થાય છે. બળતું મોસ્કો છોડીને નેપોલિયન ફ્રાં
પાછા ફરવાનો નિર્ણય કરે છે. નેપોલિયનનું પ્રચંડ સૈન્ય પડતું આખ
અને લથડિયાં ખાતું બરફ ઉપર થઈને ધીમે ધીમે પાછું ફરે
રશિયાનું કોઝેક સૈન્ય ચારે બાજુએથી તેની પૂંઠ પકડે છે, તેના ઉપ
હુમલા કરી કરીને નિરંતર તેને સતાવતું રહે છે, તથા વિખૂટા પ
ગયેલા સૈનિકોની કતલ કરે છે. કકડતી ઠંડી અને આ કોઝેક સૈ
એ બંને મળીને નેપોલિયનના હજારો સૈનિકોનો ભોગ લે છે અને તે
પ્રચંડ સેના ભૂતાવળ સમી બની રહે છે. થાકી ગયેલી અને ચીંથ
હાલ આખી પાયદળ સેના પડતી આખડતી જેમ તેમ આગળ વધે
તેના પગ હિમથી ઠરીને સૂજી જાય છે. નેપોલિયન પણ પોતા
સૈનિકોની સાથે પગે ચાલીને કૂચ કરે છે. એ અત્યંત ભીષણ અ
હૃદયવિદારક કૂચ હતી અને એ પ્રચંડ સેના દિનપ્રતિદિન ક્ષીણ થ
થતી લગભગ અદૃશ્ય થઈ જાય છે. માત્ર મૂઠીભર સૈનિકો જ સ્વદે
પાછા ફરે છે.

આ રશિયાની લડાઈ ભારે ફટકા સમાન નીવડી. એણે ફ્રાંસ
મનુષ્યબળ ખુટાડી નાખ્યું. વળી વિશેષે કરીને એણે નેપોલિયન
વૃદ્ધ અને ચિંતાતુર બનાવ્યો તથા તેનામાં લડાઈને માટે કંટાળ
પેદા કર્યો. પરંતુ હવે તેને આરામ કે શાંતિ મળી શકે એ
નહોતું. ચોતરફથી તે દુશ્મનોથી ઘેરાયેલો હતો અને જો કે હજી
તે વિજયો મેળવનાર તેજસ્વી સેનાપતિ રહ્યો હતો પરંતુ તેની આ
પાસની દુશ્મનોની જાળનો ફાંસો દિનપ્રતિદિન વધારે ને વધારે તં
બનતો ગયો. તાલેરાંના કાવાદાવા વધી ગયા અને નેપોલિયનના વિશ્વ
સેનાપતિઓ પણ તેના વિરોધી બની ગયા. થાકયાપાકયા અને કંટા
ગયેલા નેપોલિયને ૧૮૧૪ના એપ્રિલ માસમાં ગાદીત્યાગ કર્યો.
નેપોલિયનનો કાંટો માર્ગમાંથી દૂર થવાથી યુરોપનો નકશો ફરી

રચવાને વિયેનામાં યુરોપના રાજ્યોની મોટી પરિષદ મળી. નેપોલિયનને ભૂમધ્ય સમુદ્રમાં આવેલા એલ્બા નામના એક નાનકડા ટાપુમાં મોકલી દેવામાં આવ્યો હતો. બુર્બો વંશના બીજા એક નબીરાને — ગિલોટીન ઉપર ચડાવવામાં આવેલા રાજાના ભાઈ બીજા એક લૂઈ નામધારીને તેના એકાંતવાસમાંથી આણીને ૧૮મા લૂઈના નામથી ફ્રાંસની ગાદી ઉપર બેસાડવામાં આવ્યો. આ રીતે ફ્રાંસની ગાદી ઉપર બુર્બો વંશને ફરીથી સ્થાપિત કરવામાં આવ્યો અને તેની સાથે પહેલાંની જુલમી નીતિ ફરીથી સજીવન કરવામાં આવી. આમ, બાસ્તિયના પતન પછીનાં વીરત્વભર્યાં કાર્યોનું આખરે આવું પરિણામ આવ્યું ! વિયેનામાં રાજાઓ તેમ જ તેમના પ્રધાનો આપસમાં વાદવિવાદ અને તકરાર કરવા લાગ્યા અને વચગાળાના સમયમાં મોજમજા ઉડાવવા લાગ્યા. તેઓ અત્યંત નિરાંત અનુભવવા લાગ્યા. બીપણ્ ડર દૂર થયો હતો અને હવે તેમનો શ્વાસ હેઠે પડ્યો હતો. નેપોલિયનનો વિશ્વાસઘાત કરનાર દેશદ્રોહી તાલેરાં રાજાઓ તેમ જ તેમના પ્રધાનોના ટોળામાં પ્રીતિપાત્ર થઈ પડ્યો અને પરિષદમાં તેણે મહત્ત્વનો ભાગ ભજવ્યો. ઑસ્ટ્રિયાનો વિદેશમંત્રી મેટર્નિખ એ સમયનો બીજો નામીચો મુત્સદ્દી હતો.

એક વરસ કરતાં ઓછા સમયમાં નેપોલિયન એલ્બાથી અને ફ્રાંસના લોકો બુર્બો રાજકર્તાઓથી ધરાઈ ગયા. એલ્બા ટાપુમાંથી એક નાનકડી હોડીમાં નેપોલિયન છટકી ગયો અને રીવિયેરા પરગણાના કૅનિસ બંદરે તે ૧૮૧૫ના ફેબ્રુઆરીની ૨૬મી તારીખે એકલદોકલ ઊતર્યો. ખેડૂતોએ તેને ઉત્સાહપૂર્વક વધાવી લીધો. તેની સામે મોકલવામાં આવેલા સૈન્યે પોતાના 'નાના કૉર્પોરલને' જોયો ત્યારે 'સમ્રાટ ઘણું જીવો' એવા પોકારો કર્યા અને તે તેની સાથે મળી ગયું અને આમ વિજયકૂચ કરતો તે પૅરિસ પહોંચ્યો. બુર્બો રાજા નાસી છૂટ્યો. પરંતુ યુરોપનાં બધાંયે પાટનગરોમાં ભય અને તરખાટ ફેલાઈ ગયો. વિયેનામાં — જ્યાં આગળ હજી રાજાઓની પરિષદ ચાલતી હતી — નાચરંગ અને મિજબાનીઓ એકાએક બંધ થઈ ગયાં તથા સામાન્ય ભયની સામે રાજાઓ અને તેમના પ્રધાનો અંદરઅંદરની તકરારો ભૂલી ગયા અને નેપોલિયનને ફરીથી હરાવવાના કાર્યમાં તેમણે પોતાનું બધું લક્ષ કેન્દ્રિત કર્યું. એટલે આખું યુરોપ તેની સામે ધસી આવ્યું અને ફ્રાંસ હવે લડાઈથી થાકી ગયું હતું. નેપોલિયન પણ હજી તેની ઉંમર માત્ર ૪૬ વરસની હોવા છતાં શ્રમિત અને વૃદ્ધ થઈ ગયો હતો. તેની પત્ની

મેરી લુઇસ પણ તેનો ત્યાગ કરી ગઈ હતી. તેણે કેટલીક લડાઈમાં વિજય મેળવ્યા ખરા પરંતુ આખરે વેલિંગ્ટન અને બ્લ્યૂખરની સરદારી નીચે અંગ્રેજ અને પ્રશિયન સૈન્યોએ તે ફ્રાંસની કિનારે ઊતર્યો ત્યાર પછી માત્ર ૧૦૦ દિવસ બાદ બ્રુસેલ્સ નજીક વૉટરલુના રણક્ષેત્ર ઉપર તેને હરાવ્યો. એથી કરીને તેના આગમન પછીનો સમય '૧૦૦ દિવસનો અમલ' તરીકે ઓળખાય છે. વૉટરલુના રણક્ષેત્ર પર ભારે રસાકસી ભરેલું યુદ્ધ થયું અને વિજયનું પલ્લું કોના તરફ નમશે એ અનિશ્ચિત હતું. નસીબે નેપોલિયનને હાથ ન દીધો. એમાં વિજય મેળવવાનું તેને માટે સંભવિત હતું, પરંતુ એમ થાત તોયે થોડા વખત પછી તેની સામે એકત્રિત થયેલા યુરોપની આગળ તેને હારવું પડત. પણ હવે તો તે હારી ગયો એટલે તેના ઘણાખરા પક્ષકારો તેની સામે થઈને પોતાની જાતને બચાવવાની પેરવી કરવા લાગ્યા. હવે લડાઈ વધુ ચલાવવાનો કશો અર્થ નહોતો. એટલે તેણે બીજી વખત ગાદીત્યાગ કર્યો અને ફ્રાંસના એક બંદરમાંના એક અંગ્રેજ વહાણ ઉપર જઈને પોતે ઇંગ્લંડમાં શાંતિથી રહેવા ચાહે છે એમ કહીને તેના કપ્તાનને પોતાની જાત સોંપી દીધી.

પરંતુ ઇંગ્લંડ કે યુરોપ પાસેથી તેણે ઉદાર અને વિવેકભર્યા વર્તનની અપેક્ષા રાખી હોય તો તેણે ભૂલ કરી હતી. એ બધા તેનાથી અતિશય ડરતા હતા અને તે એલ્બામાંથી છટકી ગયો હતો એટલે તેને કોઈ અતિશય દૂરને સ્થળે રાખી તેના ઉપર બરાબર ચોકી પહેરો રાખવો જોઈએ એવી તેમને પ્રતીતિ થઈ ગયેલી હતી. આથી તેના વિરોધને ગણકાર્યા વિના તેને કેદી તરીકે જાહેર કરવામાં આવ્યો અને થોડાક સાથીઓ સાથે આટલાંટિક મહાસાગરના દક્ષિણ ભાગમાં આવેલા સેંટ હેલીના નામના એક દૂરના ટાપુમાં મોકલી દેવામાં આવ્યો. તેને 'યુરોપના કેદી' તરીકે લેખવામાં આવતો હતો. અને યુરોપનાં ઘણાં રાજ્યો તેના ઉપર ચોકી રાખવાને પોતાના પ્રતિનિધિઓ સેંટ હેલીના મોકલતાં હતાં. પરંતુ વસ્તુતાએ તો તેના ઉપર ચોકી રાખવાની પૂરેપૂરી જવાબદારી અંગ્રેજોની હતી. દુનિયા સાથેના કશા સંપર્ક વિનાના આ દૂરના ટાપુ ઉપર પણ તેના ઉપર ચોકી રાખવા માટે તેઓ એક સારું સરખું સૈન્ય ત્યાં લાવ્યા હતા. તે સમયનો ત્યાંનો રશિયન પ્રતિનિધિ કાઉન્ટ બાલ્મેઇન સેંટ હેલીનાના એકાંત ખડકનું આ પ્રમાણે વર્ણન કરે છે: 'આખી દુનિયામાં એ અતિશય ગમગીનીભર્યું, સૌથી વધારે

એકાંત અને અગમ્ય તથા સહેલાઇથી બચાવ થઈ શકે એવું, હુમલો કરવાને માટે અતિશય કપરું અને માણસને વસવાટ કરવાને માટે તદ્દન અયોગ્ય સ્થાન છે. . . .' એ ટાપુનો અંગ્રેજ ગવર્નર બહુ અણઘડ અને જંગલી માણસ હતો, અને નેપોલિયન સાથે તેણે બહુ અઘટિત વર્તાવ રાખ્યો હતો. ટાપુના તંદુરસ્તીને અતિશય હાનિકારક આબોહવાવાળા ભાગમાં ઘોડાના તબેલા જેવા એક ખરાબ ઘરમાં તેને રાખવામાં આવ્યો હતો તથા તેની અને તેના સાથીઓની ઉપર ડંખે એવા અનેક પ્રકારના પ્રતિબંધો મૂકવામાં આવ્યા હતા. કેટલીક વખત તો તેને પૂરતો સ્વચ્છ અને આરોગ્યદાયક ખોરાક પણ આપવામાં આવતો નહોતો. યુરોપના તેના મિત્રો સાથે પત્રવહેવાર પણ કરવા દેવામાં આવતો નહોતો એટલું જ નહિ, પણ તે સત્તાધીશ હતો તે વખતે જેને તેણે રોમના રાજાનો ઇલકાબ આપ્યો હતો તે તેના નાનકડા પુત્ર સાથે પત્રવહેવાર કરવાની પણ તેને છૂટ આપવામાં આવી નહોતી, અરે, તેના પુત્રની ખબરો પણ તેને આપવામાં આવતી નહોતી.

નેપોલિયન સાથે નીચતાપૂર્વકનો વર્તાવ રાખવામાં આવ્યો હતો એ ખરેખર આશ્ચર્યકારક છે. પરંતુ સેંટ હેલીનાનો ગવર્નર તો કેવળ તેની સરકારનું હથિયાર જ હતો. અને પોતાના કેદી પ્રત્યે ગેરવર્તાવ રાખવાની તથા તેનું માનભંગ કરવાની અંગ્રેજ સરકારની ઇરાદાપૂર્વકની નીતિ હોય એમ જણાય છે. યુરોપનાં બીજાં રાજ્યોએ એમાં પોતાની સંમતિ આપી હતી. પોતે વૃદ્ધ હોવા છતાં નેપોલિયનની મા સેંટ હેલીનામાં તેની સાથે રહેવા ચહાતી હતી, પરંતુ તેને ના પાડવામાં આવી! જો કે તેની પાંખો હવે કપાઈ ગઈ હતી અને અસહાય બનીને તે એક દૂરના ટાપુમાં પડ્યો હતો, છતાંયે તેના પ્રત્યે આવો અઘટિત વર્તાવ રાખવામાં આવ્યો હતો, એ ઉપરથી યુરોપ હજીયે તેનાથી કેટલું બધું ડરતું હતું એ આપણને જાણવા મળે છે.

સેંટ હેલીનામાં તેણે આ જીવતા મૃત્યુ સમાન પાંચ વરસો વિતાવ્યાં. એ નાનકડા ટાપુમાં બંદીવાન બનેલા અને રોજેરોજ નાનાંનાનાં અપમાનો સહન કરતા એ અખૂટ શક્તિશાળી અને મહત્ત્વાકાંક્ષી પુરુષે કેટલી ભારે યાતનાઓ અનુભવી હશે એની કલ્પના કરવી મુશ્કેલ નથી. ૧૮૨૧ની સાલના મે માસમાં એ મરણ પામ્યો. મરણ પછી પણ ગવર્નરના તિરસ્કારે તેનો કેડો છોડ્યો નહિ અને એક કંગાળ કબરમાં તેને દફનાવવામાં આવ્યો. ધીમે ધીમે નેપોલિયન પ્રત્યેના ગેરવર્તાવની

તથા તેની સતામણીની ખબરો યુરોપ પહોંચી (તે સમયે ખબરો બહુ ધીમે ધીમે પહોંચતી હતી) ત્યારે તેની સામે ઇંગ્લંડ સહિત ઘણા દેશોમાં ભારે પોકાર ઊઠ્યો. આ ગેરવર્તાવ માટે મુખ્યત્વે કરીને જવાબદાર બ્રિટનનો વિદેશમંત્રી કાસેલ્રે એને લીધે તથા તેની કડક આંતરિક નીતિને કારણે પ્રજામાં અકારો થઈ પડ્યો. આથી તેને એટલું બધું લાગી આવ્યું કે તેણે આપઘાત કર્યો.

મહાન અને અસાધારણ પુરુષોની કિંમત આંકવાનું કામ મુશ્કેલ હોય છે. અને નેપોલિયન પણ અમુક રીતે મહાન અને અસાધારણ પુરુષ હતો એ નિર્વિવાદ છે. કુદરતના બળની પેઠે તે અખૂટ શક્તિશાળી હતો. કલ્પનાશીલ અને વિચારવાન હોવા છતાં આદર્શો અને નિઃસ્વાર્થ હેતુઓની કિંમત તે સમજતો નહોતો. કીર્તિ અને ધનદોલત લોકોની આગળ ધરીને તે તેમનાં દિલ જીતતો તથા તેમના ઉપર છાપ પાડવા ચહાતો હતો. એટલે કીર્તિ અને સત્તાનો તેનો ભંડોળ ખૂટ્યો ત્યારે તેણે જેમને આગળ વધાર્યા હતા તેમને પોતાની સાથે રાખવા માટે તેની પાસે આદર્શ હેતુઓ નહિ જેવા જ હતા અને તેના ઘણા સાથીઓ તો નીચતાથી તેનો ત્યાગ કરી ગયા. ધર્મ એ તેને મન ગરીબ અને દુઃખી લોકોને પોતાની દુર્દશાથી સંતુષ્ટ રાખવાની કેવળ એક રીત હતી. ખ્રિસ્તી ધર્મ વિષે એક વાર તેણે કહ્યું હતું કે, 'જે ધર્મ સૉક્રેટીસ અને પ્લેટોને દૂષિત ઠરાવે છે તેનો હું કેવી રીતે સ્વીકાર કરી શકું?' જ્યારે તે મીસરમાં હતો ત્યારે ઇસ્લામ પરત્વે તેણે પોતાનો પક્ષપાત દર્શાવ્યો હતો. જો કે એમાં તેનો આશય ત્યાંના લોકોની પ્રીતિ સંપાદન કરવાનો હતો એમાં લેશમાત્ર શંકા નથી. ધર્મને વિષે તે સાવ બેપરવા હતો છતાંયે ધર્મને તે ઉત્તેજન આપતો કેમ કે ધર્મને તે પ્રચલિત સમાજવ્યવસ્થાનો સમર્થક લેખતો હતો. તે કહેતો કે, 'સ્વર્ગમાં સમાનતા છે એવી ભાવના ધર્મ પ્રવર્તાવે છે અને તેથી કરીને ગરીબ લોકો શ્રીમંતોની કતલ કરતા અટકે છે. ધર્મમાં રસીના જેવો ગુણ છે. તે આપણા ચમત્કાર માટેના રસને સંતોષે છે અને ધુતારાઓથી આપણને બચાવે છે. . . . . . માલમિલકતની અસમાનતા વિના સમાજ ટકી શકે નહિ; પરંતુ માલમિલકત ધર્મ વિના ન નભી શકે. પોતાની સમીપનો માણસ ભાતભાતની સારી સારી વાનીઓથી મોજ ઉડાવતો હોય ત્યારે ભૂખે મરતો માણસ દૈવી શક્તિ પરની પોતાની શ્રદ્ધાથી તથા પરલોકમાં વસ્તુઓની વહેંચણી જુદી રીતે થવાની છે એવી પ્રતીતિથી જ ટકી શકે છે.' પોતાના સામર્થ્યના

ગર્વમાં આવી જઈને તેણે એવું કહ્યું હોવાનું કહેવાય છે કે, 'જો આકાશ આપણા ઉપર તૂટી પડે તો આપણા ભાલાઓની અણીથી આપણે તેને ટેકવી રાખીશું.'

તેનામાં મહાપુરુષોની આકર્ષણશક્તિ હતી અને તેણે ઘણા લોકોની ગાઢ અને એકનિષ્ઠ મૈત્રી પ્રાપ્ત કરી હતી. અકબરની પેઠે એની દૃષ્ટિમાં પણ આકર્ષણ હતું. તેણે એક વખત કહ્યું હતું કે, 'મેં ભાગ્યે જ તરવાર ખેંચી છે; હું મારી જીત મારી આંખોથી મેળવું છું, હથિયારોથી નહિ. આખા યુરોપને વિગ્રહના દાવાનળમાં હોમનાર પુરુષનું આ ન સમજી શકાય એવું કથન છે! અને છતાં એ વચનમાં કંઈક તથ્ય છે! પોતાના દેશવટા દરમ્યાન પાછળના વરસોમાં તેણે કહ્યું હતું કે, પશુબળ એ સાચો ઉપાય નથી અને મનુષ્યનો આત્મા એ તરવાર કરતાં શ્રેષ્ઠ છે. તેણે કહ્યું હતું કે, "મને સૌથી વધારે આશ્ચર્યજનક શું લાગે છે તે તમે જાણો છો? તે આ છે: કોઈ પણ વસ્તુ સંગઠિત કરવા માટે પશુબળની લાચારી. જગતમાં માત્ર બે જ બળો છે — આત્મા અને તરવાર. લાંબે ગાળે તો આખરે આત્મબળથી હમેશાં તરવારનો પરાજય થવાનો." પરંતુ નેપોલિયનને આ બે બળો વચ્ચે પસંદગી કરવાનો 'લાંબોગાળો' મળ્યો નહોતો. તે ઉતાવળમાં હતો અને પોતાની કારકિર્દીના આરંભમાં જ તેણે તરવારનો માર્ગ ગ્રહણ કર્યો હતો. તરવારથી જ તે વિજયી થયો અને તે પડ્યો પણ તરવારથી જ. વળી તેણે કહ્યું હતું કે, 'વિગ્રહ એ તો ગત જમાનાનો બેહૂદો અવશેષ છે; એક દિવસ એવો આવશે જ્યારે તોપો અને સંગીનો વિના જ વિજયો મળતા થશે.' સંજોગો એના કરતાં વધારે બળવાન હતા — તેની અપાર મહત્ત્વાકાંક્ષા, યુદ્ધમાં સુગમતાથી તેણે મેળવેલા વિજયો, અને ઉચ્ચપદ પ્રાપ્ત કરેલા એવા આ પ્રાકૃત જન પ્રત્યેનો યુરોપના રાજવીઓનો તિરસ્કાર તથા તેનો તેમને લાગતો ડર આ બધી વસ્તુઓએ સ્વસ્થ થવા માટે જરૂરી શાંતિ કે નિરાંત તેને આપ્યાં નહિ. લડાઈમાં તે અવિચારીપણે આંધળિયાં કરીને માણસોની જિંદગીનો ભોગ આપતો. અને છતાં તેને વિષે એમ કહેવાય છે કે કોઈનું દુઃખ કે પીડા જોઈને તેનું હૃદય દ્રવી જતું.

તેના વ્યક્તિગત જીવનમાં તે સાદો હતો. કામ સિવાય બીજી કોઈ પણ બાબતમાં તે મર્યાદા ઓળંગતો નહિ કે અતિરેક કરતો નહિ. તેના કથન પ્રમાણે તો, 'માણસ વધારે પડતો આહાર કરે છે, પછી તે ગમે એટલું ઓછું કેમ ન ખાતો હોય. વધારે ખાવાથી જ માણસ

બીમાર પડે છે, અલ્પાહારને કારણે કદી નહિ'. તેના આ સાદા જીવને જ તેને સુંદર સ્વાસ્થ્ય અને અખૂટ શક્તિ બક્ષ્યાં હતાં. તે મરજી પડે ત્યારે અને મરજીમાં આવે એટલું ઓછું ઊંઘી શકતો. સવાર અને સાંજ થઈને દિવસમાં ૧૦૦ માઈલનો ઘોડા ઉપર પ્રવાસ કરવો એ તેને માટે અસામાન્ય કે ભારે વસ્તુ નહોતી.

પોતાની મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઈને તે આખા યુરોપ ખંડને ખૂંદી વળ્યો અને પરિણામે તે યુરોપ વિષે એક જ કાયદો અને એક જ સરકારથી જ શાસિત એવા એક ઘટક અથવા એક રાજ્ય તરીકે વિચાર કરવા લાગ્યો. તે કહેતો કે, 'બધી પ્રજાઓને ભેળવી દઈને હું એક રાષ્ટ્ર પેદા કરીશ.' પાછળથી સેંટ હેલીનામાં દેશવટાની યાતના વેઠ્યા પછી તેના મનમાં ફરીથી અને કંઈક તટસ્થ રીતે આ કલ્પના ઉદ્ભવી : "વહેલામોડાં, સંજોગોને બળે યુરોપની પ્રજાઓની આવી એકતા થવાની જ છે. એ દિશામાં શરૂઆત થઈ ચૂકી છે અને મારી વ્યવસ્થા પડી ભાંગ્યા પછી મને લાગે છે કે, પ્રજા સંઘ (લિગ ઑફ નેશન્સ) દ્વારા જ યુરોપની સમતા પ્રાપ્ત કરી શકાશે." આજે ૧૦૦ વરસો પછી પણ પ્રજાસંઘ સ્થાપવાની દિશામાં હજીયે યુરોપ પ્રયોગ કરી રહ્યું છે. અને અંધારામાં ફંફોસી રહ્યું છે!

તેના છેલ્લા વસિયતનામામાં જેને તે રોમનો રાજા કહેતો હતો તથા જેને વિષેના ખબરો નિર્દયતાપૂર્વક તેને આપવામાં નહોતા આવતા તે તેના પુત્ર માટે તે એક સંદેશો મૂકતો ગયો છે. પોતાનો પુત્ર એક દિવસ રાજકર્તા થશે એવી આશા તે સેવતો હતો અને તેણે તેને હિંસાનો આશરો ન લેતાં શાંતિથી રાજ્ય કરવાનો આદેશ આપ્યો છે. "હથિયારોને બળે યુરોપને થથરાવવાની મને ફરજ પડી હતી, પરંતુ હવે તો લોકોને બુદ્ધિથી સમજાવીને કામ લેવાનો સમય આવી પહોંચ્યો છે." પરંતુ પુત્રના નસીબમાં રાજા થવાનું લખ્યું નહોતું. તેના પિતાના મરણ પછી અગિયાર વરસ બાદ તે યુવાવસ્થામાં જ વિયેનામાં મરણ પામ્યો.

પરંતુ આ બધા વિચારો તેને પોતાના દેશવટાના સમય દરમ્યાન અને ભારે યાતનાઓ સહન કર્યા પછી આવ્યા હતા. બનવાજોગ છે કે ભાવિ પ્રજાનો અભિપ્રાય પોતાને વિષે કંઈક સારો બનાવવા ખાતર પણ તેણે એ લખ્યું હોય. એની મહત્તાના દિવસોમાં તે અતિશય પ્રવૃત્તિમાં પડ્યો હતો અને ફિલસૂફ બનવાની તેનેજરાયે ફુરસદ નહોતી. તે તો

કેવળ સત્તાની વેદી આગળ જ પૂજા કરતો હતો, એક માત્ર સત્તા ઉપર જ તેને સાચો પ્રેમ હતો. અને તે અણઘડપણે નહિ પણ એક કલાકારની પેઠે તેને ચહાતો હતો. તે કહેતો, 'સત્તા ઉપર મને પ્રેમ છે — હા સત્તાને હું ચાહું છું, પણ તે એક કળાકારની રીતે: તેમાંથી ભાતભાતના અવાજો અને સંવાદી સૂરો પેદા કરવાને એક ફિડલ વગાડનાર ફિડલને ચાહે છે તેમ.' પરંતુ વધારે પડતી સત્તાની બોજ જોખમકારક હોય છે અને એની પાછળ પડનાર વ્યક્તિ કે પ્રજાઓનું પતન અને વિનાશ વહેલો મોડો અવસ્ય થાય જ છે. એ રીતે નેપોલિયનનું પણ પતન થયું અને એમ થયું એ ઠીક જ થયું.

દરમ્યાન બુર્બો રાજાઓ ફ્રાંસમાં રાજ્ય કરતા હતા. પરંતુ તેમને વિષે એવું કહેવાતું હતું કે બુર્બોવંશીઓ કદીયે કશું શીખ્યા નહિ અને કશું ભૂલ્યા પણ નહિ. નેપોલિયનના મરણ બાદ નવ વરસમાં ફ્રાંસ તેમનાથી થાકી ગયું અને તેણે તેમને ઉથલાવી પાડ્યા. નવા રાજ-વંશની સ્થાપના કરવામાં આવી, તથા નેપોલિયનની યાદગીરી પ્રત્યે શુભેચ્છા દર્શાવવાના હેતુથી વેન્ડોમેના સ્થંભ ઉપરથી તેનું પૂતળું દૂર કરવામાં આવ્યું હતું તે તેના ઉપર ફરીથી ઊભું કરવામાં આવ્યું. અને વૃદ્ધાવસ્થાને કારણે આંધળી થયેલી નેપોલિયનની દુઃખી માતા બોલી ઊઠી: 'સમ્રાટ ફરી પાછો પૅરીસમાં આવી પહોંચ્યો છે.'

